વર્ષ : ત્રીજું
અંક: અગીઆરમો

# નવયુગ

તંત્રી:
પી. જે. ભટ

ધમની સ્વ પત્નિશ્રીના સ્મરણાર્થે
ગ્રાહક શ્રી: ૧૯૩૦ની ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

આ અંકનાં આકર્ષણો





શ્રીમતી સરોજની નાયડુ

# નવરાત્રીનો જ્ઞાનદીપ




નવરાત્રી એટલે નીમાંસ્યતા અને નીરક્ષરતા નીવારણની યોજનાઓ
વીચારવાના દીવસ: જાગૃત સ્ત્રીશક્તીએ ગરબા સાથે
આ મહત્વના મુદ્દાઓ વીચારવાની જરૂર છે.



વર્ષ: ૩ જું. | અંક: ૭ મો

# લંડનમાં ગોળમેજીનું ગાડું રાજકારણી ગ્રહણ!

: : તંત્રીસ્થાનેથી : :

એક તરફ ગબડાવે રાખીને હીંદને રમાડી જવાની મદારીગત બ્રીટન તેમજ હીંદમાં રમાઇ રહી છે. જેમ મદારી સાપ અને નોળીઆની સરસ લડાઇ કરાવવાની મથલાળ લગાડી, પહેલાં પ્રેક્ષકોનાં ખીસાં ખાલી કરાવવા ભીખની થાળી ફેરવે છે, એથી ઘણા પ્રેક્ષકો એની ચાલબાજી પારખી લઇને વીખરાવા માંડે છે, અને સાપ નોળીઆનું આખરી યુદ્ધ મુલત્વી રહે છે, તેવી મદારીગત બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદ સાથે રમી રહ્યા છે. તે ઉપરથી એમની મનોદશાનું જે પ્રતીબીંબ સાફ સાફ જણાઇ આવે છે, તે એ જ છે કે, બ્રીટીશ મુત્સદ્દીઓ નીખાલસ ભાવે હીંદને સ્વતંત્રતાનું સત્ત્વ આપવા તૈયાર નથી, માત્ર સ્વતંત્રતાના છાંયડાથી હીંદને સંતોષવા માટે વખત પસાર કરવાની આ બધી મદારીગત છે. એના જોઇએ તેટલા પુરાવા આપણને સાંપડી શકે છે.

∴

**મહાત્માજીએ** ગોળમેજીમાં વખત પસાર કરી જવાની બ્રીટીશ મદારીગત પારખી લઇને બ્રીટીશ સરકારને પોતાના મનમાં શું છે તે કહી નાખવાનો સ્પષ્ટ ભાષામાં પડકાર કર્યો, પરંતુ બ્રીટીશ સરકાર પોતાના કાર્ડ્ઝ ખુલ્લી રીતે ટેબલ પર મુકવા તૈયાર નથી. એ જ બતાવે છે કે: "દાળમાં કંઇક કાળું છે!"

કોમી લડતના ખડક પર ગોળમેજીનાં નાવડાંને ભાંગી નાખવાની મુડીવાદી–સામ્રાજ્યવાદી મુત્સદ્દીઓ બાજી ખેલી રહ્યા છે. અને જ્યારે ગાંધીજી લંડનમાં મુસ્લીમ પ્રતીનીધીઓ સાથે સમાધાની કરવાનો પ્રયાસ કરી રહ્યા છે ત્યારે પણ, મુસલમાનોને હીંદુઓ સાથે સહકાર નહીં કરવા દેવા માટે પડદા પાછળથી લંડન અને સીમલામાં દોરીઓ ખેંચાઇ રહી છે. એ પુરવાર કરે છે કે બ્રીટીશ બાજીગરોની દાનત સાફ નથી. લંડનનું 'ડેલી હેરલ્ડ' જે કામદાર પક્ષનું પત્ર છે અને જે પત્રે હાલની સરકાર સાથે હમણાં જ છુટાછેડા કર્યા છે, તે પણ સરકારને પોતાનાં પાનાં ખુલ્લાં કરવાનો આગ્રહ કરી રહ્યું છે, પરંતુ બ્રીટનના બાજીગરોએ હીંદને ભુલભુલામણીના છટકામાં ફસાવવાની યુક્તી નક્કી કરી રાખેલી હોવાથી તેઓ હજી વાણીવીહારના રસીયાઓને વાકપટુતાની હરીફાઇ કરવાની છુટ આપે છે, અને ગાંધીજીને આગ્રહે

દીવસે આપેલું વચન સાન્ડી સાહેબ ફોક કરી રહેલા જણાય છે!

ગાંધીજીના દીલમાં પણ ગોળમેજીમાંથી કંઇપણ મળે તે માટે ભારે વસવસો તો વસેલો જ છે. વીલાયતની યાત્રા કરતાં સાગર તરંગો પર સ્ટીમરમાં બેઠે બેઠે તેમણે કરેલા એ વીચારો પ્રકટ કરતાં તે કહે છે:

> "હું જેમ જેમ વીલાયતની નજદીક પહોંચતો જાઉં છું તેમ તેમ ત્યાંથી કાંઇપણ મેળવવાની આશા ઓછી થતી જાય છે." [નવજીવન: તા૦ ૨૭:૯:૩૧]

પરંતુ આ શબ્દો તો લંડન પહોંચ્યા પહેલાંની એમની મનોદશા સુચવે છે. ગાંધીજી લંડન ગયા તે પછી બ્રીટનની આર્થીક પ્રતીષ્ઠાના મુળમાં સોનાની સુરંગ ફુટી અને પરદેશોમાં પાઉન્ડની પ્રતીષ્ઠા તુટી પડી, તેથી એકાએક પાઉન્ડને સોનાના સંબંધથી છુટો કરી નાખ્યો અને લંડનમાં બેઠેલા હીંદના મહાન મોગલે [હીંદી વઝીર]ના કલમના એક જ ગોદાથી હીંદી સરકારે ચાર જ કલાક પહેલાં રૂપીઆની આંટને માટે ધારણ કરેલી નીતીને ઉથલાવી પાડી રૂપીઆને પાઉંડને પુંછડે બાંધી લેવાની હીંદી ખજાનચીને ફર્જ પાડી! આ આપખુદીથી ગાંધીજી અકળાઇ ગયા અને હીંદી ધારાસભાના સભાસદોને પણ વીશ્વાસમાં લીધા વીના હીંદી વઝીરે ચલાવેલી આ મોગલાઇની સામે પોતાનો તીવ્ર નીષેધ જાહેર કર્યો. પરંતુ અત્યારે હીંદમાંનું સોનું પાઉંડની પ્રતીષ્ઠા માટે ઘસડી જવાની જે ધારણા બ્રીટીશ બાજીગરોએ ધારી રાખી છે, તેમાં તેથી લેશ પણ ફેરફાર થતો જ નથી. બ્રીટનના લાભ માટે હીંદને નીર્ધન બનાવી નાખવાની બ્રીટીશ બાજીગરોની જુની રીત જ્યારે લંડનમાં ગોળમેજીનું નાટક ચાલતું હોય અને સીમલામાં ધારાસભાની બેઠક શરૂ હોય તે વખતે પણ ચાલુ જ રહે છે, એ ઉપરથી બ્રીટનના દીલમાં હીંદને હાથમાં રાખીને પોતાનું કલ્યાણ કરવાનો સમય લંબાવે રાખવાનો જે નીર્ણય ચાલુ છે તેની ઉપર આપોઆપ અજવાળું પડે છે! અને તેથી સર કાવસજી જહાંગીર જેવા સરકારના જુના સાથીઓમાંના મહાન સ્થંભ, તેમ જ હીંદી રાષ્ટ્રવાદના કટ્ટા વીરોધીને પણ સીમલાના શીતળ વાતાવરણમાં ગરમ થઇને સરકારને સંભળાવી દેવું પડે છે કે:

> "આપખુદીની પરોણીથી અમારી ઉપર જ્યારે અહીં આમ રાજ્ય ચલાવવામાં આવે છે, ત્યારે ભાવી બંધારણ માટે ગોળમેજીમાં ચર્ચા ચલાવવાથી શું લાભ થવાનો છે? હવે તો એ ચર્ચા કેવળ ફાર્સ જ થઇ પડી છે. અમને કહેવામાં આવે છે કે જ્યારે અમે દેવાળું ફુંકીશું ત્યારે ઇગ્લંડ અમને મદદ કરશે. પણ મારે દેવાળું કાઢયા પછી તમારી મદદની જરૂર નથી."

આમ છતાં 'અને ધારાસભાએ બહુમતે 'સરકારની આર્થીક નીતીમાં અશ્રદ્ધા જાહેર કરવા છતાં, હીંદી ખજાનચી જયોર્જ સુસ્ટરે 'હીંદી સોનાના સંચીત ભંડારને સાચવી રાખવાના સંબંધમાં કે વાઇસરોયના ઓર્ડીનન્સ છતાં હીંદમાંથી સોનું વહી જતું અટકાવવા માટે કશી પણ ખાત્રી આપી નથી. એટલું જ નહીં પણ બેસીલ બ્લેકેટ. ૧૮ પેન્સનો રૂપીઓ બનાવતી વખતે રૂપીઆનો સંબંધ પાઉન્ડની સાથે નહીં પણ સોનાની સાથે જોડવાનું જે અભીવચન આપ્યું હતું, તેમ જ હીલ્ટન યંગ રીપોર્ટમાં પણ સ્પષ્ટ ભાષામાં કહેવામાં આવ્યું હતું કે, રૂપીઆનો સંબંધ સોના સાથે જ રહે, પાઉન્ડ સાથે નહીં', તેનો પણ સંતોષ-

કારક ખુલાસો સરકાર તરફથી થયો નથી. માત્ર હીંદી ખજાનચી એટલું જ કહે છે કે, એ બધી વાતો તો સામાન્ય સમય માટે જ હતી. એનો અર્થ એટલો જ કે બ્રીટનની આંટ હીંદને ભોગે સાચવવાનો બ્રીટીશ મુત્સદીઓએ નીશ્ચય જ કર્યો છે, અને તેથી બ્રીટનમાં સોનાના સંચયને સાચવવા જે તકેદારી રાખવામાં આવી છે, તેથી ઉલટી જ રીતે હીંદનો સોનાનો સંચય ઘસડી જવાની રીતો ધારણ કરવામાં આવી છે, એ બતાવે છે કે, હીંદને દુરના ભવીષ્યમાં પણ આર્થીક સ્વતંત્રતા આપવા બ્રીટન તૈયાર નથી.

∴

બ્રીટીશ બાજીગરીનો બીજો પુરાવો 'બેંકીંગ ઇન્ક્વાયરી કમીટી'ના રીપોર્ટમાંથી મળે છે. હીંદની વર્તમાન શરાફી વ્યવસ્થા [બેંકીંગ] વીષે તપાસ કરવા માટે એક સમીતી નીમવાની માગણી શ્રી. સારાભાઇ હાજીએ ૧૯૨૭માં હીંદી ધારાસભામાં કરી. ત્યારે જ હીંદી સરકાર તેની સામે થઇ હતી. તે પછી ૧૯૨૭ અને '૨૮ માં દેશી વ્યાપારીઓનાં જુદાં જુદાં મંડળોએ એવી જ આગ્રહભરી માગણીઓ પોતપોતાની વાર્ષીક સભાઓ દરમ્યાન કરી, એથી ન છુટકે હીંદી સરકારે તા૦ ૨૨:૭:૧૯૨૯ ના દીવસે ૨૦ સભાસદોની એક સમીતી સર ભુપેન્દ્રનાથ મીત્રના અધ્યક્ષપણા નીચે નીમી હતી. એ સમીતીના લઘુમતી અને વધુમતીના હમણાં જ પ્રસીદ્ધ થયેલા રીપોર્ટ જોતાં પણ આપણી ખાત્રી થઇ જાય છે કે, સરકાર પોતાનું ચાલે ત્યાં સુધી હીંદને પરદેશી શરાફીના સાંડસામાંથી છુટવા દેવા માટે તૈયાર નથી. શ્રી. મનુ સુબેદારે અતોડ દલીલોવાળો લઘુમતીનો રીપોર્ટ લખ્યો છે, તેની સામે એંગ્લોઇંડીઅન પત્રોની કાકારોળ શરૂ થઇ છે. અને સરકારી ખર્ચે શ્રી. સુબેદારનો રીપોર્ટ છપાવવાની સામે પણ તેમણે પોકારો પાડવા માંડયા છે! એટલે હીંદીઓની લાગણીનો પડઘો પાડનારાં ખુદ સરકારે સ્વીકારેલી સમીતીના સભ્યોના અવાજને પણ રૂંગળાવી નાખવાની રાક્ષસી મહત્વાકાંક્ષા એંગ્લોઇંડીઅન પત્રો કેટલી હદ સુધી ધરાવે છે, તે આ ઉપરથી જણાઇ આવે છે. શરાફીના સદ્ધર ધંધા માટે હીંદમાં એક મધ્યસ્થ બેંક હોવાની જરૂર ખુદ હીંદી ખજાનચીએ સ્વીકારી હતી, પરંતુ આ સમીતીને એ પ્રશ્ન ચર્ચવાની પણ છુટ ન અપાઇ, થોડી ઘણી ઉપરછલ્લી સુચનાઓ સીવાય એ સમીતી કશું જ કરી શકી નહીં. આમ સમીતીનો તેમ જ તેના રીપોર્ટસ છપાવવા પાછળનો તમામ ખર્ચ નકામો જ ગયો છે. તો પણ શ્રી. મનુ સુબેદારે લખેલા લઘુમતી રીપોર્ટ પરથી સરકારની તેમ જ પરદેશી શરાફોની હીંદને ચુસવાની રીતી ચાલુ રાખવાની વૃત્તી ઉપર જે અજવાળું પડી શકે છે, તેટલો લાભ આપણને થયો છે. સમીતીના માર્ગમાં અનેક અડચણો ઉભી કરવામાં આવી હતી, એ જ બતાવે છે કે હીંદના તળપદા ઉદ્યોગને તેમ જ પરદેશ સાથેના હીંદી વ્યાપારને ઉત્તેજન આપવા માટે હીંદીઓ પોતાની એકસચેન્જ બેંકો ચલાવે તે પરદેશી સરકારના કારભારીઓને પસંદ નથી! કેમકે તે કામમાં હીંદમાં કામ કરતી પરદેશી બેંકો દર વર્ષે ૧૦ કરોડનો નફો ખાટી જાય છે, અને એ લાલચ ન્યાયને નામે જતી કરવા તેઓ તૈયાર નથી જ.

સામાન્ય વર્ષોમાં હીંદનો પરદેશો સાથેનો આયાત નીકાશ વ્યાપાર લગભગ પોણા છ અબજ રૂપીઆ [૫૭૦ કરોડ] નો છે, અને તેમાં પણ બ્રીટન સાથેનો હીંદનો વ્યાપારી

સંબંધ સંગીન છે, છતાં જ્યારે આ દેશમાં હીંદ કરનાં નાના નાના અને થોડા વ્યાપાર કરનારા દેશોની એકસચેન્જ બેન્કો અસ્તીત્વ ધરાવે છે, ત્યારે દોઢસો વર્ષના બ્રીટીશ સંબંધ છતાં હીંદની એક પણ બેન્ક કે બેન્કની શાખા સુદ્ધાં લંડનમાં સ્થપાઇ નથી, એ ચમત્કાર જ છે! અને આ તપાસ સમીતી હજી આ સંબંધમાં ચર્ચા પણ કરી શકતી નથી!

પરદેશી બેંકો હીંદમાંથી દશ કરોડનો નફો મેળવે છે તે સીવાય ખરીદ અને વેચાણ પરની પરોક્ષ દલાલી, હુંડીયામણ અને વીમા તેમજ તુરને રસ્તે બીજા કરોડો રૂપીઆ કમાઇ જાય છે તે તો જુદા જ. તેથી જ શ્રી. મનુ સુબેદાર જ્યારે હીંદમાંની પરદેશી બેંકોના સંબંધમાં કેવી રીતે કામ લેવું તેની યોજના રજુ કરે છે, ત્યારે 'ટાઇમ્સ ઓફ્ ઇંડીઆ' જેવાં એન્ગ્લો ઇન્ડીઅન પત્રો તેમની મશ્કરી કરે છે! તેમ જ શ્રી. સારાભાઇ હજી બ્રીટનના વ્યાપારી નૌકા કાફલાને તોડી પાડવા તૈયાર થયા હતા તેમ હવે શ્રી. મનુ સુબેદાર તેની બેંકો તોડવા તત્પર થયા છે એવા એવા સ્વાર્થી આક્ષેપો કરી, હીંદ સામે દુનીઆના ગોરા સુસાભક્તોને ઉશ્કેરવાનો પ્રપંચ ખેલે છે! પરંતુ સમીતીની બહુમતીવાળો રીપોર્ટ હાલની ઇમ્પીરીઅલ બેંક [જેના લગભગ અર્ધોઅર્ધ જેટલા શેર્સ પરદેશીઓના હાથમાં પડેલા છે, જેમાં એકેએક જવાબદાર જગા પરદેશીઓએ પકડેલી છે અને જે હીંદના ઉદ્યાગને મદદ કરવામાં હમેશાં પાછી પડેલી પુરવાર થઇ છે] ને એકસચેન્જ બેંકમાં ફેરવી નાખવાની સ્વાર્થી હીલચાલ કરે છે તેને માટે એંગ્લો ઇન્ડીઅન પત્રોને કશું જ કહેવાનું નથી!

હીંદમાં રીઝર્વ બેંક સ્થાપવાની જરૂર સહુ કોઇ સ્વીકારે છે. પરંતુ તે બેંક રાજ્યના કાબુમાં રહે કે શેર હોલ્ડર્સોની બેંક બને તેની તકરાર ત્રણ વર્ષ પર બેઝીલ બ્લેકેટના વખતમાં ધારાસભામાં ચાલેલી અને પરીણામે બ્લેકેટની ચાલાકી નીષ્ફળ નીવડેલી. એ જ ચર્ચા આ તપાસ સમીતીએ કરવી જોઇતી હતી, પરંતુ હીંદી સરકારના કારોબારી મંડળમાં કામ કરીને, નોકરશાહીની ઢાળકીમાં ગોરી નોકરશાહીરૂપ બની ગયેલા સમીતીના ઘઉંવર્ણા પ્રમુખે તેની ચર્ચા ચાલતી અટકાવી! શ્રી. મનુ સુબેદારે તેથી પોતાના રીપોર્ટમાં એવા મત આપ્યો છે કે, તે માટે જો સોનાનો પ્રશ્ન નડતરરૂપ હોય અને લંડન મદદ કરવા તૈયાર નહોય, તો હીંદમાંથી એક નાણાંને લગતું મંડળ ન્યુયોર્કની મદદ મેળવવા માટે મોકલાવવું. એથી હીંદના હીતના વીરોધીઓના પેટમાં ઝાળ લાગી છે. હીંદમાંની પરદેશી એક્સચેન્જ બેન્કો પોતાની મર્યાદાથી વેગળી જઇને દેશની અંદરના ભાગમાં પોતાની શાખાઓ ઉઘાડી હીંદને જે નુકશાન કરી રહેલી છે તે માટે એવી બેંકોમાં નાણાં જમા નહીં મુકવા માટે શ્રી. મનુ સુબેદારે જે ભલામણ કરી છે તેથી પણ ટીકાખોરોને ખુબ લાગી આવ્યું છે, છતાં હીંદનું હીત સાચવવા માટે શ્રી. સુબેદારની સુચના પર હીંદીઓએ ધ્યાન આપવાની જરૂર છે.

જ્યારે જુની વ્યવસ્થા જઇને નવીન બંધારણથી કામ થવાની જરૂર બ્રીટીશ મુત્સદ્દીઓએ સ્વીકારી છે અને તેને માટે જે. પમીટીનું નાટક શરૂ કર્યું છે, તેવે વખતે પણ હીંદની એકસચેન્જ બેન્ક લંડનમાં સ્થાપવાની જરૂર સ્વીકારવા બ્રીટીશ મુડીવાદીઓ તૈયાર નથી, એ તેમની સ્વાર્થીનીતી કેટલી ભયાનક છે તે પુરવાર કરે છે. અને તેમના પંજામાંથી પરાધીન હીંદ છુટી શકે કે કેમ તે પ્રશ્નના ઉત્તરમાં અમારા દીલમાં અનેક શંકાઓ જન્મે છે.

**અઢારપેન્સના** અવળા હુંડીયામણને ટકાવી રાખવા ૧૯૨૭થી આજ સુધીમાં ૧ અબજ અને ૩૮ કરોડ રૂપીઆ હીંદમાંથી વીલાયત ચાલી ગયા છે, અને છેલ્લા પાંચ જ મહીનામાં ૩૮ કરોડ રૂપીઆને પગ આવ્યા; આથી હીંદના ખેતીકારો અને ઉદ્યોગ કચડાઇ મુઆ, અને ખોટનો ખાડો પુરી પેટના ખાડાને સંતોષવા માટે હીંદનાં ગામડામાં વસતા ગરીબ લોકોને પોતાના રહ્યાસહ્યા દાગીનાઓ પણ વટાવી ખાવા પડ્યા છે, છતાં હીંદી ખજાનચી એ ઘટનાનો હીંદની સદ્ધર ખીલવણી તરીકે ખપાવવાની દલીલ તરીકે ઉપયોગ કરી જનતાને અવળે માર્ગે દોરવવાની બાજી ખેલે છે, પણ ખરી રીતે તો બ્રીટીશ હીત સાચવવાની ઉંધી બાજીને લીધે છેલ્લાં ચાર વર્ષોમાં જ ૧૮ પેન્સના હુંડીયામણના રાક્ષસને જીવાડવા ૬૭ કરોડ રૂપીઆનું બલીદાન દીધું છે અને બહારનાં દેવાના બોજામાં ૭૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનું ભારણ વધ્યું છે. છતાં બ્રીટીશ મુત્સદ્દીઓ પાઉન્ડને પુંછડે રૂપીઆને બાંધીને હીંદને છેક જ નીર્ધન બનાવવાની બાજી ખેલવા કમર કસીને તત્પર થયા છે, ત્યારે એ વીસરવું જોઇતું નથી કે, પરદેશ સાથેનો હીંદનો કુલ વ્યાપાર રૂ. ૫૫૯ કરોડ [૧૯૨૯-૩૦ માં] નો હતો, તેમાં બ્રીટન સાથેનો હીસ્સો કેવળ રૂ. ૧૭૨ કરોડ જેટલો હતો, તેમ છતાં ૩૦ ટકા જેટલા બ્રીટીશ વ્યાપારની ખાતર હીંદના ૭૦ ટકા જેટલા બીજા પરદેશી વ્યાપારની લેવડદેવડને સોનાને બદલે પાઉન્ડને ખીલે બાંધી હીંદને પરાણે બ્રીટીશ માલ ખરીદવાની ફર્ઝ પાડવાની ઇમ્પીરીઅલ પ્રેફરંસની રીત સ્વીકારવાની સ્થીતીમાં મુકી દેવામાં આવ્યું, અને તેમાં ધારાસભાના પ્રતીનીધીઓની સલાહ સુદ્ધાં લેવામાં આવી નહીં. આ રીતથી હીંદનું સોનું થોડા જ સમયમાં હઝમ થઇ જશે અને હીંદની ભયંકર ગરીબાઇમાં બ્રીટીશ સામ્રાજ્ય સાથેના સંબંધથી વીશેષ વધારો થશે. આ દશાથી મી. હોમી પી. મોદી જેવા મહાસભાના વીરોધીઓને પણ સરકારને કહેવાની ફર્ઝ પડી છે કે:

> "આથી તો આ દેશની આબાદી થવાની નથી અને જો હીંદનું ચલણ સદ્ધર નહીં હોય અને આર્થીક નજરે હીંદની સ્થીતી સંગીન નહીં હોય તો, સ્વરાજ મળવા છતાં હીંદ ખાલી શંખ જેવું થઇ ગયું હશે."

અવળા હુંડીયામણથી હીંદ ખુબ ચુસાયું અને હવે જ્યારે રૂપીઆને પાઉન્ડ કે સોનાથી છુટો રાખી તેના સ્વાભાવીક સ્વરૂપમાં જ રહેવા દેવાથી હીંદને લાભ થાય તેવી સ્થીતી ઉભી થઇ, ત્યારે પોતાનાં જુનાં મંતવ્યોને ફેંક કરીને આપખુદીથી હીંદી વઝીર રૂપીઆને પાઉન્ડ સાથે બાંધી બેઠો, જેથી દુનીઆનાં બજારોમાં ડુબવા બેઠેલા પાઉન્ડની સાથે સાથે રૂપીઆની પ્રતીષ્ઠા પણ ડુબે અને હીંદનું સોનું બ્રીટન પોતાના હીત માટે સફાઇ ભરી રીતે ઉપયોગમાં લઇ શકે.

ગાંધીજીએ હીંદી વઝીરની આ જાતની આપખુદ રીતની સામે સ્પષ્ટ શબ્દોમાં વીરોધ ઉઠાવ્યો છે, પરંતુ બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદને માટે પોતાના મનમાં જે ગાંઠ વાળી બેઠા છે—અને એ ગાંઠ હીંદની આર્થીક ગુલામીને અમરપટો આપવાની છે—તેમાંથી જરા પણ ચસે તેમ નથી.

∴

**હીંદને** સ્વતંત્રતાનું સત્વ આપવાની બ્રીટનની ઇચ્છા નથી એનો એક વીશેષ પુરાવો હીંદમાં લશ્કરી શીક્ષણને લગતી વ્યવસ્થા કેવી રીતે કરવી, તેને માટે ગયા મહીનામાં પ્રસીદ્ધ થયેલા રીપોર્ટ ઉપરથી પણ મળી રહે છે. ગોળમેજીની ગઇ બેઠક વખતે ડીફેન્સ સબ કમીટીએ કરેલા ઠરાવ પ્રમાણે આ સમીતી હીંદના સેનાધીપતીના અધ્યક્ષપદે મળી હતી. આ સમીતીમાં લશ્કરી મનોદશાવાળા સભાસદોનું ભરણું ભરવામાં આવ્યું હતું. કમીટીના ૧૭ સભાસદોમાં ૬ અમલદારો હતા, જેમાંના ચાર તો સર ફીલીપ ચેટવુડ [સેનાધીપતી] ના હાથ નીચેના લશ્કરી અમલદારો હતા, બાકીના ૮ બ્રીટીશ હીંદના બીન સરકારી સભ્યો અને ૩ દેશી હીંદમાંના હતા. આ કમીટીના પણ લઘુમતી અને બહુમતી એમ વીચારોમાં બે ભાગ પડી ગયા છે. નીયમ પ્રમાણે સરકાર પક્ષે બહુમતી જાય છે, અને સમીતીના જુદી મતભેદ પત્રીકા લખનારા ત્રણ સભ્યો—સર અબદુર રહીમ, ચૌધરી છોટુરામ અને શ્રી.

એસ. એન. મકરજી–ના મત પ્રમાણે કહીએ તો આખીએ તપાસનું પરીણામઃ "એક હાથે આપીને બીજા હાથેથી લઇ લેવા" જેવું જ આવ્યું છે.

૧૯૨૨ માં હીંદી સરકાર ૩૦ વર્ષમાં લશ્કરને હીંદીમય બનાવી દેવાનું બંધન સ્વીકારવા તૈયાર હતી, ત્યારે ચેટવુડ સમીતીએ બતાવેલા માર્ગ પ્રમાણે લશ્કરને હીંદીમય બનતાં કદાચ એકસોથી દોઢસો વર્ષ લાગે તેમ છે! સર ફીલીપે સમોતી સમક્ષ લશ્કરશાહી સુલભ અભીમાનથી એવી વાણી આરંભમાં જ ઉચ્ચારી છે કેઃ "માત્ર એક જ ડીવીઝન સીવાય વધારે બહોળા પ્રમાણમાં આ પ્રયોગ કરવાને હું તદ્દન અશક્ત છું." ત્યારે ખુદ ગોળમેજીની જે ડીફેન્સ સબ કમીટી [હીંદના સંરક્ષણના પ્રશ્નની વીચારણા ચલાવનારી સમીતી] ના ઠરાવથી ચેટવુડ કમીટી નીમાઇ હતી, તેણે કરેલા ઠરાવમાં એવાં સાફ સાફ વચનો જણાવવામાં આવ્યાં છે કેઃ "હીંદીકરણની ગતી સંગીન ધોરણે વધે તે માટેનાં તાત્કાલીક પગલાં ભરવા" આ સમીતી નીમવમાં આવે છે અને તેનાં કારણ જણાવતાં કહેવામાં આવ્યું હતું કેઃ "હીંદમાં નવીન રાજકીય બંધારણના વીકાસની સાથે સાથે હીંદી જનતાનો લશ્કર સાથેનો સંબંધ તેટલે અંશે ખીલતો જાય."

ત્યારે અહીં તો સર ફીલીપે હીંદના એકલા જ સરમુખત્યાર બનીને, જાણે હીંદના ભાવીના ઘડતરનો સર્વહક્ક સ્વાધીન તમામ અધીકાર પોતાને હોય તે રીતે તપાસ સમીતીની મર્યાદાઓ સાંકડી કરી નાખી, અને અત્યારની વ્યવસ્થા પ્રમાણે હીંદના ૨૯ વીદ્યાર્થીઓને લશ્કરી કોલેજમાં લેવામાં આવે છે, તે સંખ્યા વધારીને માત્ર ૬૦ વીદ્યાર્થીઓ લેવાની ભલામણ કરી! તેમાંથી ૩૦ જગાઓ તો હીંદી લશ્કરમાંથી પુરવાની, ૬ માણસોને હીંદી સેનાપતી પોતાની મરજી પ્રમાણે નીમવાના અને માત્ર ૨૪ જગાઓને જ ખુલ્લી હરીફાઇથી દાખલ થવાની તક આપવાની! એટલે ૬૦ ટકા જેટલા ઉમેદવારો પસંદ કરવાનું સરકારીખાતાના હાથમાં અને માત્ર ૪૦ ટકા જેટલા જ જનતામાંથી આવવાના! આમાં વળી લશ્કરી જાતીઓના બંધનો તે તો જુદાં જ! અર્થાત્ હીંદને નાણે લશ્કરીખાતાને કોમી પસંદગીનો હક્ક આપી, હીંદની એકતાને હાથે કરીને ખંડીત કરવાની જોઇતી તક આપી દેવાની!

આટલેથી જ ચેટવુડ કમીટીની ભલામણો પુરી થતી નથી, પરંતુ અત્યારે હીંદી લશ્કરમાં વાઇસરોયનાં કમીશન ધરાવનારા જે હીંદીઓ છે, તેમના માર્ગમાં નવી આડખીલીઓ ઉભી કરવામાં આવી છે તે જુદી જ!

આમ લશ્કરશાહી હીંદ ઉપરની પોતાની નાગચુડ જરા પણ ઢીલી મુકવા તૈયાર નથી. કેમકે આટલી 'સખાવત' પણ તે કેવળ 'પ્રયોગ' માટે કરવાની ઉદારતા (!) તરીકે કરવા તૈયાર થયા છે! એટલે હીંદી કરભરનારાઓએ પોતાનાં લોહીનાં નાણાંને આવા ભ્રામક પ્રયોગો પાછળ વેડફવા દેવાં કે કેમ તે એક ગંભીર વીચારનો પ્રશ્ન છે. ગોળમેજીની પેટા સમીતી, હીંદમાં સ્વતંત્રતાના ક્રમના વીકાસની સાથે સાથે લશ્કરી હીંદી કરણની ભલામણ કરે છે, પણ હીંદમાંની લશ્કરશાહીને તેની કશી જ પરવા નથી. તે તો હીંદના વીકસતા રાજકારણ તરફ આંધળી છે, એને તો માત્ર આપખુદ લશ્કરશાહી સીવાય કશું દેખાતું જ નથી, એટલે સ્વતંત્ર હીંદને બ્રીટીશ લશ્કરશાહીની ગુલામગીરીની જંજીરોથી જકડવાના તે હજી ભયાનક અભીલાષ સેવે છે! આથી ગુસ્સે થઇને મીસીસ બેઝંટ બાઇ જેવાંનું પત્ર "ન્યુ ઇંડીઆ" સુદ્ધાં લખે છે કેઃ 'Sir Philip Chetwode has proved that he was unfit to be the Chairman of the Committee" [પોતે આ સમીતીના અધ્યક્ષ બનવાને નાલાયક છે એવું સર ફીલીપ ચેટવુડે સાબીત કરી આપ્યું છે].

∴

પ્રસ્તુત સમીતીના રીપોર્ટની સાથે પ્રજાપક્ષી હીંદીઓ [જેમાં સર અબદુર રહીમ, સર સીવસ્વામી અય્યર, શ્રી છોટુરામ, ડૉ. મુંજે, શ્રી. એસ. એન. મુકરજી અને મેજર જનરલ રાજવાડે હતા] એ ત્રણ જુદી જુદી મતભેદ પત્રીકાઓ

લખીને ચેટવુડ કમીટીની ભલામણોમાં કેવા સુધારાને અવકાશ છે તે બતાવી આપ્યું છે. ડૉ. મુંજેએ આ સંબંધમાં સરકાર પક્ષ તરફથી જે જે વચનો આપવામાં આવ્યાં હતાં તેના આધાર આપીને જણાવ્યું છે કે, જો ગોળમેજીની ડીફેન્સ સબ કમીટીની ઇચ્છાનો જ અમલ કરવો હોય, તો લશ્કરી શીક્ષણ માટે દર વર્ષે ઓછામાં ઓછા ૧૧૦ ઉમેદવારોને લશ્કરી કૉલેજમાં દાખલ કરવા જોઇએ, તેમના શીક્ષણનો ક્રમ ત્રણ વર્ષનો નહીં પણ બે વર્ષનો રાખવો જોઇએ, અને તેમની પાછળ વાર્ષીક ખર્ચ રૂ. ૧૫૦૦ નહીં પણ રૂ. ૯૦૦ નો કરવો જોઇએ. તેમણે પંક્તી પ્રપંચની સામે તેમજ ખુલ્લી હરીફાઇમાં માત્ર ૪૦ ટકાને જ બેસવા દેવાની ખટપટ સૂક્તી સામે પણ પ્રબળ વીરોધ ઉઠાવ્યો છે અને જણાવ્યું છે કે ખુદ ઇગ્લંડ અને અમેરીકામાં પણ ખુલ્લી હરીફાઇથી સેંકડે ૯૦ થી ૯૫ ઉમેદવારોને દાખલ કરવામાં આવે છે તો હીંદમાં શા માટે આ જાતની અવળી નીતી રાખવા જોઇએ? ઉમેદવારોની પસંદગીના સંબંધમાં પણ ડૉ. મુંજેની સુચના અમેરીકાની વેસ્ટ પોઇંટ મીલીટરી કૉલેજની પદ્ધતી અનુસાર, હીંદના પ્રત્યેક પ્રાંતના ઉમેદવારને ખુલ્લી હરીફાઇમાં યોગ્ય હીસ્સો મળે તેવી રાખવાની છે. અને હાલને અવસરે એ જ વ્યવહારૂ માર્ગ છે એમ અમને પણ લાગે છે. ભૌતીકશાસ્ત્રના પારાંગત હીંદી પદ્દીધરોને લશ્કરી યાંત્રીક કક્ષામાં અમલદારપદે ચઢતા અટકાવાની બહુમતીની ભલામણની સામે લઘુમતીએ વાજબી વીરોધ બતાવ્યો છે અને વીમાનને લગતા શીક્ષણ માટે અત્યારે હીંદમાં જે આઠ બ્રીટીશ સ્ક્વૉડ્રન છે તેમાં ૧ હીંદી સ્ક્વૉડ્રન ઉમેરવાની ૧૯૨૮ ની યોજનાનો લઘુમતીએ અસ્વીકાર કર્યો છે અને બ્રીટીશ સ્ક્વૉડ્રનમાંથી ૩ સ્ક્વૉડ્રન ઘટાડી તે સ્ક્વૉડ્રનનો હીંદી વીદ્યાર્થીઓને શીક્ષણ આપવામાં ઉપયોગ કરવાની ભલામણ કરી છે. તેમ જ વીમાનના શીક્ષણ માટે જે ત્રણ ઉમેદવારોને દર વર્ષે ઇગ્લંડ મોકલવાની ભલામણ બહુમતીએ કરી છે તે ચાલુ રાખવાનો આગ્રહ પણ કર્યો છે.

ચેટવુડ કમીટીની બહુમતીની ભલામણો નીચે પ્રમાણે છે: [૧] હીંદમાં ૧૯૩૨ થી લશ્કરી કૉલેજ શરૂ કરવી; [૨] એ કૉલેજમાં બ્રીટીશ હીંદમાંથી ૬૦ અને દેશી રજવાડાંના ૨૦ ઉમેદવારો દર વર્ષે દાખલ કરવા; [૩] લશ્કરી કૉલેજનો શીક્ષણક્રમ ત્રણ વર્ષનો રાખવો; [૪] બ્રીટીશ હીંદના ઉમેદવારોમાંથી ૩૦ હીંદી લશ્કરોમાંથી, ૨૪ ખુલ્લી હરીફાઇની પરીક્ષાથી અને ૬ સેનાધીપતીની ભલામણ પ્રમાણે લેવા; [૫] ઉમેદવારોનું વય ૧૮ થી ૨૦ વર્ષનું હોવું જોઇએ અને તે પરણેલા હોવા ન જોઇએ. [૬] વીદ્યાર્થીદીઠ ખર્ચ દર વર્ષે રૂ. ૧૫૦૦ અને તમામ શીક્ષણનું કુલ ખર્ચ રૂ. ૪૬૦૦ થી વીશેષ આવે નહીં તેવી વ્યવસ્થા કરવી; [૭] અત્યારે સેન્ડહર્સ્ટ કૉલેજ માટે અપાતી શીષ્યવૃત્તીઓનો ઉપયોગ નવીન કૉલેજ માટે કરવો; [૮] દેશી રજવાડાંનાં ઉમેદવારોનું ખર્ચ તેમની પાસેથી લેવું; [૯] આ કૉલેજ સતારા, મહુ અથવા તો ડેરાડુનમાંથી સરકારને ઠીક લાગે ત્યાં સ્થાપવી. કમીટીની બહુમતી ડેરાડુનને પસંદ કરે છે; [૧૦] હીંદમાં વૈમાનીક વીદ્યાલય સ્થાપવું તે ખર્ચની નજરે જોતાં અત્યારે વાજબી લાગતું નથી. આ કૉલેજ સ્થાપન થયા પછી પણ હીંદી ઉમેદવારોને ઇંગ્લંડની ક્રેટ કૉલેજમાં દાખલ કરવાનું ચાલુ રાખવું એવી સ્કીન કમીટીની તેમ જ ગોળમેજીની ડીફેન્સ સબ કમીટીની ભલામણનો ચેટવુડ કમીટીની બહુમતી સ્વીકાર કરતી નથી. આમ ચેટવુડ કમીટી અત્યાર પહેલાંની લશ્કરી કમીટીઓની ભલામણોથી પણ ઘણી જ પાછળ જાય છે. ૧૯૨૧ માં નીમાયલી શી કમીટીમાં લશ્કરી અમલદારોનું જ ભરણું હતું, છતાં તે કમીટીએ એવી ભલામણ કરી હતી કે: (૧) લશ્કરને હીંદી કરણ કરવાનાં ૩૦ વર્ષોમાં [એટલા વર્ષમાં પુરેપુરૂં હીંદી કરણ કરવા તે કમીટી કબુલ થઇ હતી] નાં આગલાં ૧૪ વર્ષ દરમ્યાન દર વર્ષે ૮૧ ઉમેદવારો લેવા; (૨) તે પછીનાં ૯ વર્ષો દરમ્યાન ૧૮૨ ઉમેદવારો લેવા અને (૩) છેલ્લાં સાત વર્ષમાં દર વર્ષે ૮૮ થી ૪૦૧ ઉમેદવારો લેવા. એ હીસાબે લગભગ ૩૫૦૦ હીંદી અમલદારોને લશ્કરમાં સ્થાન મળે તેમ હતું. ત્યારે ચેટવુડ કમીટીએ કરેલી માત્ર ૬૦ ઉમેદવારોની ભલામણ [જે સંખ્યા સર અબદુર રહીમ, શ્રી. છોટુરામ અને શ્રી.

મુકરજીના કહેવા પ્રમાણે બ્રીટીશ અને હીંદી સરકારે કમીટી નીમ્યા અગાઉની ઠરાવી જ રાખી હતી.] પ્રમાણે ૩૦ વર્ષમાં માત્ર ૧૮૦૦ ઉમેદવારો જ આવી શકે! પરંતુ બહુમતીની યોજના જોતાં તો એ સંખ્યા પુરી ૧૬૦૦ જેટલી પણ થવાની નથી! અને વળી એ રીતે શીક્ષણ મેળવ્યા પછી હીંદી અમલદારોને અંગ્રેજ અમલદારોની જગાએ મુકવામાં આવશે કે કેમ અને અંગ્રેજ અમલદારોને કેટલા પ્રમાણમાં ઘટાડવામાં આવશે તે પણ ચેટવુડ કમીટીની બહુમતીએ બતાવ્યું નથી, તે ઉપરથી લશ્કરશાહીની મનોદશાનું માપ નીકળી શકે છે. પણ સર ફીલીપના લશ્કરી મગજની ગરમી તો એટલી હદ સુધી ગયેલી છે કે, પોતાના પ્રમુખપણા નીચેની એ કમીટીના જે ૭ હીંદી સભ્યોએ જુદી મતભેદ પત્રીકાઓ લખી છે તે પત્રીકાઓને તેણે 'અસંગત' તરીકે ઓળખાવવાની ધૃષ્ટતા કરી છે, અને સાંભળવા પ્રમાણે તે મતભેદ પત્રીકાઓને છપાવવાના સંબંધમાં પણ ભારે આનાકાની કરવામાં આવી હતી! આથી ચેટવુડ કમીટીની ભલામણો છેક જ નીરૂપયોગી અને હીંદના સ્વરાજ્યને કાયમને માટે બ્રીટીશ લશ્કરશાહીના ગુલામ બનાવનારી હોઇ, હીંદીઓ તેનો સ્વીકાર કરી શકે તેમ નથી જ.

∴

હીંદના રાજકારણને માત્ર આટલાં જ ગ્રહણ લાગ્યાં છે એમ પણ નથી. ચાલુ મહીનામાં ગાંધી–ઇરવીન કરારોનો હીંદના અનેક પ્રાંતોમાં છડેચોક ભંગ થતો હોવાની ફરીયાદો આવ્યા જ કરી છે. તે ઉપરાંત કલકત્તાના ગોરાઓની ધુમાધુમ પછી હીંદી ધારાસભામાં વર્તમાનપત્રોને ગુંગળાવીને મુશ્કેટાટ કરનારો કાળો કાયદો તૈયાર થઇ રહ્યો છે: આ બધું જોતાં નોકરશાહીને ગોળમેજીની સફળતામાં જરાપણ વીશ્વાસ હોય તેમ લાગતું નથી. એટલે જ ગોળમેજી જ્યારે લંડનમાં વક્તાબાજીની હરીફાઇમાં સમય મારી લે છે, તે દરમીયાન હીંદી સરકાર ભવીષ્યમાં શરૂ થનારા સંગ્રામને ઉગતાં જ દબાવીને કચડી નાખવાની લશ્કરી તૈયારીઓ છુટથી કરી રહી છે.

બ્રીટનમાં નવી ચુંટણીની ધમાલ નજીકમાં જ શરૂ થવાના છે અને જો તેને માટે ગોળમેજીનું કામ ખોરંભે નાખવામાં આવશે તો પોતે હીંદ ચાલ્યા જશે એવા ગાંધીજીના વીધાનને હીંદમાંનાં એન્ગ્લોઇન્ડીઅન પત્રોએ 'ધમકી'ના રૂપમાં ગણાવવા માંડયું છે, અને 'ભલે ગાંધી ચાલ્યો જાય, તેના વીના પણ ગોળમેજીનું ગાડું ગબડયા કરશે!' એવી એવી દલીલો મુંબાઇના 'ઇવનીંગ ન્યુસ' જેવાં હીંદ વીરોધી પત્રો કરવા લાગ્યાં છે.

ત્યારે ગાંધીજી બ્રીટનમાં ભલમનશાહીની વાતો કરે છે, જો બ્રીટનવાસીઓ હીંદની સાથે ભાગીદારી [સામ્રાજ્યની! એટલે લાહોરનો સ્વતંત્રતાનો ઠરાવ તો ઉડી જ ગયો!] કરવા તૈયાર થાય તો, હીંદના જોઇતા પરદેશી માલમાં કેવળ બ્રીટનના જ માલને પ્રથમ પસંદગી આપવાના અભીવચનો આપવા માંડયાં છે, છતાં એ સંતપુરૂષ હજુ બ્રીટનના મુડીધારી–સામ્રાજ્યવાદીઓને સંતોષી શકયા નથી.

આમ અત્યારે સામ્રાજ્યમાંથી છુટા થઇને સ્વતંત્ર બનવાની મહાસભાની વાતો લંડનની ઠંડી હવામાં થીજી ગઇ છે, સામ્રાજ્યની ભાગીદારીની અને બ્રીટીશ વ્યાપારને હીંદમાં કાયમનો નફો મેળવવાની તક આપવાની વાતો આજે લંડનમાં અને લેંકેશાયરમાં મહાસભાના એકલા પ્રતીનીધી મહાત્માજી કરી રહ્યા છે. છતાં બ્રીટીશ મુત્સદીઓ બગલમાં પોટલાં મારી, હીંદીઓમાં કોમી કલહ કરાવવાની બાજી ખેલી, ગોળમેજીનાં નાવડાંને એ ખરાબા ઉપર અથડાવી હીંદીઓની નાલાયકાતની જગતને જાહેરાત કરવાની મનોદશા સેવતા મુંગા બેઠા છે: માત્ર પડદા પાછળનાં સુત્ર સંચાલનો ચાલુ છે. દરમીયાન કારોબારી ખર્ચમાં નજીવો ઘટાડો કરી પ્રજા ઉપર કચડી નાખનારા નવા કરો હીંદમાં નંખાઇ ગયા છે!

આમ અમે દરેક દીશાએથી હીંદી રાજકારણને ગ્રહણ લાગતું જોઇ રહ્યા છીએ. એ ગ્રહણ છુટી જાય, હીંદને માટે બાપુજી સ્વતંત્રતાનું સત્વ લઇ આવે અને હીંદ સામ્રાજ્યનું સાથી બની, બ્રીટન સાથે વ્યાપારી સંબંધ બાંધે એવો વાતાવરણમાં પલટો થાય એવું અમે તો માની શકતા નથી.

મૂળ લેખક: રવીન્દ્રનાથ ટાગોર    અનુવાદક: રશ્મીકાન્ત દેસાઇ

# બે ચિત્રો: અર્વાચીન હિંદ અને રશિયા

આઠ વર્ષ પુર્વે રશીયાનો વીશાળ પ્રદેશ હીંદ જેવી જ દુર્દશા ભોગવતો હતો, પણ સોવીએટ તંત્રના ઉદયની સાથે આટલા અલ્પ સમયની અંદર આ વીશાળ ખંડ ઉપર જે અદ્ભુત પરીવર્તન થયું છે તેની લેખક સુંદર મીમાંસા આ લેખમાં કરે છે.

પ્રથમ પરીચયની સાથે મારૂં સમગ્ર ધ્યાન સોવીએટ શાસન પ્રણાલીએ હરી લીધું છે. આનાં ખાસ કારણો છે અને તેનો ઉલ્લેખ આવસ્યક છે.

આ ચીત્રની સુરેખ રેખાઓની પાછળ ભારતની અવનતીનો અંધકારમય આગાર પથરાયલો છે. આ અવનતીના ઇતીહાસની અંદર જે સત્ય રહેલું છે, તેનો વીચાર અતી આવશ્યક છે અને નજર સમક્ષ પડેલા પ્રશ્નના ઉકેલમાં સહાયરૂપ નીવડે એવો પુર્ણ સંભવ છે.

એક સમયે યુરોપના નાવીકોએ પુર્વ ખંડને બંદરે બંદરે પોતાનો માલ ખડકવાનો વ્યાપાર શરૂ કર્યો તેની સાથે માનવ ઇતીહાસની તવારીખમાં નવા યુગનો ઉદય નોંધાયો હતો. ક્ષત્રીય મર્દાનગીના જમાનાના અંત સાથે વૈશ્યોની વ્યાપારવૃત્તીના દીવસો ઉગ્યા હતા. આ જમાનામાં વ્યાપાર–દીકાસના બહાના હેઠળ વૈશ્યોના સંઘોએ રાજકીય, લાગવગ જમાવી અને રાજ્યો પડાવીને પચાવવા માંડયાં. આ કાર્યની સીદ્ધી અર્થે કાવાદાવા અને ખટપટનો લાભ લેતાં પણ તેઓ અચકાયા નહીં–કારણ કે તેઓ વીજયલુબ્ધ હતા. કીર્તીની તેમને લવલેશ પરવા નહતી. આ વખતે ભારતની જાહોજલાલી અપુર્વ હતી. તેનાં ગુણગાન દીગન્તમાં ગાજતાં. પરદેશી મુસાફરોની નોંધપોથીઓ ભારતના સુવર્ણયુગની યશગાથાઓથી ભરાઇ જતી. અરે! ક્લાઇવ જેવાએ પણ હીંદના અગાધ ધનભંડારની લુંટમાં પોતે દાખવેલી નરમાશ માટે નવાઇ વ્યક્ત કરી હતી.

વખત જતાં, વ્યાપારનો માર્ગ મોકળો થતો ગયો અને પરદેશી વેપારીઓએ વ્યાપારની ભુમી ઉપર રાજસત્તાના સીંહાસનની સ્થાપના કરી દીધી. તેમને માટે સમય સાનુકુળ હતો. મોગલ સત્તાની એ સંધ્યા હતી. મરાઠા અને શીખો સામ્રાજ્યના સંચા અસ્તવ્યસ્ત કરવામાં મશગુલ બન્યા હતા. અંતે બ્રીટીશરોને હાથે એ સામ્રાજ્યનો વીનાશ થયો.

એમ તો ન જ કહી શકાય કે જ્યારે આ પરદેશી સાહસીકો રાજસત્તા માટે ખાંડાના ખેલ ખેલતા હતા ત્યારે હીંદમાં જુલમ જહાંગીરી અને અન્યાયનો સદંતર અભાવ જ હતો. હીંદની તવારીખના અંગરૂપ એ બની રહ્યાં હતાં. પરંતુ એ ઘા માત્ર ઉપરના જ હતા. હીંદમાં શોણીતની નદીઓ પણ વહેતી, છતાં શરીરનાં હાડકાંઓની કચ્ચરઘાણ થતી ન હતી. સંપત્તી સર્જનનો વ્યાપાર સદૈવ ચાલુ જ રહેતો હતો. શહેનશાહો અને રાજાઓની મુહેર કાયમ ચાલુ રહેતી હતી. જો આમ ન હોત તો, પરદેશી વેપારીઓના ધાડાં માટે સ્થાન જ ક્યાં હતું? રેતાળ રણમાં તીડોના ટોળાં શા માટે ઉતરી પડે?

તે પછી વ્યાપાર અને સામ્રાજયના આ કમનશીબ સંયોજન દરમ્યાન વૈશ્ય-રાજ-કર્તાઓએ હીંદના વૈભવ વીલાસના વટવૃક્ષને નીમુંળ કરવાને માટે જે સાધનોનો ઉપયોગ કર્યો હતો તેની કરૂણ કથા તો ઇતીહાસ-પ્રસીદ્ધ છે. આ આખો ઇતીહાસ દુઃખપુર્ણ છે. પણ તેથી તેને ભુતકાળના બીતરમાં દાબી દેવો એ ઠીક નથી. દેશની અસહ્ય દરીદ્રતાનું મુળ એ ઇતીહાસની અંદર જ રહેલું છે. એકવાર આર્યાવર્તના ધનવૈભવના ગુણ ગવાતા હતા—દુર દુરના મુલકોમાં તેનો સતત પ્રવાહ કેવી રીતે ઘસડી જવામાં આવ્યો તે તરફ બેદરકારી દાખવવી એ આધુનીક યુગના ઇતીહાસના મુખ્ય અંગની અવગણના કરવા બરાબર છે. એ પણ ધ્યાનમાં રાખવું ઘટે છે કે આજનાં રાજકારણનું પ્રેરક બળ અમર કીર્તી નથી, પણ ધન-લાલસા છે. રાજા અને રૈયત વચ્ચેનો સંબંધ માનવીય છે. પરંતુ ધનલોભ આવી કોઇ પણ વસ્તુનો સ્વીકાર કરતો નથી. ધનલોભી નીર્દય અને નીઃસીમ છે. એ લોભ માત્ર સોનાનાં ઇંડાં ભંડારમાં મુકીને જ સંતોષ પામતો નથી. એ સોનાનાં ઇંડા મુકતા હંસના ગળા ઉપર પણ છુરી ફેરવે છે.

[ ૨ ]

હવે આપણે માની લઇએ કે આર્યાવર્તના પ્રાચીન હુન્નર ઉદ્યોગ, તેનાં કલા કૌશલ્ય અને કુનેહ, તેના ગૃહઉદ્યોગ અને કાર્યપ્રણાલી યંત્રવાદની સ્પર્ધામાં હણાઇ જઇને યમશરણ થયાં હતાં. તેથી જ હીંદની પ્રજાને ઉભવાનું સામર્થ્ય બક્ષવાને માટે, સૌથી પહેલી ફરજ કોઇપણ ભોગે તેમને યંત્રોનો ઉપયોગ શીખવવાની હતી. આજે જગતના દરેક સ્વતંત્ર દેશમાં આત્મરક્ષણ અર્થે યંત્રવાદનો પ્રચાર કાળજીપુર્વક કરવામાં આવે છે. જાપાને જોતજોતામાં યંત્ર અને સંપત્તીનાં સર્જન ઉપર પ્રભુત્વ મેળવ્યું છે. જો આમ ન થયું હોત તો યુરોપના યાંત્રીકોના દાવપેચ આગળ તેના જાનમાલ હરાઇ ગયા હોત. કમનશીબે, આપણને એવી તક સાંપડી નથી. કારણ લોભથી દ્વેષ જન્મે છે. અખુટ લાલસાના ઘોર પડછાયા હેઠળ આપણાં જીવન કરમાઇ ગયાં છે; અને આપણા સ્વામીએ આપણને દીલાસો આપે છે કે, હીંદના સત્ત્વ અને સંપત્તીના જે અવશેષો હજી બાકી રહ્યા છે તેના સંરક્ષણ અર્થે "કાયદો અને વ્યવસ્થા" જાળવવામાં આવશે. અને જીવનને અંતીમ માર્ગે ઉભેલા એવા આપણે, તેમના પોલીસના પોષાકનો ખર્ચ પુરો પાડવાને માટે, આપણાં અનાજ અને કપડાં, શક્તી અને વીદ્યા, ગીરો મુકી ચુકયા છીએ.

જ્યાં લોભને પ્રધાન સ્થાન છે, ત્યાં તેની પ્રાપ્તીના સાધન માટે સન્માન નથી હોતું. અને જ્યાં સન્માનને નામે શુન્ય હોય છે, ત્યાં સામા પક્ષને જેમ બને તેમ હલકો રાખવામાં આવે છે. આપણાં જીવન નીભાવને માટે તેમજ જીવનની સામાન્ય જરૂરીયાતોને માટે કેટલાં થોડાં નાણાં મળે છે તે તો જાણીતી વાત છે. શરીરના સંચાને ચાલુ રાખવા પુરતો જ ખોરાક, પોષાક, નહી જેવી વીદ્યા, તેમ જ ઔષધ અને પીવા માટેનું પાણી પણ ગંદુ; બીજી તરફ પોલીસોની પુરતી સંખ્યા, ઉંચા પગારવાળા અમલદારો—જેનો ઉપયોગ ગલ્ફ સ્ટ્રીમના પ્રવાહની માફક બ્રીટીશ ટાપુઓની જ હુંડી વીદારવાને અર્થે થાય છે—અને તેમનાં મોટાં પેન્શનો જે આપણે આપણી દફનક્રીયાના ખર્ચમાંથી બચાવીને આપીએ છીએ. આનું એક જ કારણ છે, અને તે એ કે લોભ આંધળો છે, અને હીંદના રાજકર્તાઓ માટે હીંદ એ લોભનો વીષય છે.

અને તેમ છતાં ચોમેર નીરાશાના અંધકારમય વાતાવરણમાં પણ હું એકરાર કરું છું કે અંગ્રેજો સ્વભાવે ઉદાર છે, અને યુરોપની અન્ય પ્રજાઓ તેના કરતાં વધારે કંજુસ તેમ જ ક્રૂર છે. વાણીમાં અને વર્તનમાં વીપ્લવના જે સુર આપણે કાઢીએ છીએ તે કોઇ પણ પ્રજાના રાજકર્તાઓ સાંખી નહી લે. યુરોપમાં અને અમેરીકામાં એવા દાખલાઓ પણ બન્યા છે. સરકાર સામે આપણે ખુલ્લો બળવો જાહેર કરીએ, અને પછી આશ્ચર્યચકીત થઇને અમલદારોના સીતમ સામે ફરીયાદ કરીએ, એ જ બતાવે છે કે અંગ્રેજો માટેનું આપણું સન્માન હજી પરવાર્યું નથી. આપણા જ દેશી રાજાઓ અને મહારાજાઓ પાસે આપણે બહુ જ ઓછી આશા રાખીએ છીએ, ઇંગ્લાંડમાં રહેતાં મેં અનેકવાર જોયું છે કે, હીંદમાં નીર્દય દમનના બનતા અનેક બનાવો ભાગ્યે જ બ્રીટીશ વર્તમાનપત્રોનાં પાનાં જુવે છે. યુરોપ અને અમેરીકામાં હાંસી થવાના ભયથી જ આમ બને છે એવું કંઇ નથી. ખરી વાત તો એ છે કે જે અમલદારો પરદેશી પ્રજાના અસંતોષને દમનના ચાલુ ચક્ર હેઠળ દાબી દેવાની નીતીને જ વરેલા હોય છે તેઓ સહોદરોના અંતરનાદથી ડરે છે. સરકાર કહે છે કે વીપ્લવવાદના છેલ્લા ઉભરાની સામે જે પગલાં ભરવામાં આવ્યાં છે તે તદ્દન સામાન્ય પ્રકારનાં જ હતાં. આપણને આ અભીપ્રાય સાથે સંમત થવાનું ન પણ ગમે, છતાં જો ભુતના અને વર્તમાનના સર્વ દમનનો વીચાર કરીએ. તો આપણને ઉપલો અભીપ્રાય અતીશયોક્તી ભર્યો તો નથી જ એમ કબુલ કરવું પડશે. આપણી સાથે અસભ્ય વર્તન ચલાવાયું છે, ઘણીવાર કોઇ પણ જાતનાં કારણ વગર અને તે પણ પડદા પાછળથી. પણ સાથે સાથે હું એ પણ કહીશ કે, ઘણા કીસ્સાઓમાં જેમણે માર ખાધો તેમની જ નામના થઇ, અને જેમણે લાઠી ઉગામી તેમની જ અપકીર્તી થઇ. તેમ છતાં શાસનતંત્રના સામાન્ય ધોરણે જોતાં કહેવું જ પડશે, કે આપણને જે શીક્ષા થઇ તે તદ્દન હલકા પ્રકારની જ હતી—ખાસ કરીને જ્યારે આપણી અને તેમની વચ્ચે કશી સગાઇ નથી અને જ્યારે તેમની પાસે સમસ્ત હીંદને એક જલીઆનવાળા બાગના રૂપમાં ફેરવી નાંખવાનું બાહુબળ પડ્યું છે ત્યારે. પરંતુ આ દીલાસો પુરતો નથી. એક લાઠીમાં જે શીક્ષાશક્તી રહેલી છે તે કાળના નીર્ગમન સાથે ભુંસી જવાનો સંભવ છે—શરમના શસ્ત્રથી વીજય માટે પણ એમાં અવકાશ રહેલો છે. પરંતુ થોડી ખોપરીઓ ભાંગ્યા પછી, માનવ સ્વભાવની અંદર જે કલેશની ભાવના જાગૃત થાય છે તે છાપખાનામાં પાનાની રમતમાં દફનાવી શકાય એમ નથી. અંદરથી દેશની સાચી સંપત્તીનો એ ધ્વંસ કરે છે. રોષના શીક્ષાનો અંત તો કોઇક દીવસ પણ આવે છે; પણ ક્ષોભના અનીષ્ટોનો તો કશો અંત જ નથી.

ટાઇમ્સની સાહીત્યપૂર્તીમાં મેકી નામનો એક લેખક લખે છે, કે હીંદની દરીદ્રતા વીવેકહીન લગ્નપ્રણાલીમાંથી પરીણમતી વીશેષ પ્રજોત્પત્તીને આભારી છે. આ કથનનું રહસ્ય એવું છે કે, જો હીંદની ભુમીને ભરખી જનારા આટલા બધા હીંદવાસીઓ જન્મતા ન હોત તો પરદેશીઓના ધનશોષણની ક્રીયા આટલી બધી અસહ્ય બની ન રહેત. મને મળેલી ખબર પ્રમાણે ઇ. સ. ૧૮૭૧ થી ૧૯૨૧ ની સાલ સુધીમાં ઇંગ્લાંડની વસ્તી ૬૬ ટકા જેટલી વધી છે; ત્યારે હીંદમાં છેલ્લા પચાસ વર્ષ દરમ્યાન પ્રજોત્પત્તીમાં વધારો માત્ર ૩૩ ટકા જેટલો જ

થાય છે કે, તે દેશનો ખેડુત અને મજુર વર્ગ જે આઠ વર્ષની વાત ઉપર આપણા દેશ જેટલો જ નીરાધાર, બીન–કેળવાયેલો, કચડાયલો અને ભુખે મરતો હતો–કેટલીક બાબતોમાં તો તેમની અવદશા આપણાથી પણ ભયંકર હતી. તે વર્ગે કેળવણીના ક્ષેત્રની અંદર અલ્પકાળની અંદર આપણા ઉચ્ચ વર્ગોએ ૧૬૦ વર્ષના પ્રયાસોને અંતે જે પ્રગતી કરી છે તેથી પણ વધુ સારી સીદ્ધી કરી છે. આપણે ગરીબ ભીક્ષુકો જે વસ્તુનો સ્વપ્ને પણ ખ્યાલ નથી કરી શકતા, તે વસ્તુનો સ્પષ્ટ આવીર્ભાવ મેં રૂશીયાની ભુમી ઉપર થતો નીહાળ્યો.

આ અદ્‌ભુત સાધના કેવી રીતે શકય બની? આ પ્રશ્ન મેં અનેકવાર મારી જાતને પુછયો છે. અને મને દરેક વાર જવાબ મળ્યો છે કે સ્વાર્થને સીમા નથી. આ લોકો દુરના એશીયાના મુલકોમાં વસતી તુર્કોમેન પ્રજાને પણ પુર્ણ કેળવણી આપતાં જરા અચકાતા નથી, બલ્કે, તેઓ તેમ કરવાને આતુર છે.

મેં સાંભળ્યું છે કે એક ફ્રેંચ વીદ્વાને કોચીન–ચીનમાં વસતી પ્રજાની કેળવણી સંબંધી એવો અભીપ્રાય ઉચ્ચાર્યો હતો, કે હીંદવાસીઓની કેળવણી સંબંધી અંગ્રેજોએ જે ભુલ કરી છે તેવી ભુલ ફ્રેંચ સરકાર નહી જ કરે. આપણે કબુલ કરવું જોઇએ કે અંગ્રેજોના સ્વભાવમાં એક પ્રકારની ઉદારતા છે–જેને પરીણામે પરાધીનતાની જાળની અંદર કેટલાક વાણાતાણા વણવાના રહી જાય છે. જો આમ ન બન્યું હોત તો આપણને વાચા આવતાં હજી બીજી એકાદ સદી કદાચ વહી જાત. એમ પણ ન જ કહી શકાય કે પોલીસની બંદુકો કરતાં અજ્ઞાનતાનું હથીઆર ઓછું અસરકારક નથી; કદાચ લોર્ડ કર્ઝનને આ સત્યની ઝાંખી થઇ હશે. જે ફ્રેંચ સાક્ષરનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેણે પરાધીન પ્રજાની કેળવણીનું માપ પોતાના દેશથી ઘૂટ જુદી પટીએ કાઢયું નથી. આ ભેદનું એક જ કારણ 'સ્વાર્થ' છે. લોભીજનોને મન તો તેમની સ્વાર્થવૃત્તી પોષતો સમુદાય માનવસમુદાય નથી. પરીણામે તેમના હક્કદાવાની કીંમત પણ સ્વાભાવીક રીતે જ તેવી અંકાય છે. જેમની સાથે આપણા રાજકર્તાઓ તરીકે આપણો સંબંધ સંકળાયલો છે, તેમને આપણે શું આરોગીએ છીએ, શું પીને તરસ છીપાવીએ છીએ, અને કેવાં ભયંકર અજ્ઞાનમાં આપણે ડુબ્યા છીએ તેની બધાની ભાગ્યે જ કશી માહીતી આજ સુધીમાં મળી હશે. સૌથી અગત્યનો મુદ્દો તો એ છે, કે તેમને આપણી ગરજ છે અને તેથી જ આપણી જીવનની જરૂરીયાતોનો પ્રશ્ન તેમને માટે મહત્વનો નથી. તે ઉપરાંત આપણને એટલે દરજજે ઉતારી પાડયા છે કે જ્યાં આપણી માગણીઓનાં ભાગ્યે જ આદરમાન થઇ શકે. તેથી જ્યારે હું એ નવીન ભુમીમાં ગયો, અને એ સ્વાર્થલોલુપતાને શીક્ષાના ભાર હેઠળ કચરાતી નીહાળી, ત્યારે મારૂં હૈયું આનંદથી નાચી ઉઠયું. કારણ કે હું એ મહત્વના મુદ્દાને નથી વીસારી શકતો, કે જગતમાં ગમે તે જગ્યાએ જ્યારે પણ ભયની જાળ બીછાવવામાં આવે છે ત્યારે ત્યાં આગળ હંમેશાં પ્રેરકશક્તીનો ફુવારો તો સ્વાર્થલોભની અંદર જ હોય છે.

એક વખતે ઝારની સરકારે પ્રજાની પ્રેરણાને અજ્ઞાનતા અને અંધશ્રદ્ધાના અરણ્યમાં સુકવી નાંખવાનો પ્રયાસ કર્યો હતો. પ્રેમના પુરૂષત્વને પોલીસની જુલ્મ જહાંગીરીના તાપ હેઠળ પીગળાવી નાખવાનો અખતરો આદર્યો હતો. હું નથી માનતો કે આજે રૂશીયામાં એ લોખંડી દંડ આળસુ પડયો છે, પરંતુ સોવીએટની શીક્ષણ પ્રણાલી

અદ્ભુત છે. અને તેથી એટલું તો ચોક્કસ કહી શકાય એમ છે કે, આજે રૂશીયાનો પ્રજાસમુદાય જે શીક્ષણ છુટથી સંપુર્ણ પ્રમાણમાં. લઇ રહ્યો છે, તે સ્વાભાવીક રીતે જ આર્થીક સીદ્ધાન્તો સંબંધી મત સ્વાતંત્ર્ય ઉપર કોઇ પણ જાતના અંકુશનો સામનો કરશે.

રૂશીયામાં થતા કાળા કહેરની અનેક કલંક કથાઓ વારંવાર આપણને સંભળાવવામાં આવે છે. એવા સીતમ સંભવીત છે. અને છતાં સોવીએટ સરકાર જુના તંત્રની જુલ્મ જહાંગીરી અને નીર્દય સીતમગીરીનો ઇતીહાસ ચીત્રો, સીનેમાઓ; અને શીક્ષણ પાઠોદ્વારા પ્રજામાં ખુબ ફેલાવે છે. સોવીએટ સરકારે પણ એ જ ક્રુર નીતી અખ્ત્યાર કરી હોય, તો એટલું તો જરૂર કહી શકાય કે દરેક જાતની ક્રુરતા સામે આવો પ્રચાર આદરવો એ ખોટી રાજનીતી છે. કલકત્તાના બ્લેક હોલના અત્યાચાર માટે શીરાજ–ઉદ્–દૌલા સામે સીનેમાઓ અને બીજી દરેક રીતે પ્રચાર કરવામાં આવતો હોય, તે જ વખતે જલીઆનવાલાનો હત્યાકાંડ માંડવો એ મુર્ખાઇ ભરેલું પગલું છે એમ કહેવું એ બહુ નહી તો તદ્દન બાજબી મતદર્શન તો છે જ.

માર્ક્સના અર્થશાસ્ત્રના એક જ બીબામાં પ્રજા સમસ્તના માનસને ઉતારવાનો ભગીરથ પ્રયત્ન રૂશીયામાં થઇ રહ્યો છે એમ પણ સ્પષ્ટ જણાઇ આવે છે; અને એ દૃષ્ટીએ તે વીષયની મુક્ત ચર્ચાની બંધી ફરમાવવામાં આવી છે આ આક્ષેપનું સત્ય હું સ્વીકારું છું. છેલ્લા વીગ્રહ દરમ્યાન વાણી સ્વાતંત્ર્યને કુચો મારવાનો એવો જ પ્રયાસ દરેક દેશમાં થયો હતો; અને સરકારની નીતીના વીરોધી કોઇ પણ અભીપ્રાયને ભયંકર કારાગારમાં પુરવામાં અથવા તો ફાંસીના માચડા ઉપર ચડાવી દેવામાં આવતો હતો.

જ્યાં તત્કાળ ફળ પ્રાપ્ત કરવાનો લોભ વીશેષ પ્રબળ હોય છે ત્યાં વ્યક્તીગત મત સ્વાતંત્ર્યના હક્કનો રાજકીય અગ્રેસરો ભાગ્યે જ સ્વીકાર કરે છે. તેઓ કહે છે કે વાદવીવાદ તો મુલતવી રાખી શકાય; દરમ્યાન આપણે આપણા ઉદ્દેશો પાર પાડી લઇએ. રૂશીયામાં અત્યારે વીગ્રહનું જીવન્ત વાતાવરણ જામ્યું છે; દેશની અં... તેમ જ બ્હાર તેના શત્રુઓ પ્રચાર કરે છે... તેમના અખતરાને નીષ્ફળ બનાવવા ર... અનેક દાવપેચો ખેલાઇ રહ્યા છે. તે... તેમના રચનાત્મક કાર્યના પાયા સ... ચણાઇ જવા જોઇએ. અને પરીણામે ... જબરજસ્તીનો ઉપયોગ કરતાં ...ખ... અચકાતા નથી. પરંતુ આ જરૂરીયાત ...હોય અનીવાર્ય હોય, છતાં જે સંસ્થાઓના પાયા જબરજસ્તી ઉપર ચણાયા હોય છે તે હંમેશને માટે હચમચી ઉઠે છે.

રૂશીયાએ નવયુગનો માર્ગ મોકળો કરવાનો આદર્શ સેવ્યો છે; પ્રાચીન રીતરીવાજો અને માન્યતાઓનું નીકંદન કાઢવાનો—સદીઓની શાંત રીતભાતોને હચમચાવી મુકવાનો માર્ગ અખત્યાર કર્યો છે. જેઓ માનવસ્વભાવ સાથે સમાધાન કરીને યોગ્ય સમયની રાહ જોઇ શકતા નથી તેઓ હીંસાત્મક સાધનોની સહાય લે છે; અને પરીણામે એક જ રાતમાં તેઓ જે સીદ્ધી કરે છે તેનું વજન પડતું નથી—અને તે નીવડે છે પણ અલ્પજીવી. જે અગ્રેસરો માત્ર અભીપ્રાય ઘડવામાં જ વીજયી નીવડે છે અને મનુષ્ય ઘડી શકતા નથી તેવાઓમાં મને વીશ્વાસ નથી. પ્રથમ તો અંગત અભીપ્રાયની અંદર અગાધ શ્રદ્ધા સેવવી એ જ બરોબર નથી, એ અભીપ્રાયની યથાર્થતા વર્તન દ્વારા સાબીત થવી જોઇએ. જે અગ્રેસરો શાસ્ત્રોના ફરમાનોની અંદર -માનતા નથી તેમને અમુક આર્થીક સીદ્ધાં

તોના ઘેલા પુજકો તરીકે મેં નીહાળ્યા છે, અને બીજાઓને ગમે તે રસ્તે, ગમે તેમ, પોતાના જેવા જ ઘેલા પુજકો બળજબરીથી પણ બનાવવાના પ્રયાસો તેઓ કરે છે. પણ તેઓ ભુલી જાય છે કે આ કાર્યમાં તેઓ ફત્તેહમંદ નીવડે તો પણ તેમના સીદ્ધાંતો કંઇ સ[illegible] ઠરતા નથી; ઉલટું જેમ વધારે બળ [illegible] રાય છે તેમ તેમના સીદ્ધાંતની કીંમત [illegible] ઘટતી જાય છે. યુરોપમાં એક વખતે [illegible] તી સંપ્રદાયમાં લડાયક જુસ્સા માટે [illegible] શ્રદ્ધા હતી, તે વખતે મનુષ્યોનાં [illegible] ભાંગીને, તેમજ તેમને જીવતા સળગાવી [illegible] ને અથવા તો ભાલાંઓથી વીંધીને [illegible] ચીથા ટીચી ટીચીને તે સંપ્રદાયના સત્યાસત્યના પ્રચારનો પ્રયાસ થતો હતો. આજે બોલ્શેવીક સીદ્ધાંતો વીષે એ જ વસ્તુસ્થીતીનું પુનરાવર્તન મીત્રો તથા શત્રુઓ કરી રહ્યા છે. બંને પક્ષો એક બીજા સામે મત સ્વાતંત્ર્યના હક્ક ઉપર અંકુશની ફરીયાદો કરે છે. પરીણામે આજે યુરોપમાં માનવ પ્રકૃત્તી ઉપર ચોમેરથી આક્રમણ ચાલી રહ્યું છે.

મેં ઉપર જણાવ્યું છે કે સોવીએટ રૂશીયામાં વર્ણ કે જાતીના કશા પણ ભેદ વગર દરેક શહેરીને સમાન હક્ક અને શીક્ષણની સમાન તક આપવામાં આવે છે બ્રીટીશ–હીંદની પ્રજા તરીકે આ વસ્તુ સ્થીતીથી મને ભારે આત્મસંતોષ થયો છે

[illegible] પ્રશ્ન [illegible] ને મ[illegible]

## [ ૫ ]

હવે મારે [illegible] જ પ્રશ્નનો ઉત્તર આપવાનો બાકી રહ્યો છે. બ્રીટીશ હીંદમાં અનેક મીત્રોએ સોવીએટના અર્થશાસ્ત્ર વીષે મારો મત માગ્યો છે. મને ભય રહે છે કે પુરાણોમાં અંધશ્રદ્ધા સેવતા અને બ્રાહ્મણોના આગળ મુઢ બનેલા આપણા દેશમાં પરદેશમાંથી આયાત કરેલા ગમે તેવા સીદ્ધાન્તને વેદવાક્ય તરીકે સ્વીકારી લેવાની આપણી ટેવ સહજ થઇ ગઇ છે. આધ્યાત્મીક પરાધીનતાની આ બેડીઓ ફગાવી દઇને આપણે બેધડક કહેતાં શીખવું જોઇએ કે સીદ્ધાન્તોની સાચી કસોટી વર્તનમાં મુકાયા પછી જ થઇ શકે છે, અને હજી સોવીએટ સીદ્ધાન્તોની તે કસોટી પુરી થઇ નથી. માનવસમુદાયના હીત માટેના કોઇ પણ તત્વજ્ઞાનમાં માનવસ્વભાવનું તત્વ પ્રધાનપદે હોય છે. એ તત્વ સાથે સોવીએટ ફીલસુફીનો કેમ મેળ ખાય છે તે નક્કી કરવાનો સમય હજી આવી પહોંચ્યો નથી.

માનવ સ્વભાવનાં બે અંગો હોય છે: એક તરફ એનું સ્વતંત્ર નીરાળું વ્યક્તીત્વ, બીજી તરફ સમાજના અંગ તરીકે એનું સામાજીક જીવન. આ બેમાંથી એક અંગને છેદી નાંખીએ અને તે પછી જે અવશેષ રહે તે તદ્દન અવાસ્તવીક હોય છે. જ્યારે માણસ એક જ વસ્તુને અક્કડાઇથી વળગી રહે છે, ત્યારે તેનો સલાહકાર બધી મુંઝવણ ટાળવાને માટે બીજી ચીજોને કાપી જ નાંખવાની સલાહ આપે છે. જ્યારે વ્યક્તીવાદ સ્વાર્થશાલાના સંકુચીત કુંડાળામાં સંકોચાઇ જાય છે, ત્યારે દોઢડાહ્યા સલાહકારો "સ્વ"નો સદંતર નાશ કરવાની સલાહ આપે છે. આથી કદાચ અસંતોષમાં ઓટ આવે ખરી, પરંતુ પરીણામે જીવનનું હલન ચલન અટકી જવાનો પણ ભય રહે છે. ગાડીને સલામત રાખવાને માટે ઘોડાનો નાશ કરવો એ નીતી ડહાપણભરી નથી.

મનુષ્યો એક બીજા સાથે લડે છે, અને આખડે છે, કારણ કે તેમનો વાસ ભીન્ન ભીન્ન શરીર પીંજરોમાં હોય છે; પરંતુ એક મહાશરીર પૃથ્વી ઉપર જીવે તે માટે આ બધા શરીર પીંજરોને એક દોરડા વડે હાથપગ બાંધીને મુશ્કેટાટ કરવાની સુચના તો કોઇક જ આપખુદ ઝાર આપી શકે. પ્રકૃત્તીની સામે બાથ ભીડવી, તેનો ક્રમ સદંતર ઉંધો વાળવો, એને માટે હીંમત કરતાં અવીચારી સાહસની વધારે જરૂર પડે છે.

# ગોળમેજીનો બીજો અંક

: લેખક :

તટસ્થ

> વીલાયતી વાતાવરણમાં ગોળમેજીના નાટકનો બીજો અંક શરૂ થાય તે પહેલાં પ્રસ્તુત લેખ લખાયો છે. તેમાં લેખકે કરેલી કેટલી કલ્પનાઓ ખરી કે ખોટી ઠરે છે, તે તો ગોળમેજીમાં ચાલી રહેલા કામ ઉપરથી વાચકો નક્કી કરી શકશે.

ગોળમેજીના નાટકનો બીજો અંક લંડનમાં ભજવાવો શરૂ થયો છે.

પહેલા અંક વખતે તેમાં મહાસભાનો કોઇ પ્રતીનીધી નહોતો કેમકે મહાસભાએ તેનો બહીષ્કાર કર્યો હતો, ના, મહાસભા ગોળમેજી નાટકની રંગભુમી ખડી કરનાર સત્તા સામે સીધી સત્યાગ્રહ યુદ્ધમાં ઉતરી હતી. એટલે હીંદમાં જ્યારે વીલાયતી કામદાર સરકારની આજ્ઞાથી સત્યાગ્રહી પોલીસો સત્યાગ્રહીઓની ઉપર લાઠીનો ઝડીમાર ચલાવતા હતા, બોરસદમાં અને બીજે હીંદી સ્ત્રીત્વનાં ભયંકર અપમાન થઇ રહ્યાં હતાં, હીંદની તુરંગો ૭૦૦૧૦ સત્યાગ્રહીથી ઉભરાતી હતી, ત્યારે બ્રીટીશ સત્તાવાળાઓ લંડનમાં અનેક હીંદીઓના સહકારથી ગોળમેજીના નાટકનો પહેલો અંક શરૂ કરી ચુક્યા હતા.

એ નાટકનું વસ્તુ સાયમન સાતડીએ હીંદની અળખામણી મુલાકાત પછી લખેલા વખોડાયલા વૃતાંતોમાંથી ઉપજાવી કાઢવામાં આવ્યું હતું. નાટકનો સમવાયીતંત્ર રચનાનો ઝોક મોન્ટેગ્યુની કલ્પનામાંથી ગોઠવવામાં આવ્યો હતો. મવાળ વીચારના હીંદીઓના આગ્રહથી જીવતા સાયમનને એ નાટકના નટમંડળમાંથી દુર રાખવામાં આવ્યો હતો, પરંતુ મવાળ હીંદીઓની એટલી લાગણી પંપાળીને, રામ્સે મેકડોનાલ્ડે તેમની પાસેથી તેના બદલામાં મોંઘી વસ્તુ મેળવી લીધી હતી. તે વસ્તુ માતૃભુમીની તત્કાલીન પરીસ્થીતી તરફ આંખમીંચામણા. તેથી જ એ મવાળ મહાશયોની મંડળી વીલાયતી વહાણોમાં ખડકાઇને હીંદમાંથી ઉપડી ગઇ, ત્યારે તેમણે જેલમાં સડતા ૭૦ હજાર હીંદીઓની, લાઠીમાર ઝીલતા હીંદીઓની, અપમાન વેઠતી બહેનોની અને જેલ તેમજ મારનાં કષ્ટ સેહતાં બાળકોની કલ્પના ઉપર ગોળમેજીના નામનો અંધારપછેડો આરાઢી દીધો હતો!

છતાં પહેલા અંક વખતે હીંદની મહાન રાષ્ટ્રીય સંસ્થાએ તેનો બહીષ્કાર કર્યો હતો, હીંદના મહાન વ્યાપારી મંડળોએ તેનો બહીષ્કાર કર્યો હતો, અને અંગ્રેજ મુત્સદીઓ માત્ર કોમીવાદીઓ અને આપખુદ સત્તાને માટે અમરપટા મેળવી લેવાના રસીઆ રાજાઓની જ મદદ મેળવી શક્યા હતા.

તેથી એ નાટક સફળ થયો છે તેવો બહારથી સંપુર્ણ દેખાવ કરવા છતાં, તેમના

દીલમાં તેની નીષ્ફળતાની પુરેપુરી ખાત્રીનો પડઘો પડતો હતો. 'અમારૂં આ નાટક આ માણસોના સહકારથી કદી પણ સફળ થવાનું નથી' એ ભય ત્યારે બ્રીટનના ત્રણે પક્ષના મુત્સદ્દીઓનાં હૈયાને ગભરાવી રહ્યો હતો.

પરંતુ આખરે બ્રીટનની ચાલાક મુત્સદ્દીગીરી ફાવી. આપખુદ સત્તાથી કાઢવામાં આવતા ઓર્ડીનન્સથી હીંદ પર વજ્રમુષ્ઠીથી રાજ કરવામાં મગરૂરી લેનાર અરવીને બહારથી પ્રતીષ્ઠાના મુદ્દાને પંપાળી રાખીને, ગાંધીજી સાથે સમાધાન કરવાના રસ્તા શોધવા માંડયા—! અને એ સમાધાનશીલ તેમજ સદાય સમાધાન પ્રીય સંત પુરૂષે સંપુર્ણ સ્વતંત્રતા માટે લડતમાં ઝુકાવનારા હીંદીઓને દગો દીધો અને

હમ મરેંગે લડતે લડતે,
નહીં લડાઇ મરને વાલી;
* * *
શીર જાવે તો જાવે
પર આઝાદી ઘર આવે;
યે જાન ફના હો જાવે
પર આઝાદી ઘર આવે.

એ ભાવનાથી પ્રેરાઇ પ્રાણાર્પણ કરવા તત્પર બનેલા કરોડો નવજવાન હીંદીઓની પરવા કર્યા વીના દીલ્હીનું નામોશીભર્યું તહનામું કરી નાખ્યું!

એ પછી એમને માટે ગોળમેજીમાં આવવાનો માર્ગ મોકળો બન્યો. એટલે તે નાટકના બીજા અંકમાં મહાસભાના એકલા પ્રતીનીધી તરીકે હવે એમણે પણ ભાગ લેવો શરૂ કર્યો છે. એટલે સાયમનના મુળ માળખા ઉપર રચાયલી, પોલાદી ચોકઠાએ તૈયાર કરેલી યોજનાને સંમતી આપવાનું જ માત્ર હવે તો લંડનમાં કામ થવાનું છે.

## [ ૨ ]

લંડનમાં જે સમવાયીતંત્રનો વીચાર ચાલી રહ્યો છે, તે તંત્રની રચના સેન્કીની કુશાગ્ર બુદ્ધીએ એવી સીફતથી રચી છે કે જેથી હીંદુસ્થાન સંયુક્ત સંસ્થાનો સમો અંદરથી. દેશી અને બ્રીટીશ હીંદના વીભાગોમાં સંપુર્ણ સ્વતંત્ર રહીને પણ બહારથી એક અને અભેદ્ય હીંદ બની જાય, એ તો આશા જ આકાશમાંથી પુષ્પો ઉતારવા જેવી છે. તેને બદલે સેન્કી યોજનાથી હીંદ વીશેષ અને કાયમને માટે વીભક્ત બની જાય તેમ છે. જેવી બાલ્કન રાજ્યોની દશા થઇ છે, તેવી હીંદની દશા બ્રીટીશ મુત્સદ્દીઓ કરવા માગે છે, એવું ગોળમેજીના પ્રથમાંકમાં થયેલા શમકાજને જોતાં કહી શકાય તેમ છે. બ્રીટીશ મુત્સદ્દીગીરી આ નાટકમાં આજ સુધી ફાવી છે તેવી જ ફાવશે તો હીંદમાં એક નહીં પણ એકસો અલસ્ટર ખડાં થાય તો નવાઇ નહીં.

અને બ્રીટીશો પોતાની કરામતમાં નહીં ફાવે એમ માનવાને જેટલાં કારણો નથી, તેટલાં કારણો તેઓ ફાવશે એ માનવાને મળે છે. કેમકે અંદર અંદરની આટલી ફાટફુટ છતાં હીંદને ગુલામીમાં જકડી રાખવાના નીર્ણયમાં ત્રણે રાજદ્વારી પક્ષો મક્કમ છે. ત્યારે તેમની સામે ગોળ ટેબલ આગળ બેસનારા હીંદી પ્રતીનીધીઓમાં 'કપાળે કપાળે જુદી મતી' છે.

વળી દુર્ભાગ્યે સમવાયીતંત્ર [Federation] ને લગતું સંગીન જ્ઞાન ધરાવનાર એક પણ હીંદી ગોળમેજીમાં નથી. ત્યારે સામે પક્ષે નીષ્ણાત બંધારણવાદીઓ છે. સેવું જ લશ્કરી બાબતમાં પણ છે. પહેલી

બેઠકમાં જ હીંદના કુશળ ગણાતા બુદ્ધીમાનોએ પોતાની એ નબળાઇનો સ્વીકાર પણ કરી લીધેલો છે જ એટલે એ રાજરમતમાં હીંદી મુત્સદીઓ હારી જાય એનાં ચોક્કસ ચીન્હો જણાય છે.

બીજું દુર્ભાગ્ય એ છે કે બ્રીટીશ મુત્સદીગીરીએ હીંદમાંથી એવાં માણસો લંડન તેડાવ્યાં છે કે. જેમની દ્રષ્ટીએ પોતાનું હીત કે કોમીહીત એ દેશહીત કરતાં વીશેષ મહત્વનું મનાય છે. અને અત્યાર પહેલાં કોમીવાદના ખડક સાથે ગોળમેજીની નૌકાને અફળાવી મારવાના જે ખુલ્લા પ્રયત્નો થઇ રહ્યા છે, તે જ એ પરીષદના નીષ્ફળ પરીણામની સ્પષ્ટ આગાહી આપે છે.

ગોળમેજીને માટે બીજો ભય રાજાઓ અને તેમના દીવાનો તરફનો છે. રાજાઓની આપખુદીનો તો પાર જ નથી, છતાં તેમને તો એ આપખુદીનાં અધીક તાંડવ સ્વચ્છંદે કરવાં છે, અને તે માટે તેમને સંપુર્ણ સ્વતંત્રતા જોઇએ છે. પરંતુ એમના કરતાં પણ એમના દીવાનો મહત્વાકાંક્ષાઓમાં ચડી જાય છે. એ મહત્વાકાંક્ષામાં પ્રજાના કલ્યાણની ભાવના નથી, પ્રજાને છુંદવાની વૃતી જ છે. એમને તો પોતાને માથેથી હાલના તંત્રમાં 'રાજદ્વારી ખાતા'ની જે ધુંસરી છે તે કાયમને માટે ફગાવી દેવાની આજ અમુલખ ઘડી આવી દેખાય છે. રાજાઓને પોતાના 'ઇશ્વરી અધીકાર'ના કીલ્લામાંથી એક કાંકરી પણ ખરે તે પાલવતું નથી, અરે! અત્યાર સુધીમાં એમાં જે ગાબડાં પડયાં છે તે પુરી લેવાં છે. એમના તાબાની ૮૦, ૮૩૮,૫૨૭ જેટલી માનવ સંખ્યાને મતાધીકાર પણ આપ્યા વીના સ્વેચ્છાપુર્વક કરના ભારણથી કચડી, એ નાણાંનો પોતાની અંગત લાલસાઓને પોષવાને માટે છુટો હાથ જોઇએ છે. એટલું જ નહીં પણ અત્યારના બ્રીટીશ હીંદને સુધારાના જે ટુકડા આપવા કાઢ્યા છે, તેના કેન્દ્રસ્થાનમાં [હીંદની પાર્લામેન્ટમાં] એવા અધીકાર જોઇએ છે, કે જેથી તેઓ પોતાની હદ બહારના હીંદીઓના પણ ભાગ્યવીધાતા થઇ પડે! અને હીંદમાં નવાં નવાં અલસ્ટરો રચવાનું કાવતરૂં કરનારા સ્વાર્થી બ્રીટીશ મુત્સદ્દીઓનો તેમને તે કામમાં પુરેપુરો સાથ છે.

આમ 'મુખમેં રામ–બગલમેં છુરી'ની નીતી ધારણ કરનારા બ્રીટનના ત્રણે પક્ષના રાજદ્વારીઓ હીંદને ફસાવવાની બાજી ખેલી રહ્યા છે. માત્ર મ્હોઢે મીઠું મીઠું બોલવું, બાહ્ય દેખાવે તેમણે હીંદને ઘણું આપી દીધું છે એવું દેખાડવું, છતાં સ્વતંત્રતાનું સહેજ પણ સત્વ હીંદને ન સાંપડે એ એમની બધીએ ચાલબાજીનું રહસ્ય છે! જે સત્તાને કેન્દ્રસ્થાને અત્યારે ગોરી નોકરશાહી છે, તે સ્થાન તેઓ હીંદીઓને આપવાનો દેખાવ કરવા માગે છે. પરંતુ વસ્તુતઃ એ સ્થાને નોકરશાહીની ખુશામદ ઉપર જીવનની સીદ્ધી માનનારા તેમના ખાંધીઆ હીંદીઓ જ આવી શકે તેવી તમામ તદબીરો રચે છે! તેથી સમવાયીતંત્રની સેન્ડીશાહી યોજના એ બીજું કંઇજ નહીં પણ હીંદને માટે પરાધીનતાની નવી બેડીઓ જ છે, માત્ર એ બેડીઓ જન્મે અને દેખાવે હીંદી, છતાં સ્વભાવે અને મનોદશામાં પરદેશીઓના ગુલામ એવા, હીંદના રૂઢીરક્ષકો [રાજકારણમાં]ની મારફત હીંદના ખોળીઆની આસપાસ પહેરાવી તેને જકડી નાખવા માગે છે. એથી જ કોમીવાદના ઝંઝાવાતને આટલું મહત્વ અપાય છે અને પહેલો એ પ્રશ્નનો નીવેડો કરવાનો આગ્રહ કરવાની ચાવીઓ પડદા પાછળથી ચડાવવામાં આવે છે. તેટલે અંશે હીંદ સ્વતંત્રતાના છાંયડાથી પણ દુર ને દુર જ જતું જાય છે.

[૩]

જો દેશી રાજાઓને એમની લગભગ સવા આઠ કરોડ પ્રજા ઉપર સ્વેચ્છાધીકાર મળી જાય તો, રાજાશાહીના પ્રશંસકોનાં ગમે તેટલાં બણગાં ફુકાતાં હોવા છતાં એમ કહેવું જ જોઈશે કે, હીંદ સમસ્તની ઉપર એની પ્રત્યાઘાતી અસર થશે અને અત્યારે જે ૨૯૦,૬૧૨,૬૬૨ હીંદીઓ નામનીએ સ્વતંત્રતા ભોગવે છે તેની ઉપર પણ ગુલામીની મહોરછાપો વાગવાની વેળા ઉભી થશે. કેમકે સમવાયીતંત્રની કેન્દ્ર-સંસ્થામાં આપખુદ રાજાઓ પોતાના જ ખુશામદીઆઓનું ભરણું ભરશે, તેમની સાથે સ્વાર્થી કોમીવાદીઓ જોડાઈ જશે અને તેથી હીંદના રાજરથને પ્રગતીને બદલે તેઓ હમેશાં અધોગતીને અવળે માર્ગે જ હાંકયા કરશે! તેમાં વળી જેમનો સ્વાર્થ હીંદને દબાવીને ચુસવામાં જ રહેલો છે; તેવા બ્રીટીશ વ્યાપારીઓનું વજન ઉમેરાશે, એટલે પરાધીનતાનું ત્રાજવું હીંદને નશીબે નમતુંજ રહેશે અને સ્વાધીનતાનું પલ્લું ઉંચું ને ઉંચું હવામાં અદ્ધર ઝોકાં ખાયા જ કરશે! હાલની યોજના પ્રમાણે જો તંત્ર રચાય તો હીંદની એ કહેવાતી પાર્લામેન્ટ દુનીઆભરના આપખુદમાં આપખુદ માણસોની જ દાસી બની રહેશે અને તે વખતે હીંદના ઉદ્દામવાદીઓ કાનુનસરની લડતમાં માત્ર ભાષણો કર્યા સીવાય બીજું કશુંજ કરી શકશે નહીં. આમ નવા કલ્પેલા સુધારામાં સાચો હીંદ વીશેષ ગુલામ બનશે, વીશેષ પરાધીન બનશે, વીશેષ નીરાધાર અને અટુલો બનશે.

[૪]

બ્રહ્મદેશના પ્રશ્નને તો સીફતથી આ નાટકમાંથી નીરાળો જ બાજુએ કાઢી નાખવામાં આવ્યો છે. આ પ્રશ્નને સીધા દૃષ્ટીબીંદુથી જોનાર આખી યે બ્રીટીશ બાજીને બરાબર પારખી શકે તેમ છે.

અને ગઇ કાલે જે બ્રહ્મદેશ માટે થયું તે જ હવે એડન માટે પણ થવાનું છે. હીંદને નાણે બ્રીટીશો બ્રહ્મદેશ અને એડનદ્વારા એશીઆમાંનું પોતાનું વર્ચસ્વ અને હીંદ ઉપરનું આધીપત્ય ટકાવી રાખતા હતા. હવે હીંદ ઉપરનો અધીકાર તેઓ હીંદી રાજાઓ અને હીંદી કોમીવાદીઓ તેમ જ રૂઢીરક્ષકો મારફત હાથમાં રાખી મુકવા માગે છે. એટલે જ સામ્રાજ્યના સંરક્ષણની યોજનામાં ખાસ મહત્વનાં એવાં એડન તેમ જ બ્રહ્મદેશને તેમણે જુદી જ કક્ષામાં ગોઠવવાની બાજી ખેલી છે. આ બાજી નીષ્ફળ બનાવે તેવા મુત્સદ્દીઓ હીંદ તરફથી ગોળમેજીમાં મોકલવામાં આવ્યા જ નથી. મહાત્માજીએ પણ મહાસભાની વતીથી એકલા જ ત્યાં જઇને બ્રીટીશ મુત્સદ્દીઓને વીશેષ નીશ્ચીંત બનાવ્યા છે.

નશીબનાં નખરાંની કલ્પનાનાં તુતને નહીં માનવા છતાં પણ કહેવું પડે છે કે, ખરેખર બ્રીટનનો સીતારો જ જોર છે. તેને ભાગ્યે જ હીંદમાં તેને મહાત્માજી જેવા મીત્ર મળી ગયા છે, અને તેથી જ જેમ બ્રીટન દુનીઆમાં બધે જ પરાજય પામતું અને માર ખાતું હતું તે વખતે હીંદમાં સામ્રાજ્ય સ્થાપી શક્યું, તે જ રીતે અત્યારે સમસ્ત વીશ્વમાં મુડીવાદ મરણપથારીએ પડયો છે અને સામ્રાજ્યવાદના સાંધા ઢીલા

થઇ ગયા છે: તે વખતે પણ બ્રીટીશ સામ્રાજ્યવાદને તેમજ બ્રીટીશ મુડીવાદને હીંદમાં નવેસરથી અમરપટો મળવાનો છે જ.

એક સારૂં કહેવત છે કે: 'ઇતીહાસની પુનરૂક્તી ઘણી વખત થાય છે: હીંદને માટે એ કહેવત આજે અક્ષરસઃ સાચું પડતું લાગે છે. તે નીચેની સરખામણી ઉપરથી સમજી શકાશે:

## હીંદમાં બ્રીટીશ સામ્રાજ્ય સ્થપાયું ત્યારે

૧. રાજાઓ પોતાના અંગતસ્વાર્થ સાચવવા, દેશને પરાધીન બનાવીને પણ બ્રીટીશ વ્યાપારીઓ અને મુત્સદ્દીઓનું શરણું સેવવા જતા હતા.

૨. હીંદુ મુસલમાનો વચ્ચે સત્તાની વહેંચણીની મારામારીઓ ચાલતી હતી, તેથી બન્ને પક્ષ નબળા પડી ગયા હતા.

૩. બ્રીટીશ બાજીગરો હીંદીઓની મદદથી જ હીંદમાં સામ્રાજ્ય જમાવતા હતા.

૪. હીંદીઓ ચેત્યા હોત, બ્રીટીશ વ્યાપારીઓને છુટછાટ આપતાં અટક્યા હોત અને અંદર અંદર એકત્ર બની સંગઠીત બન્યા હોત તો હીંદને પરાધીન બનવું પડયું ન જ હોત.

## હીંદ માટે લંડનમાં ગોળમેજી મળે છે ત્યારે

૧. રાજાઓ અત્યારે પણ પોતાના અંગત સ્વાર્થને અમરપટા અપાવવા, દેશને પરાધીન બનાવવાની બાજીમાં બ્રીટીશ વ્યાપારીઓનું તેમજ બ્રીટીશ મુત્સદ્દીઓનું શરણું સેવી રહ્યા છે.

૨. હીંદુ મુસલમાનો સત્તાની વહેંચણીને માટે મારામારી કરીને નબળા પડતા જાય છે.

૩. બ્રીટીશ બાજીગરો હીંદીઓની મદદથી જ હીંદમાં પોતાના સામ્રાજ્યવાદના પાયા સેંકડોજના દ્વારા ઉંડા ઉતારતા જાય છે.

૪. હીંદીઓ ચેતે, બ્રીટીશ હીતને નામે છુટછાટો આપતાં અટકે અને અંદર અંદર એકત્ર બની સંગઠીત થાય, તો આજે પણ હીંદની પરાધીનતાની શૃંખલાઓ તોડી શકે.

આ ઐતીહાસીક સરખામણી ખોટી પડે એમ લેખક ઇચ્છે છે. પણ જો તે સાચી પડી તો ?—તો હીંદ શું કરશે ? હીંદ સ્વાધીન બનવાનો જ આખરી સંકલ્પ કરશે, કે સેંકડોશાહી પરાધીનતાના પોલાદી પાંજરામાં પેસી પોતાનું સ્વત્વ ગુમાવી યુગોના યુગો સુધીની ગુલામી સ્વીકારશે ? આજ એક પ્રશ્ન અત્યારે હીંદી જનતા સમક્ષ ખડો છે. નેતાઓ કે ગોળમેજીમાં ગયેલા 'આગેવાનો' ગમે તે કરે, તેની સામે હીંદની આમજનતાએ આંખો ફાડીને જોઇ રહેવાનું નથી; તેમણે તો આખરી નીર્ણય મન સાથે આજ ને આજ કરી લેવો ઘટે છે. તે એ જ કેઃ

**સ્વાધીનતા મેળવવી કે પરાધીનતા સ્વીકારવી ?**

લેખક : આંતરરાષ્ટ્રીય રાજકારણનો અભ્યાસી

# સામ્રાજ્યવાદી કાવાદાવા

એન્ગ્લો-પર્શીયન ઓઇલ કંપની [ગ્રેટ બ્રીટન અને ઇરાનની તેલની મંડળી] બ્રીટીશ સામ્રાજ્યના મહાન આર્થીક સાહસોમાં અગત્યનું સ્થાન ધરાવે છે. રોયલ ડચ શેલ કંપની પછી પેટ્રોલને લગતી તે બીજા નંબરની મોટામાં મોટી અંગ્રેજ કંપની છે, છતાં દુનીયાંભરની બ્રીટીશ માલીકીની પેટ્રોલને લગતી કંપનીઓમાં એ. પ. ઓ. કં. નું મહત્વ લાક્ષણીક જ છે. ઉપરાંત ઇરાની અખાતમાં તે કંપની એવું અદ્વીતીય સ્થાન પ્રાપ્ત કરી શકી છે કે જે સ્થાનને લીધે તેલ ઉત્પન્ન કરવામાં તમામ ક્ષેત્રોમાં મુડીવાદના મોટામાં મોટા સાહસ તરીકેની નામના તે આપોઆપ જ મેળવી લે છે. ઇરાનમાં તેલની આ કંપનીની જે પ્રતીષ્ઠા અને તેનું જે મહત્વ છે તેની સરખામણી તો 'ઇમ્પીરીઅલ બેન્ક ઓફ પર્શીયા'ના, 'ઇસ્ટર્ન ટેલીગ્રાફ કંપની'ના, અથવા તો ટીગ્રીસમાં કે કારૂનમાં મુસાફરી માટે બ્રીટીશોને મળેલી છુટછાટોના મહત્વ અને તેની પ્રતીષ્ઠા સાથે થઇ શકે તેમ નથી.

એન્ગ્લો-પર્શીઅન ઓઇલ કંપની બ્રીટીશ નૌકા કાફલાના બળતણ માટે પેટ્રોલ પુરું પાડવામાં અગત્યનો ભાગ ભજવે છે. એ અગત્યનાં મુલ્ય એટલા ઉપરથી જ આંકી શકાશે કે, છેલ્લી યાદવી પછી બ્રીટીશ કાફલાની તમામ સ્ટીમરોમાં બળતણ તરીકે તેલ જ વપરાય છે. એનો અર્થ એટલો જ થયો કે, બ્રીટીશ કાફલાની ખરેખરી કાર્યસાધકતાનો બધો આધાર તેને મળતા પેટ્રોલ ઉપર જ રહેલો છે.

એન્ગ્લો-પર્શીયન ઓઇલ કંપનીનો ઇતીહાસ જેટલો લાંબો છે તેટલો જ રસવતો છે. એ ઇતીહાસનો આરંભ તો છેક ૧૮૮૯ થી થાય છે. ન્યુઝીલેન્ડના લક્ષાધીપતી ડી' આર્સીએ તે વરસમાં ઇરાનની સરકાર પાસેથી તેલની બાબતમાં છુટછાટો મેળવી ત્યારે એ ઇતીહાસનો પહેલો શબ્દ લખાવો શરૂ થયો. ૧૯૨૯ માં એ કંપનીનો ભંડોળ ૧,૩૪,૨૫,૦૦૦ પાઉન્ડના શેરોમાં હતો, તેમાંથી એકલા ૭૫ લાખ પાઉન્ડની કીંમતના શેર બ્રીટીશ સરકારની પાસે છે. એટલે કે ખરેખરી રીતે જ એ કંપની બ્રીટીશ સરકારની જ સંસ્થા છે. છતાં એ કંપની સાથે તા. ૨૦ : ૫ : ૧૯૧૪ ના દીવસે બ્રીટીશ સરકારને જે કરાર થયા છે તેને અનુસરીને કંપનીના આંતરીક વહીવટમાં ડખલ કરવાના ઝાઝા અધીકાર મળ્યા નથી. તેમ છતાં મોટામાં મોટો 'વેટો'નો અધીકાર બ્રીટીશ સરકારના એજંટને છે, તે અધીકારથી કંપનીના ડીરેક્ટરોએ કરેલા પ્રત્યેક નીર્ણયને તે ધારે તો ઉથલાવી શકે તેમ છે. પરંતુ પેલા કરારનામા વખતે બ્રીટીશ નૌકાખાતા તરફથી જે પત્ર મોકલવામાં આવ્યો હતો તેમાં એવું ખુલ્લું જણાવવામાં આવ્યું હતું કે, સરકાર પોતાને મળેલા આ હક્કનો ઉપયોગ કરવાનો ઇરાદો રાખતી નથી. માત્ર નીચેના પ્રસંગોમાં જ તે કંપનીના કામમાં ડખલ કરશે :

# માં ઇરાનના તેલનું મહત્વ

જગતના વર્તમાન રાજકારણમાં પેટ્રોલ મહત્વનો ભાગ ભજવે છે એની અગાધ સત્તા હાથ કરવા વીશ્વની વીરાટ સામ્રાજ્યશક્તી કેવા દાવ ખેલે છે, તે ઘટના જાણવા જેવી છે.

૧. કંપનીનાં જે કામ પરરાષ્ટ્રીય સંબંધો, કાયદાઓ અને યુદ્ધની નીતીને અસર કરે, તેવાં કામો ઉપર દેખરેખ રાખવામાં;

૨. કંપનીના કોઇ પણ સાહસની ખરીદીની બાબતની અથવા તો કંપનીના કાયદા કાનુનોમાં કોઇ પણ જાતનો ફેરફાર કરવાની કોઇ પણ સુચનાઓ થાય તે વખતે;

૩. કંપનીના કોઇ પણ નવીન સાહસની વ્યવસ્થાને લગતી તમામ બાબતોમાં;

૪. કંપની તરફથી પેટ્રોલીઅમના વેચાણની બાબતમાં–પરંતુ નૌકાખાતા સાથે થયેલા કરારોને કોઇ પણ રીતે અસલગ આવતી હોય તેવા પ્રસંગોમાં જ.*

બ્રીટીશ સરકારે કંપનીના કામમાં ડખલ કરવા માટેના પોતાના હક સાવધાનપણે આમ સ્થાપીત કરેલા હોવા છતાં, એ. પ. ઓ. કંપનીનું તમામ કામકાજ બ્રીટનના નૌકાખાતાની જ સુચનાઓ પ્રમાણે ચાલે છે: અને નૌકાખાતાએ ચર્ચીલની પ્રેરણા પ્રમાણે કંપનીના વીકાસના માર્ગની યોજના જે રીતે નક્કી કરી છે, તે ધોરણે, નૌકાખાતું કંપનીના કામમાં તમામ સુત્રોનું સંચાલન કરી શકે છે.

---

* આ શરતો સંબંધે મી. બાલ્ડવીને આમની સભામાં કરેલા ખુલાસાનો લંડનના 'ટાઇમ્સ'ના તા. ૨૯ : ૩ : ૧૯૨૯ ના અંકમાં પ્રસીદ્ધ થયેલા વૃત્તાંત ઉપરથી.

આ કંપનીનાં પેટ્રોલીઅમનાં તમામ ક્ષેત્રો ઇરાનમાં છે. તેમાં પણ તેનું મહત્વનું અને પ્રધાન ક્ષેત્ર તે તો મસ્જીદ–ઇ–સુલેમાનની પાડોશમાં આવેલું ક્ષેત્ર છે. તે ક્ષેત્રમાંથી છેક ૧૯૦૯ થી કંપનીને પુષ્કળ તેલ સાંપડે છે. એ ક્ષેત્ર ઉપરાંત ત્યાંથી પચાસ માઇલના અંતરે આવેલા હાટખેલની પાસેના પ્રદેશમાં એક બીજા ક્ષેત્રમાંથી તેલ ખેંચવાનો આરંભ કરવામાં આવ્યો છે. ૧૯૨૮ ના એપ્રીલમાં તે ક્ષેત્રના કુવા તૈયાર થયા હતા, ત્યાંથી દરરોજના ૫૦૦૦ ટન જેટલું પેટ્રોલીઅમ નીકળે છે. કંપનીનાં ઇરાનમાંનાં તેલનાં ક્ષેત્રો વચ્ચેનું જોડાણ તેલના મોટા નળો દ્વારા કરવામાં આવ્યું છે. તે નળ મસ્જીદ–ઇ–સુલેમાનથી મોહમેરાહની નજીક આબાદાન તરફ જાય છે. આબાદાન પાસે મોટી મોટી ટાંકીઓ તેમજ તેલ સાફ કરવાનાં વીશાળ સાધનો છે. આ નળને હાટખેલનાં નવાં ક્ષેત્રોના નળથી કુતાબદૌલા આગળ ખાસ નળ નખીને જોડવાનો છે. એ ક્ષેત્ર આહવાઝથી દક્ષીણ તરફ છે.

પ્રસ્તુત કંપનીનું ઇરાનના પ્રદેશમાં ઉત્પન્ન દીવસે દીવસે કેમ વધતું જાય છે; તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે :

| વર્ષ. | ઉત્પન્ન. | જગતના કુલ ઉત્પન્નમાં કંપનાનો ફાળો |
|---|---|---|
| | ટન | ટકા. |
| ૧૯૧૩-૧૪ | ૮૦,૦૦૦ | ૦-૨૫ |
| ૧૯૧૪-૧૫ | ૨૭૦,૦૦૦ | |
| ૧૯૧૫- ૬ | ૩ ૦,૦૦૦ | |
| ૧૯૧૬-૧૭ | ૪૫૦,૦૦૦ | |
| ૧૯૧૭-૧૮ | ૬૪૦,૦૦૦ | |
| ૧૯૧૮-૧૯ | ૮૯૮,૦૦૦ | |
| ૧૯૧૯-૨૦ | ૧,૧૦૦,૦૦૦ | |
| ૧૯૨૦-૨૧ | ૧,૩૦૦,૦૦૦ | ૧—૮ |
| ૧૯૨૧ ૨૨ | ૧,૭૦૦,૦૦૦ | ૨—૨ |
| ૧૯૨૨-૨૩ | ૨,૩૦૦,૦૦૦ | ૨—૬ |
| ૧૯૨૩-૨૪ | ૨,૯૦૦,૦૦૦ | ૨—૮ |
| ૧૯૨૪-૨૫ | ૩,૭૦૦,૦૦૦ | ૩—૨ |
| ૧૯૨૫-૨૬ | ૪,૩૦૦,૦૦૦ | ૩-૨૮ |
| ૧૯૨૬-૨૭ | ૪,૫૦૦,૦૦૦ | ૩-૨૬ |
| ૧૯૨૭-૨૮ | ૫,૧૦૦,૦૦૦ | ૩-૧૫ |
| ૧૯૨૮-૨૯ | ૫,૩૦૦,૦૦૦ | ૩-૭૧ |

આ પેટ્રોલીઅમના ઉત્પન્નનું મહત્વ એટલા ઉપરથી જ આંકી શકાશે કે, ઇરાનમાંથી નીકાશ થતા માલમાં સહુથી મોટો હીસ્સો પેટ્રોલીઅમનો જ હોય છે, અને ઇંગ્લંડમાં ઇરાનથી આયાત થતા માલમાં સહુથી વીશેષ ફાળો પણ તેનો જ હોય છે.

ઇરાનના સંબંધમાં તો વળી આ પેટ્રોલીઅમનું ચીત્ર ઘણું જ રસ ઉત્પન્ન કરાવે તેવું જ છે.

છેલ્લાં પંદર વર્ષમાં ઇરાનથી જે કુલ માલની નીકાશ થઇ, તેની સાથે સરખાવતાં પેટ્રોલીઅમ કેટલી કીંમતનું ગયું અને તે કુલ નીકાશના કેટલા ટકા જેટલું થાય છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે :

| વર્ષ | ઇરાનની કુલ નીકાશ દશ લાખ ફ્રાન્સમાં | પેટ્રોલીઅમ ની નીકાશ દશ લાખ ફ્રાન્સમાં | કુલ નીકાશ માં પેટ્રોલીઅમના હીસ્સના ટકા. |
|---|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૪૫૫-૮ | ૧૦-૫ | ૨-૧ |
| ૧૯૨૦-૨૧ | ૩૭૧-૨ | ૨૩૩-૮ | ૬૩-૨ |
| ૧૯૨૧-૨૨ | ૫૦૨-૨ | ૩૨૨-૭ | ૬૪-૫ |
| ૧૯૨૨-૨૩ | ૭૩૩-૯ | ૪૨૮-૬ | ૫૮-૭ |
| ૧૯૨૩-૨૪ | ૭૬૮-૪ | ૩૮૩-૪ | ૪૯-૮ |
| ૧૯૨૪-૨૫ | ૧૦૦૦-૨ | ૫૧૪-૯ | ૫૧-૪ |
| ૧૯૨૫-૨૬ | ૧૦૫૪-૪ | ૫૪૪-૮ | ૫૪-૪ |
| ૧૯૨૬-૨૭ | ૧૧૦૪-૧ | ૬૫૪-૪ | ૫૮-૫ |
| ૧૯૨૭-૨૮ | ૧૦૬૦-૪ | ૫૯૭-૩ | ૫૬-૩ |

આ કોષ્ટક ઉપરથી એ સ્પષ્ટ જણાઇ આવે છે કે ઇરાનમાંથી તેલની નીકાશ મક્કમ પગલે વધતી જાય છે અને ત્યાંના ઉત્પન્નની બીજી વસ્તુઓની નીકાશને કીંમતની દ્રષ્ટીએ ઘણી જ પાછળ હઠાવતી જાય છે. વળી આ વખતે એ પણ યાદ રાખવાની જરૂર છે કે, એ ઉત્પાદનનું હદ કરતાં વીશેષ પ્રમાણ વધી ન જાય એ ડરને લીધે, તેલનું લગભગ અર્ધું ઉત્પાદન ઓછું કાઢવામાં આવે છે. તે જોતાં પેટ્રોલીઅમ ઇરાનને માટે કેટલું બધું મહત્વનું છે.

એ કંપની ઇરાનમાં દર વર્ષે ૮૦૦ લાખ ફ્રાન્સનો માલ બહારથી આયાત કરે છે, તે ઉપરથી એ સીદ્ધ થઇ શકે છે કે ઇરાનના પરદેશ સાથેના તમામ વ્યાપારના ત્રીજા ભાગ ઉપર એન્ગ્લો-પર્શીઅન ઓઇલ કંપનીનો જ કાબુ છે.

આવા એક મોટા ઉદ્યોગના સંબંધમાં ઇરાનની સરકારે ઇંગ્લીશ કંપનીને છુટછાટ આપી તેથી તેની ઉપરનો ત્યાંની સરકારનો કાબુ સંપુર્ણ રીતે સરકી ગયો, અને કંપની ઉપર ઇરાનની સરકારની કશીયે સીધી લાગવગ ન રહી, એ ઇરાનના હીતની નજરે તો ઘણું જ ખરાબ થયું છે. બ્રીટીશએ

રાજકારણી રમતના દાવ એ કંપનીની બાબતમાં એવા એલ્યા છે કે જેથી ઇરાનની સરકાર છેક જ નીરાધાર થઇ પડી છે.

છતાં કંપનીના ચોખ્ખા નફામાંથી ત્યાંની સરકારને ૧૬ ટકા જેટલો હીસ્સો મળે છે, તેથી આવી વીચીત્ર દશામાં પણ તે ઇરાનને એક રીતે તો લાભકારક જ છે. આ કહેવાતી 'રોયલ્ટીઝ'ની રકમ ઇરાનની સરકારને 'બજેટ'ની બાબતમાં ઘણી જ ઉપયોગી થઇ પડે છે. તેની એ ઉપયોગીતા નીચેના કોષ્ટક ઉપરથી બરાબર સમજાશેઃ

| વર્ષ | ઇરાનનું કુલ મહેસુલ દશ લાખ ફ્રાન્સમાં | ઓઇલ કંપની તરફથી મળતી રકમ | સેંકડે કેટલા ટકા? |
|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૨૨૮.૭ | ૨૮.૦ | ૮.૦ |
| ૧૯૨૩–૨૪ | ૨૩૧.૧ | ૨૩.૨ | ૧૦.૦ |
| ૧૯૨૪–૨૫ | ૨૨૭.૫ | ૧૭.૪ | ૭.૫ |
| ૧૯૨૫–૨૬ | ૨૨૨.૬ | ૨૫.૦ | ૧૧.૦ |
| ૧૯૨૬–૨૭ | ૨૧૩.૪ | ૪૩.૦ | ૨૦.૪ |
| ૧૯૨૭–૨૮ | ૨૧૩.૮ | ૪૪.૦ | ૨૦.૯ |
| ૧૯૨૮–૨૯ | ૨૩૦.૨ | ૪૬.૬ | ૨૦.૧ |

એન્ગ્લો પર્શીઅન ઓઇલ કંપની તરફથી મળતાં આ નાણાં ઇરાનની સરકારના કુલ મહેસુલના પાંચમા ભાગ જેટલાં થાય છે, એ ઉપરથી તેનું મહત્વ સમજાઇ શકાશે. ૧૯૨૯–૩૦ ના અંદાજપત્રમાં ૧૦૦૦ લાખ ફ્રાન્સનો સરકારને ખાડો હતો, તે ખાડો ત્રણ વર્ષની રોયલ્ટીઝના એકઠા કરેલા ૧૨૫૦ લાખ ફ્રાન્સમાંથી પુરવામાં આવ્યો. એ જ ઇરાનના રાજ્યતંત્રમાં બ્રીટીશ દેખરેખ નીચેની આ કંપની કેટલો મહત્વનો ભાગ ભજવે છે એ બરાબર સમજી શકાશે. જેટલી રોયલ્ટીઝ ઓઇલ કંપની તરફથી ઇરાનની સરકારને મળે છે તે લગભગ-તેને પ્રત્યક્ષ કરમાંથી થતી આવક જેટલી જ હોય છે. દુનીયાભરમાં બીજી એવી એક પણ વ્યાપારી કંપની કોઇ પણ સ્થળે નથી કે જે આ કંપનીની માફક તે દેશના અંદાજપત્રક ઉપર આટલો સંગીન કાબુ ધરાવતી હોય!

વળી સહુ કરતાં વીશેષ ખુબીની વાત તો એ છે કે, આમ છતાં પણ ઇગ્લંડને આ કંપની તરફથી તેલનો જે જથ્થો મળે છે તેના મહત્વનો હજી ખરેખરો સ્વીકાર થયો નથી. જો કે યુદ્ધ પહેલાં ઇગ્લંડને જેટલું પેટ્રોલીઅમ જોઇતું હતું તેટલું માત્ર અમેરીકન તેલની કંપનીઓ તરફથી પુરું પાડવામાં આવતું હતું. પરંતુ હાલના સંજોગો સાવ પલટાઇ જ ગયા છે. ઇગ્લંડમાં પેટ્રોલીઅમની એકંદર આયાતમાં ઇરાનની કંપનીના તેલનો ફાળો કેટલો થાય છે તેનો ખ્યાલ નીચેના કોષ્ટક ઉપરથી મળી શકશેઃ

| વર્ષ | ઇગ્લંડમાં વપરાતું પેટ્રોલીઅમ દશ લાખ ગેલનની સંખ્યામાં | તેમાં ઇરાનથી આવતું તેલ | તે તેલ કેટલા ટકા થાય છે? |
|---|---|---|---|
| ૧૯૧૯ | ૭૨૧.૪ | ૨૩.૮ | ૩.૩ |
| ૧૯૨૦ | ૮૭૯.૪ | ૪૧.૪ | ૪.૭ |
| ૧૯૨૧ | ૧૧૬૧.૦ | ૧૫૫.૭ | ૧૩.૯ |
| ૧૯૨૨ | ૧૨૧૩.૧ | ૩૦૨.૫ | ૨૪.૮ |
| ૧૯૨૩ | ૧૩૨૫.૧ | ૩૪૯.૪ | ૨૫.૮ |
| ૧૯૨૪ | ૧૫૭૦.૯ | ૩૯૯.૨ | ૨૫.૫ |
| ૧૯૨૫ | ૧૬૧૩.૩ | ૪૦૮.૪ | ૨૫.૪ |
| ૧૯૨૬ | ૧૯૧૩.૧ | ૪૬૨.૩ | ૨૪.૧ |
| ૧૯૨૭ | ૨૦૫૧.૧ | ૫૧૭.૫ | ૨૫.૨ |
| ૧૯૨૮ | ૨૧૧૨.૭ | *૫૦૦.૦ | *૨૫.૦ |

---

* આ આંકડા ચોકસ મળેલા ન હોવાથી અંદાજે મુકયા છે.

એન્ગ્લો–પર્શીઅન ઓઇલ કંપની તરફથી પેટ્રોલીઅમનું થતું ઉત્પાદન બ્રીટનને માટે કેટલું બધું અગત્યનું છે, તે એટલા જ ઉપરથી સમજી શકાશે કે, એ કંપનીનાં તમામ ક્ષેત્રો ઉપર બ્રીટીશ નૌકાખાતાની સીધી લાગવગ છે અને લડાઇના વખતમાં તો તેનો તમામ ઉપયોગ બ્રીટીશ કાફલા માટે જ નૌકાખાતું પોતાની મુનસફી પ્રમાણે કરી શકશે. જ્યારે છેલ્લી યાદવી વખતે તેલની બાબતમાં બ્રીટનનો કાફલો મોટે ભાગે અમેરીકાની દયા ઉપર જ જીવતો હતો. ૧૯૧૭–૧૮ બ્રીટીશ નૌકા કાફલા માટે અને લશ્કર માટે ૮૦ થી ૯૦ લાખ ટન પેટ્રોલીઅમ વપરાયું હતું. એટલું તેલ તો હવે એન્ગ્લો પર્શીઅન કંપની ઉત્પન્ન કરી શકે છે, પરંતુ ભીડને વખતે તેનું વાર્ષીક ઉત્પન્ન વધીને ૧૦૦ લાખ ટન જેટલું ખુશીથી થઇ શકે તેમ છે.

બ્રીટીશ લશ્કર તેમજ કાફલાને જોઇતું પેટ્રોલીઅમ માત્ર એક જ કંપની અને તે પણ બ્રીટીશ સરકારની સીધી દેખરેખ નીચેની–પુરું પાડી શકે એ કંઇ આકસ્મીત બનાવ નથી. એ કંપનીમાં આરંભથી જ બ્રીટીશ સરકારે તેમજ બ્રીટનના નૌકા કાફલાખાતાએ નીશ્ચીત ધ્યેયની પ્રાપ્તીની દાનતથી જ કામ લેવા માંડયું છે. કેમકે ભૌગોલીક દ્દષ્ટીએ આ કંપનીનાં તેલનાં ક્ષેત્રો બ્રીટનને માટે વધુમાં વધુ સહીસલામતી ભર્યાં છે. ઇરાની અખાતને છેડે–યુરોપનાં તમામ રાજ્યોથી દુર દુર,, અમેરીકા કે ફ્રાન્સ અને રશીયા પણ એટલે દુર સુધી પહોંચી ન શકે, તેવી ભૌગોલીક નજરે અપુર્વ સલામતીવાળું સ્થાન દુનીયામાં ભાગ્યે જ બીજું એક પણ હોય. એટલે જ અનવર પાશાની પ્રેરણાથી ૧૯૧૪ માં જ્યારે આરબોના એક પક્ષે એન્ગ્લો–પર્શીયન ઓઇલ કંપનીની સલામતીને ભયમાં મુકે તેવી વલણુ લીધી ત્યારે ગ્રેટબ્રીટને પુર્વના પ્રદેશોમાં યુદ્ધ જાહેર કરી દીધું એમાં લગારે નવાઇ જેવું નથી.

એ કંપનીનું મહત્વ ઉપર જણાવેલી વીગતો કરતાં પણ બીજી અનેક બાબતો ઉપર આધાર રાખે છે. તે સમજવા માટે એ કંપનીનાં બચ્ચાં જેવી બીજી સંસ્થાઓના ઇતીહાસમાં ડોકીઉં કરી લેવાની જરૂર છે. તે ઇતીહાસમાંની કેટલીક અતી. અગત્યની વાનગીઓ નીચે પ્રમાણે છે.

[૧] અત્યારની ઇરાક પેટ્રોલીઅમ કંપની પહેલાં ટર્કીશ પેટ્રોલીઅમ કંપનીના નામે ઓળખાતી હતી. એ ટર્કીશ કંપની મોસુલના તેલના પ્રદેશોનો લાભ લેવાની ખાસ દાનતથી સ્થપાઇ હતી. પહેલાં એન્ગ્લો–પર્શીયન કંપનીના તેમાં ૫૦ ટકા જેટલા શેર્સ હતા. પણ ૧૯૨૮ ના કબાલા પછી એન્ગ્લો–પર્શીઅન કંપનીના શેર ૨૩॥ ટકા જેટલા જ છે. છતાં તે કંપનીના બાકીના ૨૩॥ ટકા શેર્સ એન્ગ્લો–સેકસનો [જે અંગ્રેજોની માલીકીની રોયલ ડચ શેલ કંપનીના હાથમાં છે] અને તેમાંના ૫ ટકા જેટલા શેર્સ આર્મીનીઅન ગુલબેન્કીન [પર્ટીસીપેશન એન્ડ ઇન્વેસ્ટમેન્ટ કંપની નામની ઇંગ્લીશ સંસ્થા દ્વારા] ના હાથમાં છે. એ બન્ને કંપનીઓ એન્ગ્લો–પર્શીઅનની સાથે સારો મીત્રભાવ રાખે છે, એટલે ઇરાક–પેટ્રોલીઅમ કંપની ઉપર, પરોક્ષ રીતે એન્ગ્લો–પર્શીઅનની લાગવગ ઘણી જ છે. એ તો જગજાહેર વાત છે કે, ૧૯૨૫ ના માર્ચ મહીનામાં ઇરાક પેટ્રોલીઅમ કંપનીને ઇરાકની સરકારે કેટલીક છુટછાટો આપી હતી, તે છુટછાટ પ્રમાણે આવતાં સાઠ વર્ષો સુધી તે કંપની મધ્ય અને ઉત્તર મેસોપોટેમીઆનાં તેલનાં ક્ષેત્રોમાંથી એક ટનના બદલામાં માત્ર ચાર રૂપીઆ આપીને

સુસણ ચલાવી શકશે. અને મેસોપોટેમીઆનાં તેલનાં ક્ષેત્રો હવે તો ઘણી જ સારી આબાદીની આશા આપતાં હોઇ એંગ્લો પર્શીઅન કંપની તેના લગભગ ચોથા ભાગના શેર્સ ધરાવતી હોવાથી, જગતના તેલના રાજકારણમાં એ કંપની એકદીવસે ઘણો જ મહત્વનો ભાગ ભજવશે જ એ નીઃશંક છે. અત્યારે તો ઇરાક પેટ્રોલીઅમ કંપનીને મેસોપોટેમીઆનાં ક્ષેત્રોમાંથી તેલ ખેંચવાના કામમાં મદદગાર થવાને બદલે એન્ગ્લો-પર્શીઅન કંપની બોજારૂપ થઇ પડેલી છે. અને જ્યારે આપણે એ બરાબર જોઇ શકીએ છીએ કે ઇરાકનો આર્થીક વીકાસ ઘણેજ મોટે ભાગે મેસોપોટેમીઆનાં તેલનાં ક્ષેત્રોની ખીલવણી ઉપર આધાર રાખે છે, ત્યારે જ આપણાથી એ કંપનીનું અપાર મહત્વ સમજી શકાય તેમ છે.

[૨] એન્ગ્લો-પર્શીયન કંપનીની પુત્રી સમી 'ધી ખાનીકવીન ઓઇલ કંપની'ની સ્થાપના ૧૯૨૬ માં થઇ હતી. તેનો ઉદ્દેશ નક્તખાનનાં તેલનાં ક્ષેત્રોમાંથી તેલ ખેંચવું તે છે. આ ક્ષેત્રો ઇરાન અને ઇરાકની સરહદની બન્ને બાજુએ કાશ્રશીરીનની દક્ષીણે ૪૦ કીલોમીટરના અંતર ઉપર આવેલાં છે. તેલનાં આ ક્ષેત્રોની વીચીત્ર પરીસ્થીતીને ધ્યાનમાં લઇને તે સમાન મહત્વના પ્રદેશ માટે છુટછાટ મેળવવાના બે દેશોમાં પ્રયાસ કરવાની ફર્જ એન્ગ્લો પર્શીયન કંપની ઉપર આવી પડી હતી. તેમાંથી એક ઇરાનની સરકાર પાસેથી ૧૯૧૩ માં અને બીજી ઇરાક સરકાર પાસેથી ૧૯૨૬ ના જુનની પંદરમીએ મેળવવામાં આવી. અને અત્યારે એ બંને છુટછાટોનો લાભ એક જ હેતુ માટે ખાનીકવીમ ઓઇલ કંપની ૧૯૨૭ થી લઇને બરાબર સુસણનીતી ચલાવી રહી છે. આ કૂવાઓ બહુ જ થોડા સમય પહેલાં શરૂ થયેલા હોવાથી, તેનું ઉત્પન્ન હજુ પ્રમાણમાં નજીવું છે; તેમ છતાં ૧૯૨૯ માં એ કંપનીએ ૩૯,૩૦૦ ટન જેટલું સાફ કર્યા વીનનું પેટ્રોલીઅમ ઉત્પન્ન કર્યું હતું.

[૩] ધી કોન્સોલીડેટેડ પેટ્રોલીઅમ કંપની લીમીટેડ ૧૯૨૮ ના ઓક્ટોબરમાં એંગ્લો પર્શીઅન કંપનીની એશીઆટીક પેટ્રોલીઅમ કંપનીની સાથે રોયલ ડચ શેલના મેનેજીંગ એજંટને સારા યે હીંદી મહાસાગરમાં અને લેવાંટના પ્રદેશમાં પેટ્રોલીઅમ વેચવાની સગવડ સાથે સ્થાપવામાં આવી હતી. તે સમય સુધી ધી રોયલ ડચ શેલ કંપની કેટલેક અંશે એન્ગ્લો-પર્શીઅન કંપનીના હરીફ જેવી હતી; પરંતુ આ નવી કંપનીની સ્થાપના સાથે જ એ બન્ને ઇંગ્લીશ કંપની વચ્ચેની હરીફાઇ અટકી છે અને તેથી એ નવીન સંસ્થા તેલનાં હીંદી બજારોમાં અમેરીકન તેમ જ રશીઅન કંપનીઓની કટ્ટર હરીફ પુરવાર થશે એમ કહેવાય છે.

અત્યારે બીજી કંપનીઓને બાદ કરતાં બીજી બે કંપનીઓ-ધી બ્રીટીશ ઓઇલ બન્કસંગ કંપની, અને ધી નેશનલ ઓઇલ રીફાઇનરીઝ કંપની, એન્ગ્લો પર્શીઅનની માલીકીની છે. તે કંપનીઓ તેલ સાફ કરવા વગેરેનું કામ કરે છે. ઉપરાંત એન્ગ્લો પર્શીઅન કંપનીની પાસે બ્રીટીશ ટેન્કર કંપનીની વ્યવસ્થા નીચે ટેન્ક સ્ટીમરોનો મોટો કાફલો છે. જે જરૂર પડતાં એક જ મીનીટમાં ૭૭૦૦૦ ટનની ૮૩ સ્ટીમરોને સાગર જળ પર તરતી મુકી શકે તેમ છે. તે ઉપરાંત એન્ગ્લો-પર્શીઅન કંપની પોતાના ઉત્પન્નને માટે બજારોની ખાત્રી આપે તેવી કંપનીઓમાં શેર્સ ધરાવે છે. આમાં જર્મનીની ઓલેક્ષ અને હીંદમાંની શેલ ઓઇલ સ્ટોરેજ અને ડીસ્ટ્રીબ્યુટીંગ કંપની ઓફ ઇન્ડીઆ એ મુખ્ય કંપનીઓ છે.

ઉપરાંત એ. પ. ઓ. કંપની સ્કોટલેન્ડમાં આલ્બેનીઆમાં, આર્જેન્ટીનામાં અને ન્યુ ફાઉન્ડલેન્ડમાં પણ કામ કરે છે. તે પ્રદેશોમાં ત્યાંની સરકારોની પરવાનગીથી પેટ્રોલીઅમને માટે કુવા ખોદવાના પ્રયોગ ચલાવી રહી છે. તેમાંથી આર્જેન્ટીનામાં અત્યાર પહેલાં તે સંતોષજનક પરીણામ મેળવી શકી છે. ૧૯૨૮ માં એ પ્રદેશમાંથી એ. પ. ઓ. કંપનીએ ૧,૨૩,૦૦૦ ટન પેટ્રોલીઅમ ઉત્પન્ન કર્યું હતું.

એન્ગ્લો–પર્શીઅન ઓઇલ કંપનીની હીલચાલની આ ટુંકી સમીક્ષા, વાચકના મન પર એકદમ એવી છાપ પાડયા વીના નહીં જ રહે કે, ચોક્કસ મર્યાદામાં રહીને આનાથી વીશેષ ભવ્ય સફળતા બાજી કોઇ પણ સંસ્થા ભાગ્યે જ મેળવી શકે તેમ છે. ટુંકામાં કહીએ તો, એ કંપની યુદ્ધ સમયે સમસ્ત વીશ્વમાં વીખરાયલા બ્રીટીશ સામ્રાજ્યને જોઇતો તેલનો તમામ જથ્થો પુરો પાડવાની ખાત્રી આપે છે, એટલું જ નહીં પણ અત્યારે તો તે પશ્ચીમ એશીઆનાં તેલનાં તમામ ક્ષેત્રો હાથ કરવાની તૈયારી કરી રહી છે, તેજ રીતે ભુમધ્ય સમુદ્રમાંનાં અને હીંદી મહાસાગરમાંનાં તેલનાં તમામ બજારો ઉપર કાબુ જમાવવા તત્પર બની છે. તેની સાથે સાથેજ ઇરાન ઉપર તે ભારે લાગવગ જમાવી ચુકી છે, તે એટલે સુધી કે ઇરાનના દક્ષીણ ભાગની અને તેમાં પણ ખાસ કરીને કારૂનના પ્રદેશની આર્થીક ખીલવણી અને રાષ્ટ્રીય વીકાસ માત્ર એ જ કંપનીના ઉપર જ અવલંબી રહ્યો છે.

તે ઉપરાંત એન્ગ્લો–પર્શીઅન કંપની જે મહાન સત્તા ત્યાં ભોગવી રહી છે. તેની ચોક્કસ અસર રશીઆ અને ઇરાનના રાજકારણી સંબંધ ઉપર પણ થયા વીના રહે તેમ નથી. એ કંપનીની મારફત બ્રીટીશ તંત્ર ઇરાનના આર્થીક વીકાસમાં એટલો બધો રસ ધરાવે છે કે, તહેરાન ઉપર જેમ બને તેમ રશીઆની અસર ઓછી થાય તે માટે સદાય સાવધાન અને ચોકતું જ રહે છે. જો ઇરાનમાં એવી સરકાર સ્થપાય કે જે રશીઆની સાથે ગાઢ મીત્રતા કેળવે અથવા તો દક્ષીણ ઇરાનમાંની બ્રીટીશ લાગવગને ઓછી કરી મુકે તેવી સમાજવાદી વીપ્લવી નીતીનું અનુસરણ કરે તો તેથી ઇગ્લંડ જેટલું વીશેષ દુઃખ ભાગ્યે જ બીજા કોઇને પણ થાય. એન્ગ્લો પર્શીયન ઓઇલ કંપનીના અસ્તીત્વમાં જ બ્રીટીશ હીતના સંરક્ષણની ખાત્રી મળી રહે છે, તો પણ આમ જનતામાં આવેલી વીશ્વવ્યાપી વીપ્લવી જાગૃતીને લીધે ઇરાનમાંની બ્રીટીશ રાજખટપટ ઉપર આપોઆપ અંકુશ તો પડવાનો જ છે. એટલું તો સમજી શકાય તેવું છે કે રશીઆ અને ઇગ્લંડ વચ્ચે ઇરાનના તેલના રાજકારણથી જ યુદ્ધની હોળી સળગવાની, છતાં હાલ તુરત તો બ્રીટનની એ ચુસણનીતીની સામે રશીઆ ખુલ્લા યુદ્ધનાં હથીયારો ખખડાવે તેમ નથી, કે બ્રીટન રશીઆની સામે એ નીમી-તે યુદ્ધની જાહેર પટાબાજી ખેલી શકે તેમ નથી, કેમકે બ્રીટીશ સરકારના સીધા સાથ વીના પણ રશીઆની વીરૂદ્ધની ખટપટના દાવ ખેલી શકે તેટલી શક્તી એન્ગ્લો પર્શીઅન ઓઇલ કંપની જેવી વીરાટ સંસ્થા પાસે રહેલી છે જ. વધારે સ્પષ્ટ રીતે કહીએ તો તેલના એ કંપનીને સામ્રાજ્યવાદી રાજનીતીના સીધા અને સંગીન હથીયાર તરીકે ગણાવી શકાય તેમ છે. બ્રીટીશ બાજીગીરીની આ એક ખુબી છે. છતાં એ ખુબી જ અવતા વીશ્વવ્યાપી યુદ્ધમાં કદાચ તેની નબળાઇનું મહત્વનું અંગ બની બેસે તો કંઇ જ નવાઇ નથી.

# હિંદને તલવાર બળે દબાવવાની બ્રિટિશ ધમકી

: લેખક :
સુભટ

બ્રીટીશ મુત્સદ્દીઓ હીંદને પંપાળવાની રમતો રમે છે, છતાં તે રમતની પાછળ કેવી ભયંકર મનોદશા રહેલી છે, તે તો બ્રીટીશ વર્તમાનપત્રો જ બતાવી આપે છે.

બ્રીટીશ પત્રો જ બ્રીટનવાસીઓની મનોદશા ઘડે છે. એ પત્રોમાં હીંદને તલવાર બળે દબાવી, બ્રીટીશ સ્વાર્થને અમરપટો અપાવવાની જ ઝેરી ચળવળ સતત ચલાવવામાં આવે છે.

## બ્રિટનમાં હિંદ વિરુદ્ધ ફેલાવવામાં આવતું ઝેરી વાતાવરણ

ગ્રેટ બ્રીટનની કુલ દોલત ૨૨,૫૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલી છે. વસતીના હીસાબે આ દોલત સરેરાશ દર માણસ દીઠ ૫૦૦ પાઉન્ડ જેટલી થાય છે.

...

બ્રીટીશ બેન્કોમાં અને બીજી સંસ્થાઓમાં થઇને ૨,૭૮૬,૦૦૦,૦૦૦ પાઉન્ડ જમા મુકેલા છે અને બ્રીટનની બહારના દેશોમાં તેનું નાણું ૪,૫૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલું રોકાયલું છે.

...

અત્યારે બ્રીટન દુનીયાના ટુંકી મુદતના દેવામાં ૮૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલું દેવાદાર છે.

...

દુનીઆભરમાં જેટલી સ્ટીમરો છે, તેનો ત્રીજો ભાગ [ટનેજના હીસાબે] યુનીયન જેકની છાયા નીચે સાગર મંથન કરે છે.

...

બ્રીટનનો વ્યાપારી સ્ટીમરોનો કાફલો ૨૦,૧૯૪,૦૦૦ ટન જેટલો છે. ૧૯૧૪ કરતાં આ કાફલામાં ૧,૩૦૨,૦૦૦ ટન જેટલો વધારો થયો છે. [બ્રીટનના સાગરના હરીફ અમેરીકાનો આ કાફલો માત્ર ૧૦,૩૬૫,૦૦૦ ટન જેટલો જ છે]

...

વહાણવટાના ધંધામાં બ્રીટન દર વર્ષે ૧૧૫,૦૦૦,૦૦૦ પાઉન્ડની આવક મેળવે છે.

...

દરીયાપાર રોકેલાં નાણાં દ્વારા બ્રીટન દર વર્ષે ૨૫૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ કમાય છે.

...

ગયે વર્ષે બ્રીટનને વ્યાપારમાંથી ૪૪,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલો નફો મળ્યો હતો [આ નાણું તો દરીયાપારના દેશોમાં રોકવા તેમ જ ખરીદીના કામ માટે વાપરવા ફાજલ રહ્યું હતું]

...

ગયે વર્ષે ગ્રેટબ્રીટને દુનીયાના દેશોને ૧૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતની સ્ટીમરો અને યંત્રો વેચ્યાં.

...

ઉપરાંત કરોડો રૂપીઆનો એન્જીનીઅરીંગનો સામાન, રેલ્વેને લગતો માલ, લડાયક સ્ટીમરો, તોપો, નહેરોને લગતો સામાન વગેરે દુનીઆભરમાં વેચ્યું છે.

૧૯૧૫ વર્ષે બ્રીટને ૨,૦૦૦,૦૦૦ પાઉન્ડની કીંમતનાં વીમાનો તેમ જ તેને લગતો સામાન બીજા દેશોને વેચ્યો હતો.

...

## [૨]

બ્રીટનની આ મહત્તા માત્ર તેના તાબે હીંદુસ્થાન છે તેને લીધે જ ટકી રહી છે. તેને લીધે જ રોથરમીઅરો અને તેના ભક્તો હીંદને કાયમને સારૂ દબાવી રાખવાની બુમો મારી રહ્યા છે.

એ બુમોમાં વધારો કરનારી ચીસો હમણાં વળી ગીલબર્ટ ફ્રેન્કાઉ જેવાઓએ પાડવી શરૂ કરી છે. તે કહે છે: [જુઓ: 'સન્ડે ક્રોનીકલ' (લંડન)નો તા. ૧૬ : ૮ : ૩૧ નો અંક]

જો આપણે ગાંધીની [હીંદી મહાસભાની] વાત તરફ લક્ષ આપીશું તો આપણે હીંદને હાથમાંથી ગુમાવી બેસીશું અને જો આપણે હીંદ ગુમાવીશુ તો આપણને પુર્વના દેશોમાંથી ધકેલી દેવામાં આવશે. અને જો એક વખત આપણને પુર્વમાંથી ધકેલી મુકવામાં આવશે, તો તો અત્યારે જેવી આપણા કાપડના નીકાશ વ્યાપારની દુર્દશા થઇ છે તેવી જ દશા સામ્રાજ્યની થશે.—સામ્રાજ્ય ફકડભુસ થઇ જશે."

એની બીજી દલીલ એ છે કે હીંદની ઉપર તો તલવારથી જ રાજ્ય ચલાવી શકાય. કોઇ કહેશે હાલના યુગમાં હવે તલવારની ધારે રાજ્ય ચલાવી ન શકાય. પણ હીંદમાં તો તેમજ થઇ શકે તેમ છે. જો આપણે તેમ નહીં કરીએ અને ત્યાંથી નીકળી જઇશું તો આપણે અત્યાર સુધીમાં હીંદીઓને જે થોડી ઘણી સંસ્કૃતીને માર્ગે વાળ્યા છે, તેનો નાશ થઇ જશે. બધે લોહીની નદીઓ વહેવા માંડશે, મારામારી ને કાંપાકાપીઓ થશે. તેમ થતું અટકાવવા માટે આપણે ફરીથી હીંદમાં બ્રીટીશ પ્રતીષ્ઠાની સંસ્થાપના કરવી પડશે. આપણે એમ કહેવું જોઇશે અને તે વચનોને કર્તવ્યમાં મુકી બતાવવાં પડશે કે:

> "અમે હીંદ ઉપર રાજ્ય ચલાવવા માગીએ જ છીએ. અને જ્યાં સુધી અમને એમ લાગશે કે હીંદ સ્વરાજ ચલાવવાને યોગ્ય થયું છે ત્યાં સુધી અમે એ રાજ્ય ચલાવવાનું ચાલુ રાખીશું. તમે કહો કે અમે સ્વરાજને લાયક થયા છીએ તે કંઇ ચાલશે નહીં."

એ સમય ક્યારે આવશે તે માટે તુરત જ ગીલબર્ટ નીખાલસ સ્પષ્ટતાથી કહી નાખે છે કે:

"એ સમય કદીએ આવશે કે કેમ તે માટે હું તો કોઇ પણ જાતનો ચોક્કસ મત આપી શકતો નથી. છતાં જો કોઇ પણ દીવસે એ સમય આવવાનો હશે તો તે ચરખાથી કે બકરીઓના દુધથી નહીં આવે."

ગીલબર્ટ જેવા લેખકો તડ ને ફડ જે કહી નાખે છે, તે જ નીશ્ચય બ્રીટીશ મુત્સદ્દીઓ મનમાં રાખે છે, એ સીવાય હીંદને બ્રીટનની ગુલામીમાં જકડી રાખવાની બાબતમાં તમામ બ્રીટનવાસીઓ એકમત જ છે. અને તે મતનો પડઘો ગીલબર્ટ તેમ જ રોથરમીઅરો જેવા ખુલ્લી રીતે પાડી બતાવે છે.

## [ ૩ ]

હીંદ જો ખરેખરૂં સ્વરાજ ઘેર કરવા માગતું જ હોય તો તેથી જ ગીલબર્ટ જેવાઓના મનને પુરેપુરો સંતોષ થાય, તેવી રીતે સંપુર્ણ સ્વતંત્રતા સીવાય જરા પણ ઓછું નહીં સ્વીકારવા માટેની પોતાની મક્કમ વલણ બતાવી આપવી જોઇએ.

એ વલણ હીંદના સર્વપક્ષોની સંગીન એકતામાં છે.

રોથરમીઅરો અને ગીલબર્ટો હીંદને નાણે ગબ્બર બનવા અને મોટા વ્યાપાર ઉદ્યોગો ચાલુ રાખવા માટેજ હીંદને કાયમનું દબાવી રાખવા માગે છે. એનો જવાબ એ વ્યાપાર ઉદ્યોગ સાથે સહકારનો ઇનકાર કરવામાં રહેલો છે.

રેંટીઆના પ્રયોગોથી કે ગોળમેજની ચર્ચાઓથી હીંદને સ્વરાજ ન મળી શકે. એ ગીલબર્ટ જેવાઓની વાત ખરી છે, અને તેથી જ વીજ્ઞાનની મદદથી રાષ્ટ્રનો વીકાસ કરવાનો આપણો સંગીન, સંગઠીત અને મક્કમ નીશ્ચય આપણને સ્વરાજના માર્ગે લઇ જશે એ વીચાર પ્રત્યેક હીંદીએ કરવાની જરૂર છે.



બ્રીટનના ધનીકો ત્યાંના બેકાર શ્રમજીવીઓને મદદ [ડોલ] આપવામાં માનતા નથી. પરંતુ ગરીબો પાસેથી 'નફો' મેળવવામાં માને છે. જે નફા ઉપર બેકાર ધનીકો પોષાય છે!

...

મુડીવાદ પોતાની રીતોથી જનતાને થતા દુઃખના નીવારણ માટે પૈસા ખર્ચવાની ના પાડે છે, તે તો પોતાની જુની રીતોના સંરક્ષણ પાછળ જ ધન ખર્ચવાનું પસંદ કરે છે.

...

જ્યાં સુધી રાજકારણી સ્વતંત્રતાનો ઉપયોગ આર્થીક સ્વતંત્રતામાં કરી ન શકાય, ત્યાં સુધી તે સ્વતંત્રતા માત્ર પાણીના પરપોટા જેવી જ છે.

નાશને માર્ગે વળેલો મુડીવાદ પોતાની માંદગી દુર કરવા શ્રેષ્ઠ ઉપચારો અજમાવવાનો ઇનકાર કરે છે, તે તો માત્ર જાણીતા ઉપાયો જ અજમાવવા ઇંતેજાર રહે છે.

...

સમાજવાદના ધોરણે ચાલતા ઉદ્યોગમાં માણસ માણસનો મદદગાર બને એ નીતી હોય છે, ત્યારે મુડીવાદી ઉદ્યોગમાં કુતરો કુતરાને કરડે એ નીતી હોય છે.

...

મરણ પછી સુખ મેળવવાનો માર્ગ આચાર્યો સેંકડો ને હજારો રૂપીઆ લઇને બતાવે છે. જીવનમાં સુખી થવાનો માર્ગ 'નવયુગ' માત્ર ૭ જ રૂપીઆના લવાજમમાં બતાવે છે.

# મીલની સીટી

: લેખક :
ચીનુભાઇ ડાક્ટર

[૧]

વાગી સીટી મીલની પીડીતના રકત પીવાને !
જાગી ગરીબી દેહના દૈવત નીચોવાને !
આકાશ મહીં આ આકરા ગુંજાર ગુંજે :
દશે દીશાના પંથમાં રવ ઘોર ઉઠે :
ઝાઝી જીભોમાંથી જીવનનાં ઝેર છુટે :
અસંખ્ય જનનો પદધ્વની જે કાન પર આવે,
યમદ્વાર આગળ શ્રમજીવી આળોટતા આવે !

[૨]

માંદલા 'ને પાંગળા જખરાય જડતા,
ચાલતા, કોઇ કુદે, કાયા ઢસડતા,
ચોક, ચૌટા, ચાલમાંહેથી નીકળતા :
એકજ દીશામાં મેદની આખીય ધસડાતી—
જાણે સરીત્ અગણીત સાગર તરફ ફસડાતી.

[૩]

દુર્ગંધ દેતા ઓરડા'ને ખોરડામાંથી—
તુટયા-ફુટયા પાધર સમાણા ઝુંપડામાંથી—
ઉંઘ્યા વીના ઉઠી જતા જે લોક જ્યાં ત્યાંથી.
ગરીબીની ઉંડેરી ગોદમાં ઘર એમનાં બાપુ !
સુધારા-ઝાઝના છે હાય રે ! ગુલામ એ બાપુ !

[૪]

વળેલા'ને ગળેલા છે ઘણા એ કામ ભારે :
મેલા ધુણી'ને ધુળ કાળી તેલ, ધારે :
ગુંગળાયલા સુડી તણા એ મુક મારે !
દુઃખભાર નીચે બાપડા દુર્બળ દટાયેલા !
મીલદ્વારની આગળ મળે દુઃખીયા તણા રેલા !

[૫]

આવે પીતા માથું નમાવી જીવન-ભારે !
માતા જતી પાછળ અવીરત આંસુ સારે !
બાળક તણાં દુઃખ જોઇ એની છાતી ફાટે !
એ બાળુડાં યે બાપડાં કોંદી હસ્યા નહીં !
ધનવાદીયોની જાળથી એ પણ બચ્યાં નહીં !

[૬]

દુબળી, દુર્બળ, અને દૈવત નીચોવાયાં !
ના વસ્ત્ર-કીન્તુ અંગ પર કપડાં તણી છાયા !
નાખે જીગરથી હાય ! રે એ કારમી કાયા !
ત્યાં સર્વ-નર, નારી અને એ બાળ રે ! સડતાં !
ટોળે મળે સમશાનમાં ત્યાં—જીવતાં મડદાં !

[૭]

ધનધારીયોની હોંશમાંથી આ જગાડેલી,
શ્રમજીવીઓને કાજ અગ્ની આ લગાડેલી :
ગરીબનાં રકત લેવાની જ લગની છે લગાડેલી:
સાળ, સોય, સરેણ, ચક્કર, ખોયલર, બળતાં,
એ તાર, સુતર, ત્રાકમાંથી દુઃખડાં ગળતાં !

[ ૮ ]

સુતા સુકીને પેટ પર સંગીન પા'ણો!
ઉઠ્યા : મળે ખાવા નહીં એકકેય દાણો!
અકરાંતીયો સામે સુતો છે શેઠ શાણો!
જાગી, ઉઠી, ઉલટી પડી આ ભુખડી ટોળી!
હરેક હૈયામાં બળે જીવન તણી હોળી!

[ ૯ ]

અન્યાય 'ને દુઃખ–હાયથી જાતું હલેસાતું :
કારમાં દેતું પછાડા એ વધે જાતું :
રોકાય તે રોકો ભલે એ પુર ઉભરાતું!
એ બાપ! એ હાલા તરંગે ખેલવા શાને?
તાળાં પડયાં ખંભાતી મુડીવાદને કાને!

[ ૧૦ ]

પડતા—લથડતા—પાદ એ ઉતાવળા થાવા!
ભુખ ટાળવા ફિકાળતા ઉર લોહીના કાવા!
મળતું છતાં ના પેટ પુરતું ધાન પણ ખાવા!
કંઇક ઓળે કેટલાયે ભોંય પર પડતા!
દાણાપીઠમાં સેંકડો દાણા વીના મરતા!

[ ૧૧ ]

મહાજનોનું માપ આજ મપાઇ ચુકયું :
દાતા તણું દાનત્વ પણ અંકાઇ ચુકયું :
શાસન સુધારા તણું સમજાઇ ચુકયું :
રે! દુધવાળી પોળમાં તર્પે મરે લોકો!
એ રોજ પાડે કારમી હા! અણસુણી પોકો!

[ ૧૨ ]

શેઠીયા તારી દયા જાણી 'પીછાણી :
જાળ તારી કારમી માયા પીછાણી :
તારા હૃદયની નગ્ન જો તસ્વીર તાણી :
આપો સખાવત તે છતાં જન રક્ત પણ ચુસો!
એ તે દયા?! ના ક્રુરતા; એ પર પુળો મુકો?!

[ ૧૩ ]

કાપડ તણી હલવાય છે રે? સેંકડો પોટો :
કોં'દી નહીં દેખાય છે રે! માલનો ટોટો :
જોડાઉતમાં શું વાસણનો આજનો જોટો—
ઉધાડા ઉરને દો ઢાંકવા જો એક ના લોટો?
કાપડ બજારે બારણે ટાઢે મરે લોકો!

[ ૧૪ ]

વાગી સીટીને જીવતાં સ્મશાન ઉઘડયાં!
ભગ્ન—માનવ—દેહના અવશેષ ફુટયાં--
માંદલા'ને ગરીબડાં જન ઘોરમાં ધુસ્યાં!
આશાભરી આંખો ઉંડી લાખો જરી જોજો!
દીલ–દર્દના રોતા સુણી સંદેશડા રોજો!
એ ઘોર માનવ–જુથની ખોદાય ત્યાં રોજો!
રોતલ સુરતની આંખડીનાં આંસુડાં લ્હોજો! *

---

* આ કાવ્યનું સર્જન થોમસ હુડના "The workhouse clock"ને આભારી છે.

# વિશ્વશાંતિ અને અહિંસા

: લેખક :
આવચંદ ભાવજી વરેશ
બી.એ., એલએલ. બી.

જે બૌધ ધર્મે હીન્દી સંસ્કૃતીને અહીંસા આપી છે, તેણે માનવજીવનના અંતીમ ઉદ્દેશ તરીકે 'જીવતા અટકી જવું' તે આપ્યું છે. લોકજીવનનાં સામાન્ય યોગક્ષેમમાં જ્યારે ધર્મ ઉતરે, અને મોટે ભાગે દરેક ધર્મનો અવતાર એટલા જ માટે થાય છે, ત્યારે ધર્મના સીદ્ધાંતોને એક જાતનું જડસ્વરૂપ મળે છે. જે વસ્તુ સામાન્ય બુદ્ધીમાં નથી ઉતરતી તે વસ્તુ અગમ્ય ગણાય છે; એના સ્વરૂપનું કોઇને ભાન નથી હોતું. માટે એમાં ખુબ શ્રદ્ધા રાખવાનું જ કહેવામાં આવ્યું છે. આ અહીંસા ને આ માનવજીવનના ઉદ્દેશ માટે પણ આમ જ બન્યું છે. જીવતા અટકી જવાની પ્રખર શક્તી ભાગ્યે જ કોઇ વીરલ પુરૂષમાં મળી આવે છે, એ સીવાય જીવનનાં બીજા સુક્ષ્મ અર્થમાં–જીવન એટલે જુદા જુદા સ્વાર્થો. એવો અર્થ કરી લેવામાં–અને તેમાંનાં કેટલાકને જતા કરી દઇ. જીવન એટલું ઓછું બનાવવામાં આ સીદ્ધાંતનો વ્યવહારીક ઉપયોગ થયો છે. સાધન એટલું બધું મજબુત છે; અહીંસામાંથી જીવનનો નાશ એટલી બધી અનીવાર્ય રીતે આવે છે કે માત્ર સાધનની મહત્તા વધારી તેને પળાવવાના આગ્રહમાંથી જ એનો પાળનાર પણ ન જાણે તેમ સ્વાર્થત્યાગ થાય છે; બીજા અર્થમાં મનુષ્યના એવા વ્યક્તીજીવનનું મૃત્યુ થાય છે. પણ આથી એક વાત મુખ્ય રીતે સાબીત થાય છે કે અહીંસામાંથી–સંપુર્ણ અહીંસામાંથી જીવનનો નાશ જ પ્રકટે–અને જીવનનો નાશ જે ઇચ્છતું હોય તે સંપુર્ણ અહીંસાના પાલનથી એ લાવી શકે.

છતાં જીવનને વધારે સમૃદ્ધ બનાવવાના સાધન તરીકે; આયુષ્ય, વ્યક્તીનું કે જાતીનું લંબાવવાના સાધન તરીકે અહીંસા મુકાય, ત્યારે એનો બહુ જ સંકુચીત વ્યવહારીક અર્થ કરવાનો હોય છે, પણ આ જાતની વ્યવહારીક અહીંસા–(ભાષા દારીદ્રયને લીધે એને માટે બીજું નામ નથી મુકાયું) શુદ્ધ અહીંસાથી તદ્દન જુદી જ–ને અમુક અંશે તો વીરોધી જ વસ્તુ છે; કારણ કે એ બંન્નેના હેતુમાં ફેર છે. એકના હેતુ તે પરીણામ તરીકે જીવનનો અંત આવે છે, જ્યારે બીજામાં એ જ જીવનને સમૃદ્ધ બનાવવાનું હોય છે. વળી આમાંથી એક બીજી વાત પણ નીકળી આવે છે. જીવનનો નાશ જો અહીંસાથી થાય તો જીવનનો ટકાવ હીંસાથી થાય. એ તર્કદ્રષ્ટીએ પણ સાચી જ વાત છે. આ સ્થીતીમાં ઉપર કહી તેવી વ્યવહારીક અહીંસામાં સમૃદ્ધ બનેલું જીવન ટકી રહે એવી હીંસા તો હોવાની જરૂર છે જ. એટલે કે એ અહીંસા હીંસાના પ્રખર રક્ષણ વીના ટકી શકે જ નહીં. પણ વાત એમ બને છે કે, મુળમાં શુદ્ધ અહીંસા ને એમાંથી ઉપજતા સ્વાર્થત્યાગ માટે જે લાગણી કેળવાઇ છે, તે જ લાગણીનો સદ્દુપયોગ આવી વ્યવહારીક અહીંસાને લોકહૃદયમાં ઉતારવામાં થાય છે

ઉંઘતા બાળકના હાથમાંથી કીંમતી ઘરેણું લઇ આપણે, લાકડાની ચુસણી આપીએ છીએ, ને બાળક જાગે છે ત્યારે જાણે પોતાની પાસે એની એ વસ્તુ છે એમ માની રમ્યા કરે છે તેમ.

મ. ગાંધીજી સાહીત્યમાં હંમેશાં શુદ્ધ અહીંસાને જ મુકતા આવ્યા છે. પણ એના ઉપયોગમાં એ નથી આવતી એમ તો સ્હેજે સમજાય છે. એક વીચારક ગણાતા ગુજરાતી લેખકે એકવાર કહ્યું હતું કે સત્ય ને અહીંસા એ મહાત્માજીએ સરજેલાં નવાં બળો છે. ખરી વાત એમ છે કે મહાત્માજીએ નથી શુદ્ધ અહીંસા સરજી, કે નથી સરજી વ્યવહારીક અહીંસા. એમણે એ ક્ષેત્રમાં એક જ કામ કર્યું છે, અને તે એ કે જે લાગણી લોકહૃદયની જે અગમ્ય પુજ્યબુદ્ધી, અહીંસા માટે હતી, તેનો સદુપયોગ કરી લીધો છે. બાકી તો રાજનીતી તરીકે અહીંસાને વાપરવાનું કહી બતાવનાર ચાલાક રાજનીતીજ્ઞ રહી શક્યા નથી; જ્યારે ગાંધીજી એવું ન કહેવાથી જ કુટીલ રાજનીતીજ્ઞ બની શક્યા છે. આ બધી પ્રાસંગીક વાત આપણે જવા દઇએ. અને મુખ્ય વાત પર આવી હીંસા—અહીંસા ને વીશ્વશાંતીના પ્રશ્નનો વીચાર કરીએ, તો જણાશે કે સામાન્ય જનસમાજમાં આ બાબતનું ભારે અજ્ઞાન પ્રસરી રહ્યું છે. આ આપણા પૃથક્કરણને આપણે ચાર વીભાગમાં વ્હેંચી નાખીએઃ વીગ્રહઃ હીંસાઃ અહીંસાઃ ને વીશ્વશાંતી.

વીગ્રહ અને જીવન એ એકબીજાના વાચક શબ્દો છે. જીવન ત્યારે ઉભું થાય છે કે જ્યારે આજુબાજુના સંજોગોમાંથી માણસને મારી નાખવાને ધસી આવતા સત્વોની સામે શક્તી વપરાય છે. માણસને શરીર અને તે ટકાવવાની વૃત્તી પ્રાકૃતીક જ છે. એટલે એ શરીર ઓછું ઘસાય માટે; એ શરીરના ઘસારાની પુર્તી થાય માટે; અને એ શરીર શક્ય હોય એટલું વધે, ને શક્ય હોય તેટલો વખત ટકે; માત્ર જીવે જ નહીં, પણ પોતાની રીતે જીવે એ માટે, હંમેશા સહુ પ્રયાસો કરી રહ્યા છે. પ્રાથમીક યુગનો જંગલી માણસ લુંટ કરી લાવતો; પોતાના સામર્થ્યથી એ શરીર ને ખોરાકની રક્ષા કરતો; અને તેટલી સ્હેલી રીતે તે આ બધું કરતો ને થાકતો ત્યારે આરામ લેવા પાછી પોતાની જગ્યા પસંદ કરી લેતો, વાસના જાગતી ત્યારે સ્ત્રી સાથેનો સ્થુલ વીલાસ ભોગવી લેતો; સ્ત્રીના વીલાસ ખાતર સ્ત્રીને પાળતો—રક્ષતો. પોતાની અહંતા માટે સ્ત્રી પર સત્તા વાપરતો. પોતાની સ્ત્રી કે પોતાનો ખોરાક (અલબત્ત! પોતાનું ને પારકું એવા ભેદ સમજવાની બુદ્ધીએ પહોંચ્યા પછી), કોઇ ઉઠાવી જાય તો લડાઇ જગાવતો ને ઉન્મત્ત બની નાચતો. એની વાસનાને એ બની શકે તેટલી નીરંકુશ ફરવા દેતો. પોતાના સામર્થ્યની યોગ્યતા પ્રમાણે એ જીંદગીની નવી નવી વાસના ભોગવતો. એ થાકતો ત્યારે સુઇ જતો ને ભય જણાય ત્યાંથી અસ્તીત્વ ટકાવવા ખાતર ભાગી જતો.

આ અસંસ્કારી જીવનવીગ્રહમાંથી નવો વીગ્રહ ઉદ્ભવે છે. જેમ જેમ જીવન વ્યવહાર વધતો જાય છે, તેમ તેમ તેના વ્યક્તીયુદ્ધનું સ્વરૂપ બદલાતું જાય છે. પોતાના શરીરના રક્ષણમાંથી અને પોતાની વાસના સદાકાળ સંતોષાયા કરે એ ખાતર પોતાની સ્ત્રીના રક્ષણનો પણ પ્રબંધ કરવાની ઇચ્છા થાય છે. આ રીતે માત્ર શરીર અસ્તીત્વને જ જીવન ગણનાર માણસની જીવનની વ્યાખ્યાની આજુબાજુ એક વર્તુલ બંધાય છે. એના સ્વાર્થમાં એકનો વધારો થાય છે,

માટે એને હેરાન કરવાના રસ્તામાં પણ એકનો ઉમેરો થાય છે. કોઇ પણ કાર્ય કરતાં એને અટકાવવો હોય ત્યારે પહેલાં એના શરીર પર જ ઘા કરવો પડતો તેમ હવે તેની સ્ત્રી ઉપર ઘા કરીને પણ તેને મુંગળાવી શકાય. આને આપણે અહીંસા કહીશું? હા. એક રીતે એ અહીંસાનો પ્રારંભ થયો. શારીરીક આઘાત વ્યક્તીને પોતાને જ કરતા અટકવાની શરૂઆત થઇ. પણ બીજી રીતે જોઇએ તો એ હીંસાની પ્રખરતા વધી ગણાય. હીંસા સરળ ને વધુ વીસ્તૃત બની. હીંસાનો માર્ગ એક રીતે વધારે પ્હોળો થયો ગણાય. સ્ત્રી પછી સંતાન આવે. અને તેમાંથી આખું કુટુંબજીવન આવતાં. અસ્તીત્વની આસપાસ બીજું વર્તુલ પડયું ગણાય. અહીંસાનો દેખાવ વધારે સારી રીતે કરાય; ને હીંસા વધુ ને વધુ વીસ્તૃત ગણાય. આ વીજય કોનો? અહીંસાનો કે હીંસાનો?

આમ થતાં થતાં શારીરીક અસ્તીત્વ સીવાય બીજું આખું માનસીક જીવન પ્રકટી આવે છે. માણસ શારીરીક આઘાત સીવાય બીજા આઘાતો પણ અસરકારક થાય તેટલો નરમ બને છે. આ બીજા પ્રકારના આઘાતને સહન કરવાની ટેવ માણસમાં કેટલે અંશે કુદરતી છે, તે નક્કી કરવું અઘરું છે, પણ મોટે ભાગે આવા પ્રકારના માનસીક આઘાતો અમુક જાતની સીદ્ધાંત કેળવણી આવ્યા સીવાય માણસને સ્પર્શતા નથી. આ રીતે અસ્તીત્વની આજુબાજુ સંસ્કાર ને મનુષ્યત્વના સીદ્ધાંતોના વર્તુલો ગુંથાતા જાય છે. આ બધા વર્તુલોનો શરીર સાથે સીધો સંબંધ હોય છે. એના છેલ્લામાં છેલ્લા વર્તુલને તમે સ્પર્શો એટલે અસ્તીત્વને અસર થાય છે. જેમ સ્ત્રીને સ્પર્શવાથી પ્રાથમીકયુગના માણસને જોર વાપરીને એની સામે થવું પડતું. તેમ આજે ખાદીમાં માનનાર માણસ ન માનનારની વાત ન સહન થતાં બને તેટલા બળથી દલીલમાં ઉતરી તેને તોડી પાડવા પ્રયાસ કરે છે. અસ્તીત્વ ટકાવવાની વૃત્તીજન્ય શક્તીવાળો માણસ એ વર્તુલને અનુકુળ બળ વાપરે છે. આ બધાં જ વર્તુલો—જેમાં કુટુંબપ્રેમ, જાતીપ્રેમ, ધર્મપ્રેમ, સીદ્ધાંતપ્રેમ, રાષ્ટ્રપ્રેમ, વ્યક્તીત્વ ને સંસ્કાર, માનવતા વીગેરે બધું જ આવી જાય છે. એ બધાં—જરૂર પડે તેમ સર્જાતાં ગયાં છે. વ્યવસ્થાને અવીચળ રાખવા માટે જેમ જરૂર જણાય તેમ નવાં પણ ઉત્પન્ન થતાં જાય છે. આ વર્તુલો, એટલે વ્યક્તીની સ્વાધીન કુદરતી વાસના પરનાં બંધનો. એ બધાં સમાજવ્યવસ્થા જ્યારે જોખમાય ત્યારે વ્યક્તીની સમતોલતા ચંચળ કરી તેને અટકાવવા માટેના સાધનરૂપે ગોઠવાયા છે. વ્યક્તીની વીગ્રહવૃત્તીને આમ સમાજ ખાતર વાળવામાં આવી છે.

જીવન એટલે માત્ર શારીરીક અસ્તીત્વ જ નહીં પણ સંસ્કાર ને પ્રગતીએ કલ્પેલું આદર્શ માનવજીવન. એ આદર્શતામાં અનેક જાતની વીધવીધ લાગણીઓ સમાઇ હોય છે, અને તે મોટે ભાગે સમાજની વ્યવસ્થા જાળવવા માટે જ હોય છે: એ જ પ્રમાણે વીગ્રહ એટલે માત્ર હાથોહાથની લડાઇ નહીં, પણ અનેક જાતની સુક્ષ્મ મથામણો, અનેક જુદી જુદી માન્યતાઓ ને ભાવનાઓ વચ્ચેનું સંઘર્ષણ. આટલું સમજાઇ જાય તો કેવળ સ્થુળ શારીરીક લડાઇમાંથી આવું માનસીક યુદ્ધ કેમ વીકસી આવે તે સ્પષ્ટ થઇ જશે. હવે એક બીજી વાત. આપણે જે સામાન્ય શરીરને બદલે માણસને મનુષ્યત્વ આપ્યું છે તેમાં અનેક લાગણીઓનો સમાવેશ કર્યો હોય છે. આ લાગણીઓ પણ સમાજમાં યુગે યુગે બદ-

લતી આવે છે. એ સીવાય સમાજ ખાતર મનુષ્યત્વની આદર્શ કલ્પનામાં જે જીવનની વ્યાખ્યાના મુદ્દાઓ સમાવ્યા છે તે વ્યક્તીએ ઘણીવાર પોતાના પર કરી લીધા છે; આથી એ મુદ્દો શુદ્ધ સ્વરૂપમાં તો સામાજીક-શાસ્ત્રમાં રહે છે, ને વ્યક્તીએ વ્યક્તીએ તેના જુદા જુદા અર્થ થાય છે. જુદા જુદા અર્થો એ વ્યક્તીની પોતાની વીશીષ્ટતા બને છે, એટલે પછી પોતાના માનેલા અર્થ વીરૂદ્ધની ક્રીયા પોતાના હાડકાં ને ચામડાંને જે રીતે ઘા લાગવાથી ત્રાસ થાય છે, તેમ જ ત્રાસ આપે છે. દાખલા તરીકે આપણે 'સાચું બોલવું' એ લઇએ માણસ પોતાના ખાનગી સ્વાર્થ ખાતર ખોટું બોલી બીજાને છેતરે, માટે 'સાચું બોલવું' એ આદર્શ—મનુષ્યત્વનો એક મુદ્દો, પણ ખોટું બોલવાથી કંઇ હંમેશાં આપણે સમાજને સીધું નુકશાન નથી કરતા. અને જ્યાં સુધી સીધું નુકશાન ન થતું હોય ત્યાં સુધી નૈતીક ભાવના પાછળનું રાજ્યબળ આપણને અટકાવી પણ ન શકે. આથી ભવીષ્યમાં આ ટેવ કેળવીને આપણે નુકશાન-કર્તા થઇ એ સંભવીત આડકતરા નુકશાનથી બચવા માટે સમાજે આપણામાં જ બળ ઉત્પન્ન કર્યું છે અને તે સભ્ય, આદર્શ ને ન્યાયી થવાની આપણી જ અંતઃકરણની વૃત્તી. આ વૃત્તી, આપણને બહુ જ નીર્દોષ રીતે સમાજદ્રોહી હોઇએ છીએ ત્યારે બહુ જ ધીમેથી ઉશ્કેરે છે. અને જે વાત પ્રાથમીક યુગમાં ચલાવી લેવાઇ હોત, જે ગુન્હો વધુ ભયંકર બનતાં પ્રાથમીક યુગમાં મારફાડ થઇ હોત, તેને આમ વેદના ઉપજાવવાનું હીંસાનું પરીણામ બીજી રીતે લાવી અટકાવવામાં આવે છે.

આમ પુજ્ય અને ઇશ્વરી ગણાતા સીદ્ધાંતોનું પૃથક્કરણ ઘણાને આઘાતો આપશે. પણ સમાજનીયમના આવા નૈતીક આદેશો ને રાજ્યના કાયદા વચ્ચે ભેદ ગણવાનો નથી. એના પાલનમાં, એની મર્યાદામાં ભેદ છે, પણ એ ભેદ બંન્ને પાછળ પળાવનાર બળ પરત્વેનો છે. રાજ્યના કાયદાઓ માણસના બ્હારજીવનને વધારે સ્પર્શે છે; જ્યારે નૈતીક આદેશો માણસના ઘડતર માટે છે. આવી રીતે ઘડાએલો માણસ રાજ્યના કાયદા બહુ સારી રીતે પાળી શકે છે. પણ એક જાહેર ને બીજું ખાનગી છે. એટલે કાયદા પાછળની શક્તી, નીતી પાછળ રહી શકતી નથી. એને માટે બીજું બળ કલ્પવું પડે છે. આ બન્ને પ્રકારનાં બળોઃ નીતી પાછળ મનુષ્યત્વના નાશ ને દ્રોહનો ભયંકર સંભવ; ને કાયદા પાછળ શારીરીક ને આર્થીક શીક્ષા—આ બંન્ને હીંસાના બળ ઉપર નભે છે. સદાકાળ અસ્તીત્વ ટકાવવાની ઇચ્છાવાળા માણસની આ કુદરતી વાસનાને-બીજું અસ્તીત્વ કાલ્પનીક રીતે તૈયાર કરી, તેને નૈતીક આગ્રહની સાથે જોડી દઇ, તે જોખમાય તો આ નવું અસ્તીત્વ પણ જોખમાય અને એની સાથે જ જીવવાનો તંતુ ત્રુટી ઉઠે. આવી યંત્રરચના થઇ છે. નીતી પાછળની શક્તી પણ પ્રથમ તો બહુ જ સ્થુળ રૂપમાં હોઇ પાછળથી સુક્ષ્મમાં પરીવર્તીત થતી ગઇ હશે. પ્રથમ શારીરીક ભય જ સ્પર્શી શકે તેવા જંગલી માણસને સૃષ્ટી પાછળના કલ્પાયેલા બળ, ઇશ્વરને શારીરીક શીક્ષા આપતો કલ્પ્યો છે. ઉપરાંત ન્યાય પળાવનાર લોકોનું ટોળું પણ અન્યાયી માણસને મારી નાખવાની ધમકી આપ્યા જ કરતું હશે. વ્યભીચારીને સ્ત્રીના પતીનાં સગા સંબંધીઓ મારતા હશે. પણ આ બધી માન્યતાઓ ને રીવાજો જેમ જેમ સર્વસામાન્ય થતા ગયા, તેમ તેમ સમાજનું કેન્દ્રીત હીંસાબળ રાજ્ય તરીકે સ્થીર થઇ

ગયું, એટલે નીતી ને કાયદાનાં ક્ષેત્રો જુદાં પડયાં. પછીથી તો નીતી માત્ર આત્માની અધોગતી, મૃત્યુ પછીની ખરાબ દશા, ને ઇશ્વરની અવકૃપા જેવા ખોટા બળો પર જ નભવા લાગી. એમાંથી યે વધુ સુક્ષ્મ આંતરીકબળ તૈયાર થયું. અત્યારે નૈતીક આદેશો આંતરીક આગ્રહના જોરથી પણ પળાય છે. પણ હજુ યે આ નીતી, ધર્મ ને ઇશ્વરથી છુટી નથી પડી. એ જ્યારે સંપુર્ણ રીતે છુટી પડી જશે ત્યારે અમુક નૈતીક સીદ્ધાંતો કાયદાના સીદ્ધાંતમાં પલટાઇ જશે. અને બાકીના માત્ર સભ્ય નાગરીકના સ્વેચ્છાધર્મમાં આવી જતાં કદાચ નીતી સંપુર્ણ રીતે સાફ થઇ જાય તો કહેવાય નહીં. આ બધા લંબાણથી એક વાત સ્પષ્ટ થાય છે. કે નૈતીક આચાર પાછળનું બળ અને એના પાલન માટે માણસને ઉપજતી આંતરીક પ્રેરણા, એ મુળ તો જીવવાની લાલસા પર ટકે છે; અને એકંદરે કાયદાની માફક નીતી પણ હીંસાની મારફત નીયમપાલન કરાવનાર તાકાત છે.

જીવન માટેનો વીગ્રહ એ જીવનની સુંદરમાં સુંદર કે સંસ્કારીમાં સંસ્કારી પ્રવૃત્તીમાં પણ ચાલી રહ્યો છે. શારીરીક અસ્તીત્વ ને માનસીક, કાલ્પનીક, પણ સમાજના જુદા જુદા વીભાગ માટે ઉદ્ભવેલું મનુષ્યત્વ, એ બંને મળીને જીવનની વ્યાખ્યાને સંપુર્ણ બનાવે છે. બંને જીવનની સમતોલતા ખાતર માણસની સર્વ પ્રવૃત્તી ચાલી રહી છે. બન્ને વચ્ચેનો સંબંધ બહુ જ સીધો છે; એક ઉપરના આઘાતથી બીજા ઉપર અસર થાય છે. ઉપરાંત એમાંથી એકનું મહત્ત્વ ઘણીવાર વધી જતાં આપણી પ્રત્યક્ષ દ્રષ્ટી સમક્ષ બીજાની વીરૂદ્ધના આઘાતો માણસ સ્વયં નીમંત્રે છે. ધર્મને ખાતર, ફરજને ખાતર, નીમકહલાલીને ખાતર, ન્યાયને ખાતર, આ બધા જીંદગીની આજુબાજુના—જીવવાની આજુબાજુના—ગૌણ વતુંલોની ખાતર માણસ મરી પણ જાય છે. એટલે કે ગૌણને ખાતર પ્રધાનનો ભોગ અપાય છે. આથી આપણે વીગ્રહ ને જીવનલાલસાઓ માટે શંકાશીલ બની જઇએ છીએ. જતીનદાસ જેવા કોઇ વીરલ શરીરનો સ્વનીમીંત નાશ લેઇ માણસે જીવવાની ઇચ્છા પર કેવો વીજય મેળવ્યો છે તેમ અભીમાન લઇએ છીએ. સાચી રીતે એ વીજય મુખ્ય પરાજયમાંથી જ ઉદ્ભવે છે. એ જતીનદાસને મન સ્વમાન જે વ્યક્તીત્વથી ઉપજતું બીજું જીવન હતું. આ બીજું જીવન લાખો વર્ષની સંસ્કારીતાનું એકત્ર પરીણામ (Epitome) રૂપ હતું. એ જીવન માત્ર જીવવાને માટેના સગવડતા રૂપ હતું. છતાં એને ખાતર શરીરનો એણે ભોગ આપી દીધો. આ રીતે આવા વીરલાનું મોત તે વીજય નથી પણ વૃત્તીની વીકૃતી (Perversion) છે.

જેમ જેમ શારીરીક અસ્તીત્વની આજુબાજુ નવા વતુંલો ઉભાં થતાં જીવનની વ્યાખ્યા વધતી જાય છે, ને નવું માનસીક જીવન ઉભું થતું જાય છે, તેમ તેમ માનવજાતી સગવડતાને ખાતર કહીએ તો હીંસામાંથી અહીંસામાં આવતી જાય છે, વીગ્રહ એટલે વીરોધી આંદોલનોનું સંઘર્ષણ. જે સામું બળ વાપરવું તે હીંસા. જીવન એ જ જો વીગ્રહ હોય તો હીંસા જીવનમાં અનીવાર્ય ગણાય. એટલે કે અહીંસક રહેવું હોય તેણે જીવતાં અટકી જવું. પણ છતાં આપણે અહીંસાની જે ઉપર વાત કહી તે વ્યવહારીક અહીંસા છે, શુદ્ધ નહીં. વ્યાવહારીક અહીંસા એટલે શું? માત્ર સામાજીક શાંતી ને સામાન્ય જીવન, વ્યવહાર પ્રથમની માફક ચાલ્યો જાય તેવી સુક્તી. અને આ અહીંસા જરૂર શક્ય છે.

પણ તે ક્યારે આવે? મનુષ્યત્વના આદર્શમાં સમાજનાં ટુંકા ટુંકા વીભાગોનાં વર્તુલો ઉમેરાતાં છેલ્લું વર્તુલ સમસ્ત માનવજાતીનું આવી જાય ત્યારે. એ સીવાય દોરા પડેલા વર્તુલ બ્હાર હીંસા જ હોય. અને તે કેવી હીંસા? લાગણીઓને ઝીણી યુક્તીથી સ્પર્શીને સમસ્ત શરીરને માત્ર કંપાવવાની નહીં, પણ માણસોની હારની હાર કપાઇ જવાની હીંસા. બહુવીધ મનુષ્યત્વની વ્યાખ્યા એટલી બધી વ્યાપક હોય કે તેને સ્પર્શવાનાં અનેક સ્થાનો ખુલ્લાં પડયાં હોય. આથી એવાં આળાં સ્થાનોને જોખમીને હીંસાનું પરીણામ લાવવું એ ઉલટું મારામારી કરતાં વધું સરળ હોય. આ હીંસાના પરીણામ લાવવાની યોજનાને અહીંસા કહેતા હો, એને જગતનું મહાન સ્વતંત્ર બળ કહેતા હો, તો ભલે. પણ એ હીંસા સીવાય બીજું કંઇ નથી. માનસીક જીવનની લાગણીઓ એટલી બધી વેદનાશીલ બની ગઇ હોય છે કે, જ્યારે માણસ શરીરથી કે બીજી કોઇ રીતે સમાજની વીરૂદ્ધનું આચરણ કરે છે, ત્યારે સીધી રીતે તેના શરીરને સ્પર્શ ન કરતાં, આપણે આવી લાગણીઓને સ્પર્શીએ છીએ. એ વર્તુલના તારો એક બીજા સાથે જોડાયા હોવાથી, એક ધ્રુજતાં સહુ ધ્રુજે છે; ને આખું જીવન ખળભળી ઉઠે છે; આઘાતો ઉપજે છે, ને વેદના થાય છે. અસત્ય બોલનાર પોતાની મેળે જ વેદના પામી શકે તેવું બળ આપણે તૈયાર કરી રાખ્યું છે. આ બધા માનસીક જીવનતંતુઓનો સાંકળેલો સંબંધ જીવવાની લાલસા સાથે છે; ને એ લાલસા માત્ર પરીવર્તીત થઇ ગઇ છે, એટલે એ જોખમાતાં શરીર બધું જોખમાય છે. માણસ પ્રત્યક્ષ હીંસાનું પરીણામ હીંસા વીના ભોગવે છે. આ સ્થીતી તે હીંસાની હાર નથી પણ હીંસાની અનીવાર્યતા છે.

મધ્યકાલીન યુગમાં નીતીની પાછળનું બળ આટલું સુક્ષ્મ—એટલે માણસને અંદરથી જ અવરોધ કરે તેટલું—તૈયાર નહોતું થયું, ત્યારે નીતીની પાછળની હીંસા વધુ પ્રત્યક્ષ હતી. જો કે તદ્દન સીધી તો નહીં જ પણ અત્યારે છે તે કરતાં તો વધુ સીધી ખરી જ. એ વખતે નીતીનું પાલન એટલે ઘણાં માણસોએ કબુલ કરેલા આચારનું પાલન હતું; એનું ઉલ્લંઘન એટલે એ બધાનો કોપ વ્હોરી લેવાની બ્હીક. અથવા તો નીતીની પાછળ ઇશ્વરનું બળ આવ્યું, ત્યારે ઇશ્વર જેવી મહાનશક્તીનો ડર. અત્યારે હીંસા ને અહીંસાનો ભેદ એના કૃત્યમાં આવી રહ્યો છે; પરીણામમાં નહીં. આથી ઘણીવાર અને વ્યવહારીક દ્રષ્ટીએ હંમેશ હીંસા ને અહીંસા એક જ પરીણામ માટે વપરાય છે. ચોરી કરનાર માણસને માર મારી ગુન્હો કરતો અટકાવવો તેમા હીંસા છે. પણ એ જ માણસને આથીંક ધક્કો પહોંચાડવો, એનો દંડ કરવો, એને ફરીવાર ક્યાંઇ પણ કામ કરી કમાઇ ખાવાનું ન મળે તેમ કરવું તે અહીંસા છે. છતાં પરીણામ બન્નેનું એક જ છે. તો પછી ઉપર કહેલી અહીંસા એ હીંસા નથી એમ કેમ કહી શકાય? માત્ર એને મારવાને માટે લાકડી કે પત્થર લેવાને બદલે આવી યુક્તી કામે લગાડી છે તેથી? સારી રીતે ખાતાપીતા એના દેહ પર પ્રહાર કરવાને બદલે, અને એ રીતે એને નીર્બળ બનાવવાને બદલે, એનું ખાવાનું ને પીવાનું આંચકી લઇ નીર્બળ બનાવાય છે ત્યાં, એકમાં ક્રુર ગણાતી હીંસા ને બીજામાં પવીત્ર ગણાતી અહીંસા શી રીતે હોય? માટે હીંસા એટલે પાંચશેરના પત્થરને ઉંચકવાને માટે એવા જ

પ્રકારનું એટલા જ વજનનું બળ; અહીંસા એટલે અરધા શેરના વજનથી પણ એ બળ સાથે ગોઠવેલી કોઇ યંત્રરચનાને સરવાળે બનતું હીંસા જેટલુંજ બળ. બન્ને તત્વતઃ એક જ છે. આથી સાબીત કરવાનું છે તે એ જ કે, મનુષ્યત્વના વીકાસની સાથે, વ્યક્તીના ખાનગી જીવનની આજુબાજુ ઉપજતા નવા નવા સામાજીક વતુંલો સામે શારીરીક બળ વાપરવાની જરૂરીઆત ઓછી ને ઓછી થતી જાય છે. સજ્જડ ગોઠવાયેલા વતુંલની અંદર હીંસાનું પરીણામ આવી યાંત્રીકરચનાથી પણ લાવી શકાય; એટલે અત્યારે આવેલા વતુંલ–રાષ્ટ્રવાદની પછી વીશ્વપ્રેમનું નવું વતુંલ જો મક્કમનાથી તૈયાર કરી મનુષ્યજીવન સાથે જોડી દેવાય, તો વીશ્વશાંતી ને વીગ્રહશમન પણ શક્ય બની જાય. જે હીંસા અત્યારે ડોળા ધુરકાવતી રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેના વ્યવહારમાં આવી પડે છે, તે રાષ્ટ્રવાદથી પર બની આગળ એક ડગલું ભરાય તો શમી જાય.

આ અહીંસા એ શું છે? નવું બળ નથી, સ્વતંત્ર શક્તી નથી, પણ માત્ર યોજના છે. તે વ્યક્તીની વીશુદ્ધી ખાતર નથી ઉપજતી; પણ સમાજની શાંતી ખાતર ઉપજાવાય છે. એ અહીંસા સફળ બને છે, તે એમાં કે અહીંસા દર્શાવવાની કોઇ ક્રીયામાં રહેલી અદ્ભુત સત્તાને બળે નહીં પણ જગતમાં થતા ફેરફારોને બળે, મનુષ્યત્વની વ્યાપક ને વીસ્તૃત બનતી જતી ભાવનાને બળે. જેને કુટુંબ જીવનની ભાવના પ્રકટી છે, તેને માટે પત્ની કે સંતાનનું દુઃખ પણ સહ્યું જતું નથી; એને માટે કુટુંબનાં આંતરીક વીગ્રહો અહીંસાથી ચલાવી શકાય. પણ કુટુંબની જેને પરવા ન હોય તેને પત્ની આપઘાત કરે કે દીકરો ભાગી-જઇ દુઃખી થાય તેની શી પરવા? એ જ પ્રમાણે પ્રતીષ્ઠા. જેને પ્રતીષ્ઠાની પરવા નથી તેને લોકનીંદાની અહીંસા શી રીતે સ્પર્શી શકે? જેને નૈતીક ભાવના નથી પ્રકટી તેની નૈતીક માનવતાને સ્પર્શવું નકામું છે. જેને માનવપ્રેમ નથી પ્રકટ્યો તેને માટે જાતે દુઃખી બની અંતરવેદના ઉપજાવવાના પ્રયાસો વ્યર્થ જ છે. અને નૈતીક વીકાસ હજુ સાહીત્યમાં પણ રાષ્ટ્રવાદની બ્હાર નથી નીકળ્યો. આંતરરાષ્ટ્રીય નીતીને ઉંચકી રાખે તેવું આંતરબળ તૈયાર નથી થયું; લાગણીનાં વતુંલોમાં હજુ વીશ્વપ્રેમ નથી આવ્યો, ત્યાં સુધી આ જાતના સંઘર્ષણો હંમેશાં હીંસાથી જ થાય. એ હીંસાને બદલે અહીંસા આવી શકે; પણ તે પ્હેલાં રાષ્ટ્રની વ્યવસ્થાનો, વીશ્વનાં વીભાગોની પરસ્પર ગુંથણીનો વ્યવહાર, સરળ, ત્વરીત ને વધુ નીકટનો બનવો જોઇએ. એ પ્હેલાં જે સંસાર આખો એક જ જાતની મનોદશાથી રંગાઇ જવો જોઇએ. રાષ્ટ્રનીતીના સીદ્ધાંતો વ્યક્તી નીતીના સીદ્ધાંતો જેટલા જ ઉગ્ર ને ઉંડા બની રાષ્ટ્રના અંતરમાં ઉતરી જવા જોઇએ; અને રાષ્ટ્રવીધાયકોના ચારીત્ર્યઘડતરમાં રાષ્ટ્રનીતીની લાગણીનાં વતુંલો એટલી જ મક્કમતાથી ને વ્યાપક રીતે સર્જાવવાં પડશે.

વીશ્વને અત્યારે જેટલાં સ્વાર્થી બંધારણો સ્પર્શે છે તે કરતાં વધારે, વીશ્વને અત્યારે એક જ તંત્રમાં લાવનાર જેટલાં સાધનો છે તે કરતાં વધારે અને વીશ્વને અત્યારે જેટલા વધારે વીભાગોમાં વ્હેંચી નાખવામાં આવ્યું છે, તે કરતાં ઓછા વીભાગમાં વ્હેંચવામાં આવશે ત્યારે ત્યાં એક જ રાષ્ટ્ર આવશે. એક આખી પ્રજાને કચડી નાખી બીજી પ્રજાને જીવવાની આકાંક્ષા નહીં રહે, તેમજ સુગમતા પણ નહીં મળે. એકની મ્હેનત પર બીજાનો વીલાસ; એકના ઉદ્યોગ પર બીજાની નીષ્ક્રીયતા, પરીણામે એક બાજુ 'સ્વાધી-

નતા: અશાંતી: અસ્વસ્થતા ને અજ્ઞાન; જ્યારે બીજી બાજુ સ્વાધીનતા: સ્વસ્થતા: શાંતી : ને સંસ્કાર એ વસ્તુ નહીં રહે. અંગ્રેજ કવી ટેનીસનનાં જરા કાવ્યમય રીતે લખાયેલા શબ્દો વાપરીએ તો In the Parliament of Men: in the Federation of the world [મનુષ્યોની પાર્લામેન્ટમાં અને વીશ્વના સમવાયી તંત્રમાં] એ જ્યારે પ્રત્યક્ષ વસ્તુ હશે, ત્યારે વીશ્વ સંસ્કૃતીના સીદ્ધાંત માત્રથી જ પરસ્પરના ઘર્ષણને ટાળી શકીશું. આ નવા તંત્રના નીયમો જ્યારે રૂઢ બની અંત:કરણમાં સામ્રાજ્ય જમાવશે, ત્યારે જીવન પર એક વર્તુલ વધારે આવશે અને જીવનની સ્વસ્થતા હલાવવાનું એક વધુ સાધન ઉપલબ્ધ થશે. એ વખતે માત્ર માનવનીતી કે વીશ્વરાષ્ટ્રના નીયમોથી જ માણસને કે માણસોના કોઇ સમુહને દુષ્કૃત્ય કરતાં અટકાવાશે.

એ વ્યવસ્થાનો કલ્યાણમય આરંભ થઇ ચુકયો છે. વીશ્વને સમગ્ર રીતે જોડી દેવાને નવી નવી ભાવનાઓ ને નવાં નવાં વૈજ્ઞાનીક સાધનો શોધાતાં જાય છે. વ્યક્તીના કુટુંબજીવનથી શરૂઆત કરી માણસ અત્યારે સમસ્ત માનવજાતીના કલ્યાણ માટે તૈયાર થઇ રહ્યો છે. રંગ, ભાષા, દેશીયતા ને ધર્મ જેવા ભુતકાળમાં મહાન ગણાતા વીભાગોનું જોર શીથીલ થતું ચાલ્યું છે. વીશ્વસામ્રાજ્યના એકતંત્રની મનોદશા અને તેના નીયમો સ્વતંત્ર રીતે પ્રજામાં ઉતરવા માંડયા છે. સંસ્કૃતીનું એકીકરણ કરી વ્યવહારને આચારના ક્ષુદ્ર બંધનો તોડી શકાય, તેમ માણસ માનતાં શીખ્યો છે. એક પ્રજાની આર્થીક ગુંચવણોનો ઉકેલ બીજી પ્રજાને તાબામાં રાખીને કરવો, તે જગતની સંસ્કારી મનોદશા કબુલ કરી શકે તેમ નથી. મુંઝવણો સહુની સરખી રહે, અને સહુ સાથે જ એને ઉકેલે, એ નીયમ વીના જગતમાં કોઇ પણ પ્રજા જીવી શકે તેમ નથી. સામ્રાજ્યવાદ ને મુડીવાદ પુરાણા થતા જતા મંદીરવાદને પંથે જ ચાલ્યા જાય છે. આ બધું જગતમાંથી સ્થુલ હીંસાને નાબુદ કરે તે શકય છે. પણ વીશ્વતંત્રમાં આ બંધન જ્યાં સુધી સંપૂર્ણ રીતે પ્રકટયું નથી, ત્યાં સુધીમાં ગમે ત્યારે ગમે તેવી ભયાનક લડાઇ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે ઉતરી આવે તો નવાઇ નહીં. રાષ્ટ્ર કરતાં પણ વધુ પવીત્ર મનાય તેવો વીકાસ મનુષ્યનાં સંઘ:વાદી માનસનો ન થયો હોય, ત્યાં સુધી રાષ્ટ્રને સમૃદ્ધ બનાવવા માટે મનુષ્યોનો ક્રુર સંહાર આવે જ. જે વર્તુલની બ્હાર માણસ વીહાર નથી કરી શકતો, જેની બ્હારની લાગણી તેનામાં નથી, તેને માટે તો આવી હીંસા–સ્થુળ ને લોહીભરી–આવવાની જ. પણ નજીકના ભાવીમાં ગમે તેવી ખુનખાર લડાઇઓ આવી ઉભી હોય છતાં, વીશ્વ શાંતીના પ્રશ્નને, તેની વીચારણાને તથા તેની શકયતાને જરાપણ અસંભવીત માનવાનું કારણ નથી.

---

ગરીબોનું ધ્યાન આચાર્યો જ્યારે આકાશમાંના સ્વર્ગ તરફ ખેંચી રાખે છે, ત્યારે જ શ્રીમંતોને તેમનાં ખીસાં કાતરવાની સુગમ તક સાંપડે છે.

જે ધર્મના લાલન પાલન માટે નીત્ય હજારો ને લાખ્ખો રૂપીઆ ખર્ચાતા હોય, તે ધર્મ માનવીઓની નીર્ધનતાને શી રીતે નીવારી શકે?

વિશ્વના વ્યાપારમાં અજબ પલટા બતાવતી

# :: ખાંડ ::

: લેખક :

ડી. એસ. મહેતા

જગતમાં દરેક વસ્તુના ઉત્પન્ન કરતાં તેનો ઉપયોગ ઘટયો છે. તેમાં ખાંડનો ઉદ્યોગ અપવાદરૂપ નથી. જો કે હીંદુસ્થાનમાં ખાંડની ખપત દર વરસે વધી છે અને પૈદાશ પ્રમાણમાં વધી નથી, એટલે પરદેશથી મોટા પ્રમાણમાં તેની આયાત કરવી પડી છે. દુનીઆના વ્યાપાર ઉદ્યોગની પાયમાલીનો પ્રત્યાઘાત દરેક કાચી વસ્તુઓના ભાવ ઉપર થાય છે. ખરી રીતે તો મનુષ્યની ઉત્પાદન શક્તી વધી નથી પણ ઉપાર્જનશક્તી ઘટી છે. આથી વણવેચાયલા માલનો જથો વધે છે અને બજારભાવ દબાય છે. જગતની આર્થીક અવનતીનાં અનેક કારણો છે, તેનું સંક્ષીપ્ત અવલોકન કરતાં જણાશે કે અમેરીકા અને ફ્રાંસ મહાન વીગ્રહ પછી યુરોપીયન રાજ્યોનાં લેણદાર બન્યા છે. વીગ્રહના દેવા પેટે તેઓ દર વરસે ગંજાવર રકમ લેધાયાં કરે છે અને દેવાનો હીસ્સો નગદ રૂપે, વ્યાપારમાં અને વ્યાજમાં ગંજાવર પ્રમાણમાં ઉપાડે છે. યુરોપીયન રાજ્યોમાં સોનાનું ધોરણ હોવાથી, એ ચલણના હીસાબે દેવાના ફાળાની રકમ આપવી પડે છે. પરદેશી માલનો બહીષ્કાર ખુલ્લી રીતે નહી કરતાં જકાતની જંગી દીવાલો વડે પોતાના વ્યાપારનું રક્ષણ કરવું એ સુત્ર અને નીતી યુરોપીયન રાજ્યોએ અખત્યાર કરી છે, તેથી હુંડીના ભાવને હીસાબે નાણાં ચુકવવાં પડે છે. આંતરીક સ્થીતીની ઓછા વ્યાજના દરે સંગીનતા જાળવી રાખવ. માટે દરેક દેશ પ્રયાસ કરે છે, ત્યારે સોનું સસ્તું મળતું હોવાથી મુડીવાળી પ્રજા સોનું ઉચાપત કરે છે અને તેનો સંગ્રહ કરે છે. આથી જગતના સોનાના વીપુલ જથાનો ¾ ભાગ અમેરીકા અને ફ્રાંસના ભંડારમાં એકઠો થયો છે અને માત્ર ¼ ભાગ જ દુનીઆને માટે છુટો છે. તેટલાથી જ કાચી વસ્તુની લેવડદેવડ કરવી પડે છે. આથી સોનાની કીંમત ઘટે છે. જો સોનું દરેક દેશમાં સમાન પ્રમાણમાં હોય, અને ચલણનું ધોરણ એક સરખું હોય તો કાચી વસ્તુ કે માલની આંપ લે સરખી થાય પરંતુ સોનું ઇજારા રૂપે માત્ર બે જ મુલકોમાં સંગ્રહીત થયેલું હોવાથી બીજા દેશોમાં ખેંચ રહે છે. પરંતુ ત્યાં સોનાનું ધોરણ ચાલુ હોવાથી એ ઘટાડો ખુલ્લા રૂપમાં જણાતો નથી. સોનાની તંગીથી પ્રજા પાસે નગદ માલ નહી રહેવાથી, પ્રજાની ખરીદીશક્તી ઘટી અને ઉત્પાદનશક્તી વધી નથી છતાં સંગ્રહ વધતો જતો

હોવાથી, વસ્તુની વીપુલતા જણાઇ ભાવ ઉપર તેની અસર થઇ છે. આ બધામાંથી બજાર ભાવ ટકાવી રાખવાના કૃત્રીમ ઉપાયો તરીકે સંગઠનો, 'કારટલ્સ' અને 'સીંડીકેટો' રૂપે જુદા જુદા ઉદ્યોગોમાં ઉપસ્થીત થયા, પણ તેથી બજાર ટકવાને બદલે ઓર વીશેષ પાયમાલ બન્યું છે અને તેમાં અમેરીકાના ફાર્મબોર્ડે ઘણો કરૂણાજનક ભાગ ભજવ્યો છે. ખાંડના ઉદ્યોગમાં પણ ચેડબોર્નની સમસ્ત વીશ્વના ખાંડના ઉત્પન્ન ઉપર અંકુશ મુકવાની યોજના ઘડાઇ અને એ સમીતી ખાંડ ઉત્પન્ન કરનારા દરેક દેશોની સહાનુભુતી મેળવવા મુસાફરી કરી આવી, પરંતુ જગતમાં ઉત્પન્ન અને પુરાંત વધી પડયાં છે તેથી આ સમીતીની યોજના હજી હવામાં અદ્ધર ઝોલાં ખાય છે.

હીંદુસ્થાન દેશ પરાધીન હોવાથી એ સમીતીને અહીં આવવાની આવશ્યકતા જણાઇ નહી! જો કે હીંદી પ્રજા જગતમાં ખાંડનો ઉપયોગ કરવામાં પ્રથમ સ્થાન લે છે, છતાં દુનીયાની પ્રજાઓમાં હીંદને મહત્વનું સ્થાન મળતું નથી તેનું કારણ તેની પરતંત્રતા જ છે.

હીંદી ખાંડના ઉદ્યોગનું અવલોકન કરતાં પહેલાં જગતના ખાંડના ઉત્પન્ન અને ખપતના આંકડાનો વીચાર કરવો આવશ્યક છે. આખી દુનીયામાં ૧૯૨૮–૨૯ માં ૨૮૮૯૮૦૦૦ ટન જેટલી ખાંડની પેદાશ થઇ હતી અને તે ૧૯૨૯–૩૦ માં ૨૮૪૭૧૦૦૦ ટન હતી. ત્યારે ૧૯૩૦ માં ૯૧૪૭૦૦૦ ટન ખાંડ ઉત્પન્ન થશે એવી ડૉ. મીકુશની ધારણા છે.

૧૯૨૩ થી ૧૯૨૯ સુધીના જગતની ખાંડની પેદાશ અને ખપતના આંકડા નીચે મુજબ છે.

| વરસ | પેદાશ ટન | ખપત ટન |
|---|---|---|
| ૧૯૨૩ | ૨૧૪૦૧૦૦૦ | ૨૧૫૨૫૦૦૦ |
| ૧૯૨૪ | ૨૪૯૨૫૦૦૦ | ૨૩૨૫૬૦૦૦ |
| ૧૯૨૫ | ૨૬૦૪૪૦૦૦ | ૨૪૭૧૨૦૦૦ |
| ૧૯૨૬ | ૨૪૭૧૮૦૦૦ | ૨૪૮૮૦૦૦૦ |
| ૧૯૨૭ | ૨૬૫૭૯૦૦૦ | ૨૬૪૯૨૦૦૦ |
| ૧૯૨૮ | ૨૮૮૯૮૦૦૦ | ૨૭૪૦૯૦૦૦ |
| ૧૯૨૯ | ૨૮૪૭૧૦૦૦ | ૨૭૦૯૫૦૦૦ |

આમ દુનીઆમાં દર વરસે ખાંડનું ઉત્પન્ન તેમજ ખપત વધે છે એ ઉપરના આંકડાથી સાબીત થાય છે. છતાં ઉત્પન્ન પુરતી ખપત નહીં હોવાથી ખાંડનો જથ્થો પુરાંતમાં વધતો જાય છે. હાલની મંદી એ પુરાંતના ગંજાવર જથ્થાને આભારી છે એમ અર્થશાસ્ત્રીઓ માને છે. છેલ્લાં ૭ વરસમાં ખાંડના ઉત્પન્નમાં કુલ વધારો ૫૫૯૭૦૦૦ ટનનો થયો. તેમાંથી ખપતના ૧૦ લાખ ટન બાદ કરતાં બાકી ૪૬૦૦૦૦૦ ટન વગર વેચાયલી ખાંડ હજી જુદા જુદા દેશમાં પડી છે. આમ થવાનું કારણ દર વરસે ઘટતા જતા ખાંડના ભાવથી વેચનારાની નાખુશી, તેમજ વધુ ઘટાડો થતાં ગભરાટ ફેલાતાં વેચવા માટેની તેમની આતુરતાને લીધે પુરતા પ્રમાણમાં ખાંડ વેચી શકાતી નથી.

યુરોપમાં બીટ અને શેરડીમાંથી બનતી ખાંડની ઉપર અંકુશ મુકવાની યોજના રજુ થઇ અને તે માટે બ્રસેલ્સમાં એક 'કારટલ' ઉભું કરી જાવા, ક્યુબા, જર્મની અને ઝેકોસ્લોવાકીઆમાં ઓછી નીપજ થાય તે માટે ચળવળ શરૂ થઇ, પરંતુ હજી સુધી આ 'કારટલ'થી કે અંકુશથી દુનીયામાં ખાંડના વેપારનું સમતોલપણું મેળવી શકાયું નથી.

જાવા અને ક્યુબા જગતમાં સૌથી ગંજાવર ખાંડનો જથ્થો ઉત્પન્ન કરનાર દેશ છે. તેમને ૧૯૨૮ કરતાં ૧૯૨૯ માં ખાંડ વેચવામાં બહુ

મુશ્કેલી નડી હતી. જાવામાં ૧૯૨૮ કરતાં ૧૯૨૯ માં ૪૪૫૦૦ ટનં જેટલો ઓછો પાક થયો હતો છતાં ૧૯૨૮ ની ૧૫૦૦૦૦ ટન જેટલી પુરાંત બાકી હોવાથી ત્યાં વગર વેચાયેલો જથ્થો વધી પડયો! જાવામાં ૧૯૨૯ માં શરૂઆતના વેચાણ ૧૩ ફ્લોરીનના ભાવે થયાં અને એ ધોરણની આસપાસ ભાવ આખું વરસ ટકી રહ્યા, પરંતુ વેચાણ નહી થતાં હોવાથી માર્ચ ૧૯૩૦ સુધીમાં ભાવોમાં ઘટાડો થતાં થતાં તે ૧૦ા ફ્લોરીન સુધી નીચા ઉતરી ગયા.

કયુબાની સ્થીતી પણ આશાજનક નહોતી. કારણ કે કયુબાના પાક ઉપર અંકુશ હતો તે ખેંચી લેવામાં આવ્યો. એટલે કયુબામાં ૫૧૫૬૦૦૦ ટનની ગંજાવર પુરાંત ખડકાઇ ગઇ, જેને વેચવા માટે જકાતના દર, સંગઠન અને એક જ પેઢી મારફત માલનું વેચાણ, વીગેરે અનેક યોજનાઓનો પ્રચાર કરવો પડયો. આથી ભાવની વધઘટ અસામાન્ય થઇ ગઇ. તેમ જ ભાવો વધીને ૨ $\frac{9}{32}$ સેંટ જેટલા અને ઘટીને ૧ $\frac{9}{16}$ સેંટ જેટલા થઇ ગયા.

## [૨]

૧૯૨૯ માં ખાંડના ભાવમાં અસાધારણ ફેરફાર થયો, છતાં જગતના વ્યાપારીઓનું ધ્યાન દોરાયું નહી એટલે છેવટે શાંતીસંઘે જીનીવા મુકામે આ પ્રશ્ન ઉપર ચર્ચા શરૂ કરી.

કયુબામાં ૧૯૨૯ ના આરંભમાં અંકુશ કાઢી નાખવાથી માલ વેચવા માટે દબાણ વધ્યું. તે તકનો લાભ લઇ ખેલાડીઓએ સટ્ટો વધારવા અનેક તરેહની અફવાઓ અને ગપગોળા ફેંકવા માંડયા. છતાં ત્યાં ભાવ ૯ શીલીંગની આસપાસ ટકેલા હતા ત્યારે ઇંગ્લાંડનો જથ્થો ૧૯૨૮ જેટલો હતો અને અમેરીકામાં બમણો હતો. આમ છતાં યે બ્રીટીશ કારખાનાવાળાએ ૧૨ શીલીંગના ભાવે ગ્રેન્યુલેટેડ ખાંડ હીંદ મોકલી. જર્મની અને હંગરીએ પણ એ દષ્ટાંતથી પ્રેરાઇ હીંદમાં માલ મોકલવા માંડયો અને જાવાની સફેદ ખાંડ તો હીંદુસ્થાનમાં બારોબાર આવવી ચાલુ જ હતી. છેવટે એપ્રીલમાં બજારે સમતોલપણું મેળવ્યું અને કયુબાની ૯૬ ડીગ્રીની ખાંડ તેમ જ ઓડીસા અને મોરીસ્યસ ખાંડ ૧૩ શીલીંગ ૧૦ા પેનીના ભાવે સી. આંઇ. એફ. મળવા લાગી. કયુબા અને જાવા માલ વેચવા માટે આતુર હતાં તેથી થોડા ઘટાડાથી ભાવ બે મહીનામાં બહુ સુધર્યા નહી. કયુબા અને મોરીસ્યસની ક્રીસ્ટલનાં વેચાણ ઘટાડીને ૧૩ શીલીંગ ૪ા પેનીના ભાવે કરવાં પડયાં. પણ જુનમાં દરેક દેશ વેચવા માટે દબાણ કરતો હોવાથી ભાવ ગગડીને ૭ શીલીંગ ૯ પેની જેટલા થઇ ગયા. જાવાના ટ્રસ્ટે સફેદ ખાંડ ૧૨ ફ્લોરીન અને ઝાંખી [બ્રાઉન] ૮.૧૦ ફ્લોરીનના ભાવે વેચી અને તે પછી થોડા ઉંચા ભાવે જુલાઇમાં હીંદ તથા ચીનમાં વેચી. પણ ધીમે ધીમે ખપત ઘટતી જતી હોવાથી કયુબા, જાવા અને મોરીસ્યસ ખાંડના ભાવ ઘટવા લાગ્યા અને ૧૯૩૦ ના જાન્યુઆરી સુધીમાં કયુબાના ૭ શી. ૯ પેની અને જાવાના ૧૧ા ફ્લોરીન થઇ ગયા. ૧૯૩૦ ના આરંભમાં હીંદમાં પરદેશી ખાંડનો કુલ જથ્થો ૧૧૩૩૦૭ ટન જેટલો હતો જ્યારે ૧૯૨૯ ના એ જ મહીનામાં તે જથ્થો ૬૧૩૦૦ ટન જેટલો હતો.

હીંદુસ્થાનમાં ખાંડની આયાત તથા ખપત વધતી હતી, તેથી સરકારી આવક પણ વધી. એટલે વળી ખાંડ ઉપર દર વરસે જકાત

વધારાને સરકાર વધુ કમાણી કરવાનો ઇરાદો રાખ્યો. તે જકાતનું પ્રમાણ નીચેના આંકડાથી સમજાશે.

| | | |
|---|---|---|
| ૧૯૧૬ પહેલાં | ૫ ટકા | ભાવ પર |
| ૧૯૧૬ માં | ૧૦ ટકા | |
| ૧૯૨૧ માં | ૧૫ ટકા | |
| ૧૯૨૨ માં | ૨૫ ટકા | |
| ૧૯૨૫ માં | રૂ. ૪।ા | દર હંડ્રવેટે |
| ૧૯૩૦ માં | રૂ. ૬ | ,, ,, |

હીંદી ખાંડનાં ઉદ્યોગ માટેની તપાસ સમીતીએ ટકામાંથી જકાતી ધોરણ દુર કરી ચોકસ જકાત દાખલ કરવાની ભલામણ કરવાથી ૧૯૨૫ માં રૂ. ૪।ા ની જકાત નીશ્ચય કરી છતાં ૧૯૩૦ માં તેમાં રૂ. ૧।ા વધાર્યા, અને ૧૯૩૧ માં તો વળી રૂ. ૮ કર્યા, અને હવે તો તેમાં બીજા આઠ આના વધારીને દર હંડ્રવેટે રૂ. ૮।ા હીંદની ગરીબ પ્રજાના ગંજવામાંથી ઉચાપત કરવાનો સરકાર ઇરાદો રાખે છે!

## [ ૩ ]

હમણાં અખીલ હીંદનાં શેરડીનાં વાવેતરનો ૧૯૩૧ નો સરકારી વૃત્તાંત પ્રસીદ્ધ થયો છે. તે પ્રમાણે ૧૯૩૧ માં ૨૮૨૫૦૦૦ એકર જેટલું વાવેતર થયું છે. જ્યારે ૧૯૨૯ માં ૨૫૮૫૦૦૦ એકર જેટલાં વાવેતર હતાં. આમ ૯ ટકાનો વધારો થવાનો સંભવ છે.

હીંદના જુદા જુદા પ્રાંતોમાં ખાંડનું વાવેતર તથા ઉત્પન્ન કેટલું થયું તે નીચેના કોઠા ઉપરથી જણાશે :

| પ્રાંત | વાવેતર એકર | પેદાશ ટન |
|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૧૩૫૬૦૦૦ | ૧૩૪૬૦૦૦ |
| પંજાબ | ૩૦૭૦૦૦ | ૨૧૦૦૦૦ |
| બીહાર ઓરીસા | ૨૭૯૦૦૦ | ૩૦૪૦૦૦ |
| બંગાળ | ૧૯૮૦૦૦ | ૨૨૦૦૦૦ |
| મદ્રાસ | ૧૦૦૦૦૦ | ૨૮૪૦૦૦ |
| મુંબાઇ | ૮૭૦૦૦ | ૨૨૫૦૦૦ |
| વાયવ્ય સરહદના પ્રાંત | ૫૧૦૦૦ | ૬૩૦૦૦ |
| આસામ | ૨૯૦૦૦ | ૨૭૦૦૦ |
| મધ્ય પ્રાંત અને વરાડ | ૨૨૦૦૦ | ૩૬૦૦૦ |
| દીલ્હી | ૩૬૦૦ | ૨૦૦૦ |
| હૈદ્રાબાદ | ૩૭૦૦૦ | ૧૮૦૦૦ |
| મૈસુર | ૩૩૦૦૦ | ૨૮૦૦૦ |
| વડોદરા | ૨૦૦૦ | ૩૦૦૦ |
| કુલ | ૨૫૦૪૦૦૦ | ૨૭૬૬૦૦૦ |

વૃત્તાંતવાળા વર્ષમાં નવી જાતની શેરડીનાં વાવેતર વધ્યાં હતાં. તેમ ૧૯૨૮ કરતાં ૧૯૨૯ માં નવી શેરડીનાં વાવેતર વધુ થયાં હતાં તેનો ખુલાસો નાચેના કોઠા ઉપરથી મળી શકશે :

| પ્રાંત | એકર ૧૯૨૯ | એકર ૧૯૨૮ |
|---|---|---|
| સંયુક્ત પ્રાંત | ૨૮૧૧૩૪ | ૧૪૦૨૧૬ |
| પંજાબ | ૭૯૮૬૦ | ૨૯૦૦૦ |
| બીહાર | ૮૬૫૭૫ | ૪૦૨૫૦ |
| બંગાળ | ૭૪૩૦૫ | ૭૫૦૦૦ |
| મદ્રાસ | ૨૨૨૦૨ | ૬૦૦૦ |
| મુંબાઇ | સામાન્ય | સામાન્ય |
| સરહદ | ૫૫૦ | ૫૫૦ |
| આસામ | ૬૩૧૮ | ૩૧૯૫ |
| મધ્ય પ્રાંત | ૧૩૫૦ | ૬૨૩૦ |
| બ્રહ્મદેશ | ૧૭૩૧ | ૧૬૫૭ |

હીંદી ગોળ અને ગોળમાંથી બનતી બીજી વસ્તુઓની પેદાશ ૧૯૨૯-૩૦ માં ૨૨૪૪૦૦૦ ટનની ગણાઇ હતી. ત્યારે આસપાસના મુલકમાંથી આયાત નજીવી થઇ હતી જ્યારે ૧૪૪૮ ટનની જળમાર્ગે નીકાસ થઇ હતી. જેમાં સીંહલદ્વીપ ખાતે ૯૭૮ ટન [રૂ. ૨૨૭૧૨૦ ની કીંમતનો માલ] ગયો હતો. જમીનમાર્ગે થયેલી નીકાસ ૯૮૯૦૨ મણ

એટલે ૩૬૩૩ ટન જેટલી હતી અને ૧૯૨૮ માં તે આંકડા ૪૦૩૦ ટન જેટલા હતા.

ખાંડની પેદાશ ૬૮૦૫૦ ટન એટલે ૧૯૨૮ કરતાં ૩૬૬ ટન જેટલી વધારે થઇ હતી. તેમાં દેશી ખાંડ વીગેરેના ઉત્પન્નનો ઉમેરો કરતાં કુલ પેદાશ ૯૯૦૮૮ ટન થાય છે જ્યારે ૧૯૨૮ માં તે ઉત્પન્ન ૧૧૭૦૪૮ ટન જેટલી હતી. ચડગત ૬૪૪ ટનથી ઘટીને ૨૭૫ ટનની હતી અને પરદેશથી આયાત ૯૩૯૫૮૪ ટન [એટલે રૂ. ૧૫૫૧ લાખની કીંમતની] થઇ હતી. જ્યારે ૧૯૨૮ માં તે ૮૬૮૮૦૦ ટન એટલે ૧૫.૮૬ લાખ રૂપીઆની હતી. [ઉપરના આંકડામાં દેશી રાજ્યોનો સમાવેશ થતો નથી.

૧૯૨૯ માં જાવાથી થયેલી આયાત નીચે મુજબ હતી:

| પ્રાંત | ટન | ટકા |
|---|---|---|
| બંગાળ | ૩૫૩૪૯૭ | ૪૫ |
| મુંબાઇ | ૧૫૧૨૪૬ | ૧૯ |
| સીંધ | ૧૫૬૫૧૦ | ૨૦ |
| મદ્રાસ | ૭૮૬૫૫ | ૧૧ |
| બ્રહ્મદેશ | ૪૧૬૮૩ | ૫ |

તે વર્ષે યુરોપની બીટ ખાંડ ૬૩૧૦૦૦ ટન [રૂ. ૨૨૫ લાખની] આવી તેમાં ઇંગ્લાંડની ૪૫૦૦૦ ટન અને હંગરીની ૩૪૫૦૦ ટન હતી.

હીંદુસ્થાનમાં ક્યા ક્યા મુલકમાંથી કેટલી કેટલી ખાંડ ૧૯૧૩ માં અને ૧૯૨૯ માં આવી તે નીચેના કોઠા ઉપરથી જોઇ શકાશે.

| દેશ | ૧૯૧૩ ટન | ૧૯૨૯ ટન |
|---|---|---|
| ઇંગ્લાંડ | ૯૦૦ | ૫૯૩૦૦૦ |
| સીલોન | ૧૦૦ | ૩૬૦૦ |
| જાવા | ૫૮૩૦૦૦ | ૭૮૧૦૦૦ |
| મોરીસ્યસ | ૧૩૯૬૦૦ | — |
| સ્ટ્રેટ સેટલમેંટ | ૨૯૦૦ | ૬૦૦ |
| ચીન | ૧૫૦૦ | ૬૧૦૦ |
| ઇજીપ્ત | ૧૦૦ | — |
| જાપાન | ૧૦૦ | ૫૦૦ |
| જર્મની | ૭૦૦ | ૧૫૨૦૦ |
| ઓસ્ટ્રીઆ હંગરી | ૭૪૦૦ | ૩૭૬૦૦ |
| નેધરલેંડ [હોલેન્ડ] | — | ૨૫૦૦ |
| બેલ્જીયમ | — | ૧૮૦૦ |
| ઝેકોસ્લોવાકીઆ | — | ૯૭૦૦ |
| અમેરીકા | — | ૨૦૦ |
| બીજા દેશો | ૧૦૦ | ૨૬૧૦૦ |
| કુલ | ૯૦૬૦૦૦ | ૯૩૯૦૦૦ |
| કીંમત રૂ. [લાખમાં] | ૧૪.૨૯ | ૧૫.૫૧ |

કાઠીયાવાડના દેશી રાજ્યોમાં ૧૯૨૯ માં ૧૦૫૮૪૦ ટન જેટલી પરદેશી ખાંડની આયાત થઇ હતી ત્યારે ફરી નીકાસ માત્ર ૭૩૦૦ ટનની થઇ હતી.

૧૯૨૯–૩૦ ના વરસમાં હીંદમાં ખાંડનો કુલ ઉપયોગ ૧૩૨૫૨૩૦ ટનનો થયો હતો..

| | ટન |
|---|---|
| ૧૯૨૯ નો જથો | ૧૧૩૩.૭ |
| હીંદી ઉત્પન્ન | ૨૯૯૦૮૮ |
| સફેદ તથા ઝાંખી [બ્રાઉન] ખાંડની આયાત | ૯૩૯૫૮૪ |
| કાઠીયાવાડનાં બંદરે આયાત | ૧૦૫૮૪૦ |
| કુલ | ૧૪૫૭૮૧૯ |
| જેમાંથી ચડગત બાદ કરતાં ફરી નીકાસ | ૭૩૦૦ |
| હીંદી ખાંડની નીકાસ | ૨૭૫ |
| જમીન માર્ગે નીકાસ | ૩૪૧૧૪ |
| બાકી પુરાંત | ૯૦૫૦૦ |
| કુલ બાકી | ૧૩૨૫૨૩૦ |

ટન જેટલો માલ રહ્યો હતો.

## [૪]

ગોળ ત્ને કે હીંદના ઘરગથુ ઉદ્યોગમાં પ્રધાન ભાગ ભજવે છે, છતાં પરદેશથી પણ તે મોટા પ્રમાણમાં આયાત કરવો પડે છે, તેનાં કારણો અનેક છે. આ ઉપરાંત મીઠાઇ, ટીકડીઓ વીગેરેની ગંજાવર આયાત થાય છે [ જે હીંદુસ્થાનમાં સ્હેલાઇથી બની શકે તેમ છે ] તે તો જુદું જ.

બંગાળના વ્યાપારનું સરવૈયું જોતાં ત્યાં ૧૯૨૭ માં જાવાથી ૨૮૯૫૯૮ ટન, ૧૯૨૯ માં ૩૫૩૧૯૧ ટન, જર્મનીથી ૭૨૨ થી વધીને ૧૩૪૫ ટન ખાંડ આવી હતી. ત્યારે કરાંચીમાં જાવાની ૧૩૧૦૩૪ થી વધીને ૧૫૬૫૭૦ ટન, મુંબઇમાં જાવાની ૧૩૮૯૮૨ થી વધીને ૧૫૧૨૪૬ ટન, જર્મનીની ૧૩૧ થી વધીને ૪૮૫૩ ટન અને ઇંગ્લાંડથી ૬૬ થી વધીને ૨૧૦૦૪ ટન જેટલી ખાંડ આવી હતી.

જાવાની ખાંડના ભાવ ૧૯૨૯ માં જુદા જુદા શહેરોમાં દર મણે નીચે મુજબ હતા.

| | રૂ. આ. પા. વધીને | રૂ. આ. પા. ઘટીને |
|---|---|---|
| કલકત્તા | ૯—૭—૦ | ૮—૩—૦ |
| રંગુન | ૧૦—૩—૦ | ૮—૯—૦ |
| મુંબાઇ | ૧૦—૧—૦ | ૮—૧૨—૦ |
| કરાંચી | ૯—૧૦—૦ | ૮—૫—૦ |
| મદ્રાસ | ૯—૧૧—૦ | ૮—૧૦—૦ |

જાવાથી હીંદુસ્થાનમાં ખાંડની ગંજાવર આયાત થાય છે, તેથી ૧૯૨૯ દરમીયાન પેદાશ તથા ખપત કેટલી હતી તે આંકડા અગત્યના હોઇને હીંદી વ્યાપારી પ્રજાને લાભ માટે તે આપવા જરૂરના લાગે છે. જાવામાં ખાંડ બનાવનારું ટ્રસ્ટ છે અને તે સીવાય બીજી મીલો પણ ખાંડ પીસે છે. એ ટ્રસ્ટની પેદાશ ૧૯૨૯ માં ૨૬૭૬૭૪૮ ટન જેટલી અને બીજી મીલોની ૨૬૫૦૨૨ ટન એટલે કુલ ૨૯૪૧૭૭૦ ટન જેટલી થઇ હતી. જ્યારે ૧૯૨૮ માં ત્યાં એકંદરે ૨૯૮૯૨૫૭ ટન જેટલી અને ૧૯૨૭ માં ૨૩૯૭૭૬૩ ટન જેટલી ખાંડ ઉત્પન્ન થઇ હતી. ખરીદનારાની અશક્તી અને જોઇએ તે કરતાં વધારે લેવાની તેમની નારાજીથી જાવામાં ૧૯૨૯ તથા ૧૯૩૦ આખરે અનુક્રમે લગભગ ૯૦ હજાર અને ૧૫૦ હજાર ટન વગર વેચાયેલો જથો પડી રહ્યો હતો અને હમણાં જાવાના ટ્રસ્ટે આ જથો ૮ ફ્લોરીનના ભાવે હીંદી નીકાસ કરનારી પેઢીઓને પુરી દીધો છે. ૧૯૨૯ માં તેના ૧૨ ફ્લોરીન ભાવ હતા પણ ધીમે ધીમે દુનીયાનાં બીજાં બજારોની સહાનુભુતીથી જાવાને પણ ભાવ ઘટાડવા પડયા અને વળી નવા પાકના તાજા સોદા ૮।। ફ્લોરીનના ભાવે ચીન સાથે હમણાં થયા છે.

ખાંડના ભાવ ઘટવા માટે નીચેના કારણો હીંદી અર્થશાસ્ત્રીઓ ધારે છે.

(૧) જાવા કરતાં યુરોપની ખાંડનાં સસ્તે ભાવે થતાં વેચાણ.

(૨) ફોરમોસામાં મોટો પાક થવાથી જાપાનની ઓછી ખરીદી.

(૩) ચીનની આંતરીક દુર્દશા.

(૪) ઓછી નીકાસ અને ખરીદી.

(૫) લંડન તેમ જ ન્યુ યોર્કમાં નરમાશ.

(૬) યુરોપમાં ઓછા ભાવ હોવાથી જાવાથી એ મુલકોમાં થતી ઓછી નીકાશ.

જાવાની નીકાશ કેવી રીતે ઘટતી ગઇ, તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે:

જાવાથી દર મહીને થતી નીકાશ.

| ૧૯૨૯ | ટન |
|---|---|
| મે | ૯૨૮૫૧ |
| જુન | ૨૧૪૯૦૨ |
| જુલાઇ | ૩૦૯૧૧૯ |
| ઓગસ્ટ | ૨૬૩૨૦૨ |
| સપ્ટેંબર | ૨૭૩૨૦૬ |
| ઓકટોબર | ૨૫૫૨૫૭ |
| નવેંબર | ૧૯૨૯૮૨ |
| ડીસેંબર | ૧૯૯૩૯૬ |
| જાન્યુઆરી | ૧૩૯૯૩૨ |
| ફેબ્રુઆરી | ૧૯૩૪૧૯ |
| માર્ચ | ૧૮૮૧૮૭ |
| એપ્રીલ | ૧૧૦૨૪૧ |

જાવાથી જુદા જુદા દેશોમાં થયેલી નીકાશ.

| દેશ | ટન |
|---|---|
| હોલેંડ | ૭૬૫૦ |
| ઇંગ્લાંડ | ૧૭૦૦ |
| જર્મની | ૮૦૫ |
| ફ્રાંસ | ૭૭૨૪૧ |
| બેલ્જીયમ | ૯૮૯૦ |
| સ્વીડન | ૬૦૧૦ |
| ઇટાલી | ૩૬૦૦ |
| પોર્ટ સૈયદ | ૧૭૬૩૨૦ |
| બાલ્કન રાજ્યો | ૩૫૦૦ |
| ઇજીપ્ત | ૧૦૨૫ |
| એડન | ૨૯૯૦ |
| આફ્રીકા | ૪૦૬૧ |
| અરબસ્તાન | ૪૭૫ |
| સીંગાપોર | ૭૭૮૯૦ |
| પેનાંગ | ૨૪૩૭૨ |
| મલાયા | ૮૬૨૦ |
| હીંદુસ્થાન | ૧૦૦૭૬૫૦ |
| સીઆમ | ૪૦૬૦૫ |
| હોંગકોંગ | ૨૪૬૪૧૦ |
| ચીન | ૩૫૮૬૭૫ |
| જાપાન | ૨૦૭૫૯૧ |
| કોરીઆ | ૨૫૫૪૫ |
| ડેરન | ૧૦૯૫ |
| ઓસ્ટ્રેલીઆ | ૨૪૦ |
| ન્યુઝીલાંડ | ૭૭૭૦ |
| સેગોન | ૧૦૨૪૫ |
| લાડીવાસ્ટોક | ૨૩૦૦ |
| બોરનીઓ | ૪૯૦ |
| ફીલીપાઇન | ૨૦ |
| પોલીનીસીઆ | ૧૭૧૫ |
| બીજા દેશો | ૮૦૫ |
| કુલ : | ૨૦૨૯૪૮૪ |

ક્યુબા જાવાથી બીજા નંબરે આવે છે અને અમેરીકા તથા યુરોપમાં મોટા પ્રમાણમાં કયુબાની ખાંડ વપરાય છે. કયુબામાં પાક ઉપર અંકુશ મુકી બજારને સ્થીર કરવાના નીષ્ફળ પ્રયાસ થયા પછી જકાત વધારી સંરક્ષણ આપવા માટેની યોજના થઇ પણ જ્યાં આખી દુનીયામાં મંદીનો પ્રચંડ વાયુ વાતો હોય, જ્યાં આભ ફાટયું હોય ત્યાં થીગડું કેમ કરીને દેવાય? તેમ કૃત્રીમ ઉપાયોથી બજારને ટકાવી શકાયું નહી. આથી ૩ સેંટથી ભાવ દર રતલે ઘટીને ૧॥ સેંટના બન્યા છતાં વગર વેચાયેલો મોટો જથ્થો હજી કયુબામાં પુષ્કળ ખડકાઇ પડયો છે.

હીંદમાં ખાંડની પેદાશ માત્ર ૨૯૯૦૮૮ ટન થાય છે ત્યારે ખપત ૧૬૨૫૨૩૦ ટનની છે. એટલે જ્યાં સુધી ખપત જેટલું ઉત્પન્ન થાય નહી ત્યાં સુધી હીંદનો ખાંડનો ઉદ્યોગ ખીલ્યો ગણાય નહી અને ત્યાં સુધી પરદેશી ખાંડનો પગદંડો હીંદમાં વધુ મજબુત થવાનો ભય રહે છે. જ્યાં સુધી હીંદી ખેતીવાડીખાતામાં સરકાર તરફથી સુધારા વધારા અને શોધ-

ખોળ થાય નહી, ગરીબ ખેડુતની દુર્દશા દુર કરવા, મહેસુલ રૂપે નડતી ભયંકર હાડમારી અને કર્જ દુર કરવા તાત્કાલીક ઉપાયો યોજવામાં આવે નહી, ત્યાં સુધી હીંદનો એક પણ ઉદ્યોગ ખીલવાની આશા રાખવી નીરર્થક છે. હીંદી ખેડુત પાસે ખાવા કે પહેરવા પુરતાં સાધન નથી, ખાતર કે બીયાં ખરીદવા જેટલાં નાણું નથી, યંત્રો અને બીજા આધુનીક જમાનાનાં સાધનો મેળવવા જેટલી મુડી નથી, તો પછી કર્જદારીમાં નીચોવાઇ ગયેલા, અર્ધ ભુખ્યા અને દુબળ ખેડુત પાસેથી ખેતીના ઉત્પન્નની ખીલવણીની આશા શી રીતે રાખી શકાય? જમીનદારો, જો ખેડુતોને પુરતો બદલો આપે, નાણુંવાળા પુરતા પૈસા આપી કાચી વસ્તુની ખરીદી કરે, તો જ ઉત્પન્નમાંથી ખેડુતનું ભરણપોષણ થાય અને રફતે રફતે તેમનાં શરીર સશક્ત બને ત્યારે જ તેઓ વધુ ઉત્પન્ન કરવા સબળ બની શકે.*

---

* આ લેખમાં વપરાયલા કેટલાક શબ્દોની સમજ: કાર્ટલ: જુદા જુદા દેશો વચ્ચે પરસ્પરના હીત માટે થયેલા કરારો વાળી યોજના; સીન્ડીકેટ: મોટી મોટી વ્યાપારી પેઢીઓનો સંઘ; ફ્લોરીન: લગભગ અઢાર આના જેટલી કીંમતનો સીક્કો; ગ્રેન્યુલેટેડ: દાણાદાર ખાંડ; સી. આઇ. એફ.: કમીશન, વીમો અને નુર સાથે; હંડ્રવેટ: ૧૧૨ રતલ.

---

જડમુર્ત્તીઓ આગળ પ્રદર્શન ભરવાનાં અન્નકુટો પાછળ એટલું અનાજ બગડે છે કે જેથી લાખ્ખો માણસોને ભુખમરો વેઠવો પડે છે

...

આમ જનતામાં સત્ય વીચારોનો પ્રચાર કરવામાં બુદ્ધીમાનોને મોટામાં મોટો આનંદ મળે છે. એ આનંદ મેળવવા 'નવયુગ' વાંચવાનું વ્યસન લગાડો.

...

ચાંદીના ચમચાઓ અને ચાંદીના ઘુઘરાઓથી છિઝરેલા પોતાની સામાજીક સગવડોને ટકાવી રાખવા માટે જ, સમાજવાદ સામે રાત્રવટ રાખે છે

દુનીઆં જોઇએ તે કરતાં વીશેષ ઉત્પાદ નથી દુ:ખી થતી નથી, તેનું દુ:ખ જોઇએ તે કરતાં વીશેષ ચાલી રહેલી લુંટણનીતીમાં રહેલું છે.

...

શ્રમજીવીઓના શીકાર પર નભતા શ્રીમંતો હંમેશાં ઇચ્છે છે કે શ્રમજીવીઓ પ્રભુની પ્રાર્થના કરી, મૃત્યુ પછીના સ્વર્ગની શોધમાં રહી, વર્તમાનને વીસરી જ જાય!

...

આપણે કેવી રીતે મરવું તે અગત્યનો પ્રશ્ન નથી, કેવી રીતે જીવવું અને વધારે સારી રીતે જીવવું એ જ મનુષ્યને માટે મહત્ત્વનો પ્રશ્ન છે.

જાવાથી દર મહીને થતી નીકાશ.

| ૧૯૨૯ | ટન |
|---|---|
| મે | ૯૨૮૫૧ |
| જુન | ૨૧૪૯૦૨ |
| જુલાઇ | ૩૦૯૧૧૯ |
| ઓગસ્ટ | ૨૬૩૨૦૨ |
| સપ્ટેંબર | ૨૭૩૨૦૬ |
| ઓકટોબર | ૨૫૫૨૫૭ |
| નવેંબર | ૧૯૨૯૮૨ |
| ડીસેંબર | ૧૯૯૩૯૬ |
| જાન્યુઆરી | ૧૩૯૯૩૨ |
| ફેબ્રુઆરી | ૧૯૩૪૧૯ |
| માર્ચ | ૧૮૮૧૮૭ |
| એપ્રીલ | ૧૧૦૨૪૧ |

જાવાથી જુદા જુદા દેશોમાં થયેલી નીકાશ.

| દેશ | ટન |
|---|---|
| હોલેંડ | ૭૬૫૦ |
| ઇંગ્લાંડ | ૧૭૦૦ |
| જર્મની | ૮૦૫ |
| ફ્રાંસ | ૭૭૨૪૧ |
| બેલ્જીયમ | ૯૮૯૦ |
| સ્વીડન | ૬૦૧૦ |
| ઇટાલી | ૩૬૦૦ |
| પોર્ટ સૈયદ | ૧૭૬૩૨૦ |
| બાલ્કન રાજયો | ૩૫૦૦ |
| ઇજીપ્ત | ૧૦૨૫ |
| એડન | ૨૯૯૦ |
| આફ્રીકા | ૪૦૬૧ |
| અરબસ્તાન | ૪૭૫ |
| સીંગાપોર | ૭૭૮૧૦ |
| પેનાંગ | ૨૪૩૭૨ |
| મલાયા | ૮૬૨૦ |
| હીંદુસ્થાન | ૧૦૦૭૬૫૦ |
| સીઆંમ | ૪૦૬૦૫ |
| હોંગકોંગ | ૨૪૬૪૧૦ |
| ચીન | ૩૫૮૬૭૫ |
| જાપાન | ૨૦૭૫૯૧ |
| કોરીઆ | ૨૫૫૪૫ |
| ડેરન | ૧૦૯૫ |
| ઓસ્ટ્રેલીઆ | ૨૪૦ |
| ન્યુઝીલાંડ | ૭૭૭૦ |
| સેલોન | ૧૦૨૪૫ |
| વાડીવાસ્ટોક | ૨૩૦૦ |
| બોરનીઓ | ૪૯૦ |
| ફીલીપાઇન | ૨૦ |
| પોલીનીસીઆ | ૧૭૧૫ |
| બીજા દેશો | ૮૦૫ |
| કુલ : | ૨૦૨૯૪૮૪ |

ક્યુબા જાવાથી બીજા નંબરે આવે છે અને અમેરીકા તથા યુરોપમાં મોટા પ્રમાણમાં કયુબાની ખાંડ વપરાય છે. કયુબામાં પાક ઉપર અંકુશ મુકી બજારને સ્થીર કરવાના નીષ્ફળ પ્રયાસ થયા પછી જકાત વધારી સંરક્ષણ આપવા માટેની યોજના થઇ પણ જ્યાં આખી દુનીયામાં મંદીનો પ્રચંડ વાયુ વાતો હોય, જ્યાં આભ ફાટયું હોય ત્યાં થીગડું કેમ કરીને દેવાય? તેમ કૃત્રીમ ઉપાયોથી બજારને ટકાવી શકાયું નહી. આથી ૩ સેંટથી ભાવ દર રતલે ઘટીને ૧ા સેંટના બન્યા છતાં વગર વેચાયેલો મોટો જથ્થો હજી કયુબામાં પુષ્કળ ખડકાઇ પડયો છે.

હીંદમાં ખાંડની પેદાશ માત્ર ૨૯૯૦૮૮ ટન થાય છે ત્યારે ખપત ૧૬૨૫૨૩૦ ટનની છે. એટલે જ્યાં સુધી ખપત જેટલું ઉત્પન્ન થાય નહી ત્યાં સુધી હીંદનો ખાંડનો ઉદ્યોગ ખીલ્યો ગણાય નહી અને ત્યાં સુધી પરદેશી ખાંડનો પગદંડો હીંદમાં વધુ મજબુત થવાનો ભય રહે છે.

જ્યાં સુધી હીંદી ખેતીવાડીખાતામાં સરકાર તરફથી સુધારા વધારા અને શોધ-

## ૨ નોટીસ પછી

નોટીસ એ કામદારોને અડધા ભુખે રહેવાનું આમંત્રણ હતું. આ નોટીસ તે તેમનાં બાલકોના દુધને અટકાવવાની આજ્ઞા હતી. આ નોટીસ તે કામદાર સ્ત્રીઓને માટે સંતાપની સીધી ભેટ હતી.

ક્યાં જઇશું?

કેમ કરીશું?

કેમ થશે?

કામદાર સમુદના માનસમાં આ સવાલો જોરથી ઘોળાયા કરતા હતા. તેમની આંખો ઉંડી હતી તેથી પણ વધુ ઉંડી ઉતરવા લાગી. તેમના શરીરનું રકત વધુ વેગથી સુકાતું ચાલ્યું. ચીન્તાના ભારથી તેમની કેડ વધુ વાંકી વળતી ગઇ.

માત્ર ધુલાખાને દર્શાવેલો માર્ગ કંઇક આશાજનક હતો. અંધકારમાં એ જ એક માત્ર આશાનું કીરણ હતું. દુખી કામદારો માટે અત્યારે આશાયેશનો આ એક જ તાંતણો હતો.

પહેલી ઓગસ્ટની સવાર પડી. સવારમાં કોલસાની ખાણનું એન્જીન ધપધપ ચાલુ થયું, કામદારોને આમંત્રતી કારમી સીસોટી વાગી.

'હડતાલ!' એન્જીનીયરે પ્રશ્ન પુછયો.

'હડતાલ?' દ્વારપાળે સવાલ કર્યો.

'હડતાલ' વ્યવસ્થાપકના ટેલીફોન પર શબ્દ પહોંચ્યો.

વ્યવસ્થાપકની આ અન્યાયી આજ્ઞા સામે સમુદના સામનાનું આ તો માત્ર પહેલું પગથીયું હતું.

## ૩ વેરવૃત્તી

સમુદના સામના સામે મુડીવાદીથી ન ટકાયું. કામદારોના કામ કરવાના કલાકોની વાત પડતી મુકાઇ. નફાના લાલચુ ડીરેકટરોની આ કત્લેઆમની યોજના અસફળ નીવડી. પણ ધુલાખાન માટે આ વીજય ન હતો. તેને તો કામ પરથી નોટીસ મળી.

સંગઠન કરવાના ગુન્હા બદ્દલ ધુલાખાન શહેરના રસ્તા ઉપર રખડતો થઇ ગયો.

મુડીવાદ અનેક માર્ગે વ્યવસ્થીત રીતે વેર લે છે. ધુલાખાનને આ પહેલો અનુભવ હતો. Victimization–ધુલાખાન આ દુષ્ટ ભાવનાનો પહેલો ભોગ થઇ પડયો.

માત્ર એક જ વ્યક્તી માટે હડતાલ પાડવાની કામદારોમાં ન હતી તમન્ના કે તાકાત. પરીણામ એ આવ્યું કે ધુલાખાન શેરીઓમાં ભમતો બન્યો.

પણ ધુલાખાન બહાદુર હતો. તેનામાં વર્ગીયભાવના ખીલી હતી. કામદાર વર્ગના હીતને માટે સર્વસ્વ અર્પણ કરવાની તેનામાં તમન્ના હતી. તેણે ડર રાખ્યા વગર ઝુઝવા માંડયું.

ધુલાખાનની પત્ની ઉપવાસથી સુકાતી ચાલી. અન્નના સાંસાંએ આ વીરના હૃદયને પણ વ્યાકુળ કરી નાખ્યું. કામ શોધવા તે બહાર પડયો.

પણ ધુલાખાનને ક્યાં ખબર હતી કે મુડીવાદનું વેર પણ વ્યવસ્થીત હોય છે!

કોઇ પણ કારખાનાવાળાએ તેને કામ આપવા ના પાડી. કોઇ પણ મેનેજરે તેને કામ ઉપર લેવા જરા યે મરજી ના બતાવી.

અને રસ્તામાં તેના જેવા બેકારોના મ્હોટા ટોળાં રખડતાં હતાં એક મીલથી બીજી મીલ...એક ખાણથી બીજી ખાણ...એક ફેકટરીથી બીજી ફેકટરીએ જતાં તેનાં પગમાં સોજા આવી ગયા......

બેકારીનાં ભયંકર દુઃખ ધુલાખાન ભોગવવા લાગ્યો.

* * *

# બલિદાન

## કામદાર જીવનની કરૂણ કથા

: લેખક :

મજુર

'એક હો જાઇએ, કામદાર લોક એક હો જાઇએ.' ધુઘવાતો સાગર ગર્જે તેમ વ્યાસપીઠ પરની ઉંચાઇ ઉપરથી ધુલાખાને ગર્જના કરી. આકાશેથી પડઘો પડયો 'કામદાર લોક એક હો જાઇએ.' સમુહમાંથી શબ્દ ઉઠયો 'એક હો જાઇએ કામદાર લોક' એક હો જાઇએ.'

'બીરાદરો કલસે અપની ખાણમેં માત્ર પાંચ ઘંટા તલક જ કામ હોનેવાલા હૈ. યહી બાત તો આપ સબ બીરાદરોકે અચ્છી તરહસે માલુમ હો ગયી હૈ. ઇસકા જવાબ કહાં હૈ......

ક્રોધીત જ્વાળામુખીમાંથી લાવા વહે તેમ ધુલાખાનના મુખમાંથી ધગધગતા શબ્દો નીકળવા લાગ્યા.

અને વનમાં અંગાર પડતાં, જેમ દાવાનળ સળગી ઉઠે તેમ તીરસ્કાર અને વેરના વહનીથી સમુહ સળગી ઉઠયો.

## ૧ બીજે દીવસે

'કાલથી અડધું કામ થશે.'

'પણ ભુખ કાંઇ ઓછી અડધી લાગવાની છે?'

'કણીઆના કાવડીઆનું શું?'

'કહે છે કે વાણીઆઓએ આ ખબર સાંભળી વ્યાજના દરમાં વધારો કર્યો છે.' સમુહમાંથી શબ્દ સંભળાયા. વીજલમાં આવેલી કોલસાની ખાણના વ્યવસ્થાપકોએ આર્થીક મંદીના ઓઠા નીચે કામના કલાકો ઓછા કરવાનો નીર્ણય કર્યો હતો. લોક સમુહનાં ટોળે ટોળાં પાછાં ને પાછાં નોટીસમાં લખેલા એ કાળા અક્ષરો વાંચતા હતા આ રહી તે નોટીસ.

• કામદારોને–

વીશ્વમાં વ્યાપેલી ભયંકર આર્થીક મંદીના પ્રતાપે આપણી ખાણમાંથી ઉત્પન્ન થતો કોલસો ખપાવવો અશકય બન્યો છે, આ ઉપરથી સત્તાવાળાઓએ એવો નીર્ણય કર્યો છે કે ખાણ માત્ર પાંચજ કલાક ખુલ્લી રાખવામાં આવશે.

પહેલી ઓગસ્ટથી આ નીર્ણયને અમલમાં મુકવામાં ડાયરેકટરોએ કરેલી ભલામણને અનુસરીને વ્યવસ્થાપક મંડળ કામદાર સમુહને જણાવવાને ઇચ્છે છે કે ૧૯૩૧ ની પહેલી ઓગસ્ટથી ખાણમાં કામ કરવાના કલાકને ઘટાડી દઇ પાંચ કલાક કામ કરવામાં આવશે.

—વ્યવસ્થાપક

## ૨ નોટીસ પછી

નોટીસ એ કામદારોને અડધા ભુખે રહેવાનું આમંત્રણ હતું. આ નોટીસ તે તેમનાં બાલકોના દુધને અટકાવવાની આજ્ઞા હતી. આ નોટીસ તે કામદાર સ્ત્રીઓને માટે સંતાપની સીધી ભેટ હતી.

ક્યાં જઇશું?

કેમ કરીશું?

કેમ થશે?

કામદાર સમુહના માનસમાં આ સવાલો જોરથી ઘોળાયા કરતા હતા. તેમની આંખો ઉંડી હતી તેથી પણ વધુ ઉંડી ઉતરવા લાગી. તેમના શરીરનું રક્ત વધુ વેગથી સુકાતું ચાલ્યું. ચીન્તાના ભારથી તેમની કેડ વધુ વાંકી વળતી ગઇ.

માત્ર ધુલાખાને દર્શાવેલો માર્ગ કંઇક આશાજનક હતો. અંધકારમાં એ જ એક માત્ર આશાનું કીરણ હતું. દુખી કામદારો માટે અત્યારે આશાયેશનો આ એક જ તાંતણો હતો.

પહેલી ઓગસ્ટની સવાર પડી. સવારમાં કોલસાની ખાણનું એન્જીન ધપધપ ચાલુ થયું, કામદારોને આમંત્રતી કારમી સીસોટી વાગી.

'હડતાલ!' એન્જીનીયરે પ્રશ્ન પુછ્યો.

'હડતાલ?' દ્વારપાળે સવાલ કર્યો.

'હડતાલ' વ્યવસ્થાપકના ટેલીફોન પર શબ્દ પહોંચ્યો.

વ્યવસ્થાપકની આ અન્યાયી આજ્ઞા સામે સમુહના સામનાનું આ તો માત્ર પહેલું પગથીયું હતું.

## ૩ વેરવૃત્તી

સમુહના સામના સામે મુડીવાદીથી ન ટકાયું. કામદારોના કામ કરવાના કલાકોની વાત પડતી મુકાઇ. નફાના લાલચુ ડીરેકટરોની આ કત્લેઆમની યોજના અસફળ નીવડી. પણ ધુલાખાન માટે આ વીજય ન હતો. તેને તો કામ પરથી નોટીસ મળી.

સંગઠન કરવાના ગુન્હા બદલ ધુલાખાન શહેરના રસ્તા ઉપર રખડતો થઇ ગયો.

મુડીવાદ અનેક માર્ગે વ્યવસ્થીત રીતે વેર લે છે. ધુલાખાનને આ પહેલો અનુભવ હતો. Victimization–ધુલાખાન આ દુષ્ટ ભાવનાનો પહેલો ભોગ થઇ પડયો.

માત્ર એક જ વ્યક્તી માટે હડતાલ પાડવાની કામદારોમાં ન હતી તમન્ના કે તાકાત. પરીણામ એ આવ્યું કે ધુલાખાન શેરીઓમાં ભમતો બન્યો.

પણ ધુલાખાન બહાદુર હતો. તેનામાં વર્ગીયભાવના ખીલી હતી. કામદાર વર્ગના હીતને માટે સર્વસ્વ અર્પણ કરવાની તેનામાં તમન્ના હતી. તેણે ડર રાખ્યા વગર ઝુઝવા માંડયું.

ધુલાખાનની પત્ની ઉપવાસથી સુકાતી ચાલી. અન્નના સાંસાંએ આ વીરના હૃદયને પણ વ્યાકુળ કરી નાખ્યું. કામ શોધવા તે બહાર પડયો.

પણ ધુલાખાનને કયાં ખબર હતી કે મુડીવાદનું વેર પણ વ્યવસ્થીત હોય છે!

કોઇ પણ કારખાનાવાળાએ તેને કામ આપવા ના પાડી. કોઇ પણ મેનેજરે તેને કામ ઉપર લેવા જરા યે મરજી ના બતાવી.

અને રસ્તામાં તેના જેવા બેકારોના મ્હોટા ટોળાં રખડતાં હતાં એક મીલથી બીજી મીલ...એક ખાણથી બીજી ખાણ...એક ફેકટરીથી બીજી ફેકટરીએ જતાં તેનાં પગમાં સોજા આવી ગયા......

બેકારીનાં ભયંકર દુઃખ ધુલાખાન ભોગવવા લાગ્યો.

* * *

એક મ્હોટી લાકડા કાપવાની ફેક્ટરીમાં તેને જગ્યા મળી. જગ્યા ન્હાની, પગાર માત્ર પંદર રૂપીયા ધુલાખાનને લાગ્યું કે કંઇ નહીં તો રોટલો અને મીઠું તો મળશે.

દીવસો વીત્યા અને અડધું વર્ષ પસાર થવા આવ્યું.

ધુલાખાન સવારના ઉઠીને કામ પર ગયો મેનેજરનો માણસ ધુલાખાનની રાહ જોઇને જ ઉભો હતો.

'મેનેજર તમોને બોલાવે છે!'

આ ટુંકા શબ્દોએ ધુલાખાનના હૃદયમાં ખુબ વસવસો ઉત્પન્ન કર્યો.

'ત્હમારૂં નામ જ ધુલાખાન કે?'

'હાજી'

'પેલી ખાણના કામદારોમાં ત્હમે જ ભાષણ કરેલું કે? 'હાજી' 'અને હજુ મજુર ચળ ચળમાં ત્હમો ભાગ લો છો કે?'

'હાજી'

'ઠીક. આ મહીનાનો પગાર લઇ લો. મ્હારી ફેક્ટરીમાં આવા ધાંધલીયાઓની જરૂર નથી!'

દલીલ કરવી નકામી હતી.

પંદર રૂપીયા હાથમાં લઇને ધુલાખાન પાછો રસ્તામાં આવ્યો.

એ ચળકતા સીક્કાઓ સામે તેણે ક્ષણ વાર જોયું આટલામાંથી તો મ્હીનો ચાલે તેટલું અનાજ આવી શકે તેમ હતું આટલામાંથી તે દુધ લઇ શકતો હતો. ન્હા પી શકતો હતો.

રખે કોઇ ઝુંટવી લેશે એમ માની તેણે પોતાની અશક્ત મુઠીમાં પૈસા ખુબ જોરથી દબાવીને દોટ મુકી.

બેકારોના મ્હોટા ટોળામાં એક જણનો ઉમેરો થયો. આ શોકજનકઘટનાને દુરથી નીહાળતો માત્ર કરાળ કાળ હસતો હતો.

તેનું જીવન એક સનાતન દર્દના ખંડ કાવ્ય સમું બની ગયું.

આખરે એક કાગળના વેપારીને ત્યાં ધુલાખાનને નોકરી મળી. આ વેપારી છાપાંઓ વાંચતો નહીં હોવાથી ધુલાખાનને આશા હતી કે કદાચ તે તેને નહીં કાઢી મુકે.

પણ આ આશા પણ નીષ્ફળ નીવડી, મુડીવાદના કુતરાઓ સુંઘતાં સુંઘતાં આ વેપારીના ઘર સુધી આવ્યા. કોઇએ વેપારીના કાનમાં ફુંક મારી–

'ધુલાખાન તો મજુરોનો માણસ છે જબ્બરો ધાંધલીયો છે. ત્હમારી દુકાનમાં જ ચળવળાટ કરશે...કાઢી...મુકો'...

શેઠને લાગ્યું કે ચળવળને ઉગતી દાબવી હોય તો ચળવળકારને કચડી નાંખવો જોઇએ. આવી સોનેરી શીખામણની તે અવગણના થાય?

ધુલાખાન પાછો રસ્તા પર આવ્યો અને ભુખ અને સંતાપ છતાં દીવસો વહેતા ગયા. સમય વેગથી વહેતો ગયો અને ધુલાખાનને એક પછી એક જગ્યાએથી રજા મળતી ગઇ.

ક્ષુધાના સંતાપ સહન કરવાની પણ સીમા હોય છે. પ્રાણીઓ પણ ભુખે ટળવળે છે. તરૂઓ પણ પાણી વીના સુકાઇ જાય છે તો ધુલાખાન તો માનવ હતો.

* * *

શહેરની કોરોનરની કોર્ટ બેઠી હતી. રસ્તામાંથી રખડતા એક શબને ટેબલ પર મુકયું

તેના ગજવામાંથી એક કાગળ મળી આવ્યો હતો. તેમાં માત્ર એટલું જ લખ્યું હતું 'મુડીવાદ, ત્હારી વેરની ભઠી ઉપર હું મ્હારૂં બલીદાન આપું છું''

# મહાન વ્યકિતઓની મહત્તાના ભેદ

—:લેખક:—
—પી. જે. ભટ—

## અંધ અનુકરણના અનર્થ

સંસ્કૃતીના ઇતીહાસમાં સીદ્ધાંતોના આંધળા અનુકરણે અતી અગત્યનો ભાગ ભજવ્યો છે. એના ઉપર તો કેટલાય શરીરો રણમાં રગદોળાયાં છે. તેણે તલવાર લેવડાવી છે. દલીલો કરતાં તલવારના બળે આ સુત્રવાદીઓ (Dogmatist) ને પોતાના વીચારો પ્રસરાવવામાં કંઇ ઓર આનંદ આવે છે. આ સુત્રો પછવાડે રહેલા સીદ્ધાંતોને નહીં સમજનારા, તેના ઉપર બુદ્ધીપુર્વક વીચારણા કરવાની જરા યે તમન્ના નહીં ધરાવનારા, અમુક વ્યક્તીઓએ શીખવેલા સીદ્ધાંતોનું પોપટની માફક પારાયણ કરી જનારાઓ જગતમાં પગલે પગલે મળી આવે છે. તેઓ માત્ર આંધળુ અનુકરણ કરી જાણે છે. ઇતીહાસમાં આ આંધળા અનુકરણના દાનવે દારૂણ દુઃખને જન્મ આપ્યો છે. મનુંભગવાન આમ કહે છે' એ શબ્દનો ઉચ્ચાર કરીને દલીલનું પુર્ણવીરામ કરનારાઓની આ દેશમાં જરા યે ખોટ નથી. એટલુંજ નહીં પણ સંસ્કૃતીમાં આગળ વધેલા દેશોમાં પણ અમુક વ્યક્તીએ શીખવેલું છે માટે તે સત્ય હેવુંજ જોઇએ એમ કહેવાની તથા તેમ મનાવવાની પ્રથાના અનુયાયી ગણુની સંખ્યા કંઇ અલ્પ નથી.

આ આંધળા અનુકરણના ઉપાસકો કહે છે કે, જે 'શીખવવામાં આવે છે તેને શ્રદ્ધાપુર્વક તમે સ્વીકારી લો. તમારા મગજને જરા પણ શ્રમ આપશો ના.' આ સુત્રપુજકો શીખવે છે કે તમારી વીચારણાશક્તી અને બુદ્ધીશક્તીને તોડી નાંખી, તમારી સમતુલનાની શક્તીને છેદી નાંખી, આ મહા વ્યક્તીઓ જે સીદ્ધાંતો શીખવે છે તેને એમ ને એમ સ્વીકારી લેવામાંજ સાર્થકતા સમાયેલી છે.

આ પ્રથા સમાજ જીવનમાં ઉંડાં મુળ નાખી ઉતરી છે. ભુતકાળ લો કે વર્તમાનકાળ. સૃષ્ટી ઉપર કામ કરતા સમુદાય પાસે વીચાર કરવાની ક્ષણ એટલી તો ઓછી રહે છે કે તે ભાગ્યે બહુ દુર જોઇ શકે. આજે ખેતર પર કામ કરતો ખેડુત, કે ફેકટરીમાં કામ કરતો કામદાર, કે ઓફીસમાં બેસીને ઘસડબોરો કરતો પેલો કારકુન એવા તો પીડાઇ રહ્યા છે કે તેમના જીવનમાં આશાયેશ કે આરામ સ્વપ્નામાં પણ નથી આવતો. સારા યે દીવસભરમાં શ્રમ કરનાર શ્રમજીવાની બેહાલ દશાનું આ એક સીધું પરીણામ છે. જ્યારે લગભગ ૮૦ ટકા જેટલા વીશાળ સમુદાય પાસે અક્ષરજ્ઞાનની પણ ઉણપ હોય ત્યારે આ વીશાળ વર્ગ અમુક પ્રશ્નો પર વીચારણા ચલાવી શકે એમ માનવું એ નરી મુર્ખતા છે. પણ આ સ્થીતીને ક્ષણભર અળગી કરીને વીશ્વના શીક્ષીતોમાં પ્રસરતા સુત્રવાદ ઉપર જરા વધુ વીચાર કરીયે.

## મહાપુરૂષોના મોહ

દરેક અગ્રણી વ્યક્તી—દરેક રાજકીય અને ધાર્મીક આગેવાન આ સમુહની સંજોગજન્મીત નબળાઇથી સારી રીતે માહીતગાર હોય છે. મુસોલીની, લેનીન, ગાંધી, મેકડોનાલ્ડ અને બાલ્ડવીન સમુહજીવન સાથે એટલા તો

સંકળાયેલા હોય છે કે તેઓ સમુહને શું આકર્ષી શકશે તે કળી જઈ, એવાં સુત્રે ઉચ્ચારે છે કે જેના ઉચ્ચાર માત્રથી અનેક અંજાઈ જાય છે. હીંદુસ્તાનનો દાખલો લઈએ. છેલ્લા દશ વર્ષથી હીંદના રાજદ્વારી પટમાં મહાત્માજીનાં સુત્રો સારી રીતે સન્માન અને આવકાર પામ્યાં છે. મહાત્માજીની હાકલ ઉપર અનેક જણ જેલ જઈ આવ્યા. અનેક જણે પોતાનાં માથાં ભંગાવ્યાં, અને કોએ અનુપમ આત્મભોગ આપ્યો. છતાં સ્વરાજ્યનો પડછાયો પણ મેળવવામાં સમુહ નીષ્ફળ નીવડયો છે. સ્વરાજ્ય હજુ તેટલુંજ દુર છે. એક રીતે કહીએ તો સ્વરાજ્ય હતું તેના કરતાં પણ વધુ દુર ગયું છે.

મહાત્માજી આવી અફળદાયી પ્રવૃત્તીમાં જનસમુહની શક્તીને વેડરી દેવામાં સફળ શી રીતે બન્યા? સ્વાભાવીક સવાલ થશે કે એવા કેવા અજેય આત્મબળથી મહાત્માજી જનતાના આવડા વીશાળ સમુહનું અનુસરણ મેળવવામાં સફળ થયા? આ સીધા સવાલ ઉપર જરા વીચાર કરીયે તો માલમ પડશે કે મહાત્માજીની શક્તીનું એક કારણ સમુહમાં રહેલી આંધળી અનુકરણવૃત્તીને આભારી છે. બ્રીટીશ સામ્રાજ્ય સામે જનતામાં પ્રગટેલો તીરસ્કાર મીઠાના કાયદાભંગની અફળદાયી પ્રવૃત્તીમાં વાળી શકાય એ ઘટના જ હીંદમાં પ્રસરેલી આ આંધળી ભક્તી અને અંધ અનુસરણને જ આભારી છે

પણ ગાંધીજી તો મહાન નર છે. આ મહત્તાની ભુતાવળ સામાન્ય સમુહની આંખ ઉપર પાટા બંધાવે છે. ગાંધીજી જેવા તે ખોટું કરે? લેનીન જેવા તે ખોટું લખે? આ પ્રકારની માન્યતાના મોટા પત્થરો આજે સમુહની વીચારણાના વહેણને આગળ અટકાવે છે. આ માન્યતાઓ તે આંધળી ભક્તીના સીધા ઉત્પાદકો છે.

મુસોલીની લો. આજે પોતાની જોરદાર ભાષા અને બુદ્ધીના અપુર્વ ઓજસથી આખી ઇટાલીની પ્રજા ઉપર અધીકાર ભોગવી રહ્યો છે. રાજ્યસત્તાને નામે આજે સંપત્તીવા ની સરમુખત્યારી તે સાચવી રહ્યો છે. અને છતાં ઇટાલીના સમુહની આંખ ઉપર તે અવળા પાટા બાંધી રહ્યો છે. આ જુલ્મગાર મુસોલીનીના આંધળા જુલ્મો સામે કોઇ આંગળી પણ ચીંધી શકતું નથી. આવા આતતાઇના શાસન સામે આજે કોઇ એક શબ્દ પણ ઉચ્ચારી શકતું નથી. કારણ કે આ નાટકીયો મુસોલીની પોતાની કળાથી સારા યે સમુહને છેતરી શકે છે. કોઇ વાર તે તેમની સમક્ષ રાષ્ટ્રીયતાની ભુતાવળ ઉભી કરે છે. કોઇવાર પરરાજ્યોના હુમલાનો બાહુ બતાવે છે. કોઇવાર રોમની પ્રાચીન સંસ્કૃતીની પ્રશંશાના શબ્દો ઉચ્ચારીને સમુહને મુગ્ધ કરે છે. આવી અનેક તરકીબો વડે તે સામાન્ય સમુહને છેતરે છે. અને પછી ઇટાલીઅન સમુહમા મુસોલીનીના શબ્દને ઇશ્વરથી પણ વધુ પ્રબળ માનવામાં આવે છે. તેની તેજસ્વી મેધા, સમુહની આંધળી અનુકરણવૃત્તીનો સારો ઉપયોગ કરી રહી છે.

તુર્કીના રાષ્ટ્રવીધાતા કમાલ પાશા લઇએ. આજે એ જગતના લેનીન કે ગાંધી જેટલું સ્થાન તુર્કમાં ધરાવે છે. 'કમાલ કરે તે જ ખરૂં" એ માન્યતા આજે તુર્કસ્તાનમાં ચારે દીશાએ પ્રસરી ગઇ છે. કારણ કે ખલીફાના સીતમનો સામનો કરવામાં તે સફળ નીવડયો હતો. તેના આ એક જ કાર્યે તેના ઉપર મહાનતાની ચાદર ઓઢાડી હતી. આજે તે તુર્કીનો મહાન નર ગણાય છે. એટલે જ તેના શબ્દોને આટલી સફળતા મળે છે. અને આ નવા તુર્કીમાં સમુહ માટે શું સુખ છે? ખલીફાના વારાના

જમીનદારો રહ્યા છે. કોન્સ્ટાન્ટીનોપલના કારખાનામાં કામદારો પહેલાંના જેટલા જ ગરીબ છે. કમાલ પાશા આજે કામદાર નેતાગણની ધરપકડ કરી રહ્યો છે. કોમ્યુનીસ્ટ ચળવળ સામે ઉગ્ર પગલાં ભરી રહ્યો છે. અને છતાં પોતાને મળેલી મહાનતાના આદરને પ્રતાપે અને સમુહની આંધળી અનુકરણવૃત્તીના પ્રતાપે તે આજે સત્તાના સીંહાસન ઉપર સ્થીર રહી શક્યો છે.

## સમુહની છેતરપીંડી

આ મહાન નરો અનેકવાર જાણી જોઇને આ વૃત્તીને ઉત્તેજે છે. હમણાં જ મહાત્મા ગાંધીજીએ છેલ્લા નવજીવનમાં લખ્યું હતું કે,

> "વાઇસરોય સાહેબનાં જવાબમાં હું તો ઇશ્વરનો જ હાથ જોઉં છું. આટલું અવસ્ય કહી શકું કે વીલાયત જઇ ગાળમેજી પરીષદમાં ભાગ લઇ શકું એ કરવાને સારૂ એક મનુષ્ય જેટલા ઉપાયો યોજી શકે તેટલા ઉપાયો મેં મનથી, કર્મથી અને વાચાથી યોજ્યા હતા: એમ છતાં જો જવાનું નથી થયું તો હું અવસ્ય માનું છું કે તેમાં હીંદુસ્તાનનું ભલું છે."

મહાત્માજીના ઉપલા શબ્દો ઉપર ટીકા કરવાની જરા યે જરૂર નથી. એક મહાન નેતા એક સરળ વાત કેટલા સરસ અને સુંદર સ્વરૂપમાં સમુહ સમક્ષ મુકી શકે છે તેનું આ એક સારૂં પ્રદર્શન છે. બધા જ સ્વીકારે છે કે મહાત્માજીની લંડન નહીં જવાની ધમકી પછવાડે બીજાં કારણો રહેલાં છે. આખી ઘટનાનું મુળ કારણ તો એ છે કે તહકુબીના કરાર અક્ષરેઅક્ષર પળાશે એવી સીધી ખાત્રી સરકાર પાસેથી મેળવી એક વીજેતા તરીકે લંડન જવાની ગાંધીજીની ધારણા હતી. છેક છેલ્લી ઘડીએ એક અકલ્પનીય ઉચ્ચારણ કરીને મહાત્માજીએ આખા યે જગતનું લક્ષ તેમના તરફ ખેંચ્યું હતું. આ સીધી વસ્તુ ઉપર આધ્યાત્મીકતાના આવરણો ઓઢાડીને મહાત્માજી જણાવે છે કે તેમાં તેમને ઇશ્વરનો હાથ દેખાયો.' ધર્મમાં અંધશ્રદ્ધા ધરાવતા અજ્ઞાન પ્રજા સમુહને માટે આટલા શબ્દો બસ થઇ પડે તેમ છે. 'ઇશ્વર' એ શબ્દ એટલે વીચારણાનું પુર્ણવીરામ. ઇશ્વર કરતાં પણ આપણે મોટા છીએ? એ પ્રસરેલી ખોટી કલ્પના (ખોટી કારણ કે ઇશ્વરનુ અસ્તીત્વ એ એક મહાન ધતીંગ છે) ના આશ્રય વડે મહાત્માજી જનસમુહ આગળ આ વાતને સમજાવવામાં સફળ નીવડ્યા છે. 'ઇશ્વરને નામે' મહાત્માજીએ આપણને એમ સમજાવવાનો યત્ન કર્યો છે કે તેમનો નીર્ણય સાચો હતો. કદાચ ભાવીમાં મહાત્માજી લંડન જાય તો તેમાં પણ તેમને 'ઇશ્વરનો હાથ જ' કદાચ દેખાશે.

આ મુદ્દા ઉપર આટલું લાંબુ વીવેચન કરવાની જરૂર એટલા માટે છે કે અંધ અનુસરણનો એક આધાર 'ઇશ્વર' ઉપર રહેલો છે. ભુતકાળમાં પણ ઇશ્વરને નામે વ્યક્તીઓએ સમુહને છેતર્યો છે. મધ્યયુગમાં પણ ઇશ્વરને નામે કેટલાય અત્યાચાર અને અનાચાર થયા છે. આજે પાદરીઓ, અને પુરોહીતો 'ઇશ્વરના નામે' પ્રગતીમાન વસ્તુઓનો વીરોધ કરે છે. આજે 'ઇશ્વરને નામે' પોપ મહારાજ સંતતીનીયમનની સુંદર ચળવળ સામે નાપસંદગીના શબ્દો ઉચ્ચારે છે. આજે 'ઇશ્વરના નામે' હીંદુઓ અને મુસ્લીમ કોમના સંપત્તીવાન આગેવાનો તેમની કોમને છેતરી રહ્યા છે. આમ ઇશ્વરનું નામ એ અંધ અનુસરણની મુળ ભુમીકા છે.

આજે કામથી કંટાળેલાઓ, અને શ્રમથી થાકી ગયેલાઓને રાજકારણનો અભ્યાસ કરવાની જરા યે વેળા નથી. તેથી તેઓ આ 'અન્યને વીચારવા દો' એ વૃત્તી અપનાવી રહ્યા છે. નેતાઓ કહે તે વેદવાક્ય એમ માનવાને તેઓ તત્પર છે. આ વર્ગ ઉપરાંત એક એવો પણ વર્ગ છે જેને પોતાના મગજને શ્રમ આપવાની જરા પણ ઇચ્છા હોતી નથી. આ વ્યક્તીઓ કદી વીચારતી જ નથી. તેઓ માત્ર પોતાનાં પસંદગીનાં વર્તમાનપત્રો અને પુસ્તકોનું પારાયણ કરીને એના ઉચ્ચારાયેલા શબ્દોને સીધા સ્વીકારી લેવાની સહજ વૃત્તી દર્શાવે છે.

આજે હવે અંધશ્રદ્ધાના તીમીર જ્ઞાનદીપના તેજની આગળ અદૃશ્ય થતાં જાય છે. છતાં પણ આ વૃત્તી હજુ તદ્દન ઓસરી ગઇ છે એમ ન જ કહેવાય. આજે રૂશીયામાં 'લેનીન' જે કહે તે સત્ય માનવામાં આવે છે. તુર્કીમાં કમાલ પાશાના શબ્દોને કુરાનની આજ્ઞાઓ કરતાં પણ વધુ મહત્વ આપવામાં આવે છે. આ વસ્તુઓ બતાવે છે કે અન્ય પાસેથી પ્રેરણા લેવાની પ્રથા હજુ માનવે નથી મુકી. બીજાએ કહેલા સીદ્ધાંતો સ્વીકારી લેવાની વૃત્તી હજુ નથી વીનાશ પામી. હીંદ દેશ જ લો. અહીં પણ મહાત્માજી કહે તે તદ્દન સાચું જ હોવું જોઇએ એમ માનનારા લાખ્ખો નથી?

કોઇ નહીં કહે કે કમાલ પાશા, મુસોલીની, મહાત્મા, અને લેનીન એઓ અપ્રામાણીક વ્યક્તીઓ છે. પણ પુરતી પ્રામાણીકતા સાથે તેમણે રજુ કરેલા વીચારો આજે લોક સમુહ ઝીલે છે એ ઘટનાનું મહત્વ એથી ઘટતું નથી. ભલે ઉપલી વ્યક્તીઓના વીચારોમાં ગમે તે ભીન્નતા હોય છતાં આજે આ વ્યક્તીઓની સમુહ ઉપર સારી કે નરસી અસર જનતામાં રહેલી આ આંધળી અનુકરણ વૃત્તીને આભારી નથી એની કોઇથી પણ ના પાડી શકાશે નહીં. આ વ્યક્તીઓ ભલે જાણી જોઇને પ્રજાને છેતરવાનો પ્રયાસ ન કરે, છતાં તેમના સીદ્ધાંતોનું તદ્દન બુદ્ધીયુક્ત અનુકરણ થઇ રહ્યું છે એમ કહેવું એ આત્મવંચના જ ગણાય.

---

મુડીની સંગીનતા એટલે ગરીબોની લુંટનો અમરપટો

...

શ્રીમંતો ઉદ્યોગના નેતા નહીં પણ ઉદ્યોગને ચુસનારા છે.

...

મુડીવાદ એટલે 'આધ્યાત્મીક' વ્યાજ ખોરી.

ગુન્હો કરવાની મનોદશા એટલે અશીક્ષીત રીતભાત. એ રીતભાત સુધારવા ગુન્હો કરનારાઓને તુરંગમાં નહીં પણ શાળાઓમાં મોકલી શીક્ષણ આપવાની જરૂર છે.

...

નાસ્તીકોની નીંદા તેમના સત્યકથનને લીધે જ થાય છે!

# આ અદ્ભૂત ચેહેરા ઓળખો છો?



ઉપલી હાર [ડાબી બાજુથી]: રાક્ષસ જેવું મોંઢું દેખાય છે તે વિમાનો લઇ જનાર સ્ટીમર છે. તેની બાજુમાં જે ભયંકર પ્રાણી દેખાય છે તે ઝડપીમાં ઝડપી વિમાનની મોટર છે; વચ્ચે વહેલ જેવા આકારની અમેરીકન સબમરિન છે અને તેની જમણી તરફ રાક્ષસી ખોપ્રી જેવું છે તે હવાઇ વિમાનનો આગલો ભાગ છે. છેક છેલ્લે ડાબી તરફ દાંત કચકચાવતો રાક્ષસ જણાય છે તે એક અમેરિકન સ્ટીમરનો આગલો દેખાવ છે, અને તેની બાજુમાં રાક્ષસી કદનો કીડો તે ઇગ્લંડનું એક મોટામાં મોટું બલુન છે.



રમણ [હસતો, હસતો, તાળીઓ પાડતો,]: મુગ્ધા–રમેશ, તમને ચુંબન કરતાં મેં જોયાં છે. હા–હા–હા–!

તોફાની રમુ] [પૃષ્ઠ: ૮૧૯

# તોફાની રમુ

[એક નાટક]

: લેખક :

કીશોર

## પાત્રો

મુગ્ધા સુભાશ રમણ

**સ્થળ :** ભાનુવીલાનો વીશાળ બગીચો.

**સમય :** સંધ્યા પહેલાંનો.

[ નવ વસંતથી વનશ્રી ડોલી રહી છે. ચારે તરફ સૌરભભારવાહી સમીર પ્રવહે છે.

વીશાળ બગીચાના એક એકાંત ખુણામાં ખીચોખીચ વેલીઓથી બનેલા આચ્છાદન નીચે મુકેલા બાંક ઉપર, એકાંત શોધતાં મુગ્ધા ને સુભાશ બેસે છે.

મુગ્ધા ભાનુવીલાના માલીકની પુત્રી, લગભગ વીસ વર્ષની, ખુબસુરત બહુ ભરાઉ નહીં, બહુ સુકી નહીં તેવા બાંધાની છે. એણે સાદી સાડી પહેરી છે. ગળામાં મોતીની ઝીણી શર, કાનમાં લંબગોળ મોતીનાં એરીંગ અને હાથમાં અફ્રેકી ઝીણી બંગડી પહેરી છે. પગમાં સાદાં ચંપલ અને હાથમાં નવલકથાનું પુસ્તક છે.

સુભાશ તેનો મીત્ર લગભગ પચ્ચીસ વર્ષનો ફાંકડો છોકરો છે. તેણે લાંબા બાલ માથા પર ચોટી જાય તેમ હોળ્યા છે. વેનીસનનો ફ્રેંકડ સુટ પહેર્યો છે, તેના ઉપલા ખીસામાંથી સુંદર રૂમાલ ડોકીયાં કરે છે, તેને જ મળતી ટાઇ બાંધી છે. તેની ટાપ-ટીપ સુઘડ દેખાય છે.

મોટેરાંઓની દષ્ટીથી દુર થવા માટે બન્ને ત્યાં છાનાં છાનાં આવીને બેસે છે. મઘમઘતાં પુષ્પોથી લચેલી વેલીઓની કુંજથી વાતાવરણ સુંગધમય બની ગયું છે. મુગ્ધા અને સુભાશનાં હૈયાંમાં રૂતુરાજને અનુકુળ લાગણીઓ થનથની રહી છે]

**સુભાશ.** [એકાંત મળવાથી સંપુર્ણ સંતોષ અનુભવતો] : હાસ્ય, અહીં દુનીઆની ધાંધલ ને ધમપછાડા કંઇ નથી કેટલું મજાનું એકાંત. [પાસે બેઠેલી મુગ્ધા તરફ ખસતો, તેની દષ્ટીમાં કંઇ શોધતો હોય તેમ જોતો] મુગ્ધા, દુનીઆની ઝેરીલી આંખ અહીં આપણને જોઇ શકવાની નથી.

**મુગ્ધા** [સુભાશના સ્પર્શથી જેની લાગણીઓ સતેજ બની છે] : પણ સુભાશ આ પુષ્પોને ય આંખો છે, આ વેલીઓને ય કાન છે...

**સુભાશ** [જરા ઉતાવળો]: પણ વસં-તમાં એ વેલીઓ અને એ પુષ્પો બધાંયના ઉરમાં આપણા જ જેવી લાગણીઓ ધમધમી રહી છે. એમને આપણી અદેખાઇ નહીં થાય.

[સામેની વૃક્ષ ડાળેથી એક પક્ષી ઉડે છે, તેના અવાજથી ચમકી, પક્ષીને ઉડતું જોયા પછી સ્વસ્થ થઇ]

પેલું અદેખું પક્ષી ઉડી ગયું એ ઠીક થયું.

**મુગ્ધા** [સ્મીત કરતાં]: નૌજવાન થઇને પંખીથી યે ગભરાય છે, ત્યારે સુભાશ સીંહોના વનમાં તું કેમ ઘુમી શકીશ?

**સુભાશ** [મજાકમાં]: મુગ્ધે! પુરુષ એકલો હોય છ ત્યારે પંખીથી પણ ત્રાસે છે, પણ તેને જો સમર્થ સ્ત્રીશક્તીનો સંગાથ સાંપડે તો સીંહોના જુથમાં તે સીંહ સમો ફરી શકે છે.

**મુગ્ધા** [સુભાશે કરેલી ખુશામદથી દેખીતી રીતે ખુશ થતી]: એમ કે? ત્યારે તું સ્ત્રીઓની આટલી બધી કીંમત આંકે છે?

**સુભાશ** [વાતને વધુ રસપ્રદ બનાવતાં]: કેમ નહીં? સ્ત્રી છે તો સંસાર છે, સ્ત્રીના આધારે જ પુરુષ બે પાંખાળો બની વીકટ ભવાર્ણવ પર હીંમતથી ઉડી શકે છે. તેમાં ય વળી મુગ્ધા, ત્હારા જેવી.......

[તે મુગ્ધાના ઉરભાવ વાંચવા થંભે છે. મુગ્ધાના બારીક સાડી નીચે જોરથી ઉછળતા હૈયાના મૌન લેખ તે એની આંખમાં વાંચી લે છે. અને]

જો જીવન સંગાથીની સાંપડે, તો તો પછી તોફાની સાગરોને ય હું જોતજોતામાં તરી જાઉં.

**મુગ્ધા** [બનાવટી ગાંભીર્ય ધારણ કરતાં]: સુભાશ બનાવે છે કે?

**સુભાશ**: તારા માટે મારા મનમાં શું શું ભાવ છે તે હું તને આજ સુધી સમજાવી શકયો નથી માટે તને એમ લાગે તે સ્વાભાવીક જ છે.

**મુગ્ધા** [તોફાની બનતાં]: હં, હં!

**સુભાશ** [વધુ ખીલે છે]: મેં તને પહેલી વખત જોઇ ત્યારે...તારી તરફ મને અગમ્ય આકર્ષણ થયું,—હું ત્યારે સમજી શકયો કે મારી આદર્શ પ્રતીમાં આ સજીવ દુનીઆ પર છે. જેને ચરણે હું મારા પ્રામાણીક જીવનનો અને અતી પરીશ્રમે પ્રાપ્ત કરેલી વીભુતીનો અભીષેક કરી શકું, જેને મારા કુટુંબની પ્રતીષ્ઠાનો વારસો ધીરી શકું એવી માત્ર એકલી તું જ છે—મુગ્ધા તારા પ્રથમ દર્શને જ હું તને ચ્હાવા લાગ્યો છું.—મારા એ પ્રેમની એક માત્ર તું જ અધીષ્ઠાત્રી છે, મારા જીવનની તું સંજીવીની છે.

[મુગ્ધા તેના શબ્દોનું પાન કરતી મુગ્ધ બને છે, એનાં નાજુકડાં નેત્રોમાં તે વખતે અજબ ખુમારી ચમકવા લાગે છે. તેના પ્રવાળ જેવા હોઠ આરક્ત બની જાય છે]

બોલ, બોલ, મુગ્ધા, પ્રીયે!—મારી એ આશાના તંતુને તું સુદ્દઢ બનાવીશ કે?—નહીં, નહીં, તું તો કવીઓની કલ્પનાના કો દીવ્ય પ્રદેશમાં વીહરતી દેવી છે, કદાચ હું તારે યોગ્ય ન પણ હોઉં!—મુગ્ધા, મુગ્ધા,

[આતુર ભક્ત પુજ્ય પ્રતીમા સામે જોઇ રહે તેમ તે મુગ્ધા તરફ જોઇ રહે છે]

**મુગ્ધા**: સુભાશ તું કવીતાઓ લખે છે ખરો?

[વચ્ચે પડેલા પુસ્તકને લેવા જતાં સુભાશના હાથમાં અકસ્માત પુસ્તક પરનો મુગ્ધાનો હાથ આવી જાય છે—એકાએક અકસ્માત બને તેમ સુભાશ તે હાથને ઉંચકે છે. મુગ્ધા હાથ

ખેંચતી નથી, ઉંચકાવા દે છે. સુબાશ એકાએક તેના ગૌર, નાજુક, કોમળ પોંચા પર પોતાના હોઠ દાબે છે—ચુમે છે. એકદમ મુગ્ધા હાથ ખેંચી લે છે—તે જરા આઘી ખસી જાય છે—એકાએક અકસ્માત થાય તેમ બન્નેમાંથી કોઇ ન સમજે તેમ તેમના હોઠ સામસામે સ્પર્શે છે, દબાય છે, ચંપાય છે. ઉપરા ઉપરી સામસામાં કેટલાંએ ચુંબન લેવાય–દેવાય છે. અને કોઇક દીવ્ય સ્વપ્નમાંથી જાગી હોય તેવી, આમતેમ સફાળી જોતી મુગ્ધા સુબાશની સામે જોઇ રહે છે]

સુ–બા–શ! ...

**સુબાશ** [સ્વર્ગીય સ્વપ્ન સૃષ્ટી એકાએક આંખ આગળથી સરી ગઇ હોય અને તેને શોધતો હોય તેવો] : સુ–ગ્ધે...વહાલી!...

**મુગ્ધા** : તું કેવો તોફાની છે?

**સુબાશ** : એવાં તોફાનો માટે સ્વર્ગના દેવોએ પોતાની પ્રતીષ્ઠા અને તપનાં પુણ્યની પણ પરવા કરી નથી બોલ, વહાલી મુગ્ધે, તું મારા જીવનની આશા બનીશ?

**મુગ્ધા** : પુરૂષનો પ્રેમ અને તેના અભીનય ઝાંઝવાનાં જળ જેવા છે.

**સુબાશ** : તું મારી કસોટી કરવા માગે છે?

**મુગ્ધા** : આપણે સદાય આવાં ને આવાં રહી શકીએ...?

**સુબાશ** [ઉત્તેજીત બની]: તને શંકા છે?

**મુગ્ધા** : પુરૂષ સમાજનો સારો યે ઇતીહાસ એની સાક્ષી પુરતો હોય, ત્યાં સ્ત્રી હૃદયમાં એમને માટે શ્રદ્ધા કેમ જન્મે?

**સુબાશ** : હું તને શી રીતે ખાત્રી કરાવી શકું? મુગ્ધા, તું માત્ર સાંભળેલી વાતો ઉપરજ વીશ્વાસ રાખે છે?

**મુગ્ધા** : મને તારામાં અશ્રદ્ધા નથી.

**સુબાશ** : તો પછી મને કહે કે, તું મારી જીવન સંગાથીનો બનવાનું પસંદ કરે છે.

**મુગ્ધા** [એના મુખ પર શરમના સ્પષ્ટ શેરડા પડે છે. અસ્તાચળે જતા સુર્યનાં આખરી કીરણોનો પ્રકાશ એના મુખ પર પડી તેની ભવ્યતામાં વધારો કરે છે. શરમાતી શરમાતી તે] : સુબાશ હું–હું...

[એના ઉરભાવ વાંચતો સુબાશ તેની તરફ નીચો વળે છે. તેને ચુમે છે, એટલામાં જ]

**અદ્રશ્ય અવાજ** : હા, હા, હા, હા!

સુબાશ ને મુગ્ધા ચમકે છે. સફાળાં છુટાં પડી જાય છે.
મુગ્ધાનો નવ વર્ષનો ભાઇ રમણ સામી કુંજમાંથી આવીને તેમની આગળ ઉભો રહે છે.]

**રમણ** [હસતો હસતો, તાળીઓ પાડતો] : મુગ્ધા–સુબાશ તમે શું કરતાં હતાં? તમને ચુંબન કરતાં મેં જોયાં છે. હા, હા, હા, હા! હું હવે જરૂર ભાનુબાને આ વાત કહી દેવાનો!

[તાળીઓ પાડતો તે કુદે છે, હસે છે]

**સુબાશ** [રમણને પોતાની પાસે ખેંચી લાવીને, તેને પટાવતાં] : રમણ તું કેવો ડાહ્યો છોકરો છે? કેટલો બધો ભલો?—જો ભાઇ, મોટાં માણસોની ખાનગી વાતો સાંભળવી, તે ખાનગીમાં બેઠાં હોય ત્યાં ડોકીયાં કરવાં એ પાપ છે. [તેનું માથું પસવારતાં] આપણાથી એવું કામ ન થાય હોં.

**રમણ** [હજીય હસતાં હસતાં] : એમ?

[મુગ્ધા શરમાતી તેની સામે જોઇ રહે છે. એની દષ્ટીમાં કરૂણતા નીતરે છે]

**સુબાશ** : હા.

**રમણ**: બાને ત્યારે હું આ વાત ન કહું?

**સુબાશ** [ઉત્સાહમાં આવીને] : હા...

**રમણ** : હું કહું તેમ કરો તો ન કહું?

**સુભાશ** : શું કરૂં બોલ?

**રમણ** : મને એક રૂપીઓ આપો અને તે જો તમે કે મુગ્ધા બહેન કોઇને ન કહો, તો હું આ વાત બાને ન કહું. પણ જો તમે તેમ ન કરો, તો તો હું જરૂર કહેવાનો. હા, હા, હા, હા!

[સુભાશ તુરત જ ખીસામાંથી પાકીટ કાઢી તેને એક રૂપીઓ આપે છે. તે લઇ સીસોટી વગાડતો વગાડતો રમણ ત્યાંથી ચાલ્યો જાય છે. એના ગયા પછી સુભાશ અને મુગ્ધા એક બીજાની સામે જોઇ રહે છે.]

—પડદો પડે છે—

## અંક બીજો.

**સ્થળ** : જુહુના સાગરનો એકાંત કીનારો.

**સમય** : એક મહીના પછીના, રવીવારનો પાછલો પહોર

[સુભાશ તરવાના પોશાકમાં રેતી ઉપર આડો સુતો છે. મુગ્ધા તેની બાજુમાં બેઠી છે. તેના ખોળામાં મોસંબી, સંતરાં ને થોડીક કેરી પડી છે. મોસંબીની ચીર છોલતી તે સુભાશને આપે છે]

**સુભાશ** : આજે તારા તોફાની રમણને આબાદ બનાવ્યો.

**મુગ્ધા** : કેટલો બધો એ લુચ્ચો છે?

**સુભાશ** : [મુગ્ધાના હાથને રમાડતો] : મને તો ભય છે કે મોટો થતાં એ બડો ઉઠાઉગીર જ થશે. આપણી પાસેથી એણે કેટલો ગુપ્તદંડ પડાવ્યો...

**મુગ્ધા** : એ તો પ્રેમદંડ...

**સુભાશ** : ખરૂં છે. જેમ જર્મનીને યુદ્ધદંડ આપવો પડે છે તેમ, નહીં?

**મુગ્ધા** . હા સ્તો.

**સુભાશ** : એણે આ એક મહીનામાં આપણી કેટલી જાસુસી કરી? એકકે સ્થાન એવું નહોતું કે જ્યાં તે આપણી એકાંતમાં વીઘ્નકારક બન્યો ન હોય!

**મુગ્ધા** [સકટાક્ષ] : શું એક ભાઇ પોતાની બહેનનું સંરક્ષણ કરે તે ગુન્હો?

**સુભાશ** : ઓહો, કેવો સ્ત્રી સન્માનને સંરક્ષક, ન જોયો હોય તો મોટો?

**મુગ્ધા** : તમે પુરૂષો સ્વાર્થી જ છો. તમારાં દીલમાં એકાંત શોધી એ.રા કરવાની જ ભાવના હોય છે, એટલે તમે રમણ જેવા ચોકીદારથી ડરો તેમાં શું નવાઇ? [હસે છે]

**સુભાશ** : પણ આ ચોકીદાર તો જબરો! એવો કે જે ચોરને એ પકડવા જાય તેની જ પાસેથી ચોકીદારીનો બદલો પડાવે!

**મુગ્ધા** : એનું જ નામ બહાદુરી!

**સુભાશ** : તેમાં જ તું પણ એ બાને તારી વાત કરી ન દે તે માટે એને નવી નવી ભેટો આપીને થાકી ગઇ નહીં? મારી પાસેથી એણે કેટલાંક રમકડાં, ચીત્રોની ચોપડીઓ, સોનાનું ઘડીઆળ અને બીજી ભેટો પડાવી છે, છતાં એના ઓડીનન્સ તો ઉભા જ—બાને કહી દઇશ, જબરો છે.

**મુગ્ધા** [ભાઇનો પક્ષ લેવાનું ભુલી] : તે દીવસે આપણે બધાં ચહા પીવા બેઠાં, ત્યારે એણે બાની અને બાપુજીની હાજરીમાં જ હસતાં હસતાં કહેલું તે યાદ છે કે?...

**સુભાશ** : અરે હારે હા, એણે મારી સામે જોઇને કહ્યું : 'સુભાશ, પેલી વાત કહું કે?' ત્યારે મારી અકળામણનો પાર જ ન રહ્યો, મારા હાથમાંથી બીસ્કીટ પણ પડી ગયું......

મુગ્ધા [વચ્ચે જ]: અને હું તો એવી ગભરાઇ ગઇ કે ઉઠીને બહાર જ ચાલી ગઇ. ખરેખર બહુ જ તોફાની છોકરો છે એ.

સુભાશ: છતાં એની સાવધાન આંખથી છટકીને આપણે પણ એને ક્યાં ઓછો બનાવ્યો છે, અને ઓછી મજાહ ઉડાવી છે?...

મુગ્ધા: લુચ્ચો, તું પણ તોફાનમાં ક્યાં એનાથી ઉતરે તેમ છે!

સુભાશ: હું કંઇ તારી ચોરી તો નહોતો જ કરતો ને?

[તે ફરીની એક ચીર ઉપાડી મુગ્ધાના મ્હોંડામાં મુકે છે, અને તેને છેતરીને ચુંબન કરે છે]

—પડદો પડે છે—

## અંક ત્રીજો

સ્થળ: ભાનુવીલાનો બગીચો.

સમય: પખવાડીઆ પછીની સંધ્યા.

[સુભાશ અને મુગ્ધાનાં વેવીશાળ તે જ દીવસે થઇ ગયાં હતાં. ભાનુમતીએ જમાઇ બનેલા સુભાશને જમવા નોતર્યો હતો.]

સુભાશ: [બગીચામાં ફરતાં રમણ નજરે પડતાં]: દોસ્ત, અહીં આવ તો.

રમણ [કુદતો કુદતો છતાં જરા ગંભીર]: કેમ, મારૂં કંઇ કામ છે?

સુભાશ: હા [તે એને પાસે બોલાવીને એનો કાન પકડે છે] કેમ હવે બાને કહી દેવાનો કે?

[રમણ મુંઝાય છે, સામેથી મુગ્ધા એ તરફ આવે છે. એ પણ રમણને જ શોધતી હોય છે]

મુગ્ધા [પાસે અવી, સુભાશને]: કેમ ચોરે ચોકીદારને પકડયો કે શું?

રમણ: હું ચોર?

મુગ્ધા [રમણનો બીજો કાન પકડી]: લુચ્ચા, તું તો ચોર ને ચોકીદાર બન્ને...

રમણ: હા, હા, હા, હા!

સુભાશ } મુગ્ધા } બોલ, હવે બાને કહી દેવાનો કે?

રમણ: તમે બન્ને મને આમ ન પજવો. હું તમારી માફ માગું...

મુગ્ધા: તેં અમને ઓછાં પજવ્યાં નથી.

રમણ: હવે હું તમને કદી નહીં પજવું.

[સુભાશને મુગ્ધા વક્રદષ્ટીથી સામસામાં તીરછાં દષ્ટીબાણ છોડે છે, અને રમણને છોડી દે છે. છુટો થઇ નાસતાં નાસતાં]

બાને આ વાત તો કહી જ દઇશ.

[અદ્રશ્ય થઇ જાય છે]

રમેશ: વહાલી, રમણના તોફાનથી જ આપણે છાનો છાનો પ્રેમરસ ચાખતાં તેની મીઠાશ કેટલી આવતી!

મુગ્ધા: લુચ્ચા, ત્યારે એમ કહોને કે તને જ એ ગમતું હતું...

[સુભાશ હસી પડે છે. અને મુગ્ધાની નજર ચુકવી તેની એકદમ નજીક જઇ, ચુંબન કરી]

સુભાશ: વ્હાલી! આ મીઠાશને તો દેવો પ વાંચ્છે!

—પડદો પડે છે—

# બ્રિટનની રાષ્ટ્રીય સરકાર

+++++++++++++++++++++++++++++

**પ**રદેશનીતીના સુત્રધાર તરીકે લૉર્ડ રેડીંગની પસંદગી સાથે બ્રીટનની પરદેશનીતીમાં તેમ જ હીંદી પ્રશ્નની છણવટમાં મહાન ફેરફારો થવાનો સંભવ ઉભો થયો છે.

+++++++++++++++++++++++++++++

**બ્રી**ટનનું રાજકીય અને આર્થીક નાવ ખરાબે ચઢી ગયું, આખો દેશ દેવાળાને આરે આવીને ઉભો. આફત-માંથી દેશને ઉગારવાને માટે રાષ્ટ્રીય સર-કારની સ્થાપના કરવામાં આવી. આ કાર્યમાં રૂઢીરક્ષકોએ, ઉદારમતવાદી વીનીતોએ અને કેટલાક સમાજવાદી અગ્રેસરોએ સહકાર સર્જ્યો. વર્ષો સુધી મજુરપક્ષનું નાવ સમાલનાર મુત્સદી મેકડોનાલ્ડ આ નવી સરકારના સુકાની બન્યા.

પણ આ પરીવર્તનથી બ્રીટન પરની આ આફત ઉતરી ગઇ નથી. જ્યાં સુધી બ્રીટન બીજા દેશોનો—ખાસ કરીને યુનાઇટેડ સ્ટેટ્સ અને ફ્રાંસનો વીશ્વાસ પુનઃ સંપાદન ન કરે ત્યાં સુધી બ્રીટનનો રથ ચીલે ચઢવાનો નથી. વડા વજીરે બ્રીટીશ પાર્લામેંટના સભ્યો જોગ ખાનગી પત્રોમાં લખ્યું છે કે દેશની પરમ આવશ્યકતાને વશ થઇને જ તેમને આ માર્ગ ગ્રહણ કરવાની ફરજ પડી છે, બ્રીટનની આફતનો તાદૃશ ખ્યાલ વડા વજીરના જ શબ્દોમાં નીચે ઉતારીએ છીએઃ

"એ તો સ્પષ્ટ છે કે જગતમંદીના પ્રવા-હમાં ગમે તે કારણોને લીધે, બ્રીટનની આંટ વીષે ભય જાગૃત થયો છે, અને દેશની આવક જાવકના અંદાજોનું પ્રમાણ ભયંકર રીતે ઘટી ગયું છે."

"જગતના વ્યાપાર ઉપર ઝઝુમતા ભયને બાજુએ રાખીને બીજા દેશો ઉપર થતી અસરનો ખ્યાલ પણ કોરે મુકીને, આપણે તો આ આફતની બ્રીટનના હુન્નર ઉદ્યોગ અને સમુદાયની રહેણી કરણી ઉપર કેવી કરુણ અસર થશે તેનો જ ખ્યાલ કરવાનો છે."

બ્રીટનના શરાફો અને અર્થવીશારદો, રાજપુરુષો અને મુત્સદ્દીઓ—જેઓ હીંદના નાણાંપ્રકરણ ઉપર બ્રીટનના અંકુશ માટે આગ્રહ કરે છે, તેમણે સાબીત કરી બતા-વ્યું છે કે તેમને નાણાં પ્રકરણની કશીજ ગતાગમ નથી. તેમણે "અત્યાર સુધી સ્વાર્થ-સાધના અને ધનલોભની જ નીતી અખ-ત્યાર કરી હતી. તેનું પરીણામ હાલની આર્થીક આફતમાં આવ્યું છે."

બ્રીટીશ સત્તાધીશો હીંદનું "ગોલ્ડ રીઝર્વ" [સોનાનો સંચય] બ્રીટનમાં રાખે છે તેઓ હીંદનાં નાણાં વ્યાજના ઓછા દરે બ્રીટીશ બેંકરોને ઇન્ડીઆ ઓફીસ મારફતે ધીરે છે અને એ જ નાણાં મારફતે બ્રીટીશ બેંકરો પરદેશોમાં ધીરધાર કરીને નફો કરે છે. બીજા દેશના પૈસાનો પણ બ્રીટન એવો જ ઉપયોગ કરે છે. જર્મનીને બેંક ઓફ ઇંગ્લાંડે ઉંચા વ્યાજે નાણાં ધીર્યાં હતાં, પણ આ પૈસા ફ્રાંસ, અમેરીકા, હોલાંડ અને સ્વીટ-

# અને હિંદની આઝાદી

ઝરલેંડે બ્રીટનમાં અનામત મુકેલી રકમમાંથી ધીરવામાં આવ્યા હતા.

થોડા વખત ઉપર જર્મનીની આર્થીક આફત ભયંકર બની, ત્યારે ફ્રાંસ, સ્વીઝટઝરલેંડ અને હોલેંડે બ્રીટનમાંથી અનામત ઉપાડવાની શરૂઆત કરી હતી. અને પરીણામે બ્રીટનની હાલત બેહાલ બની ગઇ હતી. એક તરફ આ ઉપાડ તો ચાલુ જ હતો, ત્યારે બીજી તરફ જર્મનીને ધીરેલી ગંજાવર રકમ પાછી મળી શકે એમ ન હતું. આ આફત તો ફ્રાંસ અને અમેરીકા પાસે ૫૦ કરોડ પોંડની લોનને પ્રતાપે અટકી ગઇ હતી.

હવે ફ્રાંન્સ બ્રીટનની પરદેશનીતીથી અસંતુષ્ટ બન્યું છે, અને બ્રીટનને વધુ નાણાં ધીરવાને તે નારાજ છે. પરંતુ અમેરીકા બ્રીટનને હજી પણ વધુ રકમ ધીરવાને તૈયાર હતું, પણ તે એક જ શરતે: એ શરત કોઇ પણ ભોગે બ્રીટનનું અંદાજપત્ર સમતોલ કરવાની હતી. અમેરીકાની ફેડરલ રીઝર્વ બેંકના સત્તાધીશોએ બ્રીટનની બેંકના કાર્યકરોને સ્પષ્ટ શબ્દોમાં સુણાવી દીધું હતું કે: "જ્યાં સુધી બ્રીટનનું અંદાજપત્ર સમતોલ ન બને ત્યાં સુધી બ્રીટનને એક પણ પાઇની લોન અમેરીકામાંથી મળી શકે એમ નથી." આ દબાણને અંગે વડા વઝીરને પોતાના 'તડેવારો' રદ કરીને અંદાજપત્રને સમતોલ કરવાના મહાન કાર્યમાં ગુંથાવું પડયું હતું.

## ભારતમાં એવો દીર્ઘદર્શી રાજપુરૂષ ક્યાં છે?

:લેખક:

તારકનાથ દાસ

આમ હીંદના અગ્રેસરોએ ખાસ ધ્યાનમાં રાખવા જેવી બીના તો એ છે કે બ્રીટનને સુદ્ધાં આંતરરાષ્ટ્રીય ભલાઇ ઉપર–ખાસ કરીને અમેરીકાની સહાય ઉપર આધાર રાખવો પડે છે. જો બ્રીટનને અમેરીકા ઉપર આવી રીતે આધાર રાખવો પડતો જ હોય, તો હીંદને તો એ વીષે કેટલી કાળજી રાખવાની જરૂર છે?

બ્રીટનની સમાજવાદી સરકાર સભાસદોના મતભેદોને અંગે અંદાજપત્રને સમતોલ બનાવવાના કાર્યમાં નીષ્ફળ નીવડી, શીરસ્તા મુજબ મજુર સરકારે શહેનશાહ સમક્ષ પોતાનું રાજીનામું રજુ કર્યું. દેશની દશા એટલી ભયંકર હતી કે રાજા જ્યોર્જે મી. મેકડોનાલ્ડ [મજુરપક્ષ] મી. બોલ્ડવીન [ટોરીપક્ષ] અને સર હરબર્ટ સેમ્યુઅલ [લીબરલ] સાથે મસલત કરી. પરીણામ એ આવ્યું કે બ્રીટનમાં મેકડોનાલ્ડની સરદારી હેઠળ રાષ્ટ્રીય સરકારની સ્થાપના થઇ.

## [૨]

હવે આ રાષ્ટ્રીય સરકારની કાર્યવાહીને બરોબર સમજવાને માટે કેટલીક વસ્તુઓ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે.

(૧) પ્રથમ તો રાષ્ટ્રીય સરકારને અંદાજ-પત્રની સમતુલા સાચવવાના કાર્યમાં સહાયભુત નીવડે એવા ધારાધોરણના ઘડતરનું કાર્ય હાથ ધરવું પડશે. અલબત્ત, બ્રીટનના મજુરમહાજનો આવા કોઇ પણ પગલાંનો જબરજસ્ત સામનો કરશે, કારણ કે એથી બેકારોના લાભ ઉપર સીધો કાપ પડવાનો ભય ઉભો થશે. અંતે બ્રીટનમાં સામુદાયીક અસંતોષની જવાળા ભભુકી ઉઠવાનો પણ ભય ઉભો થશે. આગામી શીઆળામાં બેકારીને પરીણામે બ્રીટનમાં સાર્વત્રીક હડતાળ પડે તો પણ નવાઇ પામવા જેવું નથી.

(૨) અમેરીકાએ જર્મનીને ૩૦ કરોડ ડોલરથી પણ વધારે ગંજાવર રકમ ધારી છે; અને આ રકમ 'ડુલી'જ ગઇ છે એમ માનવામાં કંઇ ખોટું નથી. તે ઉપરાંત યુદ્ધરણ નીવારણને અંગે જુદાં જુદાં રાજ્યો પસે નીકળતી મોટી મોટી રકમો અમેરીકાને જતી કરવી પડશે, અને આને પરીણામે અમેરીકાને ૧૧૦ કરોડ ડોલરની ખોટ સહન કરવી પડશે.

આવા સંજોગોમાં અમેરીકા પણ બ્રીટનને વધુ લોન આપવાની હા નહીં પાડે–જ્યાં સુધી અંદાજપત્રને સમતોલ બનાવવાની અમુક શરતોનો સ્વીકાર ન થાય ત્યાં સુધી. "તેની સાથે અમેરીકાની મદદ વગર બ્રીટીશ સરકારની ઇમારત કકડભુંસ પડી ભાંગશે. તથી હાલની સરકારનો પ્રથમ ઉદ્દેશ તો અમેરીકાની સહાય સંપાદન કરવાનો છે."

(૩) આ ઉદ્દેશ સફળ કરવાને અર્થે એકવાર મીત્રરાજ્યો માટે જંગી લોનો મેળવી આપનાર અને અમેરીકાને મહાન વીગ્રહમાં ઉતરાવનાર લોર્ડ રેડીંગની બ્રીટનના પરદેશ-મંત્રી તરીકે પસંદગી કરવામાં આવી છે. લોર્ડ રેડીંગનું કાર્ય અતી મુશ્કેલ છે, પરંતુ તેઓ દેશની સારી સેવા બજાવશે એવી ઘણાને આશા છે.

(૪) અમેરીકાનો વીશ્વાસ સંપાદન કરવા ઉપરાંત ફ્રાંસને સમજાવવાનું મુશ્કેલ કાર્ય પણ આ સરકારને કરવાનું છે આ કાર્ય બહુ જ ભારે છે. છેલ્લા થોડા મહીનાઓ થયાં બ્રીટનની પરદેશનીતીનો પ્રવાહ જર્મની, ઇટલી અને બ્રીટન વચ્ચે એખલાસ સ્થાપવાની દીશામાં થયો છે. ફ્રાંસના વધતા જતા આર્થીક અને લશ્કરી સામર્થ્ય સામે સંઘબળની આ રાજનીતી છે. ફ્રાંસના રાજપુરૂષો ચકોર છે, અને તેઓ બ્રીટનના રાજપુરૂષોના આ દાવ સારી રીતે સમજે છે. તેમણે પણ આ દાવપેચની સામે પોતાનાં માત્રરાજ્યોને સહાય કરવા માંડી, અને રૂશીયા સાથેના સંબંધમાં પણ નવી નીતી અખત્યાર કરી. જ્યારે ફ્રાંસને જણાયું કે બ્રીટન પોતાનાં નાણાંનો ઉપયોગ જર્મનીને સબળ કરવાનાં કાર્યમાં કરે છે–અને જર્મની ફ્રાંસ સાથે સમજુત કરવાને ઇંતેજાર નથી–ત્યારે તેણે બ્રીટનમાંથી સઘળું સોનું ઘસડવા માંડયું અને પોતાની માગણીઓ તરફ ધ્યાન આકર્ષ્યું. હજી આ વીષે ચોક્કસ જાહેરાત થઇ નથી, તો પણ છેલ્લી લંડન પરીષદમાં ફ્રાંસનો સીક્કો સર થયો, અને તેને મનપસંદ સર્વ ઠરાવો પસાર થયા! બેસલી પરીષદમાં બેંક ઓફ ફ્રાંસના પ્રમુખ મો. મોરોએ પોતાની ખાસ સત્તાનો ઉપયોગ કરીને મહત્વના મુદ્દાઓનો ચુકાદો પોતાની તરફેણમાં અપાવ્યો.

ફ્રાંસના રાજપુરૂષો સમજે છે કે શસ્ત્ર-સંન્યાસના પ્રશ્ન નૌકાનીવારણ સંબંધી

બ્રીટન ઇટલીનો સાથ કરશે, અને લશ્કર વીષે જર્મની તરફ સહાનુભુતી દાખવશે. તેથી જ ફ્રાંસનાં પરદેશખાતાંએ જર્મની, ઇટલી, અને બ્રીટનના કાર્યક્રમથી વીરૂદ્ધ નીતીની જાહેરાત પ્રથમથી જ કરી દીધી છે. આ સર્વે બનાવો મજુર સરકારની કારકીર્દી દરમ્યાન જ બન્યા છે. હવે રાષ્ટ્રીય સરકારને પોતાના પરદેશમંત્રી અને નૌકાધીપતી મારફતે આ પ્રશ્નની વીચારણા ફ્રાંસને રૂચે એ રીતે કરવી પડશે—કે જેથી ફ્રાંસ અને બ્રીટન વચ્ચે વીશ્વાસ જામે, અને બીરાદરીનો નવો યુગ શરૂ થાય.

(૫) લોર્ડ રેડીંગ યહુદી છે અને અમેરીકાના તેમજ ફ્રાંસના યહુદી શરાફો અને રાજપુરૂષો સાથે તેમને સારી લાગવગ છે. જર્મનીમાં હુજેનબર્ગની સરદારી હેઠળનો રાષ્ટ્રીયપક્ષ અને હીટલરની સરદારી હેઠળનો રાષ્ટ્રીય—સમાજવાદીપક્ષ ફ્રાંસ અને યહુદીઓની વીરૂદ્ધ ભારે લાગણી ધરાવે છે. તેઓ ફ્રાંસ સામે સંઘબળની પણ ખુલ્લી હીમાયત કરે છે. લોર્ડ રેડીંગ આ તત્વો સાથે રમત નહી રમે. તેઓ કેવળ ફ્રાંસનો ટેકો સંપાદન કરવાનો જ પ્રયાસ કરશે.

વળી એ પણ જાણીતું છે કે સર ઓસ્ટીન ચેંબરલેન જર્મનીની વીરૂદ્ધ વીચારો ધરાવે છે. પોલાંડમાં વસતી જર્મન લઘુમતીઓ વીષે દા૦ સ્ટ્રૅસમેનની દલીલોની સામે પોલસનો સાથ કરનાર તેઓ જ હતા. "સર ઓસ્ટીનની પરદેશનીતી એંગ્લો—ફ્રેંચ ભાગીદારીને મજબુત બનાવવાની છે, અને નૌકા પ્રશ્નની બાબતમાં તો તેઓ ગુપ્ત કરાર—જે અમેરીકાની વીરૂદ્ધમાં હતા—કરવાની હદ સુધી પહોંચ્યા હતા. આ ગુપ્ત કરાર અમેરીકાના વીરોધને અંગે પડતા મુકવામાં આવ્યા હતા. તેથી એમ માનવામાં આવે છે કે સર ઓસ્ટીન ફ્રાંસ સાથે મીત્રાચારી સાંધવાના સર્વે પ્રયત્નો આદરશે—એ સીદ્ધી કંઇ સહેલી નથી. કારણ કે ફ્રેંચ રાજપુરૂષો ભાવનાશીલ નથી. તેઓ બ્રીટનને સહાય આપવા પહેલાં બ્રીટનના પરીવર્તનનો ચોખ્ખો પુરાવો માગશે, અને પરીણામે બ્રીટન ફ્રાંસની સામે કંઇ પણ કરવાને સમર્થ રહેશે નહી.

(૬) એ તો હવે સ્પષ્ટ જણાઇ આવે છે કે, બ્રીટનની રાષ્ટ્રીય સરકાર ખરેખર તો રૂઢીચુસ્તોની જ સરકાર છે. તેને વીનીતોનો સંપુર્ણ ટેકો છે, તે ઉપરાંત મેકડોનાલ્ડ, સ્નોડન અને થોમસ જેવા સમાજવાદના ઓઠાં હેઠળ છુપાયલા સાચા સામ્રાજ્યવાદીઓના તેને સાથ છે. અને સામ્રાજ્યવાદના સંરક્ષણના સ્પષ્ટ ઉદ્દેશને માટે જ તેને સત્તાના સીંહાસને સ્થાપવામાં આવ્યા છે.

## [૩]

હીંદ બ્રીટીશ સામ્રાજ્યનું કૌસ્તુભમણી છે. છલ્લી ત્રણ સદી થયાં બ્રીટીશ રાજનીતી [illegible]ને લક્ષમાં લંઇને નીયત થાય છે. ભુતકાળના લોર્ડ કર્ઝને જે માર્ગ અખત્યાર કર્યો [illegible] ભાવીમાં લોર્ડ રેડીંગ [illegible] કરશે. [illegible] બ્રીટનની નીતી લોર્ડ [illegible]ના વાઇસરોય તરીકેની કારકીર્દીને [illegible] આંકી શકશે. ટુંકમાં દુઃખી [illegible] આ સીધા વંશજ હીંદના લશ્કર, નાણાખાતા, અને પરદેશનીતી ઉપર બ્રીટનનો અંકુશ કાયમ રાખવાની હીમાયત કરશે. બાજી વર્તુલ પરીષદના પ્રમુખપદે તો મેકડોનાલ્ડ બીરાજે છે, પરંતુ હીંદ પરત્વે બ્રીટીશ રાજનીતીના અમર અક્ષરો તો લોર્ડ રેડીંગ અને સર સેમ્યુઅલ હોર—જેઓ ચર્ચીલ અને લૉઇડ સાથે વધુ સંમત થાય છે—ને હાથે જ લખાશે.

અત્યાર પહેલાં જ ફીડરલ તંત્રની પોકળતાનો કંઇક ખ્યાલ તો સી. વાય. ચીંતામણીએ પોતાના મુંબઇના ભાષણમાં આપી દીધો છે. બ્રીટીશ રાજપુરૂષો, હીંદી નરેન્દ્રો અને અન્ય રૂઢીચુસ્તોને હાર્દીક આલીંગન આપશે. મુસ્લીમ કોમીવાદીઓનો તેમને સદ્દર ટેકો મળશે. પ્રતીસહકારવાદીઓનો એક "ટુકડો" પણ બહુ મીઠો લાગશે.

બ્રીટીશ રાજપુરૂષો આ પરીષદ જેમ બને તેમ જલદી પુરી કરી નાખવા માગે છે. થોડી ઘણી ભેટ સોગાદો કરીને રાષ્ટ્રવાદીઓની સામે વીનીતોનું દળ તેઓ જમાવવા માગે છે. ફેબ્રુઆરીમાં શસ્ત્રનીવારણ પરીષદ મળે તે પહેલાં આ કાર્ય સમાપ્ત કરવામાં આવશે.

બ્રીટીશ રાજપુરૂષો ઇચ્છે છે કે જે રાષ્ટ્રવાદી હીંદીઓ સ્વતંત્ર હીંદના સ્વપ્નાં સેવે છે તેમને કચડી નાંખવાને માટે દેશી રાજાઓ, વીનીત રાજપુરૂષો અને કટ્ટર કોમીવાદીઓ માટે કંઇક કરવું જોઇએ.

જો હીંદી રાષ્ટ્રવાદીઓને થોડા મહીનાઓ સુધી બનાવી શકાય, અને બ્રીટન ઉપર ઉતરેલી આફત મટી જાય ત્યાં સુધી બ્રીટીશ માલના બહીષ્કારની ચળવળને દાબી રાખી શકાય, તો તો પછી બ્રીટન સાંસ્થાનીક સ્વરાજ્યની ભેટ કરવામાં પણ હાથ અટકાવ્યા વગર નહી રહે. જ્યારે બ્રીટનની આર્થીક દશા નબળી છે અને પરદેશો સાથેનો સંબંધ અનીશ્ચીત છે, ત્યારે હીંદી રાજપુરૂષોએ મજબુતાઇથી કામ લેવું જોઇએ. અલબત્ત, દેશી રાજાઓ, જમીનદારો અને બીજાઓ જેઓ બ્રીટનને પોતાના રક્ષક તરીકે માને છે—તેઓ તો જરૂર રાષ્ટ્રવાદીઓને બ્રીટનને હાનીકર માર્ગ નહી અખત્યાર કરવાને ખુબ સમજાવશે. પણ બ્રીટનની હાલની આફતનો લાભ લઇ શકે અને હીંદની આઝાદીનો રથ આગળ ધપાવી શકે એવો કુરાળ સુકાની આજે હીંદમાં ક્યાં છે?

[આ લેખ લખાયા પછી ગોળમેજીનું કામ શરૂ થઇ ગયું છે, અને સરકાર હજી પોતાની બાજી છુપી રાખે છે તે માટે ગાંધીજીએ સાફ સાફ શબ્દોમાં વીરોધ કર્યો છે.

બીજી તરફ બ્રીટનની આર્થીક દશા વધુ બગડી છે. પાઉન્ડના ભાવ અમેરીકામાંથી ગગડયા છે હોલેન્ડ કરોડો પાઉન્ડ લંડનના બજારોમાંથી ખેંચી લીધા છે, બેંકોના વ્યાજના દર ૪॥ ટકા ઉપરથી ૬ ટકે થાય છે. બ્રીટનમાં સોનાના વેચાણ પર અંકુશ મુકયા છે, અને પોર્લામેન્ટ ગભરાઇ છે. નવી ચુંટણીના ભણકારે પણ વધુ સાફ રીતે સંભળાય છે. છતાં હીંદ સાથેના વર્તનમાં બ્રીટીશ મુત્સદ્દીઓ જરા પણ ઢીલી દોરી મુકતા નથી. તંત્રી]



એકસોમાં નવાણું માણસો નાસ્તીક હોય છે. માત્ર તેઓ એ કબુલ નહીં કરવા, આસ્તીકવાદને નામે જુઠું બોલે છે.

...

હીંદુસ્થાન કાચું સોનું પકવનારો દેશ છે એ વાતો વારંવાર કરવાથી દેશના ચાર કરોડ બેકારોને શું લાભ થવાનો છે?

...

માનવજાતીનાં સંકટોમાં મુડીવાદે મોટામાં મોટો ભાગ ભજવ્યો છે.

આર્થીક મંદીની જનની આર્થીક આપખુદી જ છે.

# બ્રિટિશ પ્રધાનમંડળના પલટા

## બેકારો સામે બેંકરોનું કાવત્રું

: લેખક :

પી. જે. બી.



મોંટેગ્યુ નોરમન
કેમ્પ બેંકનો વડો.



મી. હેન્ડરસન
મેકડોનલ્ડનો માજી સાથી

લોમ્બાર્ડ સ્ટ્રીટમાં વસતા સંપત્તીવાનોની એકજ આજ્ઞાથી બ્રીટીશ પ્રધાનમંડળમાં પ્રચંડ પલટો આવ્યો છે. અમેરીકન બેંકરોના એકજ શબ્દે કામદાર સરકારના કડકા કરી નાખ્યા છે. પાઉન્ડની પ્રતીષ્ઠાને નામે ઇંગ્લેંડના પ્રધાન મંડળમાં થયેલાં પરીવંર્તને આખી આલમની નજર ઇંગ્લાંડ ઉપર આજે સ્થીર કરી છે.

અનેકરંગી અંદોલનોથી ઇંગ્લાંડનો રાજકીય સાગર અત્યારે ઉછાળી રહ્યો છે. જાણે ઇંગ્લાંડ ઉપર કોઇ મહાભયંકર આફત ન ઉતરી હોય તેમ શહેનશાહથી માંડીને સર્વ સચીવોએ ભારે દોડધામ આરંભી છે. પણ ઇગ્લાંડમાં એવું કંઇજ બન્યું નથી. નથી થયો ધરનીકંપ કે નથી આવ્યાં ટેમ્સ નદીમાં પ્રલયનાં પુર. માત્ર સામાન્ય જનસમુહને સમજાવવામાં આવે છે કે વેપારી બજારોમાં ઇંગ્લાંડની આંટ એકદમ ઘટી ગઇ છે. આ આંટ જાળવવા માટે પ્રધાનમંડળમાં પ્રચંડ પરીવર્તન કરવાની જરૂર પડી છે.

કહે છે કે ઇંગ્લાંડનાં અંદાજપત્રકમાં સમતુલના સ્થાપવામાં પેલા વીશ્વવીખ્યાત આંકડાના જાદુગર સ્નોડન સફળ નથી થયા. ૧૨ કરોડ પાઉન્ડની ભયંકર ખોટ આ મજુર સચીવને થથરાવી રહી હતી. એ ઉપરાંત ઇગ્લાંડની વડી બેંકમાંથી સોનાનો ઉપાડ થવા લાગ્યો હતો, વેગથી બ્રીટીશ મુડી અમેરીકા અને ફ્રાન્સ તરફ જઇ રહેતી હતી. અને તેથી ઇંગ્લાંડની વડી બેંકને ખાસ ફ્યુડીશીઅરી નોટસ કહાડવાની સત્તા આપવી પડી હતી. આમ એક બાજુ લંડનની વડી ઓફીસનો સોનાનો સંચય ન્હાનો બનતો હતો, પાઉન્ડ બહાર જતા હતા, અને પરદેશમાંથી અને ખાસ કરીને અમેરીકાના આર્થીક શાસકો સહાય આપવામાં આનાકાની કરવા લાગ્યા.

આ સંજોગોમાં અમેરીકાની આર્થીક સહાયની યાચના કરવા માટે ઇંગ્લીશ બેંકના વડા મી. નોરમન કેમ્પે કેનેડાના પ્રવાસના ઓઠાં નીચે ક્વીબેકની મુલાકાત લીધી હતી. આ મુલાકાતમાં પરીવર્તનના બીજ રોપાયાં હતાં. કામદારપક્ષનું અખબાર 'ડેલી હેરલ્ડ' જણાવે છે તે પ્રમાણે, આર્થીક સહાય આપતાં પહેલાં અમેરીકન સરકારે ઇંગ્લાંડના રાજપુરૂષોને તેમનું બજેટ સમતોલ કરવાની સુચના કરી હતી. એટલે કે, અમેરીકન સહાયની એ એક પુર્વ શરત હતી. સંભળીત છે કે

કામદારપક્ષના આ મુખ્ય વાજીંત્રની આ વાર્તા સાચી હશે. આ ઘટના સાથે સંકળાયેલા બીજા બનાવો ઉપલા અનુમાનને જરૂર ટેકો આપે છે. હકીકત પણ એજ કહે છે કે પ્રધાનમંડળના પલટા પછી તરત જ અમેરીકન બેંકર મી. ગોરગને ઇંગ્લાંડને મ્હોટી રકમની લોન આપી હતી. તેમ જ મી. મેકડોનાલ્ડના ભાષણમાં પણ બેંકરોએ ભજવેલા ભાગ સંબંધી અનેક શબ્દો ઉચ્ચારાયા છે. આ સર્વ વસ્તુઓને એક સાથે મુકીને વીચારીએ તો ખાત્રી થશે કે અમેરીકન બેંકરોએ પ્રધાનમંડળના પરીવર્તનમાં ખુબ અગત્યનો ભાગ ભજવ્યો છે અને તે તે સત્ય જ હોય તો આજે અમેરીકન મુડીનો વીજયડંકો બ્રીટનના બજારમાં વાગ્યો છે.

છેલ્લા પાંચ વર્ષનો ઇતીહાસ બતાવે છે કે બ્રીટનનું આર્થીક બળ દરેક દીવસે તુટતું જાય છે. એક વખત સારીય આલમમાં મશહુર બનેલા ધનવાન ઇંગ્લેંડને અમેરીકા પાસેથી આર્થીક સહાય માંગવી પડે એ વસ્તુ જ બ્રીટનના સામ્રાજ્યવાદનાં પતનની ચોકખી નીશાની છે. વીશ્વના વ્યાપારી ક્ષેત્ર તેમ જ નાણાં ક્ષેત્રમાંથી યુનીયન જેકના અધીકાર ઉતરતા જાય છે. તેનો તેજસ્વી દમામ ઘટતો જાય છે. આજે બ્રીટન પાસે પુરતું નાણું પણ નથી, એ વસ્તુ જ સામ્રાજ્યવાદના સીધા પતનની એક સાબીતી છે. કારણ કે સામ્રાજ્યવાદ ટકે છે પરદેશમાં નાણાં રોકવાની શક્તી પર. સામ્રાજ્યવાદ સજીવ છે એશીયાના શોષણ પર. આ શોષણનો પીછો કરવા માટે એશીયાને વધુ યંત્રમય કરવાની બ્રીટનની અશક્તીમાં આજની આર્થીક સંકડામણનાં મુળ રહેલાં છે.

જર્મન પ્રજાના આર્થીક ઉલ્કાપાત પછી થોડા જ દીવસમાં બ્રીટનમાં પણ આવો જ ઝંઝાવાત શરૂ થશે એવી કોને કલ્પના હતી? છતાં જર્મનીને પગલે આજે બ્રીટન પણ અમેરીકા તરફ આર્થીક સહાય માટે આંખ ફેરવે છે. એક બાજુ બ્રીટીશ ઉદ્યોગો અને બ્રીટીશ મુડી ઉપર આર્થીક મંદીની કાળી આફત ઉતરી છે. ત્યારે બીજી બાજુ ખુદ ઇંગ્લાંડમાં પણ ઉદ્દામ ચળવળ વધુ વેગથી ચાલતી જાય છે. બ્રીટનના સામ્રાજ્યમાં વસતી પરાધીન પ્રજાઓએ સ્વાતંત્ર્યની ઉદ્‌ઘોષણા કરી છે. આફ્રીકાની કાળી પ્રજાએ સામ્રાજ્યવાદ સામે જંગ માંડયો છે. અરબસ્તાન, પેલેસ્ટાઇન, અને ઇજીપ્ત આજે અસંતોષની આગથી સળગી ઉઠ્યાં છે. અને આવી કટોકટીની ક્ષણમાં બ્રીટીશ તીજોરીના તળીયાં દેખાયાં છે. અંદાજપત્રક સમતોલ બન્યું નથી. અને ૧૨ કરોડની પ્રચંડ ખોટ બ્રીટનના ખજાનચીને ડારી રહી છે.

એટલેથી જ આ શોકની કથા સમાપ્ત નથી થતી. આજે ઇંગ્લેંડ પાસે પોતાના ઉદ્યોગોની પુનર્રચના કરવા માટે પણ પુરતા પૈસા નથી. આજે તેમના ઉદ્યોગોમાં નવાં યંત્રો આણી નવો પ્રાણ સીંચવાનાં પણ દામ નથી. જો ઇંગ્લાંડ પાસે પુરતું આર્થીક બળ હોત તો અમેરીકાની હરીફાઇમાં ટકવા માટે તેમણે કયારનાંય નવાં યંત્રો વસાવ્યાં હોત. આ આર્થીક શક્તીનો સીધો અભાવ આજે બ્રીટીશ મુડીવાદીઓને રેશનાલાઇઝેશનની દુષ્ટ પ્રવૃત્તીને અમલમાં મુકતો અટકાવી રહ્યો છે. આ બધાની સાથે ઇંગ્લાંડમાં ઉપરાવેલી હીંદી લોનનો બનાવ લક્ષમાં લો. સાડા ૭ ટકાના વ્યાજ છતાં નવી લોન નીષ્ફળ કેમ ગઇ? આ સઘળી વસ્તુઓનો સરવાળો કાઢીએ તો ખાત્રી થશે કે, ઇંગ્લાંડની આર્થીક સંગીનતા બહુ જલ્દીથી હવે તુટતી જાય છે.

આ ભયંકર કટોકટીના કાળમાં ઇંગ્લાંડને પણ ખુબ સહન કરવું પડયું છે. કાચા માલના ભાવના ઉતરવા સાથે ઇંગ્લાંડના વેપારને પણ અપાર નુકસાન થયું. સંસ્થાનોમાં ઉદ્યોગોના ઉત્થાન સાથે ગ્રેટબ્રીટનના ઉદ્યોગોને પણ સખત ફટકો પડયો.નફાનો સંચય ઓગળતો ચાલ્યો. તેનું પ્રમાણ વેગથી ઘટી ગયું. અને બ્રીટનના માલદારશાહીએ નફાને અભંગ રાખવા માટે યોજનાઓ કરવા માંડી. શાહી પસંદગી અને આંતર સામ્રાજ્ય વહેપાર એ બે યોજનાઓનો અડધો પડધો અખતરો યે થયો, પણ કાળના એરણ ઉપર આ યોજનાઓ પણ સામ્રાજ્યવાદના નફાને ચીરંજીવ રાખવાના ધાટ ઘડવા અશક્ત નીવડી.

આખરે આ સંજોગોમાં બીજા મુડીવાદીઓ કરે છે તેમ બ્રીટનના મુડીવાદીઓએ પણ કામદાર વર્ગના જીવન ઉપર કાપ મુકવાનો નીરધાર કર્યો પણ, ઇંગ્લાંડના કામદારોના જીવન ઉપર આક્રમણ કરવાનું કામ કંઇ દીસે છે તેટલું સરળ નથી. સંગઠીત કામદાર સમુહનો સામનો કરવાને માટે તેઓએ પછી વ્યવસ્થીત જાળ ગોઠવવા માંડી.

આ આખી પ્રંપચજાળના પહેલા પગથીયાં તરીકે કામદાર સરકારને સત્તાના સીંહાસન પરથી ઉથલાવી પાડવાનું નક્કી થયું. તરત જ આર્થીક મંદીના અસહ્ય સંજોગોનું નાટક શરૂ થયું. આર્થીક કમીટીએ બેકાર કામદારોને મળતી મદદ ઉપર કાપ મુકવાનો સીધો નીર્ણય કરી, કામદાર પ્રધાનમંડળના પતનનો માર્ગ સરળ કરી આપ્યો. ૧૨ કરોડની ખોટને પુરવાનો માર્ગ સુચવવા માટે નીમાયેલી કમીટીએ લગભગ ૯ કરોડ તો કામદાર સમુહને મળતી મદદમાંથી જ લેવાના ઠરાવ્યા! આ આર્થીક કમીટીએ શીક્ષકોના પગાર ઘટાડયા, ડોકટરોના પગાર ઘટાડયા, સરૂં છે કે ઇંગ્લાંડના સરકારતંત્રના હાથમાં કોઇ ઉદ્યોગો નથી, નહીં તો તે કામદારોના પગાર પણ જરૂર કાપત.

પણ આમ કરવાનો હેતુ એ છે કે સરકાર આથી અન્ય મુડીવાદીઓને પગાર ઘટાડવા સંબંધી એક જાહેર સીગ્નલ આપે છે. કામદારોની કંગાલ કમાણી પર કાપ મુકવાના મલીન મનોરથથી પ્રેરાઇને કરવામાં આવેલા આક્રમણનું આ પહેલું પગથીયું છે, કામદાર સરકારના પતનનો મુળ અર્થ આ છે, આ આખી યે ઘટનાનું પ્રેરણાબીંદુ અહીં છે.

અને આ ઘટનામાં મેકડોનાલ્ડ શું ભાગ ભજવે છે? આ મજુર મહારથી કહે છે કે રાષ્ટ્રની આપદ્ વેળાએ સઘળી વ્યક્તીઓએ સાથ આપવો જોઇએ. એક વખતના મજુરોમાં માનીતા થઇ ગયેલા મેક હવે જણાવે છે કે, આર્થીક સંકડામણની આ વેળામાં દરેક જણે સરખે હાથે સાથ આપવો જોઇએ. પણ આપણે જાણીએ છીએ કે રાષ્ટ્ર એ માત્ર માયા છે. વસ્તુતઃ માત્ર બે જ વર્ગ અસ્તીત્વ ધરાવે છેઃ શ્રમજીવીઓ અને સંપતીવાનો. એમ છતાં કલ્પી લઇએ કે મી. મેકડોનાલ્ડ આ બંને વર્ગમાંથી એક પણ વર્ગના નથી અને કોઇ તટસ્થ આકાશમાં વસતી જાતીના એ પ્રતીનીધી છે, તો પણ ૧૯ કરોડ ૬૫ લાખ અને ૭૮,૦૦૦ પાઉંડની ખોટમાં ૮ કરોડ પાઉંડ કામદારોના ગજવામાંથી લઇ લેવામાં આવે તે વસ્તુ શી રીતે વ્યાજબી ઠરી શકે તે જરા પણ સમજી શકાય તેમ નથી. લગભગ એમ કહી શકાય કે કામદારો ઉપર જ કરકસરની કુહાડી ઉતરી છે. આ સત્ય તો આંકડાઓ પોતાની જાતે જ ઉચ્ચારે છે.

પણ મેકડોનાલ્ડ તો મજુરબુરખા તળે સંપત્તીવાનોનો સીધો પ્રતીનીધી છે. સામ્યવાદીઓએ આ બુરખાંને અનેકવાર ભેદીને તેના નગ્ન સ્વરૂપમાં વ્યક્ત કર્યો છે. અનેક વાર મેકડોનાલ્ડે પોતાના ખરાં સ્વરૂપની જાણ જગતને કરાવી હતી. છતાં તે અતી સફળતાપુર્વક સર્વને છેતરી શકતો. આજે આ બુરખાને ફેંકી દેવાની મેકડોનલ્ડને ફરજ પડી છે. આ ઘટનાનું આ એક સુંદર પરીણામ છે. મેકડોનલ્ડને હવે 'દ્રોહી'નું ઉપનામ કયારનુંય મળી ચુકયું છે. અને હવે 'દ્રોહી' તેના ખરા સ્વરૂપમાં ઇંગ્લેંડની કામદાર જનતા આગળ જાહેર થયો છે.

આ પ્રસંગથી હવે શું થશે? એ કલ્પના આજે અનેકના મનમાં રમી રહી છે. મેકડોનાલ્ડ ખુલ્લી રીતે શત્રુદળમાં જતાં, હવે તેના માનસવાળા માટે મજુરવાદનો બુરખો ઓઢવો અશકય બન્યો છે. આવી વ્યકતીઓને હવે તેમના ખુલ્લા સ્વરૂપમા આવવાની ફરજ પડશે. એટલુંજ નહીં પણ કામદારો પણ હવે આવા દંભી મજુરવાદથી અળગા ખસી, તેમના હીત માટે સતત યત્ન કરતા ઉદ્દામ શ્રમજીવીઓના વાવટા નીચે ભેગા થશે. આ ઘટનાનાં વહેણ લોકજાગૃતીના માર્ગને ઉદ્દામ પંથે લઇ રહ્યાં છે. નવી સુચનાઓ સામે બેકારોએ કહાડેલાં સરઘસો, બ્રીસ્ટલ શહેરમાં ટ્રેડ યુનીયન પરીષદે કરેલો સખ્ત વીરોધ અને નૌકાદળમાં વ્યાપેલો અસંતોષ આજે પ્રચંડ પ્રત્યાઘાતનું સારું સુચન આપે છે. આ વ્યવસ્થીત આક્રમણનો સામનો કરવા માટે કામદારો તત્પર બન્યા છે એટલુંજ નહીં પણ સરકારની કરકસરની ભલામણોનો મક્કમ વીરોધ કરવા માટે સમગ્ર શ્રમજીવી સમુહને હાકલ પાડી છે.

...

જ્યારે મેકડોનાલ્ડે પોતાનો બુરખો ફેંકી, દઇને સામ્રાજ્યવાદનો સંપર્ક સાધ્યો છે ત્યારે તેના સાથીઓએ જુની રીત પાછી અજમાવી છે. મી. હેન્ડરસન અને મી. કલાઇન્સ, મી૦ બેન અને મી. લેન્સબરી આજે પ્રધાનમંડળથી વીખુટા થયા છે. શા માટે? કોઇ કલ્પના કરશે કે તેઓ પ્રામાણીક મજુરવાદીઓ હશે, કોઇ વીચાર કરશે કે તેઓ કામદાર વર્ગના ખરા હીતવાંચ્છુઓ હશે. પણ એમ ખરેખર છે? આ નરવીરો શું કામદારોનું ખરૂં હીત ધરાવનારા મહારથીઓ છે? તદ્દન નહીં. જો તેઓ તેમ હોત, તો સામ્રાજ્યવાદી યોજનામાં તેઓ સહકાર શી રીતે આપી શકે? શું મજુર મંત્રી મી. બેને આઝાદી માટે આડંબર કરતા વીશ્વવંદ્ય મહાત્માજીને પકડવાની પરવાનગી નથી આપી? શું આજે હીંદમાં અનેક સ્વતંત્રતાપ્રેમીઓ જેલમાં નથી? અરે! હીંદને ક્ષણભર વેગળું કરીએ. ઇંગ્લાંડના કામદારોનું તેમણે કેટલું હીત કર્યું છે? આ જ પ્રધાનમંડળના સમયમાં કોલસાની ખાણમાં કામ કરવાના કલાક ૭ll રહ્યા છે. આ જ પ્રધાનમંડળના વખતમાં ટ્રેડ યુનીયન બીલને મારી નાખવામાં આવ્યું છે. આ જ પ્રધાનમંડળના વખતમાં માન્ચેસ્ટરની મીલોમાં પડેલી હડતાલ વખતે મજુરોને સીધો અન્યાય કરવામાં આવ્યો છે. આ તે જ હેંડરસન, બેન, અને કલાઇન્સ છે કે જેમણે ન્યુ સાઉથ વેલ્સની કોલસાની ખાણને તોડી પાડવામાં સક્રીય સહાય આપી હતી! અને હેન્ડરસને જીનીવામાં જઇને અંતીમ સામ્રાજ્યવાદી તરીકેનો દેખાવ નહોતો કર્યો શું? આ સામ્રાજ્યવાદી સજ્જનોએ આજે જુની રમત પાછી આરંભી છે. તેઓએ કામદારોને ઉદ્દામ બનતા અટકાવવાને માટે મજુરવાદનો બુરખો કાયમ રાખ્યો છે. તેઓ મેકડોનાં

સ્ડને હવે 'દ્રોહી' કહે છે. પણ તેઓ તો હજુ પણ મજુરજનતાને છેતરીને તેમનો દ્રોહ ચાલુ રાખી રહ્યા છે.

કરકસરની કુહાડી પર કટ્ટર લડત આરંભવા મી. હેન્ડરસન હવે તત્પર થયા છે. કારણ કે તેઓની ખાત્રી છે કે કોન્ઝરવેટીવ અને લીબરલોની ભેગી સંખ્યા સામે તેમનો વીરોધ નકામો જ નીવડશે. એટલે માત્ર દેખાવ કરવા ખાતર જ હવે મી. હેન્ડરસન પાર્લામેન્ટના હોલ ગજાવશે! જો મી. હેન્ડરસન ખરેખર પ્રામાણીક હોત તો ઇંગ્લાંડમાં સામાન્ય હડતાળ પાડી સરકારનો સામનો કરવાની ધમકી પણ આપી હોત. પણ આવું અસરકારક પગલું યોજવાનું તેમને નથી સુઝ્યું. સંભવ છે કે તેમને તે કદી પણ નહીં સુઝે. સામ્રાજ્યવાદીઓ પોતાના વર્ગ તરફ હંમેશાં પ્રમાણીક હોય છે!

આ આખી યે ઘટનાને ગાંધેથી અવલોકીએ તો જણાશે કે કામદાર સમુહને હજુ થોડો વખત છેતરવા હેન્ડરસન સફળ થશે. તે સામ્રાજ્યવાદી સ્નેહ ઉપર મજુરવાદની વીશાળ ચાદર ઓઢવામાં હાલ તો સફળ નીવડયો છે. આ સફળતામાં તેની શક્તી રહેલી છે. પણ આ શક્તી હવે કયાં સુધી ટકશે?

આખી યે પૃથ્વી પર સમુહજાગૃતીનાં ધસમસતાં વહેણ ચાલ્યાં આવે છે. આખાં ને આખા ખંડોને તે ઘેરી વળ્યાં છે. તેમના અંદોલનો સીમાહીન સાગરને પણ ઓળંગી ગયાં છે. આજે સામ્રાજ્યવાદી વીલાયતમાં કારખાનામાં કચડાતો કામદાર સમુહઆંખો ચોળતો કંઇક નવીન દ્રશ્ય નીહાળી રહ્યો છે. હેન્ડરસનની મોહક ભાષા તેને મુગ્ધ કરી શકે તેમ નથી. મી. બેનનું મનોરમ્ય વદન તેમની પેટની ક્ષુધા સંતોષી શકે તેમ નથી. લગભગ ૯ કરોડ પાઉન્ડ તેનાં ખીસામાંથી ઝુંટવી લેવામાં આવ્યા છે. તેને મળતા સુકા રોટલામાંથી પણ સરકારે કકડો લઇ લેવાની આ યોજના રચી છે. અને તેથી જ કામદાર સમુહ આ સખત હારનો સામનો કરવા જરૂર જ કડક પગલાં લેશે એવી આગાહી કરવી એમાં જરા યે અતીશયોક્તી નથી.

પ્રધાનમંડળના આવા પલટા હીંદી રાજકારણઉપર જરાય અસર કરતા નથી એ તો ભુતકાળનો અનુભવ છે. અનેક વ્યાસપીઠો પરથી અતી મોટા સ્વરોએ ઉચ્ચારવામાં આવ્યું છે કે જ્યાં સુધી હીંદના રાજકારણને લાગેવળગે છે ત્યાં સુધી તો સર્વ પક્ષો એક-સંમત છે. આ સંબંધી અનેકવાર જોરશોરથી ઉચ્ચારવામાં આવ્યું છે, ખુદ વર્તુલ પરીષદમાં ત્રણે પક્ષોના પ્રતીનીધીઓ બઠા છે.

એટલે હીંદની દ્રષ્ટીએ તેમ જ વર્તુલ પરીષદની દ્રષ્ટીએ પ્રધાનમંડળમાં થયેલા આ પલટાની ઝાઝી અસર નથી. દમનનીતીની દ્રષ્ટીએ પણ ખાસ આનંદ કે શોક કરવાનું કારણ નથી. ક્રુરમાં ક્રુર સરકારને પણ શરમાવે તેવી દમનનીતી મજુરપક્ષે હીંદમાં, અરબસ્તાનમાં, પેલેસ્ટાઇનમા અને ખુદ ઇંગ્લેંડમાં અદરી છે. એટલે તે દ્રષ્ટીએ વધુ વીચાર કરવો અત્રે અસ્થાને છે.

એ બધાના ઉપસંહારમાં એટલું જ કહી શકાય કે સમગ્ર જગતભરમાં વ્યવસ્થીત રીતે મજુરોના જીવન પર આક્રમણ કરવાના કાવતરાં હવે વધુ બળવાન બને છે. અમેરીકા આજે પોતાના આર્થીક બળના પ્રતાપે આખા જગતને આ માર્ગ ઉપર જવાનું દબાણ કરી રહ્યુ છે. આજે ઇંગ્લેંડ આ માર્ગ લે છે. આવતી કાલે ફ્રાંસ અને ઇટાલી લેશે. જર્મનીએ તો એ માર્ગ કયારનો ય લીધો છે. પણ આ માર્ગનાં શું પરીણામ આવશે તે તો ભાવી ઇતીહાસ જ કહી શકે. ગમે તેમ, પણ આવતા વર્ષનો ઇતીહાસ કંઇક અજબ બનાવોની આગાહી આપી રહ્યો છે.

# મૃત્યુની મુંઝવણ

:ટુંકી વાર્તા:

:લેખક:
પી. જે. બી.

ઝારના લશ્કરમાં એક સૈનીક હતો. કેટલા ય વર્ષો સુધી તેણે વફાદારીથી સેવા કરી. નોકરી કરતાં કરતાં છેવટે ૨૫ વર્ષ પણ પુરાં થયાં. પણ આ વૃદ્ધ બનતા સૈનીકને આરામ આપવાની વાત કોઇએ ન ઉચ્ચારી.

સૈનીક બીચારો વીચારવા લાગ્યો. જીવનના ભુતકાળ તરફ દ્રષ્ટી કરી. પોતાની સ્વચ્છ કારકીર્દી જોઇ. આખરે હંમેશની માફક નશીબને દોષ આપીને મનને શાંત કર્યું.

'આ બધાનો શું અર્થ?' મેં કેવી સરસ અને સતત સેવા કરી. અણનમ ભકતીભાવે મેં નોકરી કરી. ઝારના સેનાપતીઓએ કહ્યું તેનાં ગળાં કાપ્યાં છતાં મ્હને હવે આરામ આપવાનો શબ્દ પણ કોઇ ઉચ્ચારતું નથી!

'ત્યારે નાશી જાઉં?' પળમાં વીચાર પ્રગટ્યો અને તરત જ અમલમાં મુકવાનો તેણે નીર્ણય કર્યો.

તે નાઠો. પગમાં જેટલું જોર હતું તેટલું એકત્ર કરીને તેણે દોટ મુકી. આગળ ને આગળ. અણઅટક્યો તે આગળ ને આગળ જવા લાગ્યો. આથડતાં આથડતાં તેને પરમેશ્વર મળ્યા. 'અલ્યા કયાં જાય છે?' ભગવાને પ્રશ્ન કર્યો.

'ઓ પ્રભુ! સમ્રાટ ઝારની સેનામાં મેં પુરાં પચીસ વર્ષ વીતાવ્યાં. નથી કર્યો ગુન્હો કે નથી ભોગવી એક પણ શીક્ષા. સેનાપતીની આજ્ઞાઓ મ્હેં પુરેપુરી પાળી છે, છતાં મ્હને આરામ આપવાને માટે તેઓ ના પાડે છે. આથી હું ન્હાસી જાઉં છું!'

'એમ! તેં મ્હારા અંશ જ ઝારની સેવા કરી! ઠીક ત્યારે સ્વર્ગમાં જા. ત્હારે માટે સુખના સઘળાં સાધનો મેં ત્યાં સરજાવ્યાં છે.

અને સૈનીક ચાલ્યો ઉંચે ને ઉંચે. સ્વર્ગનાં દ્વાર તેના માટે ઉઘડી ગયાં. પરીઓના પ્રદેશમાં પૃથ્વીનો માનવ પધાર્યો

## ૨ સ્વર્ગમાં

'કેવું સુંદર!' કેવું સરસ! કેવું મનોહર!

સૈનીકના મગજમાં વીજળીની ઝડપથી વીચારો આવવા લાગ્યા. આવું સરસ ધામ. પણ અરે અહીં તંબાકુ કેમ મળતી નથી! 'અરે ઓ દેવ! તંબાકુ કયાં મળશે તંબાકુ?'

દેવ તો ખડખડાટ હસી પડયો. "તંબાકુ! અરે મુર્ખ, હજુ તું એમ માને છે કે તું સૈનીક છે? અરે અજ્ઞાન, આ સ્વર્ગ છે સ્વર્ગ!"

'ત્યારે દારૂ પણ નહીં મળી શકે?'

'ના'

'સ્હા કે કોફી?'

'ના'

'ત્યારે આ સ્વર્ગ કેવું?'

'તમો માનો તે.'

'ત્યારે મ્હારે તો અહીં નથી રહેવું!'

'જેવી તમારી ઇચ્છા' દેવે દરવાજા તરફ આંગળી ચીંધી. પૃથ્વીનો માનવ પાછો પૃથ્વી પર આવ્યો, અને તેણે ચાલવાં જ માંડ્યું. સ્હા, બીડી, કે તંબાકુ વીનાનું સ્વર્ગ તેને વસવા યોગ્ય ન લાગ્યું.

પાછા પ્રભુ મળતાં સૈનીકે પોતાની ફરીયાદ કરી.

'સ્વામીનાથ! તમારા સ્વર્ગનાં સુખ મ્હારે ન જોઇએ. ન મળે તેમાં તંબાકુ કે દારૂ. એ સ્વર્ગ તે શું કામનું?'

'ઠીક, ત્યારે આ ડાબે રસ્તે જા! ત્યાં ત્હને તંબાકુ અને દારૂ પણ મળશે!'

થોડી ક્ષણ પછી શેતાનનાં બારણાં કોઇએ ખખડાવ્યાં.

'કોણ!'

'હું.'

'ઓહો. આવો, આ......વો!' સુંદર સ્વાગતથી શેતાને આવકાર આપ્યો.

'અહીં તંબાકુ મળશે?'

'જરૂર.'

'અને દારૂ પણ?'

'ખચીત.'

'ત્યારે તો મ્હને અહીં ફાવશે.'

થોડીક ક્ષણો વીતી ગઇ, સૈનીક તો આનંદથી વસવા લાગ્યો. એટલામાં તેને એક વીચાર આવ્યો. આનંદથી તેના મ્હોંઢા ઉપરની કરચલીઓ નાચી ઉઠી,

તેણે ગજ લઇને જમીનને માપવા માંડી.

'શું કરે છે?' શેતાને સવાલ કર્યો.

'પ્રભુનાં પ્રાર્થના મંદીર બાંધવા માટે જમીન માપું છું.'

'અરે, એ અહીં નહીં ચાલે.'

'કેમ વારૂ?'

'પ્રભુનું નામ પણ અહીં નહીં લેવાય!'

'શા માટે? હું તો તેનું પ્રાર્થનામંદીર બાંધીશ જ.'

શેતાન અકળાયો. સૈનીકની હાજરીથી તેની મુંઝવણ વધી. આ મુંઝવણનો ઉકેલ લાવવા તે સીધો પ્રભુની પાસે ગયો. આખરે પ્રભુએ રસ્તો બતાવ્યો. શેતાને એક લશ્કરી પડઘમ લીધી, જહન્નમના બારણાની બહાર જઇને જોરથી પડઘમ વગાડવા માંડી.

'ધમ...ધમ...ધમ...' લશ્કરી પડઘમનો રણકાર સાંભળતાં જ સૈનીકને આવાહન યાદ આવ્યું. સંગ્રામના આમંત્રણના આ નાદ શ્રવણે પડતાં જ સૈનીક સફાળો ઉઠ્યો. એક જ દોટે તે જહન્નમની બહાર આવ્યો. શેતાને બારણું બંધ કરી અંદરથી સાંકળ મારી દીધી.

પૃથ્વીનો માનવ જહન્નમમાં પણ ન વસી શક્યો.

પાછો પ્રભુ સમક્ષ હાજર થઇને સૈનીકે કહ્યું. 'મહારાજ, ત્હમારા નર્કમાં પણ મ્હને સ્થાન ન મળી શક્યું!'

'ઠીક હવે હું શું કરૂં? મ્હેં ત્હને સ્વર્ગમાં મોકલ્યો અને તે ત્હને ગમ્યું નહીં નર્કમાં મોકલ્યો તો ત્યાં તું રહી શક્યો નહી'

'મહારાજ, મ્હને આપના દ્વાર ઉપર પહેરેગીર નીમો.'

'વારૂ, જો કોઇને અંદર આવવા દઇશ નહીં.'

'મહારાજ, જુના સૈનીકને તેમાં શીખવવું નહીં પડે.'

એટલામાં મૃત્યુ કુદતું કુદતું પ્રભુનાં આવાસ આગળ આવ્યું.

'કોણ! ખબરદાર!'

'એ તો હું મૃત્યુ છું. હવે કોના પ્રાણ હરવા તે માટે આજ્ઞા લેવા આવ્યો છું.'

'ભાઇ, જરા પળવાર ઉભો રહે. હું પ્રભુને પુછી આવું.'

'ઠીક.'

સૈનીક અંદર ગયો.

'પ્રભુ, દ્વાર પર મૃત્યુ ઉભું છે. હવે કોના પ્રાણ લેવા તે માટે ત્હમારી આજ્ઞા વાંચ્છે છે.'

'ઠીક, મૃત્યુને કહે કે આવતાં ત્રણ વર્ષમાં માત્ર વૃદ્ધ પુરૂષોનો જ સંહાર કરે'

'જેવી આજ્ઞા' કહી સૈનીક વીદાય થયો. પળવાર તેના મગજમાં કલ્પના ઉત્પન્ન થઇ. તેનાં વૃદ્ધ સગાંઓ તેની દ્રષ્ટી સમીપ તરવરવા લાગ્યાં. ત્હેનાં વૃદ્ધ માતા અને પીતા તત્કાળ યાદ આવ્યાં. અરે આ સર્વ મરી જશે! ત્હેની આંખે અંધારાં આવ્યાં. સકળ સૃષ્ટી તેને ભમતી જણાઇ.

'ભગવાને શી આજ્ઞા આપી?' મૃત્યુએ સવાલ કર્યો.

'કહ્યું છે કે જંગલમાં જઇને જેટલાં જુનાં ઝાડ છે તેનો ત્હમારે સંહાર કરવો!' સૈનીકે અસત્યનો આશ્રય લીધો.

'અરે એમ તે હોય?'

'પ્રભુની આજ્ઞા છે!' એક અસત્યે બીજું અસત્ય બોલવાની ફરજ પાડી.

'જેવી આજ્ઞા.'

પોતાનાં માતાપીતા આખરે મૃત્યુભયથી ઉગર્યાં છે તે જાણી તેને આનંદ થયો. પણ ત્રણ વર્ષ તો તત્કાળ પસાર થઇ ગયાં. એક પસાર થતી કલ્પનાની માફક કાળ પણ વહી ગયો. અને મૃત્યુ પાછું કુદતું અને નાચતું પ્રભુના આવાસ આગળ આવીને ઉભું.

'અરે, પહેરગીર, જરા પ્રભુને જઇને પુછી આવને કે હવે કોને મારી નાંખવાનાં છે?'

'ઉભો રહે'

પહેરગીરના પેટમાં વસવસો ઉત્પન્ન થયો.

'પ્રભુ, મૃત્યુ પુછે છે કે હવે કોનો સંહાર કરવાનો છે?'

ક્ષણભર વીચાર કરીને પ્રભુએ કહ્યું: એને કહે કે હવે ત્રણ વર્ષ સુધી જુવાન વ્યક્તીઓનો જ સંહાર કરે!'

'જેવી આજ્ઞા.'

પણ પછી સૈનીકની આંખે અંધારાં આવ્યાં. અરે મ્હારા જુવાન ભાઇઓ નાશ પામશે! તેની આંખે પાછાં અંધારાં આવ્યાં. ત્હેના પ્રેમના આધાર એવા ન્હાના ભાઇઓના સંહારની કલ્પના તેનાથી સહન થઇ શકી નહી.

'ભગવાને શું આજ્ઞા આપી છે?'

'ભાઇ, કહ્યું છે કે જંગલના સર્વ જુવાન વૃક્ષોનો ત્હારે સંહાર કરવો.'

'એમ તે બને?'

'પ્રભુની આજ્ઞા છે.' મક્કમ સ્વરે તેણે પાછો ઉચ્ચાર કર્યો.

'ઠીક' કહીને મૃત્યુ પાછું જુવાન વૃક્ષોનો સંહાર કરવાને માટે જંગલમાં ચાલી ગયું. ત્રણ વર્ષ તો તત્કાળ પસાર થઇ ગયાં. પાછું મૃત્યુ આવ્યું.

સૈનીકના પેટમાં તો ફાળ જ પડી. હવે? પ્રભુએ આ વખતે ન્હાનાં ન્હાનાં બાળકોનો સંહાર કરવા આજ્ઞા આપી. સૈનીકની વીમાસણ વધી પડી. તેના સ્મૃતીપટ પર તેના પોતાના જ બાલકોની મુર્ત્તીઓ ઉભી થઇ.

અરેરે! મ્હારાં કુમળાં બાલકો ખરેખર મરી જશે?' એ કલ્પનાએ તેને વધુ અસત્ય બોલવાની પાછી પ્રેરણા આપી.

'કેમ પ્રભુએ શું આજ્ઞા કરી છે?'

'કહ્યું કે જંગલમાં તદ્દન ન્હાના ન્હાના છોડ હોય તેનો પણ ત્હમે ત્રણ વર્ષ સુધી સંહાર કરો.'

'જેવી આજ્ઞા' કહી મૃત્યુએ વીદાય લીધી. પણ કોઇ માનવી અનંતકાળ સુધી કોઇને છેતરી શકે નહીં.

આ વખતે તો મૃત્યુએ વીચાર જ કર્યો કે મ્હારે ખુદ ભગવાનને મળવું. એવો મક્કમ નીર્ણય કરી તે ભગવાનના આવાસ પર આવ્યો.

પહેરગીરની પરવા કર્યા વગર તેણે પગથીયાં પર પગ મુકયો. સૈનીકે તેને રોકયો. પણ તેની પણ પરવા કરી નહીં. આથી બન્ને જણા ખુબ આથડી પડયા. પરસ્પર લડતાં એટલો અવાજ વધી પડયો કે ખુદ ભગવાન પણ બહાર આવ્યા.

'કેમ તોફાન કરો છો?' ભગવાને પ્રશ્ન કર્યો.

'મહારાજ, ત્હમો મ્હને નવ વર્ષથી જંગલના ઝાડનો સહાર કરવાની જ કેમ આજ્ઞા આપો છો? આથી હું આપની પાસે આજ સીધો આવતો હતો.'

પળવારમાં પરમેશ્વર પહેરગીરની લુચ્ચાઇ સમજી ગયા. તેમની આંખમાં અંગાર વ્યાપ્યો.

પહેરગીરે કહ્યું 'પ્રભુ, હું ત્હમારી ક્ષમા વાંચ્છુ છું!'

'ઠીક જા આ મૃત્યુને ત્હારા ખભા ઉપર બેસાડીને ફેરવ!'

'વારૂ જેવી આજ્ઞા.'

પહેરગીરના ખભા ઉપર મૃત્યુએ પોતાના અડ્ડો નાંખ્યા. તેના ભારથી તે ખુબ પીડાવા લાગ્યો. આખરે પહેરગીરે યુક્તીથી મૃત્યુને આળગું કર્યું.

પાછો તે પ્રભુના મ્હેલની આગળ આવ્યો.

'મૃત્યુ કયાં છે?' પ્રભુએ તરાડ નાંખી.

'સાહેબ, એ નદીમાં ન્હાય છે.'

'મૃત્યુ!' પ્રભુએ બુમ મારી.

મૃત્યુ હાજર થયું.

'આ સૈનીકને મારી નાંખ.'

'જેવી આજ્ઞા.'

'ચાલ, એ મરવા માટે તૈયાર થઇ જા.' મૃત્યુએ હાકલ કરી.

'તૈયાર છું બીરાદર, જીવનમાં એકવાર મરવાનું તો છે જ પણ હું જરા સ્નાન કરી આવું.'

સ્નાન કરીને સ્વચ્છ કપડાં પહેરીને સૈનીક સુતો.

'આમ નહીં ચન્તો સુઇ જા. દુનીયાના સારા માણસો આમ જ મરે છે–

'વારૂ ત્યારે.' એણે પાસુ બદલ્યું.

'એ, આમ નહીં', ચન્તો સુઇ જા. લે હું ત્હને બતલાવું.'

મૃત્યુ સુઇ ગયું.

સૈનીકે એક એવા જોરથી લાત્ત લગાવી કે મૃત્યુ પાસેની ખીણમાં સડસડાટ ગબડી પડયું.

કહે છે કે મૃત્યુએ ભગવાનને ફરીયાદ કરી હતી કે તેને પણ છેતરી શકે તેવી વ્યક્તીઓને બ્રહ્માએ ઉત્પન્ન જ કેમ કરી.*

---

* 'એલેકઝાંડર એફેનસીવ'ની રૂશીયન વાર્તાને આધારે



માણસ જ્યારે જીવનના પ્રશ્નો પુછતો અટકી જાય છે ત્યારે તેનું માનસીક મૃત્યુ થાય છે

...

મંદીરોએ સ્વેચ્છાથી કદી પોતે પચાવેલા હક્ક છોડયા જ નથી. [મંદીરો એટલે તેના આચાર્યો જ સમજવા.]

ભુખ એ કડકમાં કડક શીક્ષક છે. એ શીક્ષક દીંના નીર્ધનોને પોતાનાં આર્થીક હીત સમજવાનું જ્ઞાન આપી શકશે?

...

મુડીવાદીઓએ વીશ્વની રચના કરી નથી, પણ તેમણે તેના ઘણા મોટા ભાગ ઉપર પોતાનો માલીકી હક્ક સ્થાપી દીધો છે.

# ફાટેલા આભને થીંગડાં મારવાના પ્રયાસ!

—: લેખક :—
—વસંતકાન્ત—

એક તરફ ભયાનક ભુખમરો, બીજી તરફ બીહામણી બેકારી, ત્રીજી તરફ અકળાવનારી આર્થીક મંદી સમસ્ત વીશ્વની માનવજાતી તરફ ડોળા ફાડીને ખડાં છે. તેથી ધ્રુજતો, કંપતો, ભય પામતો માનવસમાજ શું કરવું અને શું ન કરવું એની વીચારગ્રસ્ત મનોદશાથી આમ તેમ સંરક્ષણના માર્ગો શોધવા ફાંફાં મારે છે, વીકરાળ મૃત્યુ નજીક આવતું હોય અને તેમાંથી બચવા માટે ફાંફાં મારે તેમ.

હજી ગુજરાતીઓનાં મગજમાં જેની છાપ તાજી જ છે એવા પ્રચંડ જળપ્રલયની એક વાત છે. એ આપત્તીમાંથી બચવા માટે એક ઝાડ પર સાપ, નોળીઓ, વરૂ અને બકરૂં એમ નૈસર્ગીક વૈરવૃત્તીવાળાં પ્રાણીઓ, સામે મૃત્યુનો ભય ઝઝુમતો હોવાથી, તેમાંથી છુટવા અને પ્રાણ બચાવવા પોતાની સ્વાભાવીક વૈરવૃત્તી ઉપર પણ તાત્કાલીક અંકુશ મુકીને—મીત્રો બનીને રહ્યાં હતાં એમ કહેવાય છે.

પરંતુ આજની અકળાવનારી દશામાં પણ માનવજાતી પશુ જેટલી યે નીખાલસ ઉદારતા બતાવવા તૈયાર નથી. બ્રીટન આર્થીક નાશને આરે ઉભું હોવા છતાં જેમની પાસે કરોડો રૂપીઆ છે, તેમની દેશભક્તી, માનવપ્રેમ અને દેશજનો તરફની ફર્જ પણ એમને એટલી ઉંચી કક્ષાએ લઇ જઇ શકતાં નથી કે તેઓ તેમને માટે પોતાની વીશેષમાં વીશેષ તાકાત જેટલા વીશેષમાં વીશેષ ભોગ આપવા તત્પર બને. તેને બદલે ત્યાં તો સહુના સમાન ભોગની વાતો ચાલે છે, અને હાલના સંકટની વસમી વેળાએ બેકારોને માથે બેવડું સંકટ વધારનારાઓ 'સમાન ભોગ'ની ધુનમાં પોતે શું કરી રહ્યા છે એ વાત જ ભુલી જાય છે! એટલે ગોરા મુડીવાદીઓ ત્વચાભેદને આધારે ચુસણનીતી ચલાવે છે એ વાત મીથ્યા છે—ભ્રમણા છે. મુડીવાદને દેશભક્તી નથી, ચામડીના રંગ તરફ અંધશ્રદ્ધા નથી કે માનવતા તરફ મમતા પણ નથી, તેને તો માત્ર પોતાની મુડીની સલામતી અને નફાની સરળતા ખપે છે, એટલે નાશનાં નીશાન ગડગડી રહ્યાં હોય ત્યારે પણ તે પોતાના સ્વાર્થની સંગીન દીવાલની પેલે પાર ડોકીઉં કરી શકતો નથી—તેમ કરવામાં પાપ માને છે!

ઉદ્યોગના ક્ષેત્રની કાતીલ હરીફાઇ, તેમાંથી સળગેલો યુદ્ધનો દાવાનળ, તેમાંથી પડેલા જમીનના ટુકડાઓ એથી વધેલી જકાતો, તેથી થતી મોંઘારત—સોંઘારત અને છેલ્લે એ બધી ચકમકમાંથી ઝરતા યુદ્ધના તણખા: એ બધા ગોળ ચક્કરમાં દુનીઆ એવી ફસી છે કે નજીકના ભવીષ્યમાં એ તણખાઓ દાવાનળનું રૂપ લીધા વીના રહેવાના નથી.

જો મનુષ્યો પશુ જેટલા પણ સમજુ બને અને આપત્તીકાળમાંથી ઉગરી જવા માટે સામાન્ય વૈરભાવ છોડે તો દુનીઆ કાળના કરાળ જડબામાં ફસાતી બચી જાય અને ભયંકર કાપાકાપીમાંથી ઉગરી, જગતમાં ફરીથી શાંતી અને સહકારનું સુખદ વાતાવરણ જન્માવી શકાય. પરંતુ મુડીવાદી સામ્રાજ્યવાદનો સ્વાર્થ, જગતને ભીષણ યાતનાઓમાંથી ઉગારી લેવાના માર્ગ જગતના

બુદ્ધીમાનોને લેવા દેતા નથી. સમસ્ત વીશ્વમાં સમતા, સ્વતંત્રતા અને સહકાર એ તેનો એક જ ઉપાય છે. પરંતુ એ ઉપાય અજમાવવાને બદલે મનુષ્યના ચોક્કસ વર્ગનો સ્વાર્થ તેને અવળા રસ્તા સુઝાડે છે, એથી તે મનુષ્યોની સામાન્યબુદ્ધીની આગળ અંધાર પછેડો ખડો કરવા, એ અવળા રસ્તાને સીધા તરીકે રજુ કરવા અનેક માર્ગે પોતાના દાવ અજમાવે છે.

ને શીક્ષણની સંસ્થાઓ દ્વારા, દેવસંસ્થાઓ મારફત, લેખકોની કલમ દ્વારા, ચીત્રકારની પીંછી દ્વારા, મુર્તીકારનાં ટાંકણાં મારફત, વીચારકના મગજ દ્વારા, પ્રચારકની જીભ મારફત એ અવળો પ્રચાર કરાવવા, તે બધાં સાધનો ઉપર કાબુ જમાવે છે, અને શાંતીના સવળા રસ્તેથી માનવસમાજને સંહારના અવળા રસ્તે લાવે છે!

છેલ્લી બીપણ યાદવીમાં સંપત્તીનો અને મનુષ્યોનો સંહાર થઇ ગયેલો હોવાથી, આવેલાં ભયંકર પરીણામો છતાં, યુદ્ધ અટકાવવાના માર્ગ લેવાને બદલે, જગતમાં ગરીબાઇ, ભુખમરો, બેકારી અને કાપાકાપી જન્માવનાર યુદ્ધને વધારવાના માર્ગ તરફ સ્વાર્થી મનુષ્યો દુનીઆને દોરી રહ્યા છે. એથી જગતનું પુષ્કળ દ્રવ્ય માનવજાતીના સુખ સગવડ વધારવા માટે ખર્ચાવાને બદલે બીનઉત્પાદક યુદ્ધસામગ્રીઓ વધારવા પાછળ વેડફાતું જાય છે. છતાં આશ્ચર્યની વાત એ છે કે વીશ્વના મુત્સદ્દીઓ અને અર્થશાસ્ત્રીઓને એ માર્ગ સુઝતો નથી. કેમકે પેલી સ્વાર્થીવૃત્તીએ એમની મુત્સદ્દીગીરી ઉપર અને તેમના અર્થશાસ્ત્રનાં જ્ઞાન ઉપર ગ્રહણ ઉભાં કર્યાં છે. જે મુત્સદ્દીગીરી મુઠીભર મનુષ્યોને ખાતર અગણીત મનુષ્યોની અવદશા કરતી હોય તેને માટે નવું જ વીશેષણ શોધી કાઢવાની જરૂર છે. તેવું અર્થશાસ્ત્રનું પણ. માનવજાતીના કલ્યાણ માટે વાપરવાની બુદ્ધીને અત્યારે માનવજાતીના મોટા ભાગને ગુલામ બનાવવા માટે વાપરવામાં આવે છે, તેથી વીજ્ઞાન જેવું શાસ્ત્ર પણ આજે સામ્રાજ્યવાદી મુડીવાદીઓની ગુલામડી બની બેઠું છે.

[ ૨ ]

**અમેરીકા** જેવા શ્રીમંત દેશમાં આજે અર્ધો કરોડ માણસ બેકાર હોય, ને જર્મની જેવા દેવામાં ડુબાઇ ગયેલા દેશમાં ૪૦ લાખ માણસ રોજી વીના રખડતાં હોય, અને બ્રીટન જેવા ઉદ્યોગી દેશમાં અઠ્ઠાવીશ લાખ માણસો માટે કારખાનામાં જગા ન હોય, એમનાં અંદાજપત્રોમાં કરોડોના ખાડા પડતા હોય, છતાં રણસામગ્રી અને યુદ્ધની તૈયારી માટેનાં લશ્કરો પાછળ ધુમ ખર્ચ વધતાં જ જાય, એ ખર્ચમાં કાપકુપ કરવાની બુદ્ધી કોઇને સુઝે નહીં; ત્યારે વીશ્વના એ પોતાને 'ડાહ્યા' મનાવતા મનુષ્યોનું ડહાપણ કઇ દીશા તરફ દોડી રહ્યું છે, તે સમજી શકાય તેમ છે. એવા મનુષ્યો સામાન્ય માનવજાતીનું કલ્યાણ કરી શકે જ નહીં-એથી ઉલટું માનનારા આત્મવંચના જ કરે છે.

મુડીવાદી દેશોની આર્થીક મંદીની આટલી બધી બુમાબુમ છતાં તેમનાં લશ્કરી ખર્ચ કેમ વધ્યાં જાય છે તે જાણવા જેવું છે.

જુઓઃ અમેરીકાના સંયુક્ત સંસ્થાનોનું ૧૯૨૩નું લશ્કરી ખર્ચ ૬૮ કરોડ ૮૦ લાખ ડોલરનું હતું, ૧૯૩૦માં તે ખર્ચ વધી વધીને ૮૪ કરોડ ૭૦ લાખ ડોલરનું થયું. તે જ અરસામાં ઇટાલીનું લશ્કરી ખર્ચ ૧૩ કરોડ ૫૨ા લાખ ઉપરથી વધીને ૨૪ કરોડ ૯૦ લાખ ડોલર ઉપર ગયું

અને ફ્રાંસનું લશ્કરી ખર્ચ ૨૫ કરોડ ૮૦ લાખથી વધીને ૪૫ કરોડ ૭૦ લાખે પહોંચ્યું! ત્યારે ફ્રાંસનાં નાનકડાં મીત્રરાજ્યોના લશ્કરી ખર્ચમાં નીચે પ્રમાણે વધારો થયો :

| દેશ | ૧૯૨૩ | ૧૯૩૦ |
|---|---|---|
| પોલાંડ | ૨ ક્રોડ ૪૦ લાખ | ૭ ક્રોડ ૫૫ લાખ |
| રૂમાનીઆ | ૨ ક્રોડ ૪૬ લાખ | ૫ ક્રોડ ૫૦ લાખ |
| ફીન્લેન્ડ | ૧ ક્રોડ ૫ લાખ | ૧ ક્રોડ ૫૦ લાખ |
| ઝેકોસ્લોવેકીઆ | ૬૨ લાખ | ૫૦ લાખ |

નોર્વેનું લશ્કરી ખર્ચ ૪ કરોડ ક્રોન્સ [૧૩॥ આનાની કીંમતનો સીક્કો] જેટલું છે. નોર્વે રાષ્ટ્રસંઘનું સભ્ય છે. છતાં આટલું મોટું લશ્કરી ખર્ચ કરવાના કારણ તરીકે એવો બચાવ કરવામાં આવે છે કે : "નોર્વે ભૌગોલીક નજરે એવે સ્થાને આવ્યું છે કે, મીત્રરાજ્યો કોઇક દેશ ઉપર હુમલો કરે, તો તે વખતે એ લશ્કર તેમને મદદગાર થઇ શકે." આ દેશ બીજો કોઇ જ નહીં પણ રશીઆ છે. નોર્વેના વીગ્રહમંત્રીએ લખેલા પુસ્તકમાં પણ સોવીએટ રશીઆ સામે યુદ્ધ જગાડવાની જ ઉશ્કેરણી કરેલી કહેવાય છે, તે ઉપરથી પણ નોર્વે જે દેશ સામેના યુદ્ધમાં મીત્ર રાજ્યોને મદદ કરવાની ઇચ્છા રાખે છે તે દેશ રશીઆ જ છે, એમ સાબીત થાય છે.

અહીં એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, યુદ્ધ પાછળ થતું તમામ ખર્ચ લશ્કરી અંદાજપત્રમાં દાખલ થતું નથી. તેમાં માત્ર યુદ્ધની તૈયારી સાથે સંબંધ ધરાવતા ખર્ચનો અમુક જ ભાગ આવે છે, ત્યારે બીજો મોટો ભાગ તો સંસ્થાનખાતાની કચેરી, સ્વદેશખાતાની કચેરી, નાણાંવીભાગની કચેરી વગેરે જુદા જુદા ખાતાંમાં વહેંચી નાખવામાં આવે છે. આવી રીતે વહેંચી નાખવામાં આવેલી રકમો ઘણી વખત ૫૦ થી ૮૦ ટકા જેટલી હોય છે, [તેનો તાજો દાખલો પોલેન્ડ પુરો પાડે છે], એટલે કોઇપણ દેશના લશ્કરી ખર્ચનો ખરેખરો અંદાજ અટકળવો એ મહા મુશ્કેલ—લગભગ અશક્ય—કામ છે.

કોઇ પણ દેશને લશ્કરી ધાક બેસાડવા માટે વીમાનીખાતું અને વીગ્રહનું 'ટેકનીકલ'ખાતું એ બે અતી મહત્વનાં અંગ ગણાય છે. અત્યારે ઇગ્લંડના લશ્કરી વીમાનોનો કાફલો ૧૫૦૦ વીમાનો જેટલો છે, આ કાફલો તેના જુના હવાઇ કાફલા કરતાં પુષ્કળ મોટો થઇ ગયો છે. અમેરીકાનાં સંયુક્ત સંસ્થાનોનો લડાયક વીમાની કાફલો ૧૯૧૮ અને ૧૯૩૦ માં બમણો થઇ ગયો છે. [૧૯૧૮ માં ત્યાં ૭૦૦ વીમાનો હતાં. હાલ ૧૪૦૦ છે]. ૧૯૩૦ માં ફ્રાન્સની પાસે ૨૭૦૦ લશ્કરી વીમાનો થયાં છે. તેજ રીતે લગભગ તમામ મુડીવાદી દેશોમાં ટેન્કસ અને બખ્તરી ગાડીઓમાં પણ પારાવાર વધારો થઇ ગયો છે. નીચેના થોડાક આંકડાઓ એનો કંઇક ખ્યાલ આપશે:

| દેશ. | ટેન્કસ. | બખ્તરી ગાડીઓ |
|---|---|---|
| ફ્રાન્સ | ૪૦૦૦ | ૨૫૦ |
| ઇગ્લંડ | ૭૫૦ | ૨૫૦ |
| અમેરીકા | ૭૦૦ | ... |
| પોલેન્ડ | ૪૦૦ | ૧૦૦ |

મુડીવાદી દેશોની લશ્કરીશક્તીની ઇમારત તેમના ઉદ્યોગોના પાયા ઉપર રચાય

છે. તેને શાંતીના સમયમાં પણ યુદ્દની જરૂરીયાતોને લક્ષમાં રાખીને જ તૈયાર કરવામાં આવે છે. મોટા ઉદ્યોગવાળા મોટા દેશોમાં યુદ્દની જરૂરીયાતો માટેના મુલ્કી ઉદ્યોગ મહત્વની ઘટના ગણાય છે, ત્યારે જે દેશ પાસે ઉદ્યોગનાં વીપુલ અને સંગીન સાધન નથી હોતાં તેમને ખાસ વીગ્રહના ઉદ્યોગનો વીકાસ સાધવો પડે છે. એટલે ઉદ્યોગી દેશના બીજા ઉદ્યોગો માટે જ્યારે કટોકટીનો મામલો ઉભો થાય, ત્યારે પણ વીગ્રહ કચેરી માટે રણસામગ્રી તૈયાર કરનારાં કારખાનાં ચાલુ જ હોય છે—એમનાં કામમાં મંદી અસર કરતી નથી.

મુડીવાદી દેશો શાંતીને બદલે યુદ્દનો કેટલો વીશેષ વીચાર કરે છે તે આ ઉપરથી સમજી શકાશે.

[ 3 ]

**વી**શ્વની શાંતીમાં ભંગ પાડવા માટે માત્ર લશ્કરી તૈયારી જ એકલું સાધન નથી. મુડીવાદી દેશો પોતાના સ્વાર્થની ખાતર બીજા પણ અનેક ઉપાયો યોજે છે. તે ઉપાય અમુક દેશને આર્થીક સંબંધે મુડીવાદીઓની ન્યાતમાંથી ન્યાત બહાર મુકવો તે છે. દાખલા તરીકે રશીઆ. આજે જો કે રશીઆની સાથે કેટલાક દેશોએ પોતાના સ્વાર્થ ખાતર વ્યાપારી સંબંધ સાંધ્યો છે. પરંતુ એક વખત તમામ મુડીવાદી દેશોએ પોતાની જમાતના ઠરાવ પ્રમાણે એનો કડક બહીષ્કાર કર્યો હતો; એ બહીષ્કાર જ વર્તમાન આર્થીક અંધાધુંધીનું પ્રધાન કારણ છે. એથી સમસ્ત વીશ્વની જનતાને અને ખાસ કરીને આપણા હીંદ જેવા પરાધીન દેશની જનતાને આર્થીક નજરે ન ગણાવી શકાય તેવું ભારે નુકશાન થાય છે. પરંતુ સ્વાર્થી મુડીવાદને દુનીઆના નુકશાનની પરવા નથી, એને તો માત્ર પોતાનો જ અર્થલાભ સાધવો હોય છે; તેથી તે અનેક કાવાદાવા ખેલે છે.

બીજી યુક્તી જે દેશને પોતાના સ્વાર્થ ખાતર તેઓ હેરાન કરી રંજાડવા માગતા હોય, તેને દુનીઆની નજરે ઉતારી પાડવાના પ્રચારકાર્યથી તેમજ બીજા પ્રત્યક્ષ અને પરોક્ષ કાવાદાવાથી પણ છંછેડયા જ કરે છે. એથી વીશ્વના શાંતીનો ભંગ થાય તેની તેમને પરવા હોતી નથી.

એનો પુરાવો વીન્સેન્ટ ચર્ચીલને જ આપવા દો:

"પારાવાર નાણું અને ઠીક ઠીક લશ્કર મીત્રરાજ્યોએ વર્ષ દરમીયાન [૧૯૧૯ માં] બોલ્શેવીકોની પાછળ થવામાં ખર્ચ્યું તેમ જ રોક્યું છે. તે ફાળામાં બ્રીટને કંઇ નહીં તો ૧૦ કરોડ પાઉંડ જેટલું ખર્ચ પુરાવ્યું છે, ફ્રાન્સે લગભગ ૩ થી ૪ કરોડ ખર્ચ્યા છે. ત્યારે અમેરીકાએ સૈબીરીઆમાં ૮ હજાર કરતાં વધુ માણસોની ફોજ રાખી છે અને હજી તેને નીભાવે જાય છે. જાપાને પુર્વ સૈબીરીઆમાં ૩૦ થી ૪૦ હજાર માણસોની સંગીન સેના રાખી છે."*

મુડીવાદી રાજ્યો અત્યારે પણ રશીઆની સામે છે અને રશીઅનો કહે છે કે, હજી તેમના દેશમાં પણ એમના કાવાદાવા ચાલુ છે. રશીઆમા પરદેશીઓ તરફથી સોવીએટતંત્ર સામે રચાયલું કાવતરું પકડાઇ આવ્યું, તો મુકદમા ઉપરથી એવું પુરવાર કરવામાં આવ્યું છે કે ૧૯૨૮ અને ૧૯૩૦ સુધીમાં પરદેશીઓએ એ કાવતરા માટે, રશીઅન કાવતરાંખોરોને ૧,૭૦,૦૦૦ પાઉંડની મદદ કરી હતી.

આમ જગતમાં અંધાધુંધી, બેકારી, પરાધીનતા, ભુખમરો અને યુદ્દ સળગાવનાર મુડીવાદ જ છે. અને જ્યાં સુધી તેની ઉપર અંકુશ મુકવામાં ન આવે, ત્યાં સુધી જગતભરમાં સમતા, સ્વતંત્રતા અને સહકાર સ્થાપી શકાય તેમ છે જ નહીં. મુડીવાદીને તેના હાલના સ્વચ્છંદ ખેલવા દેવાની—ખાનગી માલીકી હક્કની—છુટ મળશે, ત્યાં સુધી આર્થીક અંધાધુંધી નીવારવાની અને વીશ્વશાંતીની તમામ વાતો, માત્ર ફાટેલા આભને થીંગડાં દેવા જેવી જ નીવડવાની છે.

---

* "The Aftermath" By: W. Churchill (his report of 15:9: 1919.

# તણખો

ઉડયો ઉડયો આકાશ તણખો કયાં પડયો હો આજ ?
પેલાં ગ્રામ તણાં કંઇ વૃન્દ, સુકી ઘાસ તણી ત્યાં ગંજ :
તણખો ત્યાં પડયો શું આજ ?

ધુમ્રગોટ શા આ ઉભરાતા, પવન ઉષ્ણ તોફાની વાતા
સળગે ગામ શહેર સૌ આજ, સળગે વન ઉપવનનો સાથ :
તણખો ત્યાં પડયો શું આજ ?

કંઇ મેદાને, કંઇ નદી તીરે, ટોચ ગીરી ને ખાણે, ખાણે,
જ્વાળા એવી વાધી આજે શું રહેશે શું જાશે ?
તણખો ત્યાં પડયો એ આજ.

"તણખો નાનો" એમ હસ્યા જન, તણખો ઉડયો છેક
પાવક જ્વાળ પ્રસારી ઉંડી, પ્રજ્જળે આખો દેશ :
તણખો ત્યાં પડયો એ આજ.

ધર્મ, ઢોંગ ઓ જુનાં જલતાં, રૂઢી પુરાણી ભુમી ઢળતાં,
જ્યોતી નવયુગ કેરી આજ, પ્રગટે સામ્યભાવ ધરી સાથ
તણખો ત્યાં પડયો એ આજ.

ટી. બી. પટેલ

# સંસ્કૃતિનાં કારખાનાં

**આ**જની સંસ્કૃતી મુડીવાદ અને સામ્રાજ્યવાદની સંગીનતા અર્થેજ સમજાય છે. મંદીરો, શાળાઓ, વર્તમાનપત્રો, ચીત્રપટો એ બધાં એ સંસ્કૃતીના પ્રચારના હાથારૂપ બનેલાં છે. એ અવળી સંસ્કૃતીને આગળ વધતી અટકાવવા જગતમાં એક નવીન સંસ્કૃતી ઘડાઇ રહી છે. તેનો પ્રયોગ આજના રશીઆમાં થાય છે.

: લેખક :

ક્રૉલેજીઅન

**મુ**ડીવાદ ઉપર ઉતરેલી કાળી આફતે આજે આર્થીક અને રાજકીય ક્ષેત્રમાં વર્ગવીગ્રહને વધુ ભીષણ બનાવ્યો છે. એટલુંજ નહીં, તેના પડઘા સંસ્કૃતી ઉપર પણ સીધા પડયા છે. આજે કામદારો અને વર્ગવીગ્રહમાં કામદારોની પડખે ઉભેલા બુધ્ધીજીવીઓ જોઇ શકે છે કે કલા, વીજ્ઞાન, પત્રકારીત્વ, અને કેળવણી, તેમજ જાહેર જનતાના માનસને સર્જતી દરેક વસ્તુઓનો ઉપયોગ સામ્રાજ્યવાદીઓ તેમના જાલીમ શોષણના સત્યને છુપાવવાને માટે, અને તેમની સત્તાના સીંહાસનને સ્થીર રાખવાને માટે જરૂરી જુઠાણાના પ્રચાર કરવામાંજ વાપરે છે.

મુડીવાદ આજ પતનને માર્ગે વેગથી જઇ રહયો છે. તેનો આત્મા કયારનોય હણાઇ ગયો છે. તેની ચેતના તેના શરીરને છોડીને ચાલી ગઇ છે. આજે સામ્રાજ્યના પાટનગરોમાં ક્ષુધાથી પીડાતા લોક રોટલાની બુમો મારે છે. આજે કામધંધા વગર લાખ્ખો કામદારો આથડે છે. સામ્રાજ્યની જનતા ઉપર ભુખની ભુતાવળો ઉતરી છે. અમેરીકાનું પાટનગર ન્યુયોર્ક લો, કે બ્રીટીશ સામ્રાજ્યનું પાટનગર લંડન લો. વીશ્વનાં સ્વર્ગ ગણાતાં આ સ્થનોમાં કામ શોધતાં કામદારોનાં ટોળાંનાં વર્તુલો દરેક ક્ષણે મોટા બનતા જાય છે. આ સ્થળોએ સામ્રાજ્યવાદી સરકારતંત્ર આર્થીક આફતને અટકાવવાનો ખાલી દંભ કરે છે. જ્યારે બીજી બાજુથી આ મહાશય જાલીમ જંગની તઇયારી કરે છે. આ કરોડોનો કાળ છે. જેને આંખો છે અને જે જોઇ શકે છે તેઓ જોઇ શકતા હશે કે આજે મુડીવાદ ગુપ્ત તેમજ જાહેર રીતે સંસ્કૃતીને સર્જતા શસ્ત્રો પોતના ભાંગતા દેહને ટકાવવા માટે યોજી રહયો છે.

આજે દેવળો, શીક્ષણ સંસ્થાઓ, સવારે અને સાંજે પ્રસીધ્ધ થતાં વર્તમાનપત્રો, માસીકો, સીનેમા, અને રેડીયો મુડીવાદી પ્રચારના મ્હોટા મશીન બન્યાં છે. આજે પ્રભુના પ્રાર્થના મંદીરોને અસત્યો ઉચ્ચારવાના અખાડા બનાવવામાં આવ્યાં છે. શાળાઓમાં વાંચણ અને જડી રાઢ શીક્ષણ આપવામાં સામ્રાજ્યવાદી માનસ ઉપર અવળી અસર કરવાના યો[illegible] ના કરવામાં આવી છે. વર્તમાનપત્રો, આજે કામદાર સમુદાયની [illegible] સંબંધી, [illegible] સંબંધી, [illegible] [illegible] લોકોના પ્રશ્નો માટેજ [illegible] રહ્યાં છે. જ્યારે સોવીયેટ રૂશીય [illegible] વસ્તુઓ

સમાજ જીવનને ઉંચું બનાવવા માટે યોજાઇ રહી છે, ત્યારે જગતમાં જુઠાણાં ફેલાવવા માટે આ વસ્તુઓનો સીધો ઉપયોગ થઇ રહયો છે.

સામ્રાજ્યવાદીઓ તેમ કરે એમાં જરા પણ નવાઇ નથી. ઇતીહાસનો એ ક્રમ છે. વર્ગીય સમાજરચનામાં શાસકવર્ગ હંમેશાં સંસ્કૃતીના સાધનો વડે પોતાનો કકક કાણુ ચીરંજીવ રાખવા મથે છે. સત્તાના સીંહાસનો સ્થીર રાખવાને માટે આજ સાધનોનો ઉપયોગ કરે છે. શાશીત સમુદાયને રાજકીય કે આર્થીક લાભથી વંચીત રાખે છે, એટલુંજ નહીં પણ તેમનાં જીવન સારા સંસ્કારી ન બને તેટલા માટે ખાસ કાળજી રાખે છે. કામદારો કદીયે ઉંચે ન આવે તેટલા માટે તેઓ અત્યાર થીજ આક્રમણ કરી રહ્યા છે. તેઓ કમાણી ઉપર કાપ મુકવાને યત્ન કરી રહ્યા છે. પણ એ ઉપરાંત તેઓએ આજે પ્રજાસ્વતંત્રયના પડદાને પણ ચીરી નાંખીને કામદાર વર્ગના સાહીત્ય ઉપર પ્રખર અંકુશ મુકયો છે. સામ્રાજ્યવાદી પોલીસ કામદાર સમુહની સભાઓ તોડી નાંખે છે. અને મુડીવાદીઓ કામદાર નેતાઓ ઉપર વ્યવસ્થીત વેર લે છે. આ સર્વ કરપીણુ કર્મનો એકજ ઉદ્દેશ હોય છે અને તે સત્તાને સ્થીર રાખવાનો—તેમના શાસનને શાશ્વત કરવાનો.

આજની શીક્ષણસંસ્થાઓ જુઓ: સરકારી શાળાઓમાં કોઇ પણ શીક્ષકની હીમત નથી કે તે સામ્રાજ્યવાદના શોષણ સામે શબ્દ ઉચ્ચારી શકે. આ ત્રાસ આટલેથી નથી અટકતો. જો કોઇ વીદ્યાર્થી યુવાન ચળવળમાં ભાગ લે તો તેઓને શાળામાંથી તરતજ વીદાય લેવી પડે છે. પુનાના ચાર વીદ્યાર્થીઓને યુવકસંઘના સભ્ય હોવા બદલ ફરગ્યુસન કોલેજના મ્યુનીસીપાલ મહાજનીએ વીદ્યાલયનો ત્યાગ કરવાની ફરજ નથી પાડી? આપણી શીક્ષણસંસ્થાઓ અને વીદ્યાલયો આજે સામ્રાજ્યવાદના સીધા અંકુશ નીચે મુકાયેલાં છે. આ શાળાઓ આપણા વીદ્યાર્થીગણને મુડીવાદી સંસ્કૃતીની તાલીમ આપી રહી છે. તેમનામાં માલીકીપણાની ભાવનાના બીજ રોપી રહી છે. તેમનામાં સામ્રાજ્યવાદની ભકતી વાવી રહી છે.

વર્તમાનપત્રો જુવોઃ આજે વર્તમાનપત્રો દરેક ઘટનાને મુડીવાદી દ્રષ્ટીબીંદુએ વીલેકીને આલખે છે. શા માટે ન લખે? વર્તમાનપત્રોના તંત્રીઓ માલીકની મોરલી નીચે નાચવાને માટે બંધાયેલા હોય છે. વર્તમાનપત્રો આજે મુડીવાદી પ્રચારનાં મ્હોટાં કારખાનાં બન્યાં છે. સામ્યવાદી રૂશીયા સંબંધી જુઠાણાની જાળ ત્યાંજ ઉભી કરવામાં આવી છે. એટલુંજ નહી પણ કામદાર સમુહનાં લક્ષ્યબીંદુને વીપ્લવી માર્ગથી વેગળે ખસેડવાને, અદાલતના કેસો અને ડીટેકટીવ નવલકથાઓથી પાનાંઓ ખાસ ભરવામાં આવે છે. વર્તમાનપત્રો આજની સંસ્કૃતીમાં આવો ભાગ ભજવે છે. સમાજના જીવનને શ્રેયસ્કર તે કંઇજ આપતાં નથી. આજે સમાજજીવનના ઘડતરમાં ફાળો આપવાને બદલે દુઃખના દાવાનળને તે સળગતો રાખે છે.

ધર્મસંસ્થાઓ જુવોઃ વહેમ વધારવાના તે મ્હોટા અખાડા છે. દરેક જગ્યાએ અજ્ઞાન અને આત્માનાં ખોટાં ધતીંગોને ફેલાવવાનાં તે મુખ્ય ધામ છે ધર્મ એ આજે આમવર્ગને માટે સ્વર્ગની ઇમારત ઉભી કરીને આધ્યાત્મીક નશો પાઇ રહ્યું છે. કામદારો પોતાનું હીત વીસરી જાય, કામદારો આજે ઉત્થાનનો ખરો માર્ગ વેગળો ખસેડે તેટલા માટે ધર્મનું ભુત ઉભું કરવામાં આવે છે. અને મદાન્ધ સંપ.

તીવાનોનું આ 'રીઓટ' માલદાર સંસ્કૃતીના ગુણ ગાવામાં સારોય સમય પસાર કરે છે.

મુડીવાદીઓ આજે રમતના અખાડાનો પણ આવીજ ઉપયોગ કરી રહ્યા છે. આજે ચતુરંગી ક્રીકેટ મેચ કોમીવાદને વધારવાનું સારૂં સાધન થઇ પડયું છે. પુનાની શરત મધ્યમ વર્ગના માનવીઓના ખીસા પર કાપ મુકવાનો એક સુંદર માર્ગ છે. એટલુંજ નહીં પણ મુડીવાદી સંસ્કૃતીનાં શરીરકસરતનાં આ સાધનો આનંદના અખાડા બન્યા છે. જાતીય ભેદથી મુડીવાદે રમતોને પણ રંગી છે. કોમીદવેષનું કાજળ મુડીવાદે ક્રીકેટ ઉપર પણ લગાડયું છે. અને આ પ્રમાણે આ આનંદના ક્ષેત્રમાં પણ મુડીવાદી સંસ્કૃતી પોતાની દ્રષ્ટીએજ શાશન કરે છે.

ચીત્રપટ અને રેડીયો એ આ છેલ્લું પામતી સંસ્કૃતીએ પોતાના પ્રચારને માટે અસ્તીત્વમા આણેલા આધુનીક સાધનો છે. અહીં લેખકો ઉપર મુડીવાદીઓ સીધો સીતમ ચલાવે છે. આધુનીક સંસ્કૃતીને પોષે તેવાં ચીત્રપટ લખવાની મુડીવાદ લેખકમંડળને આજ્ઞા કરે છે. કદાચ જો કોઇ લેખક બુધ્ધીયુક્ત રીતે આ સંસ્કૃતીની ઉપેક્ષા કરતું આલેખન કરે તો તેના ઉપર સેન્સરનો ક્રોધ ઉતરે છે.

આ યુગના ચીત્રપટમાં કામદાર સમુહનું કરૂણ ચીત્ર તમને કદીય નજરે નહી પડે. હાલના સીનેમા પટ ઉપર ખેડુત જનતા ઉપર ગુજરતો સીતમ તમો જોવા નહીં પામો. આધુનીક રૂપેરી પડદા ઉપર બેકાર જીવનના કરૂણ દ્રશ્યો કદી પણ નહીં દેખાય. કારણ? આ દ્રશ્યો મુડીવાદીઓ બતાવવા ના પાડે છે. એટલુંજ નહીં પણ રેડીયો ઉપર પણ લોકસમુહનો સીધો બહીષ્કાર થાય છે. આજે પથરાતા રેડીયો સંગીતમાં તમો સામ્રાજ્યવાદી સંસ્કૃતી સામે એક અક્ષર પણ નહીં સાંભળી શકો. જ્યારે આમવર્ગના પેટમાં ક્ષુધાની આગ સળગે છે ત્યારે સંગીતની સુખદ લહેરીઓથી વીલાસ કરતા મુડીવાદીઓ તેમના રેડીયો ઉપર અટ્ટહાસ્ય કરી રહ્યા છે.

વીસમી સદીમાં મુડીવાદી સંસ્કૃતી એ સામ્રાજ્યવાદી સંસ્કૃતી છે. અમેરીકનો આજે પરદેશમાં પોતાની મુડી રોકે છે. સાથે સાથે તેઓ અમેરીકન ફીલ્મો મોકલે છે. અમેરીકન ગન-બોટ અને પાદરીઓ પછી ત્યાં પગલાં મુકે છે. ક્યુબા, હૈટી, ચીન અને ફીલીપાઇન્સમાં અમેરીકન મુડીવાદીઓ શાળાઓ સ્થાપે છે કે જેથી મધ્યમ વર્ગના બાલકો અમેરીકન સંસ્કૃતીને જીવનમાં ઉતારીને પોતાના કચડાતાં બાંધવોનો સ્વાતંત્ર્ય જંગ વીસરી જાય. આમ એશીયાના આ પરાધીન મુલકોમાં યુરોપીય સંસ્કૃતીના નામે આ પીળી પ્રજાના પ્રચંડ શોષણના સંચને શરૂ કરવામાં આવે છે.

આજે સૃષ્ટીની સપાટી પર બે સંસ્કૃતીઓનું સંઘર્ષણ શરૂ થઇ ગયું છે. એક બાજુ આજ મરૂં, કાલ મરૂં કરતી મુડીવાદી સંસ્કૃતી અને બીજી બાજુ સમાજવાદી સંસ્કૃતીએ આલમના ચોગાનમાં પરસ્પર પડકાર કર્યો છે. બન્ને સંસ્કૃતીઓ વચ્ચેના ભેદ હવે ચોખ્ખા દીસતા જાય છે. જગતનાં ઇતીહાસમાં આજે પહેલીજ વાર સમુહ સંસ્કૃતી ઉત્પન્ન થાય છે. કાળની કીતાબ ઉપર પહેલીજ વાર આજે સમુહ સંસ્કૃતીનાં સર્જન થાય છે. આજે 'સોવીયેટ શાસનમાં સમગ્ર શ્રમજીવી સમુહ નવી સંસ્કૃતીનાં સર્જન કરી રહેલ છે. આમ વર્ગની ખરી આઝાદીની ભુમીકા ઉપર આજે સૃષ્ટીના છઠ્ઠા ભાગ ઉપર કાળ કંઇ નવાજ અક્ષરો આલેખી રહયો છે. ત્યારે મુડીવાદી સાહીત્ય, સંગીત, સીનેમા અને કલા આજે છેલ્લો શ્વાસજ લઇ રહ્યું હોય તેમજ દેખાય છે. એક બાજુ સમાજવાદી સંસ્કૃતી સમાજજીવનને ઉંચે ચઢાવવા યત્ન કરે છે. ત્યારે બીજી બાજુ મુડીવાદી સંસ્કૃતી સમાજના આધુનીક સંતાપને ચીરંજીવ રાખવા માટે અપાર યત્નો આદરે છે.

# આપણા પ્રશ્નો

**આ**પણી સ્વાધીનતાના માર્ગમાં બે આડખીલીઓ છે: (૧) ઘરની અને (૨) બહારની. તેમાંથી આપણા પોતાની ભુલથી જે ઘરની આડખીલીઓ ટકી રહી છે, તેને ઉખેડી નાખવા માટેના પ્રશ્નો આ પાનાંમાં ચર્ચાશે. આ ચર્ચામાં ભાગ લેવા ગુજરાતને અમારાં આમંત્રણ છે. **તંત્રી**]

[૧]

## સ્ત્રી પતિની છાયા રૂપ જ રહે?

: લેખક :

**હેમતરામ ઓધવજી આયા**

---

સુત્તાનોનો જવાબ: સ્ત્રી પતીથી સ્વતંત્ર હોઇ જ શકે.
કોઇ કોઇની છાયા રૂપ હોઇ શકે નહીં.

---

શ્રીયુત તંત્રી "નવયુગ"

"સ્ત્રી પતીની છાયા રૂપ જ રહે" એ ચર્ચાપત્ર વાચ્યા પછી સહેજે મનમાં એમજ થયું કે વર્તમાન યુગમાં ચાલી રહેલા આંદોલનોથી સ્ત્રીએ પ્રગતીને પથે છે, અને કદાચ સ્ત્રી શક્તી સમાન હક્કની ઝુંબેશ ઉઠાવે; તો પતી સમ્રાટોને પોતાના સદી જુના આજન્મ ભોગવેલા ધણી—નાથના ઉચ્ચ પદ ઉપરથી ચ્યુત થવું પડે, એ વીચારથી દોરવાઇને આ ભાઇએ એ સૃજન જુનું પદ કાયમ રહે એ ઉદ્દેશથી પુરૂષો માટે સ્ત્રી શક્તી પાસે દયાની યાચના કરવા આ ચર્ચાપત્ર લખ્યો છે.

સુધરેલા પ્લેટફોર્મ ઉપર 'સ્ત્રીઓ આગળ વધે' એ વીષે ભાષણ કરે; અગર વર્તમાન પત્રોમાં સામાજીક ક્રાન્તીને માટે સ્ત્રીઓને બંડ ઉઠાવવા કહે, અને કુમારીકાઓ અગર સ્વતંત્રતાથી હરવા ફરવા ઇચ્છતી સ્ત્રીઓ તે ભાષણો કે લેખોથી આકર્ષાઇ અમલમાં મુકવાની તક સાધે, એમાં મનુ મહારાજની જમાનાના મનુ મહારાજ પ્રેરીત કાયદાઓનો સવીનય અનાદર થતો હોય એવી ગંધ ચર્ચાપત્રીભાઇને આવતી હોય એમ જણાય છે. વળી આગળ વધતાં ચર્ચાપત્રી કહે છે કે "સ્વતંત્રતાથી કે સ્વચ્છંદતાથી હરવા ફરવા ઇચ્છતી હોય તેઓ પણ આવા વીચારોનું સેવન કરે છે, ને વખત આવ્યે તેનો અમલ કરવાની તક સાધી લે છે." આ ઉપરથી એમ સ્પષ્ટ છે કે ચર્ચાપત્રીભાઇ સ્વતંત્રતાથી હરતી ફરતી બહેનોના શ્રવણ અને વાંચનના હક્ક ઉપર અંકુશ ઇચ્છે છે.

કારણ કે જો તેઓ સુધારકોની ગર્જના સાંભળે, અગર લેખો વાંચે તો અઢારમી સદીના ભદ્રંભદ્રો, સ્થાપીત જનસમાજનું રસાતાળ જાય! "સ્વતંત્રતાથી કે સ્વચ્છંદતાથી હરવા ફરવા ઇચ્છતી" એ શબ્દોથી ફલીત થાય છે કે ચર્ચાપત્રીભાઇના ચશ્મા સ્વતંત્રતા કે સ્વચ્છંદતામાં તફાવત જોતા નથી.

"પરંતુ સ્વતંત્રતામાં પણ એક જાતની ગંભીર જવાબદારી સમાયેલી હોય છે, તે તે નથી જાણતી અને સ્વતંત્રતાને નામે જેમ સદીઓ સુધી પુરૂષ સ્ત્રી પર સત્તાનો દોર ચલાવતો તેમ હવે અનેક ઘરોમાં સ્ત્રીઓ પુરૂષ પર દોર ચલાવતી થઇ ગઇ છે" આ ચર્ચાપત્રીનો સ્વાનુભવ છે. સ્વતંત્રતાની ગંભીર જવાબદારી ઉઠાવવાનો પુરૂષોએ જ ઇજારો (Monopoly) લીધો છે, એ વસ્તુ વીસમી સદીનો યુવક નહીં સ્વીકારે. સમર્પણ હો એ અઢારમી સદીના ભદ્રંભદ્રોને. માનસશાસ્ત્ર પણ નથી સ્વીકારતું. "પુરૂષ સ્ત્રી પર સત્તાનો દોર ચલાવતો" એ પુરૂષની જુલ્મ જહાંગીરીનો એકરાર કર્યા પછી ચર્ચાપત્રીભાઇને સ્ત્રી શક્તીના "અમે તમારા ગુલામ નથી." એ નીખાલસ દીલના શબ્દો કેમ સાલે છે તે સમજાતું નથી. હજુ કેમ જાણે પુરૂષોએ સત્તાનો દોર ચલાવવો બંધ કર્યો હોય તેમ "ચલાવતો" એ શબ્દ વાપરી ભુતકાળની પુરૂષોની કાળી બાજુ રજુ કરી, વર્તમાન સ્થીતી પુરૂષોને માટે સુધરેલા સમાજમાં ઉંચુ મોઢું કરવા જેવી ઉજળી હોય તેમ ખોટો બચાવ કરે છે, અને સાથે સ્ત્રીઓ પર તે જ જાતનો આક્ષેપ મુકે છે. ચર્ચાપત્રીભાઇ "સત્તાનો દોર" નો શો અર્થ કરતા હશે તે જગત કેમ જાણે? કારણ કે ચર્ચાપત્રીભાઇ "અમે તમારા ગુલામ નથી." એ શબ્દથી છેડાઇ ગયા છે.

પુરૂષ જાતીના બ્હેનો તરફના ઘોર અન્યાયની હજી પુર્ણાહુતી નથી થઇ, ત્યાં "પુરૂષ જાતીને અન્યાય થાય છે" એમ શોરબકોર કરવો એ પુરૂષ જાતીને લાંછન નથી?

"શહેરોમાં જ સ્વતંત્રતાની ભાવનાની વાતો વધારે પડતી ચર્ચાય છે, ને પુરૂં સમજ્યા વીના તેનો અમલ થાય છે. એટલે મધ્યમ વર્ગના જુવાન પતીઓની મુંઝવણનો પાર રહેતો નથી." એ ઉપરથી ચર્ચાપત્રીભાઇની મનોદશા, ઘોર અંધકારમય વાદળાથી આચ્છાદીત આકાશમાં સ્ત્રી સુધારાનો આછાં સોનેરી કીરણોનો પ્રકાશ પડે છે, તે શહેરમાંથી અટકાવવો લાગે છે. મધ્યમ વર્ગના જુવાન પતીઓની મુંઝવણની ફરીયાદ જુવાન પતીઓના મંડળના પ્રતીનાધીએ આ ચર્ચાપત્રીને કહી હોય, એવું મધ્યમ વર્ગના જુવાન પતીઓ સ્વીકારતા નથી, કારણ કે હું તેમાંનો એક જ છું. તો ચર્ચાપત્રીભાઇને જુવાન પતીઓની મુંઝવણનો વૃથા બોજો વહન કરવાનું શું પ્રયોજન? "આખા દીવસના ધંધા—નોકરીના અસહ્ય કામ પછી તે થાકીને લોથ થઇને ઘેર આવે ત્યારે તેની પત્ની ઘેર હોતી નથી; દેશ સેવા કરવાને કે કલબમાં, સ્ત્રી મંડળની સભામાં કે માધવબાગમાં દર્શને તે ગઇ હોય છે." એમ કહી ચર્ચાપત્રીભાઇ પુરૂષોની શાન્તીને બ્હાને સ્ત્રીઓનું જાહેર જીવન કચડી નાખવા માગે છે. સંસ્થાઓ કે દેશસેવા કે માધવબાગના દર્શન એ ઇરાદાપુર્વક પુરૂષ ઘેર આવે ત્યારે જ ગોઠવેલાં હોય એમ બનતું પણ નથી. ઉપરોક્ત શબ્દો સ્ત્રીઓને કટાક્ષમાં કહેવાના ઇરાદાથી લખાયાં હોય એમ સ્પષ્ટ દેખાય છે. તે શબ્દો પુરૂષોએ સ્ત્રી જાતીના ઉત્થાનના અભાવે ઉચ્ચારવા એ પોતાને

માટે ગૌરવવન્તુ તો નથી જ. "પ્રેમ ભર્યા બોલે તેને સત્કારતી નથી." આમ કહેવું એ સ્ત્રી જાતી તરફના પુરૂષના અન્યાયની અનુક્રમણીકામાં એક લઘુ ઉમેરો કરવા જેવું જ છે. પ્રેમ એ કૃત્રીમ વસ્તુ નથી કે ફરજ પાડવાથી મેળવી શકાય. હલકાં સાહીત્ય અગર રેનલ્ડ્સ રેનલ્ડીની નવલકથાઓમાં જેવા વ્હાલના પ્રેમ ભર્યા દેખાતા શબ્દો આવે છે. તેવા શબ્દો ગોખાવ્યાથી પ્રેમની રસ સરીતા વહેતી નથી. પ્રેમ એ સ્વતઃ અને બન્નેના હૃદયમાંથી જન્મ પામે છે. જો પુરૂષ હૃદયશુન્ય હોય તો સ્ત્રી પાસેથી પ્રેમની આશા રાખવી એ વૃથા છે જ. "ધણી સાથે પોતે તેની ગુલામ નથી એ સીદ્ધાંત તેના મગજ ઉપર ઠસાવવાનો કલાકો સુધી પ્રયાસ કરે છે" પત્ની એ પતીની ગુલામ નથી જ; હોઇ શકે નહીં. તો પછી 'પોતે પતીની ગુલામ નથી' એ સીદ્ધાંત પ્રતીપાદન કરવામાં પત્ની શું ગુન્હો કરે છે, તે તો ચર્ચાપત્રીભાઇની વીચારશક્તી કલ્પી શકે. "રાંધવું–ને તે સારૂં રાંધવું એ રસોઇઆ જ કરી શકે–સુધરેલી સ્ત્રી નહીં એવી તેની માન્યતા છે; અને બાળકોની સારવાર કરવા આયાઓ કે નોકરડીઓ સરજાઇ છે, એવા તેના વીચાર છે" આવા વીચારો ધરાવતી સુધરેલી સ્ત્રીઓ આજના સમાજમાં હજારે એકાદ હોય, તેથી આવા મીથ્યા આરોપો સ્ત્રી સમાજ ઉપર મુકવા, એ પુરૂષ સમાજને હીણપદ લગાડનારૂં તેમજ સહચારના ધર્મથી વીરૂદ્ધ છે. "દર સાંજે તેણે બહાર જવું જ જોઇએ" આ વાત પણ ચર્ચાપત્રીભાઇને નથી ગમતી. કુદરતી સૌન્દર્ય અને શરીરને તંદુરસ્તી બક્ષતી સાંજના શીતળ પવનની લહેરનો ઉપભોગ કરવાની છુટ કુદરતના સરજનહારે પક્ષપાતથી મનુષ્ય જાતના એક જ અંગને જ–પુરૂષને જ આપી છે? સ્ત્રી

સૃષ્ટીના સર્જક બ્રહ્મા કહેવાય છે, અને તે પુરૂષ જ હતા એટલે કદાચ મારા ચર્ચાપત્રીભાઇના પુરૂષ મીત્રો તરફ જ બ્રહ્માની કૃપાદૃષ્ટી ઉતરી હોય તો આશ્ચર્ય પામવા જેવું નથી. હજી પુરૂષો જ જ્યાં પોતાને માટે 'સલામતીઓ' અગાઉથી જ નક્કી કરી લેવાની ધમાલમાં પડયા છે, ત્યાં સ્ત્રીઓને સ્વાતંત્ર્યની ભાવના ખીલવવાનો સંભવ ઓછો છે, તેથી જ હીંદુસ્તાન આપણા હાથમાંથી સરતું જાય છે એવો શોરબકોર બ્રીટીશ સામ્રાજ્યવાદીની માફક પુરૂષોએ "સ્વતંત્રતાની ભાવના મુળ માર્ગમાંથી વંચીત થઇ આડે માર્ગે વહેણુ લે છે, એવું હવે લાગે છે××× મધ્યમ વર્ગના જુવાન પતીઓની મુંઝવણનો પાર રહેતો નથી." એમ બોલીને કરવો ન જોઇએ. એ તેમના ભાગીદારીપણાની ફરજને ભુલાવનારૂં છે.

આ બધાના ઇલાજ રૂપે ચર્ચાપત્રી કહે છે. "પતીપરાયણ બનવાની મુળ આર્યભાવના દરેક સ્ત્રીએ સમજવાની જરૂર છે." પુરૂષોને સ્ત્રીઓને પોતાના ગુલામ રહેવાનો અમુલ્ય ઉપદેશ આપવાનો શો અધીકાર છે? તેને બદલે પોતાનો પુરૂષ વર્ગ સુધરે તે માટે આર્યભાવનાનું શરણ શોધવું જોઇએ. ઉપરોક્ત શીખામણ સ્ત્રીઓને બદલે પુરૂષજાત પુરૂષોને નીચે પ્રમાણે આપી શકે છેઃ "પત્નીપરાયણતાની ભાવનાને તમે જળસીંચન કરી ઉછેરો. આ આર્યભાવનાને ઓળખો ને યુગધર્મ પીછાનો."

જો પુરૂષો પત્નીપરાયણ બનવાની આર્યભાવના કેળવશે તો સ્ત્રીઓ પતીપરાયણ બનવાની આર્યભાવનાનું અનુકરણ પોતાના જીવનસાથીના સહચારથી જરૂર કરશે અને તેથી ગૃહસંસારના અનેક સુંદર તત્વો વીનાશ નહીં પામે.

[ ૨ ]

# પુરૂષની છાયા વિના સ્ત્રીને ચાલ્યું નથી

: લેખક
શ્રી. જયદેવ સી. મહેતા

" નવયુગ "ના તંત્રીશ્રી,

જ્યારે સ્ત્રીઓની 'સ્વતંત્રતા' વીષેના મારા વીચારો આ માસીક દ્વારા મેં વ્યક્ત કર્યા ત્યારે મને ખાત્રી જ હતી કે, મારા આ વીચારોને સત્તરમી સદીના કહીને વખોડનારા 'સુધારકો' ઘણા નીકળશે—અને શ્રીમતી સરોજની મહેતા—જેઓ ગુજરાતમાં આગળ પડતા સામાજીક વીચારો ધરાવનારાઓમાંનાં એક છે, તેમના—તરફથી મને જવાબ આપવાનો જે પ્રયાસ થયો છે તે જોઇને મને નવાઇ તો નથી જ લાગી.

સ્ત્રી પતીની છાયા રૂપે રહે તેમાં ગુલામી છે એમ એ બ્હેન માને છે તે, મારે હીસાબે ખોટું છે. મેં આગલા લેખમાં જણાવ્યું છે તેમ, અનેક બ્હેનો સ્વતંત્રતાની ભાવના અણીશુદ્ધ સમજીને તેનો અમલ કરે છે ને સુખી દામ્પત્ય જીવન ગાળે છે. પરન્તુ એ ભાવના પર વારી જઇ અધુંર્ ભણેલી—ને તેથી ઉંછાછળી થયેલી બ્હેનો પરણ્યા પછી જીવનસાથી પ્રત્યે જે વર્તન ચલાવે છે તે સ્વતંત્રતાના નામને લાંછન લગાડે છે. મારૂં કહેવું એમ છે કે, એ ભાવના પુરી સમજ્યા વીના સ્ત્રીઓ સ્વતંત્ર બનવાને બદલે સ્વચ્છંદી બને છે ને પરીણામે ગૃહક્લેશનાં ભાગીદાર થાય છે. જેમની આર્થીક સ્થીતી સારી હોય તેઓ ઘરઘાટી, નોકર ચાકર અને આયા રાખે તે સામે મને વાંધો નથી. પણ પત્નીને પતી એ બધી સગવડતા કરી આપે તેનો પત્ની ગેરલાભ ઉઠાવે ને પતી તેમ જ ઘર પ્રત્યે બેદરકારી કેળવે તે સામે મારો વાંધો છે. સ્ત્રીનો ધર્મ ઘર ચલાવવાનો છે. દરેક વાતમાં પુરૂષ સામે હરીફાઇની હોડમાં બેસવાનો નહી. એમ પુરૂષ સામે હરીફાઇ માંડવી ને તેના જેટલી જ સમાનતા ને સ્વતંત્રતા માગવી—ને લેવી એ સ્ત્રીસ્વભાવની જ વીરૂદ્ધ છે.

'પતીપરાયણતા'ને લીધે પુરૂષોનાં સ્વાર્થ અને સત્તા વધતાં ગયાં એમ સરોજની બ્હેન કહે છે તે હું કબુલું છું. પણ જે વર્ગમાં પુરૂષો કેળવાયલા નથી ને સંસ્કારી નથી ત્યાં જ એવું થયું છે. પતીપરાયણતા આપણા ગૌરવભર્યા પ્રાચીન યુગમાં યે હતી: તે જમાનામાં પુરૂષો સ્વાર્થી કે સત્તાન્ધ ન્હોતા બનતા. જે સ્ત્રીઓનાં પવીત્ર સતીત્વ ને મહત્તાનાં ગુણગાન ગાઇને ને તેમનાં જીવનમાંથી પ્રેરણા મેળવીને આજની ભારતીય મહીલાઓ પોતાના જીવન-સંસ્કાર ઘડવાનો પ્રયાસ કરે છે, તે સ્ત્રીઓ પતીપરાયણ હતી માટે મહાન કહેવાતી હતી—સ્વતંત્ર હતી માટે નહી. સીતાનું નામ ઘેર ઘેર ગવાય છે કેમ કે રામ તેનો પતી હતો; સીતા સ્વતંત્ર હતી માટે નહી. આમ કહી હું પ્રાચીન યુગમાં જેમ લોકો જીવતા તેમ જીવવાનું નથી કહેતો—માત્ર દાખલો ટાંકું છું. આજના જમાનાને અનુરૂપ બની સંસાર ચલાવવામાં પતીને સહાયરૂપ બનવામાં પત્ની રસ લે ને તે પ્રમાણે કાર્ય કરે તો જ સંસાર સુખી થાય. બાકી તો, સ્વતંત્ર જીવનની મનોદશા

સેવતી હોય, તો બ્હેતર છે કે સ્ત્રી પરણે નહી. પુરૂષને પતી તરીકે સ્વીકાર્યો પછી સ્ત્રી તેની છાયા રૂપ જ બની જાય છે. પતી વૃક્ષ તરીકે રહે છે ને પત્ની તેને આધારે રહેતી વેલી સમી ગણાય છે.

મેં ઉપર જણાવ્યું છે તેમ સ્ત્રી સ્વતંત્ર બની જાય છે એ સ્ત્રી સ્વભાવની જ વીરૂદ્ધ છે. ગમે તે દેશની, ગમે તે કાળની ને ગમે તે જાતની સ્ત્રીને પુરૂષની છાયા વીના ચાલ્યું નથી. સ્ત્રીને પુરૂષના રક્ષણની જરૂર સદા સર્વદા રહી છે. ને જો કે ઘણી સ્ત્રીઓ પુરૂષો સામે 'બંડ' કરતી, તેની સત્તા સામે ડોળા ઘુરકાવતી ને ઘણીવાર તે સામે ધુંવા-ફુંવા કરતી નજરે પડી છે છતાં એક વાત તો ચોક્કસ છે કે, સ્ત્રી પોતાના અંતઃકરણના ઉંડા ભાગમાં પુરૂષના સંરક્ષણની આકાંક્ષા હંમેશાં સેવે છે.

સ્ત્રી પુરૂષ જેટલી સ્વતંત્ર અને સમાન કદી નહી થઇ શકે કેમકે તેને વારંવાર પુરૂષની જરૂર પડશે. દુનીયાના વ્યવહારમાં સ્ત્રી સ્વતંત્ર રહેવા જશે તો થોડા કાળ પછી જ તે જાણી શકશે કે દુન્યવી વ્યવહાર કેવો હૃદયહીન છે: ને ત્યારે જ પુરૂષના રક્ષણની, ને પુરૂષની છાયાની કીમ્મત તે આંકી શકશે.

મને ચોક્કસ લાગે છે કે પુરૂષ સામે સ્ત્રીની સ્વતંત્રતાની બાંગ પોકારનારાઓ એક જાતનો દંભ સેવે છે. ગમે તેવી મહાન શક્તીશાળી સ્ત્રીને પોતાના પતીના રક્ષણ હેઠળ રહેવામાં ને પોતાનાં બાળકો સાથે ગેલ કરવામાં—ગૃહરાણી તરીકે જીવન વીતાવવામાં જેવું સુખ મળે છે ને જેવો આનંદ મળે છે તેવું સુખ બીજે ક્યાંય મળતું નથી.

બીનજવાબદાર સુધારકો સ્ત્રીઓનાં હૃદયની આ આકાંક્ષા જાણ્યા વીના તેમને મારે સ્વતંત્રતાના બરાડા મારે છે; ને પરીણામે તેમને દુઃખી કરે છે. એ તરફ અંગુલીનીર્દેશ કરવાનો જ મારો આ પ્રયાસ છે.




: સમાલોચક :

## સાહીત્યવાટીકાનો વનમાળી

### - કાવ્ય

**કોઇનો લાડકવાયો અને બીજાં ગીતો:** રચનાર: શ્રી ઝવેરચંદ મેઘાણી; પ્રકાશક: 'સૌરાષ્ટ્ર' કાર્યાલય; ઠે: રાણપુર, મુલ્ય: ૭ આના.

પ્રસ્તુત સંગ્રહમાં શ્રી. મેઘાણીનાં દસ ગીતો છે. કેટલાંક ગયા રાષ્ટ્ર–સંગ્રામના આરંભે, કેટલાંક લેખકના કારાવાસ દરમ્યાન અને કેટલાંક યુદ્ધવીરામ પછી લખાયલાં છે. તેમાં બે ત્રણ કથાગીતો છે. કવીએ ચારણીછંદોમાં અને લોકગીતોના ઢાળમાં આ ગીતો રચ્યાં છે. ભારત પરાધીન બન્યો ત્યારથી શૌર્યગીતોનો યુગ હીંદમાં આથમી ગયો હતો તે યુગ સ્વાધીન બનવાના હીંદીઓના નીશ્ચયની સાથે ઉગ્યો છે. તે તકનો લાભ મેઘાણીએ સદુપયોગ કર્યો છે.

'કોઇનો લાડકવાયો' લાઠીમારથી ઘવાયલા સૈનીકના કરુણ મૃત્યુનું દીલ ડોલાવનારું ગીત છે, અમે સાંભળ્યું છે ત્યાં સુધી, ગુજરાતના એક વૃદ્ધ કવીના હૃદયને એ ગીતે એટલી અસર કરી હતી કે એ સાક્ષરનાં વૃદ્ધ પોપચાં આંસુથી ભીનાં થઇ ગયાં હતાં. 'કોણ ગાશે?' લેખકનું હૃદયમંથન બતાવે છે. 'આગે કદમ!' એ યુદ્ધનું કુચગીત છે. 'ધરતી માગે છે ભોગ!' એ ભજનમાં ગાંધીજીએ માટીનાં માણસો કેમ બનાવ્યાં એની શ્રદ્ધાભરી મીમાંસા છે. 'વીદાય'માં સ્વતંત્રતાના આશકના દીલના અભુકા ભરેલા છે. 'યુદ્ધનો આખરી સંદેશ' રાષ્ટ્રના શુરા સપુતો સમરાંગણમાં મર્દોના મૃત્યુએ ખપી ગયા તેનો સંદેશ એક બચેલા યોદ્ધાના મુખે સંભળાવ્યો છે. 'ફાંસી નહી ફુલમાળ' પંજાબના ત્રણ નૌજવાનોને અપાયલી ફાંસીનું સ્મરણગીત છે, 'મૃત્યુનો ગરબો' સાબરમતી જેલમાં મરણ પામેલા એક ભાઇના મૃત્યુ પ્રસંગે રચાયલું છે, 'સુના સમદરની પાળે' કથાગીત છે. રણસંગ્રામ પુરો થયા પછી, છેલ્લા શ્વાસ લેતો રેવાતીરના રાજેસર ગામનો વતની યોધ્ધો મીત્ર મારફત પોતાનાં સ્વજનોને સંદેશો મોકલાવે છે. વીરહઘેલા પતીઓએ પ્રીયતમાઓ માટે અનેક સંદેશા આજ સુધી મેઘ, વાયુ ને પંખીઓ મારફત પાઠવેલા આ જો જોયાં છે, પણ ગુજરાતનો એક યોધ્ધો મરતી વખતે યોધ્ધાને છાજતો સંદેશો તો આજે જ મોકલાવતો આપણે જોઇએ છીએ. આ કથાગીત પણ 'કોઇના લાડકવાયા'ના જોટાનું છે. 'ઝંડાવંદન'માં રાષ્ટ્રના નીશાનનો રક્તભીનો ઇતીહાસ ટુંકામાં આપવામાં આવ્યો છે.

ભાઇ મેઘાણીને કોઇએ 'રાષ્ટ્રીય શાયર' કહ્યા, તેને મેઘાણી 'હુલામણું નામ' ગણે છે. અને 'ક્યાં શાયરી ને ક્યાં હું!' કહી પોતે વીનય બતાવે છે. ગુજરાતના ઘણાએ સાક્ષરો અને વીવેચકો હજી મેઘાણીનો

'શાયર' તરીકે સ્વીકાર કરતાં પ્રશ્નવીરાગો મુક્તા જોયા–જાણ્યા છે. અહીં અમે શાયર અને શાયરીની મીમાંસામાં ઉતરવા માગતા નથી. પણ એટલું જ કહીશું કે જો એક મેઘાણી ગુજરાતમાં નહોત, તો ગુજરાતનો રાષ્ટ્રસંગ્રામ લડાયો હોત ખરો પણ એ પ્રેરણાગીતો વીનાનો, મુંગા સૈનીકોથી લડાયો હોત. એ સંગ્રામનાં સંભારણાં લોકજીભે અમર બન્યાં ન હોત. પીઢ સાક્ષરોની એક રૂઢ માન્યતા છે કે સામયીક ગીતોમાં અમર કૃતીઓ ન જ ઉતરે, છતાં એમાંના કેટલાયે પશ્ચીમવાસીઓએ લખેલાં સામયીક ગીતોથી મુગ્ધ બન્યા છે–હશે! સામયીક ગીતો જો અમર ન બને તો યે કંઇ નહીં [જો કે એમ છેજ નહીં] છતાં એજ સાચાં પ્રેરણાગીતો છે. ચંદા ને તારા ને કોયલ અને મેઘનાં વર્ણનો વાંચીને પ્રજા માંદલી મુર્દા જેવી બને છે, ત્યારે આવાં પ્રેરણાગીતોમાંથી પ્રજા મર્દાઇનાં પાણી પીએ છે. એનું મુલ્ય અમારે મન ઘણું જ છે. એ માટે અમે ભાઇ ઝવેરચંદ મેઘાણીને આવાં યુદ્ધગીતો લખવા માટે અંતઃકરણ ધન્યવાદ આપીએ છીએ.

## નાટક

**સીતાહરણ** [નાટક]: કર્તા: શ્રી. મણીલાલ છબારામ ભટ્ટ, સોલ એજંટ: હરગોવનદાસ હરજીવનદાસ પુસ્તકોવાળા: ૩૦૩૫, પાનકોર નાકા, અમદાવાદ. મુલ્ય: ચાર આના.

બરાબર આજથી ચાલીસ વર્ષ પુર્વે લખાયલું આ સીતાહરણ નાટક છે. તે યુગના લેખકો સંસ્કૃત અને અંગ્રેજી સાહીત્યનું અનુકરણ કે ભાષાંતર કરવા અતી ઉત્સુક બન્યા હતા, તે યુગની આ કૃતી, ઝડપથી બદલાતા જતા વીસમી સદીની બીજી પચ્ચીસીના પ્રારંભકાળે પ્રસીદ્ધ કરતાં લેખક પણ શંકાશીલ દશામાં મુકાઇ ગયા લાગે છે. પોતે જ કહે છે કે:

> "ચાલીસ બેતાલીસ વર્ષને લાંબે ગાળે આ નાટકને સાહીત્ય મહાસાગરમાં ઉતારવાનો સમય આવ્યો, તે પ્રસીદ્ધકર્તાના ઉત્સાહનો પરીણામ છે. અને ઉત્સાહ નહોતો."

તેનું કારણ યુગ પલટો. લેખકને લાગ્યું કે અત્યારે સાહીત્યનું વાતાવરણ જ પલટાઇ ગયું છે, ચાર ચાર દશકાના ગાળામાં ગુજરાતની મનોદશામાં પણ વીવીધરંગી પલટા થઇ ગયા છે, તેને સમયે અર્ધી સદી પહેલાંની મનોદશામાં તે જમાનાના વાતાવરણને રૂચે. તે રીતે રચાયલું આ નાટક જે 'સંસ્કૃત નાટકોની પદ્ધતીને ગુજરાતીમાં ઉતારવા માટે' લખાયું હતું તેને શા માટે પ્રગટ કરવું? પણ પ્રસીદ્ધકર્તાના ઉત્સાહથી લેખક ઉત્સાહીત બન્યા અને ચાલુ વર્ષના જુન મહીનામાં 'સીતા હરણ' પ્રસીદ્ધ થયું.

નાટકનું વસ્તુ રામાયણ પરથી લીધું છે. રામ વનવાસે ગયા છે તે સમયે નાટકનો આરંભ થાય છે. અને વનવાસ પુરો કરી [illegible] પાછા વળતાં નંદીગ્રામ આગળ આવી [illegible] કરાવે છે ત્યાં નાટકની પુર્ણાહુતી [illegible]

[illegible] કે જે યુગમાં લખાયું તે યુગને [illegible] નાટક વાંચીએ તો શ્રી. [illegible] 'સંસ્કૃત નાટકોની પદ્ધતીને [illegible] [illegible]રવા'માં સફળ થયા છે એમ [illegible] પણ ચાલે તેમ નથી. [illegible] ગાયનો લખાય છે, તે [illegible]ત લખાતાં. શ્રી. મણી[illegible] માં એ જ રીત ગ્રહણ [illegible] નો અંશ છે એમ [illegible] ગુજરાતમાં જો ધન,

અંકાતા ન હોત તો, શ્રી. મણીલાલ છબારામ જેવા સાહીત્યની સતત સેવા કરનારાઓનું સ્થાન આજે ઘણું આગળ હોત એમ અમને લાગે છે. અનેક સાહીત્યભક્તોને નગુણા ગુજરાતે અન્યાય કર્યો છે, તેમાંના એક મણીલાલ ભટ્ટ પણ છે એમ અમે માનીએ છીએ. આજના વાચકોએ શ્રી. મણીલાલ ભટ્ટનાં 'અનીલદુત' અને બીજા કાવ્યો, નાટકો અને એમના વીદ્વત્તાપુર્ણ લેખો કદાચ વાંચ્યાએ નહીં હોય, એટલે એમને મણીલાલ ભટ્ટ કોણ અને શું છે તે નહીં સમજાય પણ અમે એમનાં કાવ્યો, ખંડકાવ્યો, નાટકો, નવલકથાઓ અને નીબંધો વાંચ્યા છે, તેથી અમને આવા વીદ્વાનોને વીસરી જતા ગુજરાતની દયા આવે છે. એવા સાહીત્યસેવકોને થતો અન્યાય સાલે છે. અને એટલે જ અમે 'સીતાહરણ'ના લેખકની આ જુની કૃતીને પ્રસીદ્ધ કરવા માટે એના પ્રકાશકને ધન્યવાદ આપીએ છીએ.

શ્રી. મણીલાલ ભટ્ટની કવીતા કેવી છે તેના થોડાક નમુના જોવાથી વાચકને ખાત્રી થશે.

લંકા દહન કરીને આવેલો હનુમાન કહે છે:

નીસાસે સીતાને પ્રીય વીરહ આતપ મનનાં,
પ્રતાપે વા કોપે, પ્રખરતર સુર્યાન્વય તણા;
બળ્યું હો વા શાપે, ઋષી સુજનના નીત્ય દમને,
અમેં ક્યાં બાળ્યું છે! સબળ રીપુના રાજપુરને.

ઋષી આશ્રમોની રમણીયતા તેઓ આમ વર્ણવે છે:

દોડે આમ કુરંગ વત્સ રમતાં,
જ્યાં આંગણાંમાં રૂડા,
નાના હંસ સરોવરે સરસરે,
નાચે મયુરો ઘણા;
આપે આદરમાન આશ્રમ તણાં,
વૃક્ષો નમી પુષ્પથી,
વ્હાએ શીત સમીર ચંદન તણી,
મીઠી સુગંધી ગ્રહી.

જો કે લેખકની વીચારશ્રેણી સાથે અમે મળતા થઈ શકતા નથી, પચ્ચાસ વર્ષના ગાળામાં રામચંદ્રની મહત્તા પણ અભંગ સચવાઈ નથી, તેમ છતાં લેખકની લેખનશૈલી અમને ઘણી જ ગમી છે. ગુજરાતી સાહીત્યના ઘડતરના સળંગ અભ્યાસ માટે પણ આવા સાહીત્યના પ્રચારની જરૂર છે એમ અમે માનીએ છીએ.

...

**હાથીના દાંત :** લેખક: શ્રી પુરુષોત્તમ ત્રીકમદાસ; મળવાનું ઠેકાણું: 'ગુણસુંદરી' કાર્યાલય, ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબાઈ, નં. ૪. મુલ્ય: એક રૂપીઓ.

ગુજરાતી ભાષામાં આવી જાતના નાટકનો આ સહુથી પહેલો જ પ્રયાસ છે. સ્ત્રીઓને પોતાની સ્વતંત્રતા સીદ્ધ કરવા માટે જે રસ્તો લેખકે બતાવ્યો છે તે છેક જ નવીન છે, અલબત્ત શ્રી કનૈયાલાલ મુનશીએ એમના 'કાકાની શશી' નામના નાટકમાં એ દીશામાં અંગુલી નીર્દેશ કર્યો છે, અને શ્રી પુરુષોત્તમે પોતાના એ માર્ગદર્શક માત્રની કલ્પનાને વધુ સ્પષ્ટ રીતે ખીલવવાની ગમે તેમ કરીને પણ ભારે હીંમત બતાવી છે. અને બીજા કશાની ખાતર નહીં તો તેને માટે તો અમે લેખકને જરૂર ધન્યવાદ આપીએ છીએ જ.

પ્રણાલીવાદના ભંગ માટે જાણીતા થવામાં ગુજરાતી સાહીત્યમાં મશહુર થયેલા શ્રી કનૈયાલાલ મુનશીને પણ કહેવું પડ્યું છે કે: આ નાટકનો 'વીષય સામાન્ય ગુજરાતીને ભડકાવે એવો છે.' અને નાટકનો પરીચય કરાવતાં તે કહે છે: "પચાસ વર્ષ પછી અનીયંત્રીત પાશ્ચાત્ય સંસ્કાર પ્રસરે તો શું થાય એ આ નાટકમાં બતાવ્યું છે."

ખુદ લેખકે પણ ડગમગતે હૈયે આ નાટક ગુજરાતીમાં લખ્યું લાગે છે. કેમકે તે ભાઈ જાતે જ કહે છે:

"આ નાટક મુળ અંગ્રેજીમાં લખવા ધારેલું. પ્લોટની રચના અને જે સામાજીક સ્થીતી ચીતરવાનો પ્રયત્ન કર્યો છે તે ગુજરાતમાં સહેલાઇથી કલ્પી શકાય એવાં નથી."

પરંતુ તેમનું માનવું છે કે :

"સાંસારીક સ્થીતી ગુજરાતમાં શકય હોય, યા ન હોય, પણ નાટકમાં ચર્ચેલો વીષય તો દુનીઆના દરેક પ્રદેશમાં માનસ શાસ્ત્રની દ્રષ્ટીએ હંમેશને માટે મોજુદ છે, અને જ્યાં સુધી પુરૂષના સ્વભાવમાં ક્રાંતીકારક ફેર ન પડે ત્યાં સુધી રહેશે."

આમ ડગુમગુ થતા લેખક વળી એક સામટી હીંમત એકઠી કરીને છેવટે કહી નાખે છે:

"પુરૂષ સ્વભાવને હું પીછાણું છું ત્યાં સુધી એ ઘણીજ સરસ મુક્તી છે એમ મારૂં માનવું છે."

છતાં લેખક જે લખવાનો વીચાર કરીને નાટકનો આરંભ કરે છે તે જ મનોદશા છેવટ સુધી ટકાવી શકયા નથી. પરીણામે એમનો ત્રીજો અંક [જે લેખનશૈલીની દ્રષ્ટીએ આગલા બન્ને અંક કરતાં સરસ લખાયો છે] એમને જુદી જ દીશામાં દોરી જાય છે, અને 'સ્ત્રીઓને ઉતારી પાડવા માટે તો 'હાથીના દાંત' લખાયા નથી ને?' એ જાતનું વીચારબીજ વાંચકના મન પર મુક્તા જાય છે.

નાટકનું વસ્તુ આવું છે:

નાટકનો આરંભ સુનીતાદેવીના વીલાયતી ઢબના દીવાનખાનામાં તેમના ગોપીઓના કા'ન જેવા તોફાની ભાણેજ [બહેનનો પુત્ર] દીલીપનાં રેણુ નામની વીસેક વર્ષની નોકર સ્ત્રી સાથેના તોફાનથી જ થાય છે. તે દીવસે સુનીતાને ત્યાં એમની કેટલીક સ્ત્રી મીત્રો સ્ત્રી સ્વતંત્રતાની ચર્ચા માટે આવે છે. તેમાં સ્ત્રીઓનો ગુલામગીરીમાંથી કેમ છુટકો થાય તેના માર્ગ શોધવાની ચર્ચા ચાલે છે. કોઇને આર્થીક સ્વાતંત્ર્ય ગમે છે, કોઇને બંડખોર મનોદશાની જરૂર જણાય છે. પણ રમલાને તો પુરૂષોની સ્વચ્છંદતા ખુંચતી હોવાથી, પરણેલી સ્ત્રીઓએ પણ તેનું વેર લેવા એવી જ સ્વચ્છંદતા કેળવવાનો માર્ગ લેવાનો આગ્રહ કરે છે. સ્ત્રી સ્વાતંત્ર્ય માટે તે ખુલ્લી રીતે એ માર્ગ લેવાની દરખાસ્ત કરે છે એ વાતની ખબર પડવાથી વર્તમાનપત્રોમાં ભારે ટીકાઓ અને ચર્ચા થાય છે. રમલાનો વર અરૂણ પોતાના મકાનમાં જ નોકરડી સાથે સ્વચ્છંદ આચરે છે. તે જોઇ રમલા દીલીપ સાથે એવો પ્રયાસ કરવા જાય છે, પણ છેક છેલ્લી ઘડીએ એની હીંમત ચાલતી નથી. નીતીના જુના સંસ્કાર એને તેમ કરતાં વારે છે, પરંતુ તેટલામાં અરૂણ આવી ચડે છે, અને સુવાના ખંડના બારણા પાસે જ દીલીપ અને રમલાની પ્રણયક્રીડા જોઇ ગુસ્સે થાય છે. અહીં બીજો અંક પુરો થાય છે.

અરૂણ દીલીપને કોર્ટમાં ઘસડે છે તે. ત્રીજા અંકમાં લેખકે ચાલાકીથી જુદાં જુદાં સ્ત્રી પાત્રો વચ્ચેનો તમામ વાર્તાલાપ સોલીસીટરની ઓફીસમાં કરાવ્યો છે. એમના આ નાટકમાં લેખનશૈલીની નજરે અમને ત્રીજો અંક વધુ સરસ દેખાય છે, પરંતુ તેમાં નવા યુગની સ્ત્રીની મશ્કરી જ વીશેષ લાગે છે. સ્ત્રી સ્વાતંત્ર્યની વાતો ને વીચાર કરનાર પ્રત્યેક સ્ત્રીને કંઇને કંઇ ખરાબ વીશેષણો અપાયાં છે. રમલાને છેવટે 'મારૂં વેર મારા પોતા પર જ વળ્યું!' એ વચનોથી પશ્ચાતાપ કરતી ચીતરી છે. અને 'જ્યાં ધર્મ ત્યાં જય'ના ગીતા વચનની માફક અંતીમ વાકયથી નાટકની પુર્ણાહુતી કરી છે. ત્યારે રમલાનો વ્યભીચારી વર અરૂણ પોતાના કાર્યમાં ચાલુ રાખતાં છતાં

સુધરતો કે પશ્ચાતાપ કરતો જણાતો નથી. આખું નાટક જો જુદી જુદી દ્રષ્ટીએ તપાસીએ તો તેમાં ન્યાયદાનની રીતની પણ ઠેકડી જ કરવામાં આવી છે. અદાલતોમાં 'ન્યાયનો સવાલ નથી પણ પુરાવાનો સવાલ' જ મહત્ત્વનો મનાય છે, એ ન્યાયનાં કહેવાતાં મંદીરો માટે જેવી તેવી કડક ટીકા ન કહેવાય-પણ દુર્ભાગ્યે તે સચી છે.

શ્રી મુનશી અને શ્રી. પુરુષોત્તમ આમુખ અને પ્રસ્તાવનામાં આ નાટકને જે દ્રષ્ટીએ જુવે છે, તેવું ખુદ નાટકમાં કંઇ નથી. મોટે ભાગે તેમાં અનીશ્ચીત વીચારો અને વાર્તાલાપમાં શબ્દોની રમત જ લાગે છે તેમ.થી સાર જો કંઇ પણ નીકળતો હોય તો તે એ જ કે પચાસ વર્ષ પછી પણ સ્ત્રી જાતીને તેમના વ્યભીચારી પતીદેવો દગ્યા કરશે, સમાજ તેમનો દુશ્મન જ રહેશે અને ન્યાયની કોર્ટો તેમને માટે અન્યાય કરશે.

આ દશામાંથી છુટવા સ્ત્રીઓએ શું કરવું, એ કોઇક વીશેષ ઠરેલ, વીચારશીલ અને છતાં સાચા ન્યાયાધીશની તટસ્થતાવાળો લેખક બતાવે ત્યાં સુધી 'હાથીના દાંત' માં બનાવેલા સુદ્દાઓ અનુત્તર જ રહેશે આ નાટકના જવાબમાં કોઇ શક્તીવતી સ્ત્રી લેખીકા પોતાની કલમ ચલાવે એ અમને જરૂરનું લાગે છે.

## ઈતીહાસ

**લોહીની ઇમારત:** મુદ્રક અને પ્રકાશક: ઇશ્વરલાલ વીમાવાળા, ઠે: ગાંડીવ મુદ્રણાલય, ડોળાપીઠ, સુરત મુલ્ય બે રૂપીઆ.

ડચ પ્રજાતંત્રના વીકાસનો મોટલીએ લખેલો ઇતીહાસ અંગ્રેજી ભાષામાં સુપ્રસીદ્ધ છે. તેની ઉપરથી પ્રો. ચન્દુલાલ જોહરીએ હીંદીમાં પુસ્તક લખ્યું તે ઉપ.થી ગાંડીવ કાર્યાલયે ગુજરાતીમાં આ પુસ્તક તૈયાર કર્યું છે. મોટલીએ મુળ અંગ્રેજીમાં ૧૫૦૦ પાનાંના ત્રણ ગ્રંથ લખ્યા છે. હોલાંડવાસીઓના નરમેધની કથાને તેણે અમર કરી છે. યુરોપની ઘણી ભાષાઓમાં આ પુસ્તકનાં ભાષાંતર થયાં છે, એવા પુસ્તકને ગુજરાત સમક્ષ રજુ કરવા માટે અમે ગાંડીવ કાર્યાલયના સંચાલકોને ધન્યવાદ આપીએ છીએ.

સ્વતંત્રતા તો સહુને ગમે છે, છતાં દુનીઆના આદીકાળથી એવું બનતું જ આવ્યું છે કે, માનવીના એક સમુહે પોતાના સ્વાર્થના જ કારણે બીજી પ્રજાઓની સ્વતંત્રતા છીનવી લીધી છે. આમ પરાધીન બનનારી પ્રજા પોતાની જ મુર્ખાઇથી નબળાઇ વહોરે છે, એક અથવા બીજા કારણે તે જનતાનું હીત ભુલી અંગત સ્વાર્થમાં ચકચુર બની અંદર અંદર લઢી વઢીને નબળી બને છે, અને તેથી ત્રાહીતોને તેની ઉપર હુમલો કરવાની તક મળે છે. તો કોઇ પ્રજાની ઓછી શક્તીનો લાભ લઇને વીશેષ શક્તીવાળી પ્રજા તેની ઉપર તરાપ મારે છે.

છતાં પરાધીનતા અકુદરતી હોવાથી પ્રત્યેક માનવીને તે ખુંચે છે. એ ખટક જ્યારે હૈયાના તલપ્રદેશને સ્પર્શે ત્યારે તે સ્વાધીનતા મેળવવાનો આખરી નીર્ણય કરે છે. ત્યારે જીવવું તો સ્વાધીન બનવા નહીં તો સ્વાધીનતા મેળવવાના પ્રયત્નમાં ખપી જવું એ તેનું એક જ લક્ષ્ય બની રહે છે. એવા લક્ષ્યવાળી પ્રજાને જુલમગારો ફાવવા નહીં દેવાનો નીર્ણય કરે છે. પરીણામે જુલમગારોનો છેવટે તો પરાજય જ થાય છે, સ્વાધીનતાને ઝંખનારી પ્રજા સ્વાધીનતા મેળવે છે જ, પરંતુ તે માટે એને આકરામાં આકરી કીંમત આપવી પડે છે. છતાં કોઇ પણ ભોગ સ્વતંત્રતાના જુધ્ધે ચઢેલી પ્રજા માટે ભારે નથી મનાતો.

પરાધીન ડચ પ્રજાએ સ્વાધીનતા વરવા માટે કેવા કેવા ભોગ આપ્યા અને કેવી યાતનાઓ સહન કરી તે આ 'લોહીની ઇમારત' બતાવે છે. લીડનના નાગરીકોનો નીશ્ચય અને એમણે કરેલાં તપનું વર્ણન ગમે તેવાના હૈયાને ભેદી નાખે તેમ છે, પરંતુ સ્વાધીનતા મેળવવાનો નીશ્ચય કરનારી પ્રજા કરીકે આજની ગુજરાતી પ્રજાને એ વર્ણન નવી હોંશ, નવો ઉત્સાહ અને નવી પ્રેરણા અપનારૂં બને તેમ છે.

આથી પ્રસ્તુત પુસ્તક એકેએક ગુજરાતી સ્ત્રી પુરૂષ વીચારપુર્વક વાંચે એવી અમારી ગુજરાતને ભલામણ છે. આવાં પુસ્તકોનાં ગામડાંઓમાં તો કથાના રૂપમાં વાંચન-પારાયણ થવાં જોઇએ, શહેરોમાં નૌજવાનોએ માળાઓમાં અને ચાલીઓમાં રજાના દીવસો દરમીયાન જઇ જઇને તેના અસરકારક પ્રસંગોનાં વાચન અને વીવેચન કરવાં જોઇએ. લીડનના વીર નાગરીકોએ સ્વાધીનતા માટે કરેલા નીશ્ચયમાંથી ૧૯૩૧ના ગુજરાતને ઘણી જ સુયોગ્ય પ્રેરણાઓ મળે તેમ છે. તે માટે પ્રત્યેક ગુજરાતીને અમે ફરી ફરીને આ પુસ્તક વાંચવા આગ્રહ કરીએ છીએ.

પરભાષામાંથી ભાષાંતર થયેલાં પુસ્તકોમાં ભાષાંતર કરનારનાં નામ પ્રસીદ્ધ કરવાનો રીવાજ છે, છતાં આ પુસ્તકમાં ભાષાંતર કરનારનું નામ જોવામાં નથી આવતું તે અમને નવાઇ લાગે છે. આવા સુંદર પુસ્તકને ગુજરાતીમાં ઉતારનાર લેખકે કે ભાષાંતરકારે કયા કારણે ગુપ્ત રહેવાનું પસંદ કર્યું હશે? તે અમારાથી સમજી શકાયું નથી.

## જીવનચરીત્ર

**નરવીર લાલાજી:** લેખકો: શ્રી કકલભાઇ કોઠારી અને શ્રી ઝવેરચંદ મેઘાણી, પ્રકાશક: સૌરાષ્ટ્ર સાહીત્ય મંદીર, ઠે: રાણપુર. મુલ્ય: ચાર આના.

લાલાજીના જીવનચરીત્રને ટુંકાવીને આ સસ્તી આવૃત્તી પ્રસીદ્ધ કરવામાં આવી છે. પરંતુ તેમાં એમના જીવનનો સંપુર્ણ પરીચય આપવામાં આવ્યો છે. જેમનાથી વીશેષ પૈસા પુસ્તકો પાછળ ખર્ચી શકાય તેમ ન હોય, તેવા વર્ગ માટે આ જાતનાં સસ્તાં પુસ્તકોની પ્રથા ઉપયોગી છે.

## માનસશાસ્ત્ર

**બાલદર્શન:** લેખક: શ્રી. પ્રેમયોગી ઠે: ધી ન્યુ ઇરા સ્કુલ, મુંબાઇ નં. ૭. મુલ્ય: આઠ આના.

ગુજરાતમાં અનેક ઘેર બાળકો છે, સંખ્યાબંધ સ્ત્રી પુરૂષો માતાપીતા બનેલાં છે. અનેક નવદંપતી માતાપીતા બનવાનાં રસીયાં પણ છે. છતાં બાલમાનસને ઓળખવાનો પ્રયત્ન ઓછામાં ઓછાં માબાપોએ કર્યો છે. તેમાંના ઘણા મોટા ભાગને નીરક્ષરતાને લીધે કે નીર્ધનતાને લીધે નથી એ માટે અવકાશ, કે નથી મળતી તક; પરંતુ જેમને અવકાશ અને તક મળે છે, જેમને સાધન છે અને સામગ્રી પણ મેળવી શકાય તેમ છે, તેવાં અનેક માબાપો પોતાના પદની જવાબદારી સમજવા જેટલો પ્રયાસ કરતાં નથી. કદાચ તેઓ પોતાના ગુલાબના છોડની, પ્રીય શ્વાનબાલની કે મોટર અને દીલરૂબાની દરકાર બાળકો કરતાં વીશેષ રાખતાં હોય છે. પરીણામે જન્મ આપ્યા પછી બાળકની સાથેનો એમનો સંબંધ વીચીત્ર બની જાય છે. તેવાં માબાપો માટે આ નાનકડું પુસ્તક દીશાસુચન કરનારૂં છે. આ દીશાની માબાપોની અક્ષમ્ય બેદરકારી દુર થવાની જરૂર છે. જો આવતી કાલનાં નાગરીકોને ખરેખરાં મનુષ્ય બનાવવાં હોય તો તેમને ઉછેરવાની

સા માબાપોએ શીખવી જ જોઇએ. ઘણાં 'ઘડ ખોળીઆંમાં અનેક અણઘડ માબાપો આજકાલ નજરે પડે છે, પરીણામે નોકર ચાકરો અને આયા માસ્તરોને હાથે ઉછરેલાં બાળકો મોટપણે 'મનુષ્ય' બની શકતાં નથી, આવતી કાલનાં નાગરીકોને શીરે જ મોટી જવાબદારી આવવાની છે તે સમજીને પણ માબાપોએ પોતાનું પદ સાર્થક કરવાની તૈયારી કરવી ઘટે છે. આવાં સાહીત્યની ગુજરાતમાં બહુ જ ખોટ છે, એટલે ભાઇ પ્રેમયોગીના આ સુપ્રયાસને અમે આવકાર-દાયક ગણીએ છીએ.

## નવલકથા

**આશાની ઇમારત:** લેખક અને પ્રકાશક: શ્રી. ચાંપશી વી. ઉદ્દેશી, ઠે: ૩, માનુકસ લેઇન, કલકત્તા; મુલ્ય: બાર આના.

લેખક પોતે રાજપુતયુગના પ્રશંસક છે. શા માટે તે એમનેજ કહેવા દઇશું: "કોણ જાણે કેમ રજપુત યુગનાં નરનારીઓ મને વીશેષ પ્રીય છે! મને લાગે છે કે તેઓ સાચું જીવન જીવી જાણતાં. સત્ય, ટેક, પ્રેમ ને વીશ્વાસનાં અમુલાં સુત્રો તેઓએ પોતાના જીવનમાં ગુંથી લીધાં હતાં." અને એ માન્યતાથી પ્રેરાઇને લેખકે, રાજપુત-યુગની આ ત્રીજી નવલકથા લખી છે.

ચંદાવતો અને ઝાલા વચ્ચેના ઘર્ષણની આ કથા છે. પરાધીન ચંદાવતો સ્વાધીન થવા મથે છે. તે માટે તેઓ દાનમલના રાજમહેલ પર હુમલો કરે છે, અને ઉશ્કેરાયેલો દાનમલ ઝાલાઓનાં મકાન સળગાવી મુકવાની આજ્ઞા કરે છે. આ ભયંકર ઘટનાથી વાર્તાનો આરંભ થાય છે. આખી વાર્તા રાજપુતયુગનું વાતાવરણ ખડું કરે છે. લેખકની દ્રષ્ટીએ જોઇએ તો વાર્તા લોકપ્રીય થાય તેવી તો છે જ, પરંતુ જે રાજપુત-યુગ 'સત્ય, ટેક, પ્રેમ ને વીશ્વાસનાં અમુલાં સુત્રો' ને જીવનમાં ગુંથનાર હતો એમ લેખક માને છે, તે જ યુગમાં ઝાલાઓ, પહેલા પ્રકરણમાં આલેખાયો છે એવો ભયાનક જુલ્મ રાજગઢ ઉપર ગુજારે, એમ માનવા જતાં, લેખકની મુળ માન્યતાને ખામી લાગતી જણાય છે. બાકી વાર્તા રજુ કરવાની શૈલી રા. ઉદ્દેશીને સુસાધ્ય છે, છતાં સીનેમાના ચીત્રપટને લક્ષમાં રાખીને તે લખાયલી વીશેષ લાગે છે.

...

**નવો સંસાર:** લેખક: શ્રી. શયદા, પ્રકાશક: 'બે ઘડી મોજ' કાર્યાલય, ઠે: ૪૮ ઓલ્ડ કસ્ટમ હાઉસ રોડ, કોટ-મુંબાઇ. મુલ્ય: સાડાત્રણ રૂપીઆ.

સંસારની માફક સારાં નરસાં પાત્રો, પોતાની મનોદશાનુસાર સારાં નરસાં કાર્યો કરવા પ્રવૃત્ત થાય, તેમાં સારાં કામ કરનારનું કલ્યાણ થાય અને ખરાબ કામ કરનારને તેનો બદલો મળે; એ જાતના ફુલગુંથણીઆ વીચારોથી ભાઇ શયદાની વાર્તાઓ હમેશાં અંકીત હોય છે. ટુંકાં ટુંકાં વાક્યો એ શયદાની લાક્ષણીકતા છે. વાસ્તવીકતાને કેટલેક અંશે રજુ કરવાનો એમનો પ્રયત્ન છે; તેથી શંગારચેષ્ટા એ રસીક રીતે રજુ કરી શકે છે. 'નવો સંસાર' એ બધાથી વાભુપીત છે. શ્રી. હીંમતલાલ અંજારીઆએ પ્રસ્તાવના લખી શ્રી. શયદા જેમને તેમના વાચકો સારી રીતે ઓળખે છે, તેમનું સાક્ષરો સાથે ઓળખાણ કરાવવા વીવેચકની કલમે એક નાનકડો નીબંધ લખ્યો છે. 'નવો સંસાર' એમાં 'ગાંડપણું' છે એવું ભાઇ શયદા કહે છે, અમને લાગ્યું છે કે એમની એ વાતમાં રમુજી અસત્ય છે. પીઢ માણસ નવા જુવાનીઆને સલાહ આપે તેવું ડહાપણ સમાજને એ ભાઇ પોતાની વાર્તા દ્વારા બતાવે છે. ભાઇ શયદાની વર્ણનશૈલીમાં પ્રાચીન ઉર્દુ શાયરીના ચમકારા વારંવાર ચમકતા હોય છે, અને તેથી જ એમનાં લખાણો લોકપ્રીય બને છે. લોકરૂચીને અનુકુળ તો તે છે જ એટલે એમની બીજી

કૃત્તીઓની માફક આ કૃતી પણ જરૂર લોકાદરને પાત્ર ઠરશે જ.

...

**વાનરસેનાની વાતો :** લેખક: શ્રી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, પ્રકાશક: શ્રી. જીવનલાલ અમરશી મહેતા, ઠે: અમદાવાદ મુલ્ય: બાર આના.

ગુજરાતમાં બાળસાહીત્ય હજુ જોઇએ તેટલું ન કહેવાય, છતાં કેટલાક જુવાનોએ બને તેટલું ઉપયોગી બાળસાહીત્ય તૈયાર કરવાનું માથે લીધું છે. ભાઇ કેશવપ્રસાદ તેઓમાંના એક છે. એટલે વાનરસેનાની વાતો બાળવાચકોને બહુ જ ગમી જાય તેવી છે. મોટા 'ટાઇપ' સાદી ભાષા અને બાળરવભાવને રૂચે તેવી વાતો એ ત્રણે સાધન અનુકુળ છે. વળી હમણાં હમણાં વાનરસેના અને માંજરસેના એ બાળકોની પ્રાય સેનાઓ છે, તેની બે વાર્તાઓ, પુસ્તકને અપાયલું એમનું જ પ્રીય નામ, એ બધાથી ઠીક ઔચીત્ય સચવાયું છે.

...

**સમાજનો સડો [ભાગ: ૨ જો]:** લેખક: શ્રી. અમૃતલાલ રતનજી ત્રીવેદી, પ્રકાશક: શ્રી. હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી, ઠે: ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ. મુંબાઇ નં. ૧. મુલ્ય: દોઢ રૂપીઓ.

જ્ઞાતીના પટેલીઆઓ અને દેવમંદીરોના આચાર્યો જે પાપલીલા અને પોલલીલાઓ ચલાવી રહ્યા છે, તેની પોલ ખુલ્લી પાડવા માટે લેખકે પ્રસ્તુત વાર્તા લખી છે. લેખકનો મત મધ્યમમાર્ગ સુધારા કરાવવાનો [રીફોર્મીસ્ટ] લાગે છે. અને એ મત તેમણે પોતાની વાર્તાની ગુંથણી દ્વારા રજુ કર્યો છે. પરંતુ સમાજના સડા એવી જાતના સુધારાથી સારૂ થાય તેમ અમે માનતા નથી; તો પણ સામાન્ય વાચકના મન પર વર્તમાન સમાજરચનાનાં અનીષ્ઠ પરીણામોની છાપ પાડવાનો લેખકનો પ્રયત્ન વખાણવા જેવો છે.

...

**બકુલા ભાભી :** લેખક: શ્રી. હીંમતલાલ સુ . પ્રકાશક: 'સ્ત્રી બોધ' કાર્યાલય, ઠે: પીરમશાહ રોડ, અમદાવાદ, મુલ્ય: દેઢ રૂપીઓ.

'સ્ત્રીબોધ'ના વાચકોને ભેટ આપવા માટે લખાયલી આ સામાજીક નવલકથા, સ્ત્રી વર્ગને ઘણી જ ગમી ગઇ છે, એ અમારો સ્વાનુભવ છે. પુસ્તકમાં સમાજને સ્પર્શતા પ્રશ્નો લેખકે ચર્ચ્યા છે, ધનવાનો અને ગરીબોના પ્રશ્નોને પણ તેમણે છંછેડયા છે, સાદી છતાં માલદાર ભાષામાં એમણે વાર્તા લખી છે, હીંદુસમાજની લગ્નપ્રથા અને સ્ત્રીઓ તેમ જ પુરૂષોનો તેમાં લેવાતો ભોગ એ બધા પ્રસંગો સ્ત્રી વાચકોને અસર કરે તે રીતે આલેખાયા છે, છતાં 'બકુલાભાભી' સ્ત્રી પુરૂષ બધાંને માટે લખાયલી છે, અને તે વાંચવી ગમે તેવી રીતે લખાઇ છે.

...

**સદ્‌ગુણી સરોજ :** કર્તા: શ્રી. દીનશાહ નસરવાનજી દસ્તુર. મળવાનું ઠેકાણું: એન. એમ. ત્રીપાઠીની કંપની. મુંબાઇ નં. ૨. મુલ્ય: દોઢરૂપીઓ.

આ એક સામાજીક વાર્તા છે. લેખકનો પહેલો પ્રયાસ અને પારસી હોવા છતાં એમની સરળ લેખનશૈલી એ જરૂર અમને આકર્ષે છે. મુરબ્બી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સહાનુભુતીભર્યાં 'પ્રાસ્તાવીક વચનો' લખી આપ્યાં છે. ભ. ઇ દીનશાહ દસ્તુર ઉત્સાહી અને આશાભર્યા યુવાન લેખક છે. થોડાક જ પારસી ભાઇઓ જ્યારે ગુજરાતી ભાષાની સેવા બજાવે છે, તેવે સમયે ભાઇ દસ્તુરના આ પ્રયાસને અમે વખાણીએ છીએ.

## પ્રકીર્ણ

**શ્રી. અરવીંદ ઘોષના પત્રો :** અનુવાદક: શ્રી. કીસનસીંહ ચાવડા, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, ઠે: દેવસાનો પાડો, અમદાવાદ. મુલ્ય: બે આના.

અરવીંદ ઘોષમા એમનાં પત્ની ઉપર લખેલા ત્રણ પત્રો અને એમના ભાઇ ઉપર લખેલો એક પત્ર મળી આ નાનકડા પુસ્તકમાં ચાર પત્રો આપવામાં આવ્યા છે. આ પત્રોમાં તે યુગના અરવીંદબાબુના વીચારોનો પડઘો પડે છે અને તે પ્રત્યેક નવજુવાનોએ વાંચવા જેવા છે.

# નવયુગનો નારી વિભાગ



ઑક્ટોબર '૩૧

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તંત્રી:
કુમારી બચુબહેન લોટવાળા

કૃતીઓની માફક આ કૃતી પણ જરૂર લોકાદરને પાત્ર ઠરશે જ.

...

**વાનરસેનાની વાતો:** લેખક: શ્રી. કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ, પ્રકાશક: શ્રી. જીવનલાલ અમરશી મહેતા, ઠે: અમદાવાદ મુલ્ય: બાર આના.

ગુજરાતમાં બાળસાહીત્ય હજુ જોઇએ તેટલું ન કહેવાય, છતાં કેટલાક જુવાનોએ બને તેટલું ઉપયોગી બાળસાહીત્ય તૈયાર કરવાનું માથે લીધું છે. ભાઇ કેશવપ્રસાદ તેઓમાંના એક છે. એટલે વાનરસેનાની વાતો બાળવાચકોને બહુ જ ગમી જાય તેવી છે. મોટા 'ટાઇપ' સાદી ભાષા અને બાળસ્વભાવને રૂચે તેવી વાતો એ ત્રણે સાધન અનુકુળ છે. વળી હમણાં હમણાં વાનરસેના અને માંજરસેના એ બાળકોની પ્રાય સેનાઓ છે, તેની બે વાર્તાઓ, પુસ્તકને અપાયલું એમનું જ પ્રીય નામ, એ બધાથી ઠીક ઔચીત્ય સચવાયું છે.

...

**સમાજનો સડો [ભાગ: ૨ જો]:** લેખક: શ્રી. અમૃતલાલ રતનજી ત્રીવેદી, પ્રકાશક: શ્રી. હરીલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી, ઠે: ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ. મુંબાઇ નં. ૧. મુલ્ય: દોઢ રૂપીઓ.

ન્યાતીના પટેલીઆઓ અને દેવમંદીરોના આચાર્યો જે પાપલીલા અને પોલલીલાઓ ચલાવી રહ્યા છે, તેની પોલ ખુલ્લી પાડવા માટે લેખકે પ્રસ્તુત વાર્તા લખી છે. લેખકનો મત મધ્યમમાર્ગી સુધારા કરાવવાનો [ રીફોમીસ્ટ ] લાગે છે. અને એ મત તેમણે પોતાની વાર્તાની ગુંથણી દ્વારા રજુ કર્યો છે. પરંતુ સમાજના સડા એવી જાતનાં સુધારાથી સાફ થાય તેમ અમે માનતા નથી; તો પણ સામાન્ય વાચકના મન પર વર્તમાન સમાજરચનાનાં અનીષ્ટ પરીણામોની છાપ પાડવાનો લેખકનો પ્રયત્ન વખાણવા જેવો છે.

...

**બકુલા ભાભી:** લેખક: શ્રી. હીંમન લાલ સુ... પ્રકાશક: 'સ્ત્રી બોધ' કાર્યાલય, ઠે: પીરમશાહ રોડ, અમદાવાદ, મુલ્ય: દેઢ રૂપીઓ.

'સ્ત્રીબોધ'ના વાચકોને ભેટ આપવા માટે લખાયલી આ સામાજીક નવલકથા, સ્ત્રી વર્ગને ઘણી જ ગમી ગઇ છે, એ અમારો સ્વાનુભવ છે. પુસ્તકમાં સમાજને સ્પર્શતા પ્રશ્નો લેખકે ચર્ચ્યા છે, ધનવાનો અને ગરીબોના પ્રશ્નોને પણ તેમણે છંછેડ્યા છે, સાદી છતાં માલદાર ભાષામાં એમણે વાર્તા લખી છે, હીંદુસમાજની લગ્નપ્રથા અને સ્ત્રીઓ તેમ જ પુરૂષોનો તેમાં લેવાતો ભોગ એ બધા પ્રસંગો સ્ત્રી વાચકોને અસર કરે તે રીતે આલેખાયા છે, છતાં 'બકુલાભાભી' સ્ત્રી પુરૂષ બન્નેને માટે લખાયલી છે, અને તે વાંચવી ગમે તેવી રીતે લખાઇ છે.

...

**સદગુણી સરોજ:** કર્તા: શ્રી. દીનશાહ નસરવાનજી દસ્તુર. મળવાનું ઠેકાણું: એન. એમ. ત્રીપાઠીની કંપની. મુંબાઇ નં. ૨. મુલ્ય: દોઢરૂપીઓ.

આ એક સામાજીક વાર્તા છે. લેખકનો પહેલો પ્રયાસ અને પારસી હોવા છતાં એમની સરળ લેખનશૈલી એ જરૂર અમને આકર્ષે છે. મુરબ્બી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સહાનુભુતીભર્યા 'પ્રાસ્તાવીક વચનો' લખી આપ્યાં છે. ભાઇ દીનશાહ દસ્તુર ઉત્સાહી અને આશાભર્યા યુવાન લેખક છે. થોડાક જ પારસી ભાઇઓ જ્યારે ગુજરાતી ભાષાની સેવા બજાવે છે, તેવે સમયે ભાઇ દસ્તુરના આ પ્રયાસને અમે વખાણીએ છીએ.

## પ્રકીર્ણ

**શ્રી. અરવીંદ ઘોષના પત્રો:** અનુવાદક: શ્રી. કીસનસીંહ ચાવડા, પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર, ઠે: દેવસાનો પાડો, અમદાવાદ. મુલ્ય: બે આના.

અરવીંદ ઘોષના એમનાં પત્ની ઉપર લખેલા ત્રણ પત્રો અને એમના ભાઇ ઉપર લખેલો એક પત્ર મળી આ નાનકડા પુસ્તકમાં ચાર પત્રો આપવામાં આવ્યા છે. આ પત્રોમાં તે યુગના અરવીંદબાબુના વીચારોનો પડઘો પડે છે અને તે પ્રત્યેક નવજુવાનોએ વાંચવા જેવા છે.

## નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

### અબળા મટી સબળા બનો!

ગુજરાતમાં અને બીજા ગામડાંઓમાં રસ્તે ચાલતી સ્ત્રીઓને સતાવાના કીસ્સાઓ બહુ જોવામાં આવે છે. મુંબઇ જેવા શહેરમાં પોલીસ બંદોબસ્ત આટલો સરસ હોવા છતાં આવા કીસ્સાઓ બને છે, ત્યારે ગામડાંઓની શી વીસાત! મોટા શહેરોમાં સ્ત્રીઓની છેડ કરવાની હીંમત નાપાક પુરૂષોમાં બહુ ઓછી છે, પણ રસ્તે જતી સ્ત્રીઓને ધક્કા મારવાની અને તેમની પાસેથી પસાર થતી વખતે બીભત્સ બોલવાની ટેવ તો તેમણે બરાબર કેળવી છે!

હમણાં જ થોડાં વખત પર અમદાવાદ જીલ્લાના એક તાલુકાના ગામમાં મેળામાં કોઇ એક ગુન્ડાએ ભર રસ્તામાં એક સ્ત્રીનો હાથ પકડી તેને સતાવી હતી. આપણા પુરૂષો એટલા નીર્માલ્ય છે કે આવા ગુન્ડાઓ સામે થતાં બ્હીએ છે. બીજો એક એવો બનાવ તો ખુદ મુંબાઇ શહેરમાં જ બન્યો છે તે એ કે, એક સ્ત્રી પર કોઇ નાલાયક માણસે હુમલો કર્યો. તે બીચારી ગભરાઇ અને એ નરપીશાચના પંજામાંથી છુટી નાસતી એક દુકાનમાં ભરાઇ ગઇ. એ દુકાનદારોએ એને બચાવવા પ્રયત્ન કર્યો પણ એટલામાં પેલા માણસે છરી કાઢી તેમને મારી નાંખવાની ધમકી આપી. એ છરીનાં દર્શન થતાં જ બાયલાઓ દીંગમુઢ થઇ ઉભા અને પેલા માણસે બાઇને ઘસડી પોતાને ઘેર લઇ જઇ તેનાં પર બળાત્કાર કર્યો. છરીના ચમકારથી ગભરાઇ જનાર વીરનરો પણ હીંદુસ્થાનમાં પડયા છે ને? સ્ત્રીના સાધારણ અપમાનથી લડાઇ જગાડનાર કયાં પ્રાચીનકાળના વીરલાઓ અને કયાં બ્રીટીશ રાજ્ય દરમ્યાન તુરહીન બની ગયેલા બાયલાઓ? હીંદીઓનાં હથીઆર ઝુંટવી લઇ તેમનું પૌરૂષ ચુસી લઇ તેમને ડરપોક બનાવનાર બ્રીટીશ સલ્તનત છે અને તેથી તેનાં પાયા ઢીલા કરવાના પ્રયાસ તો હવે થવા જોઇએ જ છે. પરંતુ પુરૂષ સમાજે ગુંડાઓથી ન ડરવાની હીંમત મેળવવી એ ખાસ જરૂરી છે. સ્ત્રીઓની આબરૂને લુંટાવા દેવાનું હીંદુસ્થાનની અસલ શુરાતની પ્રજાને શોભે નહી. જો હજી પણ પુરૂષોને પોતાની સ્ત્રીઓની આબરૂ કરતાં પોતાના પ્રાણ વધારે પ્રીય હોય તો સ્ત્રીઓએ પોતે જ સ્વરક્ષણ માટે તૈયાર થવું જોઇએ.

હલકટ માણસો સ્ત્રીઓનાં શરીરને હાથ લગાડવાનું સાહસ કરે છે તેનું કારણ, સ્ત્રીઓની પોતાની જ શારીરીક અને માનસીક નીર્બળતા છે. જો આ બન્ને શક્તીને બરાબર કેળવી હોય, તો ગમે તેવા પુરૂષના પણ શું મગદૂર છે કે સ્ત્રીને સતાવી શકે? જો શારીરીક તાલીમ સ્ત્રીએ લીધી હોય, તો માનસીક બળ કુદરતી રીતે જ તેનામાં આવે છે. જેનામાં મનોબળ હોય તે સ્ત્રી સામા માણસને મ્હાત કરે ખરી પણ તે ટુંક સમયને માટે. પણ જેનામાં બન્ને

બળ હોય તે સ્હેલાઇથી તેની સામે થઇ શકે છે. વીલાયતમાં રસ્તે ચાલતી બાઇને હાથ પણ લગાડવાની કોઇ હીંમત કરી શકતું નથી. રાતના ૧૧ વાગે પણ તે નીર્ભય-પણે એકલી ફરીહરી શકે છે. આવું કારણ ત્યાંની સ્ત્રીઓ મજબુત છે તેમજ એટલી બધી હીંમતવાળી અને સમયસુચકતાવાળી છે કે પોતાની છેડ કરનારની બરાબર ખબર લઇ શકે છે. અહીં પણ એકકે અંગ્રેજ બાઇ તરફ બેઅદબી ભરી વર્તણુંક ચલાવવાનું સાહસ તેઓ કરી શકતા નથી.

બહુ દીલગીરીની વાત છે કે સશક્ત બનવાને બદલે અહીંની સ્ત્રીઓ નાજુક થવામાં અભીમાન માને છે. પશ્ચીમની સ્ત્રીઓ નાજુકાઇમાં માને છે ખરી પણ કસરત કરી પોતાનું અંગબળ વધારવામાં પાછી પાની કરતી નથી. તેમના ગુણોનું રહસ્ય સમજયા વગર તેમની નકલ કરવાની આપણી સ્ત્રીઓને બહુ ખરાબ ટેવ પડી છે. સુભાગ્યે ગામ-ડાંની સ્ત્રીઓને તેનો પાશ લાગ્યો નથી. પહે-લાંની ક્ષત્રીઆણીઓ યુદ્ધમાં પણ નીડર-તાથી લડતી હતી ત્યારે હમણાંની સ્ત્રીઓ સ્વરક્ષણ માટે પણ અશક્ત બની ગઇ છે. આવી નબળાઇને માટે તેમણે શરમાવું જોઇએ. આવા દાખલા લઇને તેમણે પોતાની હણાએલી શક્તીને સતેજ કરવી જોઇએ.

જ્યારે ગામમાં મેળો ભરાય છે ત્યાર ત્યાં એટલી બધી અવ્યવસ્થા હોય છે કે આવા બનાવોને કારણ મળે છે. ઘણી વખતે શહેરોમાં અને ગામડાંઓમાં ભાડુતી ગાડી-વાળાઓ અંદર બેઠેલી સ્ત્રીને છેતરી એકાંત જગ્યાએ લઇ જઇ તેના પર બળાત્કાર કરે છે. કોઇ વખતે સ્ત્રી ચેતી જાય તો ગાડી યા મોટર પુરજોશમાં ચલાવી જઇ પોતાને ધારેલ ઠેકાણે તે લઇ જાય છે. આવે વખતે જો સ્ત્રી કસરતબાજ હોય તો તેને શંકા પડતાંની સાથે ગાડીવાળા પાસેથી લગામ ઝુંટવી લઇ ઘોડાને કાબુમાં લાવી શકે, તેમ જ મોટર ડ્રાઇવરને મેથીપાક આપવાનું શરૂ કરે એટલે અકસ્માતથી પોતાનો જાન જોખમમાં આવશે એ ખ્યાલ મોટરવાળાને તરત જ આવે અને મશીન બંધ કરી જ દે. આમ સ્વરક્ષણના કારણોને લઇને સ્ત્રીઓને પોતાની શારીરીક શક્તી ખીલવવા માટે અખાડામાં જવાની બહુ જરૂર છે. સ્વરક્ષણ માટે સ્ત્રીઓએ લાઠીપ્રયોગ શીખવાની પણ આવશ્યકતા છે. અમે ઇચ્છીએ છીએ કે દરેક સ્કુલમાં લાઠી ચલાવવાનું છોકરીઓને શીખવવામાં આવે. આવી રીતે તંદુરસ્તીને માટે ખુલ્લી હવામાં ફરવાની જરૂર છે. પણ આપણી સ્ત્રીઓ આંગણું મુકીને વળી ફરવા કયાં જાય? કેટલીક પૈસાદાર સ્ત્રીઓ મોટ-રોમાં ફરવા જાય પણ તેમનાથી નીચે ઉત-રીને ચાલાય કેમ? એમ કરે તો એમની આબરૂને ધક્કો લાગે અગર નીચા ગણાઇ જાય! આવી ખોટી મોટાઇ તેમનામાંથી જશે ત્યારે જ સ્ત્રીઓમાં નીર્ભયતા આવશે. કેટલાક જુના વીચારના પુરૂષો પોતાની સ્ત્રીઓને ફરવા તો શું પણ એકલી બહાર પણ જવા દેતા નથી. તેમની સાથે કોઇ અંગરક્ષક તો જોઇએ! શું આ સ્ત્રીઓનું જેવું તેવું અપમાન છે? આવા પુરૂષો સામે બંડ કરવાની બહુ જરૂર છે. હીંમતપુર્વક સ્ત્રીઓએ બહાર જઇ એકલા મુસાફરીઓ કરી પુરૂષોને ચોખ્ખું પરખાવી દેવું જોઇએ કે, હવે અમો અબળા નથી પણ સબળા થયાં છીએ અને તમારી સહાયની અમને જરૂર નથી. સ્ત્રીઓમાંથી જ્યારે આવો રક્ષણનો વીચાર નષ્ટ થશે ત્યારે જ તેઓ સ્વતંત્ર થઇ શકશે. હવે તો સ્ત્રીઓને જાહેર જીવનમાં ભાગ લેવો છે એટલે શારીરીક તાલીમ લઇ સ્વરક્ષણ માટે તૈયાર થઇ તેઓ

ખરેખરાં સ્વતંત્ર બને તે જરૂરનું છે. આવી રીતે સ્વતંત્ર બનેલી સ્ત્રીઓ શું કરી શકે છે, તેનું ઉદાહરણ શોધવા જુના ઇતીહાસ ફેંદવાની પણ જરૂર નથી. વડોદરાના આર્યકન્યામહાવીદ્યાલયની એક કસરતબાજ બહેને અમદાવાદના સરીયામ રસ્તામાં બહેનોની છેડતી કરનાર ગુંડાને લાઠીનો સ્વાદ ચખાડયો અને એના વીરત્વની કદર થઇ. એ બનાવ તાજો જ છે, બધી જ બહેનો એ વીરાંગનાના વર્તનમાંથી યોગ્ય પદાર્થપાઠ શીખી લે એ જ અત્યારના સમયની સાચી અગત્ય છે.

...

## કોરપોરેશનમાં કાવતરું !

મુંબાઇ કોરપોરેશનની લૉ અને પ્રોસીજર કમીટીમાં એવો ઠરાવ કરવામાં આવ્યો છે કે કો–ઓપશન કાઢી નાખવા માટે સરકારને ભલામણ કરવી. સરકારને પણ કો–ઓપશન કાઢી નાંખવાનો વાંધો નથી એવું જણાય છે. કો–ઓપશન કાઢી નાખવાથી જો મોટામાં મોટો ગેરલાભ થાય તો તે સ્ત્રી વર્ગને થશે. સ્ત્રીઓ બહુ થોડા પ્રમાણમાં મતદાર છે. એટલે જે મતદાર ન હોય તેનાથી સામાન્ય ચુંટણી વખતે ઉભાં ન થવાય, પણ કો–ઓપશનમાં કોઇ પણ વ્યક્તી ઉમેદવાર થઇ શકે. એટલે કો–ઓપશન જતાં આ એક મોટામાં મોટો લાભ સ્ત્રીઓને મળે છે તે પણ જતો રહે. બીજું કો–ઓપશન માટે તેમને પચીસ ચુંટાએલા સભાસદો શીવાય બીજાને મળવાની આવશ્યકતા રહેતી નથી. કારણકે ૨૫ માંથી ૯ પહેલા મત મળે તો તે જરૂર આવી જાય. મત આપવાની પ્રથામાં ફેરફાર સુચવાયો છે એટલે દરેક મતની સરખી અગત્ય રાખવાની દરખાસ્ત મુકાઇ હતી. આ દરખાસ્ત પસાર થતે તો પણ સ્ત્રીઓને ૧૦૮ સભ્યો પાસે જવું પડતે. પણ હજારો માણસો પાસે મતની ભીખ માગવા જવું પડે તેના કરતાં ૧૦૮ પાસે જવું કેટલું સુગમ થઇ પડે? મત મેળવવાનું કામ એટલું અઘરું છે કે સ્ત્રીઓથી પહોંચી વળાતું નથી એ વાત દીવા જેવી ઉઘાડી છે. વીલાયત જેવા શહેરમાં પુખ્ત ઉમરની સ્ત્રીઓને મત આપવાનો હક્ક હોવા છતાં સ્ત્રીઓ બહુ જ ઓછા પ્રમાણમાં પાર્લામેન્ટમાં આવી શકે છે. બીજી મુશ્કેલી સ્ત્રીઓને પૈસાની હોય છે. એમને વારસા હક્કમાંથી બાતલ કરી છે એટલે પોતાના પૈસા વગર તેઓ કઇ રીતે ઉભી રહી શકે? ચુંટણી વખતે એટલો બધો ખરચ થાય છે કે પુરૂષોને એટલી મોટી રકમ સ્ત્રીઓ પાછવાડે ખરચવાનું ન ગમે. આ બધી મુશ્કેલીઓ જોતાં સ્ત્રીઓ સામાન્ય ચુંટણી કરતાં કો–ઓપશનમાં સ્હેલાઇથી આવી શકે. આ કારણને લઇને કો–ઓપશનની રીત કાઢી નાખવાની જે સુચનાઓ થઇ રહી છે તે સામે અમારો સખ્ત વીરોધ છે.

જ્યાં સુધી સ્ત્રીઓને મતાધીકારથી વંચીત રાખી છે, ત્યાં સુધી કો–ઓપશનની દસ નહી તો પાંચ જગાઓ તો રાખવી જોઇએ. સામાન્ય ચુંટણીમાં આવવાનું મુશ્કેલ હોવાથી કો–ઓપશનમાં આવવાનું સ્ત્રીઓ પસંદ કરે છે તેનો દાખલો મુંબઇમાં જ મોજુદ છે. સ્ત્રીઓને મતાધીકાર મળ્યા પછી પહેલી ચુંટણીમાં ચારે સ્ત્રીઓ ચુંટાઇને આવી; બીજી ચુંટણીમાં ત્રણે બ્હેનો કો–ઓપશનમાં ફતેહમંદ થઇ; (ત્રણમાંથી બે બ્હેનો જે સામાન્ય ચુંટણીમાં ઉભી રહી હતી તેમને નાસીપાસી મળી ચુકી હતી) અને ત્રીજી ચુંટણીમાં પણ બંને બ્હેનો કો–ઓપશનમાં આવી. આ નવ વરસના ઇતીહાસ પરથી અને કોરપોરેશનમાં ઘટતી જતી

સ્ત્રીઓની સંખ્યા પરથી એ પુરવાર થાય છે કે, કો-ઓપશન એજ માર્ગ અત્યારે તો સ્ત્રીઓ માટે સીધો અને સરળ છે. સ્ત્રીઓ સરખા હકકો માગે છે એટલે રીઝર્વેશનની વીરૂદ્ધ છે તેમજ રાષ્ટ્રીય લાગણીવાળી બ્હેનો સરકાર તરફથી નીમાઇ પોતાની સ્વતંત્રતા વેચવા નથી માગતી એટલે બ્હેનોને મળતી આ સગવડ છતાં કાયમ રાખવા અમે ભલામણ કરીએ છીએ. કદાચ કોરપોરેશન આ ઠરાવ પસાર કરે તો સ્ત્રીઓએ તેની સામે બરાબર ઝુંબેશ ઉઠાવવી જોઇએ.

એવું સંભળાય છે કે કોંગ્રેસ તરફથી જે બ્હેનો ઉભી રહેવા માંગતી હોય, તેમણે પુરૂષ ઉમેદવારની માફક પોતાના સ્વતંત્ર મતો પણ ભેગા કરવા જેથી તે ઉડી ન જાય. કોંગ્રેસની મદદ છતાં જો પોતે બરાબર મત ભેગા ન કર્યા હોય તેથી ઉડી જવાની બીક હોય તો કોઇ પણ પાર્ટીની મદદ વગર તેના શું હાલ થાય? વોર્ડમાંથી બેઠકો ઓછી વત્તી કરવાની વાત ચાલતી હતી એટલે કો-ઓપશન ઉરાડી નાંખવાની તેના સભ્યોની આ સ્વાર્થી બાજી હતી. જેથી કો-ઓપશનની દસ જગ્યા ઓછી બેઠકવાળા વીભાગને વ્હેંચી અપાય અને પોતાના વોર્ડમાં એ જ સંખ્યા કાયમ રહે. આશા છે કે તેમની આ સ્વાર્થ બાજી ઉંધી વળે અને કો-ઓપશન કાયમ રહે અને સ્ત્રીઓ વધારે પ્રમાણમાં કોરપોરેશનમાં આવી પોતાના હક્કો સંપાદન કરે.





# સ્ત્રીઓનું વાચન

: લેખક :

સીતારામ જે. શર્મા

આપણા દેશમાં એક તો સ્ત્રી કેળવણી નામની, લગભગ સેંકડે બે ટકા જેટલી છે, તેમાં પણ બે ચાર ચોપડીથી વીશેષ આગળ વધેલી બહેનોની સંખ્યા તો ઘણીયે ઓછી છે. આ ઓછી સંખ્યામાંથી શાળા છોડયા પછી વાચનનું 'વ્યસન' જેમને વળગેલું હોય તેવી બહેનો તો તેથીએ ઓછી છે.

નીર્ધનતા અને નીરક્ષરતાએ આ દેશને ભયંકર નુકશાન કર્યું છે. દરેક માણસ બધી જ બાબતમાં સંપુર્ણ જ્ઞાન ધરાવતા હોતા નથી, પરંતુ જ્ઞાનની જુદી જુદી કક્ષાઓમાં પારાંગત એવા લેખકોનાં લખેલાં પુસ્તકોના સહવાસથી મનુષ્ય ધારે તેટલું જ્ઞાન ફુરસદે મેળવી શકે છે. આમ પુસ્તકો મનુષ્યનાં મહાન મીત્રો છે. પરંતુ પરદેશી તંત્રે આપણને પરાધીન બનાવ્યા, નીર્માલ્ય બનાવ્યા, નીરાધાર અને નીર્ધન બનાવ્યા એટલું જ નહીં પણ કેળવણીની ઓછામાં ઓછી સગવડો રાખીને આપણામાં અજ્ઞાનનાં અંધારાં હાલવ્યાં. ગરીબાઇને લીધે માણસને મહેનત મજુરી પાછળ એટલું રોકાવું પડે છે કે તેને વાંચતાં આવડતું હૌય છતાં તેને વાંચવા નવરાશ જ મળી શકે નહીં. અને કવચીત કોઇ ગમે તેમ કરીને ફુરસદ મેળવે તો તેને માટે પુસ્તકાલયનું સાધન જ કયાંય ન મળે!

આમ છતાં પણ મનુષ્યોમાં જ્ઞાનની તરસ તો હમેશાં રહ્યા જ કરે છે. એટલે કથા વાર્તાનું શ્રવણ કરવાની રીત દાખલ થયેલી. પરંતુ કથાકારોએ માત્ર ધર્મને નામે પૌરાણીક ગપ્પાં ચલાવી આમજનતાના માનસને વહેમનાં વાદળોથી ઢાંકી દઇ, અજ્ઞાનજનીત અંધશ્રદ્ધાનો તેમાં સંભાર ભરી દીધો; આથી યુગપલટો થતાં જનતાને એવી કથાઓનાં શ્રવણથી કંટાળો આવવા લાગ્યો, અને તેને સ્થાને જ્ઞાનપ્રાપ્તીનાં નવીન સાધન સાંપડયાં નહીં, પરીણામે જુના વહેમો જડ થતા ગયા અને સમાજ સ્થીતીસ્થાપક થઇ ગયો!

સમાજમાં સ્ત્રીઓનું સ્થાન અપુર્વ છે. બાળક જન્મે ત્યારથી બોલતું ચાલતું થાય ત્યાં સુધી તે માતાના ખોળામાં જ ઉછરે છે. મોટું થવા પછી પણ તેને પીતા કરતાં માતાના સહવાસમાં વીશેષ રહેવું પડે છે. એટલે સ્ત્રીઓની અજ્ઞાનદશાનો પ્રત્યાઘાત

સમાજમાં પડે છે. પરીણામે સમાજ પ્રગતીશીલ બની શકતો નથી. આથી સ્ત્રીઓમાં કેળવણીનો તેમ જ જ્ઞાનનો પ્રચાર થવાની ખાસ જરૂર છે. પરંતુ તે તરફ ન તો પરદેશી સરકારે ધ્યાન દીધું કે નહીં સમાજના આગેવાન દેશજનોએ લક્ષ આપ્યું. આ દશામાં આપણે અંધારાં ઉલેચવાનાં રહ્યાં!

આદીયુગના માણસે પોતાની આસપાસનાં તમામ કુદરતી તત્વોમાં ઇશ્વરી ચમત્કાર કલ્પીને સંતોષ માન્યો તે પછી મનુષ્યનું જ્ઞાન કુદરતી તત્વોના સંબંધમાં ઘણું જ વધ્યું છે. ખગોળ, ભુગોળ, ભુસ્તર, પ્રાણીવીદ્યા વગેરેનું શાસ્ત્રીય જ્ઞાન અત્યાર સુધીમાં માનવજાતીમાં ઘણું જ પ્રચાર પામ્યું છે. પરંતુ હીંદુસ્થાનમાં કેળવણીના અભાવને લીધે કરોડો સ્ત્રી પુરૂષો હજુ યે આદીયુગના માણસોની માફક ચારે તરફ પ્રભુનો ચમત્કાર જ માનીને સંતોષ માને છે! જ્યાં માતા પીતા જ સુર્ય, ચંદ્ર, તારા, સાગર, પૃથ્વી, ધુળ, પત્થર, કાંકરા, પહાડ, નદીઓ, વર્ષાદ, વીજળી, અનાજ, વાયુ, પાણી, જગતની ઉત્પત્તી અને તેનો વીકાસઃ એને લગતું જરા યે જ્ઞાન ધરાવતાં ન હોય તો તે પોતાનાં બાળકોને શું સમજાવી શકે?

એટલે જે થોડી ઘણી સ્ત્રીઓ વાંચી જાણે છે તેમણે શું વાંચવું એ મહત્ત્વનો પ્રશ્ન છે.

તેના નીર્ણય ઉપર આવવા માટે અત્યારે સ્ત્રીઓ શું વાંચે છે તે જાણવાની જરૂર છે.

## [ ૨ ]

**ખાસ** કરીને મુંબાઇ, મદ્રાસ, કલકત્તા, કરાંચી, સુરત, અમદાવાદ જેવાં શહેરોમાં શ્રીમંત વર્ગની અને મધ્યમ વર્ગની સ્ત્રીઓ ઓછામાં ઓછું ઘરકામ કરે છે મધ્યમ વર્ગની સ્ત્રીઓને તો રસોઇ પણ કરવાની હોય છે પરંતુ શ્રીમંત વર્ગની સ્ત્રીઓને તો રસોઇઆ અને ચાકર નોકરોની એટલી બધી સગવડ હોય છે કે, તેમને ઘરકામ માટે જરા યે હાથ પગ હલાવવો પડતો નથી. ત્યારે મધ્યમ વર્ગની સ્ત્રીઓને માત્ર રસોઇનું જ કામ કરવાનું હોય છે. આ બન્ને વર્ગની સ્ત્રીઓમાં સામાન્ય રીતે શીક્ષણનું પ્રમાણ ઠીક છે. અને એમને ફુરસદ ઘણી તેથી તેમનામાં વાચનનો શોખ વધતો જાય છે.

પરંતુ એ વાચન વ્યવસ્થા વીનાનું હોય છે. કોઇ કલાકોના કલાકો પુસ્તકો પાછળ ગાળે છે, તો કોઇ જ્યારે જ્યારે ઉર્મી આવે ત્યારે થોડોક વખત વાંચી લે છે. કેટલાંક વળી એક પુસ્તકને સળંગ વાંચવા જેટલી ધીરજ રાખી શકતાં નથી હોતાં, તો કોઇક માત્ર બાહ્યાડંબર માટે જ કોઇક કોઇક માસીક કે પુસ્તકમાં ડોકીયાં જ કરે છે.

તેમ છતાં એ વર્ગની સ્ત્રીઓ વાંચે છે એ વાત તો ખરી જ છે. પણ એમનું વાચન વીષયોની નજરે વીશાળ કે વૈવીધ્યવાળું હોતું નથી. મોટે ભાગે પ્રત્યેક સ્ત્રી નવલકથા વાંચવાનું જ પસંદ કરે છે. મારો અનુભવતો ત્યાં સુધી કહેવડાવે છે કે, તેમને નવલકથાઓનું એટલું બધું વ્યસન વળગેલું હોય છે અને તેના કેફમાં જ તેઓ એટલાં બધાં મસ્ત રહે છે કે, બીજા કોઇ પણ વીષયનું પુસ્તક વાંચવાનો તેમને વારંવાર આગ્રહ કરો, છતાં તે કદી એ વાંચશે નહીં. ત્યારે વાર્તાનું પુસ્તક નહીં મળે તો માસીકોના અથવા દીવાળીનાં ખાસ પ્રકાશનોના આગલા પાછલા અંકો શોધી શોધીને પણ તેઓ પોતાનાં મનને લાગેલું વ્યસન પુરૂં કરવા પ્રયત્ન કરશે.

આ દોષ એકલા સ્ત્રી વર્ગનો જ નથી. પુરૂષોના સામાન્ય વર્ગનો મોટો ભાગ એ જ વ્યસનથી પીડાય છે. વડોદરા રાજ્યમાં વાચનાલયો અને પુસ્તકાલયોનું પ્રમાણ ઠીક ઠીક છે. એ રાજ્યનાં કેટલાંક ગામોમાં જઇને મેં પુસ્તકાલયના વ્યવસ્થાપકો દ્વારા તપાસ કરી છે, તે ઉપરથી જણાયું છે કે, સ્ત્રીઓમાં તો ત્યાં વાચનનો શોખ જ હજી જન્મવો બાકી છે, અને પુરૂષ વાંચકો મોટે ભાગે નવલકથાઓ જ વાંચવા લઇ જાય છે!

નવલકથાના વાચનનો આ શોખ કેટલી હદ સુધી વધ્યો છે, તે જાણવા માટે થોડાંક સ્વાનુભવનાં ઉદાહરણ આપવાં ઠીક થઇ પડશે.

(૧) અમદાવાદમાં મારા પડોશમાંની એક કીશોરી કન્યા હાઇસ્કુલમાં અભ્યાસ કરતી હતી. તેને નવલકથાના વાચનનો એટલો શોખ હતો કે, બપોરે શરૂ કરેલું ૩૦૦ પાનાનું પુસ્તક રાત્રે પુરૂં કરી નાખી, બીજે દીવસે ૪૦૦ પાનાના પુસ્તકની માગણી કરે. મેં એક વખત અતી આગ્રહ કરીને એ બહેનને 'સ્ત્રી હીતોપદેશ'નો ખાસ અંક વાંચવા આપ્યો, પણ બીજે દીવસે એમાંનું એક પણ પાનું વાંચ્યા વીના પેલી બહેન એ મને આપી ગઇ. આમ અતી પ્રયત્ને પણ એનામાં વીવીધ વીષયો તરફ સમભાવ પ્રકટી શકયો નહીં, તેમ નવલકથાના વાચનનો શોખ એનામાંથી ઘટયો નહીં.

[૨] મુંબાઇમાં એક સ્ત્રી મીત્રને વાંચવા ખુબ જોઇએ,—કેમકે બીજું કંઇ કામ નહીં—પણ તે નવલકથા જ. એમને સસ્તા સાહીત્યનાં 'શુભ સંગ્રહ,' 'આદર્શ દ્દષ્ટાંતમાળા,' 'ભારતનાં સ્ત્રી રત્નો' જેવાં પુસ્તકો વંચાવવાનો મેં ઘણો જ ઘણો આગ્રહ કરી જોયો છે, અને તેમાં હું હમેશાં નીષ્ફળ જ નીવડયો.

[૩] મારા એક મીત્રે વળી પોતાનાં પત્ની 'ગુણસુંદરી'માં આવતા જગતની સ્ત્રીઓને લગતા ખબરો વાંચે તો તે માટે ઇનામની રીત દાખલ કરી હતી, છતાં ત્રણ રૂપીઆના ઇનામની લાલચ પણ મારાં મીત્રપત્નીને ડગાવી શકી નહોતી!

## [૩]

**આમ** વાચનનો શોખ સ્ત્રીઓમાં ખીલતો જતો હોવા છતાં તેઓ નવલકથાના સાંકડા વર્તુળમાંથી બહાર નીકળીને જીવનમાં ઉપયોગી એવા વીવીધ જ્ઞાનનાં પુસ્તકો વાંચતાં થાય તેમ કરવાની જરૂર એમને સમજાવવી ઘટે છે.

એ કામ રાષ્ટ્રના વીદ્વાનોનું, તંત્રીઓનું અને સમાજસેવકોનું છે. પરંતુ દુર્ભાગ્યે આપણાં સામયીક પત્રો ચલાવનારા તંત્રીઓ પણ શંગારની અને લાગણીની સાથે થોડોક વખત રમત રમે તેવા ભાવની વાર્તાઓના સાહીત્યના પ્રચારમાં સંતોષ માનવાની મનોદશાને હજી પુર્ણાંશે છોડી શકયા નથી. ગુજરાતનાં જાણીતાં માસીકોમાં જો સામાન્ય વાર્તા સાહીત્ય ઓછું થાય, પ્રચારની નજરે વાર્તાઓ, સંવાદો, નાટકો વગેરે લખાવવામાં કે લખવામાં અને પ્રસીદ્ધ કરવામાં આવે, સ્ત્રીઓને જીવનમાં ઉપયોગી થઇ પડે તેવા વીષયોનું જ્ઞાન મેળવવાની અને તેમ કરવામાં રહેલી એમની જવાબદારીનું આગ્રહપુર્વક ભાન કરાવવામાં આવે તો ઘણું કરી શકાય. પરંતુ દેશહીતની ખાતર પણ કેટલાક લેખકોને પ્રચારકની કોટીમાં 'ઉતરી પડવું' ગમતું નથી. એમને તો પોતાની ટુંકી વાર્તામાં અને નાટકમાં કલા ખીલવવાનો 'અભખરો' છે. પછી એ કલા રાષ્ટ્રનાં

વર્તમાન નારી કે નર જીવનને આગળ વધવામાં મદદ કરે છે કે પાછળ ધસડી જાય છે, તે વીચારવાની પરવા નથી. જ્યાં સ્થીતી આમ છે ત્યાં પછી સફળની આશા ક્યાંથી રાખી શકાય?

તેથી ગુજરાતની જે થોડીઘણી બહેનો વાંચી જાણે છે તેમને મારી આગ્રહ પુર્વક ની ભલામણ છે કે, તેમણે 'નવલકથા'ના વ્યસનનાં કેફમાંથી ઉગરી જવું અને રાષ્ટ્રનાં સ્વતંત્ર નાગરીક તરીકે, માતા તરીકે, પત્ની તરીકે અથવા 'ગૃહીણી' તરીકે તેમની ઉપર જે જે જવાબદારીઓ રહેલી છે, તે જવાબદારીઓને સમજણ પુર્વક અદા કરી શકાય તે માટે, વીધવીધ જ્ઞાનનાં પુસ્તકો વાંચવાની ટેવ પાડવી.

આ કામમાં વાચનાલયો અને પુસ્તકાલયોના વહીવટ કરનારાઓ ખુબ મદદ કરી શકે, ઉપરાંત શીક્ષણ વર્ગો અને ભાષણો દ્વારા પણ જુદાં જુદાં સ્ત્રી મંડળો પોતાનાં સભાસદોમાં આ વીચાર દાખલ કરી શકે. આવાં મંડળો હવે 'પતીભક્તી,' 'સતી' અને એવી જાતના જીર્ણ વીષયો પર ઉપદેશ અપાવવાનું છોડતા જાય અને સમાજમાં તેમ જ રાષ્ટ્રમાં સ્ત્રીઓનું જે મહત્વભર્યું સ્થાન છે તે સમજી, એ સ્થાનને તેઓ બરાબર શોભાવે તેવા માર્ગે તેમને વાળવાના સુપ્રયાસ કરતાં જાય એ જરૂરનું છે.

વડોદરા રાજ્યનાં પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી. મોતીભાઇ ન. અમીન જનતામાં વાચનનો શોખ વધે તે માટે ઘણા સમયથી વ્યવહારૂ પ્રયોગ કરી રહ્યા છે. હમણાં તેમણે વડોદરા રાજ્ય ઉપરાંત ગુજરાત અને કાઠીઆવાડના જુદા જુદા વીભાગોમાં નાના ગામોમાં ફરતાં પુસ્તકાલયોની પેટીઓ દ્વારા જ્ઞાન પ્રચારની વ્યવસ્થા શરૂ કરી છે, તેમાં જો કે 'સસ્તુ સાહીત્ય વર્ધક કાર્યાલય'નાં ૮૫ પુસ્તકો મુકવામાં આવે છે, તેમ છતાં એ પુસ્તકો નવલકથાઓ કરતાં વધુ ઉપયોગી અને જ્ઞાનદાતા છે. તો પણ એ ૮૫ પુસ્તકોમાંથી કેટલાંય ગાળી કાઢીને નવાં ઉમેરવાં જેવાં છે, એ બાબત તરફ વ્યવસ્થાપક મહાશયનું ધ્યાન દોરવા સાથે આવી પ્રવૃત્તીઓ વીશાળ ધોરણે ઉપાડી લેવાની જરૂર હોઇ; ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળ, ભગીની સમાજ, વનીતા વીશ્રામ, સેવાસદન જેવી સ્ત્રી સંસ્થાઓ, ઉપરાંત સમાજ સેવા કરતી બીજી સંસ્થાઓ એ દીશામાં પોતાનું લક્ષ આપે તે જરૂરનું છે.



સત્તાવાળાઓ અને શ્રીમંતોની આજ્ઞા સામાન્ય મનુષ્યો માટે એક જ હોય છેઃ 'તમારે માટે કશા પણ વીચાર કરશો નહીં'!

...

નફો મેળવવાના વીગ્રહથી ભય, ધીક્કાર, અનંત વેદનાઓ, દીવાનાપણું અને અંધાધુંધી જ જન્મે છે.

અત્યારના માનવીઓની વેદનામાંથી બે કાર્યો આપોઆપ બને છે: [૧] મુડીવાદનો નાશ; અને [૨] સમાજવાદનો જન્મ.

...

શેરબજારની સંગીન દશાથી દેશના કરોડો ભુખ્યા મનુષ્યોના પેટમાં એક બટકું રોટલો પણ જવાનો નથી.

# વરને પરણજો : ધણીને નહિ!

**આ** રસભરી ચર્ચામાં હવે શ્રી. ગંગાબ્હેન પટેલ જોડાય છે. એ બ્હેન યુવતીઓને પરણવાની તો સલાહ આપે છે, પણ વર સાથે. વર અને ધણીના ભેદ શ્રી. ગંગાબ્હેન આ વખતે સમજાવવાનો પ્રયાસ કરે છે.

: લેખિકા :



શ્રી. ગંગાબ્હેન પટેલ

"નવયુગ"ના સપ્ટેમ્બરના અંકમાં "પરણશો નહીં." એ મથાળાનો લેખ વાંચી મને પણ તેમાં રસ તો પડયો. પણ બ્હેન વસંતબ્હેન કહે છે તેમ કન્યાઓ પરણે જ નહી, તો હીંદુસ્તાનનું નામ પણ કાળે કરીને નાશ પામે. તેનું શું ? એટલે પરણવું એ તો દેશના નીભાવાર્થે પણ એક રીતે જરૂરી છે. માટે એવી "પરમાર્થી" પ્રથાનો એમ એકાએક નાશ કરવો એ કોઇ પણ દેશને કે જાતીને પરવડે નહી.

કોઇ કન્યાને ન પરણવું હોય તો તેની મરજી. બાકી મારા વીચાર પ્રમાણે કન્યાઓએ લગ્ન તો કરવાં જ. પણ તે વર સાથે; ધણી સાથે નહી!

વર-વરવું-વરવામાં કન્યા વરને વરે છે અને વર કન્યાને વરે છે. નથી કોઇથી કોઇને લેવાતું કે અપાતું. કાચા સુતરના તાંતણાથી એ બંધન બંધાય છે.

બન્ને સરખાં-નથી કોઇ લેનાર કે નથી કોઇ વેચનાર. એ તો પતી-પત્ની, વર-વહુ. સંસ્કૃત નાટકોમાં પત્નીને પતી કોઇ વખત 'સખી' કહીને પણ બોલાવે છે. અને પત્ની વરને 'સખા' પણ કહે છે. એ સખી તે જ આજની પત્ની ગણાય.

વર પોતે જ રાજી રહીને રાચતો નથી પણ વહુને યે રાજી રાખવા તત્પર રહે છે.

વર, એટલે બીજા એક અર્થમાં આશીર્વાદ પણ થાય છે. પહેલાં દેવો પ્રસન્ન થતા ત્યારે વર આપતા. એટલે કે કૃપાનું ફળ, તે 'વરદાન' આમ 'વર'ના અર્થોનો પાર નથી. એક કન્યા એ પ્રમાણે પોતાની લાયકાતથી માતાપીતા અને સમાજને પ્રસન્ન કરી 'વર' મેળવે છે. અને તે વર તેના જીવનની 'સાળ'માં 'તાણા' પેઠે રહીને વણાઇ જાય છે. એના આપ્યાએ ઐહીક પ્રવાહમાં સાથેનો સાથે રહે છે.



કોઇ કોઇ ધણી તો બૈરીને પોટલું ને બાળક આપી પોતે છત્રી લઇ લહેરથી સ્ટેશન પર ચાલે!

વહુ જેટલી સંભાળ વરની રાખવા ઉત્સુક રહે છે તેટલી જ વર વહુની રાખવા તત્પર રહે છે. વર કમાય છે, વહુ ઘરની વ્યવસ્થા રાખીને વરને સુખી કરે છે. તેનો અર્થ એ નથી કે વર વહુનો 'ગુલામ' છે, કે વહુ વરની 'નોકરડી' છે. ધણી જ્યાએ વહુ વરને કમાવામાં મદદ કરે છે. (ભણેલી હોય તો, તેમજ મજુર પત્ની હોય તો તે પણ મજુરી કરી પોતાના પતીને મદદ કરે છે). તો શું વરની કીંમત તેથી ઓછી અંકાય છે? તેમ જો વર વહુને મદદ કરે તો શું તે નાનો કે બાયલો ગણાય? જરાય નહી. વરની આર્થીક સ્થીતી નબળી હોય, તો વહુ તેને મદદ કરે અને વહુની શારીરીક સ્થીતી નબળી હોય તો વર ઘરકામમાં તેને મદદ કરે (કે જો તેની આર્થીક સ્થીતી સારી હોય તો નોકરો રાખી આપે). વર કોઇ દીવસ "તું આ સાડી પહેર", "આમ વાળ રાખ," એમ વહુ ઉપર દબાણ ન કરે કારણ તે જાણે છે કે, એને ગમે તેમ એના દેહને શણગારવા એ સ્વતંત્ર છે. પોતે અંગ્રેજી જાણે છે માટે વહુએ અંગ્રેજી જાણવું જ જોઇએ એમ વર માનતો નથી. પણ વહુની આગળ અંગ્રેજી ભાષાનાં સારાં સારાં પુસ્તકો વાંચી, વહુને તેમાં રસ લેતી કરે છે. અને તેની મરજી હોય તો ભણાવવાની ગોઠવણ કરે છે વહુ વધારે ભણેલી હોય તો તેના વતીનો ગર્વ વર નથી લેતો, કારણ વહુ કાંઇ તેની મીલ્કત નથી કે એનો એ ગર્વ કરે. હા! ખુશી થાય ખરો! એ તો પ્રેમનો હક્ક છે. વળી જે વર હોય તે છોકરાંનો બાપ ગણાવાનો દાવો પોતે કરે તેમ જ વહુનો માતા તરીકે દાવો પણ મંજુર રાખે છે. અને સ્થીતી અનુસાર કેટલાં બાળકો પોતાનાથી પોષી શકાય તેની સમજ રાખે છે.

જ્યારે ધણી—?

ધણીની તો વ્યાખ્યા જ વસમી છે. ગુલામનો માલીક ધણી કહેવાય, પશુઓનો માલીક ધણી કહેવાય, જમીનનો અને ઘરનો માલીક ધણી ગણાય. જ્યાં જ્યાં જડ—ચેતન વેચી ને ખરીદી શકાય ત્યાં ત્યાં, એવી વસ્તુઓને માટે ધણી હોય જ. રસ્તે રખડતાં ઢોર નધણીઆતાં ગણાય છે. તેને લોક મારી પણ શકે છે. મતલબ ધણી એટલે રક્ષણ કરનાર અને તેના વડે પોતાનો સ્વાર્થ સાધનાર. એટલે એ સંજ્ઞા, જે પુરુષોને લાગુ પડે છે એવા ધણીને ભુલે ચુકે પણ કોઇ કન્યાએ પરણવું નહી.

ધણીનામાં માલીકપણાનો દંભ હોવાથી પ્રથમથી જ એ ધણી–આણીને હુકમચ્ચર ચલાવવાનો હક્ક સમજે છે!

કોઇ કોઇ પુરુષોને તો પોતે ધણી છે એમ સમજી રસોડામાં પણ પોતાની દખલગીરી કરતા મેં જોયા છે. અરે! સ્ત્રીને વસ્ત્રાલંકાર પોતાની ખુશી પ્રમાણેનાં પહેરાવવાં તેમ જ કરાવવાં એવો કેટલાક ધણીઓનો સ્વભાવ હોય છે. તેમણે કઇ વખતે ક્યાં જવું ને ક્યાં ન જવું તે પણ પેલા ધણી પોતાના હુકમ પ્રમાણે નક્કી કરે છે. નશીબ સંજોગે કોઇ સ્વતંત્ર સ્વભાવની સ્ત્રી એવી ધણી–આણીની બેનપણી થવા માગે છે એમ પેલા ધણી જાણે, તો 'બાર' વાગ્યા બીચારી સ્ત્રીના! "એવી બગડેલી ગએલીઓની સોબતમાં તારે ફરવાનું નથી! એ આવે તો કોડું ન આપતી" કહીને દમદાટી કરી બીચારીને ગભરાવી મુકે છે. જ્યારે પોતે પોતાની મરજીમાં આવે તેવા માણસો સાથે ફરે તેનો વાંધો નહી.' પોતાને [ધણીને] ગમતા રંગની સાડી તેણીને પહેરવાની, પછી ભલેને તેણીના રંગને અને સાડીના રંગને જરા પણ મેળ ન ખાય તેનો વાંધો નહી. બીચારી ધણીઆણીને નાટક જોવા જવું હોય તો ધણી કહેશે, "એ મને ગમતું નથી માટે તને કેમ મોકલું?"

ગાડીમાં બેસતાં પણ સત્તર વખત ટોકે,–"જો સાચવ. છોકરા પડશે." અથવા છોકરા ન હોય તો દાગીના, તે ન હોય તો દેવટે કપડાં તો હોય જ! તેની ભલામણ કરે. કોઇ પણ રીતે એ ભોટ (ધણીના મનથી) ધણી–આણીનો એ પતીરાજ ધણીપણું



હારબંધ બાળકોની વચમાં અધમુઇ પત્ની જોયા છતાં પોતાને સુધરેલા મનાવતા ધણીને પરણવા કરતાં કુંવારાં રહેવું સારું!

બજાવી સંભાળ લેતો જ રહે. અરે! કોઇ, કોઇ, ધણી તો બૈરીને માથે પોટલું અને કેડમાં બાળક આપી પોતે હાથમાં છત્રી કે લાકડી સાથે લહેરથી સ્ટેશન ઉપર ચાલતા દેખાયા છે. હશે કદાચ બીચારો? અભણ, પણ ધણી સાચો! એમાં ના, નહીં. કોઇ દીવસ પત્ની જો આર્થીક સ્થીતી વીષે જાણવા માગે તો કહેશેઃ "તારે શું છે? તું તારે જોઇએ તે માગી લેજે. ઘર ચલાવવામાં કંઇ ઓછું પડતું હોય કે છોકરાંને કંઇ જોઇતું હોય તો માગી લેજે. સ્ત્રીઓને બધી વાતમાં માથું મારવાનું સારૂં નહી." પણ સ્ત્રી પાસે પૈસા હોય, તો તે ધણીની જ મીલ્કત ગણી ધણીમહારાજ પટકવી જાય છે!.

જો કોઇ દીવસ સ્ત્રી માંદી સાજી થાય, તો કહેશેઃ "ખાવા પીવામાં સંભાળતી જ નથી" અને પછી પોતાને કામે ચાલ્યા જાય! ત્યારે પોતાના મંદવાડ વખતે કહેશેઃ "તું અહીંજ મારી પાસે બેસી રહે."

આ રીતે તો સ્ત્રીઓ ટેવાઇ ગઇ છે એમ ઘણા ફીલોસોફર માને છે. પણ જ્યારે નવું જ કાર્ય કરવાનું હોય ત્યારે વીચાર કરીને જ કરવું. એટલે જ હું કહું છું કે કુંવારીકાઓએ વરને પરણવું: ધણીને નહી.

અને એવા ધણી કાંઇ અભણ માણસો જ થાય છે એમ પણ નથી! સુધરેલા, ભણેલા, દેશ પરદેશ ફરેલા, ડીગ્રીઓ ધરાવનારા પણ ધણીપણું બજાવવામાં પાછાં પડતા નથી. ફેર માત્ર એટલો જ કે એમનું ધણીપણું ઉપરથી સમજી શકાતું નથી.

તેઓ જો પાંચ પૈસે સુખી હોય, તો તો જોઇ લ્યો બીચારો ધણી-આણી નામના માણીની દુર્દશા! સવારથી સાંજ સુધી તેના ઉપર એક સરખી દેખરેખ રખાવાની, જો તે ભણેલી હોય તો તેનું પ્રદર્શન મીત્રો પાસે ચાલતું જ હોય. આ કલબ અને પેલા મંડળમાં તેની મરજી પુછવા વીના જ દાખલ કરી પોતે સોસાઇટીમાં આગળ વધવા ફાંફાં મારવાના. અને જો થોડું ભણેલી હોય તો તો પુરી અવદશા તે બીચારીની! સવારે એક શીક્ષીકા સંગીત માટે, બે કલાકે બીજી, વળી પાછી ત્રીજી! સાંજના શેઠ સાથે ફરવા જવાનું, તે પણ તેમને ગમતી સાડી-અલંકારથી રંજીત થઇને. જાણે કે ધણીને રમવાની ઢીંગલી સ્તો.

આવા ધણીઓ પાછા મોટા સુધરેલા થઇને ફરે છે. જેટલું બને તેટલું ધણીપણું બજાવતા છતાં સ્ત્રી સ્વાતંત્ર્યની વાતો કરે છે. ત્યારે નર્યા પાખંડી લાગે છે. હારબંધ બાળકોની વચમા અર્ધમુઇ પત્ની જોવા છતાં પોતાને સુધરેલા ગણાવતા ધણીને પરણવા કરતાં કુંવારાં રહેવું સારૂં. પણ તમો જરૂર પરણજો અને તે વરને: ધણીને નહી.

---

રાષ્ટ્રનું ભાવી અજ્ઞાનતા અને મુર્ખતાના ઇજારદારોના હાથમાં કદી સલામત રહી શકે જ નહીં.

...

હીંદનું સાચું કલ્યાણ હીંદીઓને ચુસનારાઓ દ્વારા કદી થઇ શકે જ નહીં

રાજ્ય કરનારાઓ નાશનાં નીશાન ગડગડવા માંડે નહીં ત્યાં સુધી ટીકાકારો તરફ બહેરા કાન રાખે છે

...

મુડીવાદી અને આચાર્ય એ એક જ મુર્તીનાં બે અડધીયાં છે.

# મૂર્તિમંત જ્વાલા સમી-

: લેખક :

પ્ર સા દ

**પ્ર**ભાતનો સમય હતો. પવનની શીતળ લહેરોથી બીછાનું છોડવાનું મન ન્હોતું થતું, પણ બહાર કંઇ કોલાહલ થવાથી હું ઉઠી બારીએ આવ્યો, તો સામેવાળા ચંપકલાલ શેઠનાં મકાન પસે મહોલ્લાનાં જ ૧૦-૧૫ માણસોનું ટોળું ઉભું હતું. ટોળામાં સ્ત્રીઓ અને બાળકો પણ સામેલ હતાં અને મકાનમાં કુતુહલપુર્વક કંઇ જોઇ રહ્યાં હતાં. શું બીના છે તે જાણવા હું નીચે આવ્યો.

મકાનનાં દીવાનખાનામાં વીસેક વર્ષની એક જાજરમાન યુવતી ઠસ્સાથી બેઠી હતી. બાજુમાં ચંપક શેઠ અને તેમનાં પત્ની તેને કંઇ સમજાવી રહ્યાં હતાં. તેની સામે સુકલકડી જેવા દેખાવનો નીસ્તેજ ચહેરાવાળો એક માણસ બેઠો હતો. તેઓ વચ્ચે કંઇ રકઝક ચાલતી હતી. ચંપકલાલ જો કે મને ઓળખતા હતા, અને અમારે પરીચય પણ વીશેષ હતો, છતાં તેમને પુછવું પડે અને તેમનું હૃદય દુભાય તેવી કંઇ બીનાં હોય, તેના કરતાં પ્રથમ કોઇને પુછી લેવું, એમ વીચાર કરી મેં પરીચયવાળા એક આધેડ વયના ગૃહસ્થને પુછતાં તેમણે જણાવ્યું:

આ તરૂમતી ચંપક શેઠની ન્યાતની છે. સામે બેઠો છે તે તેનો ધણી છે. તે તેને ગમતો નથી એટલે કાલની કોઇને ઘેર જતી રહેલી. તે આજે સવારમાં ચંપક શેઠ તેને જઇ લઇ આવ્યા!"

મેં તરૂમતી તરફ જોયું. સામાને રૂવાબમાં આંજી નાખનાર ગરવા ગુજરાતણુ સમો તેનો દેખાવ હતો. શું આ સ્ત્રી પારકાને ઘેર રાત રહી આવે? કંઇક ન માની શકાય તેવી વાત હતી. હું મકાનમાં દાખલ થયો. ચંપકલાલે મને આવકાર આપી બેસાડયો. મેં તેમની વાતચીત સાંભળવા માંડી.

"તરૂ, આવો ભવાડો આપણા જેવા બ્રાહ્મણ વાણીઆને ન શોભે. ઘર સંસાર ચલાવ્યા વીના કંઇ છુટકો છે?" ચંપકલાલની પત્ની બોલ્યાં.

"કોની સાથે ઘર સંસાર?" તરૂ ભ્રકુટી ચઢાવીને બોલી. "આની સાથે? એ આશા હવે માંડી વાળજો."

મેં તરૂના પતીના સામું જોયું. તે શાન્ત જ બેસી રહ્યો હતો. કદાચ આવા શબ્દો સાંભળવાને તે ટેવાઇ ગયો હશે. તેણે પોતાની ટોપી ઉતારી તરૂના પગ પાસે મુકતાં કહ્યું:

"તને પગે લાગું છું, પણ હવે તું ઘેર ચાલે છે? નકામી મારી આબરૂનું લીલામ શા માટે કરે છે?"

"તમે કોણ? તમારે વળી આબરૂ કેવી? તમારે અને મારે હવે શો સંબંધ? મારૂં જેની સાથે દીલ ચોંટયું..તે જ મારો ધણી! હું તો ખરા હૃદયથી તેને જ ધણી માની બેઠી છું. આજે નહીં તો ગમે ત્યારે પણ હું તો તેને ત્યાં જ જવાની!"

તરૂ જે તડ ને ફડ જવાબ આપતી હતી તેથી બધાં આશ્ચર્યમાં ડુબી ગયા હતા. બહાર નાનું સરખું ટોળું જોતાં જ તરૂ

ચીલાઇ. બારણા પાસે આવી તે ગુસ્સામાં બોલી.

"અહીં શું નાટક બાટક થાય છે? સવારમાં કોઇને કંઇ કામધંધો બળ્યો છે કે નહી?" ટોળામાં ખળભળાટ થઇ ગયો. બધા આમ તેમ વીખરાઇ ગયા. ત્યાં કોઇ ઉભું રહેવાની હીંમત કરી શક્યું નહી. અંદર આવી તરૂ તરત મેડા ઉપર જઇ બેઠી.

તરૂના પ્રત્યુત્તરોમાં મને ઉંડું રહસ્ય છુપાએલું લાગ્યું. વધુ જાણવાની મારી ઇંતેજારી મેં ચંપકલાલને જણાવી એટલે તેઓ મને લઇને મેડે તેની પાસે આવ્યા. તેનો પતી "સાંજે આવીશ" કહી ગયો.

ચંપકલાલના પોતાના વીચારો ઘણા આગળ પડતા હતા, પણ તેમનાં પત્ની કંઇક જુના વીચારનાં હોવાથી તેઓ સામાજીક સુધારણાનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેતાં નહી.

મેં પુર્ણ હકીકત મેળવવાના ઉદ્દેશથી તરૂને કહ્યું.

"તરૂ બ્હેન, હું તમને તમારા પતીને ઘેર પાછાં જવાનું સમજાવવા આવ્યો નથી. તમારા જવાબોમાં મને કંઇ ઉંડું રહસ્ય દેખાયું, એટલે તેનો સ્ફોટ તમે કરો એ આશાએ તમારી પાસે આવ્યો છું. તમે કાલે રાત્રે કોઇને ત્યાં જઇ રહ્યાં હતાં તે વાત ખરી?"

તરૂ અત્યાર સુધી ધુંધવાઇ રહી હતી. તેને ડુમો ભરાઇ ગયો હતો. મારો સીધો પ્રશ્ન સાંભળી તેનાં નેત્રોમાં આંસુ આવી ગયાં.

'ભાઇ," તે ક્ષીણ સ્વરે બોલી. "તમને શું કહું? મારો સંસાર સળગી ગયો છે." એ ભઠ્ઠીમાં ક્યાં સુધી શેકાયા કરૂં? હૃદયના તાર એક ના થાય તે લગ્ન કેવું? મારા પતીરાજને તો તમે જોયા. એ ગુજરાતી છ ચોપડી ભણ્યા છે. કોઇ પેઢીમાં ગુમાસ્તાગીરી કરે છે. સવારના આઠથી રાતના આઠ સુધી 'ગદ્ધાવૈતરૂં' કરે છે. રાત્રે આવે ત્યારે પણ ન મારી સાથે મીઠી વાત કે ન કંઇ મીઠાં વચનો. તેમની વાતો હમેશાં ન્યાતની પટેલાઇની કે કોઇના ખોદણીની જ હોય. તેમના જેટલું તો હું યે ભણી છું. મારા પીતાને ત્યાં વર્તમાનપત્રો, માસીકો વીગેરે મને વાંચવા મળતાં, એટલે મને તો વાંચનનું વ્યસન વળગ્યું છે. ચાલુ બનાવોથી માહીતગાર રહેવાનું મને બહુ મન થાય છે, ત્યારે મારા પતીરાજને રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ શું ચીજ છે તેની ખબર નથી. શારદા અક્ટ પાસ કરાવવા મારે પેલાં બીચારાં શારદા બ્હેનને જવાબદાર ગણે છે! કંઇ વાચવાનાં પુસ્તક મંગાવ્યાં ત્યારે ગજગ્રાહ અને શકેદંત સાવલીંગા ઉપાડી લાવ્યા! અને પોતાના સાહીત્યનો શોખ મને બતાવવા કોઇ કોઇ વાર તેમનાં મોંઢે કરેલા દોહરા પણ લલકારે છે! તમે જ કહો ને! અમારાં મન શી રીતે મળે?"

"ત્યારે તમારા પીતાએ પ્રથમથી વીચાર કેમ ના કર્યો?" મેં પ્રશ્ન કર્યો.

"વાંધો ત્યાં જ છે ને! કુલીનશાહીએ અમારી જ્ઞાતીનું નીકંદન કાઢ્યું છે. કહેવાતા નીચ કુળના સંસ્કારી યુવકો કન્યા વીના રખડી પડે, અને ઉચ્ચ કુળની મ્હોર મરાવી જન્મેલા અર્ધદગ્ધોને જોઇએ તો એક ઉપર એકવીસ મળે! મારા પીતા કુલીનશાહીમાં ખેંચાયા અને મને આ ખાનદાનના સફરજન સાથે વળગાડી દીધી. મારૂં હૃદય હું બીજાને અર્પણ કરી ચુકેલી, પણ તેનું કુળ નીચું રહ્યું ને! તેની સાથે લગ્ન થવાનું તો સ્વપ્ને પણ કેમ સંભવે?

"પણ તમે "મગની બે ફાડ" કરી નાખો તેવાં છો તો પછી લગ્ન વખતે જ વાંધો

કેમ ન ઉકાળ્યો? તમારે સાફ સાફ કહી નાખવું હતું ને કે મારે અમુક સાથે લગ્ન કરવાં છે!"

"તે સમયે મારામાં હીંમત તો હતી પણ તે વડીલોની આમન્યા નીચે દબાઇ ગઇ હતી. પણ મારા પરીણીત જીવને મને સળગાવી મુકી છે–મને હવે સમાજ કે વડીલશાહીનો ડર રહ્યો નથી, અને તેથી જ મેં ગઇ કાલે આ પગલું ભર્યું હતું. મારે હવે "નફ્ફટ" જ બનવું છે! કદાચ જો અમારા બન્ને સામે કોર્ટમાં કાયદેસર પગલાં ભરવામાં આવે તો ગુન્હાનો સ્પષ્ટ એકરાર કરી અમે સજા ખમી લેવા તૈયાર છીએ. અમારી જ્ઞાતીમાં કેવાં લગ્નો થાય છે તે જાણો છો! આ ચંપકભાઇ જ્ઞાતીના શેઠીઆઓમાંના એક છે. તેમને પુછો. નીચા કુળનો યુવક કુંવારો મરી જાય તો યે જ્ઞાતીમાંથી તો તેને કન્યા મળે જ નહી. આવા લોકો પરજ્ઞાતીની કન્યાઓ લાવે છે અને તેમને અમારી જ્ઞાતી રૂા. ૧૫૧) દંડ લઇને ન્યાતમાં લે છે. પરજ્ઞાતીની કન્યા લાવવાની એટલે પૈસા ખરચ્યા વીના તો મળે જ નહી, જેથી આમ આડકતરી રીતે કન્યા વીક્રયને ઉત્તેજન અપાય છે. વળી અમારી જ ન્યાતની કન્યા આવે તેની શી ખાત્રી? આવી રીતે અમારી ન્યાતમાં ભીલ, ઠાકરડા, કુંભાર, હજામ અને ખુદ અંત્યજ વર્ગની છોકરીઓ વાણીઅણ તરીકે ઘુસી ગઇ છે! જ્ઞાતી તેની ન્યાત વીષેનું પ્રમાણપત્ર માગે, પણ તેવા બનાવટી પુરાવા ક્યાં ઉભા થઇ શકતા નથી? એકાદ આવો પુરાવો મળે અને રૂા. ૧૫૧) દંડના મળે એટલે "જ્ઞાતી ગંગા" પેલાને પાછો ન્યાતમાં સ્વીકારી લે! સ્ત્રી મેળવવાની લ્હાયે કેટલાક ભોળા માણસો તો સર્વસ્વ ગુમાવી બેઠા છે. સમાજની આવી નબળાઇઓનો લાભ લેવા માટે બદમાશો મોટા પાયા ઉપર વ્યવસ્થીત રીતે છોકરીઓ વેચવાનો ધંધો કરે છે. તેમની જાળ નાનામાં નાના ગામમાં પણ પથરાએલી હોય છે, અને કોઇ ગરજાઉ પીતાને ભરમાવી, તેની છોકરીને "સારે ઘેર નાખી સુખી કરવા"ની લાલચમાં ફસાવી, તેનો સોદો નક્કી કરે છે. કોઇ ઠેકાણે તો છોકરીને ઉઠાવી જવાનો પેંતરો પણ રચાય છે. આવાં લગ્ન કરનાર ભોળો હોય તો તેની જ્ઞાતી પણ એકદમ જાણી શકતો નથી. પેલી છોકરી થોડા દીવસ તેને ત્યાં રહી ઘરમાંથી દાગીના વગેરે ઉઠાવી અગાઉ ગોઠવણ કર્યા મુજબ નીયત સ્થળે પહોંચી જાય છે. પેલા દલાલો પાછા બીજા શહેરમાં તેને લઇ જઇ એ "કન્યા"ને નવે ઘેર બેસાડે છે! આવા કીસ્સા તો હવે સ્થળે સ્થળે બની રહ્યા છે. કોઇ દલાલ પેલી છોકરીને નસાડી બીજે ઘેર બેસાડવાનો ઇરાદો રાખતો ન હોય તો પરણનારને પ્રથમથી જ છોકરીની ખરી જ્ઞાતી જણાવી દે છે, અને તેઓ સામસામા રીતસર દસ્તાવેજ કરે છે તેમાં પણ તે વાતનો સ્પષ્ટ ઉલ્લેખ થાય છે. અલબત, પરણનાર તો જ્ઞાતી છુપાવી દલાલની મદદથી બનાવટી પ્રમાણપત્ર મેળવી ન્યાતના પટેલીઆઓ સમક્ષ રજુ કરે છે, જેથી ન્યાતમાં દાખલ થવામાં વાંધો આવે નહી. આ રીતે અમારી જ્ઞાતીમાં છતે વરે વર નથી, અને છતી કન્યાએ કન્યા નથી! આ બધું કુલીનશાહીનું પરીણામ છે, અને તેના ખપ્પરમાં મારા જેવી અનેક બાળાઓ હોમાઇ રહી છે. અમારા જેવાં માનસીક કળેજાં તો તમને સંખ્યાબંધ બતાવું!" તરૂ પોતાની જ્ઞાતીનો ઇતીહાસ સંકેલતાં બોલી.

તેનું કથન વ્યાજબી હતું. તેની વૃત્તીઓ બંડખોર હતી, પણ તેની શક્તી અને

માર્ગે વેડફાઇ જતી હતી. તેણે સમાજ સામે માથું ઉચક્યું હતું, પણ તે ખોટી દીશામાં. ઘડીભર એમ થયું કે આવી પ્રતીભાશાળી બાળાએ પોતાની શક્તી સીધે માર્ગે ખરચી સમાજ સામે વ્યવસ્થીત મોરચા માંડયા હોત તો તે કેટલું સુંદર કાર્ય કરી શકત!

ઉપરની ઘટના પછી બીજે દીવસે તરફ કચવાતે હૃદયે પોતાના પતી સાથે ગઇ. ત્યાર બાદ તેના વીષે વધુ જાણવાની તક મને મળી નથી, પણ મુક્તી'મંત જ્વાલા સમી આવી કેટલી યે તરૂમતીઓની શક્તી–બળ આપણા સમાજમાં વેડફાઇ જાય છે. અથવા તો અવળી દીશામાં ખર્ચાઇ જાય છે, તેનો ગંભીરપણે વીચાર કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે.

આપણી લગ્ન સંસ્થા કઇ તરફ ઘસડાઇ રહી છે? જ્ઞાતીનાં સાંકડાં વર્તુલો અને કહેવાતા ઉંચા અને નીચા કુળની માન્યતાએ આપણી લગ્ન સંસ્થાનું કેવું સત્યાનાશ વાળ્યું છે તેના કીસ્સા જ્યાં ત્યાં નજરે પડે છે. ઘણું ખરૂં દરેક જ્ઞાતીમાં વર કે કન્યાની છત હોય છે છતાં તે જ જ્ઞાતીમાંથી અછતના સુર સંભળાય છે. તેનું કારણ બહુ શોધવા જવું પડે તેમ નથી કહેવાતી કુલીનતાને લીધે આવા પોકારો ઘણું ખરૂં દરેક જ્ઞાતીમાંથી સંભળાય છે. આ કુલીનશાહીની માન્યતા એટલી જડ ઘાલી બેઠી છે કે કહેવાતો અકુલીન યુવક સંસ્કારી અને સુશીક્ષીત હોય તો પણ તેને ન્યાતમાંથી તો કન્યા નહી જ મળવાની; જ્યારે પેલો કહેવાતો કુળવાન ભલે ગમે તેવો હોય તો પણ તે તરત "ઝડપાઇ" જવાનો!

ત્યારે જે વર્ગને જ્ઞાતીમાંથી કન્યા મળી શકતી નથી તેમ સામટી રકમ ન ખરચી શકવાને લીધે પરજ્ઞાતીમાંથી પણ લાવી શકતો નથી તેનું શું? તેઓમાંનો ચોક્કસ વર્ગ પતીતાઓ–વેશ્યાઓને પોષવામાં પોતાનો હીસ્સો આપે છે! અલબત, આમાં તેમનો વાંક નથી. આને માટે તો જ્ઞાતીના પ્રત્યેક રૂઢીચુસ્તો જવાબદાર છે, અને સ્પષ્ટ રૂપે કહીએ તો આડકતરી રીતે વેશ્યાઓ તેમની રૂઢીચુસ્તતાને લીધે જ આટલા મોટા પ્રમાણમાં નભી રહી છે! આ આપણી વર્તમાન લગ્નસંસ્થાની સ્થીતી! અને તેનું પરીણામ?

માનસીક કજોડાં, સ્નેહ કરતાં દેહ લગ્નો વીશેષ અને ગૃહસંસારમાં હોળી!



વર્તમાન યુગનાં લગ્ન ધર્મના નહીં પણ પ્રેમના આશીર્વાદથી પવીત્ર બનવાનું વીશેષ પસંદ કરે છે.

....

સત્ય હકીકત શોધવી હોય તો કાલ્પનીક વાતો ભુલવી જોઇએ.

વીચારશક્તીને કચડી નાખીને ધર્મ સરજાયો છે. ત્યારે વીચારોની આપ લે ઉપર વિજ્ઞાનનું સર્જન થયું છે.

...

આચાર્યો અજ્ઞાનીની ભાષામાંજ અગમ્યની વાતો કરે છે.

# રસોઇની કળા

: લેખક :

**ચુનીભાઇ ધ. પટેલ**

> રસોઇ એ શાસ્ત્ર છે. એ શાસ્ત્રને સમજ્યા વીના રસોઇ તો દરેક ઘરમાં થાય છે પણ પથ્યાપથ્ય અને પ્રાણપોષક તત્વોનો અભ્યાસ ગુજરાતણોમાં બહુ જ ઓછો છે. એ અભ્યાસ શાસ્ત્રીય દ્રષ્ટીએ વધારવાથી લાભ છે.

**રસોઇની** કળા હાથમાં ક્યારે આવી તે કહેવું મુસ્કેલ છે, તો પણ હજારો વર્ષ પહેલાં તે જડેલી હોવી જોઇએ એમ સહેજે અનુમાન કરી શકાય છે. દીવસે દીવસે તેમાં સુધારા વધારા થતા ગયા છે. ઘણાં વર્ષોની ટેવને લઇને મનુષ્યની હોજરી એવા પ્રકારની બની ગઇ છે કે અસલ જંગલી સ્થીતીમાં જે કાચો ખોરાક લેવામાં આવતો હતો તે ખોરાક આજે ભાગ્યે જ અનુકુળ થાય. એમ કરવા જતાં આખીએ પાચનક્રીયા ઉથલી પડવાનો સંભવ છે. આનો અનુભવ આપણને ઘણી વખત થાય છે. રાંધવામાં ખોરાક કાચો 'રહી ગયો હોય' તો તેથી પેટમાં ચુંક અથવા બીજાં દુઃખો થઇ આવે છે. કેટલીક વખતે આવા ખોરાકથી મરડો પણ થઇ આવે છે. એટલે આજે રસોઇ કરવી આવસ્યક બની છે.

ખોરાકને રાંધવાથી તે પચવામાં સહેલો થઇ પડે છે. આખા ઘઉં કે આખા મગ ચાવવા માટેના આપણા ઘણા અસલી જુના સમયના દાંત રહ્યા નથી. વળી પાચનક્રીયાના બધા અવયવો ખોરાકને રાંધીને કામમાં લઇ શકે તેવા બની ગયા છે આજની હોજરી કે આંતરડાંમાં કાચું અનાજ પચાવવાની ટેવ હોતી નથી. ખોરાકને અનુકુળ રાંધ્યા પછી જ તે પચવા માટે લાયક બને છે. અલબત્ત હજુ ઘણા ખોરાકો એવા છે કે તેમને તેમના કુદરતી સ્વરૂપમાં લેવાથી ચાવવા તેમજ પચવા માટે વધારે અનુકુળ થઇ પડે છે. દુધ, ફળ અને કેટલીક શાકભાજી કશો જ ફેરફાર કર્યા સીવાયની લેવાથી વધારે ગુણદાયી થઇ પડે છે. છતાં આજના આપણા ખોરાકને રાંધવાની જરૂર રહે છે. રાંધ્યા સીવાયના અનાજ ઉપર આપણને રૂચી થતી નથી. ઘઉંના લોટને લઇને આપણા મોંમાં ખાવાની અભીરૂચી નહી થાય, પણ રોટલીને લઇને મોંમાંથી પાણી છુટશે અને અભીરૂચી થયા સીવાયનો ખોરાક પાચન થઇ શકતો નથી. લોટ અને રોટલી વચ્ચેનો આ ફેર મહત્વનો છે. પહેલાંને બીજાનું રૂપાંતર આપવાથી તેમાં ખોરાકની આખીએ વાસ બદલાઇ જાય છે. રોટલીમાં જેને આપણે ખાવા માટેનો ખોરાક કહીએ છીએ તેની વાસ હોય છે. જ્યારે ઘઉં કે લોટમાં આમાંનું કશુંજ હોતું નથી. દાળ, ભાત તથા બીજા અનાજોમાં આવું જ બનવા પામે છે. રસોઇ કરવાની સાથે જ તેમનામાં ખોરાકની વાસ આવી જાય છે. વળી રાંધવાથી ઝેરી જીવજંતુનો નાશ થાય છે. આપણી આજની રહેણી ગીચોગીચ અને સુર્યનો તડકો પુરતો ન મળી શકે તેવી

થઇ છે. તેને લઇને ઘણી જાતના ચેપી રોગોનાં જંતુઓ આપણી આજુબાજુ હવામાં ઉડયાં કરે છે. આને લઇને ખોરાક ઉપર અસર થાય એ સ્વભાવીક છે. રાંધવાની ગરમીથી આવાં જંતુઓનો નાશ થાય છે.

સામાન્ય રીતે રાંધવાના ત્રણ વીભાગ પાડી શકાયઃ (૧) શેકવું (૨) બાફવું અને (૩) તળવું. આમાંની શેકવાની પહેલી ક્રીયા ઉત્તમ છે. ધીમા તાપથી ચડવેલી રોટલી રોટલામાં સ્વાદીષ્ટતા તેમ જ મધુરતા રહેવાની સાથે ખોરાકનાં બધાં દ્રવ્યો સચવાઇ રહે છે. બાફવાની ક્રીયામાં વપરાતું પાણી એળે ન જતું હોય તો એ ક્રીયા પણ શેકવાની ક્રીયા જેટલી જ લાભદાયી છે. અનાજની ચારે બાજુએ પાણી રહેવાથી શેકવાની ક્રીયામાં જેટલું ધ્યાન આપવું પડે છે તેટલું ધ્યાન આ ક્રીયામાં આપવું પડતું નથી. આપણા ખોરાકનો મોટો ભાગ બાફવાની ક્રીયાથી તૈયાર થયેલો હોય છે. દાળભાત અને શાકભાજીને રાંધવા માટે આ ક્રીયા શીવાય ચાલે તેમ નથી. માત્ર એમાં જોવાતું એ જ છે કે તેમાં ઉપયોગમાં લેવાતા પાણીને ફેંકી દેવામાં ન આવે. કારણ કે તેમાં ઉપયોગી ક્ષારો અને પ્રજીવનકો [વીટામીન] ઓગળી ગયાં હોય છે, કાં તો આવાં ઉપયોગી તત્વો પાણી નીતરાવવાની સાથે જતાં રહે છે અગર તો તળીએ રહેવા પામે છે. એટલે આવા ક્ષારો રહેવા પામે એવી રીતે જોઇએ તેટલા પાણીમાં જ અનાજ અને શાકભાજીને રાંધવાં જોઇએ. દાખલા તરીકે ઓસાવેલા અને વગર ઓસાવેલા ભાતની ઉપયોગીતામાં મહત્વનો ફેર હોય છે, એટલું જ નહી પણ સ્વાદમાં પણ ઘણો ફેર હોય છે. ઓસાવેલો ભાત આપણને ફીકકો લાગે છે, કારણ કે તેના પાણીમાં મહત્વના ક્ષારો ઓગળીને જતા રહ્યા હોય છે. ઓસાવેલા ભાતથી શરીરને નહી જેવું અથવા કશું જ પોષણ મળતું નથી. વધુ ઝડપથી ખોરાક તૈયાર કરવા માટે તળવાની ક્રીયા ઠીક છે. અનાજ અને શાકભાજીને તળવામાં ખાસ સંભાળ રાખવી જોઇએ, નહી તો તેના બીજાંકુરોનો નાશ થાય છે. બનતાં સુધી શાકભાજીને ઓછામાં ઓછા પાણીમાં પાકવા દેવી જોઇએ. વળી તળવામાં વપરાતા સ્નેહ–(ઘી તેલ વગેરે)નો થર અનાજની મંડ–સ્ટાર્ચ–ઉપર એવી સખત રીતે બાઝી જાય છે કે તે ચાવવામાં અને પચવામાં ભારે થઇ પડે છે. આથી અનાજને તળવાની ક્રીયામાં જેમ બને તેમ ઓછો વખત રાખવું જોઇએ. ધીમે તાપથી ખુબ લાંબા વખત ચાલતી તળવાની ક્રીયામાં ખોરાક ઉપર તેલ અથવા ઘીની સખત થર બાઝી જઇને અપથ્ય બનવા પામે છે. આથી ઘણા અનુભવની આપણી તળવાની ક્રીયા હંમેશ ઝડપી હોય છે. તેલ અથવા ઘીને પુરતું ઉકળવા દીધા પછી ભજીઆં કેટલાં સપાટાબંધ ઉતરે છે તે ઘણાઓએ જોયું હશે. એથી તેલની થર અનાજના રજકણો ઉપર બહુ સખત રીતે બાઝવા પામતી નથી. આમ તળવાની ક્રીયાનો ઉપયોગ છે તો પણ તેનો જેમ બને તેમ ઓછો ઉપયોગ કરવો હીતાવહ છે. જે ખોરાકો શેકી અથવા બાફી શકાતાં હોય તેનો તળવાનો આગ્રહ રાખવો જોઇએ નહી.

ખોરાકને હદ ઉપરાંતના રાંધી નાખવામાં તેની સ્વાદીષ્ટતા તેમ જ ઉપયોગીતા ઓછી થાય છે, એ ખાસ લક્ષમાં રાખવું જોઇએ. સામાન્ય રાંધવામાં જ પ્રજીવનક [વીટામીન] "સી" ચાલ્યું જવાનો સંભવ હોય છે તો હદ ઉપરાંતના રાંધવામાં ન જ રહે એ સ્વાભાવીક છે. પ્રજીવનક "બી" ને પણ હદ ઉપરાંત રાંધવાથી ઘણું નુકશાન થાય છે. આવી રીતે રસોઇની કળાના અજ્ઞાનથી આપણે આપણા સ્વાસ્થ્ય ઉપર જ કુહાડો મારીએ છીએ. તેથી દરેક છોકરા અને છોકરીએ આ જીવનસંગી રસોઇની કળા શીખી લેવી જોઇએ.

# વેવલો - બબુચક !

::લેખિકા::

કુમારી મૃદુલા

> કુમારી રોહીણીના પત્રના જવાબમાં કુમારી મૃદુલા વેવલા બબુચકની વધુ ઓળખાણ આપે છે.
>
> પ્રસ્તુત પત્રવ્યવહાર કાલ્પનીક છે. કોઇ પણ જીવંત વ્યક્તી સાથે તેને સંબંધ નથી એ કહેવાની જરૂર જ નથી. એટલે કોઇ બહેન કે ભાઇએ આમાં પોતાનું ચીત્ર કલ્પવાની કૃપા કરવી નહીં. તંત્રી

ચોપાટી

મુંબાઇ : ગુરૂવાર

## વ્હાલી બહેન રોહીણી

તારો પત્ર વાંચીને અમને ખુબ જ ગમ્મત પડી. તારી પાછળ ઘેલા બનેલા ભગવાન જેવા પામર જંતુઓની તારી માફક અહીં પણ અમે બધાંઓએ દયા જ ખાધી છે. એવા વેવલાઓ માટે એ જ ઉચીત માર્ગ છે.

પરંતુ આવા અનુભવ માત્ર તને એકલીને જ નથી થતા એ તારે સારૂ સંતોષનો વીષય છે. જો બીજી બહેનો તારી માફક પોતાના અનુભવો જણાવવા તૈયાર થાય તો ભગવાન જેવા અનેક, મુર્ખ છોકરાઓની મુર્ખાઇનું એક મોટું પ્રદર્શન ભરાય એમ મને લાગે છે.

સ્ત્રી સન્માનની મોટી મોટી વાતો કરનારા આજના કહેવાતા નૌજુવાનોનાં હૈયાંની અંદર ખુબસુરત યુવતીઓ માટે કેવા કારમા ભાવ ભરેલા છે, તે તો માત્ર સ્વાનુભવે જ સમજી શકાય.

મેં સાંભળ્યું છે કે અમદાવાદમાં તો ભગવાનની મુર્ખતાને માથે પીછું ખોસે તેવા અનેક યુવકો પડેલા છે. હાઇસ્કુલ અને કોલેજમાં જતી અનેક કીશોરીઓ તેમ જ યુવતીઓને અમદાવાદના રાજમાર્ગોમાં અને પોળોમાં, તેમજ ન્યાતની વાડીઓમાં અને લગ્નોના વરઘોડાઓમાં તારા કરતાં પણ વીશેષ કડવા અનુભવો થાય છે, એવું અહીંની મારી મીત્રમંડળીમાંની કેટલીક અમદાવાદી બહેનોનું કહેવું છે.

અને મુંબાઇ તેમ જ મુંબાઇનાં કેટલાંક પ્રગતીમાન કહેવાતાં પરાંઓમાં યુવક નામધારી આવાં પામર જંતુઓ કંઇ ઓછ જીવતાં નથી.

તારો પત્ર મારી મીત્રોમાંની ઘણી બહેનોએ રસુજ સાથે વાંચ્યો છે. પણ પાંખડીએ એ પત્ર વાંચીને અમને નવી જ વાત કહી.

એ કહે છે કે 'રોહીણી પાછળ ઘેલો બનેલો વેવલો જ એક વખત મારી પાછળ પણ દીવાનો બન્યો હતો. અને તેણે મારી ઉપર પણ એવો જ પ્રેમપત્ર લખ્યો હતો.'

એક દીવસ અમને બધાંને પાંખડીએ પોતાને ઘેર ચહા પીવા નોતર્યાં અને પછી ગમ્મત ખાતર સાચવી રાખેલા એ જ ભગવાનના એક બે પત્રો અમને વંચાવ્યા, એ ઉપરથી અમને પણ ખુબ મજા પડી.

પાંખડીનો વર મજાનો જુવાનીઓ છે. એ પણ રવીવાર હોવાથી તે દીવસે ઘેર જ હતો, અને પાંખડીના આગ્રહથી તે પેલા પત્રો અમે વાંચ્યા ત્યારે અમારી સાથે જ ગમ્મતમાં ભાગ લેવા બેઠો જ હતો.

તેણે અમને કહ્યું:

"આવા વેવલાઓ યુવાન તરીકે ગુજરાતમાં જીવે છે, તે જાણીને એક પુરૂષ અને યુવક તરીકે હું શરમાઉં છું."

રોહીણી, તને નથી લાગતું કે, એ ભાઇનું કહેવું અક્ષરસઃ ખરૂં છે. જો ગુજરાતના તમામ સાચા યુવકો એમના જેવી ભાવના ધરાવતા થાય, તો ભગવાન જેવા બાયલાઓની સંખ્યા ગુજરાતમાંથી થોડા જ વખતમાં ઘટી જાય.

પાંખડીની ઉપરના પત્રોમાં પણ તેણે એવા જ નજીવા પ્રસંગોમાંથી ગંભીર કલ્પના તારવી છે એ સ્પષ્ટ દેખાય છે.

એ પાંખડીની ઉપર મોહાંધ થઇ ગયો, તે માત્ર સાવ સાદો પ્રસંગ છે. સ્કુલનો દાદર ચડતાં તેને પગમાં કંઇક વાગ્યું, અને તે નીચી નમીને તે જોતી હતી તે જ વખતે પેલો બણુચક ત્યાંથી પસાર થતો હશે, તેના સ્વભાવ પ્રમાણે તે પાંખડી તરફ તાકી તાકીને જોતો હશે, તે વખતે અકસ્માત પાંખડીને નીચા વળીને જોતી નીરખીને એ વેવલો તેની ઉપર પ્રેમમાં પડી ગયો! એણે એ પ્રસંગ વીષે પોતાના પત્રમાં આમ લખ્યું છે:

"પ્રીય પાંખડી!

સાચે જ તું મારા હૃદયપુષ્પની પાંખડી જ છે, તેં દાદર પરથી મને જોવા અભીનય કર્યો, ત્યારથી તો તું પ્રતીમારૂપે મારા ચીત્તમાં ચોંટી જ ગઇ છે. ઓહો! જાણે સ્વર્ગમાંથી સદેહે કોઇક પરી જ ઉતરી આવી ન હોય, જાણે ગોકુળની કોઇક ગોપી કૃષ્ણને નીરખવા–છતાં જગતના જનોની કડવી નજરમાંથી બચવા પગમાં કાંટો વાગ્યો હોય એવો દેખાવ કરીને, પણ ખરી રીતે તો ગોપી ઘેલા કૃષ્ણ તરફ મીટ માંડવા જ તે ઉભી રહે તેમ–સ્ત્રી



વેવલો તેની ઉપર પ્રેમમાં પડી ગયો



અકસ્માત પાંખડીને
નીચા વળીને
જોતી નીરખીને—

એ પાંખડીના પડછાયા ગાઢઝ ઘેલા બન્યો છે. પાંખડી કહે છે, મુંબાઈના એક પરામાં અચાનક એક વખતે ગરબા વખતે એ માનવપ્રાણીને એણે જોયું. ત્યારે પાંખડી જ રાસ ગવડાવતી હતી. એણે તે વખતે કેટલાક છોકરાઓ આગળ પાંખડી સાથેના પોતાના પ્રેમપ્રસંગની વાતો કરવા માંડી હતી. પેલા ટીખળી છોકરાઓએ એને ચડાવ્યો, તે ઉલ્લુ બન્યો અને ખુબ રસ જમાવીને તેણે એ વાત કરવા માંડી.

એટલેથી જ એ વેવલે અટક્યો નહીં, તેણે તો એમ પણ કહી નાખ્યું કે, "એ પરણી છે છતાં એના હૈયામાં મારી જ રસમુર્તી રમણ કરી રહી છે! એ અત્યારે ગાય છે તે બીજા કોઈને જ માટે નહીં પણ મને રીઝવવા માટે જ ગાય છે. શો એનો મોહક અને મીઠો કંઠ..."

પણ એ બીચારો એની એ પ્રણયમીમાંસા પુરી કરી શક્યો નહીં; કેમકે એની એ ધૃષ્ટતાથી એક જુવાનીઆનો મીજાજ ગયો અને એના બેસી ગયેલા ડાચામાં તેણે આબાદ મુક્કો લગાવી દીધો!

પછી તો હોહા થઈ રહી, ગરબા પણ અટકી પડ્યા અને ત્યારે જ પાંખડીને એ અભુચક શું બકી રહ્યો હતો તેની ખબર પડી.

પણ તેં એની ઉપર દયા કરી રોહીતને તેને મેથીપાક જમાડતાં અટકાવી રાખ્યો, ત્યારે પેલા ગરબામાં તો તેને બરાબર સ્વાદ ચાખવા મળ્યો. ત્યારથી એની નસ્કોરી

સુલભ અભીનય કરી રહી હોય નહીં', એવી મેં તને જ્યારથી જોઈ છે, તે વખતે તારાં નાજુક નયણાંમાંથી નીતરતો સ્નેહ મેં પીધો છે ત્યારથી જ હું તારો જ બની ગયો છું."

આવાં આવાં તો અનેક ગાંડાં ઘેલાં તેણે પોતાના એ પત્રોમાં ચીતર્યાં છે.

દોસ્ત, રોહીણી! જેમ તારી ઉપર એ વેવલાએ પત્રોનો વર્ષાદ વર્ષાવ્યો હતો તેમ પાંખડીને પણ તેણે અનેક પ્રેમપત્રોથી નવાજી છે.

તુટી ગઇ અને લાડીસુતો એ ત્યાંથી ગચ્છંતી જ કરી ગયો!

ત્યારથી એનાં દર્શન કોઇને થયાં નથી.

રોહીણી, તું એવા પામર જંતુ જેવા જીવતા મુર્દાની દયા ભલે ખાય, તું ઉદાર સ્વભાવની છે તેથી તને એ જ શોભે પણ, છતાં હું તો એવું માનનારી છું કે, એવા બણુચકોને તો બરાબર પાંશરા કરી દેવા જ જોઇએ. મને તો લાગે છે કે એ કામ બીજા કરે તે પહેલાં જેમની પાછળ એવા બણુચકો ગાંડા બન્યા હોય તે છોકરીઓએ જ ચંડીકા બનીને તેમને સીધા દોર બનાવી દેવા જોઇએ. સ્ત્રીઓ અબળા છે, શરમાળ છે, એ જાહેરમાં આપણને કંઇ કરી શકે તેમ નથી, એમ માનીને જ આવા ગરીબ ગુંડાઓ ફાવે છે. એટલે હવે તો સ્ત્રીઓએ આત્મરક્ષણની કલા અજમાવતાં શીખવાની જરૂર છે.

પેલી શીખ બહેનોની માફક જોઇએ તો અકેકું કીરપાણ અથવા રાજપુતયુગની ક્ષત્રીયાણીઓની માફક નાનકડી કટાર વાપરતાં શીખી, આપણી આબરૂના રક્ષણ માટે દરેક બહેને તે કાયમ સાથે રાખવું જોઇએ.

આપણે ઘણા દીવસ નીર્માલ્ય રહ્યાં અને ખાસ કરીને કોમળભાવ ખીલવ્યા, તેનો ગેરલાભ હવે તો લેવાય છે. અને તેથી જ એવા ગુંડાઓને પાંશરા બનાવવા આપણે રણચંડીઓ બનવાની જરૂર છે.

તું કહે છે તેમ સાદાં છટકાં રચીને એમને બનાવવાની જરૂર નથી. એ કમઅક્કલો એમાં યે પ્રેમ અને પ્રણયલીલાઓ કલ્પીને વધુ વેવલા બનશે.

આવા બણુચકો એકલા શેરીઓમાં જ વસતા નથી, કોલેજોમાં પણ તેવા અનેક નમુના પડ્યા છે. તેવા નમુનાઓ આપણા હાથની પ્રસાદી ચાખતા થાય તો તુરત જ બાફેલા બટાટા જેવા બની જાય એવું મને તો લાગે છે.

લી૦

હારી જ

મૃદુલા *

---

* આ રસીક પત્રાવલીનો એક ભાગ ઓગસ્ટના 'નવયુગ'માં પ્રસીદ્ધ થઇ ગયો છે.

---

ગરીબ ખેડુત કામ વીના બેસી રહેતા પોતાના બળદનું પોષણ કરે છે. પણ કામ વીનાના ખેડુતનું પોષણ કરનાર કોઇ નથી.

...

મનુષ્યો જેટલાં વાસ્તવીક સુખ મેળવવા માથાકુટ કરતાં નથી તેથી વીશેષ માથાકુટ તેની વ્યાખ્યાઓની ગડમથલ માટે કરી રહ્યાં છે.

...

પ્રગતીનું મંદીર અંધશ્રદ્ધાના ખંડેર પર જ ખડું કરી શકાય છે.

મુડીવાદીઓ કારખાનાનાં બારણાં બંધ કરે છે, ત્યારે પોલીસ કામદારોનાં મોઢાં બંધ કરે છે.

...

ગુલામનો સંતોષ એ પૃથ્વી પરની બુરામાં બુરી ચીજ છે.

...

યુદ્ધ કરતાં શાંતી વધુ રસદાયક છે એ જ્ઞાન હજી જગતનાં માનવીઓને લાધ્યું નથી.

શ્રીયુત દયાળભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



જીવન હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં,
ત્હારી આંખલડીને ચમકારે,
હો જીવન હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં.

ચમકી વીજલડી ને ચમકયાં પતંગીયાં
ચમકયાં કંઇ તારલીનાં વૃંદ રે,
જીવન હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં.

ચમકયા જીવનનાં મોંઘેરાં પંખીડાં.
એહાં જઇ આત્મને અનંત રે,
જીવન હેલે ચ્હડયાં, હેલે ચ્હડયાં.

ચમકી ઉરમંડળમાં આશાની પુર્ણીમા
સુણ્યાં મહીં ગીતડાં ગહન રે
જીવન હેલે ચ્હડયાં, હેલે, ચ્હડયાં.

જુનાગઢ : સૌ. મનોરમા ઘ. વસાવડા



# નવરાત્રિ

## સ્ત્રીશક્તીનો મહોત્સવ કેમ ઉજવશો?

: લેખક :

નુતન શક્તી

હીંદુ સમાજ મહાકાળી, મહાસરસ્વતી અને મહાલક્ષ્મીની ભક્તી કરવા માટે જાણીતો છે. ઠામેઠામ એ ત્રયશક્તીનાં મંદીરો અને મુત્તીઓ જોવામાં આવે છે.

હીંદુઓ માત્ર શક્તીપુજા કરીને જ સંતોષ માનતા નથી, પરંતુ દરેક પ્રકારની દેવીઓ [શક્તી] થી ભયભીત પણ રહે છે, અને જ્યારે પ્લેગ જેવા રોગચાળો શરૂ થાય તે વખતે ભયભીત પુરૂષો મૃત્યુ મુખમાંથી છટકી જવાને માટે, દેવીને ખુશ કરવા હાથમાં બસ્લૈયું પણ પહેરવામાં ગૌરવ માને છે!

મંદીરોમાં પધરાવેલી દેવીઓની મુતીઓ પાછળ તેઓ અનગળ નાણું ખર્ચે છે, પુરુષ સ્વરૂપે જન્મેલા હોવા છતાં સ્ત્રીવેશ સજીને ભવાઇ કરીને નાચે પણ છે. પરંતુ-?

એ જ હીંદુ સમાજ જીવંત સ્ત્રી શક્ત સાથે તેથી ઉલટી રીતે વર્તે છે. મંદીરોમાં પધરાવેલી મુતીઓ માટે તેઓ જેટલી શ્રદ્ધા અને જેટલું સન્માન રાખે છે, તેથી એકસોમા ભાગ જેટલું સન્માન જીવંત સ્ત્રીઓનું કરતા હોત, કે તેટલી શ્રદ્ધા એમનામાં રાખતા હોત તો, હીંદુ સમાજ સૌરભથી મઘમઘતી વસંતની વાટીકા જેવો બની ગયો હોત.

પરંતુ હીંદુ સમાજ કલ્પનામય જીવન ગાળે છે. વાસ્તવીકતા એને રૂચતી નથી. તેથી જ ધર્મને નામે કરવામાં આવેલી તમામ ઉન્નત કલ્પનાઓ માત્ર પુસ્તકોમાં મુખપાઠ કરવા માટે જ રહે છે, વ્યવહારમાં તેઓ કશું જ ઉતારી શકતા નથી.

માટે તો પ્રતીવર્ષે મહાકાળીની પુજા અને પ્રાર્થના કરવામાં લાખ્ખો રૂપીઆ ખર્ચી

નાખનારા કાળીભક્તો ધરોળી અને યુવ-કથી પણ ભય પામનારા રહ્યા છે, મહા-સરસ્વતીના ભક્તોમાં એકસોએ ૯૨ અભણ દેખાય છે અને મહાલક્ષ્મીની નીત્ય સેવા કરનારાઓને બે ટંક ધરાઇને ધાન પણ મળતું નથી.

આથી સમાજમાં સત્ય કરતાં આડંબર વધી પડયો છે અને તેને રૂઢી તેમજ ધર્મનો ટેકો મળી ગયો છે.

આ દશાને લીધે હીંદુ સમાજના ઉત્સવો પણ આડંબરી, હેતુ વીનાના અને પરી-ણામમાં વાંઝીઆ જ નીવડે છે.

[ ૨ ]

**નવરાત્રીનો** ઉત્સવ એ સ્ત્રીશક્તીની મહત્તાનો ઉત્સવ છે. એ નવ દીવસમાં શક્તીઓની પુજા થાય છે, તેની સમક્ષ અખંડ દીવડા બાળવામાં આવે છે, તેને રીઝવવા યજ્ઞો થાય છે અને બલીદાનો દેવાય છે. પરંતુ એ બધામાં કેવળ બાહ્યાચાર જ છે.

જે ભક્તી અને પુજાપાઠ પાછળ તેઓ આટઆટલી જહેમત ઉઠાવે છે તેનો મર્મ જો તેઓ સમજતા હોય અને તે સમજીને આચારમાં ઉતારતા હોય [એ મુતી', ભક્તી અને પાદપુજાનાં સત્યાસત્યની ચર્ચાને બાજુએ મુકીને જોઇએ તો] તો પણ તેમાંથી ઘણો જ લાભ ઉઠાવી શકાય તેમ છે.

સ્ત્રીશક્તીની કલ્પાયલી મુર્ત્તીઓ જુવો: જે સીંહવાહીની છે, ત્રાશુલધારીણી છે, દાનવોના મદ મર્દીની છે એવી સ્ત્રી જીવંત સ્વરૂપે ભીરૂ, કાયર, અબળા, પાનીએ બુદ્ધીવાળી કેમ રહી શકે?

જેની સમક્ષ અખંડ દીપ બળે છે [દીપ એટલે જ્ઞાન તેજ અર્પનાર] તે સ્ત્રીશક્તી અભણ, અજ્ઞાન અને અણસમજુ કેમ રહી શકે?

જેને રાજી રાખવા પુરૂષો યજ્ઞ કરી બલીદાન આપે છે તે જીવંત સ્ત્રીશક્તીના વીકાસ માટે સમાજ સાચા યજ્ઞ અને તે માટે ખરેખરાં બલીદાન આપવા તત્પર હોય તો તેને શાસ્ત્રને નામે, ધર્મને નામે, કાયદાને નામે • આટઆટલી કચડાયલી રાખી, અન્યાય કેમ જ થઇ શકે? સ્ત્રીને શુદ્રની સાથે સ્થાન કેમ અપાય? [શુદ્રની મત્ર પૌરાણીક કલ્પનાનો જ અહીં ઉલ્લેખ છે. બાકી શુદ્રને ય અન્યાય થાય તે તો મને ગમતું નથી જ]. અને

ઢોલ, ગમાર, શુદ્ર અરુનારી,
યે સબ તાડનકે અધીકારી!

એવી એવી કવીતાઓ સ્ત્રીઓ માટે રચાઇ ન હોત, રચાઇ હોત તો સ્વીકારાઇ કે ગવાઇ પણ ન હોત.

ધર્મ અને રૂઢીને નામે આવી એક બીજાથી ઉલટી જતી વાતો કરી કરીને પ્રાચીન યુગના બુદ્ધીશાળી આર્યોએ સામાન્ય આમ-જનતાને ગુંચવી નાંખી, એનું જ પરીણામ એ આવ્યું કે ત્રીવીધ શક્તીની ભક્તી કરનાર સમાજ નીવીર્ય, નીરક્ષર તેમ જ નીર્ધન બન્યો!

[૩]

**પુ**રૂષ વર્ગે સ્ત્રીઓને માટે ધર્મ અને રૂઢીને નામે ગમે તેટલાં છટકાં રચ્યાં હોય તો પણ, સ્ત્રીઓ જો બુદ્ધીપુર્વક આ બધાનો વીચાર કરે, અને એ છટકાં-માંથી છટકી જવા પ્રયત્નશીલ બને, તો પુરૂષસમાજને ફરજીયાત આડંબરી બાહ્યા-

ચાર છોડી, કર્તવ્યશીલ બનવું જ પડે. એટલે નવરાત્રી અથવા શક્તીપુજાના દીવસોમાં પોતાની શી ફરજ છે, તે સ્ત્રીસમાજે વીચારવાનું છે.

અત્યારે તો ગરબા ગાવા, લહાણીઓ કરવી, વૃત, અપવાસ કરવા અને પુરૂષ-સમાજને રમાડવો–રીઝવવો એમાં જ સ્ત્રી-શક્તીની મહત્તાનો નવરાત્રીનો ઉત્સવ પુરો થાય છે. પરંતુ જે રણચંડીની, જગદંબાની, ભવાનીની, અમ્બાની, મહાકાળીની, મહા-સરસ્વતીની, મહાલક્ષ્મીની સજીવ મુર્ત્તીઓ છે, તેઓ શું ઘરની, સમાજની અને પુરૂષની દાસી, ગુલામડી, પુરૂષની વીષય-તૃપ્તીની પુતળી, એના વંશની વેલ વધારનાર યંત્ર બનવામાં સંતોષ માની લેશે?

જો એમ જ—બધું ચાલ્યું આવે છે તેજ ચાલુ રાખવાનું હોય, તો પછી નવરાત્રીના મહોત્સવની કંઇ જરૂર જ નથી. એવાં આડંબરી ઉજમણાં તો અનેક વર્ષ ઉજવ્યાં છતાં ન ગઇ સ્ત્રીઓની ગુલામી કે ન ઉગી સ્ત્રીમાનસમાં સ્વતંત્રતાની ભાવના.

યુગધર્મની અસરને બાજુ પર રાખીએ તો પણ નવરાત્રી એ સ્ત્રીશક્તીનો જ મહો-ત્સવ છે. એ મહોત્સવ ઉજવવાની રીતો આર્યોનાં સંતાન તરીકે અભીમાન લેનારાઓ વીસરી ગયા છે.

આર્યપુત્રો જે ઉત્સવના દીનોમાં ચોમા-સાને લીધે ખેતીવાડીમાં રોકાઇને મુકેલાં અસ્ત્રશસ્ત્રો ફરીથી અજવાળતા, વીજ્યાદશ-મીના જે દીવસે તેઓ વીજયપ્રસ્થાન કરતા તે દીવસો અને ઉત્સવની એ રીતો બધું ય ભુતકાળની કો વીસ્મૃત થઇ ગયેલી ઉંડી ખાઇમાં હોમાઇ ગયું છે,—આજે એ જુની રીતો કામની નથી. આજે અસ્ત્રશસ્ત્રો સજીને પ્રત્યેક વીજયાદશમીએ સરહદો સાચવવા અને વધારવા જવાની જરૂર નથી. આજે તો ગુમાવેલું પાછું મેળવવાની જરૂર છે. સ્ત્રી અને પુરૂષનાં દૃષ્ટીબીંદુ બદલાયાં છે, સમય બદલાયો છે, સંજોગ બદલાયા છે, સમાજ બદલાયો છે.

હીંદે સ્વતંત્રતા ગુમાવી છે, પુરૂષોએ પૌરૂષ ગુમાવ્યું છે, સ્ત્રીએ શક્તી ગુમાવી છે, એ સ્વતંત્રતા, એ પૌરૂષ, એ શક્તી પાછી મેળવવા સ્ત્રી પુરૂષો તત્પર બને, જાતે પરાધીન ન રહે કોઇને પરાધીન ન બનાવે, જાતે દુર્બલ ન બને, કોઇને દુર્બલ ન બનાવે, જાતે નીર્ધન અને નીરક્ષર ન રહે, કોઇને નીર્ધન અને નીરક્ષર ન બનાવે, જાતે દુઃખી ન થાય, કોઇને દુઃખી ન કરે એની જ જરૂર છે. આજનો યુગધર્મ સમતા સહકાર અને સ્વતંત્રતાનો છે.

નવરાત્રીના તહેવારમાં એ સમતા, સહકાર અને સ્વતંત્રતાની પ્રાપ્તીના માર્ગ વીચારી તેને વ્યવહારમાં મુકવાના પ્રયત્ન થાય એ તેથી જરૂરનું છે. નવરાત્રીનો મહોત્સવ તેથી નારીજાતી પોતાની નીર્બલતા વધા-રવામાં ન ગુમાવે, પણ સબળ સ્ત્રીશક્તી બનવા તત્પર બને એ મારી ગુજરાતી બહેનોને ભલામણ છે.

# રૂઢીવાદ સામે લડાયક બુદ્ધિવાદ

બુદ્ધીવાદ અને સ્વતંત્રતા એ બન્ને જોડીઆ ભાઇઓ છે. એટલે સ્વતંત્રતા સીદ્ધ કરવા બુદ્ધીવાદના વીકાસની જરૂર છે. એ બુદ્ધીવાદમાં જેટલું નીર્ભયતાનું તત્વ વીશેષ તેટલી ફળસીદ્ધી વીશેષ. માટે સ્ત્રીઓએ લડાયક બુદ્ધીવાદ ખીલવીને સંગઠીત બનવાની ખાસ જરૂર છે.

: લેખિકા :
રમલા દેસાઇ

અંધશ્રદ્ધાળુ માણસો ગમે તેટલી વાતો કરે, તો પણું એક વાત તો અત્યારે સુર્યના પ્રકાશ જેવી સ્પષ્ટ જણાઇ રહી છે કે, ધીરે ધીરે જનતાની વૃત્તી ધર્મભાવનાની અવગણના તરફ ઢળતી જાય છે, જ્યારે બુદ્ધીવાદનો ઉદય થાય ત્યારે ધર્મભાવનાનો અસ્ત થતો જાય છે. જેટલો બુદ્ધીવાદ વીશેષ પ્રખર તેટલી ધર્મભાવના ઓછી બળવત્તર એ તો ભુમીતીના પ્રયોગ જેવી સીધી વાત છે. એ વાત સમજવા અને સ્વીકારવા માટે કોઇ પણ માણુસે અત્યારના સ્ત્રીસમાજની મનોદશાનો તટસ્થવૃત્તીથી અભ્યાસ કરવો જોઇએ.

જે રૂઢી અથવા નીયમનું જન્મસ્થાન ધર્મમાંથી જણાવવામાં આવે છે, જે રૂઢીનું પાલન એટલે ધર્મપાલન એમ કહેવામાં આ છે, તેવી રૂઢીઓ અર્થાત, ધર્માજ્ઞાઓના પાલનની વૃત્તી અત્યારના સ્ત્રીસમાજના જીવનમાંથી લોપ થતી જતી હોવાનું જણાય છે. એક વખતે સ્ત્રીને મન તેનો પતી તે પૃથ્વી ઉપરનો પ્રભુ મનાતો, તેની પ્રત્યેક આજ્ઞા ભલે નીતીથી રહીત હોય અથવા સ્ત્રીના આત્મનાદથી ઉલટી હોય, છતાં તે પતીની આજ્ઞા છે માટે પત્નીએ તેને ધર્મ-આજ્ઞા ગણીને તેનું પાલન કરવું જ રહ્યું, એ આર્યોની આ ભુમીમાં જ નહીં, પરંતુ સકળ વીશ્વમાં સર્વમાન્ય સીદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવતું હતું. રામાયણુ અને મહાભારતના યુગમાં આવી ભાવના ખુબ જ પ્રચારમાં હતી. પાંડુ, કુંતીને પરપુરૂષના સમાગમથી પુત્રો ઉત્પન્ન કરવાની આજ્ઞા આપે છે, એ મહાભારતમાંનો પ્રસંગ જુઓ: કુંતા પતીની એ આજ્ઞાને સ્ત્રીઓની સ્વાભાવીક વૃત્તીથી જ પસંદ કરતી નથી, પરંતુ પાંડુ તેને એવું કહીને સમજાવે છે કે, તે તો સતીઓનું લક્ષણુ છે, અને કુંતી પતીની આજ્ઞાને વશ વર્તે છે. રામાયણુના કાળમાં રાવણુ પોતાની પત્ની મંદોદરીને સીતાને સમજાવવા મોકલે છે. સીતા જેવી એક પરીણીત સ્ત્રીને રાવણ જેવા પરપુરૂષના પ્રેમને (ના, તેની કામવૃત્તાને) વશ વર્તવાને સમજાવવી તેમાં તો નીતીનો છડેચોક ભંગ જ કહેવાય. મંદોદરીને તેથી એ કામ ઉપાડવામાં નીતીનાશનો ભય રહે છે. છતાં રાવણુ તેનો પતી, તે ગમે તેવી આજ્ઞા કરે. છતાં તે પત્નીએ સ્વીકારવા જ જોઇએ એ ભાવ-

આમાં પેલી બ્હેન પુરૂષને મારવાની વાતો કરતાં હતાં એવો સ્થુલ અર્થ ભાગ્યેજ કોઇ લેશે, એટલો તો મને વીશ્વાસ છે. જેટલી નીખાલસ તોફાની વૃતીથી એ શબ્દો ઉચ્ચારાયા છે, તેટલીજ નીખાલસ તટસ્થતાથી એને સમજનાર, બોલનાર બ્હેનમાં જરા યે ઉચ્છૃંખલતા કે પુરૂષજાતી તરફનો તીરસ્કાર નહી જુએ, પણ પેલાં બહેનની અંદર રહેલી નીખાલસ લઢાયક બુદ્ધીવાદી ચેતનાશક્તી જ જોશે, અને રાચશે એવી મને આશા છે.

બીજો પણ એક એવો જ પ્રસંગ છે, સ્વતંત્ર સ્વભાવની બહેનો નીખાલસ ભાવે બોલવા ચાલવાની છુટ લેતી હતી, તેવા એક કુટુંબમાં આવેલા એક સ્વજનમીત્રે વાતચીતમાં લેવાતી નીખાલસ છુટનો બરાબર અર્થ નહીં સમજવાને લીધે, અથવા તો પોતાના છેક જ ભોળપણને લીધે, વાર્તાલાપમાં વીકારી ભાવની છેક હદ સુધી જતાં લેખાય તેવાં રસીક વચનો વાપરી નાખ્યાં. આથી પેલી સ્વતંત્ર મનોદશાવાળી સ્વમાની અને લઢાયક બુદ્ધીવાદી બ્હેનોએ, નજીવી એ વાતને સામાન્ય બહેનો મોટું સ્વરૂપ આપી દે કે નકામી હોહા કરે તેવું રૂપ આપ્યું નહીં. પણ બીજે પ્રસંગે તેની સાથેના વાર્તાલાપમાં એવાં કાલ્પનીક દ્દષ્ટાંતો આપી, પેલા ભાઇને મુખે સ્વીકાર કરાવ્યો કે, નીખાલસ સ્વતંત્રતાનો એ રીતે જો કોઇ લાભ લે તો તે ખોટું કહેવાય, અને પછી સ્પષ્ટ રીતે તેમની જ છાતી સામે એમણે ઉચ્ચારેલાં વચનો રજુ કરી, તેમને ચર્ચાની ઝડીમારથી ડારી દીધા એટલું જ નહીં પણ જો તે ભાઇ સ્વજનમાંના એક ન હોત અને કોઇ બીજા માણસે એ ભુલ કરી નાંખી હોત તો તેના દાંતની બત્રીસી પોતે તોડી નાખત એવી વીરાંગનાને છાજતી વાણી ઉચ્ચારી, એ બ્હેને પેલા ભાઇ પાસેથી માફીનાં વચનો કઢાવ્યાં! અલબત્ત, આ પ્રસંગે પેલી સ્વતંત્ર માનસની બહેનોએ પણ સમાજના ભયને આગળ ધર્યો હતો. તેમને મન પેલા ભાઇનાં ભુલભર્યાં વચનોની કશી જ કીંમત નહોતી, અને ખરેખર વીશુદ્ધ મનને તેની કંઇ જ કીંમત ન જ હોય–તો પણ બીજું કોઇ એ વચનો સાંભળી ગયું હોય તો સમાજમાં તેમને માટે ઠીક ન કહેવાય, એ જ મુદ્દા ઉપર તેમને રોષ ચડયો હતો તેમ જણાવ્યું.

સમાજની અવળી નીતી અને રૂઢીવાદી માન્યતાનો આ ભય ખોટો છે એમ હું તો માનું છું. છતાં જ્યાં સુધી બુદ્ધીવાદી સ્ત્રીપુરૂષોમાંનાં લઢાયક જુસ્સાવાળાઓના સમુહનું સંગઠ્ઠન થઇને, સમાજભયના ખોટા બાઉની સામે, સ્વતંત્ર લડત ઉપાડે નહીં, ત્યાં સુધી આ વીચીત્ર સમાજભય, અનેક નીખાલસ અને સ્વતંત્ર માનસવાળાં સ્ત્રીપુરૂષોને પણ હેરાન કરવાનો જ, અને તેમ કરીને ખાસ કરીને સ્ત્રી જાતીની સ્વતંત્રતાના વીકાસમાં તે વીઘ્નરૂપ થવાનો એની તો કોઇનાથી પણ ના પાડી શકાય તેમ નથી જ. તેથી બુદ્ધીવાદ અને સ્વતંત્રતા એ બે જોડીઆ ભાઇઓ છે એમ માનીને જીર્ણ રૂઢીવાદને હરાવવા તેમ જ તેની હારમાંથી માનવજાતીના સ્વતંત્ર માનસને વીકસાવા માટે પ્રત્યેક બુદ્ધીવાદી સ્ત્રીપુરૂષોએ રૂઢીવાદ સામેના લડાયક જુસ્સાને કેળવી ખીલવી, તેના પાયા ઉપર સંગઠન રચવાની ખાસ જરૂર છે. એ દીશામાં છુટાંછવાયાં તત્વો ઉપર જણાવ્યું તેમ કામ કરી જ રહેલાં છે, જરૂર માત્ર એવાં તત્વોના સંગઠનની છે, એ કામ સમાજ સુધારકોએ વ્યવસ્થીત રીતે કરવાની જરૂર છે.

નવેમ્બર : ૧૯૩૧.



વર્ષ: ૩ જું. અંક: ૮ મો

# ગૂંચવાયલું કોકડું

: તંત્રીસ્થાનેથી :

ગોળમેજીનું કોકડું ઓકટોબર. માસનામાં લંડનમાં ઘણું જ ગુંચવાઇ ગયું છે. તેનાથી વીશેષ મુંઝવણ હીંદુસ્થાનમાં રહેલા મહાત્માજીના ધુરંધર અનુયાયીઓને થઇ રહી છે.

ચીતાગોંગ અને હીજલીના અત્યાચારોથી સામાન્ય રીતે સમસ્ત હીંદ અને વીશેષે કરીને સારો યે બંગાળ ખળભળી ઉઠયાં છે. એ અત્યાચારોની હૃદયભેદક કથાઓથી દરરોજ વર્તમાનપત્રોનાં પાનાં ઉભરાતાં જાય છે. જાણે ૧૯૧૯ ના અત્યાચારની પુનરાવૃત્તી થઇ ન હોય તેમ નીર્દોષ બાળકો પણ એ આકરા અત્યાચારના કારમા કોરડાઓમાંથી છટકી શકયાં નથી. સેનગુપ્તા સમા જવાબદાર નેતાએ ચીતાગોંગના એ ભીષણ અત્યાચારોની પ્રજાપક્ષની તપાસ પછી સ્પષ્ટ ભાષામાં, પડદા પાછળ રચાયલા અને ખુલ્લી રીતે અમલમાં મુકવામાં આવેલા એ કાવતરાંની કારમી વાતો અનેક જાહેર વ્યાસપીઠો ઉપરથી કહી નાખી છે. અને કોમી કલહના પડદા પાછળ એ અત્યાચારોને ઢાંકવાના તમામ પ્રયત્નોને ખુલ્લા પાડી, વ્યવસ્થાપુર્વક, હીંદુઓને રંજાડવા તેમજ ડરાવવા થયેલા લશ્કરી અને બીનસરકારી ગોરાઓના એ કાવતરાંને સંગીન હકીકતોના સબળ આધારે ખુલ્લાં પાડી, બંગાળી નીડર નેતાઓએ જગત સમક્ષ એ કારમા કૃત્યને તેના નગ્ન સ્વરૂપમાં રજુ કર્યાં છે. છતાં દુર્ભાગ્યે કોન્ગ્રેસનું તંત્ર તે માટે ઠંડી વલણ દાખવી રહ્યું છે. અને વર્કીંગ કમીટી પણ સરકારના ખુલાસાની રાહ જોઇ રહી છે.

હીજલીમાં નજરકેદ કરેલા સુશીક્ષીત નૌજવાનો ઉપર છોડવામાં આવેલી સંખ્યાબંધ ગોળીઓના રહેલા ભેદને પણ હવે તો પુરતી જાહેરાત મળી ચુકી છે.

આમ બંગાળમાં દીલ્હી કરારની સામે નોકરશાહી રણે ચડી છે. તેથી શ્રી. સેનગુપ્તાને તબીયતના સુધારા અર્થે લંડન ઉપડી જતાં અગાઉ, વીજ્યાદશમીના દીવસે મુંબાઇના માધવબાગમાં સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે હૈયાની વરાળ ખાલી કરતું ભાષણ કરતાં કહેવું પડયું હતું કે :

"અહીંના અને લંડનના બધા જ સંજોગો આપણને શું દેખાડે છે? જે પળે સંધી તુટું તુટું થઇ રહ્યા છે, લંડનમાં જાતજાતની ચીત્રવીચીત્ર વાતો થઇ રહી છે, જે પ્રસંગે આપણી સમક્ષ વીગ્રહ ખડો થયો છે,

તે વખતે સલેહશાંતી જોઇ રહેવી, એ મુર્ખાઇભરેલું છે. મને સ્પષ્ટ કહી લેવા દો કે, લંડનમાં અત્યારે ચુંટણીનું કામકજ ચાલી રહ્યું છે ત્યારે હીંદ માટે જાતજાતનાં વચનો અપાઇ રહ્યાં છે; પણ ઇંગ્લાંડમાં મજુરપક્ષ કે રાષ્ટ્રીયપક્ષ સત્તા પર આવે તેની સહેજ પણ દરકાર એક હીંદ ને નથી; કારણ કે ત્યાં ગમે તે પક્ષ સત્તા પર આવે તો પણ આપણી સ્થીતીમાં સહેજે ફેરફાર થનાર નથી."

સંયુક્ત પ્રાંતની સ્થીતી તો વળી જુદી જ છે. શ્રી. પુરૂષોત્તમદાસ ટંડનના જ શબ્દો ત્યાં ચ.લી રહેલા સંધીભંગની ખાત્રી આપે છે. તે કહે છે:

"દીલ્હીની સમાધાનીને માન આપી અમે ના-કરની લડત બંધ કરી ત્યારે આશા હતી કે સરકાર હવે લાગણીથી કામ લેશે અને ખેડુતો જુલમમાંથી છુટશે. પણ જુદું જ બન્યું છે. મહાસભાનું દબાણ દુર થતાં સરકાર જમીનદારો સાથે મળી ગઇ છે અને ખેડુતોને દાંત ભીંસીને કચરવા લાગી છે. દમદાટી કરવી, ખેડુતોને જમીનમાંથી હાંકી કાઢવા, મારવ., પોલીસનાં ધાડાં મોકલવાં વગેરે છુટે દોર ચાલવા લાગ્યું છે. ગરીબ ખેડુત હેરાન હેરાન થઇ રહ્યો છે." આગળ ચાલતાં ટંડનજી જણાવે છે "ચાલુ વરસના પૈસાની આકરી ઉઘરણી થતાં તેઓને બળદ વેચવા પડે છે, ઘરેણુંગાંઠું થોડું ઘણું હોય તે પણ વેચવું પડે છે, અને બહુ જ ભારે વ્યાજે કરજ કરવું પડે છે.

થોડીઘણી માફી અપાઇ છે, પણ તે નામની જ છે. રૂપીયે ૦-૨-૭ છોડી દેવામાં આવ્યા છે, પણ પાકના ભાવ તો રૂપીયાના આઠ આના થઇ ગયા છે, એટલે હવે પછીના હપતો પોતાની ઉપજમાંથી ભરવો ખેડુત માટે અશક્ય છે ને ભરી નહી શકે એટલે ફરી પાછા તેના ઉપર એ લોક તુટી પડશે, ને ત્રાહી ત્રાહી પોકારાવશે.

આવા સંજોગોમાં ખેડુતોને તદ્દન જ મહેસુલ ન ભરવાની સલાહ આપવી એ એક જ રસ્તો અમને તો યોગ્ય લાગે છે. એ રસ્તે જતાં તેમને બહુ દુઃખ પડશે એ અમે જાણીએ છીએ, પણ આ રાક્ષસી યંત્રમાં પીલાઇને મરવા કરતાં લડત માડવી અને લડતાં મરવું બહેતર છે."

પંડીત જવાહરલાલ અકળાયા અને તેમણે ગાંધીજીને જ્યારે આ દુઃખદ દશાની ખબર તારથી લંડન આપી, ત્યારે ગાંધીજી જેવા દીલ્હી તહનામાનું કોઇ પણ ભોગે પાલન કરવાના અત્યાગ્રહી સરમુખત્યારને પણ ન છુટકે જવાહરલાલજીને જણાવી દેવું પડયું છે કે, સંયુક્ત પ્રાંતમાં જરૂર જણાય તો ના-કરની લડત શરૂ કરવી.

સરહદ ઉપર લાલ ખમીસવાળા સરહદના ગાંધીના સૈનીકોની સતામણી ચાલુ છે, મદ્રાસ તરફ મીઠાની છુટ પાછી ખેંચી લેવામાં આવી છે, એટલું જ નહીં પણ બીજા પ્રાંતોમાં પણ જાણે દીલ્હીનું તહનામું થયું જ ન હોય તે રીતે વર્તવામાં આવે છે.

અને તેથી કાકા કાલેલકરને પણ ન છુટકે એ વાત સ્વીકારવી જ પડી છે કે:

> "યુધ્ધવીરામ દરમ્યાન સરકારે પોતાનાં હથીયારો હેઠાં નથી મુક્યાં. એ તો પોતાની બાજુ મજબુત કર્યે જ જાય છે. લોકોને નબળા પાડવાના જાલીમ ઉપાયો અમલમાં આણતી જ જાય છે."
>
> [નવજીવન: તા. ૨૫ : ૧૦ : ૩૧ નો અગ્રલેખ]

સ્વરાજની ચળવળને પોષક વર્તમાનપત્રોના મુખમાં કાયદાની મદદથી ડુચા દેવા માટે થયેલા વધારા, ગરીબાઇમ । :૨-

થાઇ મરતી પ્રજા ઉપર મુકાયલા અને મુકાનારા નવા કર, ઉપરાંત જે માહાની લડતે હજારો માથાં ભંગાવ્યાં અને હજારો જેલમાં ગયા તે જ મીઠા ઉપર ગાંધીજીની જન્મતીથીએ જ ચડેલો નવો કર! અને કારોબારના માથાભારે તંત્રમાં યોગ્ય કાપકુપ નહીં કરવાની હઠીલાઇ, એ બધું સરકાર યુદ્ધવીરામની શરતો દરમ્યાન પોતાની બાજુને સંગીન બનાવે છે એટલું જ બતાવતું નથી, પણ ગાંધીજીને અને મહાસભાને મીઠાના કરથી તો લડતનો નવો પડકાર જ કરે છે એ પડકારમાં સરકારપક્ષનો હુંકાર છે અને ગયા વર્ષના યુદ્ધની તેની ઉપર કશી યે અસર થઇ નથી તે બતાવનારું અભીમાન પણ ભારોભાર દેખાય છે.

∴

ગાંધીજી સંત માણસ છે. અને સંતો હમેશાં સરળ શ્રદ્ધાળુઓ હોય છે એટલે જ તેમણે મહાસભાના મોટા ભાગની તેમ જ દેશના દરેક ડાહ્યા મનુષ્યની સામે થઇને ખ્રીસ્તભક્ત ઇરવીનમાં અડગ શ્રદ્ધા સેવી. અમે તો એ નીષ્ફળ યુદ્ધવીરામના તહનામા ઉપર સહી મુકાઇ ત્યારથી જ એ સંધીના ભંગની ખાત્રી રાખતા તેમ જ બતાવતા જ આવ્યા છીએ. તે વખતે અમારા જેવા સંધીના અશ્રદ્ધાળુઓની સલાહને મહાસભાવાદીઓ હસી કાઢતા હતા, તેનું પરીણામ આજે પસ્તાવામાં આવ્યું છે. હજી, અમને સંધીભંગનાં ભીષણ પરીણામનાં નવાં નવાં સ્વપ્નાં માત્ર આસપાસના સંજોગો ઉપરથી જ નહીં, પરંતુ સામ્રાજ્યવાદી બ્રીટનના આજ સુધીના ઇતીહાસના અભ્યાસ ઉપરથી આવે છે. કેનેડાથી માંડીને દક્ષીણ આફ્રીકા, તેમ જ આયર્લૅન્ડ, ઇજીપ્ત અને પેલેસ્ટાઇનના પ્રદેશોમાં રમાયલી સામ્રાજ્યવાદી રાજરમતોમાંથી એ વાતને માટે જોઇએ તેટલાં સમર્થનો મળી જ રહે છે.

∴

આમ એક તરફ હીંદમાં "યુદ્ધ વીરામ દરમ્યાન સરકારે પોતાનાં હથીયારો હેઠાં નથી મુક્યાં" તેમ વીલાયતી વાતાવરણમાં તો ગોળમેજી માટે ઘસીને સજ્જ રાખેલાં હથીયારોની પુરેપુરી અજમાયશ થઇ જ રહી છે. એ હથીયારોના કાતીલ પ્રહારો નીચે હવે ગોળમેજી છેલ્લો દમ ખેંચી રહી છે. છતાં ગોળમેજીને મારી નાખનારાઓ એ અપરાધનું આરોપણ ખાસ કરીને મહાસભાના સરમુખત્યાર મહાત્મા ઉપર ઢોળી પાડવાને યોગ્ય સમય શોધી રહ્યા છે.

અમે પોતે તો જેમ કદી આવી ગોળમેજીમાંથી સ્વરાજનું સત્ત્વ [સંપુર્ણ સ્વતંત્રતા તો બાજુએ રહી] સાંપડવાની શ્રદ્ધા સેવી નથી, તેમ એ પરીષદ સમી રીતે સફળ થાય તેવી આશાએ રાખી જ નથી. અમે તો પહેલેથી જ કહેતા આવ્યા છીએ કે, જગતની દ્રષ્ટીએ હીંદીઓની એક વધુ નાલાયકાત સીદ્ધ કરવાનું બહાનું શોધવાનું એ છટકું જ છે. કોમીવાદના ખડક સાથે અથડાઇને એ ગોળમેજી નાવડું ભાંગી પડે એવી તદબીર આરંભથી જ રચાય છે. છતાં કોઇક અકસ્માતથી જો કોમીવાદીઓ સમજી જાય તો, પછી દેશી રાજાઓનાં રીસામણાં શરૂ થશે, તેઓ પણ સમજી જાય તો લશ્કરી કાબુ અને નાણાં પ્રકરણ તો છે જ. પરંતુ એ પ્રશ્નો ઉપર જો ગોળમેજી ભાંગી પડે, તો બ્રીટનને માથે જીદ્દીપણાની જવાબદારીનો ઠપકો પડે: અને એવું કરવા બ્રીટીશ મુત્સદ્દીઓ તૈયાર નથી.

ગાંધીજી એમ છતાં ગોળમેજીની માથાકુટમાં રોકાઇ રહ્યા છે. પોતે કબુલ કરે છે કે:

> "મનુષ્ય પ્રયત્ન ચાલી શકે ત્યાં સુધી તો હું અસફળ થતો જણાઉં છું. મારો ઉપર એટલો બધો ભાર મુક-

> વામાં આવે છે કે જે ભાર ઉપાડ-
> વાની તાકાત મારામાં નથી."

તેમ છતાં એ ભાર ઉપાડવા તેઓ સદાય તૈયાર જ રહ્યા છે. મેકડોનાલ્ડે પોતાનાં પાનાં ખુલ્લાં નહીં મુકવાની જીદ પકડી છે એટલું જ નહીં પણ ગોળમેજમાં બેઠેલા હીંદીઓને પ્રામાણીક બનવાની ભલામણ કરીને તેમની ઉપર અપ્રમાણીકતાનું આરોપણ કરી એમનું કારમું અપમાન કર્યું છે. નવા સામ્રાજ્યવાદી હીંદી પ્રધાને લસ્કર પર હીંદીઓને કદીએ કાબુ નહીં મળે એમ કહીને, મીથ્યા ભ્રમણામાં રહેનારાઓની તમામ ભ્રમણાઓનો ભુક્કો કરી નાખ્યો છે. તેમ છતાં મહાત્માજી સ્વરાજના છાંયડાની પાછળ ફાંફાં મારતા માણસની માફક, મહાસભાના સંપુર્ણ સ્વતંત્રતાના ઠરાવને સ્પષ્ટ રીતે રજુ કરી શક્યા નથી. એટલું જ નહીં પણ લેન્કેશાયરમાં બ્રીટીશ કાપડ ખરીદવાનું આશ્વાસન આપતાં તેમણે હીંદના લાખો નૌજવાનોનું ભયંકર અપમાન થાય તેવાં વચનો લેન્કેશાયરની ભુમીમાં ઉચ્ચાર્યાં છે. મારા જેલ જવા પછી જ બ્રીટીશ માલના બહીષ્કારની પ્રવૃત્તી શરૂ થઇ તે લોર્ડ ઇરવીને મારા અગીઆર મુદ્દાવાળા પત્રનો વીચાર કર્યો હોત અને મને જેલમાં મોકલ્યો ન હોત તો હીંદનો ઇતીહાસ અનોખી રીતે જ લખાત. એવી મતલબનાં વચનો ઉચ્ચારીને, ગાંધીજીએ પોતાને જ પડખે ખડા રહેલા અને જેલ તેમ જ લાઠીમાર સહન કરનારા, તેમ જ બાબુ ગનુ જેવા પ્રાણાર્પણ કરનારાઓની જે અવગણના કરી છે, તે તો ખરેખર યુવાન હીંદીઓને પીઠ પાછળ ઘા કરવા જેવું જ છે. મહાત્માજી જેલમાંથી છુટયા અને લંડન ગયા તે સમય દરમ્યાન હીંદમાં આ જાતનો અભીપ્રાય જાહેર કરવાનો તેમને જોઇએ તેટલો સમય મળ્યો હતો, તેમ છતાં તેમણે હીંદમાં કંઇ નહીં કહેતાં, શત્રુની છાવણીમાં પોતાના જ મીત્રોને તેમ જ સાથીઓને માટે જે પ્રતીકુળ વચનો ઉચ્ચાર્યાં છે, તે તો મહાત્માજી તરફની નવયુવાનોની ગમે તેવી ભક્તીને પણ ડગાવી દે તેવાં જ છે. અત્યારે બ્રીટનના જવાબદાર રાજ્યતંત્રીઓ પોતાના દેશના હીત માટે બ્રીટીશ માલ ખરીદવાની જ પોતાના દેશવાસીઓને આગ્રહભરી ભલામણ કરીને અટકતા નથી, પરંતુ ખુદ હીંદમાં વસનારા અંગ્રેજોને અમેરીકન શીલ્મ્સ પણ નહીં જોવાની હીમાયત 'ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ' જેવાં પત્રો કરી રહ્યાં છે, તે જ રીતે હીંદના નૌજુવાનોને પોતાના ગરીબડા દેશના આર્થીક હીત માટે બ્રીટીશ માલનો બહીષ્કાર કરવાનો સંપુર્ણ નૈસર્ગીક અધીકાર છે. પરંતુ મહાસભાના સરમુખત્યાર જાતે જ એ અધીકારની સામે થાય એ હીંદના દુર્ભાગ્ય નહીં તો બીજું શું?

∴

**ગ્રેટ બ્રીટનની** નવી ચુંટણીમાં સંકર સરકારની વ્યવસ્થા થઇ ચુકી છે. મજુરપક્ષ મેકડોનલ્ડના દગાથી છીન્નવીચ્છીન્ન થઇ ગયો છે અને સામ્રાજ્યવાદીઓનું સંગીન બળ નવી સરકારમાં સંગઠીત થયું છે હવે 'ડેઇલી હેરલ્ડ' જેવા પત્રના જણાવ્યા પ્રમાણે નવી સરકાર કદાચ સહુથી પહેલું કામ ગોળમેજના છેલ્લા શ્વાસ લઇ રહેલા ખોળીઆને દફનાવી દેવાના કોફીન પર છેલ્લો ખીલો મારવાનું જ કરશે. એટલે આપણે લંડન તરફ આશાની દ્રષ્ટી રાખવી એ છેક જ નકામું છે. અમે તો હંમેશાં માનતા આવ્યા જ છીએ કે હીંદનું સ્વરાજ લંડનમાં નહીં પણ હીંદમાં જ મળશે. તે માટે રાજા, મહારાજાઓ, જાગીરદારો, પુંજીપતીઓ અને ઉદ્યોગવાદીઓને પંપાળનારી સંસ્થાઓ કદી પણ પુર્ણ પ્રયત્ન કરી ન જ શકે. એ પ્રયત્નો તો હીંદની આમજનતાના સ્વયંભુ ચેતનમાંથી જ ઉદ્ભવવા જોઇએ. તેમ થાય તો જ આમજનતાને સાચું સ્વરાજ સાંપડે, નહીં તો અત્યારે જે સ્થાન ગોરી નોકરશાહી ભોગવે છે, તે સ્થાન ઘઉંવર્ણી નોકરશાહી શોભાવે, અત્યારે જે ઇંગ્લીશ ઢબના પોશાક સત્તાના સ્થાન દીપાવે છે, તે સ્થાન હીંદી ઢબના પોશાકથી સુસજ્જ થયેલા માણસો શોભાવે: તેથી કંઇ આમવર્ગની અવદશા ટળવાની નથી. એટલે ગોળમેજમાંથી [જો કે કશું યે મળવાની અમને તો ખાત્રી જ નથી, તો પણ] કંઇક મળે તો તે માત્ર સ્વરાજનો છાંયડો જ હશે, અને તેથી હીંદીઓના અભીલાષ કદી પણ તૃપ્ત થશે જ નહીં.

# સ્પેન-

## પ્રજાસત્તાકનું પીઠબળ કેટલું ?

લેખક:
રશ્મીકાંત દેસાઇ



પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ સીનોર ઝામોરા

**સ્પેનમાં** સામાન્ય ચુંટણી પુરી થઇ છે, અને પરીણામે પ્રજાતંત્રનું આયુષ્ય લંબાયું છે: ત્રણ માસ ઉપર જે પ્રજાકીય બળોએ રાજા આલ્ફાન્ઝોની જુલ્મી સત્તાને જમીનદોસ્ત કરી હતી તેનો પુન: વીજય થયો છે. રાષ્ટ્રીય ધારામંડળમાં લોકશાસનના હીમાયતી સમાજવાદી પક્ષને ચોખ્ખી બહુમતી મળી છે, એટલે પ્રમાણમાં રૂઢીરક્ષક તંત્ર પણ નીર્ભય બન્યું છે.

બીજું, આ ચુંટણીને પરીણામે ધર્માધ્યક્ષ અને રાજસત્તાના રક્ષકોની જબરી હાર થઇ છે. સરમુખત્યારોના શાસના હેઠળ આમવર્ગનો અભીપ્રાય રૂંધાય છે. અને સામાન્ય ચુંટણીમાં તેમની સ્વતંત્ર બુદ્ધીને અવકાશ રહેતો નથી તેનો આ એક પુરાવો છે.

હવે સ્પેનમાં પ્રજાતંત્રનો યુગ સ્થપાયો છે એ સત્ય તો ઇતીહાસને ચોપડે ચઢી ચુક્યું છે, છતાં નરમ દળના પ્રજાતંત્રવાદીઓ અને ઉદ્દામ દળના સમાજવાદીઓ વચ્ચે તીવ્ર મતભેદ જાગશે એ પણ દેખીતું જ છે. કદાચ કેટેલોનીઆની સ્વાધીનતાની વૃત્તીને લીધે આ મતભેદ હાલ તુરત નહી

# -માં પ્રચંડ પરિવર્તન



ફ્રાંસમાં પ્રગટેલા પ્રજાસત્તાકવાદના આંદોલનો આખરે મોડાં મોડાં પણ સ્પેન ઉપર પ્રસરી વળ્યાં છે. અને રાજાશાહીને જમીનદોસ્ત કરીને વીજયડંકો વગાડયો છે.





પદભ્રષ્ટ થયેલો જુલ્મગાર રજાહી હવે
મી. આલ્ફાંસો

દેખાય, તો પણ એ વાત તો ચોક્કસ છે કે એ સમય દરમ્યાન પણ પ્રજાતંત્રવાદી મુડીદારો અને સમાજવાદી મહારથીઓ વચ્ચે મેળ તો નહી જ ખાય. મુડીદારોને પ્રજાતંત્ર જોઇએ છે તે પોતાના સ્વાર્થ માટે, જ્યારે સમાજવાદીઓ મજુરોના હીતની દષ્ટી સમીપ રાખીને કામ કરે છે. સ્પેનના રાજકરણનું રહસ્ય સમજવાનો આ સરળ માર્ગ છે.

હવે એટલું તો ચોક્કસ લાગે છે કે રાજા આલ્ફોન્ઝોને સ્પેનના રાજ્યાસનેથી હંમેશને માટે રૂખ્સદ મળી છે. મધરાતે ગાઢ તીમીરના પડદા હેઠળ માદ્રીડ શહેરના તેણે વીદાય લીધા તેનો દંતેખાબ ટાળે અક્ષરે, જેમ્સ બીજાની બ્રીટનમાંથી નાશ ભાગ, સોળમાં લુઇની સંતાકુકડી અને રાજા વીલ્હેમના હોલાંડના એકાંતવાસ સાથે ઇતીહાસને પાને હંમેશને માટે લખાઇ રહેશે. વર્ષો વીતે છે તેની સાથે બાદશાહીનાં નુર ઘટે છે. યુરોપીય વીગ્રહ પહેલાં પાદશાહીના સ્તંભો ખરવા માંડયા. લડાઇ દરમ્યાન અને તે પછી એ ક્રમનો વેગ વધતો ગયો.

વર્ષોં થયાં પ્રજાતંત્રના આંદોલનો સ્પેનની ધરતી પર વ્યાપી રહ્યાં હતાં. આર્થીક ઝંઝાવાતે એમાં બળ સીંચ્યું; પરીણામે રાજા આલ્ફોન્ઝોને દેશની વીદાય લેવી પડી. તે એક કુશળ અને ખુશમીજાજ ખેલડી હતો. કથાકાર તરીકે તેણે નામના મેળવી

હતી, એમ કહેવાય છે કે મોટી મજાક ઉડાવવામાં તેનો બરોબરીયો શોધવો મુશ્કેલ હતો. છતાં રાજકારણમાં તેની મતી બહેર મારી ગઇ હતી. રાષ્ટ્રની પ્રગતીમાં તે આડખીલી રૂપ નીવડયો હતો. ડોલતાં સીંહાસનને સ્થીર કેમ કરવું—એ તેમની સર્વે પ્રવૃત્તીઓનું કેન્દ્ર હતુ. પ્રજાના દુઃખદર્દની તેને લવલેશ પરવા ન હતી. પ્રજાના કાયદેસરના હક્કો ઉપર આક્રમણ કરવું, અને રાષ્ટ્રની કંગાલ આવકમાંથી લુંટ ચલાવી, રાજ્યની તીજોરી તર કરવી એ તેનો વ્યવસાય હતો, એટલું જ નહીં પણ પ્રજા પાસેથી પડાવેલાં નાણાં પોતાના નામ ઉપર બીજા દેશોમાં રોકવાની ધૃષ્ટતા પણ તેણે કરી હતી.

સોળ વર્ષની નાની વયે, ઇ. સ. ૧૯૦૨ની સાલમાં, રાજા આલ્ફોન્ઝોએ રાજ્યની લગામ હાથમાં લીધી ત્યારથી તે ગાદીત્યાગની અંત ઘડી સુધી કાવાદાવામાં જ તે રચ્યોપચ્યો રહેતો હતો. અને પરીણામે રાષ્ટ્રનો વીકાસ રૂંધાતો હતો. લડાઇ દરમ્યાન લવાદપંચનું આમંત્રણ મેળવવાનાં તે સ્વપ્નાં સેવતો હતો. ઇ. સ. ૧૯૨૩ પહેલાં તો તેનો ગેરઅમલ એટલી હદે પહોંચ્યો હતો કે દેશમાં બળવાને દાબવા માટે તેને સરમુખત્યારી સ્થાપવી પડી હતી.

ત્યારથી દેશનાં રાજકારણમાં ગરીબ પ્રજાનો અવાજ ભાગ્યે જ સંભળાયો છે. છેવટે આથીંક અનવસ્થાને અંગે ભીષણ વીપ્લવના એંધાણ તેને દૃષ્ટીગોચર થવા લાગ્યાં ત્યારે બંધારણનો પુનરુદ્ધાર કરવાની તેને ફરજ પડી અને ધારા મંડળ માટે સામાન્ય ચુંટણીની જાહેરાત તેને કરવી પડી. આ ચુંટણીના પ્રવાહમાં તેનું ડોલતું સીંહાસન જમીનદોસ્ત થયું, અને તેને દેશવટો લેવાની ફરજ પડી.

સ્પેનની સૈકાજુની પાદશાહીની કબ્ર ઉપર ભાગ્યે જ કોઇએ અશ્રુ સાર્યાં હશે. રાજા આલ્ફોન્ઝો રાજપદની ગંભીર જવાબદારી સમજી શકયો ન હતો. તેના ગાદીત્યાગથી દેશને તો ચોખ્ખો લાભ જ છે. થોડા વખત ઉપરનો સ્પેનનો રાજાધીરાજ આલ્ફોન્ઝો આજે સામાન્ય આલ્ફોન્ઝો તરીકે પરદેશોમાં કાળ નીર્ગમન કરે છે.

પ્રણાલીકાપુજક પ્રાચીન બુર્બોન વંશનો એ છેલ્લો નબીરો, પ્રજાતંત્રવાદના ઘોષ આગળ સૈકાજુનો આ બળવાન વંશ સીંહાસનેથી જમીનદોસ્ત થયો. બે પાંચ સદીઓ પહેલાં આવા બનાવથી આખું યુરોપ—કદાચ, આખું જગત હચમચી ઉઠયું હોત. અત્યારે ભુમધ્ય સમુદ્રનાં પાણી પણ હાલ્યાં નથી. સ્પેન જગતના રાજકારણનું કેન્દ્ર વર્ષો થયાં મટી ગયું છે.

રાજા આલ્ફોન્ઝોની દોલત લાખોથી અંકાય છે. એમ કહેવાય છે કે કરોડોની તીજોરી તેને વારસામાં મળી હતી તેમાં પરદેશોમાં નાણાં રોકીને તેણે ઉમેરો કર્યો હતો. તેણે બ્રીટનમાં નાણાં રોકયાં છે, એટલું જ નહી, પણ બે ત્રણ વર્ષ ઉપર અમેરીકામાં પણ તેણે સરી રકમ રોકી હતી. ગઇ કાલનો સ્પેનનો રાજા આલ્ફોન્ઝો આજે જગતનો એક કુબેરભંડારી છે.

એમ માનવામાં આવે છે કે રાજા આલ્ફોન્ઝો અમેરીકાની મુલાકાત લેશે. તેના જીવનની એ એક મહેચ્છા છે. આટલાંટીક સમુદ્ર ઓળંગીને ડોન આલ્ફોન્ઝો અમેરીકની ભુમી ઉપર પગ મુકશે તો જરૂર તેને ભારે આવકાર મળશે. તેને અમેરીકામાં જરૂર ગમ્મત પડશે. કુલીન અમેરીકનો તેની પાછળ ઘેલા બનશે. તેની પાસે પૈસા છે, મહારાણી જેવી પત્ની છે,

બે રાજકુમારો અને બે રાજકુમારી સાથે તેનું કૌટુમ્બીક જીવન સલામત છે.

આલ્ફોન્સોના ગાદી ત્યાગ સાથે ઉત્તર અને દક્ષીણ અમેરીકાના રાષ્ટ્રો સાથે નીકટ સંબંધ ધરવતી રાજશાહીનો અંત આવે છે, અમેરીકન પ્રજાતંત્રના ઉદયની સાથે એક પછી એક એમ અનેક રાજ્યોમાં પ્રજાવાદનાં અજવાળાં ઉગ્યાં તેમાં વધુ એક દેશનો ઉમેરો થયો છે. અમેરીકાની પ્રજાની સહાનુભુતી તો સ્વાભાવીક રીતે જ સ્પેનના નવા તંત્રની સાથે છે, અમેરીકાના પ્રજાતંત્રે જગતને બતાવી આપ્યું છે કે સ્વતંત્ર અને વ્યવસ્થીત રીતે પ્રજાનું રાજ્ય પણ અર્વાચીન યુગમાં ચાલી શકે છે. અને તેણે બીજા દેશોને એ દીશામાં મદદ પણ કરી છે.

પ્રજાતંત્રના પ્રભાવ ઉકળ લઢાઇ દરમ્યાન અને પછી યુરોપમાં એક પછી એક અનેક રાજાઓ પદભ્રષ્ટ થયા. લઢાઇ ફાટી નીકળી તે વખતે યુરોપમા ફક્ત ત્રણ જ પ્રજાતંત્રવાદી રાજ્યો-ફ્રાંસ, સ્વીટઝરલેંડ અને પોર્ટુગાલ હતાં. હવે સ્પેન સાથે એની સંખ્યા વધીને પંદરની થઇ છે.

છેલ્લી લઢાઇને અંગે જે નવાં રાષ્ટ્રો સ્થપાયાં છે તેમાં જુગોસ્લાવ, હંગરી, અને આલ્બેનીઆ બાદ કરતાં સર્વે રાષ્ટ્રો પ્રજાતંત્રવાદી છે. અત્યારે યુરોપના પ્રજાતંત્રવાદી રાષ્ટ્રોમાં ઓસ્ટ્રીઆ, ઝેકોસ્લોવેકીઆ, એસ્ટોનીઆ, ફીન્લેંડ, ફ્રાંસ, જર્મની, ગ્રીસ, લેટવીયા, લીથોનીઆ, પોલાંડ, પોર્ટુગાલ, રૂશીયા, સ્પેન, સ્વીટઝરલેંડ, અને તુર્કસ્તાનનો સમાવેશ થાય છે, માત્ર બ્રીટન, બેલ્જીઅમ, બલ્ગેરીયા, ડેનમાર્ક. ઇટલી, નેધરલેંડ, નોર્વે, રૂમાનીયા અને સ્વીડને જ પોતાનું જુનું તંત્ર જાળવી રાખ્યું છે. યુરોપનાં રાષ્ટ્રો આતુર હૃદયે સ્પેનના બનાવો નીહાળી રહ્યાં છે યુરોપના રાજકારણમાં એ નવું તત્વ છે. રાજશાહી માટે એ ગંભીર નીશાની છે.

વળી પ્રજાતંત્રવાદી જનસમુદાયનું પ્રમાણ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. લઢાઇ પહેલાં ત્રણ પ્રજાતંત્રવાદી રાષ્ટ્રોમાં ચાર-કરોડ જેટલી વસ્તી હતી. અત્યારે પ્રજાતંત્રવાદી રાષ્ટ્રોની વસ્તી વધીને ૩૬ કરોડ ૭૦ લાખની થઇ છે, જ્યારે રાજશાહી હેઠળ પ્રજાનું પ્રમાણ માત્ર ૧૬ કરોડ ૨૦ લાખનું જ છે.

આ ઉપરથી એટલું સાબીત થાય છે કે લઢાઇ પછી લોકશાસનના ધોરણનો વેગ ખુબ વધ્યો છે, જે રાજ્યો હજી રાજશાહી ટકાવી શક્યા છે તે પણ પ્રજાના વધતા જતા અવાજને માન આપીને જ.

રાજકારણમાં બહુમતવાદના ઉદયની સાથે ઔદ્યોગીક ક્ષેત્રમા પણ નવો પ્રવાહ રેલાયો



પ્રજાસત્તાક સરકાર તંત્રમાં જેલતંત્રના વડા

સીનોરીયા વીક્ટોરીઆ કેન્ટ

છે. મુડીદારોના સંઘની સ્વાર્થી લીલા ઉપર અંકુશ મુકવા માટે તેમ જ સૌને સમાન તક સાંપડે તે માટે ધારાધોરણ ઘડાતાં રહ્યાં છે.

અમેરીકામાં તો રાજા આલ્ફેન્ઝોના ગાદી ત્યાગને પ્રગતીનાં એક પગથીયાં તરીકે લેખવામાં આવે છે. અંતે તો સ્પેનને આ પરીવર્તનથી લાભ જ છે. પરંતુ નજીકનું ભવીષ્ય ઉજ્વળ નથી. આંતરરાષ્ટ્રીય રાજકરણના અભ્યાસકોએ સ્પેનના પ્રજાતંત્રના માર્ગમાં મુશ્કેલીઓનો ખ્યાલ કર્યો છે. રાષ્ટ્રના મુખી તરીકે આલ્ફેન્ઝોની જગ્યાએ પ્રમુખ ઝેમોરાએ સ્થાન લીધું છે. તે તાજા જ પ્રજાતંત્રવાદી છે. એમ જણાય છે કે કેવળ અંગત ઝેર વેરને લીધે જ તેમણે પ્રજાતંત્રવાદની હીમાયત શરૂ કરી છે. ઇ. સ. ૧૯૨૩ ની સાલ સુધી તો તેઓ રાજશાહીના સંરક્ષક હતા અને તેમણે ત્રણ પ્રધાન મંડળોમાં કામ પણ કર્યું હતું. પ્રીમો દ'રીવેરાના સરમુખત્યારી પછી જે સરકાર સત્તા પર આવી તેમાં વીગ્રહખાતાનો તે પ્રધાન હતો. પ્રીમો દ'રીવેરાના આક્ષેપો સામે રાજાએ તેનો બચાવ કરવાની ના પાડી તેથી ઝેમોરાએ રાજશાહીનો સાથ ફગાવી દીધો. બીનાડી ઉંડરને જેટલો સાથ આપે તેથી વધારે સારા સહકારની ઉદ્દામ પ્રજાતંત્રવાદીઓ તેની પાસે આશા રાખી શકે નહીં. પરદેશખાતાનો મંત્રી લેરો સરમુખત્યારનો એક વખત સાથી હતો. આવા અગ્રેસરો કેટલી હદ સુધી જશે તે સમજવું મુશ્કેલ નથી.

સ્પેનમાં પ્રજાકેળવણીની કેવળ હાંસી જ કરવામાં આવે છે, કુલ પ્રજાનો અર્ધો ભાગ તદ્દન અભણ છે. અંદાજપત્રમાં ચાલુ ખોટને લીધે દેશને ઘણું જ સહન કરવું પડ્યું છે. પરદેશમાંથી ભારે વ્યાજે સ્પેનની સરકારે નાણાં ઉછીનાં લીધાં છે, અને તેનો બોજો કચરાતી પ્રજા ઉપર લાદવામાં આવ્યો છે. રાજા અને પાદરીઓ માટે જંગી જાગીરો અને બીજી આવકો અનામત રાખવામાં આવી છે. નાણાં ચલણની શાખ પણ ખુબ જ ઘટી ગઇ છે.

પરંતુ ખાસ અગત્યના પ્રશ્નોમાં કેટેલોનીયની સ્વતંત્રતા અને બાસ્ક પરગણાના છુટાપણાનો પ્રશ્ન બહુ જ અગત્યનો છે. કેટેલોનીયાનો પ્રશ્ન આયર્લેંડના પ્રશ્ન જેવો છે. પરંતુ આયર્લેંડનાં કરતાં આ પ્રદેશ વધારે તવંગર, ફળદ્રુપ અને સાહસીક છે. એ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. એ પ્રદેશનું પાટનગર બાર્સીલોના સ્પેનનું સુંદર અને પ્રથમ પંક્તીનું બંદર છે. આ પ્રદેશના પ્રજાજનોએ વર્ષો થયાં પ્રજાતંત્રવાદને સહાય કરી છે, પણ એવી શરતે કે જ્યારે પ્રજાતંત્રવાદનો ઉદય થાય ત્યારે કેટેલોનીઆને સ્વતંત્રતા બક્ષવી. જ્યારે સ્પેનનો રાજા સ્પેનની સરહદ વટાવી ગયો ત્યારે કેટેલોનીયાની પ્રજાએ પ્રજાતંત્ર જાહેર કર્યું, પોતાનો ધ્વજ ફરકાવ્યો અને પ્રથમ પ્રમુખ તરીકે કર્નલ મેસીઆની પસંદગી કરી.

સ્પેનની સીતમગારીના ઇતીહાસમાં ઉમરાવો, પાદરીઓ, અને લશ્કરનો ફાળો નાનોસુનો નથી. સ્પેનના ખેડુતો જે કુલવસ્તીના ૭૦ ટકા જેટલા છે–તેમને આ જાગીરદારોએ ગુલામી દશામાં જ રાખ્યા છે. ઉમરાવોના ફરમાન માથે ચડાવીને આ ખેડુતો તેમની મરજી મુજબ મત આપતા હતા.

સ્પેનમાં રોમન કેથોલીક પંથના ધર્માંધ અનુયાયીઓ ઓછા નથી આઓ ને પુરૂષ ધર્માચાર્યોના અનેક મઠોથી છવાયલો કોઇ દેશ હોય તો તે આ જ છે. કેથોલીક સંપ્રદાયના પાદરીઓ પાસે જંગી જાગીરો છે, અને રાજકારણમાં તેઓ સારી લાગવગ ધરાવે છે. યુરોપમાં પોપને ખંડણી ભરનાર

રાજા એક સ્પેનનો રાજાજ હતો. આ ખંડણી ૩ કરોડ ૬૦ લાખ રૂપીયાની હતી. બંધારણ પ્રમાણે કેથોલીક સંપ્રદાયનો સ્વીકાર કરવામાં આવ્યો હતો.

રાષ્ટ્ર તરફથી ધર્માચાર્યોની મીલકતનો વહીવટ થતો અને આવક ધર્માચાર્યોને મળતી; કેટલાક ધર્માચાર્યોને તો ખાસ રાજકીય હક્કો પણ મળતા હતા. સરકારી નોકરોને કેથોલીક સંપ્રદાયમાં જોડાવાની ફરજ પાડવામાં આવી હતી નીશાળોમાં ધાર્મીક શીક્ષણ ફરજીઆત હતું. માધ્યમીક શીક્ષણ ધર્માચાર્યોના હાથમાં હતું. બીજા ધર્મો ઉપર સારે અંકુશ મુકાયા હતા. દેશની માનસીક ગુલામી કાયમ રાખવામાં ધર્માચાર્યોનો ફાળો ભારે હતો. પ્રજાતંત્ર તરફથી ધર્મ અને રાષ્ટ્રને જુદા કરીને સર્વે સંપ્રદાયોને સમાન દરજ્જા ઉપર મુકવાની જાહેરાત કરવામાં આવી છે. પરંતુ ધર્માચાર્યો જુના હક્કો છોડવાની આનાકાની કરે છે.

સ્પેનની કુલ વસ્તી ૨ કરોડ ૨૦ લાખની છે. જ્યારે લશ્કર ૩ લાખ ૪ હજારનું છે. ૨૦ સૈનીકો ઉપર એક અમલદાર રોકવામાં આવે છે. આમ લશ્કરી અમલદારોના પણ આ દેશમાં જુથ જામ્યાં છે. આલ્ફોન્ઝોએ લશ્કર તરફ ખાસ મમતા બતાવી હતી કારણ કે અમલદારો અને સેનાપતીઓ તેની સત્તાનું સંરક્ષણ કરતા હતા.

સ્પેનના નવા પ્રજાતંત્રનું ભવી તો પ્રભુના હાથમાં છે હજી એને અનેક મુશ્કેલીઓમાંથી પસાર થવું પડશે એ વાત ચોક્કસ છે નવું સ્પેન માર્ગની શોધમાં અનેક ભુલો પણ કરશે ઉમરાવો અને સૈનીકોને હાથે પ્રજાને સહન કરવું પડયું છે, પરંતુ ભાવી માટે નીરાશ થવાની કશી જરૂર નથી. પ્રજાતંત્રનો વીજ્યજ નીર્માયો છે. ગમે તેમ રાજા આલ્ફોન્ઝોના ગાદી ત્યાગ સાથે સ્પેનમાં નવા યુગનો ઉદય થયો છે.



પ્રેમની કળા ખરાબ નામ આપીને ધીક્કારવા જેવો વીષય નથી. તે તો શાળાઓમાં શીખવવા જેવો વીષય છે.

...

જે સંસ્થા માનવ સમાજમાં ઉત્તમમાં ઉત્તમ જ્ઞાનનો પ્રચાર થવા ન દે તે સંસ્થા જીવવાને લાયક નથી.

...

અત્યારના જગતને બુદ્ધીવીહોણા સંતોષની નહીં પણ બુદ્ધીપુર્વકના અસંતોષની જરૂર છે.

જુના જમાનાની પ્રશંસા કરવી, એટલે ભુતકાળમાં થયેલાં ખોટાં કામોને વર્તમાનમાં ચાલુ રાખનારી હીમાયત છે.

...

આજે યંત્રો કામદારોને ડરાવે છે, તેનું કારણ એટલું જ છે કે યંત્રો ઉપર કામદારોનો માલકી હક્ક નથી.

...

આચાર્યો, ઉપદેશકો અને મુડીવાળાઓ માણસોમાં અજ્ઞાન વધારવાનો વ્યાપાર કરે છે.

# ૧૯૩૧ ના



# ગાંધીજી

: લેખક :
પી. જે. ભટ્ટ

**૧૯૩૧!** અનેક દ્રષ્ટીમાં દ્રષ્ટીએ ઇસુનો આ સંવત્સર ઇતીહાસનાં પાનાંઓ ઉપર અમર રહેવા સૃજાયેલો છે. આ વર્ષમાં એવા બનાવો બન્યા છે કે કેટલાય શતકો સુધી આ સંવત્સરને સમુહ યાદ કરશે. પૃથ્વીના દરેક વીભાગમાં કચડાતા આમવર્ગે ખરી સ્વાધીનતા માટે સંગ્રામ ખેલ્યા છે. સ્પેનમાં પ્રજાસત્તાકની ઉષા પ્રગટી છે. ઇજીપ્તમાં પણ આઝાદીની તમન્નાએ આતશ પ્રગટાવ્યો છે. સામ્રાજ્યવાદના આધારસ્તંભ—લંડનમાં ક્ષુધાર્તોએ કુચકદમ કરી છે. અને તેથી જ આ વર્ષની ઐતીહાસીક રંગભુમા રાજકારણના પલટાતા રંગોથી અતી આકર્ષક બની છે.

આ સંવત્સરે કોના જીવન પર અસર નથી કરી? મહાત્માજીના જીવનમાં પણ ૧૯૩૧ નો સંવત્સર અતી સ્મરણીય રહેવા સૃજાયેલો છે. આ વર્ષે મહાત્માજીના તત્વજ્ઞાનમાં અજબ પલટો આણ્યો છે. તેમના રાજકીય તત્વજ્ઞાને રંગ બદલ્યા છે. તેમના સામાજીક તત્વજ્ઞાનમાં પણ પરીવર્તન થયાં છે. અને આર્થીક તત્વજ્ઞાનમાં પણ મહાત્માજીએ રેંટીયા અને ખાદી પર ખુબ ભાર મુકવાનું વેગળું કર્યું છે. અસહકારની ઉગ્ર ભાવના પરથી મીઠા સહકારને તેમણે અપનાવ્યો છે. અસ્પૃશ્યતાના ઉકેલ શીવાય આઝાદી શકય નથી, એ સીદ્ધાંત તેમણે અભરાઇ પર ચઢાવ્યો છે, અને છેવટે મશીનરી સામેની તેમની જેહાદ તદ્દન હળવી કરી નાંખી છે.

[ ૨ ]

**અને** ૧૯૩૧ ના મહાત્માજી પહેલાંના કરતાં અનેક દ્રષ્ટીએ બીજા છે. ૧૯૨૧ અને ૧૯૩૧ ના દશકામાં મહાત્માજીના માનસમાં પારાવાર પરીવર્તન થયું છે. આ પરીવર્તન ચોખ્ખું, સ્પષ્ટ અને સુરેખ બન્યું છે. ૧૯૨૧ માં મહાત્માજીનું ધ્યાન અતી અસ્પષ્ટ લાગતું. સ્વાતંત્ર્યભુખી જનતાના આવેશોને તેમણે રાજકીય સ્વરૂપ આપ્યું હતું. સમુહ ચળવળ શીવાય સામ્રાજ્યવાદનો અંત શકય નથી એ પ્રકારની તેમણે ઘોષણા કરી હતી. ૧૯૨૧

માં તેઓએ એક ક્રાંતીકારી નેતાનો સ્વાંગ સજ્યો હતો. અસહકારનો ઉગ્ર કાર્યક્રમ તે વખતે ઘડાયો હતો. વર્તુલ પરીષદની વાતને લાત લગાવીને સમુહ પડકારના શસ્ત્રથી સંગ્રામ ખેલવા ગયતો. આ વ્યક્તી તે ૧૯૨૧ માં હીંદના આઝાદીના કાળની નીર્માતા હતી. આવેશ હતો, જોમ હતો, અને મહાત્માજીના નેતૃત્વ નીચે સારા યે દેશભરમાં તે વરસોમાં પ્રતીકારનો દાવાનળ વ્યાપી ગયો.

તે વખતે ગાંધીજી મધ્યમવર્ગના પ્રતીનીધી હતા. તેમના માનસમાં આ તત્વ ઓતપ્રોત રંગાયું હતું. શોષણથી કચડાતા સમુહ તરફ તેમને દયાવૃત્તી હતી. (Humanitarism) આ શોષણનો નાશ કરવા માટે તેમણે હીંદને સુત્ર આપ્યું કે 'સામ્રાજ્યવાદના વીનાશ વગર આમવર્ગનો ઉદ્ધાર શક્ય નથી.'

આમ લૌકીક દ્રષ્ટીએ (Objectively) એ વર્ષમાં મહાત્માજી વીપ્લવી મનોદશા વાળા હતા, એ દ્રષ્ટીએ અવલોકીયે તો ૧૯૨૧ ની અસહકારની ચળવળ, એ અવૈજ્ઞાનીક, અવ્યસ્થીત છતાં પણ કચડાતા સમુહનો સામ્રાજ્યવાદ સામે પહેલો સીધો સામનો હતો.

છતાં ૧૯૨૧ માં સીદ્ધાંતની દ્રસ્ટીએ (Subjectively) મહાત્માજીએ જે તત્વજ્ઞાન પ્રજા સમક્ષ રજુ કર્યું તે તત્વજ્ઞાન સમુહને હીતકર નીવડવાને બદલે સમુહ પ્રગતીની આડે બંધ બનીને ઉભું રહ્યું, ટોલ્સ્ટોયના પુજક ગાંધીજીએ 'ભુતકાલ તરફ પાછા ચાલો'નું સુત્ર રજુ કર્યું. ચરખો અને ખાદી એ આ સુત્રનાં સીધાં પરીણામ.

મશીનરી સામે જેહાદ શરૂ કરવામાં આવી. 'આત્મશુદ્ધી'નાં ઓથા નીચે ગરીબાઇનો આદર વધ્યો, સુધારક પ્રવૃત્તી શરૂ થઇ. દારૂ તાડી સામે જંગ ખેલવામા આવ્યા. અને મહાત્માજીએ ગરીબઇને દીસી આવે તેવો પોષાક અપનાવ્યો.

મધ્યમ વર્ગની ભાવનાવાળા, સમાજની વર્ગીય સમાજરચનાને ન સમજનારા, સમુહ તરફ દયાવૃત્તી ધરાવતા આ મહાત્માના માનસમાં પછી પરીવર્તન પગલાં મુકેતું ગયું. અને ૧૯૩૧ ની સાલમાં તો મહાત્માં **ખુલ્લા મુડીવાદી સંઘમાં** ભળી ગયા છે.

[ ૩ ]

જ્યારે જ્યારે મહાત્માજી ઉપર ઉપલો આક્ષેપ મુકવામાં આવે છે, જ્યારે જ્યારે તેમને સંપત્તીવાનોના સીધા પ્રતીનીધી તરીકે ઓળખાવવામાં આવે છે, ત્યારે ત્યારે મધ્યમ વર્ગીય માનસવાળી અનેક વ્યક્તીઓ ચમકી ઉઠે છે. તેઓ આ આકરા આક્ષેપને સ્વીકારવા જરા યે તત્પર નથી. તેઓ સ્વાભાવીક રીતે જ સવાલ કરે છે કે લંગોટ પહેરીને ફરતા, અને ગરીબાઇનું જીવન ગાળતા, મહાત્માજી સંપત્તીવાનોના હીતસંરક્ષક શી રીતે હોઇ શકે? તદન સ્વાભાવીક રીતે જ ગાંધીવાદની અસરથી ઘેરાયેલો સમુહ સવાલ કરે છે કે 'અડધા ભુખ્યા, અર્ધા નાગા' લોકોનું પ્રતીનીધીત્વ ધરાવતી મહાસભાનો આ સર્વ સત્તાધીશ–હીંદની મહાસભાનો આ એકલો પ્રતીનીધી શી રીતે સંપત્તીવાનનો શાગરીદ હોઇ શકે? આ એક અટપટા કોયડા જેવું લાગે છે! એક બાજુ મહાસભાના પ્રતીનીધી–એક બાજુ ખેડુતોમાં દેવ માફક ગણાતા; એક બાજુ સામ્રાજ્યવાદને શાબ્દીક પડકાર આપનાર આ મહાત્માજીને મુડીવાદી માનસવાળા, તરીકે કેમ જ કહી શકાય! રસ્તે ચાલનાર સામાન્યજન પણ આ સવાલ કરે છે અને તેથી જ ૧૯૩૧ ની સાલના ગાંધીજી વીશે જરા માર્મીક સમીક્ષા કરવી એ આશા છે કે અસ્થાને નહીં મનાય.

# ૧૯૩૧ ના



# ગાંધીજી

—: લેખક :—
—પી. જે. ભટ્ટ—

૧૯૩૧! અનેક દ્રષ્ટીમાં દૃએ ઇસુનો આ સંવત્સર ઇતીહાસનાં પાનાંઓ ઉપર અમર રહેવા સરજાયેલો છે. આ વર્ષમાં એવા બનાવો બન્યા છે કે કેટલાય શતકો સુધી આ સંવત્સરને સમુહ યાદ કરશે પૃથ્વીના દરેક વીભાગમાં કચડાતા આમવર્ગે ખરી સ્વાધીનતા માટે સંગ્રામ ખેલ્યા છે. સ્પેનમાં પ્રજાસત્તાકની ઉષા પ્રગટી છે. ઇજીપ્તમાં પણ આઝાદીની તમન્નાએ આતશ પ્રગટાવ્યો છે. સામ્રાજ્યવાદના આધારસ્તંભ—લંડનમાં ક્ષુધાર્તોએ કુચકદમ કરી છે. અને તેથી જ આ વર્ષની ઐતીહાસીક રંગભુમી રાજકારણના પલટાતા રંગોથી અતી આકર્ષક બની છે.

આ સંવત્સરે કોના જીવન પર અસર નથી કરી? મહાત્માજીના જીવનમાં પણ ૧૯૩૧ નો સંવત્સર અતી સ્મરણીય રહેવા સરજાયેલો છે. આ વર્ષે મહાત્માજીના તત્વજ્ઞાનમાં અજબ પલટો આણ્યો છે. તેમના રાજકીય તત્વજ્ઞાને રંગ બદલ્યા છે. તેમના સામાજીક તત્વજ્ઞાનમાં પણ પરીવર્તન થયાં છે. અને આર્થીક તત્વજ્ઞાનમાં પણ મહાત્માજીએ રેંટીયા અને ખાદી પર ખુબ ભાર મુકવાનું વેગળું કર્યું છે અસહકારની ઉગ્ર ભાવના પરથી મીઠા સહકારને તેમણે અપનાવ્યો છે. અસ્પૃશ્યતાના ઉકેલ શીવાય આઝાદી શક્ય નથી, એ સીદ્ધાંત તેમણે અભરાઇ પર ચઢાવ્યો છે, અને છેવટે મશીનરી સામેની તેમની જેહાદ તદ્દન હળવી કરી નાંખી છે.

[ ૨ ]

અને ૧૯૩૧ ના મહાત્માજી પહેલાંના કરતાં અનેક દ્રષ્ટીએ બીજા છે. ૧૯૨૧ અને ૧૯૩૧ ના દશકામાં મહાત્માજીના માનસમાં પારાવાર પરીવર્તન થયું છે. આ પરીવર્તન ચોખ્ખું, સ્પષ્ટ અને સુરેખ બન્યું છે. ૧૯૨૧ માં મહાત્માજીનું સ્થાન અતી અસ્પષ્ટ લાગતું. સ્વાતંત્ર્યભુખી જનતાના આવેશોને તેમણે રાજકીય સ્વરૂપ આપ્યું હતું. સમુહ ચળવળ શીવાય સામ્રાજ્યવાદનો અંત શક્ય નથી એ પ્રકારની તેમણે ઘોષણા કરી હતી. ૧૯૨૧

પતીઓએ ધન ન આપ્યું હોત તો ચરખો ક્યારનો ય મરી ગયો હોત. એક રીતે કહીયે તો મહાત્માજીનું આ બાળક ૧૯૨૨ માંજ મરણ પામ્યું હતું. ત્યાર પછી શેઠીઆઓએ આપેલી સંપત્તી વડે તેના નીશ્ચેતન શરીરમાં પ્રાણવાયુ મુકવામાં આવ્યો. આ પ્રાણવાયુના પ્રતાપે ચરખાના ઉદ્યોગને પોતાના અંગોમાં કંઇક ચેતના જણાવા લાગી. પણ ૧૯૨૮ સુધીમાં તો આ પ્રાણવાયુ પુરો થઇ જતાં પાછું મરણને આરે આ ચરખાચક્ર પહોંચી ગયું હતું. ૧૯૩૧ ની ચળવળે ચરખા કરતાં પણ વધુ પ્રાથમીક યંત્ર તકલીનાં દર્શન કરાવ્યાં. છતાં આજે ચરખા ચાલ્યા ગયા છે અને 'તકલીધર' તો હવે શોધો તો પણ સાંપડવા મુશ્કેલ છે.

ચરખો અને ખાદી આર્થીક દ્રષ્ટીએ, તેમજ રાજકીય દ્રષ્ટીએ, સમાજને અહીતકર છે. છતાં ગાંધીજી આ ખાલી તુત પાછળ કરોડો રૂપીયા ખર્ચે છે. જે પૈસામાંથી સુંદર રાજકીય સંગઠન થઇ શક્યું હોત, જે ધનમાંથી સમુહને ખરેખર હીતકર એવું નક્કર સાહીત્ય ઉત્પન્ન થઇ શક્યું હોત, તે ધન આજે મહાત્માજીના આ માનીતા રેંટીયા અને ખાદી પાછળ વેડફી દેવામાં આવે છે. ૧૯૩૧ની સાલ મહાત્માજીની આ મનોદશામાં જરા યે પલટો નથી આણ્યો. અને સંભવ છે કે મહાત્માજીનો ચરખામોહ તેમના જીવનઅંત સુધી ચીરકાળ ટકશે.

પણ આવી અવ્યવસ્થીત, આર્થીક દ્રષ્ટીએ અહીતકર યોજનાઓ બહુ લાંબો કાળ નજ ટકી શકે. તેમના તકલીભક્તોની ક્ષીણ થતી સંખ્યા પણ મહાત્માજીના આંખ ઉઘાડવા સમર્થ નથી. હમણાંજ સરદારને જાહેર અપીલ કરીને ૧૫ લાખની ખાદી લોકોને ગળે વળગાડવી પડી. અમારો એક જ સવાલ છે કે જો ખાદી ખરેખર સોંઘી છે, જો તે હીતકર છે તો સરદાર સાહેબને પંદર લાખનું પોટલું વળગાડવા શ્રીમંતો અને રાજાઓનો સંપર્ક કેમ સાધવો પડે છે?

ચરખો અને ખાદી એ મહાત્માજીના તત્વજ્ઞાનમાં અમર ઉભા છે. ગઇ લડતે 'તકલી'ને જન્મ આપ્યો. સંભવ છે કે આવું નાટકીય યુદ્ધ ફરી ચાલે તો કોઇ 'મહાત્મા'ના પરમ અનુયાયી 'તકલી' કરતાં પણ વધુ પ્રાથમીક વસ્તુ સમુહને માટે ચોક્કસ શોધી કાઢે. પણ આ આખાયે વર્ષમાં લોકસમુહની જાગૃત શક્તીઓને અવળે માર્ગે ઉતારી દેવામાં, પ્રજાની સ્વાધીનતાની ઝંખનાનો ઉપયોગ કરી સંપત્તીવાન સમુહ માટે વધુ છુટછાટ મેળવવામાં, એટલું જ નહીં પણ યંત્રવાદના આ યુગમાં તકલીને પાછી સજીવન કરી, ચરખાને વધુ મહત્વ આપી, ઇશ્વર અને સંતની વાતો કરીને લોકસમુહની વીચારશક્તીને આડે રસ્તે વાળી દેવામાં મહાત્માજીએ સાધેલું સાફલ્ય ખરેખર અની અપુર્વ છે. રાજકીય દ્રષ્ટીએ વીચારીયે તો, પ્રજામાં સ્વાધીનતાને માટે આવેલું અજોડ ચેતન તેમણે નામોશીભર્યું સમાધાન કરીને વેડફી નાખ્યું છે. આર્થીક દ્રષ્ટીએ વીચારીયે તો ચરખાના અને ખાદીના તુતને પાછાં ઉભાં કરી, તેમજ બ્રીટીશ માલના બોયકોટને ઉઠાવી લઇને, હીંદી ઔદ્યોગીક પ્રગતીના કાંટા પાછા વાળ્યા છે.

આર્થીક મંદીના આ વર્ષમાં ઇંગ્લેંડ ઉપર ઉતરેલી આર્થીક આફતનો લાભ લેવાને બદલે, મહાત્માજીએ તેમની એક દ્રષ્ટીએ અમુલ્ય સેવા કરી છે. તેમની ખાદીના મોહને સંતોષવા માટે લાખો રૂપીઆ વેડફી નાખવામાં આવ્યા છે. જે ધન વડે સુંદર રાજકીય ચળવળ ઉભી થઇ શકત તે ધનને તેમના ચરખાપ્રેમને મુર્તીમન્ત કરવા માટે વાપરવામાં આવ્યું છે.

[ ૬ ]

જ્યારે આ વીદેશી આર્થીક શોષણનો ધ્વંસ કરવા શ્રમજીવી સમુહમાં તમન્ના ઉદ્ભવી હતી. ત્યારે ગાંધીવાદે એવો તો પોગ્રામ પ્રજા પાસે મુક્યો કે જેથી રાષ્ટ્રની શક્તી સંગઠીત થવાને બદલે, તેમાંથી પ્રજા જાગૃતીનો મહાનદ પ્રગટવાને બદલે આજે ખાડા ટેકરામાં આ ઉત્સાહ અને શક્તી વેડફાઇ ગયાં. આજે હીંદ ક્યાં ઉભું છે? ગયા વર્ષના સંગ્રામથી આપણી શક્તી તુટીને ટુકડા થઇ ગઇ છે, જ્યારે સામ્રાજ્યવાદના કીલ્લાનો હજુ એક કાંગરો પણ ખર્યો નથી. ભુખ્યાં લોક તેમના પ્રચંડ

આર્થીક શોષણને ચાલુ રાખતી સમાજ-રચનાનો નાશ કરવા તત્પર થયાં, ત્યારે ગાંધીવાદે તેમને ચરખાની સહર્ષ ભેટ આપી. જ્યારે સમુહ ક્ષુધાના અંધારથી ખળભળી ઉઠ્યો, ત્યારે મહાત્માજીએ મોક્ક ખાદીનો 'મંત્ર' આપ્યો. જ્યારે ખેડુતોએ ખાનાખરાબીને લીધે સાંથ આપવા આનાકાની કરી, ત્યારે ગાંધીવાદે જમીનદારોના પ્રતીનીધી તરીકે યુક્ત પ્રાંતમાં જઇને ફીસાનોને કર ભરી આપવાનું કહ્યું. જ્યારે આર્થીક આપત્તીને લઇને કામદારોએ વ્યવસ્થીત સામનાની લડત આરંભી ત્યારે ગાંધીવાદ કહે છે કે કામદારો તો મુડીવારનાં સંતાનો છે.

અને જ્યારે પ્રથમ વતુંલ પરીષદ પુરી થઇ, જ્યારે હીંદને મળનારી છુટછાટોની આછી રૂપરેખાઓ જણાઇ ગઇ, જ્યારે હીંદના સંપત્તીવાનોને લાગ્યું કે ઇંગ્લાંડના રાજ્યકર્તાઓ પાસેથી હવે વધુ મળવાની જરાયે આશા નથી, એટલું જ નહીં પણ અહીં મધ્યમવર્ગ (જેણે જ મહાસભાના આ પ્રત્યાઘાતી કાર્યક્રમમાં સાથ આપ્યો હતો) સરકારતંત્રના સીધા પ્રહાર નીચે તુટી પડ્યો હતો, ત્યારે જ સંપત્તીવાનની નૌકાના આ નાખુદાએ દીલ્હીની નામોશી ભરેલી સમાધાની કરી, પીછેહઠનાં પગલાં મુક્યાં.

[ ૭ ]

**અ**ને પછી અસહકારના આ પ્રણેતાએ સહકારની શરૂઆત કરી. ૧૯૩૧ ની સાલ આ દ્રષ્ટીએ અતી અપુર્વ છે. આ સાલમાં અહીંસા અને અસહકારના આ નીર્માતાએ લાના શીખર પર ખુબ યુક્તેગો કરી છે. વાઇસરોયના મહેલમાં સહકારના આ અખતરાઓ ખુબ ચાલ્યા છે પરીણામે એક પછી એક પગલાં પાછાં મુકવામાં આવ્યાં છે. અને છેલ્લું બારડોલીનું સમાધાન પણ આ પીછેહઠના પગલામાં સૌથી વધુ નામોશીભર્યું પગલું છે.

આ અદ્દભુત વ્યક્તીના આ વર્ષની કારકીર્દી પર ઉડતું અવલોકન કરીયે, તેમના જીવનના આ વર્ષમાં કરેલ કામની ટુંકી સમીક્ષા કરીયે, તો પણ ખાત્રી થશે કે મહાત્માજી તેમની વર્ગસેવાની ભાવનાથી જરાયે પદચ્યુત નથી થયા. સામ્રાજ્યવાદના અસ્તીત્વ ઉપર જ્યારે ભય આવી પડ્યો, ત્યારે જાગૃતીનાં વહેણ અવળે રસ્તે વાળી દઇને તેમણે સામ્રાજ્યવાદને બચાવ્યો. જ્યારે આર્થીક આફતથી હીંદના સંપત્તીવાનો અકળાઇ ગયા, ત્યારે જમીનદારોને સાંથ આપી દેવાની મહાત્માજીએ આજ્ઞા પાડવી. એટલું જ નહીં પણ બારડોલી, અને બોરસદમાં કંગલ ફીસાનો પાસેથી કર ઉઘરાવવામાં સરકારતંત્રને સક્રીય સહાય આપી.

સંપત્તીવાન વર્ગ આજે ચારે દીશાએથી અકળાઇ રહ્યો છે. સામ્રાજ્યવાદ તેના પુર્ણ વીકાસની આડે આવે છે. હીંદના આમવર્ગની જાગૃતી તેના નાશને નીમંત્રતી ન હોય તેમ ખુબ ડરાવતી ઉભી છે. ફીસાનો અને કામદાર સંઘોમાં પ્રસરતા ઉદ્દામ ભાવનાઓ હીંદની માલદારશાહીને ખુબ ગભરાવી રહી છે. આ સંજોગોમાં આ સમુદાયનો આ અતી કાબેલ પ્રતીનીધી આજે કોઇ અદ્દભુત નાખુદા પ્રમાણે આ વર્ગનું વહાણ હંકારી રહ્યો છે. હમણાં જ એક અગ્રણી વીચારકે કહ્યું હતું કે 'જો, જગતના કામદારો તેમની સ્વાધીનતાની લડતની વ્યુહરચના માટે લેનીન તરફ દ્રષ્ટી કરે તો જગતના સંપત્તીવાનો તેમના ગાંધી સામે જરૂર જ જોઇ શકે.' If the world working class can look to their Lenin, for tacties and strateegy of Their struggle, the world bourgeoise can look to Their Gandhi.)

ઇગ્લાંડમાં તેમના છેલ્લા ઉચ્ચારણોએ આ સીદ્ધાંતની સાબીતી આપી છે. તેમણે ત્યાં જઇને પણ ચરખાનાં ગીત ગાયાં છે. અને ખાદીના નાદ કહાડ્યા છે. કોમી સમાધાનને નાહકનું પ્રભુત્વ આપીને સામ્રાજ્યવાદીઓને વીલંબ કરવામાં સહાય આપી છે.

આમ માલદારશાહીની એકધારી અને સતત સેવા એ તેમની આ વર્ષની કારકીર્દીનું વીશીષ્ઠ લક્ષણ છે. હજુ પણ તેઓ આમવર્ગની સેવાને નામે યુવાન સમુદાય આગળ ચરખા અને ખાદીનો વીઘાતક કાર્યક્રમ રજુ કરીને તેમની પ્રગતીની આડે આવી રહ્યા છે.

# ....ત્રી....જી....ક....ક્ષા....

પોલીસ સ્ટેશનની ભીતરના શકમંદ આરોપી પર ગુજરાતા જુલ્મ પર અમેરીકન પત્રકાર પ્રકાશ ફેંકે છે.

જ્યારે સારૂંયે જગત આગળ વધે છે ત્યારે પોલીસોએ પોતાના મધ્ય-કાલીન યાતનાના યંત્રો ચીરંજીવ રાખ્યા છે.

: : લેખક : :
અભ્યાસી

'ત્રીજી કક્ષા,' સંભવ છે કે હીંદમાં આ શબ્દ અનેકોએ સાંભળ્યો પણ નહીં હોય. પણ આ શબ્દના ઉચ્ચાર માત્રથી અમેરીકન શહેરી સમુદાયનાં ગાત્ર ગળવા માંડે છે. યુવાન બદમાસોના શરીરમાં કંપ વ્યાપી જાય છે. જગત જોઇ શકે નહીં, સામાન્ય માણસ સમજી શકે નહીં, અને આરોપીના અંગ પર એક પણ નીશાની ન રહે તે પ્રકારના પ્રહારની અમેરીકન પદ્ધતી એટલે ત્રીજી કક્ષા. અમેરીકન પોલીસતંત્ર આ જ પ્રકારે આરોપીઓ પાસેથી એકરાર કઢાવે છે. સામાન્ય માનવની કલ્પનામાં પણ ન ઉતરી શકે એટલી ક્રુર, સામાન્ય જન ધારી ન શકે તેના કરતાં વધુ ભીષણ અને ભયંકર પદ્ધતી એટલે આ ત્રીજી કક્ષા. પોલીસ સ્ટેશનની અંદર ગુજરતા જુલ્મ વીષે કેટલીક હકીકત સામાન્ય માણસને કાને કોઇક દીવસ અથડાય છે પણ આ ક્રુર, ભયાનક, અને જંગલી પદ્ધતીને આલમ સમક્ષ તેના ખરા ભીષણ સ્વરૂપમાં રજુ કરવાની કોઇ લેખક કે કોઇ વ્યક્તીની તાકાત પણ ન હતી. આ યાતના અનુભવના-રાઓમાં આ વસ્તુ બહાર પાડવાની ભાગ્યે જ હીંમત હોય છે. પોલીસ ડર તેમને તેમ કરતાં અટકાવે છે. એટલું જ નહીં પણ આ આક્ષેપોને સાબીત કરવા પણ અશક્ય હોય છે. છતાં અમેરીકન પત્રકાર લેવીને પોલીસ સ્ટેશનની ભીતરમાં શકમંદ ગણાતા ગુન્હેગારો પાસેથી એકરાર કઢાવવાની પદ્ધતીને નગ્ન સ્વરૂપમાં રજુ કરીને, આખરે અંધાર પડદો ઉચક્યો છે. પોલીસ સ્ટેશનની ઉંચી દીવાલોની અંદર શકમંદ શખ્શો ઉપર થતા જુલ્મ કાળી કથા તેમણે જગત સમક્ષ જાહેર કરી છે. આ વસ્તુ વર્ણવતું પુસ્તક એટલે 'ત્રીજી કક્ષા.'

આ પુસ્તકના પાને પાને પોલીસ સ્ટેશ-નમાં શરીર યાતના માટે માનવે ઉપજાવેલી કારમી પદ્ધતીઓ ઉપર ખુબ શબ્દો આલે-

ખાયા છે. તેને પ્રકરણે પ્રકરણે દર્દની કથાઓ જીંડે છે. પણ આ વસ્તુ એકલા અમેરીકામાં છે? આજે સમગ્ર વીશ્વની પોલીસ પદ્ધતી જુવો. માનવને માર મારીને, તેના શરીરને ત્રાસ આપીને, તેની પાસે આરોપ કબુલ કરાવવાની પદ્ધતી સૃજનકાળથી ચાલી આવી છે. અમેરીકન પોલીસોએ માત્ર તેને સાંપ્રત સ્વરૂપ આપ્યું છે દરેક દેશમાં આ અણલખ્યો ધારો છે. ઇગ્લાંડ, ફ્રાન્સ, ઇટાલી એ સર્વ યુરોપીયન દેશના પોલીસતંત્રો આજ પ્રથાને અનુસરી રહ્યા છે. સમાજ ભલે મધ્યકાલની જુની ભાવનાને છોડી દે, છતાં પોલીસતંત્ર હજુ પણ મધ્યકાલીન યાતનાનાં યંત્રો નીભાવી રહ્યું છે. સાંપ્રત સમયને અનુસરીને માત્ર કેટલાક ફેરફાર કરવામાં આવ્યા છે. હંટર અને ચાબુક હજુ પણ પોલીસ ધારામાં અમર સ્થાન ધરાવી રહ્યાં છે. માનવના શરીરને ત્રાસ આપી, તેના શરીરમાં અસહ્ય વેદના ઉપજાવી, તેના મનોબળને તોડી નાંખવાની પદ્ધતી સારી આલમના પોલીસો અનુસરે છે. તેમાં નથી થયું જરા યે પરીવર્તન. માત્ર કરાળ કાળની પ્રગતી સાથે સાથે આ સાધનોમાં ફેરફાર થવા પામ્યો છે. અને વખતના વહન સાથે તે વધુ ભયંકર બન્યાં છે.

આ યુગના પોલીસ સ્ટેશનો તો સીતમના મ્હોટા સંચાઓ છે. આ સંચાઓ અહોનીશ કામ કરે જ જાય છે. રાત અને દીવસ. સંતાપના સાધનોના સીધા ઉપયોગ તો અતી સામાન્ય થઇ પડયા છે. કહે છે કે આ શરીર વેદનાને લીધે અનેક ગુન્હેગારો પોતાના ગુન્હાનો એકરાર કરે છે! પોલીસો કહે છે કે આ જંગલી પદ્ધતીનો ઉપયોગ કર્યા શીવાય તેઓ એક પણ ગુન્હાની શોધ નહીં કરી શકે. અત્યારે કોર્ટ સમક્ષ ગુન્હેગાર તરીકે શીક્ષા પામતી વ્યક્તીઓના વીશાળ વીભાગને આ અનુભવનો આસ્વાદ કરવાનું હોય છે જ. એકરાર અને એપ્રુવર એ બે વસ્તુઓ આ પદ્ધતીના સીધાં પરીણામ હોય છે.

આપણે એ વીષે ખુબ સાંભળેલું હોવા છતાં આ અળખામણી પદ્ધતીનાં અનીષ્ટ, અને જુલમ ભુંસી નથી શકતા એ શરમભરેલું નથી? આવા પ્રખર ત્રાસની પદ્ધતી સામે આપણે વીરોધનો એક શબ્દ પણ નથી ઉચ્ચારતા! વીરોધ કરવાને બદલે પોલીસ સ્ટેશનોની પછવાડે થઇ રહેલાં આવા ભયાનક કૃત્યોને આપણે નીભાવી લઇએ છીએ. મેજીસ્ટ્રેટ, વકીલ, અને કોર્ટના લગભગ તમામ જન આ વસ્તુઓથી સારી રીતે માહીત હોવા છતાં પણ તેઓ પોલીસદળના આ પ્રકારના અનીચ્છનીય વર્તન સામે વીરોધનું એક વેણ પણ ન ઉચ્ચારીને તેઓ આ પ્રત્યક્ષ સીતમ સામે આંખ મીચામણા કરી જાય છે. પણ અમેરીકનોએ તો આ દીશામાં હદ કરી છે ત્રીજી કક્ષા નીચે આવતી કેટલીક પદ્ધતી જોશો તો તમો કંપી ઉઠશો. અતી આબેહુબ રીતે લખાયેલી આ કારમી યાતનાનો એક જ દાખલો લો.

ટેપ્સ નામની પદ્ધતીમાં આરોપીને આરામચેર સાથે જકડીને પછી દર ત્રીસ સેકન્ડે રબ્બર ચઢાવેલા દંડુકા વડે તેના માથા ઉપર એક સરખા પ્રહાર કરવામાં આવે છે. આ પ્રહારથી માણસ બેભાન નથી બનતો પણ તેને એટલી અસહ્ય પીડા થાય છે કે આરોપી તત્કાળ તૂટી પડે છે. આ પ્રકારના પ્રહારોથી નથી રહેતી નીશાની કે નથી નીકળતું લોહી.

ટેપ્સ તો ત્રીજી કક્ષાની એક જ પધ્ધતી થઇ પણ આથી પણ ભયંકર પદ્ધતી અસ્તીત્વ ધરાવે છે મારપીટ તો સામાન્ય હોય છે. પણ આથી યે આગળ વધીને આરોપીના શરીરને વેદના આપવા માટે સાંપ્રત સમ-

યના પોલીસતંત્રે અતી ભયંકર યોજનાઓ રચી છે.

આથી પણ વધુ ભીષણ પદ્ધતી તો દાંતના દાક્તરી વીજ્ઞાનનો અવળો ઉપયોગ છે. પોલીસો આરોપીને દાંતના દાક્તર પાસે લઇ જઇને તેના દાંતમાં કાણું પડે ત્યાં સુધી દાંતને વહેરે છે. આ પ્રયોગ એટલી તો અસહ્ય વેદના ઉપજાવે છે કે ગમે તેવો નીર્દોષ માણસ પણ ક્ષણવાર તો જરૂર જ હા કહી દે. અમેરીકન પોલીસો આજે કોઇ પણ પ્રકારની શરમ વગર આ પદ્ધતીનું અનુકરણ કરી રહ્યા છે. અને અમેરીકાની જેલ પછવાડે પુરાયેલાં અનેક ગુન્હેગારોને આ યાતના સહન કરવી પડી છે. આ તો સામાન્ય પદ્ધતી થઇ. આથી પણ વધુ ભીષણ અને હત્યારી યોજનાઓ પોલીસતંત્રો વાપરે છે.

અમેરીકા જેવા મુડીવાદી સંસ્કૃતીમાં સૌથી આગળ ગણાતા પ્રદેશ જેવામાં જ્યારે આવા પ્રકારના ભયંકર જુલ્મો પોલીસતંત્ર વર્તાવી શકે ત્યારે એશીયાના કેટલાક પ્રદેશો વીષે સારી રીતે કલ્પના થઇ શકે છે. 'ત્રીજી કક્ષા' એ કારમી શરીર યાતના છે. તેનો પ્રયોગ આજે સોવીયેટ શીવાય આલમમાં સઘળે થઇ રહ્યો છે, 'ત્રીજી કક્ષા' એ નામ આજે ભયંકર યાતનાનું સ્મરણ કરાવે છે. એક રીતે કહીયે તો એ આ યુગના જીવતી 'બાસ્ટીલ' છે.

અતી અફસોસની વસ્તુ છે કે હીંદમાં પણ ત્રીજી કક્ષાની પદ્ધતી પુરજોશમાં ચાલુ છે. પંજાબ અને બંગાળ પ્રાંતના રાજકેદીઓએ લખેલા આત્મવૃત્તાંતોમાં અનેક વાર આ ત્રીજી કક્ષાનો ઉલ્લેખ આવે છે. પોલીસ દુર્ગની પાછળ અપાતા ત્રાસ વીષે અનેક વાતો વાતાવરણમાં સંભળાય છે બરફની ટોપી તો હીંદમાં પણ પ્રસીદ્ધ પામી છે. તેમજ પતીઆલા સામે રજુ થયેલ તહોમતનામામાં પણ રજુ થયેલી અનેક ઘટનાઓ સુચવે છે કે હીંદમાં પણ ત્રીજી કક્ષા જેવી યાતનાઓ ભોગવવાનું સામાન્ય શકમંદ આરોપીના લલાટે લખાયેલું જ હોય છે.

પોલીસ તપાસની ઝપટ નીચે આવતી કમનશીબ વ્યક્તીઓ પાસેથી આ પ્રકારે એકરાર કરાવવો તે શી રીતે વ્યાજબી ઠરી શકે? આજે ઇતીહાસ જવાબ માગે છે. યુગ આજે પડકાર કરે છે: કયાં સુધી? આજે કરાળ કાળ હાકલ કરે છે કે સુધરેલી ગણાતી સંસ્કૃતી આ અમગળ વસ્તુ સહી લેવા તત્પર છે? સંભવ છે કે અમેરીકન પોલીસતંત્ર જેવાં વ્યવસ્થીત યાતનાગૃહો અહીં નહીં ઉભાં કરવામાં આવ્યાં હોય તો પણ આ સુજનલુની પ્રથાનું અનુકરણ એ તો હીંદના પોલીસતંત્ર માટે લગભગ સામાન્ય નથી એમ કોણ ના પાડી શકશે?

ત્યારે કયાં સુધી? આરોપીને મારીને તેની પાસેથી એકરાર લખાવી લેવાની પધ્ધતીને કયાં સુધી ચાલવા દેવામાં આવશે? આજે જાગૃતીનાં વહેણ આ સીધા સવાલનો જવાબ માગે છે. માનવ પ્રગતિ કરી રહ્યો છે. પૃથ્વી ઉપર પરિવર્તન પગલાં મુકી રહ્યું છે. છતાં પણ જો આ પ્રકારની જંગલી પ્રથા ચાલુ રહેવા દેવામાં આવે તો એ અતી અયોગ્ય જ અને બુદ્ધિહીન જ ગણાય. આ કાળા અંધકારમાં આનંદની એક જ રેષા સોવીયેટ શાસન અને સમાજવાદી તત્વજ્ઞાન છે. આમ જ્યારે મુડીવાદી જગતનું પોલીસખાતું આરોપીના શરીરને ઇજા કરીને, તેના દેહને દમન કરીને એકરાર કરાવવાની તરફેણમાં છે, ત્યારે રૂશીયાએ આ દીશામાં સાધેલી પ્રગતી અતી અભીનંદનીય છે. જ્યારે મુડીવાદી જગત

ગુન્હેગારને એક અસ્પૃસ્ય, મલીન અને ધિક્કારવા યોગ્ય વસ્તુ ગણે છે ત્યારે રૂશીયનો માત્ર તેને એક સામાન્ય રોગ ગણે છે. જ્યારે સમગ્ર મુડીવાદી જગત ગુન્હેગારને શરીરપીડા આપીને સુધારવા માગે છે ત્યારે રૂશીયાની કામદાર સરકાર ગુન્હેગારનાં માનસ સુધારવા માટે યત્ન કરે છે તેને માનસીક ઔષધ પાય છે અને તે રીતે તેનાં માનસમાં પ્રવેશેલા આ અનિષ્ટ વીચારોનો નાશ કરવાનો યત્ન કરે છે.

હવે મુળ સીદ્ધાંત ઉપર જરા આવીયે. આ દ્રષ્ટીએ વીચાર કરતાં પણ આ અનીષ્ટ પ્રથા જરા યે વ્યાજબી ઠરી શકતી નથી. કલ્પી લઇએ કે આરોપી ગુન્હેગાર હોય તો પણ પોલીસને તેના દેહ ઉપર આક્રમણ કરવાનો શું અધીકાર છે? એ તો સારૂં ય જગત જાણે છે કે શરીરવેદના અસહ્ય બનતાં કેઇ પણ વ્યક્તી એકરાર કરી દે. આ વસ્તુને એકરાર કેમ જ કહી શકાય? એ તો અતી બળજબરીથી પાડેલી હા જ ગણાય. છતાં આવા એકરાર ઉપર આજે અનેકો કારાગૃહોમાં ગયા છે. એપ્રૂવરની જુબાની ઉપર આજે અનેકો ફાંસીને લાકડે પણ લટક્યા છે. અને તેથી જ આ અનીષ્ટને જડમુળથી ઉખેડી નાંખવાની જરૂર છે. કારણ કે આ પ્રથાથી તો દોષીતની સાથે નીર્દોષ પણ 'ત્રીજી કક્ષા'નો ભોગ થઇ પડે છે. સંભવ છે કે શકમંદ આરોપી તદ્દને નીર્દોષ પણ હોય. તો પછી એક નીર્દોષ વ્યક્તીને પણ 'ત્રીજી કક્ષા'નો આકરો અનુભવ શા માટે થવો જોઇએ?

પણ મનુષ્ય દોષીત હો કે નીર્દોષ હો પણ ત્રીજી કક્ષાનું અસ્તીત્વ જરા યે વ્યાજબી કહી શકતું નથી! સામાન્ય બુદ્ધીની એરણ ઉપર આ ત્રીજી કક્ષાની પદ્ધતી ક્ષણવાર પણ ટકી શકે તેમ નથી. કલ્પી લઇએ કે માનવ દોષીત હોય તો પણ આ 'ત્રીજી કક્ષા' કેવી રીતે વ્યાજબી ઠરી શકે?

એ યાદ રાખવું જોઇએ કે આ ત્રીજી કક્ષા એ તદ્દન ગેરકાયદેસર વસ્તુ છે. પણ પોલીસની દીવાલો પછવાડે કાયદાનાં થોથાં કોરે મુકવામાં આવે છે. મેજીસ્ટ્રેટ અને વકીલ મંડળ આ સંબંધી સારી રીતે જ્ઞાત હોવા છતાં તેના ઉપર આંખ મીંચામણા કરી જાય છે. એ તેમને માટે અતી શરમાવનારી વસ્તુ હોવા છતાં વ્યવહારીક અનુભવ શીખવે છે કે વકીલ મંડળ આ ગેરકાયદેસર પદ્ધતી અટકાવવાને માટે યત્ન કરે એવી આશા રાખવી અસ્થાને છે. વકીલમંડળ કદાપી આ દીશામાં યત્ન કરશે નહીં. ઇતીહાસ આ શીખવે છે, એટલે હવે આ દીશામાં આગળ પગલું મુકવાનું કામ જાહેર પ્રજામતનું છે.

'ત્રીજી કક્ષા'ને હવે આલમની તવારીખ માંથી ભુંસી નાંખવી જોઇએ. સમય નજીક છે કે જ્યારે આવી અનીષ્ટ પદ્ધતીઓ હવે સદાને માટે વીદાય લેશે. આ દીશાના સોવીયેટ રૂશીયા માર્ગ દર્શાવી રહ્યું છે. ગુન્હેગારો સામે ધૃણા બતાવવાને બદલે સહાનુભુતી ધરાવવાનું રૂશીયા શીખવે છે. આથી જ રૂશીયામાં ગુન્હાની સંખ્યા અલ્પ બની છે. આથી જ રૂશીયાના કારાગૃહોનો ખર્ચ અતી અલ્પ બન્યો છે. એટલું જ નહીં પણ સમાજવાદી સંસ્કૃતીએ તો કારાગૃહના સ્વરૂપને પણ પલટી નાંખ્યું છે.

આજે પૃથ્વીના ૬ ઠા ભાગમાંથી ત્રીજી કક્ષાએ વીદાય લીધી છે. બાકીના તટપરથી આ જંગલી પ્રથાના જડમુળ ક્યારે ઉખડી જાય એવી સુભગ ક્ષણની રાહ જોતું જગત ઉભું છે.

# રાજસત્તાના રૂપાન્તર

લેખક
સમાજવાદી

કોલેજના અધ્યાપકો આજે શાળાઓમાં શીખવી રહ્યા છે કે રાજસત્તા એ સજનજુની સંસ્થા છે! આ અર્ધકચરા વીચારકો જોરશોરથી પોકારી રહ્યા છે કે રાજ્યસત્તા તો માનવજાતીના જન્મ સાથે જન્મી છે. વેટીકન શહેરમાં વસતા પોપ મહારાજ શીખવે છે કે રાજા તો ઇશ્વરનો અંશ જ છે. પાદરીઓ અને પુરોહીતો આ પ્રકારની અસત્ય ભાવનાનો પ્રખર પ્રચાર કરી રહ્યા છે ઇતીહાસના અભ્યાસ વગર આ આદમીઓ પછી સ્વીકારી લે છે કે રાજસત્તા ખરેખર સજનજુની હશે! આ ભાવના ટકાવવા માટે ઇતીહાસ, ધર્મ, અને આધુનીક શીક્ષણ સત્તાતંત્રની પ્રથમ સ્થાપના પર પુર્ણ મૌન પાળે છે. 'રાજ્યસત્તા સનાતન છે, પુરાણી છે, અનાદીકાળથી ચાલી આવી છે, અને સાંપ્રત સમયમાં પણ તે ટકી શકશે' એ પ્રકારની વીચારસરણી ન્હાના કીશોરોના કુમળા મગજમાં ખુબ યત્નથી ઠસાવવામાં આવે છે. રાજસત્તા ઉપર પ્રાચીનતાની ચાદર ઓઢાડવાનો આજે પણ આ ઉપાસકો યત્ન કરે છે. અને એમ સ્વીકારવું જ પડશે કે રાજ્યસત્તા પર અનાદીકાળના આવરણો ઓઢાડવામાં તેઓ સારી રીતે સફળ થયા છે.

પણ સાયન્સ શીખવે છે કે જ્યારે સાગરના મહાન ખોળેથી માનવજાતી ઉત્પન્ન થઇ, જ્યારે પૃથ્વી પર પહેલો માનવ પ્રગટયો ત્યારે રાજસત્તા જેવી કોઇ પણ વસ્તુ જ ન હતી. સમુદ્રના તરંગોથી ધોવાતા ટેકરાઓ ઉપર આ પ્રાચીન માનવ ભટકતો. તેને ન હતાં વસ્ત્ર કે તેની પાસે ન હતી અન્ય વસ્તુઓ. વનના વનફળ ખાઇનેતે જીવતો. તરૂઓના પાંદડાપર તે સુઇ જતો. અને જ્યારે તેનો દેહ જર્જરીત થઇ જતો ત્યારે કોઇ વનચર પ્રાણી તેના દેહનું ભક્ષણ કરી જતું. આ કાળ પર આજે લાખ્ખો વર્ષો વીતી ગયાં છે. આ યુગ પર આજે અજ્ઞાનના અંધકાર ફેલાયાં છે. આજે લાખ્ખો વર્ષ પહેલાં વસતા માનવનાં અસ્થિ એ જ તેમના અસ્તીત્વની અત્યારે સાબીતી છે. એ પણ એક યુગ હતો. જંગલે જંગલે માનવ ભટકતો. નવસ્ત્રો અને ચીંતાવીહોણો. વનના વીકરાળ પ્રાણીઓનો સામાન્ય ડર રાખીને આ આદમ અને ઇવ, આ પુરૂષ અને સ્ત્રી સૃષ્ટીની ગોદમાં રમતાં. વીલાસ એ તેમનો વૈભવ હતો. જાતીય આનંદ એ તેમની ક્રીડા હતી. આનંદ અને ઉલ્લાસ, શોક અને સંતાપ એ તેમને માટે અતી સહજ અને સ્વાભાવીક વસ્તુ હતી. અને આ યુગમાં રાજસત્તા જરા યે ન હતી. તેની જરા યે જરૂર ન હતી. જ્યાં માનવ જ આંગળીને વેઢે ગણાય તેટલાં હતાં ત્યારે રાજસત્તાની શી જરૂર! સાયન્સ શીખવે છે કે આ પુર્વકાલીન માનવ નહોતો સમજતો રાજાને કે તેની સત્તાને. વીજ્ઞાન આલેખે છે કે પુર્વકાલીન માનવે નહોતાં જોયાં કારમા કારાગૃહ કે નહોતાં અનુભવ્યાં અદાલતોના આંગણાં. પુર્વકાળ—એ માનવની પુર્ણ સ્વતંત્રતાનો કાળ હતો. પુર્વકાળ એ માનવને માટે સંપુર્ણ સ્વાધીનતાનો કાળ હતો.

પણ પછી તો માનવે કુદરતના ખજાના પર આક્રમણ કરવું શરૂ કર્યું. કોઇ ધન્ય ક્ષણે અનાજ ઉત્પન્ન થયું. માનવ પ્રગતીમાં પગલાં મુકતો હતો. પુર્વકાલનું જંગલી જીવન પૃથ્વીના પટ પરથી વીદાય લેતું હતું. વનના વનફળને બદલે અન્નનો આહાર આવ્યો. દરેક ક્ષણો પરીવર્તનને આગળ ધપાવી રહી હતી. માનવે પુર્વકાળની પ્રથાનો ત્યાગ કર્યો. આ તે કાળ હતો કે જ્યારે માનવ જંગલમાં રહેતો, પોતે જ કોરી કઢાડેલી ગુફામાં સુઇ રહેતો, પોતે જ મારેલા પ્રાણીઓના ચામડાથી પોતાનું શરીર ઢાંકતો, છતાં માનવ ગુલામ ન હતો. આપમહેનત ઉપર તે આનંદ કરતો. પોતાના કાંડાના બળ વડે તે પોતાની જરૂરીઆતો ઉત્પન્ન કરી લેતો. આ આપમહેનતના યુગનાં શોષણને સ્થાન ન હતું. અન્યની મહેનત ઉપર જીવવાનું જ અશકય હતું. સ્વાલંબન એ આ યુગની મુખ્ય ભાવના હતી. માનવ અને માનવ વચ્ચેનો સંબંધ સહકારના ધોરણ પર હતો સ્વતંત્રતા અને સ્વચ્છંદ, એ તેમનાં જીવન હતાં.

આ યુગના માનવને રાજસત્તાની જરૂર ન જણાઇ કારણ કે તે સમાજરચનામાં શોષણને સ્થાન જ ન હતું તેથી જ સમાજમાં વર્ગ જેવી વસ્તુ ન ઉત્પન્ન થઇ શકી. અત્યારે આપણી સમક્ષ જે સંપત્તીવાનવર્ગ અને આમવર્ગ એવા બે વીશાળ વર્ગ જોઇ રહ્યાં છીએ, તેવા વર્ગોનું ત્યાં અસ્તીત્વ પણ ન હતું. આ યુગમાં રાજસત્તા ન હતી કારણ કે તે સમાજરચના વર્ગહીન હતી. દરેક વ્યંકતી આપશક્તીએ પોતાની જરૂરીઆતો ઉત્પન્ન કરી લેતી હોવાથી વર્ગભાવનાને અસ્તીત્વ મળ્યું જ ન હતું. આ યુગમાં રાજસત્તાના અભાવનો આ અર્થ છે. અને તેથી જ જ્યારે ભાવીમાં વર્ગ વીનાશ પામશે ત્યારે રાજ્યસત્તાની જરૂર નહીં પડે.

ઇતીહાસનાં પાનાં પર આલેખાયેલા અક્ષરો પાછા ઉકેલીયે તો તમે રાજસત્તાને ગુલામીયુગમાં જોઇ શકશો. માનવ પરીવર્તને મીલ્કતની કરેલી સ્થાપનાએ આ ક્રુર ગુલામીપ્રથાને જન્મ આપ્યો હતો. ઉત્પાદનના સાધનોની ઉત્ક્રાંતીના આ કાળમાં ગુલામો અને સ્વામીઓ એવા બે વીશાળ વર્ગો ઉત્પન્ન થયા હતા. રોમનું સામ્રાજ્ય લો. ભયંકર ગુલામીના પાયા ઉપર એ સુંદર દીસતી સંસ્કૃતીની ઇમારત રચાઇ હતી. આર્યન સામ્રાજ્ય લો. શુદ્રોના ભયંકર શોષણ ઉપર આર્યવીરોનો વૈભવ રચાયો હતો. આ તે કારમો ગુલામીકાળ હતો. અને પછી ગુલામો વીપ્લવ કરીને આ 'સ્વ.મા.ઓ'ની સત્તાને ન તોડી નાખે, તેને માટે રાજ્યસત્તાને સર્જવામાં આવી. આ તેના સર્જનનો ઇતીહાસ છે. 'સ્વામીઓ'એ ગુલામો ઉપર તેમના અધીકારને કાયમ કરવાને આ સાધન યોજ્યું છે. લેનીન જેવા પ્રખર વાચારક આલેખે છે કે—

"રાજ્યસત્તા એ એક વર્ગ ઉપર બીજા વર્ગના અધીકારને ટકાવવા માટે યોજાયેલું યંત્ર છે. જ્યારે સમાજમાં વર્ગ ન હતા, જ્યારે માનવજાતી પુર્વકાલીન દશામાં વસતી, જ્યારે ઉત્પાદનશક્તી અતી અલ્પ હતી, જ્યારે પુર્વકાળના માનવને માટે પોતાના જીવનની જરૂરીઆતોનાં સાધનો મેળવવા માટે સારા યે દીવસભર જહેમત ઉઠાવવી પડતી, ત્યારે સમગ્ર સમાજ ઉપર અધીકાર ભોગવતો, અને વ્યવસ્થાના અંગને જ અડકતો એવો કોઇ વર્ગ જણાયો જ નહીં, અને એ સંજોગોમાં ઉત્પન્ન થઇ શકે પણ નહીં. પણ જ્યારે વર્ગો ઉત્પન્ન થયા, જ્યારે ગુલામીકાળ શરૂ થયો, જ્યારે પુર્વ-

કાલીન પદ્ધતી પર ઉત્પન્ન કરતાં પણ ગુલામોના જીવનને જરૂર કરતાં વધુ અનાજ ઉત્પન્ન શક્ય થયું, અને જ્યારે આ વધ ગુલામોના કંગાલ જીવનને જરૂરનાં કરતાં કંઇક વધુ હતી, એટલું જ નહીં પણ તે ગુલામના માલીકોના હાથમાં પડતી, અને આ પ્રકારે આ સ્વામીઓનો વર્ગ સંબદ્ધીત થયો ત્યારે જ રાજ્યસત્તાની જરૂર ઉભી થઇ."

લેનીનના ઉપલા શબ્દો અતી અર્થસુચક છે. રાજ્યસત્તા જન્મે છે વર્ગવન્ત સમાજ રચનામાંથી. અને વર્ગરચના શક્ય બને છે ઉત્પાદનની પદ્ધતી પર. સંભવ છે કે જો દરેક માણસને પોતાના ખોરાક માટે જહેમત કરતાં આખો દીવસ વીતી જતો હોત, જો તેની પાસે પોતાના આહાર ઉપરાંત જરા પણ વધુ રહેત નહીં તો વર્ગરચના ઉત્પન્ન કદાચ ન થાત. જે માણસ પાસે કંઇ ધન જ નથી તેને લુંટાય પણ કેવી રીતે? પણ જ્યારે પુર્વકાલીન ખેતીની પદ્ધતીમાં ફેરફાર થયો, જ્યારે માનવ મહેનતમાંથી વધુ અનાજનું ઉત્પાદન થવા લાગ્યું, ત્યાર ગુલામીકાળ શરૂ થયો. સંગ્રામમાંથી પકડી આણેલા માનવ પાસે કામ કરાવવાનો શીરસ્તો ત્યારે શરૂ થયો. અને ગુલામો પાસે ખેતર ઉપર કામ કરાવી, તેનાં ઉત્પાદન ઉપર તાગડધીન્ના કરવાની કાળી પ્રણાલીકા શરૂ થઇ. એ યાદ રાખવું જોઇએ કે ખેતીની પદ્ધતીમાં થયેલી પ્રગતીથી આ પ્રણાલીકા અસ્તીત્વમાં આવી. અને પછી આપણે જોઇશું કે જેમ જેમ ઉત્પાદનના સાધનો પલટાતાં જાય છે, જેમ જેમ નવા નવા પ્રકારની પદ્ધતીનો અમલ આવતો જાય છે, તેમ તેમ સમાજરચનાઓ પલટાય છે, તેમ તેમ રાજ્યસત્તા પોતાનાં રૂપ પલટે છે. છતાં તેનો મુળ ઉદ્દેશ અને મુળ કાર્ય અભંગ, અકધારૂં, અને સતત ચાલું રહ્યું છે. આ કાર્ય તે વર્ગ દમનનું. (class repression) ગુલામીકાળથી તે અત્યારની મુડીવાદી સંસ્કૃતી સુધી રાજ્યસત્તાએ ગુલામો, ખેડુતો, અને કામદારો ઉપર અધીકાર રાખ્યા છે. આ ગુલામો તેમની ગુલામી ફેંકી ના શકે તેને માટે રાજ્યસત્તાએ સઘળા ઉપાયો યોજ્યા છે. અને યોજે જશે. આજે કોઇ પણ દેશમાં રાજ્યસત્તાનું અસ્તીત્વ એ વર્ગ સ્વામીત્વની સીધી સાખીતી છે. પણ ઇતીહાસની એ વીલક્ષણતા છે કે જ્યારે સમગ્ર જગતભરમાં લઘુમતી શાશન કરી રહી છે ત્યારે સૃષ્ટીના આજે એક જ પ્રદેશમાં વધુમતી—ખેડુતો અને કામદારો રાજ્ય કરી રહ્યા છે.

પણ રાજ્યસત્તા પણ રૂપાંતર પામી છે. ઉત્પાદનની પદ્ધતીના થયેલા પરીવર્તનોએ રાજ્યસત્તાનાં સ્વરુપમાં પલટો આણ્યો છે. પણ આ શબ્દોને સાખીત કરવા માટે રાજ્યસત્તાના પ્રાચીન સ્વરૂપ ઉપર એક આછું અવલોકન કરવું જરૂરનું છે.

ઇજીપ્ત, ઇરાન અને ચીનના પ્રાચીન સામ્રાજ્યો રોમ અને ગ્રીસના સમ્રાજ્યોથી કેટલેક અંશે જુદાં હતાં. ઇરાન, ઇજીપ્ત, અને ચીનના આપખુદ અધીકારીતંત્રમાં દરેક વ્યક્તી એ ગુલામ હતી. અને સરકારતંત્ર તે આર્થીક અને કાયદેસર દમનનું સીધું સાધન હતું. પણ યુરોપના સામ્રાજ્યો જેવાં કે ગ્રીસ અને રોમમાં વસ્તુની આપલે પદ્ધતીએ વેપારીવર્ગને જન્મ આપ્યો. આ વેપારીવર્ગે, 'આમવર્ગ' ખેડુતો અને કારીગરો સાથે સહકાર કરીને જમીનના માલીક થઇ બેઠેલા ઉમરાવો સામે પ્રચંડ આંદોલનો કર્યાં. અને તેમાંથી પ્રજાસ્વાતંત્ર્યની ભાવનાનો જન્મ થયો. પરીણામે પ્રજાસ્વાતંત્ર્યે ગ્રીસ અને રોમમાં પગલાં

મુકયાં. પણ આ પ્રજાસ્વાતંત્ર્ય નામનું જ હતું. ગુલામોને મત આપવાનો કે શહેરીના હક્ક ભોગવવાનો જરા યે અધીકાર ન હતો. ગ્રીસમાં પ્રજાસ્વાતંત્ર્યના આંદોલનો અને રોમમાં પ્લેબ્સ અને પેટ્રીસીયન વચ્ચેના આંદોલનોએ ઉપલા વર્ગોને છુટછાટ આપવાની ફરજ પાડી, પણ આખા ય સમય દરમીયાન ગુલામોની દશામાં સુધારો કરવાને માટે કંઇ જ કરવામાં આવ્યું ન હતું લેની-
જ્યારે માહિમાં પાછા આલેખીયે તો
કોરી કહાડેલી ગુફ્ર- રચાયેલા પ્રજાસત્તાક
મારેલા પ્રાણીઓના ીક વ્યવસ્થા પ્રમાણે બે
શરીર ઢાંકતો, છતાં માર્ગહી પ્રજાસત્તાકમાં
આપમહેનત ઉપર તે કાનકડો સમુહ જ
પોતાના કાંડાના બળ વડે તેરે બીજા પ્રકા-
રીઆતો ઉત્પન્ન કરી લેતો. આ ૯ સઘળાને
તના યુગમાં શોષણને સ્થાન ન એને
અન્યની મહેનત ઉપર જીવવાનું જ અશકય હતું. સ્વાલંબન એ આ યુગની મુખ્ય ભાવના હતી. માનવ અને માનવ વચ્ચેનો સંબંધ સહકારના ધોરણ પર હતો સ્વતંત્રતા અને સ્વચ્છંદ, એ તેમનાં જીવન હતાં.

આ યુગના માનવને રાજસત્તાની જરૂર ન જણાઇ કારણ કે તે સમાજરચનામાં શોષણને સ્થાન જ ન હતું તેથી જ સમાજમાં વર્ગ જેવી વસ્તુ ન ઉત્પન્ન થઇ શકી. અત્યારે આપણી સમક્ષ જે સંપત્તીવાનવર્ગ અને આમવર્ગ એવા બે વીશાળ વર્ગ જોઇ રહ્યાં છીએ, તેવા વર્ગોનું ત્યાં અસ્તીત્વ પણ ન હતું. આ યુગમાં રાજસત્તા ન હતી કારણ કે તે સમાજરચના વર્ગહીન હતી. દરેક વ્યંક્તી આપશક્તીએ પોતાની જરૂરીઆતો ઉત્પન્ન કરી લેતી હોવાથી વર્ગભાવનાને અસ્તીત્વ મળ્યું જ ન હતું. આ યુગમાં રાજસત્તાના અભાવનો આ અર્થ છે. અને તેથી જ જ્યારે ભાવીમાં વર્ગ

આ મહાન સંસ્કૃતીનાં મુળ કેમ ઉખડી ગયાં? આ શબ્દોનો જવાબ આપતાં એંગ-ડોનોફ તેના અપ્રતીમ પુસ્તક 'આર્થીક વીજ્ઞાનના ટુંકા ઇતીહાસ'માં લખે છે કે—

આ પતનનાં એક પછી એક પગલાં નીચે પ્રમાણે આલેખી શકાય. પુષ્કળ શોષણથી ગુલામોનું માનસીક અને શારીરીક અધઃપતન, સ્વતંત્ર માનવ (Free man) નું બીજાની મહેનત ઉપર જીવવાથી થયેલું પતન. અને તેથી લશ્કરી તાલીમ અને લશ્કરી શક્તીનો સંહાર થયો. ગુલામો ખુટવાથી ઉત્પાદન ઘટવા લાગ્યું. અને આ સર્વ આંદોલનોએ આ વેગથી પતન પામતી સંસ્કૃતીમાં પુર્વકાલીન અંશને સ્થાન મળ્યું. આખરે રોમન સંસ્કૃતીને તોડી નાંખી રોમ પાછું પ્રગતીના માર્ગથી ખસીને પુર્વકાળ પર જઇ પડયું.

ઇ. આ ગુલામીકાળનો ઇતીહાસ થયો. આ તેમનાં રાજયસત્તા આપણે જોઇ. અને યોજયું જોઇ શકયા કે પ્રજા સ્વાતંત્ર્યના આલેખે છે -નીચે રાજયસત્તા તો ગુલામો
નું મુર્તીમંન્ત સ્વરૂપ હતી.
"રાજયસત્તા રે રાજયસત્તા અને તેનું
વર્ગના અધીકારને
(અપુર્ણ.)
યંત્ર છે. જ્યારે સમાજના
જ્યારે માનવજાતી પુર્વકાલી
વસતી, જ્યારે ઉત્પાદનશક્તી ર.
હતી, જ્યારે પુર્વકાળના માનવ
પોતાના જીવનની જરૂરીઆતોનાં ર
મેળવવા માટે સારા યે દીવસભર જ
ઉઠાવવી પડતી, ત્યારે સમગ્ર સમાજ ઉપરી અધીકાર ભોગવતો, અને વ્યવસ્થાના અંગે, ને જ અડકતો એવો કોઇ વર્ગ જણાયો જ નહીં, અને એ સંજોગોમાં ઉત્પન્ન થઇ શકે પણ નહીં. પણ જ્યારે વર્ગો ઉત્પન્ન થયા, જ્યારે ગુલામીકાળ શરૂ થયો, જ્યારે પુર્વ-

લેખક: ઠક્કુર શ્યામજી વાઘજી

# વીરા ફીગનર

જુલ્મી ઝારશાહી સામે ઝઝુમતી બાળા—એ વીરા ફીગનર

રશીયન ક્રાંતીકારી અબળાનું રોમાંચક જીવનવૃત્તાંત

જેના અવાજે રશીયન યુવાનોમાં આતશ પ્રગટી—તે વીરા ફીગનર

માજી ઝારના ખુન માટે રચાયેલા કાવતરા પરથી પડદો ઉચકાય છે.

આજે આખા ય જગતમાં, જો કોઇ પણ દેશ પુર્ણ રીતે આઝાદ હોય, તો તે રશીયા છે. રશીયાની ભવ્ય—ભુમી પર, સોવીયેટ પ્રજાતંત્રની છત્ર-છાયામાં, સર્વત્ર સ્વાતંત્ર્ય-સુર્યનાં સોનેરી કીરણો પ્રકાશી રહ્યાં છે. ત્યાં સર્વત્ર સ્વતંત્રતા, સમાનતા, ન્યાય અને બંધુત્વની વીજય-પતાકા ફરકી રહી છે; ત્યાં હવે નાના-મોટા અને ઉંચ-નીચ વચ્ચે કોઇ પણ જાતનો ભેદભાવ રહ્યો નથી. જે ઝારશાહીના ભયાનક અત્યાચારથી રશીયન ઇતીહાસનાં પાનાં રંગાયાં છે, તે ઝારશાહીને હવે તો મુળીઆં સહીત ઉખેડી નાખવામાં આવી છે. ત્યાં આજે જુદી જ ગંગા વહે છે; મજુર અને કીસાનોને નવું જીવન મળ્યું છે. હવે ત્યાં કોઇ પણ શ્રીમંત પોતાની લક્ષ્મીના બળથી ગરીબ પર જુલ્મ નથી ગુજારી શકતો. ગરીબમાં ગરીબ વ્યક્તી પણ આજે ઉન્નતીના માર્ગે વળી રહી છે. સ્વતંત્રતાના વાતાવરણમાં બાલ, તરુણ, સ્ત્રી, પુરુષ સૌ કોઇ, પોતાની શક્તી અને ઇચ્છા પ્રમાણે આગળ વધી રહ્યું છે. કોઇના માર્ગમાં કોઇ પણ કંટક-રૂપ નથી થઇ શકતું. સૌ કોઇ સ્વાધીનતાના સુમધુર ફળોનો ઉપભોગ કરવા માટે સમર્થ છે.

રશીયાના કરોડો મનુષ્યોને જે મહાપુરુષો અને વીર નારીઓએ આ સ્વાતંત્ર્ય-દીપ દેખાડયો છે, તેમાં દેવી વીરા ફીગનરનું નામ બહુ આદરપુર્વક લેવાય છે. વીરાએ પોતાના જીવન-કાળ પર્યન્ત જે ઉત્સાહ અને જવાબદારીથી સ્વદેશની સેવા બજાવી છે, જે ધૈર્ય અને સાહસથી ઘોર યાતનાઓ સહી છે, તેટલા માટે રશીયાની ભાવી પ્રજા એની આભારી રહેશે.

વીરા ફીગનરનું કુટુંબ કુલીન અને સાધન સંપન્ન હતું. એના પીતા એક મોટા હોદ્દા પર અફસર હતા; તે મેમાડીશી અને ટેટીઉશી જીલ્લામાં કામ કરતા હતા.

વીરાનાં મા અને બાપ ઉભય કાર્યશીલ હતાં. એની માતા બહુ સમજદાર હતી. અને

૧૮૫૨ માં કેઝાં પ્રાન્તમાં વીરાનો જન્મ થયો હતો. પોતાના ભાઇ બ્હેનોમાં તે સૌથી મોટી હતી. તેની નાની બ્હેન લીડીઆ ક્રાન્તીકારી દળમાં સભ્ય હતી. એ દળમાં કામ કરવા માટે ઝારની સરકારે તેને સાઇબીરીઆમાં દેશપાર કરી હતી. એનો એક ભાઇ પીટર, પર્મ અને ઉફાના પ્રાન્તોમાં ખાણોનો ઇંજીનીયર હતો, બીજો ભાઇ નીકોલાઇ ગાયનવીદ્યામાં બહુ નીપુણ હતો, અને નાટય-કલાનો તો તે આચાર્ય હતો. વીરાની એક બીજી બ્હેન પણ હતી તેનું નામ ઇજીનીયા હતું. સને ૧૮૮૦ માં શાહી મહેલમાં એક ધડાકો થયો તે માટે ઇજીનીયાને તકસીરવાર ઠરાવવામાં આવી. અને તે માટે તેને પણ સાઇબીરીયામાં ધકેલી દેવામાં આવી હતી.

એકવાર વીરાએ પોતાની માતા પાસેથી રશીઆના કોઇ ઝારના સંબંધમાં ઘણીએ હકીકતો સાંભળી તેમાં એણે એક એવી હકીકત પણ સાંભળી કે, જ્યારે ઝારનો વીવાહનો સમય થયો ત્યારે તેણે રશીયાના તમામ નીવાસીઓને હુકમ કર્યો કે તેઓ પોતાની સુંદર છોકરીઓને સાથે લઇને મોસ્કો આવે. મોસ્કોમાં ઝાર પોતાના મહેલમાં ભેગી મળેલી યુવતીઓને જોતો અને તેમાંથી તેને જે અધીક સુંદર જણાતી તેને તે પોતાની સ્ત્રી બનાવી લેતો.

આવી વાતો સાંભળીને વીરા પણ હવાઇ કીલ્લાઓ બાંધવા લાગી. "જ્યારે ઝાર પાછી પરણવાની ઇચ્છા જાહેર કરશે, ત્યારે મને પણ મોસ્કો લઇ જવામાં આવશે, અને કદાચ ઝાર મને જ રાણી તરીકે પસંદ કરી લેશે!"

વીરાને વીદ્યાભ્યાસ કરાવવા માટે તેનાં માતાપીતાએ તેને કેઝાંની વીદ્યાલયમાં મોકલી હતી. ત્યાંનું વાતાવરણ બહુ સાદું અને નીમંળ હતું. ત્યાં તેના જીવનમાં અદ્ભુત ફેરફાર થયો. દરબારની જાહોજલાલીના અને ઝારની રાણી બનવાના જે મુર્ખતાભર્યા વીચારો તેના મગજમાં ઘુસી ગયા હતા તે બધા ય ત્યાં નીકળી ગયા.

સને ૧૮૬૩ માં વીરા વીદ્યાલયમાં દાખલ થઇ, ત્યાં તે ૬ વર્ષ સુધી ભણી. બીજા વીદ્યાર્થીઓ સાથે સાદું જીવન વ્યતીત કરવાથી તેના જે એકલપેટા વીચારો હતા તે બધા સુધરી ગયા અને તેના હૃદયમાં બન્ધુત્વની લાગણી પેદા થઇ ગઇ.

વીદ્યાલયમાં રહેવાથી વીરાની મગજશક્તી પહેલાં કરતાં અધીક તીવ્ર થઇ ગઇ. પરંતુ ત્યાં તેની વૈજ્ઞાનીક યોગ્યતા ન વધી શકી એટલા માટે જ ત્યાંના શીક્ષણથી વીરા બીલકુલ સંતુષ્ટ નહોતી. વીરાએ ત્યાં ઇતીહાસ, રશીયન-ભાષા, વીદેશી સાહીત્ય-વનસ્પતી શાસ્ત્ર, પ્રાણી-શાસ્ત્ર, શરીર-વીદ્યા, ધાતુ વીદ્યા વગેરે વીષયોનું જ્ઞાન મેળવ્યું. ભણતાં ભણતાં જે અવકાશ મળતો તેમાં તે અંગ્રેજી નવલકથાઓ પણ વાંચતી.

વીદ્યાલયના ભણતરથી વીરાને એટલા માટે અસંતોષ હતો કે જીવન-સંગ્રામની તૈયારી માટે જે નૈતિક શીક્ષણ મળવું જોઇએ તેનો ત્યાં અભાવ હતો. પોતાના પરીવાર, સમાજ અને દેશ પ્રતી પ્રત્યેક વ્યક્તિનું શું કર્તવ્ય છે એ બતાવનાર પણ ત્યાં કોઇ નહોતું!

જીવનના આરંભકાળમાં જ વીરાને ઉત્તમ સાહીત્ય વાંચવાનો બહુ શોખ હતો; પણ તે વખતે તે ગંભીર વાંચારનાં પુસ્તકો નહોતી વાંચતી, કેવળ વાર્તાઓ વાંચવાને જ તે ટેવાયેલી હતી.

વીરા ફીગનરનાં હૃદય પર, 'One man in the field is no warrior' (એક વ્યક્તિ રણ-ભૂમીમાં યોધ્ધો નથી)

નામની એક નવલકથાએ બહુ સારો પ્રભાવ પાડયો. તેથી એની વિચારમાળા બહુ જ વ્યાપક બની ગઈ એ પુસ્તકના વાચનથી વીરાના હૃદય પર બે વીરોધી ચીત્રોની છાપ પડી. એક ચીત્રમાં ઉચ્ચ આદર્શ, ત્યાગ, સંઘર્ષણ અને કષ્ટ-સહનના ભાવો છપાયા હતા, જ્યારે બીજા ચીત્રમાં સુખ-સ્વાર્થ તથા જીવનની ખોટી ચમકની પ્રતીછાયા હતી.

વીરાને જો કે વાર્તાઓ વાંચવાનો બહુ શોખ હતો છતાં પણ પોતાનાં કેટલાંક સંબંધીઓના આગ્રહથી તેણે લાયલ (Lyell), લુઇઝ (Lewes), અને વોગટ (Vogt) નાં કેટલાંક પુસ્તકો તથા પીસારેવના કેટલાંક લેખો વાંચી નાખ્યા. તેના કાકા પ્રજાસત્તાકવાદી હતા. ધાર્મીક, સામાજીક તથા વ્યક્તીગત વીદ્વેષની ભાવનાઓથી તેઓ બીલકુલ મુક્ત હતા. વીશ્વવ્યાપી સાર્વજનીક શીક્ષણ, સ્વાવલંબી શ્રમ અને સ્ત્રીઓના સમાન અધીકારના તેઓ પક્ષપાતી હતા, ઉપરાંત તે વીદ્વાન પણ હતા. વીરાની વીંટીઓ, એરીંગો અને જાતજાતનાં ભપકાબંધ કપડાંને જોઇને તે કહેતાઃ "વીરા, આ એરીંગો રૂપે તારા કાનો પર કેટલા મણ અનાજ લટકી રહ્યું છે?" અને કોઇક જવાબ વાળતું: "સાડીબાવીસ મણ!" આ પ્રકારના કેટલાય પ્રશ્નો વીરાને પુછાતા, પરંતુ તે વખતે તે એનો અર્થ ન સમજી શકતી. આગળ જતાં જ્યારે તેના વીચારોનો પૂર્ણ રીતે વીકાસ થયો ત્યારે તે જાણી શકી કે તેના કાકાના પેલા સાદા પ્રશ્નોમાં કેટલો બધો અર્થ સમાયલો હતો.

ગામડામાં રહેનારાં દીન-દુખીયાની સેવા કરવા વીરા ડાક્ટર બનવા ઇચ્છા હતી. તે ચ્હાતી હતી કે તે પોતાનાં જ્ઞાનનો સદુપયોગ ગામડામાં ફેલાઇ ગયેલી બીમારી અને અજ્ઞાનને દૂર કરવા માટે કરે. આ જ ભાવનાથી પ્રેરાઇને તે બીજા દેશમાં જઇને ડાક્ટરની પરીક્ષા પાસ કરવા ઇચ્છતી હતી, પરંતુ તે દિવસોમાં સ્ત્રીઓ પોતાના દેશને છોડી બીજા દેશમાં જઇ શીક્ષણ મેળવે એ રશીયન સમાજની કલ્પનાની બ્હારનું કાર્ય હતું. એટલે વીરાના પીતાએ તેને બ્હાર જવા દીધી નહીં.

કેજાંમાં રહેતા ફીલીપોવ નામના એક વૃદ્ધ જમીનદાર વીરાના પીતાના જીગરજાન મીત્ર હતા. એક વખત પોતાના પીતા સાથે વીરા ત્યાં ગઇ, અને ત્યાં ફીલીપોવના સૌથી મોટા પુત્ર એલેકસી વીકટોરોવીચની સાથે તેની મીત્રતા બંધાઇ. તે સમયે એ મેજિસ્ટ્રેટનું કામ કરતો હતો. થોડા દીવસ સુધી ત્યાં રહીને વીરા પોતાના ગામમાં પાછી ફરી.

ત્યાર બાદ એલેકસીની કેઝાંમાંથી રટીઉશીમાં બદલી થઇ ગઇ. ત્યાં વીરાને એની સાથે હળવા-મળવાની વીશેષ તક મળી. તે પછી સને ૧૮૭૦ ના ઓકટોબરમાં તેમનાં લગ્ન થયાં.

ગ્રેજ્યુએટ થવા બાદ વીરાએ જર્મન ભાષા શીખી લીધી. પછી માંડીને તે શીલર અને ગટેનાં પુસ્તકો એણે વાંચી નાંખ્યાં તથા પોતાના પતી પાસેથી રેખાગણીત અને બીજગણીત પણ શીખી લીધાં. સને ૧૮૭૨ ની વસંત ઋતુમાં વીરા ફીગનર પોતાની બ્હેન લીડીઆ અને પતી સાથે નીકલ્ફેરોવોથી જ્યુરીચ ચાલી ગઇ.

ડાકતરી અભ્યાસ માટે વીરા જ્યુરીચ વીશ્વ-વીદ્યાલયમાં દાખલ થઇ. ત્યાં તેને તદ્દન નવું જ ક્ષેત્ર મળ્યું; નવી નવી વાતો સાંભળવાની અને ઘટનાઓ જોવા મળી. ત્યાં વીદ્યાર્થીઓ માટે એક સુવ્યવસ્થીત પુસ્તકાલય પણ હતું. અને સ્ત્રીઓ માટે વાદ-

વીવાદની એક કલબ પણ હતી. એ બધાથી વીરાને માનસીક વીકાસ માટે પુરતી સામગ્રી મળી. એક બીજી 'ફ્રીચી કલબ'માં વીરાએ સામાજીક પ્રગતી, શ્રમજીવી સમસ્યાઓ અને સામ્યવાદના ઇતીહાસનું અધ્યયન કર્યું. તેની સાથે વીશ્વ–વીદ્યાલયનું શીક્ષણ પણ ચાલુ રાખ્યું.

એક વાર વીદ્યાલયમાં સરકારી હુકમ આવ્યો કે વીરા ફીગનર અને એના કેટલાક સાથીઓએ વીદ્યાલય છોડીને ચાલ્યા જવું. તે માટે બહાનું એ બતાવવામાં આવ્યું કે તેમનું ચારીત્ર બરાબર ન હતું. વીદ્યાર્થીઓની એક સભામાં સરકારના આ હુકમનો વીરોધ કરવામાં આવ્યો, છતાં જેઓ જુના વીચારના હતા તેમણે વીરોધ કરવામાં વીરાને સાથ ન આપ્યો.

કાળાન્તરે વીરા અને તેના પતીના વીચારોમા મતભેદ પડી ગયો. આગળ જતાં મતભેદની એ લાગણી બહુ તીવ્ર થઇ ગઇ. એલેક્સી જુના વીચારોનો હતો અને વીરા ક્રાન્તીકારી દળ તરફ વધારે ને વધારે ખેંચાતી જતી હતી. વીરાએ જોયું કે ડૉકટર થવાથી દેશની કે સમાજની કોઇ પણ જાતની સેવા થઇ શકે તેમ નથી કેમકે સમાજ અને દેશના દર્દનો વાસ્તવીક ઇલાજ તો સામાજીક તથા રાજનૈતીક સુધરાઓથી જ થઇ શકે છે. તેથી તે ૨૧ વર્ષની ઉંમરે સ્વીટ્ઝરલેન્ડમાં પોતાની બ્હેન લીડીઆના ક્રાન્તીકારી દળમાં દાખલ થઇ ગઇ. એ દળમાં સામ્યવાદી યુવક વીદ્યાર્થીઓ કામ કરતા હતા. તે દળનાં સભ્યોને તૈયાર કરવાને વીરાએ એક વ્યવહારીક કાર્યક્રમ ઘડી કાઢયો.

એક વર્ષથી વધારે સમય સુધી વીરા બર્નમાં ડૉકટરી લાઇનનો અભ્યાસ કરતી રહી. જે ક્રાન્તીકારી દળ સાથે વીરાનો સંબંધ હતો, તે બહુ જોરથી કામ કરી રહ્યું હતું. એ દળ તરફથી 'શ્રમજીવી' (The worker) એ નામનું એક માસીક પત્ર પણ પ્રસીદ્ધ થતું હતું. દળના તમામ સભ્યો પોતાના આચરણમાં પ્રજાતંત્રના સીદ્ધાન્તોનું પાલન કરતા હતા. એમના કામોમાં સાર્વજનીક સેવા–ભાવની સ્પષ્ટ ચમક હતી.

ક્રાન્તીકારી દળના સભ્યો મજુર વર્ગમાં પ્રચાર કરવાંનો પ્રયત્ન કરવા લાગ્યા. મોસ્કો, તુલા અને કીવના જુદાં જુદાં કારખાનાંઓના કેન્દ્રસ્થાનમાં ક્રાન્તીકારી સભ્યો ઘુસી ગયા અને ભાષણો દ્વારા તેમજ બીજા ઉપાયો દ્વારા યોગ્ય રીતે પ્રચાર–કાર્ય કરવા લાગ્યા. પરંતુ સને ૧૮૭૫ માં શરદ રૂતુમાં આ દળના સભ્યોને તેમજ બીજા કેટલાક મજુરોને કેદ કરી દેવામાં આવ્યા. છતાં જેટલા બાકી રહ્યા તેમણે ક્રાન્તીનું કામ ચાલુ રાખવા માટે નવો કાર્યક્રમ ઘડી કાઢયો. એ પક્ષે વીરાને આગ્રહ કર્યો કે તેણે મોસ્કો આવીને કામ કરવું. ત્યારે પાંચ છ મહીનામાં તો વીરાને ડૉકટરી લાઇનની પરીક્ષા આપવી પડે તેમ હતું; અને પરીક્ષા માટે જે લેખ લખવો હતો તેનો વીષય પણ તેણે વીચારી લીધો હતો. પરંતુ તેણે પરીક્ષાની લેશ માત્ર પણ પરવા ન કરી અને મોસ્કો જઇને કામ કરવાનું ઉચીત ધાર્યું. એણે પોતાના પતીને પણ સ્પષ્ટ રીતે લખી નાખ્યું કે હવે હું તમારી પાસેથી આર્થીક સહાય નહી માગું અને આજથી મારી સાથે આપનો કોઇ પણ જાતનો સંબંધ નથી રહ્યો! આ પ્રમાણે ઘર–બાર સાથેનો સંબંધ તોડીને, વીરાએ એક એવા કાંટાળા માર્ગ પર ચાલવાનો નીશ્ચય કરી લીધો. વીરા મોસ્કોમાં આવીને રહેવા લાગી તે સમયે તેની નાની બ્હેન

લીડીઆ કેદમાં હતી. આ વખતે ઝારશાહીના ભયંકર દમન–ચક્રથી તમામ ક્રાન્તીકારી દળો અસ્ત–વ્યસ્ત થઇ ગયાં હતાં, લગભગ ૮૦૦ માણસોને જુદા–જુદા અપરાધો માટે જેલમાં પુરી દેવામાં આવ્યા હતા. આ રીતે ક્રાન્તીકારી દળની પ્રગતીમાં ભારે ખલલ પડી. તેથી વીરા બહુ નીરાશ થઇ.

થોડા દીવસો બાદ વીરા પોતાની જવાબદારી એક બીજી વ્યક્તી પર છોડીને મોસ્કોથી યરોસ્લાવ ચાલી ગઇ. ત્યાં હસ્પીતાલમાં તેણે કામ શરૂ કરી દીધું. ૭ અઠવાડીયાં પછી એસીસ્ટન્ટ સર્જનની જગા માટે મેડીકલ–બોર્ડની પરીક્ષા શરૂ થઇ. તેમાં વીરા બહુ સરે નંબરે પાસ થઇ અને સર્જનના પદ માટે અધીકારીણી થઇ ગઇ. પણ તે પછી વળી તે યરોસ્લાવથી કેજાં ઉપડી ગઇ. બરાબર ૨૪ વર્ષની ઉમરથી એનું જીવન સંપુર્ણ રીતે રશીયન ક્રાન્તીકારી આન્દોલનોથી ઓતપ્રોત બની ગયું.

સને ૧૮૭૬ માં, વીરા અને તેના સાથીઓએ એક નવો પક્ષ ઉભો કર્યો એનું નામ 'Land & Freedom' અર્થાત 'ભુમી અને સ્વતંત્રતા' એવું રાખ્યું. આ પક્ષનું મુખ્ય કામ રશીયન સરકાર વીરૂદ્ધ લોકમત સંગઠીત કરવાનું હતું. પણ એ પક્ષ તરફથી એક સરઘસ કાઢવામાં આવ્યું. તે વખતે જ પોલીસે ઘણા ય લોકોને માર માર્યો અને પછી તેમને પકડી લીધા. છેવટે તેમના પર મુકદ્દમો ચલાવીને તેમને પણ સજા કરી દેવામાં આવી.

વીરા ગામડામાં રહીને અભણ લોકોની સેવા કરવા ચ્હાતી હતી. એટલા માટે તે સમારામાં એક ડોક્ટર પાસે કામ કરવા માટે ચાલી ગઇ; અને તે ડોક્ટરે વીરાની નીમણુંક પોતાના જીલ્લાના સ્ટેફેન્ટસી નામના એક ગામમાં કરી. વીરાના તાબામાં ૧૨ ગામો હતાં. દર મહીને તે પ્રત્યેક ગામની મુલાકાતે જતી. પોતાના જીવનમાં પહેલી જ વાર તેણે આમ ગ્રામ્યક્ષેત્રમાં પ્રવેશ કર્યો. અત્યાર સુધી તેણે લેખો દ્વારા ગામડાના લોકોની ગરીબી પીછાની હતી, પણ હવે તો તે એનો અનુભવ કરી રહી હતી. વીરા જ્યારે કોઇપણ ગામમાં જતી ત્યારે ઝુંપડામાં ઉતરતી, તેના આવવાની ખબર સાંભળીને ૩૦–૪૦ રોગીઓ તેની આસપાસ એકઠાં થઇ જતાં. આ મેલા અને દુર્ગન્ધથી ભરેલા રોગીયોને વીરા સમાનતા અને સન્માનના ભાવોથી જોતી; એ બીચારાઓ પાસે પહેરવાને વસ્ત્રો અને રહેવા માટે ઘર પણ નહોતાં. એમની આવી દશા જોઇને વીરાનું હૃદય કંપી ઉઠતું, અને એ અભાગી લોકો માટે દવા તૈયાર કરતી વખતે એની આંખોમાંથી આંસુઓની ઝડી વરસતી. સવારથી સાંજ સુધી તે શાંતી અને સહાનુભુતીથી રોગીઓને દવા આપવામાં જ રોકાતી. કોણ જાણે તે વખતે તેની ભુખ અને તરસ પણ ક્યાંય ઉડી જતી!

ત્યારબાદ વીરા પોતાના બે મીત્રો સાથે વોરોનેઝ જઇને રહી, થોડા વખત પછી વળી તે સેન્ટ પીટર્સબર્ગ ગઇ. ત્યાં થોડા દીવસ કામ કર્યા બાદ તે પેટ્રોસ્ક જીલ્લામાં જઇને કામ કરવા લાગી. તેની બ્હેન ઇવ્જીનીયા પણ ત્યાં આવી ગઇ; અને પછી તે બન્ને બ્હેનો સાથે મળીને સાર્વજનીક સેવા કરવા લાગી. આથી થોડા જ વખતમાં આસપાસના ગામોમાં વીરાનું નામ પ્રસીદ્ધ થઇ ગયું.

પહેલા મહીનામાં વીરા પાસે ૮૦૦ અને પછી બીજા દશ મહીનામાં ૫ હજાર રોગીયો આવ્યાં. આ પુણ્ય–કાર્યમાં વીરાની બ્હેન ઇવ્જીનીયાએ પણ સારી મદદ કરી. થોડા દીવસો બાદ વીરાએ વળી એક શાળા કાઢી એ શાળામાં ભણતા વીદ્યાર્થીઓને

બધી જાતનું સાહીત્ય મફત પુરૂં પાડવામાં આવતું હતું. વીરા પાસે જે વીદ્યાર્થીઓ અભ્યાસ માટે આવતા હતા તેમાંના કેટલાક તો ઠેઠ ૧૫ માઇલ જેટલે દુરથી આવતા હતા. આવી રીતે વીરા ગામડાના વાતાવરણમાં ક્રીસાનો સાથે સારી રીતે હળી મળી ગઇ, અને ક્રીસાનો તેને 'દેવી' તરીકે ઓળખવા લાગ્યા.

આ વખતે પણ એ ગામડામાં વીરાની સ્થીતી બહુ ડામાડોળ હતી. પાદરી તથા કેટલાક અધીકારીઓએ તેની વીરૂદ્ધ જાત જાતની અફવાઓ ફેલાવી દીધી હતી. એ દરમીયાન ક્રાન્તીકારી પક્ષનો એક સભ્ય વીરાને મળવા આવ્યો. એણે એવો કાર્યક્રમ રચ્યો હતો કે સેન્ટપીટર્સબર્ગ જઇને ઝારનું ખૂન કરવું.

ઝારશાહીના ભયંકર અત્યાચારથી ગરીબ લોકો ત્રાહે-ત્રાહે પોકારી રહ્યા હતા, છતાં તેઓ એટલી હદ સુધી નીર્બળ થઇ ગયા હતા કે ઝાર તરફથી થતા અન્યાયનો પ્રતીકાર કરવા માટે પણ તેઓ બીલકુલ અશક્ત હતા. આ કામને માટે નવી ક્રાન્તીકારી શક્તીયોની જરૂર હતી.

આ દશાને ધ્યાનમાં રાખીને સોલોયોવ [જે વીરાને મળવા માટે આવ્યો હતો] વીરાને તેમજ તેના સાથીઓને કહ્યું:

"સમ્રાટ ઝારની હત્યાથી દેશના સામાજીક જીવનમાં પરીવર્તન થશે અને આપણું કાર્ય-ક્ષેત્ર નીષ્કંટક બનશે. તેમજ દેશમાં સઘળે સ્થળે સાચી યુવક-શક્તી પ્રવર્તી રહેશે. રશીયાના તમામ ક્રીસાનો પર સારો પ્રભાવ પાડવા માટે આ જ એક યોગ્ય રસ્તો છે!"

સોલોયોવે આમ કહીને વીરા અને તેના સાથીઓને એવો વીશ્વાસ આપ્યો કે તે પોતે જ ઝારનું ખુન કરશે. અને થયું પણ તેમજ. સેન્ટપીટર્સબર્ગમાં ગ્રીષ્મોદ્યાન પાસે સોલોયેવે ઝાર પર ગોળી તો ચલાવી. પણ તે નીશાન ચુકી ગયો. આ અપરાધ માટે સોલોયેવને ફાંસી આપવામાં આવી. આ વખતે અધીકારીઓને એવી પણ જાણ થઇ ગઇ કે સોલોયેવનો વીરા સાથે સંબંધ હતો.

વીરા ફીગનર ક્રાન્તીકારી દળની કાર્યવાહક સમીતીની ઉદ્યોગી સભ્ય હતી. ઝારશાહીના દમનનો ઉત્તર એણે અધીકાધીક શક્તી, સાહસ અને ક્રીયાશીલતાથી આપ્યો. તે માટે તેણે ત્વરાથી નવી નવી શક્તીયોનું સંગઠન કર્યું. પોતાના દળને તેણે "પ્રજાતંત્રવાદી સામ્યવાદી" બનાવી દીધું. વીરા અને તેના પક્ષનો આશય એ હતો કે આર્થીક ક્ષેત્રની સૌથી ઉપયોગી ચીજ, ઉપજ અને જમીન ક્રીસાન-મંધના હાથમાં પહોંચી જાય અને રાજકારણી ક્ષેત્રમાં એકતંત્રી અધીકારને ઠેકાણે પ્રજાતંત્ર શાસનની સ્થાપના થઇ જાય.

પછી પોતાના પક્ષની આજ્ઞાથી ઝારના ખૂનનો પ્રયાસ કરવા વીરા ઓડેસા ગઇ. ત્યાં તેના બીજા કેટલાક સાથીઓ પણ આવી પહોંચ્યા. એક મકાન લઇને સઘળા ત્યાં રહેવા લાગ્યાં અને પુર્ણ ઉત્સાહ અને ખંતથી કામ કરવા લાગ્યા. વીરા તો જ્યાં જતી ત્યાં ક્રાન્તીકારી વિચારોનો જ પ્રચાર અને પોતાના પક્ષનું સમર્થન કરતી. એ એનો જીવન વ્યવસાય જ થઇ પડયો હતો. ઓડેસામાં વીરાના મકાન પર ઝારના ખુન માટે જરૂરી સાધનોની વ્યવસ્થા કરી દેવામાં આવી. તે પહેલાંના એવા કેટલાયે પ્રયત્નો નીષ્ફળ ગયેલા હોવાથી ક્રાન્તીકારી સમીતીએ નીશ્ચય જ કરી લીધો હતો કે રવીવાર ૧ લી માર્ચને દીવસે આ સંસારમાં ઝારનું અસ્તીત્વ રહેવું ન જોઇએ. તે માટે શનીવારની રાત સુધી કામકાજ થતું રહ્યું. વીરાએ પણ તે કામમાં પોતાના સાથીઓને બની શકે તેટલી મદદ કરી. જે રસ્તેથી

ઝાર પસાર થનાર હતો તે રસ્તા પર પની-રની એક દુકાન ઉઘાડવામાં આવી હતી અને ત્યાંથી જ ઝાર પર આક્રમણ થવાનું હતું.

રવીવારના દીવસે વીરા અને તેના સાથીઓ પુરતી રીતે તૈયાર થઇ ગયા, પરંતુ તે દીવસે ઝાર એ રસ્તેથી પસાર ન થયો. વીરાની એક મીત્ર પેરોવ્સ્કાયા બહુ કાર્યકુશળ હતી. એ તરત જ જાણી ગઇ કે ઝાર ઇકટેરીનીન્સકાયા નહેરને રસ્તેથી પાછો ફરશે, એટલે તેણે મુળના કાર્યક્રમને એકદમ રદ કરીને, એક મીનીટમાં જ બીજી વ્યવસ્થા કરી દીધી. તેણે બીજા રસ્તા પર બોમ્બ ફેંકવા ચાર માણસો ઉભાં કરી દીધાં, અને તેમને જણાવી દીધું કે જ્યારે હું મારા રૂમાલને હવામાં ફરકાવું ત્યારે તમારે એકદમ બોમ્બ ફેંકવો.

તે દીવસે બપ્પોરના બે વાગ્યે એક બોમ્બનો અવાજ સંભળાયો. વીરાની મીત્રનો રૂમાલ ફરકતાં જ શાહી ગાડી પર બોમ્બ ફેંકવામાં આવ્યો, શાહી ગાડીના ચુરેચુરા થઇ ગયા. જોત–જોતામાં તો ઝાર હતો ન હતો થઇ ગયો! એ બોમ્બ ફેંકતી વખતે વીરાનો એક સાથી પણ ઘાયલ થયો અને પાછળથી મરણ પામ્યો. આ ગંભીર ઘટનાથી શહેરભરમાં સનસનાટી ફેલાઇ ગઇ. ચારે બાજુ ઝારના ખુનની ચર્ચા થઇ રહી. અંતે ઝારનું ખુન કરવા માટે પેરોવ્સ્કાયા અને તેના બોમ્બ ફેંકનાર સાથીઓને ફાંસી દેવામાં આવી.

આમ પેરોવ્હસ્કાયા મરણ પામવાથી વીરાના દીલને સખ્ત આઘાત થયો. તેણે પોતાની આત્મકથામાં તેની સખીના મહાન વ્યક્તીત્વની બહુ પ્રશંસા કરી છે. પોતાના દેશને આઝાદ બનાવવા માટે સ્વતંત્રતાની વેદી પર ચઢી જઇ પ્રાણાર્પણ કરનાર, તે પહેલી જ રશીયન મહીલા હતી:

વીરા ફીગનર પોતાના કાર્ય–ક્ષેત્રમાં તટસ્થ વૃત્તીથી પોતાનું કામ કરતી રહી; ઝારશાહીના દમનથી તે જરા પણ ચલીત ન થઇ. જ્યારે ક્રાન્તીકારી દળનું કેન્દ્ર સેન્ટપીટર્સબર્ગથી બદલી મોસ્કો લઇ જવામાં આવ્યું, ત્યારે વીરા પણ ત્યાં કામ કરવા ગઇ. ઝારનું દમન–ચક્ર તો બરાબર ચાલી રહ્યું હતું. ક્રાન્તીકારી દળના માણસોને વીણી વીણીને પકડી લેવામાં આવતા હતા. આથી એક એવો પણ વખત આવ્યો કે ક્રાન્તીકારી સમીતીમાંથી વીરા ફીગનર સીવાય કોઇ પણ બચી ન શકયું. સૌ કોઇને પકડી લઇને જેલમાં નાખી દેવામાં આવ્યાં. તેવામાં એક સાથીએ વીશ્વાસઘાત કરીને વીરાને પણ પકડાવી દીધી. એને ગીરફતાર કરીને સેન્ટસપીટર અને પોલના દુર્ગમાં પુરી દેવામાં આવી. નવા ઝાર ત્રીજા એલેકઝાન્ડરે ત્યારે કહ્યું: "ઇશ્વરની પરમ કૃપા કે આવી ભયાનક સ્ત્રી પકડાઇ ગઇ!"

વીરા ઉપર મુકદ્દમો શરૂ થાય તે પહેલાં વીરાને ૨૦ વર્ષ સુધી જેલમાં સડી રહેવું પડયું. જ્યારે. તેના પર કામ ચલાવવામાં આવ્યું ત્યારે તેણે પોતાનો કોઇ પણ જાતનો બચાવ ન કર્યો, પણ એણે એક જોરદાર ભાષણ આપીને પોતાની પરીસ્થીતી રજુ કરી. તે ભાષણમાં એણે કહ્યું.

"સ્વતંત્ર પત્રોના અભાવથી, જનતામાં શાંતીમય વીચારોનો ફેલાવો કરવો એ કેવળ અસંભવીત હતું. ચાલુ શાસન પદ્ધતીને બદલવા માટે, દેશની વર્તમાન સ્થીતીમાં બીજાં કોઇ સારાં સાધન હોત તો હું હીંસાત્મક કાર્યોમાં પ્રવૃત ન થાત, પરંતુ તે

વખતે ન તો કોઇ એવું સાધન હતું કે ન કશું સાહીત્ય હતું, આવી દશામાં સશસ્ત્ર ક્રાન્તી સીવાય હું બીજું કૈં પણ વીચારી ન શકી."

પછી વીરા સાથે તેના બીજા સાથીઓને પણ ફાંસીનો હુકમ સંભળાવવામાં આવ્યો. એ હુકમ સાંભળીને વીરા પોતાના આદર્શથી જરા પણ ચલીત ન થઇ. કેમકે એની નસેનસમાં દેશપ્રેમની વીજળી ઝબુકી રહી હતી.

એવામાં આઠ દીવસ પછી સાંજના સમયે કોઇક કમાન્ડરે કીલ્લામાં આવીને વીરાને એક કાગળ વાંચી સંભળાવ્યો.

"શ્રીમાન સમ્રાટે કૃપા કરીને હુકમ આપ્યો છે કે ફાંસીને બદલે તમને જન્મ કેદની શીક્ષા કરવામાં આવે છે."

ફાંસીની ચર્ચા કરતી વખતે વીરાએ લખ્યું છે: "જો મારી ફાંસીની સજા કાયમ રહેત તો હું નીશ્ચીંત થઇને તેને સહી લેત. મારું મન મૃત્યુ માટે તૈયાર હતું. રીબાઇ-રીબાઇને મરવા કરતાં ફાંસીના માંચડા પર એકદમ ખલાસ થઇ જવાનું મેં વધારે પસંદ કર્યું હતું."

વીરાને પોતાના જીવનમાં ૨૦-૨૨ વર્ષો રશીયાના કેદખાનામાં વીતાડવાં પડયાં, જેલ-જીવનના પ્રારંભથી જ એને અનેક પ્રકારનાં કષ્ટો સહવાં પડયાં હતાં. છતાં આરંભથી તે અંત સુધી વીરાનું જીવન, ત્યાગ અને કષ્ટ સહનનું આદર્શ-જીવન રહ્યું છે. વીરા અને તેના સાથીઓ જેવાનાં બલીદાનથી જ રશીયામાં નવયુગની અનુપમ જ્યોતી જાગી શકી છે. એવું ઇતીહાસ કારો ય સ્વીકારે છે.



ભુતકાળમાં જ્યારે રાજકાજમાં ધર્મની છાપ મારવામાં આવતી ત્યારે માણસો આર્થીક અન્યાયો મુંગે મ્હોંઢે સાંખી લેતા. વર્તમાનકાળે બુદ્ધીનો વીકાસ થતાં માણસ જાતે વીચાર કરતાં શીખ્યો, એટલે ધર્મ તરફની અંધશ્રદ્ધા ઓછી થઇ, તેથી જ પોતાને થતા આર્થીક અન્યાયો માટે તે પોકાર કરી શકે છે.

...

દરેક માણસને જીવન આપવા કોઇ પણ સરકાર બંધાયલી નથી. પણ દરેક માણસને જીવનગુજરા માટે કમાવાની તક આપવા માટે દરેકે દરેક સરકાર ફરજથી બંધાયલી છે જ.

સામાન્ય માણસોની જ દુનીઆમાં બહુમતી છે. જો તેઓ બુદ્ધીમાન અને વ્યવસ્થીત હોય તો દુનીઆ પર તેમની જ સત્તા ચાલે. માટે તો તેમને બુદ્ધીમાન અને વ્યવસ્થીત થતા અટકાવવા માટે કાયદા અને વ્યવસ્થાના ઇજારદારો હંમેશાં ખબરદાર રહે છે.

...

માણસ આકાશ તરફથી દ્રષ્ટી સંકેલી પોતાની તરફ વાળશે અર્થાત બીજાનો આધાર છોડી આત્મશ્રદ્ધા ખીલવતાં શીખશે, ત્યારે આકાશમાંનું કાલ્પનીક સ્વર્ગ પૃથ્વી ઉપર મુર્તીમંત થતું જણાશે.

# ચાંદની વિના—

શ્રમજીવીઓના જીવનને
આલેખતી રસપુર્ણ નવલીકા

લેખક:
જીતેન્દ્ર મહેતા

નાયગ્રાના ધોધ માફક સુફેદ કાગળોનો ધોધ મશીનમાંથી વહે જતો—આ કાગળોની ગાંસડી બનાવી એને મોટી પેટીમાં મુકવાનું કામ મારૂં હતું—આવા કાગળના કારખાનામાં હું કામ કરતો હતો. વર્તમાનપત્રોનો મારે વધારે પડતો સ્પર્શ કરવો પડતો. કાળી મજુરી પછી મારા અવયવોમાં ચમકા ચાલુ થતા. કામ વચ્ચે હું વર્તમાનપત્રોના ખબર વાંચતો. હોલીવુડની કોઇ મશહુર નટીની આત્મકથા પર આંખ દોડવતો. શસ્ત્ર-બંધીની પરીષદોના કામકાજ પર મારી કીકી કોઇકવાર ફરતી. હડ-તાળીઆઓ ઉપર પોલીસોના ગોળી-બારનો અહેવાલ મારી આંખને લાલ બનાવી મુકતો. મારૂં મગજ જલદ બની જતું, અને આવે વખતે હું છાપાં ઉપર થુંકતો, એને લાતો મારતો. મારી સાથે કામ કરતો શખ્સ ઇટાલીયન હતો. એની ઉમ્મર ૫૦ વર્ષની હતી, એને અંગ્રેજી ભાષાનું ભાગ્યે જ્ઞાન નહોતું, એમ મને લાગ્યું, મારી નોકરીની શરૂઆતના ત્રણ માસમાં અમે એકબીજા વચ્ચે એક શબ્દની પણ અદલાબદલી કરી નહોતી. અલબત્ત કામના કંટાળાનો અરેરાટ બન્નેના મુખ માંથી બહાર પડતો—એક દીવસે મેં પેપરો પર ઉદારતાથી ગાળો ચલાવી, ત્યારે એ ઇટાલીઅન મારી પાસે આવ્યો અને શુધ્ધ અંગ્રેજીમાં બોલવા લાગ્યો:

"હું એ બધાને જાનથી મારી નાખવા તલસી રહયો છું."

"કોને?"

"'ગારબેન' છાપાના તંત્રીઓને."

બસ આટલી વાતચીત પછી અમારી વચ્ચે દોસ્તી બંધાણી. અને ત્યાર બાદ અમેરીકાની સંસ્કૃતીના ત્રાસ વીષે અમે ચર્ચા ચલાવવા લાગ્યા. એ ઇટાલીયન નહોતો પણ રેડ ઇંડીયન હતો. એનું નામ જેમ્સ શેરી હતું. શેરીનો જન્મ મોનટાનામાં થયો હતો. અને સરકારી કાર્લીસ ઇન્ડીયન કોલેજમાં એણે શીક્ષણ લીધું હતું. એની મગજશકતી અચ્છી હતી. પણ યુ. એસ. સરકાર એમ કદી માનતીજ નથી કે ઇંડીયનોમાં મગજ-શકતી હોઇ શકે! અને કાર્લીસ કોલેજમાં માત્ર શારીરીક ધંધાજ શીખવવામાં આવતો હતો. શેરી આ હકીકતથી ખંજી રહયો હતો. એણે સુતાર કામની પરીક્ષા પસાર કરી હતી. જે સુફેદ સરકાર એને સાચું શીક્ષણ આપવાની મના કરતી હતી તેની સામેનો એનો તીરસ્કાર તીખો હતો. આ તીરસ્કારે એના મગજમાં એટલું સ્થાન લઇ લીધું કે શેરીમાં એક જાતની ઘેલછા ઉભી થઇ અને પરીણામે એ એવા સ્વપ્નાં

સેવવા માંડયો કે પોતે જાણે એક એવું યંત્ર શોધી કાઢયું છે કે જેથી ઘણા જણનો નાશ થાય! અને મુડીવાદના ફુરચેફુરચા ભેલી જાય! બસ, એનીજ ધુનમાં તે ચકચુર રહેતો. મેં એને એદથી અનેકવાર સમજાવ્યું કે આનો કાંઇ અર્થ નથી. આ ઘેલછા છોડી દે! અમુક મુડીવાદીઓને મારી નાખવા થી એની જગ્યા મુડીવાદીઓથીજ પુરાશે. મેં કાર્લ માર્કસને પણ ટાંકયો—જયાં સુધી આર્થીક વ્યવસ્થામાં—એના સાંચામાં પુરેપુરો ફેરફાર કરવામાં આવે નહી ત્યાં સુધી બધું નકામું છે. મુડીવાદી સાંચામાંથી મુડીવાદીઓજ જન્મે ને! કામદાર વર્ગને વ્યવસ્થીત બનાવી સમાજની સુરત પલટાવવી જોઇએ. એ સીવાય કાંઇ બને નહીં—પણ શેરી વીચીત્ર ભેજાનો આદમી હતો. કોઇ પણ કામદારોના આવા વલણથી મને પારાવાર દુઃખ થતું—એમના આવા વીચારો મને ઉદાસ કરતા કારણ કે તે નકામા, અર્થ વગરના હતા—વ્યકતીગત પુજાની સામ ગ્રીઓ મુડીવાદી નીશાળમાં ધરવામાં આવે છે, એનાં આવા પરીણામ આવે છે, "હું આમ કરી નાખું, તેમ કરી નાખુ" નેપોલીયન મીસાલ મહત્વાકાંક્ષાના પાઠો આ માટે જવાબદાર છે. કીંડર ગાર્ટનની પધ્ધતીમાંથી આવાં માનસ જન્મે છે. અને પછી એકાએક આવા નીશાળીઆ ઓને કારખાનામાં ધકેલવું પડે છે, રોટી ખાતર જીંદગીની ગુલામી લખી આપવી પડે છે. જેઓના મગજમાં સમતોલપણું હોય છે, સંજોગોને સમજવાની શકતી હોય છે તેવા કામદારો ક્રાન્ વાદી બને છે. બાકીના ઘેલા-દીવાના જેવા રહે છે..............મારી ઉમર ૧૯ વર્ષની હતી. યૌવનના આંગણામાં મેં પગલાં પાડયાં હતાં. હું બે છોકરીઓના પ્રેમમાં પડયો. એક પોર્ટુગીઝ હતી. અમારા કારખાનામાં તે મજુરી કરતી હતી. ચાંદની અને ગુલાબોની મદદ વીના—એના વાળા. વરણ વીના હું પ્રેમને પડકાર આપી શકયો હતો. બીજી છોકરી બીજન ટેકરીના આલીશાન બંગલામાં રહેતી હતી—આ શ્રીમંત છોકરીને મે" કદી જોઇ નહોતી. પણ જ્યારે જ્યારે રાતના હું એના બંગલા પાસેથી પસાર થતો ત્યારે એ દુર દુર દેખા દેતી! તે વાજીંત્ર પર અજબ સંગીત બજાવતી અને આટલું ચીત્ર મારા દીલમાં કોતરાઇ રહેતું—આટલો મારો આ છોકરી પરનો પ્રેમ—

પોર્ટુગીઝ છોકરી મોનાને જોઇ મારા સારાયે દેહમાં તરશ જાગતી! એ શારીરીક પ્રેમ હતો અને બીજો આધ્યાત્મીક હતો......મોના માટે એક જણે મને કહેલું— "મે' મોના સાથે રાત્રી ગાળી. છે." આ વાતથી મારૂં શરીર આગ જેવું ધગધગી રહયું—મારા દેહની ભુખ. માટે મેં એના પર નજર ઠેરવી. મોના ભાંગ્યું તુટયું અંગ્રેજી બોલતી હતી. એના અંગેઅંગ તંદુરસ્ત દેખાતાં! શારીરીક ખુબી એના દેહની રેખાદ્વારા બોલી ઉઠતી. ચેતનની છોળો એનામાં છલકાતી. અમારા કારખાનામાં તે 'બુલબુલ'ના નામથી ઓળખાતી! મારીપર એની મહેરબાની હતી. બધા મોના સાથે ટેલટપા મારતા! મશ્કરી કરતા! એક વખતે મેં એના ગાલ પર ચુંબનનો ધા કર્યો, પ્રગતી કરતાં ગાલને બદલે અધર પર સ્થાન મળ્યું. અને મોનાને ઘેર રાત્રી. ગાળવાનું મને આમંત્રણ મળ્યું. એનું ઘર સાવ જીર્ણ હતું. પણ જ્યારે મોના મને લેવા આવી ત્યારે સારો

ઓરડો જીવતો બની ગયો. ઓરડામાં ગ્યાસલેટનો દીવો આછો પ્રકાશ ફેંકી રહ્યો હતો, એક બુઢી ઓરત અને બે છોકરાં મારી સામે તાંકી તાંકી જોઇ રહ્યાં. "મારી મા—મારાં ભાઇબેન"—મોના બોલી ઉઠી. છોકરાંઓના મોં પર લોટ ઉડતો હતો આંખો ઉંડી ઉતરી ગઇ હતી. તેઓને પુરેતું પોષણ મળતું નહોતું. હું સાવ મુંગો બેસી રહેયો. મારી નસમાં ધબકારા વધે જતા હતા—આંખે અંધારાં આવતાં હતાં.

"લુઇસ, ત્રીની—ચાલો" બુઢી ઓરત છોકરાંને બહાર લઇ ગઇ. મોના અને હું એકલાં પડયાં, મોનાએ દ્વાર બંધ કર્યાં, તે મારા ખોળામાં બેઠી. એના જીવંત માંસની ખુશબુથી મારૂં જીગર ઝણઝણી ઉઠયું...થોડો વખત પસાર થયા...મોના બોલી ઉઠી. "મને એક ડોલર આપીશને ?"

'શું'?

મોનાનું મોં પડી ગયું. મારૂં દુઃખ તે સમજી ગઇ. "હું ગરીબ છું. મને નજીવી રોજી મળે છે. મારો બાપ તો મરી ગયો...મારી મા માંદી છે. મારા ભાઇ બહેનને હું નીશાળે મોકલું છું."

મેં એક ડોલર કાઢી, આપ્યો, પણ મારૂં દીલ કકળી ઉઠયું...હું ચાલી નીકળ્યો.

મારા ઇશ્કનું પ્યાલું કઢંગી રીતે ઢોળાઇ ગયું. ડોલરના બદલામાં દીલ મળ્યું—પણ ક્ષણેક માટે—મારા પગ બીકન ટેકરીના બંગલા તરફ આપોઆપ જવા લાગ્યા... બારીમાં પેલી છોકરીનું છાયાચીત્ર ખડું થયું હતું. તે પીયાનો વગાડતી હતી. કોઇ અજબ રાગને તે છેડી રહી હતી... મને એમ થયું કે આ જાદુઇ દુનીયામાં હું કદી ડોકીયું કરી શકીશ નહીં. સંગીત, કંપીત સ્વરો, આધ્યાત્મીક પ્રેમ... હું બારી નીચે ઉભો રહયો હતો. ઠંડી સખ્ત હતી પણ મને એની જાણ નહોતી. આખરે મારાં પાંસળામાં ડંડો ભરાયો અને મારી નજર પોલીસપર પડી. "ભાગી જા! અહીં ઉભા રહેતાં શરમાતો નથી ?"

હું ચાલતો થયો. મારો પીત્તો ગયો—અને અંતે મેં વાસ્તવીકતાના દરબારમાં પ્રવેશ કર્યો......મારાં પડળ ખુલી ગયાં "સંગીત—કંપીત સ્વરો આધ્યાત્મીક પ્રેમ... તમે બધાં જડ ભ્રમમાં ભાવ—તમે વળગાડ છો! મોનાને તમારી ખાતર કીંમત ભરવી પડે છે, દેહના દાન કરવાં પડે છે. કારખાનામાં કામ કરવું એ "બીકન હીલ"ના બંગલામાં સંગીત છેડવા કરતાં હજારગણું બહેતર છે, માનભર્યું છે...મોનાને ડોલર માગવાનો સહેજ અધીકાર હતો. મોનાની આવી હાલત કરનાર પેલી આધ્યાત્મીક પ્રેમ બક્ષનારી,-સંગીત બજાવતી બીજા પર જીવતી છોકરી"...મારી રગેરગમાં લોહી વહેવા લાગ્યું. શ્રમજીવીઓનાં બંધનો તુટે, ગુલામીની જંજીરોના કટકા થાય એવી ચળવળને વેગ આપવાનો મેં મજબુત નીશ્ચય કર્યો *



કોલંબસને વખાણનારાઓએ કદી અમેરીકાના મુળવતનીઓની નજરે કોલંબસના સાહસનો વીચાર કર્યો હોત તો ?

ભયંકરમાં ભયંકર પ્રકારનું દમન તે માણસને બેકાર બનાવવો—તેના મોંઢામાંથી રોટલાનું બટકું છીનવી લેવું તે છે.

# બેંગલોરની સુમનોહર કામદારોનું—

હીંદમાં સૌથી રમણીય મ-
નાતા બેંગલોરમાં મજુરોને
સહેન કરવા પડતા સખત
ત્રાસ ઉપર આંતરરાષ્ટ્રીય
પત્રકાર પ્રકાશ ફેંકે છે.

:મુળ લેખકઃ—
—સેંટ નીહાલસીંગ—

**માયસોર** પ્રગતીમાન સ્ટેટ મનાય છે. એક આદર્શ હીંદી દેશી રાજ્ય તરીકે આ રાજ્યને વર્ણવવામાં આવે છે. એક વખતે તો આ રાજ્યના ના. દીવાન સાહેબે જાહેર રીતે ઉચ્ચારેલું કે 'રાજ્યોની ગણનામાં આ રાજ્ય એક જુદી જ પંક્તી પાડે છે.'

જ્યારે આવું રાજ્ય સાંપ્રત યુરોપને પગલે પગલે ઉદ્યોગવાદને ઉત્તેજન આપે ત્યારે એમ આશા રાખવાનો આપણને હક્ક છે કે સંપ્તીવાન વર્ગને પ્રોત્સાહન આપવાની સાથે સાથે આમવર્ગના હીત રક્ષણ માટે યુરોપમાં લેવાયલાં પગલાને પણ આ રાજ્ય અનુસરે, એ જોવાનો આપણો અધીકાર છે કે કામદારોના જીવનની રહેણી કરણી, તેમની તંદુરસ્તી, અને સગર્ભા શ્રમજીવી સ્ત્રીઓની સંભાળ માટે રાજ્યે પુરતી જોગવાઇ કરી છે કે કેમ? આવા પ્રગતીમાન ગણાતા રાજ્ય પાસે આમવર્ગના સીધા હીતને સંરક્ષતા ધારા સારા પ્રમાણમાં હોય એટલું જ નહીં પણ ખાણો, મીલો, ફેક્ટરીઓ, અને વર્કશોપમાં સારો દીવસ શ્રમ કરતા કામદારોના હીતની જાળવણી માટે પુરતી વ્યવસ્થા પણ હોય તેવી આશા રાખવાનો આપણને હક્ક છે; એટલું જ નહીં પણ ગરીબ કામદારોનાં હીત સંરક્ષણ માટે વ્યવસ્થીત ચળવળ એવાં રાજ્યે ઉપાડી હોય એવી આશા રાખી હોય તો અસ્થાને નહીં જ મનાય.

[૨]

**માયસોર**ના દરવાજામાં જો કોઇ પ્રવાસી પ્રવેશ કરે તો તેના ઉપર સારી અસર થયા વગર નહીં રહે. ખાસ કરીને જો તે રાજ્યનો મહેમાન હોય તો ખરેખર જ તેના સત્કાર માત્રથી તેના માનસ ઉપર સુંદર અસર થવાની જ.

પૂર્વના પ્રદેશોની અતીથીસત્કારની અને ખાસ કરીને હીંદુ રાજ્યની અતીથીભાવના હજુ પણ જીવન્ત રહી શકી છે તેની ખાત્રી મ્હારા પોતાના સ્વાનુભવ પરથી પણ હું આપી શકું છું. રાજ્યમાં જે કંઇ સારૂં છે તે દર્શાવવાને અમલદારો ખૂબ તલપાપડ

# સૃષ્ટિની ભીતરમાં—

## —કાળુ શોષણ

: અનુવાદક :

મજુર

કોલરની સોનાની ખાણમાં કામ કરતા કામદારોને માત્ર ત્રાંબાના કેટલાક પૈસાજ સારા દીવસના શ્રમના અંતે સાંપડે છે.

થઇ રહે છે. ખાસ કરીને ૧૮૮૧ માં માયસોર 'પ્રાન્ત'ને આ રાજવીના અધીકાર નીચે પાછો અપાયા પછી થયેલી અદ્દભૂત પ્રગતી, જાહેર હીતને માટે થયેલાં અનેક કામો, સુંદર અને શોભતાં મંદીરો, અને ભવ્ય અને મનોહર સ્થળોને વખાણવાને માટે તમોને તક મળે તે દ્રષ્ટીએ તમોને દરેક સગવડ મળે છે.

પ્રવાસીને માઇસોર શહેર અતી આનંદ આપે તેમ છે. રાજ્ય મહેલની આજુબાજુનો ભાગ અતી કુશળતાથી બાંધવામાં આવ્યો છે. અહીં સુંદર રસ્તાઓ મનોરમ્ય રીતે વાંક લે છે. અને સ્થળે સ્થળે ન્હાના ન્હાના સુશોભીત 'વર્તુલો' જોવાનાં સાંપડે છે.

ઝાડની આજુબાજુ વાવેલાં સુંદર વૃક્ષો, નીચે ઘાસની હરીયાળી જમીન, નજીક આવેલા સુંદર ઉદ્યાનો, આ સર્વ વસ્તુઓ પ્રવાસીની આંખ ઉપર જાદુઇ અસર કરે છે. પ્રવાસીને તો એમ જ લાગે કે સ્વર્ગનો એકાદ ટુકડો આકાશેથી ઉતારીને જાણે અહીં ન વસાવ્યો હોય!

ગ્રીષ્મ ઋતુમાં પણ મહારાજાના આવાસોની આજુબાજુ લીલુંછમ રહે છે. જ્યારે આ સુશોભીત અને સુરમ્ય દીસતા સ્થળમાં પાણી છાંટતી સ્ત્રી કામદારોને જોઇએ ત્યારે જ આ 'ચમત્કાર'ને સર્જતી મુળ કારીગરી આપણાથી કળી શકાય તેમ છે.

આ સુંદર અને મનોરમ્ય સ્થળ ઉપર લાખેક વીજળીના દીવા દશેરા કે મહારાજાના જન્મોત્સવના ટાંકણે પ્રકાશ પાથરે છે. ત્યારે આ સ્થળના આહલાદ કંઇ ઓર જ હોય છે.

અને ગમે તે રાત્રે તમે ચમુંડેશ્વરી દેવીની ટેકરી આગળ ઉભા રહો, તો છેક તળેટીથી તે શીખર સુધી જતી ઇલેકટ્રીક દીપમાળાની પ્રકાશની મનોરમ્ય મોજ તમે માણી શકશો. આ દીપમાળાના પ્રકાશની ઝાકમઝોળ એટલી તો મનોરમ્ય હોય છે કે મ્હારા એક મુસ્લીમ મીત્રે આ સુરમ્ય દસ્ય દેખીને કહ્યું કે—

—અમારા દેશમાં તો એક જ આકાશ છે પણ અહીં તો બે આકાશ છે. એક તારાઓથી ચમકતું. અને બીજું રોશનીથી ઝબકતું.

## [૩]

બેંગલોર પણ આવું જ સુંદર સ્થાન છે. વીન્ડસોર કેસલના મહેલના જેવો જ બેંગલોરમાં પણ મહારાજાનો મહાલય બાંધેલો છે, પ્રવાસીને તત્કાળ સાંપ્રત સમયની પ્રતીતી થાય છે. આસ્ફાલ્ટના બાંધેલા રસ્તા ઉપરજ ત્હમારી મોટર પસાર થતી ન હોય તેવી રીતે પેલો કુશળ શોફર ત્હમારી મોટર હાંકે છે. કારલટન રોડના એક અંત આગળ દીવાન સાહેબ અને અન્ય પ્રધાનોની ઓફીસ આવેલી છે. અને આ સર્વ મકાનોની સારી સંભાળ હોવાથી બહારના પ્રવાસી ઉપર આ દૃશ્યની અતી સરસ અસર થાય છે.

અને રસ્તાની આજુબાજુ થાંભલા ઉપર તારના મ્હોટાં મ્હોટાં દોરડાં ચાલે છે. આ તારમાં વહી રહેલી શક્તી રાત્રીએ બેંગલોરને ઉજાળે છે, મશીન ચલાવે છે, અને ટેલીફોન અને તારના સંદેશા મોકલે છે.

અહીં પણ સ્વચ્છ રસ્તાની આજુબાજુ મનોરમ વૃક્ષોની સુંદર ઘટાઓ આવેલી છે અને તેની પછવાડે આઘેથી ઉદ્યાન જેવા દીસતા સુંદર આવાસો ઉભા કરવામાં આવ્યા છે. પ્રગતી, "આબાદી" એ શબ્દ અહીંના દરેક આવાસ પરથી વાંચી શકાય તેમ છે.

લવન્ડર હોટેલથી પાંચ મીનીટના અંતરે રાજ્ય ઉપર શાશન કરનારાઓની મુખ્ય કચેરી છે. 'અઠાર કચેરી' એ શબ્દથી ત્હમોને આ જગ્યા બતાવવામાં આવે. બે ફરલોંગની લંબાઇમાં ઉભા કરવામાં આવેલા આ ભવ્ય આવાસો અત્યારે પણ સુંદર ફુવારા અને સતત પાણી છંટકાવથી લીલાછમ દીસે છે.

દીવાનને સહાય કરવાને ત્રણ પ્રધાનો હોય છે. હાલમાં 'કરકસર'ને બ્હાને આ સંખ્યામાં એકનો ઘટાડો કરવામાં આવ્યો છે. કોઇ અજ્ઞેય કારણથી આ પ્રધાનો તેમનાં ખાતા વડે નથી ઓળખાતા, પણ નંબરથી ઓળખાય છે જેમકે પહેલા પ્રધાન, બીજા પ્રધાન.

દરેક ખાતાના ઉપર એક મંત્રી હોય છે. આ મંત્રીગણ દીવાન અને પ્રધાનની સીધી દેખરેખ નીચે કામ કરે છે. અને પછી દરેક ઓફીસ, તેના જુદાં જુદાં કામ, અને અતી વ્યવસ્થા પુર્વક આલેખાયેલી હકીકતો એ સર્વ ઉપરથી એમ જ કલ્પના થાય કે માયસોર રાજ્યે અતી સુંદર પ્રગતી કરી છે. આધુનીક યુગે તેના મંગળાચરણ કર્યાં છે.

## [૪]

બેંગલોર સરકાર સાથે સંબંધ ધરાવતા કોઇ એક ઉધોગોને શહેરના એક જ વીભાગમાં એકત્રીત કરવામાં દીર્ઘદ્રષ્ટી વાપરી હતી. આ માણસ ખરેખર એક સુંદર શહેર યોજક (Town-planner) હોવો જોઇએ. તેણે આવતો કાળ ઓળખ્યો અને કામદાર લત્તાને શહેરથી વેગળો રાખ્યો.

બેંગલોરની દક્ષીણે અને પશ્ચીમે ફેક્ટરીઓને ઉભી થવા દેવામાં આવી છે. એક રીતે જોઇએ તો આ સ્થળ કેટલેક અંશે સુલભ અને કેટલીક સગવડવાળું પણ છે.

જ્યારે પહેલી મીલ આ સ્થળે ઉભી થઇ ત્યારે આમાંનો ઘણો ભાગ હજુ અણખીલેલો પડયો હતો. ત્યારે લગભગ પાદર જેવી આ ભુમી હતી. કેટલોક સમય થયાં આ જગ્યા ઉપર થયેલાં પુષ્કળ સંચાલન છતાં અત્યારે પણ આમાંનો કેટલોક ભાગ હજુ પડતર પડેલો જ છે.

માયસોર અને બેંગલોરને જોડતી રેલ્વે લાઇન આ વીભાગમાં થઇને પસાર થાય છે. જ્યારે માયસોર સ્ટેટને બહારના જગત સાથે સાંકળતી સધર્ન મરાઠા સ્ટેટ રેલ્વે શહેરના મધ્ય ભાગમાં છે. આ રીતે મીલો આગળ કાચો માલ મોકલવો અને પાકા માલને બજારમાં મોકલવાનું કામ સરળ અને સહજ બન્યું છે.

તેમ જ કાચો માલ મેળવવો અતી સહેલ છે. માઇસોરની સીમામાં રૂ ઉગે છે, ઉપરાંત નીઝામના રાજ્યમાં પણ રૂ સારા પ્રમાણમાં ઉગે છે. ટીપુ સુલતાનના સમયથી રેશમનો ઉદ્યોગ મ્હોટા પ્રમાણમાં ચાલે છે. આ વર્ષોમાં સરકારે આ ઉદ્યોગને ખીલવવાને માટે ખુબ કર્યું છે. ઉન પણ સારા પ્રમાણમાં ઉત્પન્ન થઇ રહ્યું છે, અને ઉંચા પ્રકારના ઘેટાં ઉછેરવાનો યત્ન પણ થઇ રહ્યો છે.

જ્યારે ઔદ્યોગીક ઉત્થાનનો પ્રારંભ થયો ત્યારે બેંગલોરવાસીઓ તેમના પાણીના પ્રવાહ માટે પ્રામાણીક મગરૂરી ધરાવતા. એક મહાન સરોવર બાંધવામાં આવ્યું હતું. અને કેનાલો ખોદવામાં આવી. તે સમયે તેમને સરોવરનાં જળ અમાપ લાગતાં.

આ સરોવરનું જળ સારા યે બેંગલોરના શહેરને પાણી પાતું. મીલોના બોયલર ચલાવતું, અને હીંદી સરકારના લશ્કરી થાણાને પણ જળ પુરું પાડતું. પણ વીજળીક પ્રવાહની શરૂઆત થતાં, અને કાવેરીના ધોધ ઉપરથી ઉપજતો વીજળીક પ્રવાહ સસ્તો મળતાં ઉદ્યોગવાદીઓને પાણીનો ઝાઝો ખપ ના રહ્યો.

કામદારો પણ સસ્તા હતા. મદ્રાસ પ્રાંત અતી વસ્તીના શ્રાપથી કચરાઇ રહ્યો હતો. અને તેથી તામીલીઅનો કામના ભુખ્યાં બેંગલોરમાં વસવા માટે અતી ઉત્સુક હતા. અને બેંગલોર શહેરનો આ વીભાગ મીલોના કર્કશ અવાજથી ધમધમી રહ્યો.

## [૫]

જો સરકારે સંપત્તીવાનોને જેટલું પ્રોત્સાહન આપ્યું તેટલો જ ઉત્સાહ કામદાર સમુહના શરીર સંભાળ અને તેમના પુત્રપુત્રીઓની કેળવણી પાછળ દર્શાવ્યો હોત તો બધું જ બરાબર ચાલત. તો બેંગલોરનો આ વીભાગ ખરેખર એક આલીશાન બાગ જેવો બન્યો હોત. બાગ બનાવનારની ખોટ પણ આ પ્રદેશમાં નથી. મહારાજા સાહેબના આવાસની આજુબાજુ એક નજર ફેંકો. દીવાન સાહેબના મથક તરફ મ્હોં ફેરવો. ઇચ્છા હોય તો કુદરતની કરામત પૃથ્વી ઉપર ઉતારી શકાય છે, એવી તમોને પ્રતીતી થશે. પણ કામદારોના કમનશીબ છે કે કામદાર સત્તામાં સુંદર બાગ બાંધવાનું કે તેમના રહેવાનાં સ્થળો આગળ સુંદર વૃક્ષો ઉગાડવાની કલ્પના સત્તાના સીંહાસન પર બેઠેલાં કોઇને નથી થઇ. સંભવ છે કે જો આ યોજના કોઇના મગજમાં ઉત્પન્ન થઇ હોય તો માત્ર પ્લાન કાઢવાથી આગળ નહીં વધી શકી હોય. સંભવ છે કે કોઇ એક પ્રધાનના ઘરમાં આને માટે યોજનાને અંગે દોરેલા નકશો પણ લટકતો હોય.

ગમે તેમ માયસોર સ્ટેટના સંચાલકોમાં આ ભાવનાની ઉણપ હતી. આંખને ન ગમે તેવા તેવા વીભાગોને સુંદર રમણીય સ્થળોમાં ફેરવી નાંખવાની વૃત્તીની ઉણપ હતી. આજે બેંગલોર એ પ્રવાસીઓ માટે એક મ્હોટું આકર્ષણ થઇ પડ્યું છે; કારણ કે સ્ટેટનાં સંચાલકોમાં પોતાના આવાસો અને તેની આજુબાજુની જગ્યાને મનોહર કરવાની વૃત્તી સજીવ છે. સંભવ છે કે બેંગલોરના આ કામદાર વીભાગને સ્વચ્છ

અને સુંદર બનાવવાના મ્યુનીસીપાલીટીના સનાતન હક્કને દાબી દેવા નહીં માગતા હોય. અને મ્યુનીસીપાલીટી શું કરે? આજે તેની પાસે પૈસા નથી આમ મ્યુનીસીપલ-તંત્ર ગરીબાઇના ઓથાં નીચે ક્ષમા યાચના કરે છે અને બેંગલોરનું 'પરેલ' આજે અસ્વચ્છતા, બેદરકારી, અને ભયાનક ગંદા આવાસોથી ખદબદી રહ્યું છે.

[ ૬ ]

બેંગલોરના આ વીભાગ તરફ લ્હમો ચાલવા માંડો કે પેલા સુંદર અને વૃક્ષઘટાથી ઢંકાતા રસ્તાઓ દુર ખસી જાય છે. આ લત્તાઓ શરૂ થવાને હજુ કેટલાય ફરલોંગ બાકી હોય છે છતાં પેલા ગોળાકારના સરકલ અને રસ્તા ઉપર બન્ને બાજુ રહેલી હરીયાળી જમીન અદૃસ્ય થઇ જાય છે.

હવે ન્હાનાં સરોવર નહીં આવે, જાહેર સ્નાનગૃહો નહીં દેખાય, ત્યાં તો પુરતી પાણીની વ્યવસ્થા પણ નહીં મળે, આ સ્થળોમાં પાણી એવી કઢંગી વેળાએ આવે છે કે ગરીબ કામદારોને સ્નાન કરવાનો સમય પણ નહીં મળે.

બેંગલોરની વસ્તીના વધવા સાથે વધારે પાણી પુરું પાડવાની વ્યવસ્થા થઇ જ નહીં. જાહેર પાઇપ પર પાણી આવતું નથી. માત્ર તે ટપકે છે. આખરે ૧૯૩૦ માં તેમણે નવા વૉટર વર્કસ બાંધવાની શરૂઆત કરી છે. આ યોજના જરા પાંચ વર્ષ પહેલાં ઉપાડી હોત તો અત્યારે બેંગ્લોરને માથે આ કાળું કલંક ન હોત.

આ ક્ષેત્રમાં એક જ ન્હાનું તળાવ છે. તે જો સ્વચ્છ રાખવામાં આવ્યું હોત તો કામદારો કદાચ ત્યાં સ્નાન કરત. આજે આ તળાવ બગડવા દેવામાં આવ્યું છે અને આવો નજીવો લાભ પણ હવે વેગળો ખસ્યો છે. મ્હને લાગે છે કે કેટલીક મીલનું ખરાબ પાણી આ તળાવમાં વહેવા દેવામાં આવે છે. આ તળાવમાં હજારો ભેંસો યથેચ્છ સ્નાન કરે છે. કીનારા પાસે ચરે છે અને આ પ્રમાણે કામદારોને સ્વચ્છ રહેવાનું આ એક સાધન પણ લઇ લેવામાં આવ્યું છે.

આ ક્ષેત્રમાં બાળકોની દશા તો ખરેખર બેહાલ બની છે. સરકારે તેમને માટે ખુલ્લાં ચોગાન નથી બનાવ્યાં કે તેમની ક્રીડાને માટે જરાયે સાધન નથી આપ્યું. મ્યુનીસીપાલીટી પાસે પૈસા નથી અને પૈસાદારોને શી પરવા પડી હોય!

ગટરની દુર્ગંધ તો અતી ભયાનક છે ન્હાના ન્હાના ઘરોની આજુબાજુની ગલીઓ ઘરમાંથી વહેતા ખરાબ પાણીની દુર્ગંધથી ખરાબ થઇ રહી છે. તેમાં કચરો ફેંકવામાં આવે છે. પરીણામ એ આવે છે કે માયસોર જેવું સુંદર સ્થળ પણ અનેક ઉપદ્રવોથી મુક્ત નથી તેનું આ એક કારણ છે.

[૭]

બેંગલોરમાં ઘરોની સ્થીતી એટલી તો ખરાબ છે કે વર્ણવી શકાય જ નહીં. ન્હાના ન્હાના રસ્તાઓની આજુબાજુ બે લાઇનમાં બાંધેલા ન્હાના ન્હાના ઝુપડાં એટલી તો ખરાબ રીતે બાંધવામાં આવ્યાં છે કે કદાચ કુકરો પણ ત્યાં વસવાની ના પાડે. ...

માટીનાં બાંધેલાં આ ન્હાનાં ઝુપડાં એવી રીતે બંધાયેલા છે કે ત્યાં વસવાનું ક્ષણવાર પણ ન ગમે. દીવાલો સીધી પણ નથી

હોતી તેમજ બે દીવાલ વચ્ચેના ખુણા પણ માપસર નથી બંધાયા. અહીં તહીં ધસી મ્હોટા આકારાવાળા, અહી તહીં આગળ પડેલાં ભાંગલાં માટીનાં ઝુંપડાં, એટલે બેંગ્લોરનો કામદાર લત્તો.

આ ઝુંપડાંનાં છાપરાં એટલે ભાંગલાં પતરાંનો સમુહ. ડબ્બાના પતરાંને એક પછી એક ગોઠવીને છાપરાં જેવું સ્વરૂપ આપવામાં આવે છે*

આ પતરાંઓ પવનના ઝપાટાથી ઉડી ન જાય તેટલા માટે તેના પર પથરાઓ પાથરવામાં આવે છે. આવી એક ગલ્લીની મેં લંબાઇ કહાડી. મહામુશીબતે તે પાંચ ફીટ થતી હતી. આવા એક ઝુંપડાનું બારણું માત્ર ચાર ફીટ ઉંચુ હતું અને બે ફીટ પહોળું હતું આવા બારણામાં પ્રવેશ કરતાં સામાન્ય માણસને પણ તદ્દન નમી જવું પડે.

આવા એક ઝુંપડાના ખુણામાં છાણુ બળી રહ્યું હતું. તેમાંથી ઉપજતો ધુમાડો મ્હારા ગળાને ગુંગળાવી રહ્યો હતો જ્યારે આ જીવતા દોજકનું હું માપ લઇ રહ્યો હતો, ત્યારે મ્હારી આંખોમાંથી આંસુ પડવા લાગ્યાં. આ કોટડી ૭ ફીટ પહોળી હતી. ૧૦ ફીટ લાંબી હતી. અને ૭ ફરના મધ્યભાગને ગણીયે તો માત્ર સાત ફીટ લાંબી હતી,

આવી ગોઝારી ઓરડીમાં એક મનુષ્ય અને સ્ત્રી વસતાં હતાં. તે ક્ષણે તેમને એક પણ છોકરૂં નહતું પણ થોડા દીવસમાં તેઓ બાલકની આશા રાખતાં હતાં.

[૮]

બેંગલોરના કામદારો આવા ઘરમાં વસે છે. આવાં ન્હાનકડાં ઘરમાં એકથી વધુ કુંટુંબો પણ વસે છે. કેટલાંક ઘરમાં તો છોકરાંઓ અને મ્હોટેરાંઓ ખડકાય છે. કેટલીક વાર આવા ન્હાના આવાસોમાં સગાંઓ પણ રહેવામાં સાથ આપે છે અને મ્હને કહેવામાં આવે છે તે પ્રમાણે જો તેમની સંખ્યા ખરી જ હોય તો તેમના સંતાપ સંબંધી મ્હારૂં મગજ કલ્પના કરતાં પણ સ્તંભી જાય છે.

અને તેમાં કામદારોનો શો વાંક? તેમની કમાણી તદ્દન ન્હાની. ભાડું વધારે. આ જગ્યા માપીયે તો તેના કરતાં આ ભાડું અતીશય મોઘું જ મનાય.

આવા જીવતા દોજકમાં વસતા માનવી માટે જીવનમાં સારૂં જીવન ગાળવાની કઇ તક છે? આવા સંજોગોમાં ઉછરતાં બાળકો શી રીતે પ્રભુથી ડરતા શહેરીઓ નીપજવાના હતાં?

આ ઔદ્યોગીક લત્તાના એક ખૂણે વરસાદના તાંડવનૃત્યે એક મ્હોટો ખાધરો ઉત્પન્ન થયો છે. પોચી જમીન ધોવાઇ જવાથી આ ખાધરો અતી ઉંડો બન્યો છે.

આ ખાધરામાં કામદાર લોકને વસવાને માટે કેટલાંક ઘરો બાંધવામાં આવ્યાં છે. આ ખાધરો પાસેથી પસાર થતા રસ્તાથી પંદર ફીટ નીચે છે.

આ ખાડામાં ઉતરવા માટે નથી બનાવી નીસરણી કે નથી કોરવામાં આવ્યાં પગથીઆં.

---

* મુંબાઇ શહેરમાં પણ રસ્તાઓ સ્વચ્છ કરતાં કામદારોની રહેવાની ચાલીઓ જોઇએ તો તે બેંગલોરના કામદારોના ઝુંપડાં કરતાં જરા યે વધુ સરસ નથી જેવી દશા બેંગલોરની છે તેવી જ દશા મુંબાઇના ભંગી કામદારોની છે એટલે સેન્ટ નીહાલસીંગે આપેલા વર્ણનમાં જરા યે અતીશયોકતી જેવું નથી— તંત્રી.

આ ગરીબ કામદારો મહામુશીબતે ઉપર ચઢે છે, અને સાંજે સપાટાબંધ નીચે સરે છે. વરસાદના દીવસમાં તો આ ચઢ ઉતરની કારમી કલ્પના સારી રીતે સમજાઇ શકે તેમ છે.

આ ખાધરામાં બાંધેલા કામદાર લત્તાને લોક 'પીટ કોલોની'ના નામથી ઓળખે છે. આ પીટ કોલોનીમાં વસતા કામદારો માટે જાહેર પાઇપ રસ્તા ઉપર ગોઠવેલા હોવાથી દરેક કામદાર સ્ત્રીને પાણી લેવા માટે આ પંદર ફીટની ચઢ ઉતર ફરજીયાત કરવી જ પડે! માથા ઉપર બેડું મુકીને આ પંદર ફીટનાં ચઢાણ ચઢવાં એ કેટલું મુસ્કેલ કામ છે તે એ સ્ત્રીઓ જ સારી રીતે સમજી શકે છે.

અને વરસાદ જ્યારે ધોધમાર વરસે ત્યારે આ ખાધરામાં પાણીની જરા યે ખોટ નથી. રસ્તા ઉપરથી પાણી પુરપાટ નીચે ઉતરી આવે છે, અને મ્યુનીસીપાલીટીએ રચેલી ગટર પાણીથી છલકાઇ જતાં, આ લત્તામાં કામદારોનાં ઘરો પાણીથી તરબોળ થઇ જાય છે.

આ ખાધરામાં વસતા લોકોની વેદનાની કલ્પના કરવી જ નકામી છે. તેમનાં દારૂણ દુઃખને શબ્દો વર્ણવી શકે તેમ નથી. વાકયો તેમની વેદનાને આલેખી શકે તેમ નથી.

અને આ ખાધરા કોલોનીમાં સંડાસ કે શરીર સ્વચ્છતા માટે સ્નાનની જરા યે સગવડ નથી. માત્ર પતરાંના બે પ્રકારના સંડાસની હાર ઉભી કરવામાં આવી છે. જે હારમાં સંડાસે જતાં પણ માણસને ઉલટી ઉત્પન્ન થાય.

આવાં દુર્ગંધ મારતા સંડાસની બાજુમાં રહેતા કામદારોની કોણ અદેખાઇ કરશે! એટલું જ નહીં પણ વર્ષાની ઋતુમાં જ્યારે આ ખાધરો પાણીથી તરબોળ થઇ જાય છે ત્યારે શું દશા થાય છે તેની કલ્પના ત્હમો કરી લો, અને રસ્તાનો કચરો પછી એકઠો થાય એટલે શી સ્થીતી થાય તેની કલ્પના ત્હમે જ કરો.

આ ગોઝારા લત્તામાં કોણ વસે છે? પાસે ઉભેલી સ્પીનીંગ અને વીવીંગ મીલનાં કામદારો. દશ દશ કલાક કામ કરીને તેઓ લોહીનું પાણી કરી નાંખે છે અને વળતરમાં શરીરમાં જરા ચેતન રહે તેટલું વેતન તેમને મળે છે.

રાજ્યનો એક અમલદાર પછી મ્હને મળવા આવ્યો. મેં તેને આ ખાધરામાં વસતા કામદારો તરફ આંગળી કરી. તેણે તરત જ અજાયબી બતાવી અને કહ્યું કે આ વસ્તુની મ્હને ખબર જ ન હતી. બીચારા અમલદારે કામદાર લત્તા તરફ પોતાની મોટર કોઇ દીવસ હંકારી જ ન હતી.

સમજી શકતો નથી કે કામદારોની સ્થીતી વીષે તદ્દન અજ્ઞાન જ રહેવું, કે તેમની દુઃખદ સ્થીતી હોવા છતાં તેમને માટે કંઇ પણ ન કરવું. એ બેમાંથી કયું વધુ ધૃણાજનક અને ટીકાપાત્ર છે!

[૯]

એમ પણ નથી કે જગ્યાનો અભાવ તેમને તેમ કરવા પ્રેરે છે. મીલ લત્તાના વીસ્તારની સામે જ ખુલ્લી જગ્યાઓ આવેલી છે. રેલ્વે લાઇનની પેલી પાર જગ્યા જોઇએ તેટલી મળી આવે છે અને આ જગ્યાઓમાં જો ઇચ્છા હોય તો કામદારો માટે સ્વચ્છ ઘર બાંધી શકાય છે.

માયસોર શહેરના એક ખુણા આગળ એક આલીશાન મહાલય બાંધેલો છે. તેની કીંમત રૂ. ૨૫૦૦૦૦૦ થઇ છે એમ માનવામાં આવે છે. આખા વર્ષમાં માયસોર સરકારના મ્હોટા મ્હેમાનોને ઉતારો આપવા માટે જ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

જો આ પચીસ લાખ કામદારોના રહેવા માટે ખર્ચવામાં આવ્યા હોત તો મ્હારે લખવાના અનુભવો કેવા જુદા જ સ્વરૂપના હોત!

સરકારતંત્રે આ દીશામાં સીધી બેપરવાઇ બતાવી છે એટલું જ નહીં પણ મીલમાલેકો ઉપર સરકારે જરા જેટલું પણ દબાણ નથી આણ્યું. સરકારે જો દબાણ આણ્યું હોત તો મીલમાલેકો પાસેથી આ કામ કરાવી શકાત. પણ સરકારે તેમ જરા યે નથી કર્યું. આ રહ્યો તેનો તાદસ્ય દાખલો.

બેંગલોરમાં બંધાયેલી મીલો લગભગ હીંદી મુડીથી ઉભી થઇ છે. કહે છે કે સરકારે તેને મદદ આપી છે. પણ તે બ્રીટીશ વ્યવસ્થા નીચે છે. લગભગ ૪૫૦૦ વ્યક્તીઓ જુદા જુદા ખાતાઓમાં કામ કરે છે આમાંથી બહુ જ ઓછી કંપનીએ બાંધેલા મકાનમાં વસે છે. કેટલીક મ્યુનીસીપલ જમીન ઉપર બાંધેલા ન્હાના ઝુંપડાઓમાં રહે છે, પણ બાકીના મજુરો તો મેં ઉપર જણાવેલી ગોઝારી ચાલમાં જ વસે છે અને અહીં તેમને અતીશય ભાડું આપવું પડે છે.

મદ્રાસમાં આ જ કંપની બે મીલ ચલાવે છે. મદ્રાસમાં આ કંપનીએ પોતાના કામદારો માટે આરોગ્યમય ઘર બાંધ્યાં છે. આ કંપનીના એક અમલદારે મ્હને આ ચાલોમાં ફેરવી ફેરવીને બતાવ્યું હતું કે તેઓ કામદારોની સ્વચ્છતા અને સારા ઘરને માટે કેટલીસંભાળ રાખે છે. મ્હને ખાસ કરીને સંડાસની સ્વચ્છતા અને આવી સ્વચ્છ ચાલની સામે બાંધેલા ન્હાના ન્હાના બગીચા ખુબ ગમેલા.

તો પછી આ જ બ્રીટીશ કંપની મદ્રાસમાં અને બેંગલોરમાં પોતાના કામદારો પ્રત્યે આવું જુદું જુદું વર્તન કેમ દાખવે છે? આ ભેદભાવ માત્ર આર્થીક કારણો દર્શાવાથી ઉકેલી શકાતો નથી.

આ કંપનીએ ત્હેના બ્રીટીશ અમલદારો માટે સુંદર બંગલા બાંધ્યાં છે. આ કંપનીએ તેમની રમત ગમત માટેની સર્વ વસ્તુઓ પુરી પાડી છે અને તેમને માટે આરોગ્યમય આવાસો ઉત્પન્ન કર્યા છે.

યુરોપીયન સ્ટાફના અધીક ખર્ચ ઉપરાંત આ મીલોએ આર્થીક દીશામાં આબાદી કરી છે, ડીવીડન્ડ, અને આરોગ્યમય આવાસોની બાંધણી ઉપરાંત રીઝર્વ પણ સારું થઇ શક્યું છે.

જો ઇચ્છા હોય તો મ્હારી ખાત્રી છે કે કામદારોને માટે સારાં ગૃહોની વ્યવસ્થા થઇ શકે તેમ છે. આ જાલીમ લોહી ચુસતા ચાલમાલીકોના જબરદસ્ત ભાડામાંથી તેમને રાહત આપી શકાય તેમ છે. પણ પ્રેરણા કોણ આપે? કામદારો મુંગા હતા. અને માઇસોર સ્ટેટને કંઇ પરવા પડી ન હતી.

આ ઉપ્રારી દીસતી ઉદાસીનતા માટે એક જ અર્થ હોઇ શકે તે એ કે બ્રીટીશ હીંદમાં જાહેર પ્રજામત જેવી વસ્તુ છે. આ પ્રજામત દરેક ક્ષણે પ્રખર બનતો જાય છે અને હવે જવાબદાર શાશનતંત્ર માટે કંઇક વ્યવસ્થા થઇ રહી છે.

પણ દેશી રાજ્યની દીવાન ઓફીસમાં જાહેર પ્રજામતને દાબી દેવાના ષડયંત્રો રચાય છે અને લોકને દાબી રાખવાની યોજનાઓ ઘડાય છે. જવાબદાર સરકારતંત્રની વાતો થાય છે એ ચોક્કસ છે, એ સત્ય છે. હાલના દીવાન સાહેબ માજી દીવાનો કરતાં કંઇક વધુ સારા છે; પણ જ્યાં સુધી પ્રજાને લાગે વળગે છે ત્યાં સુધી તો તે અને બીજા અધીકારીઓ સર્વ સત્તાધીશ છે અને ખરેખર આ વસ્તુ શાશકો તેમજ શાશીતો માટે શુભ વસ્તુ નથી.

જેને આંખો છે તે તો જોઈ શકે છે કે બંધારણીય વસ્તુનો મુડીવાદી વર્ગ ઉપરનો પ્રત્યાઘાત નજરે નીહાળી શકાય છે. મહારાજાની સરહદની બહાર વસતા મુડીવાદી વર્ગ ઉપર થયેલી અસર અહીં સ્પષ્ટ માલમ પડે છે.

[૧૦]

કોલર સોનાના ખાણના કામદારોની પણ આ જ કરૂણ દશા છે. અહીં અતી બળવાન બ્રીટીશ પેઢીઓએ અડ્ડો જમાવ્યા છે. તેમાંની મુખ્ય જોન ટેયલર અને સન્સ છે. આખી જગ્યા ખુલ્લી છે. ઝાડો તો કવચીત જ દેખાય. તે પણ તદ્દન ન્હાનાં. સુર્ય તો સખત તપે છે અને ઝાપટાં પડે છે ત્યારે પેલા ડબ્બાના પતરાં ખણખણ અવાજ આપે છે. ઝુંપડાં એટલાં તો ન્હાનાં અને સાંકડ છે કે માણસ અંદર ચાલી શકે નહીં, આ ઝુંપડાની અંદર તો એટલું તો ગરમ હોય છે કે ત્યાં ક્ષણવાર પણ ટકી શકાય નહીં. અને અહીં આ કામદારો ભુગર્ભમાં છેક દોઢ માઇલ સુધી ઉંડા ઉતરીને સોનું શોધી કહાડે છે.



જ્યારે ધર્માચાર્યોનું બળ વીશેષ હતું ત્યારે તેમણે બુદ્ધીમાનોને વીમુખ, નીરીશ્વરવાદી, ઇશ્વરદ્રોહી અને અધર્મી કહીને લોક સમાજને તેમની સામે ઉશ્કેર્યા, હવે બુદ્ધીમાનોનું બળ વધતાં તેઓ ધર્માચાર્યોની એ જુની ચાલબાજી ઉપર બુદ્ધીનો પ્રકાશ ફેંકી, એમની પોલ તરફ લોકસમાજને ઉશ્કેરે છે. તેથી હતાશ થયેલા ધર્માચાર્યો એ પાપીઓને (!) આવતે ભવે ભગવાન પાસે શીક્ષા કરાવવાના નીર્ણયથી સંતોષ મેળવવા મથે છે!

...

આશ્ચર્યની વાત તો એ છે કે જ્યારે જ્યારે એકાદ નવી લડાયક નૌકાને દરીયામાં ઉતારવાની વીધી કરવામાં આવે છે, ત્યારે પણ મુત્સદ્દીઓ સુલેહ અને શાંતીની હીમાયત જ કરે છે!

જુના રાજાઓ પ્રજાની કેળવણી પાછળ ખર્ચ કરવાને બદલે મંદીરો પાછળ ખર્ચ કરતા, તેનું કારણ દેખીતું છે: કેળવણીથી પ્રજા બુદ્ધીમાન થાય તો રાજાનાં સીંહાસન ડોલવા માંડે છે, ત્યારે મંદીરોની મદદથી પ્રજામાં વીશેષ અજ્ઞાન ફેલાવી શકાય, એથી સીંહાસનોના પાયા ઉંડા ઉતરી રાજાઓની આપખુદીને અમરપટા મળે!

...

'માણસ ગમે ત્યાં પેસીને પાપ કરે છતાં સચરાચર વ્યાપી પ્રભુ તે જુવે છે' એવો ઉપદેશ કરનારો બ્રાહ્મણ સંખ્યાબંધ મનુષ્યોની સમક્ષ ૬૫ વર્ષના પુરૂષને ૫૨ વર્ષની બાળકી સાથે પરણાવવાનું પુણ્ય કાર્ય (!) કરે છે ત્યારે પ્રભુને એની પોથી બાંધવાના કકડામાં બાંધી પોતાના પાટલા નીચે જ દબાવી રાખતો હોય છે!

# સ્વાતંત્ર્યને પંથે

:લેખક:
પુરૂષોત્તમ બી. ચૌહાણ

"સુધીન, હજુ પ્રફુલ્લ કેમ ન આવ્યો!" તરૂણી તેના કાંડાના ઘડીઆળ તરફ જોતાં બોલ્યો.

"ટીસરા જેટલા દુર સ્થાનમાં રહેવું, એટલે આવતાં જરા વખત તો લાગે જ ને. વારૂ, પણ રામ કયાં?" સુધીન, તેના વ્યવસ્થીત વાળ ઉપર હાથ ફેરવતો ફેરવતો બોલ્યો.

"એ ખીતીનને બોલાવવા ગયો છે. ચારૂ પણ હમણાં જ આવવો જોઇએ. મ્હેં એને ટેલીફોન તો સ્હાંજના ચાર વાગાનો કર્યો છે."

રાત્રીના છા થયા હશે. ઝરીયા યુવક સમીતીની બેઠક અત્યારે તરૂણીને ઘેર મળવાની હતી. તરૂણીનું ઘર એ જ યુવક સમીતીની બેઠક ઓફીસ. ૨૨ વર્ષના એ તંદુરસ્ત બંગાળી યુવાનના ચહેરામાંથી ક્રાંતીની શેરો ફુટતી હતી. તરૂણી યુવક સમીતીનો મંત્રી હતો. ૪ માઇલ ઉપર આવેલ એક યુરોપીઅન માલીકીની કોલસાની ખાણમાં તે 'ઓવરમેન'ની ૪૦ રૂપીઆના પગારે નોકરી કરતો હતો.

અર્ધોએક કલાક વીત્યો હશે. ત્યાં ચારૂ અને પ્રફુલ્લ બંને આવી પહોંચ્યા. શ્યામાપ્રસાદ હીંદી રાષ્ટ્રીય ગીત લલકારતો લલકારતો દાખલ થયો. સંતોષ હાંફતો હાંફતો આવી પહોંચ્યો, રામ અને ખીતીન બન્ને એક સાઇકલ ઉપર બેસી આવી પહોંચ્યા.

"પ્રફુલ્લ બંગાળ પ્રાંતીય સમીતી તરફથી ખીનજકાતી મીઠું આવ્યું કે નહીં?" તરૂણીએ પ્રફુલ્લનો હાથ પોતાના હાથમાં લેતાં પુછ્યું.

"આજ સ્હવારે જ વી. પી. આવ્યું ને? મ્હેં રામને આપી દીધું છે. કયાં ગયો રામ?"

રામ પત્ર લખી રહ્યો હતો. તેણે ત્યાં જ ડોક ધુણાવી, પોતા પાસે મીઠું છે. એમ જણાવી દીધું.

પ્રફુલ્લ એક કોલસાની ખાણના માલીકનો છોકરો હતો. ૧૯--૨૦ વર્ષનો એ યુવાન, સુકલકડો પણ તેજસ્વી શુક્રના તારાની માફક યુવક સમીતીમાં પ્રકાશતો હતો. પૈસા વીષેની ચીંતા યુવક સમીતીને પ્રફુલ્લના લીધે બહુ જ થોડી હતી.

પચ્ચીશેક યુવાનો એકઠા થયા હશે. પુજ્ય ગાંધીજી હજી પકડાયા ન હતા, અને મીઠાનો સત્યાગ્રહ ઠેર ઠેર પુરજોશમાં ચાલી રહ્યો હતો. ઝરીઆ કોલફીલ્ડની નજદીક દરીઓ ન હોવાથી, 'ખીનજકાતી મીઠું' પકવી શકાય એમ ન હતું, ત્યારે અહીંની યુવક સમીતીએ શું કરવું, એ પ્રશ્ન ચર્ચવા સહુ એકઠા થયા હતા.

સવાઆઠ થયા ગ્યાસલેટની જુની પણ સ્વચ્છ બત્તી, વચ્ચે રાખી સહુ ગોળ વીંટળાઇને બેઠા. બહાર ઉભા રહી ગપસપ કરતા, બે ચાર જણ તુરત દોડી આવ્યા.

અત્યારે સહુના મગજો, એક બીજાના વીચારો જાણવા દોડાદોડી કરી રહ્યાં હતાં.

જાણે પોતાના હાથથી જ સમસ્ત હીંદના બંધનો તુટી જવાના છે, એ ભાવના અને આદર્શોમાં મસ્ત બનેલ યુવાનોની છાતી, અત્યારે ગજ ગજ ઉછળી રહી હતી.

"ચારૂ, આપણે હવે શું કરીશું? દેશે તો મીઠાના સત્યાગ્રહમાં ઝંપલાવ્યું છે. આપણાં કમનસીબ કે, અહીં મીઠું આપણે પકવી શકીએ એમ નથી. તરૂણીએ ચારૂના વીચારો જાણવા વાત શરૂ કરી.

"ઓહો, એમાં શું વીલાયતી વસ્ત્ર બહીષ્કાર કરીએ. દારૂ, ગાંજો, તાડી વગેરે દુકાનો પર ચોકી કરીએ, આપણે આપણું કામકાજ શરૂ કરીએ એટલે થયું, બાકી સભાઓ તો ખુબ જ ભરી અને ખુબ બોલ્યા."

"કાપડના સર્વે વેપારીઓએ તેના વીલાયતી કાપડના ગાંસડા પોટલાં ઉપર કોંગ્રેસ કમીટીની સીલ લેવડાવી ઉપર ચઢાવી મુક્યાં છે. એટલે એ વીષે તો ઠીક, પણ દારૂની દુકાને તો પીકેટીંગ જરૂર કરીશું." રામ યુવક સમીતીનો ઉપ-મંત્રી હતો, એટલે એ તુરતજ બોલી ઉઠયો, ગયે વર્ષેજ એ મેટ્રીકની પરીક્ષામાંથી ઉતીર્ણ થયો હતો. તેના ગામમાંથી, એ ચુપચુપ અહીં ચાલ્યો આવ્યો હતો. તરૂણીને ઘેર એ ખાતો પીતો અને રહેતો હતો.

"એક વાત કહું?" તોફાની પ્રફુલ્લ જરા ગંભીર થવાનો ડોળ કરતાં બોલ્યો, "જુઓ! ગઇ કાલે જ 'લીબર્ટી'માં સઘળાએ વાંચ્યું હશે,' કે શ્રી. સેનગુપ્તા અને ૪ વીદ્યાર્થીઓ રાજ્યદ્વારી જપ્ત સાહીત્ય વાંચવા માટે પકડાયા છે. આપણે પણ અહીં એવું જ કરીએ તો? પોલીસ જો આપણને ભર સભા વચ્ચે પકડશે, કે મારામારી કરશે, તો અત્યારે જે સમસ્ત ઝરીઆ કોલફીલ્ડ શાંત નીંદ્રા અનુભવી રહ્યું છે, તે એકદમ જાગ્રત થઇ જશે. આપણામાંના એકાદ બે જેલ જવાથી, જો રાષ્ટ્રીય જવાળા પ્રસરતી હોય, તો શા માટે એમ ન કરવું? રોજ વાંચીશું, એટલે પકડી પકડીને કેટલા જણને પકડશે?"

"ઓહો, એમાં શું? પહેલો હું વાંચવાનો." શ્યામાપ્રસાદ બોલી ઉઠયો.

"વારૂ. ત્યારે શ્યામાપ્રસાદ હીંદી જપ્ત-સાહીત્ય વાંચશે અને બંગાળી કોણ વાંચશે?" તરૂણીએ સઘળાને પુછ્યું.

"હું વાંચવાનો" પ્રીતીન બોલી ઉઠયો.

"ત્યારે, આવતો પરમ દીવસ ઠીક ફાવશે. હું નોટીસ આવતી કાલે છાપવા આપી દઉં." તરૂણી બત્તીની વાટ જરા ઉંચી કરતાં બોલ્યો.

"અરે, પણ એ નોટીસમાં રાજદ્વારી જપ્ત સાહીત્ય વાંચવામાં આવશે, એટલું તો ઠીક, પણ સાથે સાથે બીનજકાતી મીઠું પણ વેચવામાં આવશે, એ જણાવતાં ભુલતો નહીં." સુધીને મીનીટ બુકનાં પાનાં ફેરવતાં ફેરવતાં સુચના કરી.

સભા વીખરાઇ. સહુ ઉઠયા. બહાર નીકળી વળી વાતચીતમાં પરોવાયા. ખરી સભા તો હવે ભરાવાની હતી. સવાનવે સભા પુરી થઇ ગઇ હતી, પણ, કોઇ ગયું નહીં. રાત્રીના ૧૨-૧ વાગા સુધી પેટભર વાતો કરી સહુ છુટા પડયા.

[૨]

**ઝરીઆમાં** સવારના ૬ થી પોલીસ ફોર્સ, ગુરખા મીલટરી, મેજીસ્ટ્રેટ સાહેબ, દરોગા સાહેબ, વગેરે શુભ દર્શનો દેવા લાગ્યા. આ સઘળાનું કારણ તરૂણીએ નોટીસ બહાર પાડી હતી એ હતું. આજે રાજદ્વારી જપ્ત સાહીત્ય વાંચવાનું, અને બીનજકાતી મીઠું વેચવાનો કાર્યક્રમ હતો.

તરૂણીને ગઇ કાલે યુરોપીઅન કોલીઆરીમાંથી, તેની રાષ્ટ્રીય ચળવળને લીધે રજા

મળી ગઇ હતી. તેની તેને દરકાર ન હતી. તેને રોમ રોમે આઝાદીની લગની લાગી ગઇ હતી.

૧૦ વાગે પોલીસે 'સ્ટાર પ્રેસ'ની જડતી લીધી. એ પ્રેસવાળાનો ગુનો એટલો કે તેણે તરૂણીએ આપેલી નોટીસ છાપી હતી. ૪ કલાક સુધી શોધખોળ કરી, પણ કંઇ હાથ ન આવ્યું વીલે મ્હોઢે પોલીસ પાછી ફરી.

મધ્યાનના બે થયા હશે. તરૂણી ૧૦ માઇલ દુર કરકીનથી કોંગ્રેસ કમીટીની નોટબુકો લઇ સાઇકલ ઉપર હમણાં જ થાકયોપાકયો આવ્યો હતો. હાથ પગ ધોઇ એ જમવાની તૈયારી કરતો હતો, ત્યાં દરોગા સાહેબ, પચાસેક પોલીસો, સી. આઇ. ડી. નો મુખ્ય ઓફીસર, વગેરે આવી પહોંચ્યા. તરૂણી પરીસ્થીતી સમજી ગયો. ઉપરથી એણે પોલીસના દળને આવતું જોઇ પાંચેક રાજ્યદ્વારી જપ્ત પુસ્તકો, અને પેમ્ફલેટો, નીચે રામ ઉભો હતો, તે ઝીલી લે એમ ફેંકયાં ચાલાક રામ આંખના ઇશારાથી સમજી ગયો. ૧૦ ફીટના અંતરે સી. આઇ. ડી. ઓફીસરે રામને એ ચોપડીઓ સહીત ચાલ્યા જતાં જોયો. હજુ એકે પોલીસ રામને પકડવા દોડે, તે પહેલાં તો તે મારવાડી બજારમાં અદ્રશ્ય થઇ ગયો.

તરૂણીને હવે શાંતી વળી હતી. હજારો રૂપીઆ ચોરાઇ જાત. કે તેની મીલકત ભસ્મીભુત થઇ જાત એ સહન કરી શકત. પણ તેનું જે જપ્ત સાહીત્ય પોલીસ ઝુંટવી ગઇ હોત, તો તે તરૂણી માટે અસહ્ય થઇ પડત......તેનું અંતર બળીને ખાખ થઇ જાત. અત્યારે તેના ચેહેરા ઉપર પ્રસન્નતાની મીઠી છાયા પ્રસરી રહી હતી. તેનું અંતર હાસ્ય કરતું હતું. તુરત જ એ મંદમંદ સ્મીત ફરકાવતો, નીચે પોલીસ અમલદાર સન્મુખ આવી ઉભો.

"તમે પેલું ઉપરથી શું ફેંકયું ?" ઓફીસર સાહેબ જરા તુમાખીથી બોલ્યા,.

"રાજ્યદ્વારી જપ્ત સાહીત્ય, પુસ્તીકાઓ, પેમ્ફલેટો, વગેરે વગેરે," તરૂણી જાણે તેની મશ્કરી કરતો હોય, તેમ ખડખડાટ હસી પડયો.

સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબથી આ અટ્ટહાસ્ય સહન ન થઇ શકયું. "પકડો ઇસકું." તેમણે તેમના અભણ સીપાહીઓને હુકમ કર્યો. તરૂણી ઉપરનું વોરંટ તેમણે વાંચી સંભળાવ્યું. ૧૦૮ મી કલમ પ્રમાણે રાજ્યદ્વારી પીતુર ફેલાવવાનાં આરોપ માટે તરૂણીને પકડયો હતો. અને તુરત જ પોલીસ તેને મોટરમાં બેસાડી ચોકી પર લઇ ગઇ.

તરૂણીની ગીરફતારીના સમાચાર વીજળી વેગે ઝરીઆમાં પ્રસરી ગયા. યુવકોનાં જુથ્થે-જુથ્થો તરૂણીના ઘર પાસે ઉભરાવા લાગ્યાં. એક મોટું સરઘસ તરૂણીના ઘર પાસેથી નીકળ્યું. ફતેહપુર, આમલાપાડા, વગેરે સ્થળે ફરી તીલક ભુવન ઉપર આવી પહોંચ્યું..

૧૦-૧૫ હજાર કરતાંએ વધારે માનવીની મેદની એકઠી થઇ હશે. ઝરીઆ જેવડા ન્હાના શહેરમાં આટલો મોટો જનસમુદાય એકઠો થાય, એ જરૂર પ્રશંશનીય. પણ વસ્તુસ્થીતી એ હતી કે ૫૦૦-૬૦૦ પોલીસો, દરોગા સાહેબ, મેજીસ્ટ્રેટ સાહેબ, ગુરખા ફોર્સ, વગેરે તરૂણીને પકડી, તુરત જ તીલક ભુવન ઉપર આવી ગોઠવાઇ ગઇ હતી. એટલે લાલપાઘડી જોઇ, કુતુહલતાના પરીણામે, આવડો મોટો જનસમુદાય ઉલટી પડયો હતો.

તુરત જ સભાની કાર્યવાહી શરૂ થઇ. રામે પ્રમુખપદ લીધું. પ્રીતીન સભાને વંદન કરી 'દેશેર ડાક' નામની જપ્ત પુસ્તીકા વાંચવા ઉભો થયો. સુધીને હાજર રાખેલા ગુલાબનો હાર તેને પહેરાવ્યો. એ ભવ્ય દ્રશ્ય......૧૫ હજારની તાળીઓના ગડગ-

ડાટ વચ્ચે ખીતીને વાંચવું શરૂ કર્યું. અધીએક કલાક તેણે વાંચ્યું. 'વાંચી જેવો બેસવા જતો હતો, તેવો જ મેજીસ્ટ્રેટે ખીતીનને પકડવાનો હુકમ આપ્યો.

સુધરેલી ગણાતી સરકારના પાળેલા પાશંદો, લાઠીઓના પ્રહારથી રસ્તો કરતા, ખીતીન પાસે આવી પહોંચ્યા. સુધીને ખીતીનના હાથમાંથી પુસ્તીકા લઇ લીધી. સુધીને તરત જ પાછળ ઉભેલ પ્રફુલ્લને આપી દીધી, પોલીસ એ પુસ્તીકા ઝુંટવવા નીષ્ફળ નીવડી. સુધીને અગાઉથી * રસગુલ્લાં ખરીદી રાખ્યાં હતાં, તે તેણે, ખીતીનને જતાં જતાં, બે રસગુલ્લાં મ્હોમાં ખવડાવ્યાં.

ખીતીન પકડાયો, એટલે, તુરત જ શ્યામાપ્રસાદે હીંદી 'દેશેર ડાક'નો તરજુમો વાંચવો શરૂ કર્યો. બે ચાર લીટી ભાગ્યે જ એ વાંચી શકયો હશે, ત્યાં તુરત જ તેને પકડવામાં આવ્યો.

મેજીસ્ટ્રેટે તુરત જ સભા વીખેરી નાખવાનો હુકમ પોલીસને આપી દીધો, લાઠીની મીઠી પ્રસાદી સભાજનોને મળવા લાગી. રાષ્ટ્રધ્વજ ઝુંટવવાનો આપણા જ હીંદી પોલીસોએ અણછાજતો પ્રયત્ન કર્યો, પણ પોલીસ નીષ્ફળ નીવડી. એક બાજુ વ્યવસ્થીત લાલ પાઘડી પહેરેલ પોલીસોનું જુથ, ધ્વજના વાંસને વળગી રહી, પોતાનું જોર દાખવવા પ્રયત્ન કરતું હતું. બીજી બાજુ સ્વયંસેવકોનું જુથ ધ્વજને બચાવવા પડાપડી કરી રહ્યું હતું...એ દશ્ય કોઇ પણ નાફેરવાદીને ફેરવવા પુરતું હતું. સભા લાઠીના બળે વીખેરવામાં આવી, પણ યુવકો વીખરાવા તૈયાર ન હતા. લાઠીના પ્રહારો સહન કરતા કરતા, એ જ રાષ્ટ્રધ્વજ લઇ, પાછા એ જ સ્થળે ઉભા.

ત્યાં તો મુખ્ય એ. ડી. સી. સાહેબ ધનબાદથી પોતાની કારમાં સજ્જ થઇને આવી પહોંચ્યા. એમની નજરે પાછું ફરીથી જપ્ત-સાહીત્ય વંચાયું, અને ખીનજફાતી મીઠું વેચાયું એ. ડી. સી. સાહેબની ભલમનસાઇને ગણીએ, કે તેમની ચાણક્ય બુદ્ધીને ગણીએ; તુરત જ તેમણે સમસ્ત પોલીસ ફોજ પાછી ખેંચી લેવાનો હુકમ આપી દીધો. ૧૫ હજાર ઉશ્કેરાએલ માનવ મેદનીને પહોંચી વળવા કદાચ ૫૦૦ ૬૦૦ પોલીસ નીષ્ફળ નીવડે, એ ભયથી સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ, તેમની ટુકડી સહીત ગચ્છંતી કરી ગયા હોય તો એ કોણ જાણે?

બીજે દીવસે વળી ફરી નોટીસ યુવક સમીતીએ બહાર પાડી, જપ્ત સાહીત્ય વંચાયું. ન તો પોલીસ કોઇને પકડવા આવી કે ન સભા વીખેરવામાં આવી. આમ એક રીતે યુવકોની જીત થઇ.

[ 3 ]

તરૂણીને ૧ વર્ષની સાદી કેદની સજા મળી, ખીનીન અને શ્યામાપ્રસાદને ૩ દીવસ કાચી જેલમાં રાખી છોડી મુકયા, શા માટે છોડી મુકયા ? વસ્તુસ્થીતી એ હતી, કે એવું જપ્ત સાહીત્ય વાંચવા, અગણીત યુવાનો તૈયાર હતા. પકડી પકડીને કેટલાને પકડે?

*બેંગાળમાં આ મીઠાઇ અતી પ્રચલીત છે, ખાવે પણ તેટલી જ સ્વાદીષ્ટ છે.—લેખક

આજે ફરીથી યુવક સમીતીની બેઠક તરૂણીના ઘરમાં મળવાની હતી.

હજુ રાત્રીના સાતેક થયા હશે, બે પાંચ જણ બહાર ઉભા રહી ગપસપ કરી રહ્યા હતા.

"સુધીન ! તરૂણી તો જેલમાં ગયો. હવે આપણે કેમ જઇશું ?" પ્રફુલ્લે હસતાં હસતાં સુધીનને પુછયું.

"કેમ જાઇશું? એ વળી કેવો પ્રશ્ન! તને ખબર છે? એક એવો સમય આવી રહ્યો છે, જ્યારે એકેએક યુવક જેલ મહેલમાં બીરાજતો હશે, અને અસહ્ય યાતના ભોગવી રહ્યો હશે." સુધીને જણાવ્યું,

અર્ધોએક કલાક પછી સભા મળી. રમને તરૂણીની જગ્યાએ ચુંટીને સહુ વીખરાયા.

અને ખરેખર સુધીનના શબ્દો સાચા પડવાનો અવસર આવી પહોંચ્યો. પીકેટીંગ ઓર્ડીનન્સ બહાર પડયો અને એ માટે ધરપકડ થવા લાગી. પ્રભાત બાબુ જેલ સીધાવ્યા. રામ અને ચારૂ પણ ગયા; શ્યામાપ્રસાદને તો સભામાં હીંદી રાષ્ટ્રીય ગીત ગાતો હતો, ત્યારે જ પકડાવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું.

પાછળ રહ્યા માત્ર સુધીન અને પ્રફુલ્લ એમણે એક યોજના ઘડી કાઢી એક વ્યવસ્થીત "સંગ્રામ સમીતી," પોતે બંને બહાર રહી ઝરીઆના ઉત્સાહી જનસમુદાયમાંથી ચુંટી કાઢી.

લગભગ ૧૫૦ એક સ્વયંસેવકોએ બન્નેએ મળી નોંધ્યા. પીકેટીંગનું સ્વરૂપ બદલી ગયું. "સંગ્રામ-સમીતી"ના પ્રમુખ અને મંત્રી બીજા નામના જ હતા, અને કામકાજ સઘળું સુધીન અને પ્રફુલ્લ જ કરતા.

સરકારની આંખમાંથી, કાયદાની ચુંગાલમાંથી છટકતા, આ બે યુવાનો પર ક્યારનીએ મીઠી નજર પડી હતી; પણ તેઓ કોઇએ વાંક કે ગુન્હામાં આવતા નહીં. સભામાં બંનેમાંથી કોઇ પણ બોલતું નહીં. "સંગ્રામ સમીતી"માં પણ કોઇનું નામ નહીં. પીકેટીંગથી પણ દુર રહે, અને એમ છતાંએ આખી લડતને તેઓ દોર્યા કરે, એ સરકાર કેમ સહન કરી શકે?

એક રવીવારે સુધીન અને પ્રફુલ્લ બન્ને પકડાયા. કોર્ટમાં તેમના ઉપર 'રાજ્યદ્રોહના વીચારો ફેલાવવાનો' આરોપ મુકવામાં આવ્યો હતો.

"જોયું પ્રફુલ્લ!" સુધીન કોર્ટ રૂમમાં પ્રફુલ્લની કાનબુટી ખેંચતા બોલ્યા. "એ તો સરકાર બહાદુરને પકડવા હોય, તો ગમે તે કાયદા લાગુ પાડી પકડી શકે છે. ૧૦૮, ૧૨૪, ૧૪૪, ૧૩૭ એ સઘળા શું છે? એ તો એમજ હોય,"

"ઠીક થયું વારૂ! જેલમાં તરૂણી, રામ, શ્યામાપ્રસાદ, વગેરે મળશે પણ સુધીન! પાછળ સંભાળશે કોણ?"

"સંતોષ અને પ્રીતીન છે ને? આપણે એ વીષે હવે ચીંતા કરવાની જરૂર નથી. આપણે આપણી ફરજ બજાવી, પાછળ બીજા બજાવતા આવશે. આપણી કોઇની જગ્યા ખાલી નથી પડી રહેવાની. સુધીન શાંતી અનુભવતો હોય તેમ બોલ્યો બન્નેને ૬–૬ માસની સખત કેદની સજા મળી.

અને ખરેખર થયું પણ તેમજ દરરોજ ઓર્ડીનન્સ હેઠળ અસંખ્ય ધરપકડ થવા લાગી, પણ યુવકોનો સમુદાય ઘટવાને બદલે વધતો જ ચાલ્યો. સ્વતંત્રતાનો અગ્ની જ્યારે કોઇના હૃદયમાં ભભુકી ઉઠે છે, ત્યારે તે કેવું અગમ્ય સ્વરૂપ ધારણ કરશે, તે કલ્પી શકાતું નથી. યુવક માનસ અત્યારે એ અગ્નીથી ઝળહળી રહ્યું છે. શુભ સ્વતંત્રતાની આગાહી રૂપે એ યુવાન માનસના ઉદ્બોધનો અને ત્યાગ અફળ તો નહીં જ જાય.





યંત્ર વીષે જ્ઞાન મેળવતી રૂશીયન બાળા

# :રૂશીયાનું પાટનગર: મોસ્કો

: લેખક :

પ્રવાસી

હું ગયો ત્યાર પહેલાં સોવીયેટના આ પાટનગર વીષે મેં ખુબ સાંભળેલું. લોક કહેતા કે તે જરા યે આકર્ષક નથી. અર્ધા નાગા અને અર્ધા ભુખ્યા લોક આ શહેરમાં આથડે છે એમ કહેવાતું. પણ હું કબુલ કરીશ કે ભલે આ શહેરમાં પુરતાં કપડાં નહીં હોય, ભલે દરેકની ક્ષુધાને સંતોષી શકે તેટલું અન્ન નહીં હોય, પણ તે આકર્ષક તો છે જ. રંગ અને વીવીધતાના સંયોગથી ઉપજતું આકર્ષણ આ શહેરના જેટલું અને જેવું મેં યુરોપના કે અમેરીકાના એક પણ પાટનગરમાં જોયું નથી.

શહેરના વીસ્તારમાં તમે ગમે ત્યાં આથડો, જ્યાં નજર નાખો ત્યાં તમારે માટે સુંદર વૃક્ષોની ઘટાઓ, ખુલ્લી જગ્યાઓ, સ્મારક સ્તંભો અને (પણે હવે જીર્ણ દીસતા, પણ

છતાંય સુંદર ભવનોની લાંબી હારમાળા જોઇ શકશો. આ ભવનો પેલા લોહીતરસ્યા, જીવતી જળો જેવા રૂશીઆના માજી મુડીવાદીઓનાં હતાં. અને દેવળો! ૩૮૪! ત્હમો ગણ્યા જ કરો. તેના વીવીધરંગી ઘુમ્મજના જુદા જુદા રંગો, આકર્ષક લીલા, સોનેરી, ભુરા અથવા સ્ફટીકમણી જેવા શ્વેત.

—અને મોટર ગાડીઓની ધમાધમ, ટ્રક, ખટારા, કે હાથગાડીઓ. સામાન્ય રીતે માલની લાવ લઇજા ઓછી હોય છે. કદાચ એક ગુણુ, થોડી માછલી, ડઝન ખુરશી કે બાથટબ. અરે મડદા ગાડીને મ્હેં એક દીવસ ઘાસનો મ્હોટો ભારો લઇ જતાં જોઇ! હું અસત્ય નથી ઉચ્ચારતો. ઇશ્વર મ્હારો સાક્ષી છે! આ રૂશીયનો, ત્હમે જાણો છો! અને વેપાર તે વેપાર! અને પ્રાર્થના શા માટે ન કરવી? મોસ્કોમાં? રૂશીયામાં? હું ખાત્રી આપું છું કે રૂશીયા એ સામાન્ય દેશ છે!

—અને હજારો લોકો—પુરૂષો અને સ્ત્રીઓ. લાંબા ફરવાળા ઓવરકોટ પહેરવાથી રસ્તા ઉપર ચાલતી સદડી જેવા જ દીસે. આ નવું રશીયા છે. યાદ રાખો કે ૧૬૩, કે ૧૬૭, (તેનો નીર્ણય હું પણ કરી શકતો નથી) જાતો કે રાષ્ટ્રો નવું રશીયા ધરાવે છે. આ જાતીઓના પોશાકો જુદા હોય છે, ભાષામાં ભેદ હોય છે અને લાગણીમાં પણ ભેદ હોય છે. તેમના શરીરના બાંધા પણ જુદા જુદા પ્રકારના હોય છે. કલ્પના કરો, રૂશીયન સરહદમા ટર્ક, ટરકોમાન, આરમીનીયન, પરશીયન, અફઘાન, મોંગોલીઅન, ઉઝક, કીરગીઝ, જ્યોર્જીઅન્સ, ઉસબેકીસ્ટાન્સ, ટાડશીકીસ્ટાન્સ,. આ સર્વ વસે છે. નવા નીયમો પ્રમાણે સોવીયેટની સીમામાં ગમે ત્યાં ફરવાને તેઓ સ્વતંત્ર હોય છે. અને કલ્પના કરો કે આ સર્વ જાતીઓનું લક્ષ્યબીંદુ પાટનગર મોસ્કો હોય છે. મહા જગતની આ અતી આવેશયુક્ત જીવન્ત જાતીઓ માટે મોસ્કો એ શી વસ્તુ છે! આમાંના કેટલાક મોસ્કો તરફ દરરોજ પગલાં વાળે છે. અને કેટલાક તો ત્યાં પછી સ્થાઇ રહે છે. હું ચોક્કસ કહીશ કે જ્યારે હું રસ્તા ઉપર આવતો ત્યારે કંઇક અકથ્ય અમુઝણ મ્હને થતી

હું ખાત્રી આપું છું કે જો માથે ટીનની ટોપી પહેરીને, કે શરીર ઉપર ફરકોટ વીંટાળીને, કે તેના ઉપર આડા કે ઉભા પટા બાંધીને ફરૂં તો જેટલું ધ્યાન ખેંચાય તેના કરતાં જો હું રેશમી ટોપલો પહેરીને કે સાંજે ફરવા જવાના પોશાકમાં મોસ્કો શહેરમાં નીકળું તો હું વધુ ધ્યાન ખેંચું..

આ રૂશીયા છે. આ સોવીયેટ છે. અને આગળ વધવાના યત્નમાં એકત્ર મળેલી અહીં જુદી જુદી જાતીઓનો આ એક શંભુમેળો છે.

જ્યારથી બોલશેવીકોએ મોસ્કોને પાછું પાટનગર બનાવ્યું ત્યારથી ત્યાં વધુ વસ્તી એકત્ર બની છે પણ એ સત્ય નથી. સંભવ છે કે સામ્યવાદીઓ પોતે જ આ શહેરનો ઇતીહાસ બરાબર જાણતા નથી. લગભગ ૧૯૦૨ માં મોસ્કો શહેરમાં વસવાટનો પ્રશ્ન અતી ઉગ્રરૂપ ધર્યું હતું. અને ૧૯૦૭ માં પણ આ સમસ્યાનો ઉકેલ કરવો આકરૂં થઇ પડ્યું હતું. તે વખતે પણ લગભગ દશમા ભાગના આવાસો તો યુરોપીય સ્લમ જેવાજ હતાં. અને તે વખતે એક ઓરડામાં ચાર માણસ વસતા આવા લગભગ ૧૦૦૦૦ કુંટુંબો હતાં. અત્યારે એક ઓરડામાં છ થી વધુ વ્યક્તીઓની વસવાની ફરજ પડે તો સામ્યવાદી ત્હમારી માફી માગે. પણ તેઓ શહેરનો ઇતીહાસ જ જાણતા નથી!

પણ મ્હારા પ્રવાસ અને સામાન્ય નીરીક્ષણથી મારી ખાત્રી થઇ ગઇ છે કે મોસ્કો શહેર સામાન્ય રીતે સ્વચ્છ શહેર છે. એટ-

લુંજ નહીં પણ તેના નીછંચ ગણાતા અવાસોમાંથી ચેતના નીતરતી લાગે છે રસ્તાઓ પાકા પત્થરના બાંધેલા છે. અને શીયાળાનો બરફ જ્યારે આ રસ્તા પર પથરાય છે ત્યારે તેની શોભા એટલી તો સુંદર અને મનોરમ્ય લાગે છે કે ગમે તે વ્યક્તીનું હૃદય આનંદથી નાચી ઉઠે- તેના હૃદયના તાર ઝણઝણી ઉઠે. આ બરફથી આચ્છાદીત થયેલા પ્રદેશ ઉપર જ્યારે ત્હમારી કુતરા ગાડી જાય ત્યારે તેનાથી ઉડતો બરફ અને તેના પર પડતું સુર્ય- તેજ અલૌકીક રંગો ઉભા કરે છે.

મોસ્કો-એ આજે સામ્યવાદનું મુખ્ય ધામ છે. સકળ સૃષ્ટીના કામદારોનું તે લક્ષબીંદુ છે. તેની પાછળ સામ્યવાદના વીચારબળના ઓજસ રહેલાં છે અને મહાન ગણાતા સમ્રાટોએ બાંધેલા આલીશાન આવાસો આધુનીક મોસ્કોને વારસામાં મળ્યાં છે.

મોસ્કો એ આજે સારાયે આમવર્ગ માટે પાટનગર છે. સામ્યવાદની જાદુઇ ભુરખી સ્થળે સ્થળે પ્રસરી છે. લગભગ દરેક મ્હોટા મહાલયો, અને આલીશાન આવાસો કાં તો ઇસ્પીતાલ છે કે કાં તો સેનેટોરીયમ છે. બોલ્શેવીકોએ આવીને શ્રીમંતોના સુંદર આવાસોના મનોહર સેનેટોરીયમ બનાવ્યા છે. અને કેટલેક સ્થળે કામદાર બાળકોની સંભાળ માટે 'ક્રીશી' (Creche) સ્થાપવામાં આવી છે. સામ્યવાદીઓના શાશન તંત્રે આમ પુષ્કળ ફેરફાર કર્યા છે, અને મોસ્કોને સામ્યવાદીઓના શહેરમાં ફેરવવાનો ખુબ યત્ન કર્યો છે.

**મોસ્કોનું વેપારી મથક** એટલે કીટાઇ ગોરોડ. જુલ્મી ઝારના સમયમાં અહીં ૧૨૦૦ જેટલા દલાલો વાણીજ્યની આપ લે કરતા. અહીં હજારો પરદેશી અને રશીયન વેપારીઓ વેપાર ખેડતા. અહીં લાખ્ખો રૂબલની દરરોજ ઉથલ- પાથલ થતી. આજે ત્યાં સ્ટોક એક્ષચેંજ નથી. આજે ત્યાં સટ્ટાના અખાડા નથી. આજે લેનોની લેવડ દેવડ નથી. આજે ત્યાં પારકે પૈસે મોજ માણતા પૈસાદારોની હાર- માળા નથી, શુશોભીત અને અક્કડ કપડામાં આભુષીત થયેલો સંપત્તીવાન, સામ્યવાદી કીટાઇ ગોરોડમાં શોધ્યો નહીં જડે.

છતા આજે પણ આ પ્રદેશમાં લોકની અવરજવર ખુબ છે કારણ કે અત્યારે પણ વેપાર ખેડનારી સરકારી ઓફીસો આ સ્થળે,માં થાય છે. જ્યાં પહેલાં વ્યક્તીગત નફાની લાલચે મુડીવાદીઓ વાણીજ્યની આપ લે કરતા ત્યાં આજે રાષ્ટ્રની જરૂરીઆત પ્રમાણે યોજનાપુર્વક રાષ્ટ્રનું સાચું પ્રતીનીધી રાજ- તંત્ર વાણીજ્યની આપ લે કરે છે

આ વીસ્તાર લગભગ ૧૨૧ એકરનો છે. લાલયોગાનની ઉત્તરે આવેલું આ આલીશાન સ્થળ, છે. લાલયોગાનની ઉત્તર બાજુ લગ- ભગ આ વેપારી મથક કીટાઇ ગોરોડ રોકે છે.

અને આ વીસ્તારમાં સરકારી વેપારીઓ વેપાર ખેડે છે. કોની સાથે? સરકારી ખરી- દનારાઓ અને સરકારી વેચનારાઓ વચ્ચે. ખરેખર આ સ્થળ ઉપર ત્હમો એક જ નજર કરો તો પણ ત્હમને વેપારી મથક જેવું દીસે. પેલી ઓફીસ, પેલા કારકુનો, પેલી તીજોરી, પેલા ટેલીફોન, અને આધુ- નીક વેપાર પદ્ધતીની ઝીણામાં ઝીણી વીગત પણ ત્હમોને ત્યાં જોવાની મળે. અમેરીકન વેપારી મથકની ઓફીસમાં આટલી ઝીણવટ, આટલી સુઘડતા, અને ચેતન નહીં દીસે. ખરેખર વેપારી એટલે વેપારી. પછી નફો મળવાનો હોય કે નહીં! પણ તે વેપા- રી જ રહેવાનો. કલ્પના કરો કે આ મથકના મુખ્ય સંચાલકો તેમની ઓફીસના દ્વારપાળ

કરતાં પણ ઓછું કમાય છે. તેઓ સામ્યવાદી હોવાથી લગભગ બે ઓરડા અને ૨૦૦ રૂબલથી જીવન નીભાવવું પડે છે. પણ આ સમુહ અહીં ફીટાઇ ગોરોડ નફાની ભાવનાની પ્રણાલીકાને અસત્ય ઠરાવતી ઉભી છે. અહીં જો એક જ વખત તમો નીરીક્ષણ કરી જાવ તો પછી તમે કદાપી નહીં માની શકો કે વેપાર કરવા માટે નફાની ભાવનાની જરા યે જરૂર છે. આ સીદ્ધાંતને અસત્ય ઠેરવતું આજનું ફીટાઇ ગોરોડ છે.

**શહેરમાં ફેક્ટરીઓ** પણ સારા પ્રમાણમાં છે. ઝારના સમયમાં પણ ફેક્ટરીઓ સ્થપાયેલી. પણ પ્રમાણ ન્હોતું. આજે તો પાંચ વર્ષની યોજના પ્રમાણે મોસ્કોમાં પણ ફેક્ટરીની સંખ્યા ઘણી વધતી જાય છે. અને હવે ત્હેના કામદારો માટે બંધાયેલા નવાં ઘરો, અને સુંદર મકાનોની લાંબી હારમાળા જોઇ શકો છો. અત્યારે પણ અહીં તહીં ફેક્ટરીની ઉંચી ચીમની, અને તેમાંથી નીકળતો શ્યામ ધુમાડો મોસ્કોના ઔદ્યોગીક જીવનની દરેક પળે પ્રતીતી કરાવી રહ્યા છે.

અને મોસ્કોના આલીશાન રસ્તાઓની બંને બાજુ હવે જાહેર ખબરનાં રંગ બેરંગી પાટીયાં જોવાના નહીં જડે–રસ્તે ચાલનારની આંખે મને કે કમને વળગી ઉઠે તેવા પ્રકારના સુરમ્ય અક્ષરોથી શોભતી જાહેરાત જોવાની નહીં જડે. મોસ્કોના રસ્તા ઉપર કાચની બારીઓમાં ગોઠવેલા ભભકાભર્યા માલ જોવાને નહીં મળે. પણ સોવીયેટ યોજના પ્રમાણે માત્ર સહકારની ભાવના ઉપર ઉભા કરવામાં આવેલા સ્ટોર્સ જોવાના જડશે. ત્હમારા જીવનને જરૂરી દરેક ચીજ ત્હમો સ્ટોરમાંથી મેળવી શકશો. ત્હમારા પગના મોજાંથી માંડીને ત્હમારી હેટ સુધીની સર્વ વસ્તુઓ માટે ત્હમારે સ્ટોર્સનો જ આધાર લેવો પડવાનો. એક જ કીંમતે અને સહકારના ધોરણ પર કંઇ પણ પ્રકારના નફા વગર આ વસ્તુઓ અહીં વેચાય છે અને કામદારો અને ખેડુતો માટે ખાસ ભાવ રાખવામાં આવે છે. કારણ કે રૂશીયનો માને છે કે રાષ્ટ્રની સંપત્તી ઉપર સંપત્તીના સર્જનહારોનો પ્રથમ હક્ક છે.

અહીં આવા સ્ટોર્સમાં વસ્તુઓ વસાવવા માટે સમુહ ઉતરે છે. છતાં જરા યે ધક્કામુક્કી કર્યા શીવાય એક લાઇનમાં ઉભા રહીને તેઓ પોતાનો ટર્ન આવે ચીજો લે છે. મોસ્કોના સ્ટોર્સમાં તો આ સામાન્ય બનાવ છે, અને પ્રવાસીની નજરે વસ્તુઓ ખરીદવાને સ્ટોર્સમાં ઉતરી પડેલા ટોળાં જોઇને એમ જ લાગે કે મોસ્કોમાં ખરેખર દુકાળ હશે. પણ જ્યારે આપણે વધુ ઉંડા ઉ રીએ ત્યારે જ માલમ પડે કે સોવીયેટના પદ્ધતીનું આ એક પરીણામ છે.

**અને સોવીયેટના શાસકદેવોનું મુખ્ય સ્થાન ક્રેમલીન.** લાલચોગાનની એક બાજુ બાંધવામાં આવેલું, ભવ્ય આવાસોથી આભુષીત થયેલું, અને પુર્વની શીલ્પકળાના સ્મારક સમુ આ ક્રેમલીન એટલે સમગ્ર સોવીયેટ પ્રદેશના સંચાલક સમુહનું મુખ્ય ધામ. સામ્યવાદી પક્ષનો ચુંટાયેલો વડો અહીં વસે છે. સામ્યવાદી પક્ષના અન્ય મુખ્ય સભાસદો પણ અહીં વસે છે અને અહીંથી તેઓ સમગ્ર રૂશીયા ઉપર નજર રાખે છે. સાયબીરીયાથી માંડીને સઘળા દેશોના પ્રતીનીધીઓ અહીં આવે છે અને અહીં જ સોવીયેટ તંત્રની ભાવી અને આધુનીક રાજનીતી રચાય છે.

લાલ ચોગાનમાં લેનીનની સાદી કબર–જેને જગત્ મોસોલીયમના નામથી ઓળખે છે, પ્રવાસીઓનું મહા આકર્ષણ છે. તેની યાત્રા કરવી એ રૂશીયનો માટે સામાન્ય વસ્તુ

છે. દરરોજ રાત્રે હજારો રૂશીયનોનાં ટોળાં ' જાગો જગના ક્ષુધાર્ત ' ગાતાં ગાતાં આ સ્મારક પાસેથી પસાર થાય છે. આ સ્મારકમાં લેનીનનો દેહ એવો ને એવો જાળવી રાખવામાં આવ્યો છે. શુશોભીત કાચના આ ઓરડામાં લેનીનનો દેહ જાણે હજુ પણ સજીવ જ ન હોય તે રીતે રાખવામાં આવ્યો છે. અને આટલી અખંડ જાળવણીથી લોકસમુહમાં વહેમ પણ જામ્યો છે. હજારો ખેડુતોને મન તો લેનીન એ ઇશ્વરી દેવ છે. તેઓ માને છે કે તે ક્રેમલીનની રક્ષા કરતાં ફરે છે, અને જ્યાં સુધી આ શબસ્મારક અખંડ અને અભંગ ભવ્ય રહે છે ત્યાં સુધી રશીયન ખેડુતો માને છે કે તેમના લાલ વાવટાને કોઇ ઉની આંચ પણ નહીં અડાડી શકે. તેથી તો લાલચોગાનમાં લેનીનની કબ્ર પાછળ અની વીશ્વાસુ સ્વયંસેવકોની લાંબી ટુકડી અહોનીશ રક્ષણ કરતી ઉભી હોય છે.

## અને લાલચોગાન

અને ક્રેમલીનની સામે ઉભેલું આ ઐતીહાસીક ચોગાન ઝારના વખતમાં પણ હતું. બોલ્શેવીકોએ માત્ર તેનું નામ બદલ્યું છે, પણ આ ચોગાન ખરેખર ભવ્ય છે. અતી વીશાળ. અને એક બાજુએ ક્રેમલીન બીજી બાજુએ કીરીટ ગોરડ, ત્રીજી બાજુએ વીશ્વવીખ્યાત બેસ્ટીલ ચર્ચ અને વચ્ચે વ્યાખાનપીઠ આ વ્યાસપીઠ ઉપરથી સોવીયેટ સરકાર તરફથી બહાર પડતી ડીક્રીઓ વાંચવામાં આવે છે. આ ડીક્રીઓ સોવીયેટ સીસ્ટમ માટે ધારાઓ છે. લાલચોગાન લેનીનની કબ્રથી વધુ ભવ્ય બન્યું છે. ક્રેમલીનના કોટ ઉપરથી જોઇએ તો લાલચોગાન એથી પણ વધુ ભવ્ય દેખાય છે.

તેની વીશાળતા પ્રીદેશીઓને વીમુગ્ધ કરી દે છે. તેની આજુબાજુ આવેલા આવાસો ગમે તેના પ્રવાસીની નજરને આનંદ આપે છે. તેની સ્ફટીકમણી જેવી સપાટી ઉપર જ્યારે કુદરત બરફની શ્વેત ચાદર પાથરે છે ત્યારે તો દેખાવ અતી આહ્લાદજનક અને એટલો મનોરંજક બને છે કે શબ્દોથી તેને વર્ણવવો અશક્ય છે.

## મોસ્કોનાં આનંદગૃહો

સીનેમા અને થીયેટરો એટલે મોસ્કોનાં સેંકડો આનંદગૃહો. છતાં ન્યુયોર્કના ભવ્ય આલીશાન આનંદગૃહોની સરખામણીમાં આ થીયેટરો કદાચ પાછાં પડી જાય ખરાં. આધુનીક રૂશીયાના અતી પ્રખ્યાત કલાકારો, સ્ટેનીસ્લાવસ્કી, મીયરહોલ્ડ અને ટૈરોવ. આ ત્રણે ઉંચ્ચ કક્ષાના કલાધરો. તેમની કલા સમગ્ર વીશ્વના વીવેચકોને વખાણવી પડી છે. તેમણે પુરાતન પંથનો ત્યાગ કરીને, આધુનીક યુગભાવનાને ઝીલીને, તેને અનુરૂપ નવાં નાટકો રચ્યાં છે. આ ત્રણે કલાધરો સામ્યવાદી પક્ષના સભ્યો છે. અને તેથી તેમણે પોતાની કૃતીઓમાં આ તત્વજ્ઞાનને અનુરૂપ થવાનો યત્ન કર્યો છે. તેઓ સામ્યવાદી કલાના સર્જનહારો છે. આખા યુરોપમાં અત્યારે કલાધર મીયરહોલ્ડનું થીયેટર અતી પ્રખ્યાત છે. આ થીયેટર માત્ર મીયરહોલ્ડની કૃતીઓ જ ભજવે છે. તેવાં જ ટૈરોવ અને સ્ટાનીસ્લાવસ્કીની કૃતીઓ ભજવવા માટે ખાસ થીયેટરો બાંધવામાં આવ્યાં છે. છેક છેલ્લી ઢબ પર આ થીયેટરો બાંધવામાં આવ્યાં છે અને તેમનો દેખાવ અને રચના ન્યુયોર્કના કોઇ પણ થીએટર સાથે હરીફાઇમાં ઉતરી શકે એમ છે. આ નાટ્યશાળાઓમાં ભજવાતી કૃતીઓ જોવા માટે સમગ્ર મોસ્કો ઉલટે છે. અને તેથી તમે જ્યારે પણ જાવ ત્યારે ભાગ્યેજ પ્રેક્ષકગણમાં એક પણ જગ્યા ખાલી જુવો. અહીં પણ કામદારોને તેમ જ ખેડુતોને અન્ય કરતાં ઓછું આપવું પડે છે. એક

રીત કહીયે, તો તેમને માત્ર નજીવી જ કીંમત આપવી પડે છે, કારણકે નાટયકલામાંથી નફાનો આશય નાશ પામ્યો છે. પ્રવાસી જ્યારે જુવે છે,કે મ્હોટા અમલદારો, શેઠીયાઓ, અને માલદારોના સ્થાન ગણાવા સીટો પર બેસીને કામદાર વર્ગના પુરૂષો અને સ્ત્રીઓ નાટયરંગમાં આનંદ માણે છે, ત્યારે જરા અજાયબ બને છે. જ્યાં રૂશીયાના ૯૮ ટકા જેટલા સમુદાયને પગ મુકવો જ અશક્ય હતો ત્યાં આજે રૂશીયાના ખેડુતો સ્વેચ્છાએ વીચરી શકે છે. સામ્યવાદના સીદ્ધાંતનું આ એક સીધું પરીણામ છે. મુડીવાદી જગતમાં કલા, સાહીત્ય અને સંગીત એ માત્ર આનંદની વસ્તુઓ છે, (Recreation) જ્યારે સામ્યવાદી સમાજ રચનામાં કલા એ એકલું આનંદનું સાધન મટી જઇને સમાજને ઉંચે લઇ જવાનાં કામમાં સક્રીય સહાય આપે છે. રૂશીયાના નાટયગૃહો અને મોસ્કોના નાટયગૃહો વચ્ચેનો આ એક મુખ્ય તફાવત છે.

મોસ્કોનું જીવન આજે નવીન કલાના સર્જન માટે ભુમીકા બન્યું છે, અને તેથી કલાએ વીપ્લવી સ્વરૂપ લીધું છે. તેણે પ્રગતીના પડછંદા અપનાવ્યા છે અને જ્યારે શ્રમજીવી જનતા સમક્ષ તે રજુ થાય છે ત્યારે આખું યે આકાશ ગાજે તેવી રીતે સમુહ ગર્જનાઓ ઉઠે છે. સમુહમાં વીપ્લવની ભાવના સીંચતા તેમજ જીવંત રાખતા આ નાટકોની સર્વોત્તમ 'ટકનીક' (Technique) ની પ્રશંશા તો કવીવર ટાગોરને પણ કરવી પડી હતી. એક વાકયમાં આલેખીયે તો મોસ્કોની એ કલા છે. પ્રગતીમાન વીચારોનો પ્રચાર એ તેનું મુખ્ય અંગ છે.

## મોસ્કોના સીનેમા

અને સીનેમાસૃષ્ટીમાં તો મોસ્કોનો વીજયડંકો આખી આલમમાં વાગી રહ્યો છે. સાદા છતાં ભવ્ય દીસતા સીનેમાઓ આજે સોવીયેટ શાસનની પ્રગતી સુચવતી ફીલ્મો બતાવે છે. ખેતીની પ્રગતી, કામદારોની પ્રગતી, સોવીયેટ ગ્રામજીવન એ આ ફીલ્મની મુખ્ય ભુમીકા હોય છે. એટલું જ નહીં પણ આ ફીલ્મના આ વીભાગ સાથે ખેડુતના જીવનના રોમાંચક પ્રસંગો પણ અતી કુશળતાપુર્વક અંદર જ સંયોજી દેવામાં આવ્યા હોય છે. આમ સોવીયેટ ફીલ્મ ખેડુત કે કામદાર જીવનની સાથે સંકલના સાધીને સોવીયેટની પ્રગતીનો માર્ગ દર્શાવે છે.

ખાસ કરીને કેટલીક ફીલ્મો તો વીપ્લવની વેળાએ બનેલા બનાવોની હોય છે. 'પીટર્સબર્ગનું પતન' 'ઇવાન ધી ટેરીબલ' આવી ફીલ્મો તો વીશ્વવીખ્યાત બની છે. અને હોલીવુડના અગ્રણી કલાધરોને આ કળાની ઉચ્ચ કોટી સ્વીકારવી પડી છે. જો જગતમાં જીવનને તેના ખરા સ્વરૂપમાં જોવું હોય તો સોવીયેટ ફીલ્મમાં જ જોઇ શકાશે.

આવાં સેંકડો થીયેટરો શ્રમજીવીઓનો માનસીક અને શારીરીક શ્રમ ઉતારવા માટે દરેક સંધ્યાકાળે શણગારાઇ ઉઠે છે. અને પછી બોલતાં અને મુંગા ચીત્રપટો રૂપેરી પડદા ઉપર એકધારાં વહે જાય છે, કેટલાંક ચીત્રપટો તો એટલાં આવેશભર્યાં હોય છે કે અનેકવાર સમુહને યાદ આપવું પડે છે કે હવે ઝારશાહીનો નાશ થઇ ગયો છે. ખાસ કરીને વીપ્લવની ફીલ્મો બતાવાય છે ત્યારે લોક સમુહના રોષને કાબુમાં રાખવાને માટે ખાસ યત્ન કરવો પડે છે.

## સામાજીક જીવન

ત્યારે મોસ્કોનું સામાજીક જીવન કેવું છે? સમાજ જીવનની વાત મા કરો. લગભગ બે ઓરડીમાં રહેતી વ્યક્તીઓને માટે પરસ્પર ખાણાના આમંત્રણ આપવાં અશક્ય

છે. એટલું જ નહીં પણ સમારંભો પણ બહુ ઓછા. લગંભગ સાર્વત્રીક ખાણાવળની પ્રથાથી વધુ માણસોને આમંત્રણ આપવાં પણ અસંભવીત બને છે. સામાન્ય રીતે રશીયનો ખુબ વાંચે છે. તેમના પ્રીય લેખકો એટલે જેક લંડન, ઝેનગ્રે, જેમ્સ ઓલીવર, કરવુડ, રેકસ બીવ, ઇથેલ એમ ડેલ. હાલની ઉગતી પ્રજા ટોલસ્ટોયની કૃતીઓ ખાસ નથી વાંચતી. મોસ્કોનું સમાજજીવન એટલે સમુહજીવન. ત્હમો ત્યાં શ્રમજીવીઓ જોશો. તેમના આરામના સમયમાં પણ રાજકારણ વધુ ક્ષણો લઇ લે છે. તેઓને હરહંમેશ સોવીયેટ, મુડીવાદ, અમેરીકાની વલણ એ સર્વ ઉપર અથાગ શબ્દો વેરતા જ સાંભળશો. હોટલો અને કાફે પણ આ ચર્ચાઓથી ખુબ ધમધમી રહે છે. આ સર્વ ચર્ચાઓનો એક જ સુર હોય છે કે જગત ઉપર લાલ વાવટાનું શાશન ક્યારે સ્થપાશે? અથવા બીજા શબ્દોમાં આલેખીયે તો વીશ્વવીપ્લવં કયારે પ્રગટશે? અને આ સર્વથી દુર વસતું એક ન્હાનું મંડળ છે. જગત તેમને 'એલચી' તરીકે ઓળખે છે. જુદા જુદા દેશના એલચીઓ મોસ્કોના એક વીભાગમાં રહે છે. મુડીવાદી દેશોના આ પ્રતીનીધીઓ પરસ્પર પાર્ટીઓ આપે છે. સામ્યવાદી રશીયાની પ્રગતી જોઇને તેમના અંતર અકળાય છે. આ મોસ્કોની એકાંત બાજુમાં વસતા એલચીઓ અનેકવાર રશીયા સામે કાવતરામાં ભાગ પણ લે છે. લોકો કહે છે કે ભલે સોવીયેટ સામે સીધો સંગ્રામ શરૂ ન થયો હોય પણ આ એલચીઓ દ્વારા રાજકારણની શેત્રંજ ઉપર તો જરૂર સંગ્રામ શરૂ થઇ ચુકયો જ છે. અને આ એકાંતમાં આવેલી મહેલાતોમાંથી રાજકારણી શબ્દોમાં આલેખાયલી યાદીઓની ધારા સતત ચાલુ જ હોય છે.

આ એકાંત જીવન ગાળતા અને સમુહથી અતડા રહેતા એલચીઓના જીવનને અળગાં કરી પેલી ભવ્ય દીસતી સામ્યવાદી કલબમાં નજર કરીએ. અહીં યુવાન વર્ગ એકત્ર થાય છે. અહીં સામ્યવાદનો જુવાન જોરદાર વર્ગ એકત્ર બને છે. અહીં ત્હમો ઉગતા સામ્યવાદીઓ જોઇ શકશો. દરેક યુવક કલબના જેવું જ, દરેક દેશના યૌવન જેવું જ રશીયાનું યૌવન છે, ઉન્મત અને આનંદભર્યું. સાહસ એ તો તેમના રક્તમાં ઉતર્યું છે. ઉન્માદ તેમની રગેરગમાં વ્યાપી ગયો છે. તેમનામાં નવી ભાવનાઓનું જોમ છે. તેઓ આધુનીક રશીયાની આશા છે.

આ કલબો તો સામ્યવાદી યુવાનો માટે આનંદના અખાડા છે. અહીં સીનેમા, નાટકો, અને સામ્યવાદી સમારંભો થાય છે. અહીં તેઓ એકત્ર મળે છે. એટલું જ નહીં પણ ભાવી જીવન માટે કેટલીક તૈયારીઓ પણ અહીં જ થાય છે. તેમની અંગની ખીલવણી માટે આ કલબો પુરતું ધ્યાન આપે છે.

અને દરેક દેશની માફક અહીં પણ કલબના ન્હાના ઉદ્યાનમાં કોઇ સામ્યવાદી કીશોર, કોઇ સામ્યવાદી કીશોરી સાથે સ્નેહચેષ્ટા કરતાં પણ જડે. જાતીય આકર્ષણ એ માનવ માટે અતી સહજ વસ્તુ છે. અને રશીયાનો પ્રાણવંત યુવાન વર્ગ એ કુદરતી બક્ષીસથી જરાયે મુક્ત નથી.

આધુનીક પ્રજાએ જન્મથી જ સોવીયેટ તત્વજ્ઞાન ઝીલ્યું છે. આ ઉગતી પ્રજાએ માર્કસ અને લેનીનના સીદ્ધાંતો અપનાવ્યા છે. આમ વીચારબળ પણ તેમનામાં ઘણું જ છે. સામાન્ય રશીયન યુવાન આજે જગતનાં રાજકારણની વાતો કરે છે. અતી ધ્યાનપુર્વક સામ્રાજ્યવાદીઓની કપટલીલા વીશે બે શબ્દ કહેશે અને કદાચ જો ત્હમો પર-

દેશી હો તો ત્હમાને દેશમાં આ જુલ્મી, ભયંકર, ભીષણ વીગેરે ઉપનામોથી મુડીવાદી સંસ્કૃતીને નવાજીને ત્હમારી વૃત્તા વીશે અનેક સવાલો કરશે. 'શા માટે ત્હમો આ તંત્ર તોડવા મથતા નથી' એ જાતના સીધા સવાલથી સંભવ છે કે ત્હમો અકળાઇ જશો. પણ આ મોસ્કો છે. અને આવતી કાલના સોવીયેટના તંત્રના સંભાળનારાઓ છે.

મોસ્કો શહેરના રસ્તાઓ ઉપરથી ત્હમો કદાચ ન કલ્પી શકો એવી એક સંસ્થા એટલે બોહેમીયન કલબ. દરેક દેશની માફક આ કલબ પણ તેના વીવીધ રંગી વ્યક્તીઓ વડે અતી સુંદર રીતે સંયોજીત થઇ છે. આ કલબના સભ્યો રાજકારણથી અતી અળગા રહે છે. આ સભ્યો સામ્યવાદી સંસ્કૃતી અને આમવર્ગને માટે સ્વર્ગ ઉભું કરવાના સામ્યવાદીઓના યત્ન તરફ અતી સહાનુભુતી ધરાવે છે. છતાં તેઓ તેનો સીધો સંપર્ક નથી સાધતા. તેની સાથે જ કલાકારોની કલબ છે. મોસ્કોમાં આવી આનંદદાયી કલબ બહુ ઓછી. અહીં ત્હમો ખાઇ, પી, અને બીલીયર્ડ પણ રમી શકો. અહીં વસ્તુઓ પણ અતી ખર્ચાળ નથી.

અને આધુનીક રશીયાના સાહીત્યકારો આ કલબમાં ત્હમને મળશે. રશીયાના બીજા કલાકારોનો પણ પરીચય ત્હમોને અહીં થશે. અહીં રશીયાના આધુનીક લેખકો પણ ત્હમો જોઇ શકશો. કપાળ ઉપર કરચલીઓવાળા, કંઇક ગુઢ રાજકારણી પ્રશ્નનું ચીંતન કરતાં તંત્રીઓ પણ ત્હમો જોશો. મોસ્કોની એ કલાકારોની કલબ છે.

પણ પત્રકારોની અનોખી કલબ આવેલી છે. અહીં ત્હમોને ખરા ખબર જાણવાના જડે. વીશ્વના વર્તમાન અહીં ચર્ચાય.

મોસ્કોમાં પત્રકાર સમુદાય અતી પ્રખ્યાત છે. અને આ સમુદાય ત્હમારી સાથે અતી સલુકાઇથી વાત કરશે. તંત્રીની મનોદશા રાખીને તે ત્હમારા દેશના વર્તમાન પુછશે.

અને મોસ્કોમાં પરદેશના સામ્યવાદીઓની પણ સારી સંખ્યા છે. આ સામ્યવાદીઓ સરકારના નોતર્યા અને વણનોતર્યા મહેમાનો



મોસ્કોનું વેપારી મથક

છે. તેઓને માસીક મદદ મળે છે. વીશ્વવીપ્લવ એ તેમની વીચારમાળાનો મુખ્ય મણકો હોય છે. ક્રાંતી તે આ સમુહનું જીવનસુત્ર હોય છે. બળવો તે આ વ્યક્તીઓ માટે આશાનું એક સ્થાન છે. તેમના દેશમાં બનતા બનાવો જાણવાને તેઓ ખુબ આતુર હોય છે. અને કદાચ ભુલે ચુકે ત્હમાગ પ્રદેશના સામ્યવાદી સાથે ત્હમારો મેળાપ થઇ ગયો તો તરત જ તેની પ્રશ્નોની પરંપરાનો જવાબ આપતા ત્હમો જરૂર થાકી જાવ.

આ વ્યક્તીઓ ઘણીવાર એકત્ર વસે છે. ઘણીવાર તેઓ મોસ્કોના જુદા જુદા વીભાગમાં રહે છે અને કલબમાં મળે છે. તેઓનો મુખ્ય વ્યવસાય અભ્યાસ અને આલેખન છે.

છતાં મોસ્કો ભલે જગતના બીજા મુડીવાદી શહેરોથી જુદું તરી આવતું હોય, ભલે તેમાં ન્યુયોર્ક કે લંડનના મકાનો જેવી પ્રતીભા ન હોય, પણ એક પ્રાણવંત શહેર છે જ એમ તો કબુલ કરવું જ પડશે. મુડીવાદી જગતમાંથી ત્હમો આ પ્રદેશ ઉપર પ્રવાસ કરવા નીકળ્યા હોવ. જો મુડીવાદી ચશ્માએ મોસ્કોને અવલોકતા હો તો ત્હમોને તે અતી ઉંધુ લાગે. મોસ્કોમાંથી સંપત્તીવાનોએ વીદાય લીધી છે, પાટનગરમાંથી ઉમરાવો અદ્દશ્ય થયા છે.પશ્ચીમનું જગત જેને જ્વાજલ્યમાન અને ઝમકતા શહેર જેવું જોવા આશા રાખે તેવું આ શહેર નથી. પણ તે કંઇક નવું તો જરૂર છે જ.



પ્રેમ, ભક્તી, પ્રભુતા, દયા, દાન, સેવા વગેરેની વાતો કરનારા ધર્માચાર્યો જ લડાયક સ્ટીમરને તેના કાર્યમાં વીજય મળે તે માટે આશીર્વાદની અંજલી છાંટે છે! એ જ આચાર્ય વળી પાપ અને પ્રાયશ્ચીતનો ઉપદેશ પણ આપે છે!

...

રાષ્ટ્રનાં સંતાનોને સંપુર્ણ સ્વતંત્રતા આપવી હોય તો, તે જેમને ચાહે તેમની સાથે તેમને લગ્ન કરવાની અને જે લગ્ન તેમને અસંતોષી બનાવે તમાંથી છુટી જવાની સ્વતંત્રતા આપવી જોઇએ.

...

વાક્‌છલ એ ભુલની ઉપર લગાડવામાં આવતો પાઉડર છે.

કૃષ્ણે ગરીબોની પ્રતીષ્ઠા કરી હતી એમ કહેવાય છે, ત્યારે કૃષ્ણનાં વચનોની મુડી ઉપર ધર્મની પેઢીઓ ચલાવી રહેલા આચાર્યો શ્રીમંતાઇની અને વૈભવ વીલાસની પ્રતીષ્ઠા કરવામાં પુષ્ટીસંપ્રદાયની ઇતી કર્તવ્યતા માને છે!

...

પોતાને કચડનારાઓનાં પુતળાં ઉભાં કરવાને બદલે પોતાને મુક્તી અપાવનારનાં પુતળાં ઉભાં કરવાની સ્વતંત્રતા જે પ્રજા ભોગવતી હોય તે જ પ્રજા સાચી સ્વતંત્રતા ભોગવે છે.

...

અંધશ્રદ્ધા તે અપ્રમાણીકતાને નીતીને નામે ચઢાવવામાં આવતું પૉલીશ છે.

# અઘોર રજનિ—

[ "ખતા નહિ જાતી " એ રાહ. ]

સંધ્યા તણી સળગી રૂહી સઘડી ઉચે પેલી,
તેમાં બળે છે દીન આ જો રાખ થઇ જાતી;
સઘડી ઠરી ગઇ ને ગયા બુઝાઇ અંગારા,
રજનિ લગાવી રાખ એ દિનની અહિં આવી.

કંઇ ગરીબ દિલ હાય ઉનાં રંકનાં આંસુ:
તારકા રૂપે જડાયાં એહ ઉંચે શું?
ઊંડે જીગરથી કારમી મુક 'આહ' દર્દ તણી,
કચડાઇ માનવતા પુકારે મૌન શાપ ઝડી.

ઓ! દર્દ, નિરાશા થકી આ કમ્પતી શાન્તિ!
ને વહે આ ઘોર રજનિ શું પડી ધીમી!
મંદ સરતી લહર શિતળ આગ પાથરતી,
સુતી સજીવન થઇ ઉઠી ત્યાં વૈર ચીનગારી.

ટી. બી. પટેલ

# ...બોલતા આંકડા...

હીંદના આર્થીક સ્થીતી ઉપર વેધક પ્રકાશ પાડતા આ આંકડાઓ બતાવી આપે છે કે હીંદની ગરીબાઈ ઔદ્યોગીક પછાતને લઈને છે. આ દ્રષ્ટીએ આ આંકડાઓ અતી અગત્યના છે.

:સંપાદક:
વૈકુંઠલાલ મોતીલાલ ઠાકોર

## હીન્દ ભૌગોલીક દ્રષ્ટીએ

### હીન્દમાં કેટલું અનાજ પાકે છે?

| | દુનીયામાં | અમેરીકામાં | હીન્દમાં |
|---|---|---|---|
| ઘઉં. | ૩૫૦૦ મીલીયન બુશલ. | ૮૩૦ મીલીયન બુશલ. | ૩૩૭ મીલીયન બુશલ. |
| ચોખા. | ૧૫૦ મીલીયન ટન | ... ... ... | ૫૦ મીલીયન ટન |
| બાર્લી | ૧૩૦૦ મીલીયન બુશલ. | ૧૭૦ મીલીયન બુશલ. | ૧૧૦ મીલીયન બુશલ. |
| મકાઈ | ૪૪૦૦ ,, | ૨૯૦૦ ,, | ૮૪ ,, |
| કપાસ | ૪.૨ મીલીયન બુશલ. | ૨.૨ મીલીયન બુશલ | ૮૪ મીલીયન બુશલ. |

### ખાંડ, ચાહ, કોફી વગેરે

| | દુનીયામાં | બીજા દેશોમાં | હીન્દમાં |
|---|---|---|---|
| ખાંડ. | ૧૪૪ લાખ ક્વાટર | ૧૮ લાખ ક્વાટર (જાવા) | ... ... ... |
| ચાહ. | ૧૫૦૦ લાખ પાઉન્ડ, | ૭૦૦ લાખ. પાઉન્ડ (ચીન), | ૩૦૦ લાખ પાઉન્ડ. |
| તંબાકુ | ૨૬૦૦ મીલીયન પાઉન્ડ | ૧૩૦૦ મીલીયન પાઉન્ડ (અમેરીકા) | ૪૦૦ મીલીયન પાઉન્ડ |
| કોફી | ૧૪૭૦૦ લાખ ટન | ૭ લાખ ટન (બ્રાઝીલ) | ૧૦૦૦૦ ટન, |

## જુદી જુદી ધાતુઓ

| દુનીયામાં | હીન્દમાં |
|---|---|
| મેંગેનીઝ. ૨૧ લાખ ટન. | ૬૬ લાખ ટન. |
| સોનું. ૨૦ મીલીયન આઉન્સ. | ... ... ... |
| કોલસા ૧૩૦૦ મીલીયન ટન. | ૨૦ મીલીયન ટન. |
| લોખંડ ૩૦૦ ,, | ૨ ,, |
| રૂપું; ૩૦ મીલીયન આઉન્સ. | ... ... ... |
| પેટ્રોલ ૧૧૦ લાખ ટન. | ૨ લાખ ટન. |
| અબરખ ૧૨૦૦૦ ટન | ૪૧૦૦૦ હંડરવેટ. |

... ... ... આ નીશાનીવાળા દેશોમાં થાય છે ખરું, પણ ઘણાં ઓછા પ્રમાણમાં.

## હીન્દમાં ઢોર કેટલાં છે

૫૫૦ મીલીયન દુનીયામાં.
૧૧૭ મીલીયન હીન્દમાં.

### હીન્દમાં પરદેશથી કેટલા રૂપીયાનો માલ આવે છે?

જર્મની ૩૧ કરોડ.
ફ્રાન્સ ૧૯ કરોડ.
અમેરીકા ૩૮ કરોડ.
જાપાન ૫૨ કરોડ.
યુનાઇટેડ કીંગડમ. ૧૮૨ કરોડ

ટોટલ ૩૨૨ કરોડ.

### હીન્દમાંથી કેટલા રૂપીયાનો માલ જાય છે?

જર્મની ૧૭ કરોડ.
જાપાન ૧૮ કરોડ.
અમેરીકા ૧૪ કરોડ.
જાવા ૧૫ કરોડ.
યુનાઇટેડ કીંગડમ ૧૨૦ કરોડ.

ટોટલ ૧૮૭ કરોડ.

## દર વર્ષે ૧૪૮ કરોડ રૂપીઆ હીન્દને દેવા પેટે આપવા પડે છે.

### હીન્દના ઉદ્યોગખાતામાં કેટલાક હીન્દીઓને રોજી મળે છે?

પાા લાખ કપાસની મીલોમાં.
૩ લાખ શણ અને કપાસના પ્રેસમાં.
૦ાા લાખ ચોખા અને દળવાની ઘંટીમાં.
૧ લાખ લાદી બનાવવાની ફેકટરીમાં અને છાપવાના પ્રેસમાં.
૦ાા લાખ બંદરો પર.
૦ાા લાખ ચામડા અને તેને લગતા બીજા ખાતામાં.
૦ાા લાખ. તેલ, ખાંડ, પેટ્રોલ અને પથ્થરની ફેક્ટરીમાં.
૦ાા લાખ દોરડા, રેશમ, ઉન, અને રબ્બરની ફેક્ટરીમાં.
૦। લાખ કેરોસીન, મોટર રીપેરીંગ, કાગળની ફેક્ટરી અને બીજા કામમાં.
૦। લાખ કુંભારી કામમાં.
૦। લાખ તંબાકુ અને સીમેંટ વર્કમાં.

૧૩ લાખ*

* પરન્તુ 'વ્હીટલી કમીશન'ના રીપોર્ટ પરથી જણાયું છે કે હીન્દમાં ૨૫ લાખ મજુરો કામ કરે છે. ક્યાં ૩૩ કરોડમાં ૨૫ લાખ.

# કોનો વાંક:

## ઘડપણનો કે ઘરડાંઓનો?

: લેખક :

ચુનીભાઇ ધ. પટેલ

એક પ્રખ્યાત વીચારકે જ્યારે એમ લખ્યું કે: "હું મારા ભાગ્યનો સ્વામી છું." ત્યારે મને લાગે છે કે તે તેના ઘરડા માબાપ સાથે રહેતો નહી હોય. ૭ મહીના પહેલાં જ હું મારા ભાગ્યની સ્વામીની મટી ગઇ હતી. મારી મા મારી સાથે રહેવા આવી હતી.

આ પહેલાં મારૂં ચાર જણનું કુટુંબ સુખી અને સુલેહશાંતીથી રહેતું હતું. હું અને મારા ધણીને દુનીઆની ચાલતી આવતી મુશ્કેલીઓ–જેવી કે માંદગી, નાણાંભીડ, કામનો બોજો અને તેમાંથી ઉદ્‌ભવતો કજીઆ કંકાસ–આવે જતી હતી છતાં જેને સુખી જીંદગી કહી શકાય તેવી અમો ગાળી રહ્યાં હતાં. છોકરાંઓનું હીત બરાબર જાળવતાં હતાં.

હવે એવી શાંતી જતી રહી છે. આરામ રહ્યો નથી. ઘર છોડીને બહાર ન જઇએ ત્યાં સુધી અમને એકાંત જેવું રહેતું જ નથી. સુખે બેસી શકતાં નથી. અમારાં છોકરાં માટે વખત મળતો નથી, પણ ઉતાવળે તેમની શારીરીક ક્રીયાઓ જેમ કે નવરાવવાં, ધોવરાવવાં વીગેરે કરવું પડે છે.

આવી સ્થીતી આવવાનાં બે કારણો છે; એક તો એ છે કે, હું મારી મા આગળ તેનું છોકરૂં ગણાઉં છું. તે મને શીખામણ અને આજ્ઞા આપવા ટેવાઇ ગઇ છે. બીજું કારણ એ છે કે, તેણે ઘણા દીવસો સુધી સતત ઘર કામકાજ કરેલું હોવાથી, તે કામની વચ્ચે થોડીવાર બેસવારૂપી 'આળસ'ને પસંદ કરતી નથી. તેમ જ તે એટલી બધી ઘરડી છે કે તેના વીચારો મારા ઘરને માફક આવે તેમ ફેરવી શકતી નથી. મારા ઘરનું દરેક કામકાજ તેની તપાસ અને આંખ આગળનો વીષય થઇ પડયો છે. ગાંધીને ઘેરથી કંઇ ચીજો લાવવી હોય તો તેમાં તેનું ડહાપણ ઉમેરે જ. ઘરકામકાજમાં તેની ટક ટક હોય જ. નાસ્તા

પછી જમણની વાનીઓ વખતસર બનાવવા માટે હું પહેલું રાંધું છું અને પછી વાસણો માંજવાનું રાખું છું. મારી માનો આગ્રહ એમ છે કે નાસ્તા પછી તુરત જ વાસણો ધોવાઇ જવાં જોઇએ.

છોકરાં ઉછેરવાની અમારી બન્નેની રીતો ભીન્ન ભીન્ન હોવાથી હંમેશ અમારે આ બાબતમાં રકઝક ચાલ્યા કરે જ. છોકરાં ઉછેરવાનો મારો હક્ક તે માન્ય રાખે જ નહી. આથી છોકરાંઓ માટે બે શેઠ થઇ પડ્યા છે. તેમાં તેમણે કોની અજ્ઞા માનવી એ તેમને પણ સુઝતું નથી. મારે ઘરમાં ખાનગી અથવા એકાંતવાસ અથવા આરામ જેવું કંઇક હોવું જોઇએ. એવું તે માની શકે જ નહી. જો હું કંઇ વાંચતી હોઉં કે લખતી હોઉં કે મારા ધણી સાથે બેઠી હોઉં તો, તેનાથી તે સહન થઇ શકે નહી, અને તુરત જ મને તેના તરફ ધ્યાન ખેંચાવે. આવી નજીવી બાબતોમાં પણ તે મારા ઉપર સામ્રાજ્ય ભોગવે છે!

આ બધા માટે હું મારી માનો વાંક કાઢતી નથી. આ બધા ઉપરથી કોઇ એમ માની લેશો નહીં કે, એ એક ભયંકર રાક્ષસી પ્રાણી હશે. ઉલટું તે તો આનંદી અને ઉદાર સ્વભાવની છે. ફક્ત તે ઘરડી છે એ જ એનો વાંક છે. આથી તે અમારા વીચારોને ગ્રહણ કરી શકતી નથી અને તેથી ન છુટકે અમોને તેના વીચારોને ગ્રહણ કરવાની ફરજ પડી છે.

થોડાં વર્ષ ઉપર જ્યારે મારા બાપ માંદા પડ્યા, ત્યારે તેણે મને મારાં ચાર ભાઇભાંડુ સોંપ્યાં અને કહ્યું કે તે સ્વતંત્ર રીતે અલગ રહેશે. તેણે મને શીખામણ આપી કે: "ઘરડા માણસોએ તેવી રીતે રહેવું એ જ લાયક છે." વળી તેણે ઉમેર્યું કે: "મારે કોઇના ઉપર બોજો નાખવો ન જોઇએ; જેવી રીતે બીજી માતાઓ પોતાનાં છોકરાંઓ ઉપર બોજો નાખે છે, તેવી રીતે હું રહેવા માગતી નથી."

આ જ શબ્દો જો તેણે તે વખતે પોતાના નીકટના સ્નેહીઓને કહ્યા હોત, તો બીજાઓએ તેના તેમ કરવા વીષે કારણો દેવા કહ્યું હોત, અને તે વખતે તેણે તેમને યોગ્ય જવાબ પણ આપ્યા હોત. કારણ કે તેનામાં તે વખતે જવાબ આપવાની શક્તી હતી. પણ તેણે તે વખતે તે પ્રમાણે કર્યું નહી. જ્યારે મારા બાપ મરી ગયા, ત્યારે તેના મીત્રોએ તેને એવી રીતે રહેવા સામે વાંધો ઉઠાવ્યો અને દુર્ભાગ્યે તે મારી સાથે રહેવા આવી.

મારા ઘર જેવી સ્થીતી કંઇ મારી એકલીની જ નથી. આવી જાતના દાખલા સર્વત્ર છે. આવા જ કરણને લઇને એક મારા મીત્રને પોતાની સ્ત્રી સાથે છુટાછેડા કરવાની ફરજ પડી હતી. તેની સ્ત્રીએ કહેલા શબ્દો મને યાદ છે: "મા હંમેશ અમારી સાથે જ રહેતી અમારા જમવા વખતે, વાતચીત વખતે, અમારા મીત્રો સાથેના સંભાષણ વખતે કે અમારી હસી-મસ્કરીમાં તે સાથે જ હોય. તે નહોતી આવી ત્યાં સુધી અમારૂં પરણીત જીવન સુખી હતું. પણ હંમેશ સાથે રહેતા ત્રીજા માણસને પરણવા કોણ તૈયાર હોય? મારા ધણી આ માટે તૈયાર ન હોતા, અને હું તેમનો વાંક કાઢતી નથી. અલબત મારો વાંક? પણ મારે બે દુઃખદ વસ્તુઓની પસંદગી કરવાની હતી. એક માની સાથે નીર્દય બનવાની અને બીજી મારા ધણી સાથે છુટાછેડા માગવાની."

કેટલાક એમ માને છે કે પોતાનાં યુવાન છોકરાંઓની સાથે ઘરડાઓની વધારે માવજત અને બરદાસ્ત થઇ શકે. આની પાછળ

[અજીત રૉયનું દીવાનખાનું ભપકાબંધ છે. તેની ડાબી તરફની દીવાલનું દ્વાર મંજરીના ખંડમાં પડે છે. જમણી તરફના દ્વારમાંથી અજીત રૉયના ખંડમાં જવાય છે.

મંજરી દીવાનખાનામાં પ્રવેશે તે વખતે વચ્ચે જ અજીત રૉય ઉભેલા દષ્ટીએ પડે છે.]

**અજીત રૉય :** અભીનંદન, મંજરી, અભીનંદન!

**મંજરી** [સોત્સાહ] : હું પાસ થાઉં છું?

**અજીત રૉય :** હા. હમણાં જ ... અસર કરે છે.

પંડયાનો ટેલીફોન આવ્યો.

... સમાં રહેવાનું હોય,

**વલ્લરી :** [અજીત ... ગાર્ય વહન થવાની સલાહ પચીસો ... શા જેવી જ લાગે જ્યાં આપણે ...ા, સ્વતંત્ર, અને સ્વાશ્રયી જીવનના આદર્શો જોઇ રહ્યા હોઇએ ત્યાં અસ્થીરતા, પરતંત્રતા અને અવલંબનનાં વાતાવરણ જોઇએ ત્યારે તે આપણને ન જ ગમે. આપણે પોતાનો વીચાર કરી શકીએ પણ બીજા ઉપર અવલંબન કરીને જીંદગી ગાળવાનું ચીત્ર દોરી શકીએ નહી.

આ બધા ઉપરથી અમો દંપતીએ એવો વીચાર કર્યો છે કે અમારે અમારાં છોકરાંઓને આ સ્થીતીમાંથી ઉગારી લેવાં. અમે તે કેવી રીતે કરી શકીએ?

અમે જે વખતે આ વીચાર કરીએ છીએ, ત્યારે અમારા મનમા નીચેના વીચારો ઉદ્‌ભવે છે: એક તો એ કે, આવી રીતે ઘણા ઓછા વર્તે છે. અમે એમ કહી શકતાં નથી કે અમે બન્ને એકી સાથે ઘરડાં થઇ જઇશું. અથવા તો અમારામાંનું કોણ પહેલું મરી જશે? વળી એમ પણ વીચાર આવે છે કે, શા માટે અમો ઘડપણ સુધી મગજની અને શારીરીક શક્તી નહી ધરાવી શકીએ? પણ

**મંજરી :** દરમીયાન હું મારી કેટલીક મીત્રોને 'ફોન' કરી લઉં.

**અજીત :** વારુ.

[મંજરી દીવાનખાનાની બહારની ગેલેરીમાંની ટેલીફોનની ઓરડીમાં જાય છે]

વલ્લરી, મારી તો ખાત્રી જ હતી કે મંજરી પાસ થયા વીના રહેવાની જ નથી.

**વલ્લરી :** એના જેવી હોંશીઆર એના વર્ગમાં ઘણી ... અળગાં રહેવાનું વધારે જરૂરી છે. આપણે જ્યાં સુધી તેમને આપણો સહવાસ પસંદ કરવાના પ્રયત્ન કરીએ ત્યાં સુધી તેઓ કદાચ પસંદ કરે જ. જો આપણે તેવા પ્રયત્નો કરતા બંધ થઇ જઇએ તો તેઓ તેમ ઇચ્છે નહી.

તેમ અમો દંપતી એક ખત કરવા માગીએ છીએ જેમાં એવું ચોકખું લખેલું હશે કે: અમે અમારી જીંદગી અમારાં છોકરાંઓથી તદ્દન સ્વતંત્ર રીતે ગાળવા માગીએ છીએ. વળી અમે એવી સ્વતંત્ર રીતે જીંદગી ગાળવા આર્થીક રીતે અસમર્થ હોઇએ, છતાં અમે અમારા વીચારને મક્કમપણે વળગી રહેવા માગીએ છીએ. મનુષ્ય સ્વભાવ ઉપર ખોટી અસર પાડવા કરતાં આર્થીક મુશ્કેલીઓ અમે ખુશીથી પસંદ કરીશું "આ ખતની એકેકી નકલ અમો અમારા દરેક છોકરાંને આપીશું. આથી એમને ખાત્રી થશે કે આવી રીતે અપાતી જીંદગીની આહુતીઓ સામે અમે અમારો પ્રખર વીરોધ દર્શાવીએ છીએ. કારણ કે જેમના સુખ માટે અમોએ અમારી યુવાનીનો ભોગ આપ્યો છે તેમને અમે કોઇ પણ રીતે દુઃખી કરવા માગતાં નથી. *

---

* અંગ્રેજી ઉપરથી

**વલ્લરી** [સ્મુજમાં]: ના, ના. આજે તો તું પાસ થઇ તેના માનમાં જ. બાકી તો નાનાંઓને મોટેરાંની સેવાની તક આપવી જ જોઇએ.

**મંજરી** [સકટાક્ષ]: કહેને કે એ–મનુ મહારાજનું વચન છે.

**અજીત** [સ્વસ્થ થઇ]: તમે લોકોએ બીચારા મનુને આજ સુધી ઓછો વગોવ્યો છે, કે હવે બાકીનું પુરૂં કરો છો?

[બધાં ચહાના ટેબલની આસપાસ ગોઠવાય છે]

**મંજરી:** પણ એણે અમારી ઉપર ક્યાં ઓછું વેર વાળ્યું છે? એને લીધે અમે જે કષ્ટ સહન કર્યું છે અને અન્યાય વેઠયા છે, તેનો બદલો તો લાખો ટીકાઓથી પણ વળે તેમ નથી.

**વલ્લરી** [ચાહાનીમાંથી ચહા રેડતાં રેડતાં પ્યાલા સામે દૃષ્ટી રાખીને]: ખરૂં છે. મંજરી. સાથે હું એ બાબતમાં અક્ષરસઃ મળતી થાઉં છું.

**અજીત:** ધારો કે આજે બધા ય સ્મૃતીકારો જીવતા થઇને આવે. અને તેમનો ન્યાય કરવાનું તમને સોંપવામાં આવે તો!...

**મંજરી** [અધીરી થતાં]: તો એમના યુગની રીતે એમની ઉપર વેરનો પુરેપુરો બદલો લઇએ.

**અજીત:** વલ્લરી,. તું શું કરે?

**વલ્લરી:** પહેલાં તો એમણે જે હાથે લેખ લખ્યા હોય તે જ છટકાવી નાંખું.

**અજીત:** કેવી ક્રુરતા?

**મંજરી:** પપ્પા, તમે ય પુરૂષ છોને, એટલે એમનો પક્ષ ખેંચો છો. હું તો એમને જીવતા દીવાલોમાં ચણાવી કાઢું તો પણ સ્ત્રી જાતીનું વેર વણસંતોખ્યું જ રહે.

**અજીત:** હશે, આજના આનંદ વખતે એવા ભયાનક વીચારો રહેવા દો. અને તમે બન્ને એ વેરનો બદલો કેકસ ઉપર લ્યો.

[બધાં ચહા પીવાનો આરંભ કરે છે]

**વલ્લરી:** આ પ્યાલા પીવા શરૂ કરવા પહેલાં હું મંજરીને સુખી ભવીષ્ય ઇચ્છું છું.

**અજીત:** હું તેની સાથે સાથે એવા આશીષ આપું છું કે મંજરી સ્ત્રી જાતીની ઉદ્ધારક બની અપુર્વ પ્રતીષ્ઠા મેળવે.

**મંજરી** [સસ્મીત]: આ શુભેચ્છાઓ માટે તમારો હું આભાર માનું છું. પણ મને હવે આશીષોમાં શ્રદ્ધા રહી નથી. એ તો માત્ર વહેમ છે.

**અજીત** [હસીને]: તમે બધાં આજનાં છો અને આવતી કાલ હાથ કરવા માગો છો, પણ હું તો ગઇ કાલનો એટલે જુના વાતાવરણના અંશ હજી મારામાંથી જઇ શક્યા નથી.

**મંજરી:** તે વાત અમે મંજુર રાખીએ છીએ.

[ત્રણે હસી પડે છે]

**વલ્લરી** [કેકનો કકડો હાથમાં રાખીને]: પપ્પા, મંજરીને કઇ કોલેજમાં મુકવાનો ઇરાદો રાખ્યો.

**અજીત:** તે તો મંજરીને પસંદ પડે તે. એલફીન્સ્ટન, વીલ્સન, ઝેવીઅર્સ ગમે તે. બોલ મંજરી, તારે કઇ કોલેજમાં દાખલ થવું છે?

**મંજરી:** મારે તમારી એ આર્ટ્સ કોલેજોનું કશું જ કામ નથી. બી. એ થઇને મારે શું કરવું એ જ મોટો પ્રશ્ન છે. આજકાલ જોઇએ તેટલા છોકરા છોકરીઓ બી. એ. થાય છે. અને પાંત્રીસ પચાસની નોકરીઓ માટે બધે રખડે છે. મારે તેમના ટોળામાં એકનો વધારો કરવો નથી.

**અજીત:** ત્યારે?

**મંજરી:** મારે તો જે કેળવણીથી સારી ધનપ્રાપ્તી થઇ શકતી હોય, મારી સ્વતંત્રતા સરતી હોય અને પ્રતીષ્ઠા પણ મળતી હોય તેવી કેળવણી લેઇએ છે. આર્ટસ'નાં બેચેલર કે માસ્ટર થઇને મારે સાહીત્યનાં થેથાં ફેંદવાં નથી કે અધ્યાપકનું પદ પણ મેળવવું નથી!

**અજીત:** વલ્લરી તારો શું મત છે?

**વલ્લરી:** સ્ત્રીઓ આર્થીક દ્રષ્ટીએ પરાધીન છે. એ પરાધીનતા બી. એ. થવાથી ટળવાની નથી એમ હું પણ માનું છું...

**મંજરી:** અને એ પરાધીનતા જ્યાં સુધી ન ટળે ત્યાં સુધી સ્ત્રી જાતીનો ઉદ્ધાર પણ થવાનો નથી. અને તેથી હું તો જે વીદ્યા મને સ્વતંત્રતા આપતી હોય, તેવી જ વીદ્યા મેળવવામાં માનું છું.

**વલ્લરી:** મંજરી સાથે હું એ બાબતમાં મળતી થાઉં છું. પરીક્ષા પાસ કરવા માટે ગમે તેટલાં પુસ્તકો વાંચવામાં આવે, પણ વીદ્યાપીઠ છોડી જગતના બજારમાં આવતાં તેનું કંઇએ મુલ્ય ન થાય તે શું કામનું?

**અજીત:** તે ખરૂં પણ જ્ઞાન ઉપાર્જન માટે મેળવવાની વીદ્યા હોય છે, વેચવા માટે નહીં!

**મંજરી:** આપના કથનમાં અર્ધસત્ય છે. પપ્પા, જ્ઞાનનાં ગાસડા ગમે તેટલાં મગજમાં ભરી રાખ્યાં હોય, છતા તે વ્યવહારૂ ન હોય તો તેથી ભુખ્યા પેટની ભુખ શાંત કરવા કટકો રોટલો મળતો નથી. અને જે વીદ્યા એ માણસની ભુખ મટાડવાના માર્ગ બતાવનારી ન હોય તે વીદ્યા માણસને કામની પણ નથી. જુઓને આપણા ગ્રેજ્યુએટોની અને સ્નાતકોની દશા?

**અજીત:** ત્યારે તારો વીચાર કઇ કોલેજમાં જવાનો છે?

**મંજરી:** વ્યાપારી જ્ઞાન આપનારી કોલેજમાં. કેમકે વ્યાપાર ઉદ્યોગથી જ પૈસા મેળવી શકાય છે. અને પૈસા એ તો વર્તમાન વીશ્વમાં વીદ્યુ કરતાં યે બળવત્તર છે.

**અજીત** [ચમકીને]: મંજરી તું નાસ્તીકતા તરફ ઘસડાતી લાગે છે? આવા વીચારો તારા માથામાં અત્યારથી કોણે ભર્યા?

**મંજરી:** તમારી જ દુનીઆએ. માણસો ભગવાન વીના ચલાવી શકે છે, પણ તેમને પૈસા વીના ચાલતું જ નથી. પૈસાથી જ સ્વતંત્રતા મળે છે, પ્રતીષ્ઠા મળે છે અને જગતને આગળ વધારવાના પ્રયોગ કરવાની તક અને સાધનો પણ તેથી જ સાંપડે છે. એ હું તમારી જ દુનીઆ પાસેથી શીખી છું, તેથી મારે 'બેચલર ઓફ આર્ટસ' નથી બનવું પણ 'માસ્ટર ઓફ કોમર્સ' બનવું છે.

**અજીત:** જેવી તારી મરજી.

[ચ્હાના પ્યાલા ખલાસ થાય છે. અને બધાં ભોજનખંડમાંથી દીવાનખાનામાં આવે છે. દરમીયાન અજીત શેઠને નવી જ વાત યાદ આવતાં,]

મંજરી આજના આનંદ વખતે મારે તને એક બીજા આનંદના ખબર આપવા છે.

**મંજરી** [*વીચારમાં પડી જઇ*]: તે શું છે વળી?

**અજીત** [ગંભીર બનવાનો દેખીતો પ્રયત્ન કરતાં]: એ તો આલ્બર્ટના પત્રની વાત છે.

**મંજરી:** હા, શું લખે છે તે?

**અજીત:** તું એને બરાબર ઓળખે છે તો ખરી જ.

**મંજરી:** કેમ નહીં? મારો એ મીત્ર પણ છે. જયુ હોવા છતાં સ્વભાવે ઉદાર છે, મળતાવડો છે...

**વલ્લરી** [વચ્ચે જ]: અને એડવોકેટ સોલીસીટર પણ છે.

**અજીત:** એણે મને લખ્યું છે કે [શબ્દો ગોઠવતા હોય તેમ વીચારમાં પડે છે], એ આલ્બર્ટ મંજરીના હાથની માંગણી કરે છે...

**મંજરી:** ઓહો! આશ્ચર્ય! કદાચ એ 'જોક' [રમુજ] કરતો હશે.

**અજીત:** નારે ના. આવી બાબતમાં કોઇ રમુજ કરે? અને તે પણ મારી સાથે?

**મંજરી:** મારે વળી લગ્ન? અને તે અત્યારથી? હજી તો હું વીદ્યાર્થીની છું.

**અજીત:** પણ આલ્બર્ટ કાંઇ આવતી કાલે જ લગ્ન કરવા ઇચ્છતો નથી.

**મંજરી:** તે ગમે તેમ હોય. મારે તો હજી કોલેજમાં હવે પ્રવેશ કરવાનો છે. પરીક્ષાઓ મારે વાંચવાનું હોય ત્યાં લગ્નની જંજાળમાં પડી પતીને રીઝવવાનો નવો બોજ મારાથી ન ઉંચકાય!

[અજીત સુચક ભાવે વલ્લરી સામે જુવે છે.]

**વલ્લરી** [સ્વગત]: આલ્બર્ટ સાથે લગ્ન કરવાની ઓફર [માગણી] તરછોડવા જેવી તો નથી. મને એ તક મળે તો હું તો જરૂર ઝડપી લઉં. [પ્રકટ]: મંજરીનું કહેવું ખરૂં છે. જેને પરીક્ષાઓ પાસ કરવી હોય તેણે પરણવાની પંચાતમાં પડવું ન જોઇએ.

**મંજરી:** વીદ્યાર્થી અવસ્થામાં બ્રહ્મચર્યનું પાલન ખાસ મહત્ત્વનું છે. એટલે હું તો 'એમ. કોમ.' ન થાઉં ત્યાં સુધી મારે મારે લગ્નનો વીચાર પણ નકામો છે.

**અજીત:** મારી માન્યતા પ્રમાણે આલ્બર્ટ આશા આપનારો યુવક છે, ભલો પણ છે...

**મંજરી** [વચ્ચે જ]: દુનીઆમાં ઘણા ય આશાવાદી અને ભલા યુવકો છે, તેથી કંઇ એમ પુરવાર થતું નથી કે, પ્રત્યેક કુંવારી કન્યાઓએ એમની સગવડ માટે પત્ની થવા તૈયાર થવું!

**અજીત:** આજકાલની છોકરીઓને પહોંચવું મારા જેવા ગઇ કાલના માણસ માટે ખરેખર મુશ્કેલ છે.

**વલ્લરી:** એવું કંઇ નહીં

**મંજરી:** મને લાગે છે કે તેમાં ખાસ કોઇનો દોષ નથી. તમારા અને અમારા યુગ વચ્ચેનું અંતર જ આપણી માનસીક રચનામાં ફરક પાડે છે.

[અજીત રૉય મંજરીની દલીલ સાંભળી મૌન સેવે છે.
તેવામાં મંજરીનું સખી મંડળ આવતાં તે એમના સત્કાર માટે ઉઠે છે]

—પડદો પડે છે—

## દ્રશ્ય બીજું

## પાત્રો

રૂસી ફ્રેની રમીથ ઇંદુ રોશન મુરાદ

મેડીકલ કોલેજનાં અને કોમર્સ કોલેજનાં વીદ્યાર્થી યુવક–યુવતીઓનાં ટોળાં તેમ જ પ્રેક્ષક સમુદાય.

**સમય:** બે વર્ષ પછીનો.

**સ્થળ:** ક્રીકેટનું મયદાન.

[ચારે તરફ તંબુઓની તેમજ મંડપાની હાર ગોઠવાઇ છે. યુવક યુવતીઓની મીશ્ર હરીફાઇવાળી 'મેચ' હોવાથી પ્રેક્ષકોની ગરદી તેમજ આતુરતા અપૂર્વ છે.
જીમખાનામાં તેમ જ રમતના મયદાનમાં ખેલાડી યુવક યુવતીઓ રમતને

અનુકુળ પોશાકમાં, સજ્જ થઇ ફરતાં નજરે પડે છે. સ્ત્રી વીદ્યાર્થીનીઓએ પણ પાયજામા, ખમીસ અને હેટ-બુટ પહેરેલાં હોય છે. પુરૂષોની જ છટાથી તેઓ ફટકા લગાવે છે અને દોડે છે. 'ફીલ્ડીંગ'માં પણ તેઓ યુવકોના હરીફાઇમાં સહેજ પણ ઓછી ઉતરતી નથી.

પ્રેક્ષકોના તંબુઓમાં તેની જ ચર્ચા ચાલી રહી હોય છે. તમામ તંબુઓમાં સ્ત્રી પુરૂષો બેઠેલાં હોય છે]

**પુરૂષ પ્રેક્ષક** [દુરબીનથી જોતાં]: અહા, કેવો સરસ ફટકો! 'ઓવર બાઉન્ડ' વાહ, કોણ એ? કોમર્સ કોલેજવાળી મંજરી રૉય!...

**સ્ત્રી પ્રેક્ષક** [બાજુમાથી]: કેમ રમત એ કંઇ પુરૂષોનો જ ઇજારો છે?

**પુ. પ્રે.:** ના, રે, બાપુ, હવે તો તમે લોકો જીવનના પ્રત્યેક ક્ષેત્રમા અમારી હરીફાઇ કરો છો.

**સ્ત્રી. પ્રે.:** એને હરીફાઇ ન કહો, સાથ કહો.

**પુ. પ્રે.:** [દબાતો લાગતો]: એમ કહો.

**સ્ત્રી. પ્રે.** [સગર્વ]: પણ તે કંઇ નવાઇનું નથી. પુરૂષને આદીયુગથી જ સ્ત્રી સાથ આપતી આવી જ છે. વચ્ચે સ્ત્રીઓ પછાત પડેલી તે માત્ર તમારા લોકોના કાવતરાંથી જ...

[મેદાનની આસપાસના તંબુઓ તાળીઓના ગડગડાટથી ગાજી રહે છે. એક પુરૂષ ખેલાડીનો 'ઓવર બાઉન્ડ' સ્ત્રી ખેલાડી અતી પ્રયાસ કરીને ઝીલી લેવામાં સફળ નીવડી હોય છે, એની પ્રશંસામાં એ તાળીઓ પડે છે.]

સ્ત્રીઓ યુદ્ધમાં તમને સાથ દેતી, તમારી ખેતીમાં અમારો ફાળો ઓછો. નહોતો, જ્યારે યંત્રો નહોતાં ત્યારે કપડાં માટે અમે કાંતતાં અને વસ્ત્રો સીવી આપતાં...

[ફરીથી મેદાન તાળીઓથી ગાજે છે. તે દીવસને માટે રમત પુરી થાય છે. સફળ સ્ત્રી-પુરૂષ ખેલાડીઓને પ્રેક્ષકો ઉંચકીને મયદાનમાં ફેરવે છે ચારે તરફથી તેમના જયનાદથી ગગનમંડળ ગજી રહે છે]

**પ્રેક્ષકો:** હુરરા! હુરરા! હીપ, હીપ, હુરરા! [ધીરે ધીરે પ્રેક્ષકો વીખરાય છે. જીમખાનાના વીશાળ બગીચામાં ખેલાડીઓનાં મીશ્ર ટોળાં ફરતાં દેખાય છે]

**રૂસી** [મંજરીને]: મીસ રૉય આજે તમે ખરેખર કમાલ કરી.

**સ્મીથ:** ખરેખર, મેં આવા પરાક્રમની સ્ત્રી ખેલાડીઓ પાસેથી આશા રાખી નહોતી.

**મંજરી:** પુરૂષો પોતાનાં પરાક્રમથી એટલા બધા અંજાઇ ગયા છે કે તેઓ સ્ત્રીઓના વ્યક્તીત્વને ય વીસરી જાય છે.

**ફ્રેની:** એ બીચારાઓ પોતાની પરસ્પર પ્રશંસામાંથી નવરા પડે ત્યારે સ્ત્રીઓને યાદ કરે ને?

**ઇંદુ:** તમે પુરુષોને અન્યાય કરો છો.

**ફ્રેની:** ના, એમ કહો કે અમે અમારે માટે સત્ય કહીએ તે પણ તમો લોકથી સહન થતું નથી.

**સ્મીથ:** એ જુના જમાનાના પુરુષો માટે સાચું હશે, પણ...

**મંજરી** [વચ્ચે જ]: પુરુષ એટલે પુરુષ. તેઓ જ્યારે સ્ત્રીઓના સંબંધમાં વીચાર કરતા હોય, ત્યારે નવા જુનાનો ભેદ પાડી શકાતો જ નથી.

**ફ્રેની:** તદ્દન ખરૂં.

**રૂસી:** સ્ત્રી સ્ત્રીનો જ પક્ષ ખેંચવાની...

[છોકરાઓ તાળીઓ પાડીને હસે છે]

**મંજરી:** એ તો તમારી માન્યતા જ છે

**મુરાદ :** નહીં એ હકીકત છે.

**ફ્રેની :** એમ કહેવામાં તમે ખોટા નથી. જમાનાઓથી પુરુષો સ્ત્રીઓ સામે કાવતરાં કરવામાં જાણીતા છે.

**રોશનઆરા :** તેથી જ બીજી બધી બાબતમાં પુરુષો વચ્ચે મતભેદ જણાય છે, માત્ર સ્ત્રી જાતીને લગતા વીચારોમાં જ તેઓ હમેશાં એકમતના હોય છે.

[છોકરાઓ હસે છે ને તાળીઓ પાડે છે]

**રૂસી :** પણ અમારી એકમતી તમારા કાવતરા સામે હવે ટકી શકતી નથી. જુઓને લગ્નની જ બાબતમાં...

**મંજરી** [ઝડપથી] : પુરુષોએ જમાનાઓ સુધી સ્ત્રીઓને લગ્નના એ ઉજળા નામે ગુલામીના બેડીઓમાં જકડી રાખી હતી.

**સ્મીથ :** પણ હવે તો તમે એ ગુલામી સામે બંડ જ ઉઠાવ્યું છે ને?

**ફ્રેની :** ના. એમ કહેવામાં તમે ખરા નથી. એને બદલે એવું કહો કે, હવે અમે અમારા હીતાહીતની બાબતમાં સ્વતંત્ર વીચાર કરતાં થયાં છીએ.

**ઇંદુ :** પણ તમે તો લગ્નની પવીત્રતાનો યે હવે તો અસ્વીકાર કરો છો.

**મંજરી :** ના એવું નથી. તમારા એ કહેવાતા લગ્નોમાં 'સંસ્કાર' અને 'પવીત્રતા' કશું છે જ નહીં, એ હકીકત જ અમે તો રજુ કરીએ છીએ.

**ઇંદુ :** શું લગ્ન એ સંસ્કાર નથી અને એ સંસ્કાર પવીત્ર નથી?

**મંજરી :** તમે કલ્પનાની દુનીઆને માનો છો કે વ્યવહારની? એ પહેલાં કહો.

**ઇંદુ :** વ્યવહારની.

**મંજરી :** તો વ્યવહારમાં તો મેં ક્યાંય સંસ્કાર કે પવીત્રતા કશું જ જોયું નથી. બીજા અનેક દંભ જેવા એ પણ સ્ત્રીઓને ફસાવવાના દંભ જ છે. એ દંભ અમારી અજ્ઞાનતા અને પરાધીનતાને લીધે આજ સુધી ચાલ્યા.

**રૂસી :** અને હવે? ... ...

**ફ્રેની :** તે નહીં જ ચાલે. મંજરી તદ્દન જ સાચું કહે છે. પુરુષો અને સ્ત્રીઓ બન્ને મનુષ્યો છે. તો સમાજના કાનુન બન્નેને સરખી રીતે લાગુ કેમ ન પડે?

**સ્મીથ :** બરાબર કહ્યું.

**મુરાદ :** તો પછી તમે શું લગ્ન કર્યા વીના પણ પ્રેમ કરવાના પ્રયોગમાં માનો છો?

**રોશન :** શા માટે નહીં?

**મંજરી :** પ્રેમ વીનાના લગ્નના પ્રયોગ તો અનેક વર્ષો સુધી તમે લોકોએ કરવ્યા અને તેમાં અમને ભયંકર નીરાશા મળી છે, તો હવે લગ્નથી બંધાયા વીના પ્રેમના અખતરા શરૂ કરીએ તો તેમાં શું ખોટું છે?

**મુરાદ :** ઓ હો!

**ફ્રેની :** એમ ચમકેચ કાંય, મુરાદ!

**મુરાદ :** હું તો એ વીચારથી ધ્રુજું છું.

**રોશન :** કેમકે તેમાં સ્ત્રીઓને થોડી ઘણીએ સમાન સ્વતંત્રતા મળે છે!

**મંજરી:** પણ પ્રેમ વીનાના લગ્નના 'પવીત્ર સંસ્કાર'થી પરણેલા પુરુષો પ્રેમ શોધવા બહાર, અને તે પણ વેશ્યાઓમાં ફાંફાં મારે તેથી તમને જરાયે કંપારી નથી છુટતી?

**રૂસી** [હસતો હસતો]: બોલ દીકરા મુરાદ, આ જડબાતોડ સવાલનો તારી પાસે શું જવાબ છે?

[બધાં હસી પડે છે. મુરાદ એકલો મુંઝાય છે.]

**મંજરી:** પ્રેમ વીના પારકી છોકરીઓને ઉંચકી જવાના ગુન્હાને પણ અમારા સ્મૃતીકારોએ ગુન્હો ગણ્યો નથી, પણ લગ્નનો એક પ્રકાર જ મનાવ્યો છે. તો પછી સ્વતંત્ર

રીતે પ્રેમ કરવાના પ્રયોગથી પુરૂષોએ શા માટે ભડકવું જોઇએ

**સુરાદ** [ સ્વસ્થ થતો ]: ત્યારે 'સહચાર લગ્ન [companionate marriage] માટે તો તમને વાંધો જ નહીં હોય ?

**મંજરી** [ દમામથી ]: શા માટે વાંધો હોય ? યુવક-યુવતીની ઇચ્છા હોય, તેમની વચ્ચે સ્નેહ સંબંધ રહે, ત્યાં સુધી બંને સાથે રહે, અને પરસ્પરનો સ્નેહ ઓછો થાય ત્યારે છુટાં પડે, એમાં શું ગુન્હો થઇ જવાનો હતો ?

પું. એને 'પ્રેમ' અને 'સ્નેહ'નું નામ કેવો સરસ ... 'મોહ' અથવા 'આક-ર્ષણ એ ? કે ...
રોય ! ... ! એ શબ્દો

**સ્ત્રી પ્રેક્ષક** [બાજુમાંથી] ડરતાં નથી. એ કંઇ પુરૂષોનો જ ઇજારો છે : ભાષા-

**પુ. પ્રે.** : ના, રે, બાપુ, હવે ... લોકો જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં અમારી હ... ફાઇ કરો છો.

**સ્ત્રી. પ્રે.** : એને હરીફાઇ ન કહો, સાથ કહો.

**પુ. પ્રે.** : [દબાતો લાગતો] : એમ કહો.

**સ્ત્રી. પ્રે.** [સગર્વ] : પણ તે કંઇ નવાઇનું નથી. પુરૂષને આદીયુગથી જ સ્ત્રી સાથ આપતી આવી જ છે. વચ્ચે સ્ત્રીઓ પછાત પડેલી તે માત્ર તમારા લોકોના કાવતરાંથી જ...

[મેદાનની આસપાસના તંબુઓ તાળીઓના ગડગડાટથી ગાજી રહે છે. એક પુરૂષ ખેલાડીનો 'ઓવર બાઉન્ડ' સ્ત્રી ખેલાડી અતી પ્રયાસ કરીને ઝીલી લેવામાં સફળ નીવડી હોય છે, એની પ્રશંસામાં એ તાળીઓ પડે છે.]

સ્ત્રીઓ યુદ્ધમાં તમને સાથ દેતી, તમારી ખેતીમાં અમારો ફાળો ઓછો. નહોતો, જ્યારે

**ઇંદુ** : તમારી દયામાં યે પ્રેમનો ઝરો હશે, એટલે અમને તો તમારી દયા પણ પ્રીયકર થઇ પડશે.

**રોશન** : તે તો અનુભવે સમજાશે.

[બધું મંડળ હસી પડે છે]

**સ્મીથ** : મીસ મંજરી રૉયને હું પુછું છું કે તમે વીદ્યાર્થી અવસ્થામાં પ્રેમ કરવામાં માનો છો. ખરાં ?

**મંજરી** : ના. એ અવસ્થા વીદ્યા-જ્ઞાન સંપાદન કરવાની છે. તેમાં બ્રહ્મચર્યનું પાલન એ જ જરૂરનું છે.

**રૂસી** : એટલે શું છોકરાઓ સાથે બોલવાનું, મળવાનું, મસ્તી તોફાન કે નીર્દોષ ગમ્મત કરવાનું યે બંધ કે ?

**મંજરી** : ના, એવા સાધુવેડામાં મને શ્રદ્ધા નથી. જેને એવું સાધુપણું પસંદ હોય તે ભલે સ્વીકારે, પણ તે નીરાડંબરી હોવું જોઇએ. પરંતુ યુવક યુવતીઓને જુદા જુદા ખાનાંઓમાં પુરી રાખવામાં હું ...નતી નથી. કદાચ તેથી જ વીકાર વાસના પ્ર...બળ બને છે.
કરે ને ? ...રી એ માન્યતા સાથે હું

**ઇંદુ** : તમે ...

**ફ્રેની** : ના, ...બર બ્રહ્મચર્ય પાલ... માટે સત્ય કહીએ સહન થતું નથી. ...ં જરા યે શ્રદ્ધા

**સ્મીથ** : એ જુના ... એવા પ્ર... માટે સાચું હશે, પણ... ..., બાજી

**મંજરી** [વચ્ચે જ] : પુરૂષ ... અને તેઓ જ્યારે સ્ત્રીઓના સંબંધ... નભર કરતા હોય, ત્યારે નવા જુનાનો ... શકાતો જ નથી.

**ફ્રેની** : તદ્દન ખરૂં.

**રૂસી** : સ્ત્રી સ્ત્રીનો જ પક્ષ ખેંચવા...

[છોકરાઓ તાળીઓ પાડીને હસે

**મંજરી** : એ તો તમારી માન્યતા જ

ઇંદુ : મીસ રૅયૂના આ વીચારો સામે વીરોધ ઉઠાવી શકાય તેમ નથી.

ફ્રેની : કેમ નહીં ? શા માટે વીરોધ ઉઠાવતા નથી ? સ્ત્રીઓની સામે વીરોધ ઉઠાવવો જ એ તો પુરૂષોનો કુદરતી સ્વભાવ જ છે.

રૂસી : તે તો તમો લોકો સામે થતાં નહોતાં ત્યાં સુધી સ્તો,...

[બધાંથી હસી જવાય છે]

મંજરી : ચાલો હવે બીજા વખત માટે આ બધી વાતો રહેવા દો, આજનો થાક હવે ઉતરી ગયો છે, હવે ભુખ પણ કકડીને લાગી છે

મુરાદ [છુટયો હોય તેમ] : બરાબર છે. ચાલો ત્યારે સાહેબજી !

ફ્રેની :
મંજરી : } હા, સાહેબજી.
રોશન :

સ્મીથ : આજે તો ઘણી જ મજા પડી.

[બધાં વીખરાય છે.]

— પડદો પડે છે —

# વિશ્વ સામ્રાજ્યવાદ—ઈંગ્લેંડમાં

## ગ્રેટબ્રીટનની મુડી તુટતી ઇમારત માટે સામ્રાજ્યવાદી ચળણને એકા

:લેખક:
—માર્કસીસ્ટ—



મી. બાલ્ડવીન

'આ પણ કેટલાક બંધુઓ પહેલાંના દીવસોમાં શીખવતા કે મુડીવાદનો નાશ કર્યા શીવાય આપણી પાસે અન્ય ઉપાયજ નથી. પણ જ્યારે આ સંસ્થા તુટવાની અણી પર છે ત્યારે આ જ બંધુઓ હવે આપણને મુડીવાદી સંસ્થાને કાયમ રાખીને આધુનીક સંસ્કૃતી ટકાવવા માટે એકત્ર બનવાની સલાહ આપે છે,'—સ્કારબરો ટ્રેડ યુનીયન કોંગ્રેસના પ્રમુખના ભાષણમાંથી.

પણ આ શબ્દો બોલાયાને આજે છ વર્ષ તો વીતી ગયાં છે; ત્યાર પછી તો આર્થીક મંદી અતી ઉંડી ઉતરી છેઃ તુટતા આવાસના અવાજો સ્પષ્ટ સંભળાવા લાગ્યા છે. કંપના આંચકા ચોખ્ખા અનુભવાય છે. 'રાષ્ટ્ર આપત્તી' 'બ્રીટન ભયમાં આવી પડયું છે' એવા સુત્રો હવે સામાન્ય બન્યા છે. આજે ઇંગ્લાંડમાં જોરશોરથી પોકાર પડે છે કે 'એક થઇને ઉભા રહો.' શા માટે? કહે છે કે 'ઇંગ્લાંડના મુડીવાદ' ઉપર આફતના

—ના મુખ્ય સ્તંભ—

# આંદોલનો

વાદી સંસ્કૃતીની તને ટકાવવા દીઓએ સોનાના એક રદ કર્યું.



મી. રામ્સે મેકડોનાલ્ડ

—આધુનીક— —આંદોલનો—

માલદારશાહીનું અસ્તીત્વ જોખમમાં આવી પડ્યું છે, અને જે સહકાર, જે ઐક્યની સામે સખ્ત ટંકાર, ૧૯૨૫ માં ઉદ્દામ પ્રચારક તરીકે ગણાતા નેતાઓએ કરી હતી, તે જ પાછું આજે ઈંગ્લાંડમાં તાદસ્ય મુર્તીમંત થઈ ગયું. મુડીવાદને બચાવવા માટે મેકડોનાલ્ડ એકતાનું આમંત્રણ દે છે. છે. સ્નોડન જાહેર કરે છે કે મુડીવાદને સજીવ. સંરક્ષ્યા સીવાય બીજો માર્ગ જ નથી. આ જ નેતાઓએ ઈંગ્લાંડની દરેક વ્યાસપીઠ પરથી જાહેર કર્યું હતું કે મુડીવાદનો નાશ કર્યા શીવાય ઈંગ્લેંડના કામદાર પક્ષોનો આરો નથી. આ પ્રલય ટાંકણે આ નેતાગણ ખરેખર ડરી ગયા છે. મુડીવાદી દાનવના નાશ માટે ઘોષણા કરનારાઓ આજે દાનવને દેખીને મુંઝાઈ ગયા છે. એટલું જ નહીં, પણ વીટંબણ બનીને તેઓ મુડીવાદને ચીરંજીવી રાખવાની સલાહ આપી રહ્યાં છે. જે જોરે ઈંગ્લાંડના આમવર્ગ ઉપર આફત ઉતારી છે તે જ જોરને ચાલુ રાખવાનો ઉપાય આજે મેકડોનલ્ડ, હેન્ડરસન, અને અન્ય વ્યક્તીઓ આદરી રહી છે.

[૨]

આજે ઇંગ્લાંડમાં આર્થીક આફત ઉતરી છે. પણ તેનો શું અર્થ છે? એ શી વસ્તુ છે કે જેને માટે એમ કહેવામાં આવે છે કે કામદારોએ આત્મભોગ આપવો જ જોઇએ! ચાલો, ત્યારે આ આર્થીક આફતનો આપણે અભ્યાસ કરીએ.

છેલ્લા દશ વર્ષથી આપણે આલેખીયે છીયે કે ઇંગ્લેંડના મુડીવાદનાં તેજ હણાતાં જાય છે. તેના શરીરમાંથી ચેતના ધીમેથી ચાલી જતી લાગે છે. છેલ્લા વર્ષોમાં આ વસ્તુ ઉપર આપણે ખુબ ભાર મુકયો છે. આપણે અનેક વાર મુડીવાદી ઉપાયોની અપુર્ણતા તરફ આંગળી ચીંધી છે. અને આ વર્ષનો ઇતીહાસ સાબીત કરી આપે છે કે માર્કસીન દ્રષ્ટીબીંદુ આખરે સાચું નીવડયું છે.

આજથી પાંચ વર્ષ પહેલાં એક પણ મુડીવાદી, એક પણ અર્થવીશારદ, એક પણ નીષ્ણાત આ આર્થીક આફતનાં મુળ દર્દને નહોતો જોઇ શકતો. મુડીવાદી વૃક્ષના મુળમાં લાગેલો આ સડો—તે નહોતો સમજી શકતો. તેઓ આ આર્થીક ઉલ્કાપાતને મહાયુદ્ધની એક અનીચ્છનીય અસર તરીકે ઓળખાવતા. આજનું વર્ષ તેમની આશા અને ધારણાને અસત્ય ઠરાવે છે. પ્રત્યેક વર્ષે આબાદીની વાટ જોતા આ મુડીવાદી મહાથીઓને હવે લાગ્યું છે કે આબાદી, ઉત્કર્ષ અને વેપારનું પુનરુત્થાન, એ શબ્દો તેમને માટે અદ્રશ્ય થઇ રહ્યા છે. દરેક પળ જતી જાય છે અને આબાદીની ધારણા વેગળી ખસતી જાય છે, તેમ તેમ મુડીવાદને ગમે તે ભોગે ટકાવવાનો મનોરથ પ્રબળ બનતો જાય છે.

હજુ તો આર્થીક ઝંઝાવાતની ઝાંખી થઇ છે. દુઃખના દહાડા તો હજુ આગળ છે, આ ઉલ્કાપાતથી ગભરાઇને આ સમુહ હવે 'તાત્કાલીક' પગલાં લઇ રહ્યો છે. બેંકરોની આગેવાની નીચે મુડીવાદ સમુહ ઉપર નવા કરો લાદી રહ્યો છે, અને શોષણનો વેગ વધારી રહ્યો છે, આર્થીક આબાદીની વાતો વેગળી કરીને હવે મુડીવાદીઓ ઇમારતને પડતી અટકાવવા માટે પગલાં ભરી રહ્યા છે.

[૩]

આજે કામદારો પુછી રહ્યા છે કે આ આર્થીક આફત ખરેખર છે કે ખોટી છે? આજે ઇંગ્લેંડના શ્રમજીવીએ પુછી રહ્યા છે કે તેમના પગાર પર કાપ મુકવાને તો આ ગંજાવર તુત ઉભું નથી કર્યું? શું મુડીવાદીઓનો નફો, સંપત્તી, વ્યાજ, એ સર્વ એકદમ ઓછું થઇ ગયું છે કે સરકારતંત્ર ભુખે મરતા બેકારોના રોટલામાં ભાગ પડાવવા ઇચ્છે છે! ઇંગ્લેંડનો કામદાર વર્ગ આજે વીહવળતાથી પુછી રહ્યો છે કે આખા યે વીશ્વમાં સંપત્તીવાન ગણાતું ઇંગ્લેંડ ખરેખર દેવાળાની અણી પર આવ્યું છે કે તેઓ આજે 'આફત'ની આવડી વાતો કરે છે! આ સીધા સવાલનો જવાબ આપવો હોય તો એમ કહી શકાય કે આ 'રાષ્ટ્ર આપત્તી' દેખાડવામાં આવે છે તેટલી ગંભીર તો નથી જ. આર્થીક મંદાના અનીવાર્ય પરીણામોથી બ્રીટીશના સંપત્તીવાન સમુદાય પર પણ અસર થઇ છે. પણ તેમ જ તે પણ તેટલું જ સાચું છે કે મુડીવાદનાં વૃક્ષનાં મુળ તદ્દન સડી ગયાં છે. હવે ટેકા આપવાથી આ વૃક્ષ જરા યે ટટાર રહી નહીં શકે; આ પરીસ્થીતીનો એક જ ઉપાય મુડીવાદી ઇમારતને જમીનદોસ્ત કરી સમાજવાદની સ્થાપના કરવાનો છે, ઇંગ્લેંડના આમવર્ગ આગળ આ એક જ માર્ગ છે.

[૪]

મજુરવાદી ગણાવાનો દંભ કરતા વર્તમાનપત્રો આ આર્થીક ઉલ્કાપાતને પરદેશી બેંકરોનું કાવતરૂં તરીકે વર્ણવે છે. દાખલા તરીકે 'ડેલી હેરલ્ડ' આ આખી ય ઘટનાને ફ્રેંચ અને અમેરીકન બેંકરોની સીધી પ્રપંચલીલા તરીકે મજુરો સમક્ષ વર્ણવે છે. પણ આ પત્રો મુડીવાદનાં મુળમાં જ રહેલાં અશક્તીને નથી જોઇ શકતાં. અત્યારે જગતની શેત્રંજ ઉપર પારીસ, ન્યુયોર્ક, અને લંડન આર્થીક સ્વામીત્વ માટે ઉગ્ર હરીફાઇ કરી રહ્યાં છે એ સ્વીકારીએ તો પણ હાલની ઘટનાને વીદેશી ધનીકોની પ્રપંચલીલા તરીકે વર્ણવવી એ અમજીવીઓને છેતરવા સમાન છે. દલીલની ખાતર સ્વીકારી લઇએ કે પેરીસ અને ન્યુયોર્ક એકત્ર મળીને લંડનની આર્થીક સત્તાનો વીનાશ કરવા માગે છે. છતાં એ એકલું હાલની આર્થીક સંકડામણનો ભેદ ઉકેલવા જરા યે સમર્થ નથી. તેનો એ અર્થ નથી કે પેરીસ અને ન્યુયોર્કે આ આર્થીક સંકડામણના ઉદ્‌ભવમાં જરાયે ભાગ નથી આપ્યો! પણ મજુરપત્રો જેટલો ધારે છે તેટલે અંશે તો નહીં જ. તેમ જ આંટની ઓછપ કે બજેટની સમતુલનાતું તુટી જવું એ પણ સાંપ્રત સંકડામણના મુળને સ્પર્શતા નથી. આજે ઇંગ્લેંડમાં માત્ર ૨૫૦ કરોડ પાઉન્ડ પરદેશીઓના પડયા છે. અને આની સામે વીદેશમાં ઇંગ્લેંડે લગભગ ૪૦૦૦ કરોડ પાઉંડ રોકયા છે આની અંદર જર્મનીમાં રોકાયેલા ૮૦ કરોડ પાઉંડ સમાઇ જાય છે. ઇંગ્લેંડના આર્થીક શક્તીના આ આંકડા સાચા હોય, તો ઇંગ્લેંડની સરકારને આંટ માટે તાણ પડે એ અશકય છે.

તેમ જ એમ માનવુ કે બજેટમાં સમતુલના સ્થાપવાની અશક્તીમાંથી ઇંગ્લાંડની આંટ વીશે વીદેશી ધનાઢ્યોના માનસમાં વસવસો ઉત્પન્ન થયો છે એમ પણ માના શકાય તેમ નથી. 'ઇકોનોમીસ્ટ' પત્ર પ્રમાણે બજેટના ૧૨ કરોડ પાઉંડની ખોટ એ વધુ પડતો આંકડો છે. આ પત્રના અભ્યાસ પ્રમાણે બજેટમાં લગભગ ૫ કરોડ પાઉંડની ખોટનો અંદાજ આવવા સંભવ છે. અને બ્રીટનના સંપત્તીવાનોની અઢળક કમાણી ઉપર લક્ષ આપીએ તો આ ખોટ નજવી જ લાગે. એક પણ વાળને ઉંચો કર્યા સીવાય આ ખોટનો માર્ગ કહાડવો અતી સહેલો હતો. પણ બજેટ તો એક અંગ છે. આ આર્થીક ખોટની આવડી વાતો માત્ર બ્રીટીશ કામદાર પ્રજા ઉપર આક્રમણ કરવાની યોજનાનો એક ભાગ છે.

[૫]

આજની આર્થીક આફત તે બ્રીટનની ઔદ્યોગીક સંકડામણનું અનીવાર્ય પરીણામ છે. છેલ્લા દશ વર્ષમાં ઉદ્યોગો પાંગળા બનતા ગયા છે આજની આફતનો મુળ ભેદ અહીં છે. આજના ઇતીહાસનો આ સંકેત છે.

કેટલાક ઉપરછલ્લાં અધ્યાપકો પોકાર કરે છે કે બેંકરો અને ઉદ્યોગવાદીઓ વચ્ચે શરૂ થએલી અથડામણનું આ પરીણામ છે. તેઓ ઉદ્યોગના આ ધીમા પતન માટે બેંકરો પર દોષ મુકે છે. એક વાકયમાં આલેખીયે તો બેંકીંગ પ્રથાના વીકાસમાં આ અનીષ્ટનાં મુળ રહેલાં છે એમ સમજાવવાનો આ વર્ગ યત્ન કરે છે.

પણ આ અર્થ જરા યે સત્ય નથી. આ યુગ તે બેંકોનો યુગ છે. આજે ઉદ્યોગો

અને બેંક એ બે જુદાં, વીભક્ત તત્વો નથી રહ્યાં. મુડીવાદી સમાજરચનાએ આ બન્ને તત્વોને પરસ્પર એવાં તો ઓતપ્રોત કરી નાંખ્યા છે કે તેમાંથી માર્ગ નીકળવો મુશ્કેલ છે. આજે ઉદ્યોગના નફામાંથી તો બ્રીટીશ બેંકો પોષાય છે. જો ઔદ્યોગીક સ્થીતી નબળી પડે તો તેની સીધી અસર નાણાં પ્રકરણ પર થવાની જ. ધીમે ધીમે બેંકો પણ ડુબવા જ લાગે.

અને ઇંગ્લાંડમાં આજે આ વસ્તુ ખરેખર આપણી આંખો નીચે થઇ રહી છે.

[૬]

૧૯૨૫ માં ઇંગ્લેંડે સોનાનું ચલણ પાછું સ્થાપ્યું. પરદેશમાંથી મળતા પૈસા ઉપર આધાર રાખીને ઇંગ્લેંડના બેંકરોએ આ આફતકારક પ્રયોગમાં ઝુકાવ્યું. ઔદ્યોગીક આબાદી વગર; અને ઉદ્યોગની પુનર્રચના વગર ઉભા કરેલા સોનાના ચલણે બેંકરોને સહાય કરી, પણ ઉદ્યોગોને પારાવાર હાની કરી. ૧૯૨૫ માં 'લેબર મંથલી' નામના માર્કીસ્ટ માસીકે આ વખતે જ અગાહી કરી હતી કે, ખરેખરી આબાદી વગર, અને ઔદ્યોગીક પુનર્રચના વગર, અરે એટલું જ નહીં પણ ઔદ્યોગીક શક્તી જ્યારે દરેક ક્ષણે ક્ષીણ થઇ રહી હોય ત્યારે સોનાનું ચલણ લાંબો કાળ નહીં જ ટકી શકે.

દીવસો જતા ગયા અને વર્ષો વીત્યાં અને ઔદ્યોગીક મંદીના મુળ હજુ નીચે ઉતરતાં ગયાં. પરીણામ અનીવર્ય હતું. તુટતી ઇમારત ઉપર ઉભા કરવામાં આવેલા સુવર્ણ ધ્રુમ્રજને કાઢી નાખવા સીવાય અન્ય ઉપાય જ ન હતો.

[૭]

આજની શી સ્થીતી છે? બ્રીટન આર્થીક દ્રષ્ટીએ અપંગ બન્યું છે. બ્રીટનના ઉદ્યોગોનો સુર્ય આથમણી દીશા તરફ ઢળી ગયો છે. આજે કેટલાંય કારખાનાં કામ વગર પડી રહ્યાં છે. ૩૦ લાખ કામદારોને કામ પણ નથી. વેપારની સમતુલના પણ તુટી ગઇ છે. નીકાશ ઘટતી ચાલી છે. અને હવે વીશ્વવ્યાપી મંદીની પ્રબળ અસર છેક ઉંડી ઉતરી છે. ૧૯૨૪ માં જ ૧૯૧૩ ની સાલના હીસાબે કૈં ગણી નીકાશ ઓછી હતી. પણ ૧૯૩૦ માં તો આ સંખ્યા કરતાં પણ નીકાશ એકદમ નીચે જઇ બેઠી હતી. ૧૯૩૧ માં નીકાશના આંકડા ૧૯૨૯ ની સાલ સાથે સરખાવીયે તો જણાશે કે તેઓ ૪૪ ટકા ઓછા હતો.

પણ આ સાથે જો આયાત ઘટતી જાય તો સંપત્તીની સમતુલના જળવાઇ રહે.



સચીવ સ્નોડન

પણ જ્યારે નીકાશનો ઘટાડો આયાતના ઘટાડાથી વધારે હોય ત્યારે બ્રીટનને પરદેશ સોનું મોકલવું પડે.

૧૯૩૧ માં આયાતના ૪૭ ટકા જેટલું ધન નીકાશના માલ વડે નહોતું મોકલવામાં આવ્યું.

મુડીવાદી ઇતીહાસમાં આ એક અતી અસ્વાભાવીક પગલું હતું.

## [૮]

પણ આ વસ્તુ એ દેવાળીઆની જરા યે નીશાની નથી. ૧૯૧૩ પહેલાં પણ બ્રીટનના આયાતના આંકડા નીકાશના કરતાં અતી ઉંચા હતા. કારણ કે બ્રીટન પરદેશોમાં રોકેલી સંપત્તી ઉપર તમન્ના કરવામાં મસ્ગુલ હતું. તેને એશીયા અમેરીકા (દક્ષીણ) અને આફ્રીકાના કાળા લોકોએ કરેલી મજુરી ઉપર મળતા નફા ઉપર મોજ્શીલાસ માણવાની ટેવ હતી. સામ્રાજ્યવાદી સ્થીતીની આ એક સાબીતી હતી. વીદેશથી આવતી સંપત્તી ઉપર વૈભવ માણવાની પ્રથા બ્રીટન માટે સ્વાભાવીક જ હતી.



સચીવ બેન

જેઓ રીદી મંત્રી હતાં.

પણ અત્યારે તો પરદેશમાં સંપત્તીના રોકાણનો પારો પણ અતી વેગથી નીચે ઉતરતો જાય છે. છેલ્લા બે વર્ષમાં બ્રીટનમાંથી બહુ ઓછી મુડી વીદેશે વસવા જઇ શકી છે. અને હવે આ રોકાયેલી મુડીમાંથી મળતાં વ્યાજ ઉપર નીભાવ કરવાની બ્રીટનને ફરજ પડી છે.

પણ અન્યની જહેમત ઉપર જીવવાની રૂઢી પણ આજે ડગમગી ઉઠી છે. અત્યાર સુધી પરદેશીઓના પરીશ્રમે ઉત્પન્ન થતા લગભગ ૩૫ કરોડ પાઉન્ડ બ્રીટનને એમ ને એમ વ્યાજ પેટે મળતા આટલી રકમમાંથી આયાતના વધારા પેટે પૈસા આપવા ઉપરાંત પરદેશમાં વધુ સંપત્તી રોકવાનું શકય બનતું.

આજે આ ચોખ્ખી વધ અદ્રશ્ય થતી જાય છે. ૧૯૨૯ માં પરદેશથી વ્યાજ પેટે માત્ર ૧૩ કરોડ પાઉન્ડ (દોઢ અબજ રૂપીયા) આવ્યા હતા. જ્યારે ૧૯૩૦ માં માત્ર ૩ કરોડ પાઉન્ડ આવ્યા હતા. સંભવ છે કે ૧૯૩૧ ની શરૂઆતમાં વીશ્વવ્યાપી મંદીને લીધે આ રકમ તદ્દન અદ્રશ્ય થઇ જાય. પરીસ્થીતી એવી ઉભી થઇ છે કે હવે મુળ મુડી ઉપાડવા શીવાય બ્રીટન પાસે અન્ય ઉપાય નથી. આનું સીધું પરીણામ એ આવશે કે લંડન અન્ય દેશો સાથે લેનોની લેવડદેવડ નહીં કરી શકે.

આ પરીસ્થીતીના પરીણામે અત્યારે મધ્ય યુરોપમાં ફ્રાંસ અને અમેરીકા ઇંગ્લાંડને કુણી મારીને બહાર કાઢી રહ્યા છે, એટલું જ નહીં પણ બ્રીટીશ સંસ્થાનોમાં પણ અમે-

તેઓ સામાન્ય હડતાલના આયુધથી સામનો કરવાની સલાહ આપત. તેઓ ખરેખરા અસરકારક અને ઉગ્ર સામાનાની તૈયારી કરત. જો તેઓના આશયો શુદ્ધ હોત તો તેઓ આ મુડીવાદી આક્રમણ સામે પગલાં ભરવાને માટે વ્યવસ્થીત યત્ન કરત. જ્યારે કંગાલ રોજી ઉપર કાપ મુકાઇ રહ્યો છે, તો પણ આ મજુરવર્ગના દંભી મહારથીઓ માત્ર શાબ્દીક વીરોધ કરીને સંતોષ માને છે. આ અમલમાં મુકાતા આક્રમણને અટકાવવાને એક પણ અસરકારક પગલું યોજતા નથી.

અરે! અસરકારક વીરોધની વસ્તુ તો ક્યાં રહી, પણ આ સંસ્થાઓ જાલીમ મુડીવાદને કેમ ઉગારી શકાય તેને માટે જુદી જુદી યોજનાઓ રજુ કરવામાં પરસ્પર સ્પર્ધા કરે છે. દરેક ગ્રુપ, દરેક સંસ્થા અને દરેક પક્ષ પાસે મુડીવાદને બચાવવાની યોજના તૈયાર જ છે. હેન્ડરસન, મેક્ષટન, મોસ્લે એ સર્વ આ કક્ષામાં વીરાજે છે. તેઓ કહે છે કે મુડીવાદને ઉગારવાની અમારી યોજના સારી છે, મોસ્લે 'ઇમરજન્સી કૌન્સીલ'ની વાત કહે છે, મેક્ષટન અને કુક પાસે કર કેમ નાંખવા તેને માટે વૈકલ્પીક યોજના તેમના ગજવામાં તૈયાર છે. આમ મુડીવાદને બચાવવા માટે, તેના પર પડેલી આર્થીક આફતમાંથી ઉગારવાને માટે 'રચનાત્મક' કાર્યક્રમ મજુરપક્ષે, લીબરલપક્ષે, અને સ્વતંત્ર મજુર પક્ષે તૈયાર કર્યો છે.

કેટલાક વેપારની વસ્તુના ભાવ વધારવા માટે પ્રેરણા પાઇ રહ્યા છે. પગાર ઘટાડવા કરતાં માલની કીંમત વધારીને આડકતરી કાતર ચલાવવાની સલાહ સ્વતંત્ર મજુરપક્ષનું મુખ્ય વાજીંત્ર 'ન્યુ લીડર' આપી રહ્યું છે. એટલું જ નહીં પણ તેનું સારૂં અનુકરણ થઇ રહ્યું છે. ૧૯૨૮ ની સાલના ભાવ પાછા સ્થાપવા માટે આ વ્યક્તીઓ સલાહ આપી રહી છે. આમ કરીને કામદાર વર્ગના જીવનખર્ચ ઉપર આડકતરો કાપ મુકવાની દરખાસ્ત સ્વતંત્ર મજુર પક્ષનું મુખ્ય વાજીંત્ર કરે ત્યારે આ પક્ષની દાંભીકતા સારી રીતે વ્યક્ત થાય છે.

બ્રીસ્ટલમાં ટ્રેડ યુનીયન કોંગ્રેસ ભરાઇ હતી. આ પરીષદ ભરાયાને હજુ બહુ જ થોડો સમય વીત્યો છે. અને આ પરીષદે શું કર્યું? શાબ્દીક વીરોધ. એટલું જ નહીં પણ ઉદ્યોગોને રક્ષણ આપતી જકાત નાંખવા માટે સંમતી પણ આપી. મુડીવાદે ઉભા કરેલા દર્દનું તેમની પાસે આ ઔષધ છે. તેઓ આ સંસ્કૃતીને તોડી પાડવા નથી ઇચ્છતા. તેઓ માત્ર ક્લોરોફોર્મ આપીને દરદીની વેદના ઘટાડવા માગે છે.

હેન્ડરસન, મેક્ષટન, અને કુકનો આ માર્ગ છે. બ્રીટનના શ્રમજીવીઓની જાગૃતીના ધસમસતા વહેણને આગળ વધારવાને બદલે, તેના વીવીધ ઝરણાંને સંયુક્ત કરીને તેમાંથી મહાનદ પ્રકટાવવાને બદલે, આ અતી પ્રચંડ સ્વરૂપમાં પ્રગટેલી રોષની ભાવના વડે મુડીવાદનો સંહાર કરવાને બદલે, આ સજ્જનો જાગૃતીના વહેણને ખડકોમાં વાળી દઇને અવળે માર્ગે લઇ જાય છે, તેઓ જાગૃતીની ભાવનાને વેગ આપવાને બદલે તેના જ સંહારના સાધનો યોજે છે, એટલું જ નહીં પણ આ જાગૃતીનાં કંઇ અનીષ્ટ (!) પરીણામ ન નીપજે, કદાચ મુડીવાદ ઉપર અચાનક આક્રમણ ન થાય તે માટે હેન્ડરસન વીગેરે ખુબ સંભાળ રાખે છે. મજુર જનતાને નામે રળી ખાતા આ મહારથીઓ શ્રમજીવીઓની નીઃસંકોચ વંચના કરવાના કાવતરાં રચે છે.

સામાન્ય ચુંટણી એ એક આવું કાવતરૂં છે. જ્યારે સંપત્તીવાનોએ જોયું કે

# સોવીયેટમાં શિશુ સંરક્ષણ



સાંપ્રત સમયની રૂશીયન શાળાનું એક દ્રશ્ય.

લેખક

કે. સી. ચૌધરી એમ. એ.

## લાલ રશીયામાં બાળકોની સંભાળ તેમજ શીક્ષણ માટે લેવાતા પગલાંઓ ઉપર એક નજર.

સોવીયેટ રશીઆ કે જે સામાન્ય ચર્ચામાં લાલભુમી તરીકે પરીચીત છે. તે છેલ્લાં થોડાં વર્ષોથી મહાન અને પ્રખ્યાત લેખકોની લેખીનીઓને આકર્ષી રહ્યું છે. થોડાક અપવાદો સાથે તેના રાજકીય આદર્શો અને આર્થીક પ્રશ્નો પર ઘણાંખરા લેખકોએ ખુબ લખ્યું છે. પરન્તુ તેની સામાજીક આરોગ્ય માટેની સંસ્થાઓને લગતું પૃથક્કરણ ઘણા ઓછા જ પ્રમાણમાં કરવામાં આવ્યું છે.

આ પ્રશ્નની વીચારણા વખતે કદાચ એ શંકા ઉત્પન્ન થશે કે જ્યારે રશીયા ત્હેના આદર્શોમાં સંપુર્ણ નથી તો પછી, દુનીયાના અન્ય દેશો કરતાં ત્હેના આદર્શોનો સ્વીકાર કરવાની શા માટે પસંદગી આપવામાં આવે છે? હીન્દમાં સામાજીક સુધારા કરવા ઇચ્છતા ભાવી કાર્યકરોને આ શંકા સ્હમજવી તદ્દન સરલ થઇ પડશે. જગતના કોઇ પણ દેશોની સરખામણીમાં હીંદ અને રશીયા લગભગ દરેક રીતે પરસ્પરને મળતા આવે છે. નીરૂપયોગી થઇ પડી રહેલી વીશાળ જમીન, ઉભરાઇ જતું વસ્તી પ્રમાણ, જીવન અસ્તીત્વની મુંઝવણો, ખેતીવાડીમાં રહેલી ખામી તેમ જ હીંદી પ્રજાની અત્યારની પરવશ સ્થીતી એ સઘળું ઝારના અમલ નીચેના રશીયાને અક્ષરસઃ મળતું આવે છે.

પ્રમાણે સોવીયેટ સામાજીક આરોગ્યનો આદર્શ 'બાલકોના સ્વતંત્ર વીકાસ'નો છે, અને ત્હેને માટે સોવીએટ સામાજીક આરોગ્ય સંસ્થા જરૂર પડતી સઘળી સરલતા કરી આપે છે.

આ સંસ્થાના કાર્યક્રમમાં–બાલકોના જીવન વીકાસના સીદ્ધાન્તોમાં ખાસ નવીનતા તો એ રહેલી છે કે: બાલકો અને સ્ત્રીઓની સ્થીતી પર લક્ષ આપવું, અનાથ બાલકોના રક્ષણની વ્યવસ્થા કરવી, દુઃખી અને દર્દીઓ માટે દવાખાનાં સ્થાપવાં અને બાલકોના ઉછેર માટે કાળજી રાખવી–આટલાથી જ કાંઇ સોવીયેટ તંત્ર અટકતું નથી પરંતુ ત્યાં સ્ત્રીઓને વર્ગસુધારણા તેમજ સંસ્કારીતામાં–ત્હેની પ્રગતીનાં કેન્દ્રસ્થાન તરીકે માનવામાં આવે છે. આ સંસ્થા બાલક પ્રત્યેની ત્હેની માતાની સઘળી જવાબદારીઓ સરલ બનાવી ત્હેની પ્રવૃત્તીમાં મદદરૂપ થાય છે; કારણ કે સામાજીક ક્ષેત્રમાં માતાનું સ્થાન ખરેખર અદ્વીતીય છે. આ પ્રમાણે સ્ત્રી આદર્શોમાં પણ બીજાથી ભીન્ન જણાય છે: આ ભીન્નતાના મુખ્ય મુદ્દાઓ કે જ્હેના પર આગળ વીચાર ચલાવવામાં આવશે. તે રાજકીય અને નાગરીક સામ્યતામાં પુરૂષોથી જુદા પડે છે.

રશીયામાં અત્યારે 'સોસ્યલ વેલફેર' સામાજીક આરોગ્યની જે સંસ્થા અસ્તીત્વ ધરાવે છે ત્હેનો જન્મ ૧૯૧૯ માં થયો હતો. ત્યાર બાદ ૧૯૨૧ ના બીજા કાયદામાં ત્હેને જોડી દેવામાં આવી હતી; આ કાયદાની રૂએ ધારાધોરણ, શીક્ષણ અને સંસ્થાઓની સ્થાપના. આ ત્રણ કાર્યો તત્કાલ જ ઉપાડી લેવામાં આવ્યાં હતાં.

[ ૨ ]

દરેક કાયદાને લગતા વીષયો બે ભાગમાં વ્હેંચી નાંખવામાં આવેલા છે. (૧) સામાન્ય કાયદા અને (૨) ખાસ કાયદા. લગ્ન, વારસા, વાલીપણું તથા ત્હેને લગતા બીજા કાયદાઓ પહેલા વીભાગમાં સમાઇ જાય છે: અહીંઆં સ્પષ્ટ કરવો અગત્યનો છે કે સ્ત્રી અને પુરૂષોના હકકોને તદ્દન સમાન કક્ષામાં મુકવામાં આવેલા છે; અને બાલકો પ્રત્યેની માતાપીતાની ફરજો વીષે ગંભીર સુચનાઓ કરવામાં આવી છે. તે જ્યાં સુધી પોતાનો નીર્વાહ ચલાવવાને અશકત હોય ત્યાં સુધી પોષણની મદદ આપવાની જવાબદારીનો ઉલ્લેખ કરાયલો છે. સોવીએટ કાયદા પ્રમાણે કાયદેસર અને ગેરકાયદેસરના બાલકમાં કાંઇ ભીન્નતા ગણવામાં આવતી નથી; અને એ બન્નેને કાયદા પ્રમાણેના સરખા હકકો ભોગવવાની છુટ રહે છે. આ ઉપરાંત બીજા ઘણા ખાસ કાયદાઓ પણ રચવામાં આવેલા છે, દાખલા તરીકે સોલ વર્ષની અંદરના સ્ત્રી અગર પુરૂષને કોઇ પણ ઉધો

ગમાં કામ કરવા સ્હામે પ્રતીબંધ મુકવામાં આવેલા છે, અને અમુક પ્રકારનાં કારખાનાંમાં તો સ્ત્રીઓને માટે સદ્દન જ મનાઇ કરવામાં આવેલી છે. કારખાનાંના કાયદા પ્રમાણે દરેક સ્ત્રીઓને માટે સાત કલાક અને કોઇ કોઇ પ્રસંગે ૭. કલાકનો દીવસ ગણવામાં આવે છે અને દરેક વર્ષે ભરપગારે બે અઠવાડીયાંની ફરજીઆત રજા આપવામાં આવે છે.

હેલ્થ ઇન્સ્યુરંસ કાયદા પ્રમાણે સુવાવડ પહેલાંના બે માસ અને સુવાવડ પછીના બે માસની દરેક માતાને પુરા પગારે રજા મલે છે; અને બાલકની પ્રસુતી સાથે જ તે માતાને બાલકની જરૂરીયાત માટે ત્રીશ રૂબલ જેટલું એલાવંસ મલે છે; અને ત્યાર પછીથી હેના પોષણ માટે નવ માસ પર્યંત દરેક માસે નવ રૂબલ મળે છે.

આ સઘળો ખર્ચ જે તે કારખાનાના માલીક પાસેથી વસુલ કરવામાં આવે છે. આ ઉપરાંત જો તે કામ પર જતી હોય તો, દરેક ત્રણ કલાકે હેને અર્ધા કલાકની રજા આપવામાં આવે છે, ૧૯૨૭–૨૮ માં વીમાનો કુલ ખર્ચો નવ કરોડ સાઠ લાખ રૂબલનો થયે હતો.

બાલકોની મજુરીને લગતા પણ કાયદાઓ રચવામાં આવ્યા છે. ચૌદ વર્ષથી ઓછી વયના બાળકને કોઇ પણ સ્થળે કોઇ પણ કામ કરવાની પરવાનગી અપાતી નથી. ચૌદથી સોલ વર્ષની વયનાં બાળકોને માત્ર નીચેના ત્રણ કારણોમાંથી ગમે તે એક પ્રસંગે મજુરી કરવાની છુટ આપવામાં આવે છેઃ-(૧) નીરાધાર (૨) કુટુંબના પોષણનો આધાર હેના પર જ હોય (૩) આ શીવાય બીજા ખાસ સંયોગો. આવા પ્રસંગે ૭ કલાક અને બની શકે તો ચાર કલાકના દીવસની ગણત્રી કરવામાં આવી છે અને અઠવાડીક રજા માટે બેતાલીશ કલાક મંજુર કરવામાં આવ્યા છે. રાતપાળી તેમ જ નીયમ ઉપરાંતનાં સમયમાં કામ કરવા સ્હામે સખ્ત પ્રતીબંધ મુકવામાં આવેલા છે. દરેક વર્ષે મળતી પખવાડીયાની રજાને બદલે હેમને એક માસની રજા આપવામાં આવે છે.

સગીર વયના ગુન્હાની શીક્ષા માટે તે કોર્ટમાં શીક્ષાને સ્થળે હેને–આરોપી બાલકને સુધારવા તરફ લક્ષ અપાય છે. આ અદાલત 'કોમીને' નામથી ઓળખાય છે. જહેમાં ત્રણ સભ્યો હોય છે. જહેમાંનો એક પ્રજાના શીક્ષણ મંડળમાંનો એક, કે જે પ્રમુખ હોય છે અને બાકીના બે આરોગ્ય અને ન્યાય મંડળમાંના હોય છે. આ કામને આગળ જતાં વ્યવસ્થીત ચલાવવા માટે જુદા જુદા પક્ષના આઠ પ્રતીનીધીઓની એક મધ્યસ્થ કમીટી રચવામાં આવી છે.

આ અદાલત અને સમીતીને સગીર વયના બાલકોના દરેક જાતના ગુન્હા માટે કામ ચલાવવાની સત્તા આપેલી હોય છે, પરન્તુ હેમનાથી કાંઇ પણ શીક્ષા થઇ શકતી નથી. હેમની ફરજ તો ગુન્હેગારના ચારીત્ર્યને સુધરવામાં જ પુર્ણ થાય છે. ૧૯૨૫ માં બધા ગુન્હેગારોના ૨૭ ટકાને ખાસ સુચનાઓની સંસ્થામાં મોકલવામાં આવ્યા હતા, ૧૬ ટકા હેમના માતાપીતાને સ્વાધીન કરવામાં આવ્યા હતા, દશને ચીલ્ડ્રન્સ હોમમાં મુકવામાં આવ્યા હતા, ૭ ટકાને ખાસ શીક્ષકોને સોંપવામાં આવ્યા હતા; તોફાની બાલકોની સંસ્થામાં આઠ ટકા સોંપવામાં આવ્યા હતા, દશ ટકાને દાકતરી સારવાર માટે અને દશ ટકાને પીપલ્સ કોર્ટ ઓફ જસ્ટીસમાં સોંપવામાં આવ્યા હતા; કે જેને માત્ર શીક્ષા કરવાની સત્તા અપાયલી છે: દરેક ગુન્હાઓમાં શીક્ષા કરવાને સ્થળે હેને સુધારવાના ગંભીર પ્રયાસો આદરવામાં આવે છે.

[3]

આ તો સ્હમજવું સામાન્ય થઇ પડશે કે ધારાધોરણ ગમે તેટલા કડક અને સાવચેતીપુર્વક રચવામાં આવ્યા હોય છતાં પણ સમાજ સુધારણા માટે તે સર્વ રીતે સફળ નીવડી શકતા નથી, પછીથી ભલેને તે સમાજ મુડીવાદી, સામ્યવાદી કે બીજા કોઇ પણ વાદને અનુસરતો હોય. બોલ્શેવીક નેતાઓને આ સ્હમજતાં વીલંબ લાગ્યો નહીં અને ૧૯૧૯ માં જાહેર કર્યું કે કાયદાઓની સાથે જરૂર પડતાં બીજા માર્ગોનો પણ સત્વર આશ્રય લેવો.

આ સર્વ નીયમોમાં શીક્ષણનો વીષય અગત્યનું સ્થાન લે છે; અને તેને નીચેના ત્રણ વીભાગોમાં વીભક્ત કરવામાં આવેલો છે:—(૧) સામાન્ય જનતામાં આરોગ્યને લગતું પ્રચારકાર્ય, (૨) જુદી જુદી સંસ્થાઓના સભ્યોને આરોગ્યશાસ્ત્ર, જનતાના આરોગ્ય અને સામાજીક કાયદા કાનુનનું શીક્ષણ આપવું અને (૩) દરેક મહોલ્લાઓને સમાજ, રાજ્ય અને શીક્ષણ વી. તરફની પોતાની ફરજોનું જ્ઞાન આપવું. આ વીષયોને સોવીયેટ રશીયામાં કેટલા અગત્યના વીચારવામાં આવે છે તે શીક્ષણથી ગૌણ રહેલા પબ્લીક હેલ્થ ડીપાર્ટમેન્ટના અસ્તીત્વથી વાચકોના ખ્યાલમાં આવશે.

આરોગ્યને લગતું પ્રચારકાર્ય સભાઓ ગોઠવવાથી, ભાષણો આપવાથી, પ્રદર્શનો ભરવાથી, હેન્ડબીલ અને પોસ્ટરોની છુટ હાથે વહેંચણી કરવાથી, સંતતી નીયમન, ગૃહ-સૌખ્ય, બાલકોને ઉછેરવા તેમજ એવા જ બીજા વીષયો પર સુચના આપવાથી આગળ ચલાવવામાં આવે છે. ૧૯૨૮ની સાલમાં સ્ટેટ મેડીકલ પબ્લીકેશન તરફથી પ્રગટ થયેલાં ૩૨૧ પુસ્તકોમાં ૧૧૫ પુસ્તકો જનતામાં ઘણાં લોકપ્રીય નીવડયાં હતાં, આરોગ્ય સંરક્ષણના કાર્યવાહકો સામાન્ય વીદ્યાલયોમાં પોતાનો અભ્યાસ કરતા નથી. પરન્તુ આરોગ્ય વીષયક જ્ઞાન તેમને એક ખાસ સંસ્થા તરફથી આપવામાં આવે છે કે જેહેની શાખાઓ મોસ્કો, લેનીનગ્રેડ, ખારકોફ, કીવ, ઓડેસા, સમરા અને તાશકેંદમાં આવેલી છે. પાંચ વર્ષ પહેલાં મોસ્કોમાં આને લગતી એક આદર્શ સંસ્થા સ્થાપવામાં આવી હતી; અને હાલમાં પાંચ વર્ષની યોજનાને અંગે ઉત્તર કેસસ, દુન્જેત્રો-પેટ્રોક, સાઇબીરીયા અને કાઝાકસ્ટનમાં નવી સંસ્થાઓ ઉભી કરવામાં આવી છે.

આ સ્થળોએ ઉંચ પ્રકારના વૈજ્ઞાનીક શીક્ષણ ઉપરાંત ડોકટર્સ, મીડવાઇફ, નર્સ અને શીક્ષકોને માટે પણ થોડો થોડો સમય કહાડવામાં આવે છે.

વીપ્લવ અને દુષ્કાળના સમય પછી ૧૯૨૧ માં નીરાધાર બાળકો મ્હોટી સંખ્યામાં વધી પડયાં હતાં, આ ઉપરથી પીપલ્સ કામીસરીઝની કાઉન્સીલે જરૂર પડતાં પગલાં તત્કાલ લેવા માટે ખાસ આજ્ઞા બ્હાર પાડી હતી. આ આજ્ઞાનો અમલ કરવા માટે બાલમન્દીરો બાંધવાની જરૂર ઉભી થઇ કે જેહેને માટે ઝારના અમલ નીચે રશીયામાં કોઇને ભાગ્યેજ ખ્યાલ હતો. સોવીયેટ શાસનતંત્ર નીચે આવાં બાલમન્દીરોમાં આશ્રીત બનેલાં બાલકોને શીક્ષણ આપવાની શરૂઆત કરવામાં આવી.

ઝારના શાસન દર્મ્યાન બે પ્રકારની શાળાઓ નીભાવાતી હતી: (૧) ઉમરાવોના કુટુંબોને લગતી અને (૨) સામાન્ય. સોવીયેટ તંત્રમાં આ બન્ને પ્રકારની શાળાઓનો નાશ કરવામાં આવ્યો છે; અને બાલકોની સંપુર્ણ એકતાના દ્રષ્ટીબીંદુથી નવીન પદ્ધતીથી શીક્ષણ આપવું

-શરૂ કર્યું છે, કે જે દ્વારા તેઓ જાતે જ સમાજવાદનું રહસ્ય સ્હમજી તેમાં રસ લઇ તે પંથે પ્રગતી સાધી શકે. એટલે એ ઉપરથી જોઇ શકાશે કે આવાં બાલમંદીરો બાળકોના નૈતીક વીકાસ માટે અીદ્વતીય ભાગ ભજવી રહ્યાં છે.

[૪]

સામાજીક-સ્વાસ્થ્ય-આરોગ્યના વીસ્તાર-પુર્વકના ક્ષેત્રમાં હવે ત્રીજો વીષય સંસ્થાઓની સ્થાપનાને લગતો છે; કારણ કે ત્હેના શીવાય કોઇ પણ યોજના સફળ બની શકે નહી, ત્હેને અમુક વીભાગોમાં વહેંચવામાં આવે છે. (૧) માતાઓ માટેની સંસ્થા, (૨) ત્રણ વર્ષની વય સુધીનાં બાલકો માટેની સંસ્થા, (૩) મ્હોટી વયનાં બાલકો અને યુવાનો માટેની સંસ્થાઓ. પહેલા વીભાગમાં માતાઓના આરોગ્યનો પ્રશ્ન સમાયલો છે. અને ત્હેને માટે 'સેન્ટર' ખોલવામાં આવેલાં છે. ૧૯૨૮ માં આવાં ૫૧૭ સેંટરો હતાં અને તે દરેકમાં દરેક માતાને ભાગાની જવાબદારી, સંતતી નીયમન, તથા બીજા એને લગતા જ વીષયો પર મફત સલાહ આપવામાં આવી હતી. દાક્તરી તપાસ અને સારવાર લેવામાં આવતી અને જરૂર જણાય તો કાયદા નીચે આપી શકાય તેટલી દવાની મદદ પણ આપવામાં આવે છે. પ્રસુતીને લગતા રોગો માટે પણ સારવાર તુર્ત જ ઉપાડી લેવામાં આવે છે, અને ત્હેવાં દર્દી માટે માતાની બને તેટલી જવાબદારી ઓછી-હલકી કરવાના પ્રયાસો પણ કરવામાં આવે છે. ૧૯૨૭ માં શહેરના દરેક પ્રસુતીના ૭૦ ટકા અને ગામડાંમાંના ૧૨ ટકાને દવાખાનામાં સારવાર આપવામાં આવી હતી; જ્યાં ૧૪૫૧૯ દર્દીઓને માટે સગવડ રાખવામાં આવી છે. જ્હેમાં ૮૪૬૬ શહેરને માટે અને ૬૦૫૩ ગામડાંને માટે નીર્ણીત કરવામાં આવેલા છે. દરેક વ્યક્તી જાણી શકશે કે રશીયા જેવા વીશાળ દેશમાં આટલી સગવડ એ છેક જ નજીવી ગણી શકાય, પરંતુ એ જાણવું ઠીક થઇ પડશે કે ૧૯૧૪ માં આખાય યુરોપીઅન રશીયામાં કુલ ૬૮૭૬ પથારીઓ હતી અને માત્ર દશથી બાર ટકાના પ્રમાણને જ ત્યાં દાખલ કરવામાં આવતા.

સંસ્થાઓને લગતી વ્યવસ્થામાં બીજી વસ્તુ એ ત્રણ વર્ષની વય સુધીનાં બાલકોની સંભાળ રાખવાને લગતી છે. આ કાર્ય ત્યાં આરોગ્ય 'સેંટરો'ના આશ્રયથી ચલાવાય છે. 'સેંટર'માં બાલકોને સંભાળપુર્વક તપાસવામાં આવે છે અને જરૂર જણાતાં ત્હેમની જન્મખોડો સ્હામે પગલાં લેવાય છે. ૧૯૨૭ માં આવાં ૧૩૬૮ સેંટરો હતાં જ્યારે ૧૯૧૭ માં માત્ર ૭ જ હતાં. આ શીવાય પ્રત્યેક મકાનોની મુલાકાત લેવામાં આવે છે. આ મુલાકાતથી ત્રણ કાર્ય એકી સાથે સાધી શકાય છે. પહેલું આરોગ્ય-પ્રચાર, બીજું મકાનોની સ્વચ્છતાની તપાસણી તથા ત્રીજું કાયદા નીચે આવતાં બાલકોના હકકોનું સંરક્ષણ. આ મુલાકાત ત્રણ સભ્યો લે છે જેઓ આરોગ્ય, મજુર અને ન્યાયની સંસ્થાઓના પ્રતીનીધીઓ હોય છે. ૧૯૨૭ માં ૭૦.૭ ટકા જેટલાં એક વર્ષની અંદરનાં બાલકોને ઉપર પ્રમાણે તપાસવામાં આવ્યાં હતાં. પાંચ વર્ષની યોજના નીચે ઉદ્યોગોની ઝડપી પ્રગતીને લઇને વધારે પડતી બાલકોની સંસ્થાઓ સ્થાપવાની જરૂર જણાઇ છે. બાલકોને આપવામાં આવતી જાહેર સારવારની સંસ્થાઓ ત્રણ ભાગમાં વીભક્ત કરી શકાય છે (૧) કારખાનામાં જ રહેલી સંસ્થા. (૨) કારખાનાના જથ્થા વચ્ચેની સંસ્થા. (૩) અને કામદારોના રહેઠાણ વચ્ચેની સંસ્થા. ૧૯૨૭

માં કુલ ૧૦૨૪ આવી સંસ્થાઓ વ્યવહારમાં ચાલુ હતી. આ પ્રકારની સંભાળથી પ્રતી વર્ષ બાલમરણનું પ્રમાણ ૧૯૧૩ માં જે ૨૭.૩ ટકાનું હતું તે ૧૯૨૭ માં ૧૮.૭ નું થવા પામ્યું છે:

આ ઉપરથી હવે આપણે શાળામાં જતા વીદ્યાર્થીઓ વીષે વીચાર ચલાવીશું: તેઓના આરોગ્ય સંરક્ષણનો પ્રશ્ન "સેન્ટલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ ઓફ પીપલ્સ કોમીસરીટ ઓફ હેલ્થ"ની સાથે સંકળાયલો છે કે જેનું સદર સ્થાન મોસ્કો છે. આ સંસ્થા ૧૯૨૯ માં વીપ્લવની દશમા વાર્ષીકોત્સવ પ્રસંગે ખુલ્લી મુકવામાં આવી હતી. વીપ્લવ પહેલાં આને લગતી ભાગ્યે જ કાળજી રાખવામાં આવતી. ઇતીહાસના અભ્યાસીઓ માટે એ જાણવું રસીક થઇ પડશે કે ઝારની સરકારના પતન બાદ અત્યારની સોવીએટ સરકારને શાળાઓની મુલાકાતમાં માત્ર થોડા ઘણા નકશાઓ જ મળી આવ્યા હતા. સેંટ્રલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ પોતાની જુદી જુદી સસ્થાઓ સાથે એક રહીને જ કામ કરે છે; અને તેમનું કાર્ય ખરેખર આદર્શ હોય છે.

આ સંસ્થાઓમાં શારીરીક વીકાસને અગત્યનું સ્થાન આપવામાં આવે છે, અને તેમાં સેવા તથા દેશના રક્ષણ માટે યુવાનોને તૈયાર કરવાનું :પ્રીખીંદુ રાખવામાં આવેલું છે. તેમાં શારીરીક અંગકસરતનો જ માત્ર સમાવેશ કરવામાં આવતો નથી પરન્તુ, ચોવીસે કલાકને માટેનો વ્યવસ્થીત કાર્યક્રમ યોજવામાં આવેલો છે; જેની અંદર કામ, આરામ, અંગકસરત, રમતો તથા વ્યાયામની પણ ગણના કરવામાં આવેલી છે.

આ સાથે પ્રોફીલેટીક ચીલ્ડ્રન્સ એમ્બ્યુલંસ નામની પણ એક બાલકોની સંસ્થાનું જોડાણ છે; જેનું કામ બાળકો અને જુવાનોને માટેના ગજા ઉપરાંતના શ્રમને રોકવાનું છે. આ બંધારણમાં ઉચ્ચ કોટીના આયુર્વેદીઓ રોકવામાં આવેલા હોય છે જેમની સુચનાઓ પ્રમાણે સામાજીક શીક્ષણ શાળાઓ, 'પાયોનીઅર લીગ' અને કારખાનાં તથા બીજી શાળાઓ ચાલે છે; તથા આ ઉપરાંત તેઓ જુવાનોને માટેની અન્ય સંસ્થાઓ પર પણ અંકુશ રાખે છે. "પ્રોફીલેટીક એમ્બ્યુલંસ"માં સાત જુદા જુદા સભ્યોની પસંદગી કરવામાં આવેલા છે અને તેઓ શરીરના જુદા જુદા અવયવોના નીષ્ણાતો હોય છે.

આ સઘળા વ્યવસ્થામાં 'એકસરે' પરીક્ષાની ઉત્તમમાં ઉત્તમ ગોઠવણ કરવામાં આવેલી છે, જેમાં જન્મની ખોડવાળા દર્દીઓની તપાસ લેવામાં આવે છે.

બીજા વીભાગમાં બાલમન્દીરોનો સમાવેશ થાય છે;—આ સંસ્થા ત્રણ વીભાગોમાં વહેંચાયલી છે—ત્રણથી છ વર્ષનાં બાલકો માટેનાં મંદીરો, શાળામાં જઇ શકે તેટલી વયનાં આઠથી પંદર સુધીનાંને માટે અને દરેક બાલકોને માટેનું મીશ્ર મંદીર કે જેમાં ગુનેગાર બાલકોને રાખવામાં આવે છે.

દરેક જુવાન કામદારોને પ્રતી વર્ષે નીયમીત રીતે તપાસવામાં આવે છે. આ તપાસણીના પરીણામે જો જરૂર જણાય તો તેના આરોગ્યની સુધારણા માટે યોગ્ય પગલાં લેવામાં આવે છે; શહેરો પ્રમાણે ગામડાંમાં હજી આ કાર્યની વ્યવસ્થાપુર્વક વહેંચણી કરવામાં આવી નથી, અને તેનું કારણ કેળવાયલા કાર્યકરોનો અભાવ છે. અત્યારે પાંચ વર્ષની પ્રખ્યાત યોજના નીચે દરેક સ્થળે ઉપર પ્રમાણેની વ્યવસ્થા સાર્વત્રીક કરવાના અવીરત પ્રયાસો ચાલી રહ્યા છે.

અત્યાર સુધીના અનુભવ પરથી જોઇ શકાશે કે સોવીએટ આરોગ્યનીતીને માટે 'સેન્ટ્રલ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ' કેટલી ભારે જહેમત ઉઠાવી રહ્યું છે. આ લેખની પુર્ણાહુતીમાં ઉપસંહાર રૂપે એ જણાવવું જરૂરનું છે કે કયા ધ્યેય અને સીદ્ધાંતો દ્રષ્ટી સમીપ રાખીને એ સંસ્થાની રચના કરવામાં આવી હતી—(૧) પ્રજા આરોગ્યનું સંરક્ષણ—માનસીક, નૈતીક અને શારીરીક—એને ઉંચામાં ઉંચુ સ્થાન આપવામાં આવેલ છે. (૨) શાસન તંત્ર શીવાય બીજી કોઇ પણ ખાનગી વ્યક્તી અગર સમાજ આવી જ અસરકારક સંસ્થા સરજાવી શકે નહીં અને જો તેમ થાય તો રાજકીય અને આર્થીક આંદોલનોથી તે નીષ્ફળ નીવડે. (૩) આરોગ્ય માટે બાલકની પ્રસુતી પહેલાંના સમયથી કાળજી રાખવી જોઇએ. અને (૪) કાયદા તથા શીક્ષણને લગતા દરેક વીષયોને લાગણીપુર્વક સુધારવા જોઇએ. તથા તેને એક જ સંસ્થાની સત્તા નીચે સોંપી દેવા જોઇએ.

# નવયુગનો નારી વિભાગ



નવેમ્બર '૩૧

તંત્રી :

કુમારી બચુબહેન લોટવાળા

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## નવા વર્ષનો કાર્યક્રમ:

થોડા દીવસ પછી શરૂ થતાં નુતન વર્ષ માટે અમારી બ્હેનોને અભીનંદન આપી એવું ઇચ્છીએ છીએ કે આદર્શ અભીલાષ અને ઉચ્ચ ભાવનાઓ પોષી બ્હેનો સામાજીક વીપ્લવવાદી અને દેશભકત બને, સમાજની યા દેશની ઉન્નતીનો મોટો આધાર સ્ત્રીઓ પર છે, એટલે એ દીશામાં કામ કરવાનો બ્હેનોએ નીર્ધાર કરવો જોઇએ. સામાજીક સુધારાના ક્ષેત્રના કુંડાળામાં જ સ્ત્રીઓએ ફર્યા કરવું જોઇએ એ મતની અમે વીરૂદ્ધ છીએ. જેને રૂચે તે માર્ગ તે ગ્રહણ કરી શકે. અમરાવતીની સ્ત્રીઓની પરીષદના પ્રમુખે સ્ત્રીઓએ રાજકારણથી અલગ રહેવું જોઇએ એવી જે સલાહ આપી છે તેની સામે અમારો સખત વીરોધ છે, અને જે બ્હેનો વીરોધ દર્શાવી પરીષદમાંથી ચાલી ગઇ તેમને અમારા અંતઃકરણપુર્વક અભીનંદન છે. રાષ્ટ્રીય ચળવળમાં બ્હેનો કેવો સક્રીય ફાળો આપી શકે તે જોયા પછી પણ પરીષદમાં આપખુદી વાપરી પોતાના સ્ત્રીવર્ગના આદેશો પર કુહાડો મારવાનો જે પ્રયત્ન તેમણે કર્યો છે તેને માટે તેમણે શરમાવું જોઇએ. પુરૂષોએ જ્યારે પોતાનો વીક્ષેપ દુર કર્યો છે ત્યારે આવી પ્રત્યાઘાતી સ્ત્રીઓનો અંતરાય નહી સાંખવા જેવો છે. સામાજીક પ્રવૃત્તીમાં જેટલું સરસ કામ સ્ત્રીઓ કરી શકે છે તેટલું જ સુંદર કામ તેઓ રાજકીય પ્રવૃત્તીમાં કરી શકે છે તે તેમણે ગઇ લડતમાં પુરવાર કરી આપ્યું છે.

ગત વર્ષમાં બ્હેનોએ દેશને માટે આકરાં પગલાં પણ લીધાં હતાં. તે વખતે રાષ્ટ્રીય ચળવળ ચાલતી હોવાથી પ્રધાનપણે એકલી એ જ દીશામાં તેમને પોતાની શક્તીનો ઉપયોગ કરવાનો હતો, પણ હવે તો સામાજીક કાર્યો પછવાડે પણ પુરતું ધ્યાન આપવાનું છે. નુતન વર્ષના મંગલ પ્રભાતે સામાજીક સડાઓ દુર કરવાની પ્રતીજ્ઞા બ્હેનોએ લેવી જોઇએ. ઘર કામને લીધે બધી બ્હેનો જાહેર જીવનમાં ભાગ ન લઇ શકે, પણ ઘરમાં બેઠાં પણ તેઓ ધારે તો સમાજની બદીઓ નાબુદ કરી શકે. અજ્ઞાનતાને લીધે સ્ત્રીઓ જુની રૂઢીઓને વળગી રહે છે, અને એટલે જ સમાજના સડા સ્ત્રીઓને આભારી છે, એમ કહેવાય છે. તેથી સ્ત્રીઓએ ઘરમાંથી જ સુધારાનાં પગલાં માંડીને આ કલંક ધોઇ નાંખવું જોઇએ. જડ્ડી ઘેટાની માફક સારાસારનો વીચાર કર્યા વગર જો સ્ત્રીઓ સમાજની પ્રગતીની આડે આવવામાં કારણભુત થવાનું હજી યે ચાલુ રાખે તો બીજા દેશની સ્ત્રીઓ કે જે સમાજ સુધારકો તરીકે ઝળકી રહી છે તેની આગળ શરમાવા જેવું થાય માટે મુંબાઇ જેવાં શહેરોમાં દરેક ચાલીની શીક્ષીત બ્હેનોએ અને ગામોમાં દરેક મોહલ્લાની કે પોળની શીક્ષીત બ્હેનોએ સામાજીક પુનર્ઘટનાનો કાર્યક્રમ

નક્કી કરી બીજી બ્હેનો પાસે અમલ કરાવવાનો પ્રયાસ કરવો જોઇએ. કેટલીક બાબતો એવી છે કે જો સ્ત્રીઓ ધ્યાનમાં લે તો ટુંક સમયમાંજ સમાજનું ધોરણ કંઇ અનેરૂં બનાવી મુકે. સ્ત્રીઓએ નીશ્ચય કરવો જોઇએ કે છોકરીઓને ૧૬ વર્ષની પહેલાં પરણાવવી નહી અને તેથી ઉલટાં બ.ળલગ્નોમાં [નજીકનાં સગાં હોય તો પણ] ભાગ લેવો નહી, રડવા કુટવાનો રીવાજ સદંતર બંધ કરાવવો, કજોડાં લગ્ન થતાં અટકાવવાં અને જ્ઞાતીનાં જમણો થાય છે કે જેમાં હજારો રૂપીઆનો ધુમાડો થાય છે તે બંધ કરાવવાં. અંત્યજોને પોતાના ભાઇબ્હેનો ગણી તેને અપનાવવાનો પ્રયત્ન કરવો, નહી કે શાળાઓમાં અંત્યજો જાય તો પોતાનાં છોકરાંઓને ઉઠાડી લેવાનો વીચાર કરવો. જન્મ કરતાં કર્મને માનતાં શીખવું જોઇએ. આમ ઘરમાંથીજ ક્રાંતી શરૂ કરી સમાજ સામે વીપ્લવ માંડવો, જેથી થોડાઘણા રૂઢીના પેરખાઓને રૂખસદ મળી જાય. જો સ્ત્રીઓ આ કામમાં એકસંપ થાય તો સમાજની ઉન્નતીની સાધના પલકમાં થઇ જાય. અત્યાચારો અને દમન સામે સત્યાગ્રહ કેવી રીતે કરવો તે બ્હેનો ગઇ લડત વખતે બરાબર શીખી છે એટલે સમાજને હાનીકારક કોઇ પણ પ્રસંગ હોય તે વખતે રૂઢીઓના પુજારી સામે સ્ત્રીઓએ એ હથીઆરનો ઉપયોગ કરવો જોઇએ. કોઇ પણ શુભ પ્રસંગે પોતાનાં સગાંઓ જ જો સત્યાગ્રહ કરીને બેસે તો તે પુરૂષ યા સ્ત્રીને થોડે અંશે પણ નમ્યા વગર ન ચાલે. એવી રીતે છેવટે થોડા જ વખતમાં સુધારકો પોતાનો આશય પાર પાડી શકે.

રાજકીય બાબતમાં સ્ત્રીઓએ પુરેપુરો ભાગ લેવો જોઇએ; સ્વદેશીનું સેવન અને બ્રીટીશ માલનો બહીષ્કાર કરવાનું જે પણ સ્ત્રીઓએ ગયે વર્ષે લીધું છે તેને મક્કમ કરવું જોઇએ; સ્વદેશીને ઉત્તેજન આપવાથી દેશના ઉદ્યોગોમાં વધારો થાય છે એટલું જ નહી પણ ભવીષ્યમાં બીજા દેશોની માફક આપણે પરદેશી બજારોમાં આપણી ચીજો મુકવાનું માન મેળવી શકીશું, મુડીવાદી સામ્રાજ્યવાદીઓએ હીંદને ચુસીને સાફ કરી નાખ્યું છે અને હજી ચુસવાનો પ્રયત્ન ચાલુ છે તેવે સમયે દેશમાં બચેલો પૈસો બહુ કામનો છે. આવતાં વર્ષમાં સ્વતંત્રતાની લડત ચાલુ થાય તો દરેક બ્હેને થોડો પણ ફાળો આપવાનો નીશ્ચય કરવો જોઇએ. હવેની લડત વધુ જોશમાં થશે અને દેશાભીમાનીઓથી શાંત નહી બેસાય અને જો લડત શરૂ થવાનો પ્રસંગ ન આવે તો સ્વરાજના ઘડતરમાં પુરૂષોને સાથ આપવાનો નીર્ણય કરવો જોઇએ. આપણો દેશ હમણાં કટોકટીના સમયમાંથી પસાર થાય છે તેવે સમયે તેને તારવાને માટે સ્ત્રીઓએ કટીબદ્ધ થવું જોઇએ. નવા વર્ષને દીવસે ફક્ત આદર્શો અને ઉચ્ચ ભાવનાઓનાં સ્વપ્નાં સેવીને બ્હેનો બેસી નહી રહે પણ તેને અમલમાં મુકવાનો મનથી સંકલ્પ કરશે એમ ધારી ફરી, એકવાર નવું વર્ષ સર્વને સફળ નીવડે એમ ઇચ્છીએ છીએ.

∴

## અનીતી સામે ઝુંબેશ

મુંબઇ શહેરમાં અનીતીના ધામો સામે પોલીસ તંત્રે જે ઝુંબેશ ઉપાડી છે તે માટે અમે તેને અભીનંદન આપી શકતા નથી. 'મીસ એ' કેસવાળા અદી વકીલ જેવા બદમાશોને આકરી સજા કરીને, અથવા તો અધ:પાતના નરકાગારમાં કરૂણ જીવન ગાળતી સેંકડો કમભાગી પતીત બ્હેનોને કારાગારની દીવાલો પાછળ પુરીને

સમાજના આ ગંભીર પ્રશ્નનો ઉકેલ લાવી શકાવાનો નથી એવી અમારી દૃઢ માન્યતા છે. જેલની શીક્ષા અથવા તો ભારે દંડ જેવા સામાન્ય ઉપાયો યોજવાથી સમાજની આ મહાવ્યથા મટી શકવાની નથી. આધુનીક સમાજરચનાના અનીષ્ટ ભેદોના નીકંદનમાં જ આ રોગનું નીવારણ રહેલું છે.

સૃષ્ટીના અનાદીકાળથી આજ સુધીનો ઇતીહાસ ઉપલા કથનની સાક્ષી પુરે છે. જગતના સર્વે દેશોની વર્તમાન દશા પણ આ જ સત્ય ઉચ્ચારે છે. આજ સુધી યોજાયલા અનેક ઉપચારો અસમર્થ નીવડયા છે. એશીયાની આધ્યાત્મીક અને યુરોપની આધીભૌતીક સંસ્કૃતીના મધ્યાનકાળમાં પણ સમાજ સુખ અને સ્વાસ્થ અનુભવી શકયો નથી તેનાં કારણો દેખીતાં છે.

## આર્થીક અસમાનતા

દરેક યુગનો ઇતીહાસ આર્થીક અસમાનતા અને અનાચાર વચ્ચે સીધો સંબંધ સાંકળે છે. આજે સંસ્કૃતીના શીખર ઉપર વીરાજતો યુરોપનો સભ્ય સમાજ આ કલંકથી શા માટે મુક્ત રહી શકયો નથી? વીલાયતથી દર મેઇલમાં હીંદ આવતાં વર્તમાનપત્રોમાં લોહીના વેપારની દીલ કમ્પાવનારી શરમકથાઓ પાછળ આધુનીક વીષમ સમાજરચનાનાં અનીષ્ટો જ પોકાર કરી રહ્યાં છે એની કોણ ના પાડી શકે એમ છે?

હીંદુસ્તાનમાં આ પ્રશ્ને રૌદ્ર રૂપ ધારણ કર્યું છે. દેશનાં આમવર્ગની અજ્ઞાનતા, વર્ષોની પરાધીનતા, સામાજીક અસમાનતા, વધતી જતી બેકારી, અને આપણી અનીષ્ટ લગ્નપ્રથાને પરીણામે આપણો સમાજ મૃતઃપ્રાય બની રહ્યો છે. ભારતની જગ ગજવતી શક્તીઓ આજે જે દીન હીન દશામાં સડે છે તેની કલ્પના માત્ર દીલને કમ્પાવે છે. દેશમાં આજે જે અનાચાર અને અનીતી ફાલે છે તે, અમારી દૃષ્ટીએ, ઉપર જણાવેલાં અનીષ્ટ તત્વોને જ આભારી છે, અને તેથી જ્યાં સુધી આ મુળને જ સાફ કરવામાં નહી આવે ત્યાં સુધી સર્વાંગ સુંદર સમાજવીકાસની કલ્પના કરવી નીરર્થક છે.

## સામ્યવાદનો આદર્શ

રશીયામાં સામ્યવાદી સંસ્કૃતીના સર્જનહારોએ આ અનીષ્ટના નીકંદન માટે માર્ગદર્શન કર્યું છે. આ પ્રદેશમાં બ્હેનો માટે સાર્વત્રીક કેળવણીનો સુંદર પ્રબંધ યોજાયો છે, રૂઢીના ગુલામી બંધનોને દફનાવી દેવામાં આવ્યાં છે, ધર્મના-ધતીંગોને તેના યોગ્ય સ્થાને પધરાવવામાં આવ્યા છે, અને સમાજનાં સર્વે અંગ પણ સ્વાધીન અને સ્વાશ્રયી બની શકે તે માટે દ્રવ્ય ઉપાર્જનના ક્ષેત્રોમાં સ્ત્રી પુરૂષ સૌને એક જ દરજ્જે ગોઠવવામાં આવ્યાં છે. સદીઓનાં દર્દ દશ વર્ષમાં દફે કરીને આ દેશે નવશક્તીનાં સર્જન કર્યાં છે.

## આપણા પરતંત્ર દેશમાં

પરંતુ આપણે પરતંત્ર છીએ, એટલે આપણા રાજકર્તાઓ પ્રજાવીકાસનાં જે કાર્યોની અવગણના કરે તે પાર પાડવાને માટે આપણે જ કમર કસવી જોઇએ, આપણી રાષ્ટ્રીય મહાસભાએ પણ સ્ત્રી જીવનના પ્રશ્નો પરત્વે લાંબો વખત સુધી બેદરકારી જ બતાવી છે એ કહેતાં અમને ભારે દુઃખ થાય છે—જો કે છેલ્લા થોડા વખત થયાં કોંગ્રેસે સ્ત્રીઓને તક આપી છે અને સ્ત્રીઓના ઉત્સાહને પરીણામે આ દુઃખદ પરીસ્થીતીમાં ઝડપી ફેરફાર થઇ રહ્યા છે.

તેમ છતાં અમે એમ માનીએ છીએ કે સ્ત્રીજીવનના ઉદ્ધારના પ્રશ્નો આપણી સ્ત્રી સંસ્થાએ ઉપાડી લેવા જોઇએ, જેથી તેનો ઉકેલ જલ્દી થઇ શકે અને રૂશીયામાં જે સામાજીક વીપ્લવનાં મંડાણ થયાં છે. તેમ અહીં પણ પ્રાચીન પ્રણાલીકાઓ સામે બ્હેનોએ બંડ પોકારવું જોઇએ.

## જ્ઞાનદીપ પ્રગટાવો

આને માટે પ્રથમ તો દરેક ઘરમાં જ્ઞાનદીપની રોશની પ્રકટાવવી જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે દરેક સ્ત્રીને અત્યારે શાળા કોલેજોમાં અપાતું ઉચ્ચ શીક્ષણ મળવું જ જોઇએ. અને એવો આગ્રહ કરીએ છીએ કે દરેક બ્હેન દેશના તેમ જ ગૃહજીવનના પ્રશ્નો સમજી શકે અને આંટીઘુંટીઓનો ઉકેલ લાવી શકે એવા જ્ઞાનથી તો સુસજ્જ રહેવી જોઇએ. બદમાશોના પંજામાં ફસાઇ પડેલી પતીત બ્હેનોના એકરાર જેમણે વર્તમાનપત્રોમાં વાંચ્યા હશે તેઓ તો કબુલ કરશે જ કે તેમાંની મોટા ભાગની બ્હેનો કેવળ અજ્ઞાન અને ભોળી હોય છે, તેની અજ્ઞાનતા અને ભોળપણ ઉપર જ બદમાશો લ્હેર ઉડાવે છે. આપણા ન્યાયાધીશો સમાજ જીવનની આ ત્રુટી ઉપર શા માટે વીશેષ ભાર મુકતા નથી તે અમે સમજી શકતાં નથી.

## લગ્નપ્રથામાં પરીવર્તન કરો.

બીજું કલંક આપણી સડી ગયેલી લગ્ન સંસ્થા છે. કોણ જાણે કેટલીયે નીર્દોષ અબળાઓના ભોગ રૂઢીસુસ્તોના આ ખપ્પરમાં અપાયા છે, અને હજી અપાતા જાય છે, અને એ ભોગની પરંપરા ક્યારે અટકશે એ કહેવું પણ આજે મુશ્કેલ છે. વૃદ્ધ વરરાજાઓના લગ્નકોડ સંતોષવામાં અનેક ગભરૂ બાળાઓના ભોગ અપાય છે. અનેક નવયૌવનો સંસારમાં પ્રવેશ કરતાંની સાથે માબાપોની સ્વાર્થી લીલાને વશ થઇને જીવનભરને માટે વીધવાજીવનની કારમી યાતના ભોગવતી, આખી સમાજરચનાને શાપ આપતી સંસાર સાગરમાં વીલીન થઇ જાય છે, અને આપણો પુરૂષ સમાજ "ત્યાગમુર્તી"ઓના ત્યાગની પ્રશંસા પોકારે છે. પરંતુ તેમણે 'ત્યાગમુર્તી'ના ઉદ્ધારના ક્યા માર્ગો મોકળા કર્યા છે? અને તેથી જ આપણી સ્ત્રીવર્ગની સંસ્થાએ વીવાહના કાયદામાં યોગ્ય સુધારા માટે જબરજસ્ત પ્રચારકાર્ય શરૂ કરવાની જરૂર છે. અમે કબુલ કરીએ છીએ કે આપણા સનાતની ભાઇઓ આ પ્રચારથી છંછેડાશે—સંમતીવયના કાયદા વખતે અનેક ધાક ધમકી આપાયી હતી તેમ અનેક બાજીઓ ખેલશે, છતાં તેમની દરકાર કે પરવા કર્યા વગર નીશ્ચીત આદર્શને સર કરવાના શુભ કાર્યમાં સત્યાગ્રહને શોભાવનાર ભારતવર્ષની વીર રમણીઓ આ સામાજીક વીપ્લવમાં પાછી પાની નહી કરે એની અમને ખાત્રી છે.

## આર્થીક સ્વતંત્રતા

પરંતુ આથી યે વીશેષ મહત્વનો પ્રશ્ન તો સ્ત્રીઓની આર્થીક સ્વતંત્રતાનો છે. આજે તો હીંદુ કે મુસ્લીમ, પારસી કે ઇસાઇ, હીંદુસ્થાનમાં જ્યાં જુવો ત્યાં સ્ત્રી પતીની પરવશ ગુલામડીનું જીવન ગાળે છે. પતી જે પૈસા આપે તે ઉપર જ તેને ગુજારો કરવો પડે છે. ઘડી ઘડીએ બદલાતો પતીદેવનો મીજાજ તેને સાચવવો પડે છે, અને તેમ છતાં કયે દીવસે તેને તેના "જીવનના આધાર" પતીદેવ તેને રસ્તાની રખડતી ભીખારણ બનાવી મુકશે તેની કલ્પના પણ તે કરી શકતી નથી. કેટલીક

સ્ત્રીઓના જીવન ઉપર તો એ તલવાર હંમેશાં લટકયા જ કરે છે અને આ દેખીતી આર્થીક અસમાનતાને અંગે સમાજમાં જે અનાચાર ફાલે છે તેનો અંદાજ કાઢવો પણ મુશ્કેલ છે. યુરોપના સ્ત્રીસમાજે આ પ્રશ્ન તરફ વીશેષ લક્ષ્ય આપ્યું છે, પરંતુ ત્યાંની મુડીવાદી સમાજરચનાને અંગે જોઇએ તેટલી સફળતા તેમને સાંપડી નથી. હીંદુસ્તાનમાં તો આ દીશામાં કોઇએ નજર પણ નાંખી નથી. સ્ત્રીઓની આર્થીક સ્વતંત્રતાનો વીચાર કરતાં પણ કેટલાક સનાતની સજ્જનો મુંઝી ઉઠે છે, અને તેમાં હીંદુ સંસ્કૃતીનો હ્રાસ જુવે છે. પરંતુ અમે તેમને પુછીએ છીએ કે તેઓ આર્થીક અસમાનતામાંથી પરીણમતા અનેકવીધ અનીષ્ટોનું નીવારણ સુચવી શકે છે?

પુરૂષવર્ગ પાસે આ કાર્યમાં સહાયની આશા રાખવી ફોગટ છે. આ પ્રશ્ન કેવળ સ્ત્રીજીવનનો જ પ્રશ્ન છે. આપણી બ્હેનોએ રૂશીયાની બ્હેનોની માફક, જીવનના દરેક ક્ષેત્રમાં જાતીય સમાનતા માટે ઝુંબેશ ઉપાડવી જોઇએ. ભારતનું ભાવી રાજ્યબંધારણ જ્યારે ઘડાઇ રહ્યું છે ત્યારે દેશના દરેક ક્ષેત્રમાં સ્ત્રી પુરૂષની સમાનતા માટે આપણી સ્ત્રીસંસ્થાએ ખાસ દબાણ કરવું જોઇએ, અને તેમના હક્ક માર્યા ન જાય તે માટે કાળજી રાખવી જોઇએ.

અનીતી અને અનાચારને સાફ કરવાનો આ જ એક માર્ગ છે. સમાજને સર્વાંગ સુંદર બનાવ્યા વગર—સ્ત્રીઓને શીક્ષીત, સ્વાશ્રયી અને સ્વતંત્ર કર્યા વગર, અનીષ્ટ લગ્નપ્રથાને દફનાવીને સમાજને અનુકુળ નવાં ધારાધોરણ ઘડયા વગર સમાજનું આ કલંક ધોઇ શકાવાનું નથી. આપણા ધારાશાસ્ત્રીઓ અને ન્યાયાધીશો આ ગંભીર પ્રશ્નના ઉપર વર્ણવેલા મહત્વના અંશો તરફ કેમ દુર્લક્ષ સેવે છે? તે અમે સમજી શકતાં નથી.

∴

## સ્ત્રીઓની તાલીમ

આપણી રાષ્ટ્રીય મહાસભાએ હીંદુસ્તાની સેવાદળનો સ્ત્રીવીભાગ ખોલીને આવકારદાયક પ્રગતી કરી છે. સત્યાગ્રહની છેલ્લી લડત દરમ્યાન ગરીબ ગાય જેવી લેખાતી હીંદની આબાલવૃદ્ધાએ લાઠીધારી પોલીસો સામે અજબ્બ હીંમત અને ધીરજ દાખવીને, શોણીતભીના રણમયદાનમાં રણચંડી માફક ઘુમીને જગતમાં ભારતનું ગૌરવ વધાર્યું છે. જે વર્ગ રાજકીય પ્રગતીના માર્ગમાં વીઘ્ન રૂપ લેખાતો હતો તે જ વર્ગે સ્વતંત્રતાના રથને વેગ આપ્યો છે એની કોઇ ના પાડી શકે એમ નથી.

પરંતુ સાથે સાથે આપણે કબુલ કરવું જોઇએ કે એ ઉત્સાહ અને હીંમત, એ શુરાતન અને ત્યાગવૃત્તી ક્ષણીક જ હતાં—રાવી નદીને પુણ્યતટેથી ભારતની રાષ્ટ્રીય મહાસભાએ સંપુર્ણ સ્વતંત્રતા હાંસલ કરવાને માટે જે ધનુષ્ય-ટંકાર કર્યો અને તે પછી હીમાલયથી કન્યાકુમારી સુધી નવચેતનનો જે પ્રવાહ ફરી વળ્યો તેમાં કેસરીયા સાડીમાં સજ્જ થયેલી બ્હેનોએ પણ પુરૂષોને પડખે ઉભા રહેવામાં પાછી પાની કદી કરી ન હતી, અને તેમ છતાં આ જે નવજીવનના અંકુર ફુટયા હતા તેને વ્યવસ્થીત રીતે પોષીને વીકસાવવાનો કશો પ્રયાસ કરવામાં આવ્યો ન હતો. મુંબઇમાં દેશ સેવીકાસંઘની સ્થાપના કરવામાં આવી હતી અને તેની મારફતે સભા સરઘસ અને પીકેટીંગ જેવી રાષ્ટ્રીય પ્રવૃત્તીઓમાં મુંબઇની બ્હેનોએ આખા દેશને અનુકરણીય દાખલો આપ્યો હતો. પરંતુ મુંબઇની જ

અંહાર પરાઓમાં અને ગુજરાતની રણભુમી ઉપર એવી કોઇ વ્યવસ્થીત સ્ત્રીસંસ્થા અસ્તીત્વમાં આવી ન હતી. બોરસદ, ખેડા અને બારડોલીની ખેડુત બ્હેનોએ હીજરતનાં પારાવાર દુઃખો મુંગા મ્હોંએ સહન કર્યાં હતાં, છતાં તેમની કોઇ સ્વતંત્ર સંસ્થા અસ્તીત્વમાં આવી હોય એમ જણાયું નથી. આવા સંયોગમાં મહાસભાના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક વ્યવસ્થીત સંસ્થા પગભર થાય તે માટે સૌ બ્હેનોએ અભીમાન લેવાની જરૂર છે.

હીંદુસ્તાની સેવીકાદળની વ્યવસ્થાનું કામ શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાયને સોંપવામાં આવ્યું છે. આના કરતાં વધારે સારી પસંદગી થઇ શકી હોત કે કેમ તે વીષે અમને શંકા છે. શ્રીમતી કમલાદેવીએ ઉચ્ચ સંસ્કાર અને શીક્ષણપ્રભાવથી અનેકનાં દીલ જીત્યાં છે. ઇંગ્લાંડ આદી યુરોપના પ્રદેશોમાં પર્યટણ કરીને તેમણે સ્ત્રીજીવનના પ્રશ્નોનો અભ્યાસ કર્યો છે. હીંદુસ્તાનમાં પણ તેમણે સેવાનો ભેખ લઇને અનેક સ્ત્રીસંસ્થાઓનું સુઝન સમાવ્યું છે; એટલે સેવીકાદળનું કાર્ય પણ તેઓ ભારે કુશળતાથી કરી શકશે એમાં કોઇ જાતનો સંદેહ નથી. તેઓ અત્યારે કુમારી સોફીયા સાથે ગુજરાતને પ્રવાસેથી ઉત્તર હીંદના શહેરોમાં ગયાં છે ત્યાં તેમને સુંદર જવાબ મળશે એવી અમને આશા છે.

ગુજરાત અમદાવાદ અને વડોદરા શહેરમાં સેવીકાદળની સ્થાપના થઇ ચુકી છે. ગુજરાત વીદ્યાપીઠના વીશાળ ચોગાનમાં ગરવી ગુજરાતણોની એક ટુકડી સેવીકા જીવનની તાલીમ લઇ રહી છે. અને અલ્પ સમયમાં આ નાની ફોઝમાંથી સમાજસેવાની ધ્વજધારીણી ગુજરાતણોનું એક વીશાળ સૈન્ય ઉભું થશે એવી ઉમેદ આજે રાખવી અસ્થાને નથી.

અત્રે પશ્ચીમના સ્ત્રી સમાજ વીષે બે બોલ લખવાનું મન થઇ આવે છે. બ્રીટન આદી દેશોમાં બ્હેનોએ વર્ષો સુધી સતત ઝુંબેશ ચલાવીને મતાધીકાર અને બીજા રાજકીય હક્કો સંપાદન કર્યા છે, એટલું જ નહી પણ સામાજીક બંધનો સામે પણ જેહાદ પોકારીને સામાજીક સ્વતંત્રતા સંપાદન કરી છે અને આજે જીવનના દરેકે દરેક ક્ષેત્રમાં સ્ત્રી પુરૂષો સાથે હોડ કરે છે જ્યારે આપણા દેશમાં સ્થીતી તદ્દન જુદી જ છે. સ્ત્રીઓ હજી પરવશ દશામાં જ સબડે છે, એટલું જ નહીં પણ તેમને તે જ દશામાં દબાવી રાખવાના વ્યવસ્થીત પ્રયાસો પણ અમુક વર્ગ તરફથી કરવામાં આવે છે, હીંદુસ્તાની સેવીકાદળનાં સંચાલકો માટે આ એક મહત્વનો પ્રશ્ન છે. આપણા દેશના ખાસ સંજોગો ધ્યાનમાં લેતાં તેમની જવાબદારી કંઇ નાનીસુની નથી. મહાસભાની આશ્રીત સંસ્થા તરીકે મહાસભાના અગ્રેસરો હુકમ આપે તેનું પાલન કરીને સંતોષ માનવામાં સેવીકાદળનાં નામનું સાર્થક થવાનું નથી. અમારી માન્યતા મુજબ તો સ્ત્રીઓની આ એક મધ્યવર્તી સંસ્થા રહેવી જોઇએ, અને સ્ત્રીજીવનનાં સર્વ પ્રશ્નો આ સંસ્થાએ છણવા જોઇએ. રાજકીય ગુલામી કરતાં હીંદમાં સ્ત્રીઓની સામાજીક ગુલામી કંઇ ઓછી ભયંકર નથી. અને સેવીકાદળ જો આ ગુલામી સામે જંગ ન આપી શકે તો તેની હસ્તીની જરૂર પણ શી છે? અમે સેવીકાદળની સ્થાપનાને આવકાર આપતાં તેના સંચાલકોને ચરણે અમારી આ નમ્ર સુચનાઓ સાદર કરીએ છીએ.

## બીજી બાજુ

આમ એક તરફ સેવીકાદળને કેવળ રાજકીય સંસ્થા બનાવી મુકવા સામે અમે ચેતવણીના સુર ઉચ્ચાર્યા છે તે જ રીતે બીજી કેટલીક સંસ્થાઓ મારફતે સ્ત્રીઓને કેવળ સામાજીક કાર્યમાં જ મશ્ગુલ બની રહીને રાજકારણથી વીમુખ રાખવાના પ્રયાસ થઇ રહ્યા છે. છેલ્લા સત્યાગ્રહ દરમ્યાન સ્ત્રીઓની અપુર્વ કામગીરી જોઇને પશ્ચીમના પત્રકારો પ્રશંસાના શબ્દો ઉચ્ચારે છે ત્યારે અહીં આપણા જ દેશમાં સ્ત્રીઓને સ્વતંત્રતાના સદ્કાર્યથી ચલીત કરવાના પ્રયાસો કરવામાં આવે છે એ ખરેખર શોચનીય છે. પંડીત જવાહરલાલે અનેક વાર કહ્યું છે કે રાષ્ટ્રીય અને સામાજીક કાર્ય વચ્ચે ભેદ પાડી શકાય જ નહી. રાજકીય અને સામાજીક વીપ્લવનું કાર્ય એકી સાથે થવું જોઇએ; કારણ કે સામાજીક મુક્તી વગર રાજકીય મુક્તી સાધવી જેટલી મુશ્કેલ છે તેટલું જ મુશ્કેલ કાર્ય રાજકીય મુક્તી વગર સામાજીક સ્વતંત્રતા સાધવાનું છે. આપણી દરેક બ્હેનોએ આ સત્ય સમજી લેવાની જરૂર છે, અને રાષ્ટ્રના જીવનમાં તેનો કાળજીપુર્વક અમલ કરવાનો અમે સૌ બ્હેનોને આગ્રહ ક[illegible]





# સંસાર

ના



## ઉંબર ઓળંગતાં—

: લેખિકા :

શ્રીમતી કમળાબહેન પંડ્યા

[૨]

> **અ**મારાં સ્ત્રી વાચકોમાં આ લેખમાળા તેની શરૂઆતના જ લેખથી અત્યંત પ્રીય થઇ પડી છે. આ લેખમાળાનો પહેલો ભાગ 'નવયુગ' ના 'નારી વીભાગ' માં ઓક્ટોબરના અંકમાં પ્રસીદ્ધ થયો હતો.

### સેવાભાવ સ્વીકારો

**મ**ળતાવડા સ્વભાવનું [illegible] અને [illegible] ના ઉદારતાની જરૂર વીષે આપણે [illegible] ચર્ચા કરી ગયાં છીએ.

એ બન્ને કરતાં યે વી[illegible]હિત્વનો ગુણ તે સેવાભાવ છે. સ્ત્રી [illegible] તો સેવાની અને સંયમની મુર્તી જ મનાય છે. તમે ગમે તેટલાં મળતાવડાં હો, ગમે તેટલા ઉદાર હો, છતાં જો તમારામાં સેવાભાવ ન હોય તો તે ફળ નહીં આપનારા આંબાના વૃક્ષ જેવું નીવડે છે.

સેવાભાવી થવું એટલે સાધુડી થઇ જવું, [illegible]ગવા કે ધોળાં જ પહેરીને નીકળવું તેવું કશું જ નથી. સાધુ થયેલી અનેક સ્ત્રીઓમાં સાધુપણાનું એક પણ લક્ષણ નથી હોતું એવાં અનેક દ્રષ્ટાંતો મેં જોયાં છે. ભીખ માગીને સમાજની ઉપર તેઓ બોજા રૂપ થઇ પડે છે. અને જો કોઇ માણસ તેમને ભીખ ન આપે તો તુરત જ તેઓ તેને ગાળો દે છે!

ધોળાં લુગડાં પહેરીને ફરનારાં પણ નીંદા, ચાડી, ચુગલી, અને કજીયા દલાલીમાં પાવરધાં નથી હોતાં તેમ નથી.

એટલે કપડાં અથવા વેશની સાથે મનની લાગણીને કે સેવાભાવી સ્વભાવને કશું જ લાગતું વળગતું નથી એ નક્કી માનજો.

વળી સેવાવૃત્તીવાળાં બનવામાં શ્રીમંતાઇની જરૂર પડે છે એમ પણ રખે માની લેતાં. સેવા ધનથી થઇ શકે છે એ ખરૂં હશે તો પણ તન અને મનની સેવા વીના ધન નકામું નીવડે છે એ તો તદ્દન જ ખરૂં છે.

કલ્પી લો કે, તમારા પડોશમાં એક માણસ રહે છે, તે એકલો હોય અને સામાન્ય બીમારીથી તે બે ચાર દીવસ પથારીમાં પડયો હોય. તેની પાસે પૈસા હોય, સાધન સામગ્રી હોય, છતાં તે વખતે જો તમે એને ચહા કે કોફીનો એક પ્યાલો બનાવીને પાઓ, એને દવા લાવી આપો, સોડા, બરફ કે 'ફ્રુટ' લાવી આપો [પછી ભલેને તે માટેના પૈસા એની પાસેથી જ લેવાના હોય], છતાં તમે એની અણુમોલ સેવા કરી શકયાં છો એ નક્કી માનજો.

સેવા તો અનેક સમયે અને અનેક સ્વરૂપે કરી શકાય છે. ધારો કે તમે રસ્તામાં ચાલી રહ્યાં છો, તે વખતે તમારી બાજુમાં કે સામે એકાદ આંધળો માણસ ચાલતો હોય, ને કોઇ દીવાલ, ઝાડ કે ગાડી સાથે અફળાય એમ જતો હોય, તેને તમે સીધે રસ્તે મુકી દો તે પણ સેવા છે.

રેલ્વે ટ્રેઇનમાં મુસાફરી કરતી વખતે તમે કોઇને જગા કરી આપો, કોઇને માટે ગાડીનું બારણું ઉઘાડી આપો. કોઇ બાળકવાળી બાઇ એકલી હોય, તેને કુદરતી હાજતે જવું હોય ત્યાં સુધી એના બાળકને સાચવો; તો પણ તમે નક્કી માનજો કે તમે એક પ્રકારની સેવા બજાવી છે.

દુઃખી માણસને આશ્વાસનના બે શબ્દો કહેવા એ પણ મહાન સેવા છે. તમારા એ બે જ મીઠા શબ્દોથી તમે એના ઘવાયલા દીલને શાંતીનો મલમ ચોપડી શકો છો અને તેને પારાવાર આશ્વાસન આપી શકો છો.

સેવાના તો આમ અનેક પ્રકાર ગણાવી શકાય તેમ છે. મુંબાઇ જેવા ગીચ શહેરોમાં તમારા પડોશમાં માંદગી હોય, તેવે વખતે માંદા પડોશીને કે તેનાં સ્વજનોને હરકત રૂપ થવાય તેમ ન કરો તો પણ તમે એક રીતની એની સેવા બજાવી છે એમ જાણજો.

અમારા એક મીત્ર એક વખતે વાત કરતા હતાઃ એમનાં પત્ની ભયંકર બીમારીમાં હતાં, તેવે વખતે આજુબાજુમાં શાંતી સચવાય તે જરૂરનું હતું. છતાં એમના એક પડોશીને ટેવ પડેલી કે, દરરોજ રાત્રે મોટા અવાજવાળા પોતાના ગ્રામોફોન ઉપર દશ-બાર રેકર્ડસ વગાડયા વીના તેમને ચેન જ ન પડે! અને બીજા એક પડોશીને રાતના ૧૧-૧૨ વાગ્યા સુધી બુમ બરાડા પાડીને મસ્તી તોફાન અને ટીંખળનું ધીંગાણું કર્યા વીના આરામ ન વળે! આમ કરનારાઓએ પેલી માંદી બાઇની જ નહીં પણ એમની સારવારમાં રોકાયલાં સ્વજનોની કુસેવા કરી કહેવાય.

અલબત્ત રમત ગમ્મત અને નીર્દોષ આનંદ મસ્તી એ વખોડવા જેવું નથી, તેમજ ગ્રામોફોન વગાડવું એ કંઇ ગુન્હો નથીઃ છતાં નીર્દોષ આનંદ કરનારાંઓએ પણ એટલું તો જોવું જ જોઇએ કે, એમનો એ આનંદ બીજાઓને દુઃખ કે આપત્તીરૂપ થવો ન જોઇએ. જો પેલા ભાઇએ એવે વખતે થોડા દીવસ ગ્રામોફોનને વગાડવું મુલતવી રાખ્યું હોત, અને બીજા ભાઇએ તોફાન મસ્તીનાં ટીંખળ થોડા દીવસ સંકેલી લીધાં હોત તો જરૂર એમણે અમારા પેલા મીત્રની અને એમનાં માંદાં પત્નીની સેવા જ બજાવી ગણાત.

અજાણ્યાંને માર્ગ બતાડવો, તરસ્યાંને પાણી પાવું, થાકેલાંઓને બે ઘડી તમારે ઓટલે [ ઘરમાં બેસાડો તો તો વીશેષ સારું ] વીસામો લેવા દેવો તે એક જાતની સેવા છે.

આમ કેટલીક સેવાઓ થોડીક તસ્દી લેવાનાં કામ કરીને કરી શકાય છે, તો કેટલીક સેવાઓ અમુક કામ નહીં કરવાથી સાધી શકાય છે.

પેલા ગ્રામોફોનની અને તોફાન મસ્તીની વાત આપણે જોઇ, તેવાં કામ નહીં કરવાથી સેવા થઇ શકી હોત, તેમ લગડા જેવા સાધુ, બાવા, ફકીર, બ્રાહ્મણ અથવા ભીખારીને તમે પાઇ, પૈસો, કપડું કે રોટલી ન આપો તેમાં જ તમે સમાજની સેવા કરેલી ગણાશે.

માંદા માણસની આસપાસ ગદીં નહીં કરવાની વૈદ-દાકતરની સલાહ હોય, તેવે વખતે તમે એને જોવા માટે તેની પાસે જઇને ...ને બહાને પણ ગદીં ન કરો તેમાં જ અત્યંત ... કરો છો, કોઇના પ્રાણ ના ... અવસાન થયું હોય ... પે જઇ મૃત્યુ પામના... ...ની, તેના હૈયાના ...ફરીને ન ઉખેડો

## સેવાભાવ સ્વીકા...

## નીંદાખોર તો ન જ બનો

સંસારમાં સુખી થવાની એક મોટામાં મોટી ચાવી નીંદાખોર નહીં બનવું તે છે. સ્ત્રીઓની મોટામાં મોટી અપ્રતીષ્ઠા આ જ કારણે થઇ છે. દુનીયાની કોઇ પણ ભાષાનો કહેવત સંગ્રહ જુઓ તો સ્ત્રીઓને નીંદાખોર તરીકે બતાવનારાં અનેક કહેવતો તેમાંથી મળી આવ્યા વીના નહીં જ રહે.

કોઇ એને નારી નીંદકોના કાવતરાં તરીકે ગણાવી દેવા તૈયાર થશે. અલબત્ત સ્ત્રીઓને ઉતારી પાડવાની વૃત્તીથી અનેક ખોટી કહેવતો અને સુત્રો પ્રચાર પામ્યાં છે, એ વાત ખરી; ભલભલા પુરુષોમાં પણ નીંદાખોરીનો દુર્ગુણ હોય છે એ વાત પણ સ્વીકારી લઇએ; તેમ છતાં તેટલા જ કારણથી આપણે આ બાબતને હળવી માની લઇને જતી તો ન જ કરી શકીએ.

સામાન્ય રીતે અજ્ઞાનતાને લીધે, સ્ત્રીઓની વાતોના વીષયના વર્તુલ ઘણા જ સાંકડા હોય છે. તેમ જ વચલા વર્ગની અને શ્રીમંત કુટુંબની સ્ત્રીઓને કામ ઓછું હોવાથી– તેમ જ આર્થીક જવાબદારીનો બોજો તેમની

ચોથે ને પાંચમે કાને જાય! તેમાંથી તકરારો અને ઝઘડા જન્મે અને અંદર અંદર કલહ કંકાસને વધનાડો થાય: આવું આપણા સમાજમાં ગામડાંમાં જ નહીં પણ શહેરોમાં પણ ઘણું બને છે, અભણ બહેનોમાં જ નહીં પણ ભણેલી બહેનોમાં પણ એમ થતું જોયું છે.

મારો એ અનુભવ છે કે, કેટલીક બહેનોને એવી યે ટેવ હોય છે કે, પોતે આપણી પાસે ત્રીજી બહેનને માટે કશુંક કહી જાય. તેજ બહેનની પાસે જઇ, આપણે તેને સારૂં આમ કહેતાં હતાં વગેરે કહીને ટંટા કરાવે છે. તેમને એમાં જ રસ પડતો હોય છે.

એટલે જાતે નીંદાખોર નહીં બનવું એટલું જ પુરતું નથી પરંતુ નીંદાખોર જણાય તેનો સંગ છોડવો એ પણ જરૂરતું છે.

જો તમે ભણેલાં હો તો તેટલો સમય સારાં સારાં પુસ્તકો વાંચવામાં ગાળજો, કે શીવતાં, ભરતાં શીખજો. ભણેલાં ન હો તો ભણવામાં એ સમય વીતાડજો. એથી તકરારોના મુળને જ તમે છેદી શકશો.

જે બહેનનો નીંદાખોર સ્વભાવ હોય, તેણે પણ સમજવું જોઇએ કે, એથી તે કોઇને કશો પણ લાભ કરી શકનાર નથી, પણ પોતાને તો તે જરૂર ગેરલાભ કરે છે. સમાજમાં અને સગાંમાં તે નીંદાય છે, તેટલું જ નહીં પણ પ્રત્યેક સ્થળે તે ટંટા ફીસાદનું મુળ થઇ પડે છે.

માટે નીંદાખોરીને મોટામાં મોટા અને ભયંકરમાં ભયંકર દુર્ગુણ માનીને તેને છોડવી એ સર્વોત્તમ છે.

કોઇને માટે આપણને કશુંક લાગ્યું હોય, અને તેને માટે કંઇ કહેવાનું હોય તો, તેમ તેનું મુખ છે. તેને મળીને મોઢે મોઢ વાતચીત કરી, મનની વાત કરી નાખવાથી ખરો ખુલાસો થઇ જાય છે, અને તકરારનું જરા પણ કારણ ઉપસ્થીત થતું નથી.

## કલહપ્રીય ન થતાં

**કલહ** કંકાસ એ ખરાબ છે. 'ચાર મળે ચોટલા, ત્યાં વાળે ઓટલા!' એ કહેવતમાં પ્રત્યેક સ્ત્રી ઉપર મુકાયલા કજીયાખોરીનો આક્ષેપ ખરો નથી પરંતુ નીંદા કુથલીના મહારોગથી સ્ત્રી સમાજનું માનસ રોગી બની ગયેલું હોવાને લીધે, ઘણા ખરા ઝઘડા તો તેમાંથી જ જન્મે છે.

માનસશાસ્ત્રીઓ કહે છે કે: જેઓ વીશેષ નીર્બળ અને નીર્માલ્ય હોય છે, જેઓ વીશેષ દબાયલાં, ચંપાયલાં અને કચડાયલાં હોય છે, તેઓ વારંવાર ઉશ્કેરાઇ જાય છે. તેઓ પોતાનાથી સબળની સામે ઝુઝવાની તાકાત ધરાવતાં નથી, એટલે જ સરખાંઓ સાથે નજીવી બાબતમાં તકરારમાં ઉતરી પડે છે.

અને જો આપણે તટસ્થ ભાવે આપણી તકરારો અને કંકાસોનો વીચાર કરીએ તો, એ માનસશાસ્ત્રીઓનું કથન સોએ સો ટકા સાચું છે તે સીદ્ધ થયા વીના નહીં જ રહે.

બીજા અનેક દુર્ગુણોની માફક, આ દુર્ગુણ માટે પણ મારી જુવાન બહેનોને હું માત્ર એટલું જ કહીશ કે, આપણે કદી પણ કલહપ્રીય ન બનવું. તકરાર હમેશાં બે માણસો વચ્ચે જ થાય છે—જેમ તાળી બે હાથે જ પડી શકે છે તેમ. એટલે સામો પક્ષ ગમે તેટલી તકરારનાં બહાનાં શોધે તેમ છતાં આપણે સામેથી તેનો પડઘો ઝીલનારાં ન બનીએ તો તે તકરાર આગળ

ઘણી તકરારો તો પ્રતીષ્ઠાની ખોટી અને ચોક્કળ માન્યતાઓથી જ-થાય છે. 'એ આમ કહે ને શું હું તેમ ન કહું?' એ માન્યતા આપણને તકરાર કરવા પ્રેરે છે. 'પણ હું તકરાર ક્યાં શોધું છું? હું તો માત્ર આત્મસંરક્ષણ તરીકે તેના વળતા જવાબ આપું છું.' કોઇ એમ પણ કહેશે.

બાહ્ય સ્વરૂપે તો આ કથન ન્યાયી દેખાય છે. છતાં કેટલીક બાબતો એવી હોય છે કે ન્યાયી હોવા છતાં આપણે તે નહીં કરીએ એમાં જ આપણી મહત્તા ગણાય છે.

દાખલા તરીકે: આપણાં નાનાં ભાંડુ કે બાળક આપણને તમાચો કકડાવી કાઢે તો આપણે તે વખતે ગમ ખાઇ જઇએ છીએ તેને વળતો તમાચો મારતાં નથી. અને તેમ કરવામાં જ વાસ્તવીક કર્યું કહેવાય છે.

તેવું જ કલહ—કંકાસનું પણ માનવું. 'પણ જો અમે વળતો જવાબ ન આપીએ તો એનો સ્વભાવ એવો છે કે તે અમને નીર્માલ્ય ગણીને ચડી વાગે!'

આવી વળતી દલીલ થાય. અને વળી તે દલીલ વાજબી પણ હોય. જગતમાં ઘણી વખત વળતા પ્રહારની તેમજ આત્મસંરક્ષણ માટે યુદ્ધમાં ઉતરવાની જરૂર પડે છે, પરંતુ આપણો આ સમાજ અત્યારે સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી, પડોશી કે કુટુંબનાં માણસો સાથે જે જાતના કજીઆ—કંકાસ કરે છે, તે બાબતો સાવ નીર્માલ્ય નજીવી અને માલ વીનાની હોય છે. એકસોમાં નવ્વાણું ટંટા ન થાય તો ચાલે તેમ હોય છે. એ ટંટા અટકાવ્યાથી માત્ર આપણને અને આપણા કુટુંબને જ લાભ થાય તેમ છે એટલું જ નહીં, પણ ભાવી, સમાજના સ્થંભરૂપ નાનકડાં બાળકોના માનસમાં પણ તેથી સુધારો થઇ શકે તેમ છે.

કેટલીક બહેનો નાની નાની બાબતો ઉપર ખાસ લાગણીવશ થઇને, પુરુષોને પણ એ ઝઘડાના ભાગીદાર બનાવે છે. આથી અનેકને કોર્ટ—દરબારે ચઢવું પડે છે અને અનેક કુટુંબોમાં કાયમનાં ઝહેર વહેર રોપાઇ ખોટી દુશ્મનાવટો ઉભી થાય છે.

એટલે 'કજીયાનું મ્હોં કાળું' કરીને ચાલવામાં જ આપણું અંગત તેમ જ સમાજનું હીત રહેલું છે, એ વાત સંસારને ઉંબરે પગ મુકનારી બહેનોએ મનમાં ખાસ ઠસાવવાની જરૂર છે.

---

ગઇ કાલનાં માણસોનું સુત્ર હતું: તંદુરસ્ત શરીરમાં તંદુરસ્ત મન રહે છે. આજના માણસોનું સુત્ર છે: સ્વતંત્ર શરીરમાં સ્વતંત્ર માનસ રહે છે.

...

યુદ્ધ, અતી ઉત્પાદન અને બેકારી એ વર્તમાન સમાજ રચનાના નાશનાં મુખ્ય કારણો છે.

આદીયુગના માનસવાળા માણસો જે કહે છે તે આચારમાં મુકી શકતા નથી એ જ ઠીક છે. નહીં તો દ્રોપદીના પાંચ પતીની વાત કરનારા સતીભક્તોની માઠી વલે થાત!

...

મનુષ્ય ધર્મના સંબંધમાંજ મોટી ભુલો કરે છે, કેમકે તેના સંબંધમાંજ તે ઓછામાં ઓછું જ્ઞાન ધરાવે છે.

# વર અને ધણી!

**શ્રી.** વસંત બહેન શર્માએ 'પરણશો નહી" એવી સલાહ યુવતીઓને આપી, શ્રી. ગંગા બહેન પટેલે તેના જવાબમાં જણાવ્યું કે: 'વરને પરણજો: ધણીને નહીં'!' હવે શ્રી. વસંત બહેન તેનો પ્રત્યુત્તર આપે છે. આ ચર્ચા રસે ચડી છે. તેમાં ભાગ લેવા અમે અમારાં સ્રી તેમજ પુરૂષ વાચકોને નીમંત્રણ આપીએ છીએ.

તંત્રી

: લેખિકા :

—શ્રી. વસંતબહેન શર્મા—

શ્રીમતી ગંગાબહેન પટેલને મેં ઉપાડેલી ચર્ચામાં રસ પડયો અને તેનો તેમણે જવાબ વાળ્યો, તે માટે પહેલાં તો ગંગાબહેનનો હું ઉપકાર માનું છું. ઉપકાર માનવાનું કારણ એટલું જ કે, આપણી અબળાઓમાં બહેનોમાં–અને તે પણ ભણેલી, ગણેલી–એટલું આળસ છે કે, આપણા જીવનના અગત્યના પ્રશ્નો તે વાંચે, વીચારે, પણ તેમાં રસ લેવા જેટલી તત્પરતા બતાવે નહીં', એવું મેં ખાસ જોયું છે. એટલે એ સ્રીસુલભ પ્રણાલીકાનો ભંગ કરવા માટે મારાં શ્રી. ગંગાબહેનને અભીનંદન!

મારા લેખનો મુખ્ય મુદ્દો એ હતો કે:

"વર્તમાન યુગની ભાવનાથી પ્રેરાયલી કૌમારીકા–યુવતીઓને જો સ્વમાન વહાલું હોય, સ્વતંત્રતા પ્રીય હોય, જગતની સામાન્ય માનવ વ્યક્તી તરીકે જીવન વીતાવવાના જો તેમને કોડ હોય તો તેમણે પરણવું નહીં'; પણ આર્થીક દ્દષ્ટીએ સ્વતંત્ર જીવન ગાળતાં થઇ જવું."

અને એ સલાહ આપતાં મેં વર્તમાન વીશ્વમાં પ્રત્યેક ઘરમાં બની રહેલી હકીકતો નગ્ન સ્વરૂપમાં બતાવવાનો નમ્ર પ્રયાસ કર્યો હતો.

શ્રી. ગંગાબહેન તેના જવાબમાં કુંવારી યુવતીઓને પરણવાની સલાહ આપે છે, પણ તે વરને: ધણીને નહીં. અને વર તેમજ ધણીના તફાવત સમજાવીને ધણી સાથે 'ભુલેચુકે પણ કોઇ કન્યાએ પરણવું નહીં', એમ આગ્રહપુર્વક જણાવીને, મારા કથનને એક રીતે એમણે અનુમોદન જ આપ્યું છે.

પરંતુ જે 'વર' સાથે 'વરવાની' એ બહેન સલાહ આપે છે તે 'વર' અને જે 'ધણી'ને ભુલેચુકે પણ નહીં પરણવાની તેમની આગ્રહભરી ભલામણ છે તે 'ધણીના' ભેદ સમજવાની જરૂર છે. એ ચર્ચા હું પાછળથી કરીશ, તેમ કરતાં અગાઉ એમણે 'વર' પક્ષમાં રજુ કરેલા મુદ્દા તપાસી જવાની જરૂર છે.

શ્રી. ગંગા બહેન કહે છે:

"વસંતબહેન કહે છે તેમ કન્યાઓ પરણે જ નહીં, તો હીંદુસ્તાનનું નામ પણ કાળે કરીને નાશ પામે. તેનું શું? એટલે પરણવું એ તો દેશના નીભાવાર્થે પણ એક રીતે જરૂરી છે. માટે એવી 'પરમાર્થી' પ્રથાનો એમ એકાએક નાશ કરવો, એ કોઇ પણ દેશને કે જાતીને પરવડે નહીં."

આ દલીલ કરતી વખતે એ બહેને તમામ કુંવારી કન્યાઓ પરણવા તૈયાર ન થાય એમ માની લીધું છે. જે કદી પણ બનવાનું નથી. પરંતુ એ પ્રશ્નની ચર્ચામાં અહીં ઉતરવું જરૂરનું નથી. જરૂર પડે તે માટે જુદો જ લેખ લખવો પડે તેવો એ વીષય છે, તેથી એ મુદ્દાને આટલે જ રહેવા દઇશું.

પણ લગ્નને તેઓ 'પરમાર્થી' સંસ્થા કહે છે, અને દેશના નીભાવ માટે સ્ત્રીઓને તે સંસ્થા ચાલુ રાખવાની ભલામણ કરે છે, ત્યારે તો ખરેખર મને નવાઇ જ ઉપજે છે.

લગ્નની સંસ્થાથી અમુક જાતી જીવતી રહે એ વાત ખરી છે, પરંતુ તે માટે તો 'લગ્ન'ની જ જરૂર પડે એવું માની લેવાની કંઇ જરૂર નથી. અત્યારે તો આપણા દેશમાં ૩૫ કરોડ માણસોની વસતી છે, થોડા પરાધીન અને નીર્ધન છે, પુરતા પૌષ્ટીક ખોરાકને અભાવે તેઓમાંના ઘણા નીર્માલ્ય જીવન જીવે છેઃ આથી વસતીનો ઘટાડો હમણાં તો ડાહ્યાં સ્ત્રી પુરુષોને જરૂરનો જણાય છે. કોઇક તે માટે બ્રહ્મચર્યની હીમાયત કરે છેઃ કોઇક સંતતી નીયમનનો ઉપદેશ આપે છે. એટલે અત્યારે તો દેશ તેમ જ જાતીના નીભાવ માટે વસતીના વધારાની જરૂર જ નથી. આમ એ મુદ્દા ઉપર શ્રી. ગંગાબહેનની દલીલ ટકી શકે તેમ નથી. જાતીની જ્યારે જરૂર હતી ત્યારે તો આર્યો 'નીયોગ'ની રીતો વ્યવહારમાં મુકતાં જરાયે ડરતા કે શરમાતા નહીં, અને એ પ્રયોગ પોતાની જાત ઉપર અજમાવવા દેનારી આર્યપુત્રીઓ 'સતી' તરીકે પંકાઇ શકતી એટલે તે તો સમયની ઉપર છોડવાની જરૂર છે. એનો ભાર એકલી સ્ત્રીઓએ માથે ઉપાડીને ફરવાની કશીએ જરૂર મને તો લાગતી નથી.

પણ લગ્ન એ 'પરમાર્થી' પ્રથા' તરીકે ક્યારથી ગણાયું? હું તો એને પતી પત્નીનો અંગત પ્રશ્ન જ માનું છું. અને 'પરણવું' એટલે પ્રભુતામાં પગલાં માંડવાં' એ નાનાલાલીય વ્યાખ્યા પણ આજનાં નૌજવાનોમાં આકર્ષણ રૂપ રહી નથી. અને લાગે છે કે શ્રી. ગંગાબહેન આ ચર્ચા કરતી વખતે માત્ર લાગણીવશ આદર્શવાદી બની ગયાં છે, તેથી જ વ્યવહારની વીકટ અને નક્કર વાતોને તે વીસરી ગયાં છે.

એથી જ એમણે 'વર,' 'વરવું,' 'વરદાન,' 'સખી–સખા' વગેરેની વ્યાખ્યાઓ વ્યવહારૂ ધોરણે નહીં, પણ કવીની કલ્પનાની માફક આદર્શવાદીની દૃષ્ટીએ ચર્ચી છે, એમ મને તો લાગે છે.

જુઓઃ

એ બહેન કહે છેઃ

"વર–વરવું–વરવામાં કન્યા વરને વરે છે અને વર કન્યાને વરે છેઃ નથી કોઇથી કોઇને લેવાતું કે અપાતું. કાચા સુતરના તાંતણાથી એ બંધન બંધાય છે."

હાલનાં કેટલાં લગ્નોમાં આ આદર્શ સચવાય છે? અરે, જેને આર્યોના સુવર્ણકાળ તરીકે પ્રશંસવામાં આવે છે તે યુગમાં પણ શ્રી. ગંગાબહેન કહે છે તેવાં લગ્ન કેટલાં થયાં છે? કોઇ–અથવા તો શ્રી. ગંગાબહેન એનાં ઉદાહરણ આપીને બતાવશે ખરાં?

બહુ વખણાયલા સીતા સ્વયંવરમાં માત્ર પુરુષના પશુબળની પરીક્ષા એ સીતાને વરવાની મુખ્ય શરત હતી અને તે પરીક્ષાની

-શરત ઠરાવનાર સીતા નહીં - પણ એમના પીતા જનકપુરીના રાજવી જ હતા.

દ્રૌપદીના સ્વયંવરની પરીક્ષાની કસોટી પણ પશુબળ પર જ અવલંબેલી હતી, અને એ પરીક્ષાની કસોટીમાંથી એકલો અર્જુન સફળ નીવડેલો હોવા છતાં એ પરમ પુજ્ય "સતી'ને પાછળથી શું બીજા ચાર પુરૂષોનું પત્નીપણું એ મુંગે મ્હોંઢે સ્વીકારવું નહોતું પડયું ?

શ્રી. ગંગાબ્હેન આગળ ચાલતાં કહે છેઃ "બંને સરખાં—નથી કોઇ લેનાર કે નથી કોઇ વેચનાર. એ તો પતી-પત્ની, વર-વહુ."

પરંતું હાલના લગ્નો માટે આ વ્યાખ્યા -છેક જ સત્યથી વેગળી જાય છે. અત્યારે તો એક વર્ગ પૈસાથી કન્યાને ખરીદે છે, ત્યારે બીજો વર્ગ [જે પોતાને કુલીન કહે-વડાવે છે તે] પત્નીના બાપ પાસેથી તેની કન્યાને પરણવાના મુલ્ય તરીકે પૈસા પટ-કાવે છે! આમાંથી અપવાદ તરીકે જ કોઇક "લગ્ન'ને જુદાં ગણાવી શકાય, પણ અપવાદ કદીયે સામાન્ય દલીલ તરીકે ચાલી શકે -નહીં.

તે પછી સંસ્કૃત નાટકોમાં પતી પત્ની એક બીજાને સખા-સખી તરીકે સંબો-ધતાં તે બતાવી એ બહેન કહે છે કેઃ "એ સખી તે જ આજની પત્ની ગણાય." ભલે હકીકતને હકીકત તરીકે નહીં જોવા માગ-નાર એમ ગણે, પણ તેથી તેમ 'છે જ' એમ તો તેમનાથી યે કદી કહી નહીં જ શકાય. એમ તો ભાઇ બોટાદકરે ક્યાં હીંદુ -સંસારની ઉજળી બાજુ વર્ણવી નથી ? પરંતુ એ તો કેવળ એકપક્ષી કલ્પના માત્ર જ છે, એવું કોણ નથી કહેતું ?

એમ તો આજે ય ઘણા લોકો પત્નીને 'દેવી' 'ડીઅર' કે 'એ'ને નામે ક્યાં સંબો-ધતા નથી ? એથી કંઇ પતીપદ હળવું ઓછું જ બને છે? ચીત્તા પોતાના ચાઠાં કદી બદલી શકે ખરો ?

'વર પોતે જ રાજી રહીને રાચતો નથી, પણ વહુને ય રાજી રાખવા તત્પર રહે છે.' કયી વખતે ? જ્યારે તેનો તેમ કરવામાં કંઇ સ્વાર્થ હોય ત્યારે જ સ્તો ! પોતાની શ્રીમંતાઇની પ્રતીષ્ઠા વધારવા એમ તો તે બૈરીને હીરા મોતીએ મઢાવીને રાજી રાખે છે. પણ એ રાજીપણું અજ્ઞાનતાનું છે એ કોણ નહીં સ્વીકારે ?

આગળ ચાલતાં એ બહેને વહુ વરની જે વ્યાખ્યા કરી છે, તે કેવળ કલ્પના માટે સુંદર છે. પણ સમાજની રૂઢીઓ, શાસ્ત્ર કે કાયદો તે વ્યાખ્યા વ્યવહારમાં સ્વીકારતાં નથી

વહુના સૌંદર્ય માટે, તેના ભણતર માટે અનેક પુરૂષોને અભીમાન લેતા મેં તો જોયા-જાણ્યા છે. શ્રી. ગંગા બહેનને કદાચ તેવો અનુભવ ન થયો હોય તો ભલે.

વર વહુનો માતા તરીકે તેનાં છોકરાં ઉપરનો અધીકાર સ્વીકારતો હશે. પણ તે ક્યાં સુધી? જ્યાં સુધી વહુ તેની દબાયલી રહે અને બધું સમાધાનીથી ચાલતું હોય ત્યાં સુધી, બાકી તો આ બાબતમાં કાયદો પણ વહુનો પક્ષ લેતો નથી. મીસીસ એની બાસેંટ જેવાં બાઇનો દાખલો આ સંબં-ધમાં સ્ત્રીઓની-માતાઓની-આંખ ઉઘાડવા પુરતો જાણીતો છે જ. અને આ દેશની વાતો તો કોઇ વકીલ, બેરીસ્ટરને પુછીએ ત્યારે જ સમજી શકાય.

આમ. શ્રી ગંગાબહેને વર પક્ષમાં જે દલીલો આપી છે તે વ્યવહારમાં જણાતી ન હોવાથી ટકી શકતી નથી. અને ધણી માટે તો એ બહેન જ સ્વીકારે છે કેઃ "ધણીની વ્યાખ્યા જ વસમી છે." તેમ જ તે પોતે જ કુંવારી કન્યાઓને ભલામણ કરે છે કેઃ ધણીને પરણવા કરતાં કુંવારાં રહેવું સારૂં."

છેવટે શ્રીમતી ગંગાબહેન પટેલને એટલું જ કહીશ કે, "બહેન, કૃપા કરીને તમે એટલું જણાવશો કે તમે 'વર'ની જે વ્યાખ્યા કરી છે, તેવા 'વર' વર્તમાન સમાજમાં કેટલા છે અને 'ધણી' કેટલા છે ?"

# બંધન વિનાના લગ્ન

* * * * * * * * * * * * *

લગ્નની ગાંઠથી જોડાયા વગર સ્ત્રી અને પુરૂષ સાથે રહી શકે ખરાં? આ સમસ્યાનો ઉકેલ અહીં રજુ થાય છે.

* * * * * * * * * * * * *

## 'સ્નેહવીણા'

—એક નવલીકા—


: લેખિકા :

**સુર્યલક્ષ્મી ધરમદાસ ઠાકર**

તંત્રી-'સ્ત્રીશક્તી'


**મને** એ વાત ગમતી નથી. હું ઘણા વખતથી ના કહું છું. જે જે તમો કહો છો એ બધુંએ મને સાંભળવાએ ગમતું નથી. હું પુરતો વીચાર કરૂં એટલો વખત તો મને ઠરવા દો. હજુ તો મ્હેં મારો અભ્યાસ પુરો કર્યો નથી. હું ખુબ જ કંટાળી ગઇ છું. જ્યાં જુઓ તો એ જ વાત છે કે હવે આ પરણવા લાયક થઇ છે. કેટલીએ ન્યાતોમાં મોટાં કરીને પરણાવે છે અને પરણનારાઓની ઇચ્છાનુસાર અપવાદ તરીકે લગ્નો થાય છે. તેમાં યે ઘણી વખત એ દંપતી સુખી નીવડતું નથી. આનું કારણ શું હશે?'

'કોઇ કહે છે પરણશો નહી, કોઇ કહે છે પરણો. હવે એ બે વસ્તુસ્થીતીમાં કયું ઠીક હશે એ જ્યાં સુધી અનુભવ ન થાય ત્યાં સુધી નીર્ણય ન કરાય.'

આવા વીચાર કરતી સ્નેહવીણા સમુદ્ર કીનારે ઉભી રહી. એ મહા ગર્વીષ્ઠ ઘુઘવતા સમુદ્રને નીરખી રહી હતી. પાછળથી આવી કોઇએ એના મોંઢા ઉપર રૂમાલની ઝડપ મારી.

"શું વીચાર કરો છો? આજે ટેનીસ રમવા નથી આવવું? આજે રજા છે."

"રજા છે તેથી શું થયું? રજામાંએ ઘણું કામ હોય છે. આ વર્ષે હું ખાસ કંઇ વાંચી શકી નથી. એટલે જો હું નાપાસ થઇશ તો પરણ્યા વગર ચાલવાનું નથી જ.

"સ્નેહવીણાની વાત સાંભળી મંજુ હસી પડયો."

"તમે તમારી વાત કરો છો હું મારી વાત કરૂં છું. તમે હમણાં હમણાં બહુ ગંભીર થઇ ગયાં છો. પહેલાંનો તમારો આનંદ ઉડી ગયો છે."

એ વાત સાંભળી, બોલ્યા વગર સ્નેહવીણા ત્યાંથી ચાલી ગઇ.

[૨]

**આજે** બી. કોમ. ની છેલ્લા વર્ષની ડીગ્રી મેળવી સ્નેહવીણા ઘેર આવી. એણે અલ્હાબાદની બેંકમાં નોકરીને માટે અરજી કરી. એને તુરત જ નોકરી મળી. કેટલોક વખત સુધી મુંબઇના શાખામાં રહી એની બદલી અલ્હાબાદ થઇ.

અલ્હાબાદમાં શહેરની બ્હાર એક ભવ્ય મકાન લઇ તે રહી. નીયમીત રીતે બેંકમાં જતાં આવતાં એને લોકો જોવા લાગ્યાં. થોડા વખત પછી લોકોએ જાણ્યું કે આ કોઇ અલ્હાબાદ બેંકમાં નોકર છે. એના કામકાજની ઝડપ અને એકનીષ્ઠ નોકરીથી થોડા જ વખતમાં એ બેંક મેનેજરના હોદ્દા પર આવી.

એને સાહીત્ય, કળા, સંગીત વગેરેનો બહુ શોખ હતો. એ કલાપ્રીય હતી. કોઇ વખતે રાત્રે એને બંગલે એ નીવૃત્ત થઇ કોઇ વાદ્ય વગાડતી હોય તે વખત રાહદારીઓનાં ટોળે ટોળાં કમ્પાઉન્ડ બહાર ઉભાં રહી વીચાર કરતાં કે, 'આ કોણ વગાડતું હશે?' એનો કંઠ કેટલો મધુર હતો! આ સીવાય પણ અલ્હાબાદની દરેક પ્રવૃત્તીઓમાં એ આગેવાની ભર્યો ભાગ લેતી હતી. એનું રૂપ-લાવણ્ય પણ અદ્‌ભુત હતું.

થોડા વખત પછી એનો કોલેજનો સાથી કે જે એની સાથે ઇન્ટર ક્લાસ સુધી હતો તે મંજુભાઇ દેશાઇ અલ્હાબાદની કોર્ટમાં કોઇ કેસને માટે ખાસ અલ્હાબાદ આવ્યો હતો.

મંજુભાઇ દેશાઇ પ્રખ્યાત બેરીસ્ટર હતો. એને સ્નેહવીણા માટે બહુ માન હતું. સ્નેહવીણા અલ્હાબાદમાં બેન્ક મેનેજર છે તેની તેને ખબર હતી. એટલે એ તેને ત્યાં જ ઉતર્યો. સ્નેહવીણા પોતાની મોટરમાં બેંકમાં જતી વખતે દેશાઇને કોર્ટ આગળ ઉતારી જતી અને મંજુભાઇ કોર્ટના કામથી નીવૃત્ત થઇ બેંકમાં જતો. બંન્ને જણ ત્યાંથી સાથે બંગલે જતાં. કેસ કોઇ રજવાડાનો હતો એટલે જલદી નીવેડો આવે એમ ન હતું. મહીનો બે મહીના સુધી કેસ ચાલ્યો, ત્યાં સુધી મંજુભાઇને અલ્હાબાદમાં જ રહેવાનું થયું.

## [૩]

**અલ્હાબાદમાં** વીજળીની વેગે વાતો થવા લાગી કે આ બ્હેન પરણ્યાં. એમના ધણી પણ હવે તો અહીં જ રહેવાના. એક દીવસ સૉફરે આવી પુછ્યું: "બાઇ, શેઠ અહીં જ રહેશે ને?"

"હા."

એટલે તો નોકરોદ્વારા ઘરની વાત શહેરમાં ચાલવા માંડી. કોઇ વખતે કોર્ટમાં સ્નેહવીણા મંજુભાઇને તેડવા જતી ત્યારે ત્યાંના બેરીસ્ટરો પણ અડસે કહેતા કે "સાહેબ હવે તો અહીંજ પ્રેકટીસ કરો. એમની નોકરી અહીં અને તમે મુંબાઇમાં એ ઠીક નહી."

આવી મામીંક વાતોથી સ્નેહવીણા અને મંજુભાઇ ખુબ મુંઝાતાં.

મંજુભાઇનો કેસ પુરો થયો. જે વીચારની સ્નેહવીણા હતી તે જ વીચારના મંજુભાઇ પણ હતા. એ બંન્ને નીર્દોષ હતાં. નાનપણથી જ એક બીજાંના વચ્ચે જરા પર અંતરાય ન હતો. શરૂઆતની મૈત્રીમાં 'પરણશું કે નહી'' એવા કંઇક વીચારો બંન્નેને થયા હતા. પણ એ બન્ને જુદા જુદા ધંધાઓમાં પડવાથી એમના વીચાર હાલ તુરત તો દબાયેલા હતા.

થોડા કાળની શાંતી પછી બાળ સ્નેહીઓ ફરીથી મળ્યાં. સમાજે એમને સ્ત્રી પુરૂષ તરીકે લખી લીધાં. એમના નીર્દોષ જીવનની કલ્પના યે ના કરી. આ સબંધની વાતો એમની બંન્નેની જાણમાં આવી. તેઓ વીચારમાં પડયાં: "લોકોએ તો પરીણીત

જોડું ઠેરવ્યું છે એટલે આપણે પરણવું કે નહી?"

એક દીવસે સવારે બંન્ને જણ ચહા પીવાં બેઠાં હતાં. મંજુભાઇ પોતાની સીગારેટ સળગાવી તેના ધુમાડા તરફ નજર રાખી બારીકાઇથી વીચારના ઉંડાણમાં ગરકાવ થયેલા લાગતા હતા.

સ્નેહવીણા તેના વીચારો જાણવા તેની સામે એકી ટશે જોઇ રહી હતી. તેની નીષ્ક્રીયતા તેને મુંઝવતી હતી. એટલામાં બહારથી માણસે આવીને કહ્યું: "મંજુભાઇ દેશાઇનો તાર છે." ઉતાવળથી મંજુભાઇએ તાર લીધો, અને ફોડયો. વાંચી એક અટ્ટહાસ્યનું પ્રચંડ મોજું તેના સુંદર મોઢાંને વધારે સુશોભીત બનવી રહ્યું.

તેણે કહ્યું: "લ્યો વળી આ ફજેતો શું?" એમ કહી સ્નેહવીણાને તેણે તાર બતાવ્યો. તારની અંદર તેનાં સ્નેહવીણા જોડે લગ્ન થયાં તેને માટે અભીનંદન હતાં. એ તાર દેશાઇના એક મીત્રનો હતો.

સ્નેહવીણા પણ આ સાંભળી દીગમુઢ બની ગઇ અને ઝટ કંઇ નીશ્ચય પર આવતી હોય એવી મુખમુદ્રાએ બોલી: "બધાને પહોંચાશે પણ આ સમાજને નહી પહોંચાય."

મંજુભાઇએ કહ્યું: "ખરૂં? પણ આપણે પરણવું કે નહી?"

"એ પ્રશ્ન સમાજનો નહીં આપણો છે."

"અને તમે શું વીચાર પર આવો છો?"

"હમણાં તો આપણે સાથે રહીએ છીએ. મારે લગ્નનાં બંધન સ્વીકારવાં નથી."

"તમે એને બંધન માનો છો?"

"હા."

"બંધન વીનાનાં લગ્ન ન હોઇ શકે?"

"શા માટે નહીં. હું પણ એ જ વીચાર કરતી હતી. અને હવે તો એ જ મારો નીશ્ચય થયો છે કે, બંધન વીનાનાં સ્વતંત્ર લગ્નનો પ્રયોગ એ જ આપણને વીશેષ અનુકુળ થશે."



જે ચમત્કારના ગુઢ ભેદનો ઉકેલ થઇ શકે તેમ ન હોય તો તેનો ઉકેલ થાય ત્યાં સુધી ભેદ તરીકે રહેવા દો. તેને ભગવાનનું નામ અર્પીને તમે જાતે મુર્ખા ન બનો

...

પ્રમાણીક વીચારકોને ધર્મ નર્કનો ભય બતાવે છે, ત્યારે દંભીઓને માટે તે સ્વર્ગનાં વચનો આપે છે!

...

ભયના વાતાવરણમાં કદી પણ ઉત્તમ વીચારો થઇ શકે જ નહીં.

વીજ્ઞાન મનુષ્યને સ્વર્ગમાં ગયા પછી સુખી થવાની આશા આપતું નથી. તે તો પૃથ્વી પર જ સદેહે સુખી થવાનો માર્ગ બતાવે છે.

...

યુદ્ધનાં વાજાં વાગવા માંડે ત્યારે નફાખાઉઓ દેશભક્તીના સહુથી મોટા પોકારો પાડવા શરૂ કરે છે.

...

નફો, વ્યાજ ને ભાડું એ મુડીવાદીઓનાં ત્રણ મહાસુત્રો છે.

# જાપાનમાં લોહીનો વેપાર



લગભગ ૮૦૦૦૦ જેટલી સ્ત્રીઓ આજે જાપાનમાં અનીતીના વેપાર પર મોજવીલાસો માણનારા આતતાયીઓના હાથમાં છે. તેમના સ્વાતંત્ર્ય માટે શરૂ થયેલા આંદોલનો આ લેખમાં આલેખવામાં આવ્યા છે.

લેખક

ઇંદુકુમાર

**લગભગ** ૧૮૭૨ ની સાલમાં જાપાનની પતીત બ્હેનોને એક પ્રકારની સ્વતંત્રતા મળી. ટોકુગાવા રાજતંત્રે પતીત બ્હેનો માટે જરા યે પરવા કરી ન હતી. અને તેથી આ સરકારતંત્ર પછી સત્તામાં આવેલા શહેનશાહે એક ખાસ ઢંઢેરો બહાર પાડીને પતીત બ્હેનો પર મુકાયેલા આકરા અંકુશો દુર કરવા માટે યત્ન કર્યો. એટલું જ નહીં પણ કુટણખાનામાં કચરાતી અબળાઓને કંઇક સ્વતંત્રતા મળશે એ પ્રકારની જાહેરાત કરી.

લોહીના વેપારને અટકાવનારા આ ધારા પછવાડે રસીક ઇતીહાસ રહેલો છે. જાપાનના સમ્રાટે લીધેલાં આ પગલાંમાં રાજકીય અર્થ પણ સાથે જ સમાયેલો હતો. વાત એમ હતી કે જાપાનમાં ગીરમીટીયા ચીની કામદારોની દશા અતી કરૂણાજનક હતી. આમાંથી બે જણ સ્ટીમર પરથી ભુસકો મ્હારીને ન્હાસા. તેઓએ ન્હાનકડો સાગર ઓળંગીને બ્રીટીશ સંસ્થાનમાં પ્રવેશ કર્યો. અહીં તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું, ત્યારે સ્ટીમરના કપ્તાન તરફથી બોલતાં અંગ્રેજ બેરીસ્ટરે કામદારોના કરારનામાની સરખામણી જાપાનના કુટણખાનાની પતીત સ્ત્રીઓના કરારનામા સાથે કરી હતી. આ સરખામણીથી જાપાનીસ સરકારનું લક્ષ ત્યાં સીધું દોરાયું અને તરત જ શાહી ઢંઢેરો પ્રસીદ્ધ કરવામાં આવ્યો.

પણ આ શાહી ઢંઢેરાની કંઇ જ અસર થઇ નહીં. કુટણખાનામાં કામ કરતી અબળાઓની સામાજીક સ્થીતીમાં જરા યે પરીવર્તન નથી થયું. માત્ર શબ્દો બદલાયા પણ સ્વરૂપ તો એ જ રહ્યું. આ કાયદાને અવગણવાના માર્ગો શોધાયા પણ આ ક્રુર લોહીનો વેપાર જરા યે અટકયો નહીં.

શહેનશાહે ઢંઢેરો બહાર પાડેલા છતાં પણ કુટણખાનામાં શોષાતી આ અબળાઓની સ્થીતી જરા યે ન સુધરી. પણ પ્રજામતનાં વહેણ આગળ વધવા માંડયાં. તેણે અનીતીની કમાઇ પર જીવનારાઓ સામે જેહાદ આરંભી. વ્યવસ્થીત પ્રચ ર શરૂ થયો, અને પ્રગતીની ઉષા પ્રગટી.

એક...બે....ત્રણ....ચાર....એમ કરતાં પચીસ વર્ષો વીતી ગયાં. મુકતીફોજ નામની ધાર્મીક સંસ્થાએ કંઇક શરૂઆત કરી. અન્ય લોકોએ કંઇક ધ્યાન આપ્યું. સપાટાબંધ પ્રગતી શરૂ થઇ.

અને રેવરન્ડ યુ. જી. મરફીએ આ દીશામાં યત્ન કરતાં એક કેસ ઇતીહાસને પાને ચઢાવ્યો. જાપાનીઝ સરકારતંત્રના કાયદાની ૯૦ મી કલમના આધારે એક બાઇની ફરીયાદ તેમણે કોર્ટ સમક્ષ રજુ કરી. સારા સંજોગોએ તેમને આ કેસમાં સફળતા મળી આ સહજ સાંપડેલા સાફલ્યે આ પ્રગતીમાન પ્રવૃત્તીમાં પ્રાણત્ર સુ પુર્યો, અને પછી વેશ્યાગૃહોમાં સપડાઇ ગયેલી બાળાઓનો મુક્તીયત્ન અતી સફળતાથી શરૂ થયો.

જો પછી આ કાયદાનું કડક અનુપાલન કરવામાં આવ્યું હોત, જો આ કાયદાનું ઉલ્લંઘન થતું અટકાવવના યત્નોને શરૂઆતથી જ દાબી દેવામાં આવ્યા હોત, જો પુરતી સાવધાની આ દુષ્ટ પ્રથાને અટકાવનારી સંસ્થાઓએ રાખી હોત તો સંભવ છે કે લોહીના વેપાર પર ખરેખર સારો અંકુશ હોત, તો ખરેખર આ વહેવાર બહુ લાંબો ન ચાલત, તો કદાચ જાપાનના સામાજીક ઇતીહાસ પરનું આ કાળું કલંક ધોવાઇ ગયું હોત. પણ તેમ ન બન્યું. આ કાયદાને અળગા કરવાના અનેક માર્ગો શોધાયા અને લગભગ બે વર્ષમાં તો અનેક રીતે એટલું પારાવાર પરીવર્તન થઇ ગયું કે જાપાનની પતીત સ્ત્રીઓની હાલત પહેલાંના જેવી જ થઇ ગઇ. તેમની કાળી ગુલામીની એક પણ જંજીર ન તુટી. કાયદાની બારીકીઓ શોધવામાં આવી અને આખરે સરકારતંત્રને પણ કાયદામાં સુધારા કરવાની જરૂર પડી. અને ફરીથી કુટણખાનામાં સ્ત્રીઓના શરીર પહેલાંની માફક લીલામ થવા લાગ્યાં.

પોલીસતંત્ર પણ તદ્દન બેદરકાર બની ગયું, એટલું જ નહીં પણ લાંચ અને રૂશ્વતને પ્રતાપે તેઓ પણ વેશ્યાગૃહો નીભાવનારાઓ તરફ ફરીને બેઠા.

આમ જાપાનના વેશ્યાગૃહોમાં વસતી અનાથ સ્ત્રીજનતાની સ્થીતી અતી દુઃખદ અને દારૂણ બની ગઇ. તેમને માટે ઉગરવાના સર્વે રસ્તા બેટકાઇ પડયા. તેમને આગળ વધવાના સર્વે માર્ગો રૂંધાઇ ગયા. અને સ્વતંત્રજીવન માણવાના ઉલ્લાસોને અળગા કરીને આ સ્થાનોમાં તેમને લોહીનાં લીલામ કરવાં પડયાં.

જાપાનમાં પૈસા ખાતર માતપીતાઓ પોતાની કુમળી બાલીકાઓને વેચી નાંખે છે. આવા ગરીબ લત્તાઓમાં વેશ્યાગૃહોના એજન્ટો ભટકતા જ હોય, તેઓ તેમની આગળ પાટનગરનાં સ્વર્ગ ખડાં કરે છે, પૈસાની રેલમછેલ કરીને અનેક અબળાઓને ફસાવીને આ ભામટાઓ પછી આ બાળાઓની કમાણી ઉપર આનંદ ઉડાવે છે.

ઓસાકામાં આવેલા ન્યાયમંદીરમાં અત્યારે એક કેસ ચાલી રહ્યો છે. છોકરીનો ભાઇ કહે છે કે મેં માત્ર પચાસ યેનમાં જ મ્હારી બ્હેનને વેચી હતી. આ વેચાણ વખતે તેની બ્હેનની ઉમ્મર માત્ર બાર વર્ષની હતી. જાપાનમાં બ્હેન વેચવી એ કંઇ ગુન્હો નથી! બાર વર્ષની વયે આ બાળાને વેશ્યાગ્રહમાં ચાલી જવું પડયું હતું ગરીબી એ તેનું એક માત્ર કારણ હતું.

પણ આ પ્રથા સંભવ છે કે તેના ભીષણ સ્વરૂપમાં હજુ પણ ચાલતી હોત. પણ કુદરતના મહાન કોપે જાપાનીઝ પ્રજામત પર પથરાયેલાં પડળ દુર કર્યાં. ૧૯૨૩ નો એ ઇસુનો સંવત્સર હતો. જાપાનની ભુમી ડોલી ઉઠી. ધરતીકંપના પ્રખર આંચકાથી અનેક મકાનો કડ કડ કરતાં તુટી પડયા. આકાશે પહોંચતી મ્હેલાતો જમીનદોસ્ત બની ગઇ.

ટોકીયો શહેરની બહાર પાંચ મ્હોટાં વેશ્યાધામ આવેલાં છે. જાપાનના લોક તેને શીન કહે છે. અહીં પ્રચંડ આગે દેખાવ

દીધો અને જોતજોતામાં આ અગ્નીની સંહારક જ્વાલાઓ શીનની સીમાઓમાં પ્રસરી ગઇ. ત્યારે અબળાઓના શરીરના વેપાર પર જીવનારા આ પાપી ભામટાઓ દરેક ઘરને બારણા પર મોટું તાળું મારીને પાટનગરના એકાદ સલામત ખુણામાં છુપાઇ બેઠા હતા. ઘરોની અંદર સેંકડો સ્ત્રીઓ પુરાયેલી પડી હતી. આગની જ્વાલાઓ આગળ વધતાં એમ કહેવાય છે કે લગભગ ૮૦૦ જેટલી સ્ત્રીઓને તો અગ્ની ભરખી ગયો. ૨૫૦ જેટલી સંખ્યામાં સ્ત્રીઓનાં મુરદાં પાછળથી મળી આવ્યાં હતાં.

આ એક જ બનાવે જાપાનના વેસ્યાગૃહોમાં વસતી અબળાઓની દયાજનક સ્થીતી સંબંધી પાછું ધ્યાન ખેંચ્યું. સારા યે દેશમાં પ્રચંડ ઉહાપોહ જાગી ગયો. પણ થોડા જ્ણાં બુમો મારે કે વર્તમાનપત્રોની કટારોમાં તંત્રીઓ લાંબા પહોળા લેખ લખે તેથી કંઇ આવી પ્રથાઓ ઓછી જ અટકવાની હતી? તેનાં મુળ ઘણાં ઉંડાં હતાં. જાપાનમાં આ ધંધો અતી વ્યવસ્થીત રીતે ચાલતો હતો. તેઓએ સંપત્તી પણ સારી ભેગી કરી હતી. અને તેમના પ્રતીનીધીઓ દરેક જગ્યાએ હતા. ખુદ પાર્લામેંટમાં પણ આ લોહીના વેપાર પર જીવનારાઓના સીધા પ્રતીનીધીઓ વીરાજતા હતા. આમ ૧૯૨૩-૨૪ નો યત્ન પણ અફળ ગયો. અને વેસ્યાગૃહોમાં રીબાતી જાપાનીસ સ્ત્રીઓની સ્થીતી જરા યે સુધરી નહીં.

જાપાનમાં વેસ્યાગૃહો સરકારતંત્રની સીધી દેખરેખ નીચે હોવાથી વેસ્યાજીવન સંબંધી આંકડાઓ મેળવવા સહેલ છે. આ આંકડાઓ કરતાં પણ વેસ્યાવૃત્તી વધુ પ્રમાણમાં છે એમ ચોક્કસ કહી શકાય છતાં આ આંકડાઓ પણ બતાવી આપે છે કે જાપાનમાં વેસ્યાજીવન જરાયે નરમ નથી પડયાં.

આ રહ્યા તે આંસુના આંકડાઓ.

| | |
|---|---|
| વેસ્યાગૃહો | ૫૪૭ |
| પતીત સ્ત્રીઓ | ૪૯૦૫૮. |

આ ઉપરાંત હવે કેટલીક અબળાઓ સીધી રીતે આ અનીતીનો ધંધો આદરે છે. તેઓને જાપાનીસ ભાષામાં ગૈસ્ય કહેવામાં આવે છે. આવી સ્ત્રીઓની સંખ્યા લગભગ ૮૦,૦૦૦ની છે. અને છેલ્લા વર્ષોમાં ૩૭૦૫ની સંખ્યા વધી ગઇ છે.

ગયા વર્ષમાં ગ્રાહકગણની સંખ્યા પણ અતી વીશાળ છે. સરેરાશ સંખ્યા પ્રમાણે લગભગ ૨૨૦૦૦૦૦૦ માનવામાં આવે છે

કેટલાંક પરગણાંમાં ખુલ્લાં વેસ્યાગૃહો બંધ કરવામાં આવ્યા છે. કેટલાંક પરગણાંમાં તે સમુળગાં બંધ કરવામાં આવ્યાં છે. કેટલાંક પરગણાંમાં તો તેઓ હમેશને માટે બંધ થઇ ગયાં છે. છતાં હજુ ગૈસ્યાઓની સંખ્યામાં આવકારદાયક ઘટાડો થયો જ નથી.

આવી અબળાઓના વેચાણના વળતરમાં મળતી કીંમત લગભગ ૭૫૦ ડોલર હોય છે. પણ એજન્ટ અને બાળાના લુગડાં લત્તા પર જે પૈસા ખર્ચવામાં આવે છે તે જતાં સામાન્ય રીતે માતપીતાને લગભગ ૫૦૦ ડોલર સાંપડે છે. અને આમાંથી પણ બહુ જ ઓછી રકમ માતપીતાને મળે છે.

જાપાનના કુટણખાનામાં સ્ત્રીને મળતી રકમમાંથી અડધી તો આ ગૃહના માલીકો લઇ લે છે. બાકી અડધમાંથી પા રકમ તો તેમના ભરણપોશણના બ્હાના નીચે લઇ લેવામાં આવે છે.

જાપાનનું સ્ત્રીત્વ આજે જગત આગળ અપીલ કરે છે. જાપાનમાં આ વીશે વીશાળ ચળવળ ઉપડી છે, અને પરાજયની દરકાર કર્યા વગર સમાજ સુધારકો આ કલંકને સાફ કરવાને માટે તનતોડ યત્ન આદરી રહ્યા છે.

લેખીકા: કુમારી કાન્તીલા દેશ

# શ્રી. જયોત્સના શુક્લ

## એક રેખાચીત્ર.

એમની જન્મતીથી જાણવાના મેં અનેક પ્રયાસો આદર્યા પણ અંતે આદર્યું સર્વ અફળ જ ગયું, પણ એટલું તો સત્ય જ કે એમનો જન્મ કોઈક ધન્ય ઘડીએ થયો હોવો જોઈએ. મુત્સદીઓ ને હોંશીયારીથી ભરેલાં સંસ્કારી કુટુંબમાં એમનો જન્મ થયો એનાથી મોટું ભાગ્ય કયું? સંસ્કારી ભાઈઓની બ્હેન, એટલે ભાઈઓ પણ બ્હેનને પોતાના જેવી બનાવવા પ્રયાસો આદરે. સેવાની ભાવના તો જન્મથી જ એમને અંતરે જાગેલી. 'She is a born servant of Humanity.' [માનવતાની એ આજન્મ સેવીકા છે] એમ લખું તો ખોટું શું ગણાય? સેવા અને સમાનભાવ તો જન્મથી જ એમનામાં જન્મ્યાં હતાં; એમ એમને ઓળખનાર અનેક જણાંઓનું કહેવું છે. થોડા દીવસ પર જ સુરતમાં ભરાયલું સ્વદેશી બજાર કોઈ જ નહીં ભુલ્યું હોય. જ્યોત્સ્ના બ્હેનને ત્યાં મજુરી કરતાં જોઈ બે યુવાનોને વાત કરતા મેં સાંભળ્યા. એકે કહ્યું: 'આ જ્યોત્સ્ના બ્હેનને થાક નથી લાગતો?' ત્યાં તો પેલાએ ઉત્તર આપ્યો. You very little know of her life. she is born to serve, [તમે એમના જીવન વીષે ઓછું જાણો છો. એ તો સેવા માટે જ જન્મ્યાં છે] ત્યાં બીજાએ કહ્યું: If every Indian home gets a woman of that type India would be an ideal country. [જો પ્રત્યેક હીંદી ગૃહમાં એમના જેવી સ્ત્રી હોય તો હીંદ એક આદર્શ દેશ બની જાય] ત્રણ ચાર દીવસની જ વાત છે. એમની જ્ઞાતીના એક વૃદ્ધને હું મળેલી તેમણે કહેલું: 'She was the darling of her parents.' [તે એનાં માતાપીતાની વ્હાલસોયી પુત્રી હતી] એમ કહેવાય છે 'એ એમનાં પીતાનાં ને માતાનાં અધીક વ્હાલાં પુત્રી હતાં.' ને બીજું પણ સાંભળ્યું છે કે, 'એમનાં મોટેરાંઓ એમને માટે પ્રાણ પાથરવા તૈયાર રહેતાં જગતમાં એમને સંપુર્ણ સ્વાતંત્ર્ય હતું. છતાં એમણે એનો દુર ઉપયોગ નથી કર્યો. ને તેમાં પણ ન્હાના ભાઈને પુછ્યા વીના તો એ પગલું પણ ભરતાં નહી. મ્હારી ત્રીશ વર્ષની ઉમ્મરમાં ન્હાનાભાઈને પુછીને જીવનમાં પગલું ભરતી એક જ બ્હેન મેં જોઈ ને તે એક 'જ્યોત્સ્ના બ્હેન.' જ્યોત્સ્ના બ્હેનનું નામ સ્વીકારેલું તે ન્હાના ભાઈની સુચના પર. ત્યારે એ ભાઈને ખબર નહીં હોય કે જ્યોત્સના, જ્યોત્સ્ના થવાની છે.

* * *

સુરતને આંગણે ભરાયલું ગુજરાત કલા-પ્રદર્શન કોને નહીં સાંભરતું હોય? ગુજરાતને આંગણે એવું પ્રદર્શન કદી ભરાયું હોય એમ સાંભળ્યું નથી તો પછી જોયું તો ક્યાંથી જ હોય? જો હોય તો, એ પ્રદ-

શ'ન જોવા હુ' પણ મ્હારી બ્હેન જોડે ગયેલી, જોઇને પાછાં ફરતાં હતાં ત્યારે મ્હારી નજરે પ્રદર્શનના કામમાં પરસેવાથી નીતરતાં, એક dark brown [ઘેરાબદુ' વર્ણાં] ચહેરાનાં બ્હેન પડયાં. હુ' એમના તરફ ખેંચાઇ. મને એમનુ' નામ જાણવાનુ' મન થયુ'. ને ખબર કાઢી તો એજ 'જ્યોત્સના બ્હેન શુક્લ.' તે દીવસે મને કલ્પનાએ ન હતી કે ભવીષ્યમાં એ બ્હેન મને વધુ ખેંચી શકશે.

વૃદ્ધ જેવાં દેખાતાં એ જ્યોત્સ્ના બ્હેનને જો હું નહી ભુલતી હોઉં તો જગતને આંગણે આજ પાંત્રીસ વર્ષ થયાં હશે. જે જ્ઞાતીમાં એ જન્મેલાં તે જ્ઞાતીની હુશીયારી ને ચાલાકીનાં ગુણ એમનામાં ન'ખાય એમાં શું નવાઇ? ત્યાર પછી ભણતર ભણ્યાં. મ્હારી ધારણા જો ખોટી ન હોય તો, ગુજરાતી એ શીખ્યાં છે પણ આંગ્લ ભાષા શીખવા કોઇ શાળા કે વીદ્યાલયનાં દ્વાર એમણે નથી ખખડાવ્યાં, છતાં આજે એમનુ' આંગ્લ ભાષાનુ' જ્ઞાન અનેરૂ' જ છે. ને પછી એમણે પ્રભુતામાં પગલાં માંડયાં. એ જીવનનાં અમોલ લ્હાવ લુંટયા ન લુંટયા, એ જીવનનો અનેરો આનંદ માણ્યો ન માણ્યો ત્યાં, કહેવાતો દયાળુ પ્રભુ એમનાં પર રૂઠયો, સમાજમાં એમની સામે ખડગ ખડકાયાં, એમનુ' સોભાગ્ય હરાયુ' ત્યારથી આજ દીન સુધી દીઠા અણદીઠા અનેક પ્રહારો એ ખમતાં આવ્યાં છે, પણ એ પ્રચંડ પ્રહારોમાં જે અંતરની શાન્તી ને આત્માનુ' સમતોલપણુ' એમણે જાળવ્યુ' છે તે માટે એ વંદનીય તો ખરાં જ. થોડાક મહીના પર કોઇ ચરદ દેસાઇએ એમનુ' રેખાચીત્ર ગુણસુંદરીમાં લખેલુ' એ વાંચી મ્હારી એક બ્હેનપણીએ મને લખેલુ' 'Poor writer never referred to the tortures and torments which Jyotsnaben suffered with admirably best Calmess & courage,' [જ્યોત્સ્ના બ્હેને જે શાંતી અને ધીરજથી વેદનાએ સહી તેનો તો એ બીચારા લેખકે ઉલ્લેખ્ખ સુદ્ધાં કર્યો નથી].

તકકુબાં પછી સુરતને આંગણે મહાસભાના ઘણા મહારથીઓ આવી ગયા. એમાંના એકની જોડે વાત કરતાં એણે કહેલુ' તે મને સાંભરે છેઃ 'સુરતની બધી કામ કરનારી બ્હેનોમાં જ્યોત્સ્ના જેવા મેં કોઇ જ જોઇ નહી. એની બુદ્ધી, ચાલાકી ને અપુર્વ કાર્યદક્ષતા માટે મને અપુર્વ માન છે. ગુજરાતને માટે મને એવી પચાસ બ્હેનો આપો ને પછી જુઓ કે દારૂ તાડીને પરદેશી કાપડનુ' નામ નીશાન પણ રહે છે ખરૂં? ભારતના મુક્તી માટે મરતાં મરતાં પણ એ લડે એવી છે. સાચા વીચારો ને પ્રમાણીક ભાવનાઓને અંગે એ જરૂર આગળ આવવાની.'

ગયુ' યુદ્ધ હજી પુરૂ' કયાં થયુ' છે? યુદ્ધને વ્હાણે પણ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એ મુક્તીયુદ્ધને સ્હાય આપી રહ્યાં હતાં. પત્ર દ્વારા યુદ્ધને અધીક સળગાવવા એ શબ્દતણખાએ વેરી રહ્યા હતાં. મહીલાઓમાંથી એક અજોડ અઠવાડીકનુ' સુકાન હાથ ધરનાર એ પ્રથમ સ્ત્રી. ને એનુ' કારણ માત્ર ગુજરાતી ભાષા ને રાજકારણનુ' એમનુ' જ્ઞાન. ગુજરાતી સાહીત્યના કવી તરીકે એમને કોણ નથી પીછાનતુ'? 'ગુણસુંદરી'ના તંત્રીએ એક વખત લખેલુંઃ 'જ્યોત્સ્ના બ્હેનનુ' નામ આગલી હરોલમાં છે.' એ જ ભાઇએ આગળ લખ્યુ' હતુ'. 'એક આગેવાન લેખીકા તરીકે અમારૂ' હૃદય તેમની આગળ નમે છે.'

પણ માત્ર લખાણો દ્વારા જ દેશસેવા કરવાનુ' એમને લલાટે ન્હોતુ' લખાયુ'. press ordinance [વર્તમાનપત્રો માટેનુ'

ફરમાન] આવ્યું, ને 'સુદર્શન' છપાતું બંધ થયું. પત્રના કામનાં બંધારણમાંથી પત્રના તંત્રીને મુક્ત કર્યા. એમને તો સક્રીય ફાળો આપવાની તક જોઇતી હતી. તક મળતાં જ એમણે એને વધાવી. સ્વાતંત્ર્ય યુદ્ધમાં ઝંપલાવ્યું. લડતાં બબ્બે વખત એમને પકડયાં, પણ રોટલા ખુટયા તેમાં, કે જગ્યા ખાલી ન હતી તેમાં, જે હોય તે બન્ને વખતે દંડ કરીને વીદાય કર્યાં!

એમની જોડે કામ કરવાનું સદ્‌ભાગ્ય મને સાંપડેલું. સદ્‌ભાગ્ય એટલા જ માટે કે એમની જોડે કામ કરવામાં આનંદ પડે. ફાવે તેટલું કઠીન કાર્ય પણ એમની જોડે કઠીન નથી લાગતું. કલાકોના કલાકો એમની જોડે કામ કરતાં કંટાળો નથી આવતો. અમીની ત્વરાથી એ કામ કરતાં આગળ વધ્યાં જાય છે. સરદાર તરીકે એ ઘણાં જ સારાં, પણ સૈનીક તરીકે એ અતી ઉત્તમ.

પેલા ભાઇ શરદ દેશાઇ લખે છે: 'Revoult and be free' [ક્રાન્તી કરીને મુક્ત બનો] એ સુત્ર એમનાં જીવનમાંથી જાણવા મળે, એ ખરી વાત છે. એક સન્ધ્યાએ અમે ઘણાં એને ઘેર બેઠાં હતાં. કંઇ ક્રાન્તીની વાત નીકળી. 'ક્રાન્તી સીવાય સમાજ કે અન્ય રાજકારણમાં કયાંય પણ શાન્તી નહી મળે. ક્રાન્તી ને મુક્તી તો ભેગાં જ ચાલે છે. પછી તે શાન્ત અહીંસક હોય કે લોહી ખરડી હોય.' આવું કહેતાં મેં એમને સાંભળેલાં ને જો હું ન ભુલતી હોઉં, તો યુવાનોને એ અતીપ્રીય છે તેનું કારણ માત્ર બીજું કાંઇ જ નહી પણ એમની બંડખોર વૃત્તી. એ વખતે ભાષણમાં પણ એમને કહેતાં મેં સાંભળેલાં: 'રાજકારણમાં શાહીવાદનો નાશ કરવા જેટલા ઉત્સાહથી કમ્મર કસી એટલા જ બલ્કે એથી વધારે ઉત્સાહથી સમાજમાં સ્ત્રીઓ પ્રત્યે ગુજરતા શાહીવાદના મુળ ઉખેડવા બહાર પડજો.'

તદ્દકુખી પછી એક દીવસ મેં એમને પુછ્યું:

'Jyotsnaben! How you pass your days?' [જ્યોત્સ્ના બહેન તમે તમારો સમય કેવી રીતે વીતાવો છો?]

'Oh! Books are my best friends, Work is my best food' [પુસ્તકો મારા ઉત્તમ મીત્રો છે અને કાર્ય મારો ખોરાક છે] જવાબ મળ્યો.

સાથે કામ કરનારાં તો એ જ. Iron-will [વજ્ર સમી મહેચ્છા] થી કામ કરનારાં એનાં જેવાં કોઇ જ નથી જોયાં, નીસ્વાર્થી કાર્ય કરનારાં જગતમાં ઘણાં ઓછાં છે. એ ઓછાંઓમાંનાં એ એક તો ખરાં જ, પદ્દીનાં એ ભુખ્યાં નથી.

એમનાં અંગના અણુએ અણુમાંથી ઉડતા પરોપકારના તણખા, ને એમના આત્માના ઉંડાણમાં બળતી આત્મભોગની જ્વાલા તો એમને જે ઓળખે તે જ જાણે. એમનામાં શુરાતન ને શૌર્ય બન્ને છે. પણ શુરાતન ઉગ્ર નથી, શૌર્ય તોફાની નથી. એમનામાં ઘણું છે, અવનવું ને અનેરું. બાળકો જોડે બાળક વૃધ્ધો જોડે વૃદ્ધ, ને યુવાનો જોડે યુવાન થતાં એમને આવડે છે. દુશ્મનોનો એ તીરસ્કાર નહી કરે. કોઇનું બુરું બોલતાં એમને નથી સાંભળ્યાં.

ને એમને આંગણે કદી પગલાં માંડયાં છે? ન માંડયાં હોય તો માંડજો. જગતને મ્હારી એ ભલામણ છે. ગુજરાતના અતીથી સત્કારની વેલ સુકાઇ નથી, ને એ તો છે જ ગુજરાતણને? એમની જોડે હું મ્હારું ઘર ભુલી જતી. કલા ને સૌંદર્યના એ ઉપાસક છે. નમ્રતા પણ એમની જ. સાગર સમાં ગંભીર એ 'જગ જાહેરાતથી દુર ભાગે છે.' ઘણી બ્હેનોને હું મળી ચુકી પણ જ્યોત્સ્ના બ્હેન કાંઇ અનેરાં ને અદ્દ્ભુત જ લાગ્યાં.

ત્રીજી વખત એમની ધરપકડ થઇ. પત્થરના ઉંચી દીવાલો પાછળ અડધો વર્ષ આરામ લેવાનું એમને ફરમાન થયું, ને એ પુરાયાં. પણ ગાંધી ઇરવીન કરારનામાએ એમને મુક્તી આપી ને આજે એ માતૃભુમીની મુક્તી કારણે મરી રહ્યાં છે.

એને જગત પીછાને એટલી જગત પ્રત્યે પ્રાર્થના-પ્રજાની એ સાચી સેવીકાને પ્રજા ઓળખે એટલી જ પ્રજાને વીનંતી-ને એ અજોડ ગુજરાતણ અવની પર અમર તપે એટલી જ આશા.

# સમાન મતાધિકાર માટે મેદાને પડો

—લેખિકા—
—તરૂલતા—

જ્યારે ભારતવર્ષના ભાવી રાજ્ય બંધારણના મુદ્દાઓ લંડનમાં ચર્ચાઇ રહ્યા છે, જ્યારે વર્તુલ પરીષદમાં હીંદના ભાવી સરકારતંત્રનું નીર્માણ કરનારા મુળગત (Fundamental) સીદ્ધાંતોનું ઘડતર થઇ રહ્યું છે, જ્યારે હીંદવાસીઓના રાજકીય હકકોના સવાલને શરૂઆતથી છણવામાં આવ્યો છે, ત્યારે આ આવતા બંધારણમાં સ્ત્રીઓ શું સ્થાન ભોગવશે, તે સંબંધી એક શબ્દ પણ ન બોલાય—આવા મહત્વના વીષય પર સ્ત્રીજનતામાં જરા યે ચળવળ ન હોય એ શું શોકમય નથી?

દરેકે દરેક વ્યાસપીઠ પરથી પોકારી પોકારીને જાહેર કરવામાં આવ્યું છે કે આ યુગની સ્ત્રીજનતા સર્વલક્ષી સ્વાધીનતા ઇચ્છે છે! દરેક દરેક અગ્રણી સંસ્થાએ આઝાદીની આ તમન્ના ઉપર સંમતીનો સ્વર ઉચ્ચાર્યો છે. એટલું જ નહીં પણ હીંદી મહાસભાએ તો તેના હકપત્રકમાં સ્ત્રીઓના સમાન મતાધીકારને સ્વીકાર્યો છે! છતાં આ ભાવના, આ અભીલાષાઓને મુર્તીમન્ત કરવા માટે ગુજરાતમાં કે સમગ્ર દેશભરમાં જરા યે ચળવળ કયાં છે! આ સર્વલક્ષી સ્વતંત્રતાને મુર્તીમન્ત કરવા મથતા એક પણ આંદોલનો કયાં છે? આ પ્રકારના ઉદાસીનના [illegible]

'ભાવી બંધારણમાં સ્ત્રીઓને સમાન મતાધીકારના હક્કનો સ્વીકાર કરાવવાને માટે શ્રી. તરૂલત્તા ગુજરાતની બ્હેનોને હાકલ કરે છે.

કાયમ રહે તો આ આદેશ મુર્તીમન્ત થશે કે કેમ તે એક મ્હોટી શંકા છે.

અત્યાર સુધી સમગ્ર હીંદ દેશમાં સ્ત્રીજનતાના આ હક્ક માટે અણનમ લડત ઉપાડે તેવી કોઇ સંસ્થાજ નથી! ઇંગ્લેંડ, ફ્રાંસ, જાપાન, અને જર્મનીમાં સ્ત્રીઓએ સ્વાતંત્ર્ય સંગ્રામ કરીને મેળવ્યું છે. પણ આ કમનસીબ પ્રદેશમાં 'આઝાદીની આ અભીલાષાઓ'ને વ્યક્ત થવાનો એક પણ માર્ગ કયાં છે? અત્યારે જે હકકો મળી રહ્યા છે તે તો એક 'બક્ષીસસમા' છે. તેને માટે સ્ત્રીઓએ જંગ નથી માંડ્યા. તેને માટે સ્ત્રીઓએ કદી સામનો નથી કર્યો. સાયમન રીપોર્ટ આ દ્રષ્ટીએ કરેલી સુચનાનો અભ્યાસ અતી જરૂરનો છે કારણ કે ભાવી રાજ્યબંધારણની એ વાતો છે. હીંદુસ્તાનની સ્ત્રીઓ રાજકારણમાં કેટલો ભાગ લઇ શકે એ સંબંધી સુક્ષ્મ અભ્યાસ

કરીને આલેખતાં આ પરોપકારી સજ્જન(!) લખે છે કે 'હજુ એ ક્ષણ નથી આવી પહોંચી કે જ્યારે સ્ત્રીઓને સામાન્ય મતાધીકાર આપી શકાય' છતાં તેઓ કહે છે કે:

> **ધારાસભામાં સ્ત્રીઓ સભ્ય તરીકે તો હોવીજ જોઈએ અને જરૂર જણાય તો ચુંટાયેલી સ્ત્રી સભ્યોની સંખ્યામાં ઉમેરો કરવાની સત્તા ગવર્નરને હોવી જોઇએ.**
>
> **ધારાસભા ચુંટાયેલી હોવી જોઇએ. એ જાતનો સીધ્ધાંત આગળ રજુ થઇ ગયો છે માટે ગવર્નરની પસંદગીની સંખ્યા ઉપર પાંચ ટકાથી વધુ નહીં અને દશ ટકાથી વીશેષ નહીં એવી મર્યાદા મુકવી જોઇએ.**
>
> (હીંદુસ્તાન તા૦ ૨૫–૬–૩૦.)

સાયમન સાહેબ પછી સ્ત્રીજનતામાં વ્યાપેલું અઘોર અજ્ઞાન અને પછાત દશા ઉપર શોકનાં બે આંસુ સારીને મતાધીકારના અતી ઉપયોગી હક્ક પણ નીચે પ્રમાણે આલેખે છે.

> **જે સ્ત્રીની ઉમર પચીસ વર્ષથી વધારે હોય, તેમજ તેના પતી પાસે મીલકત હેય તેવી સ્ત્રીને, તેમજ એવા પ્રકારની વીધવાને મતાધીકારનો હકક હોવો જોઇએ**
>
> (હીંદુસ્તાન તા૦ ૨૫–૬–૩૦.)

આ શબ્દોમાં સાયમન સાહેબે સ્ત્રીજનતાને ન્યાય આપવાનો યત્ન કર્યો છે. મતાધીકારની બાબતમાં વયમર્યાદા અને મીલકતના અંકુશ ઉભા કરીને તેમણે સ્ત્રીજનતા પાસેથી આ હક્ક લગભગ છીનવી લીધો છે. અને તેથી જ જો આ ક્ષણે આ હક્ક માટે કંઇક પ્રબળ અને પ્રખર યત્ન નહીં કરવામાં આવે તો સાયમન સાહેબે ઉચ્ચારેલા શબ્દોમાં સમાયેલા હક્ક કરતાં જ ! યે વધુ નહીં મળે!

આથી જ હીંદી સ્ત્રીઓની ફરજ આ ક્ષણે અતી ગંભીર છે. આ મહત્વના વિષય પર જો આવું જ મૌન ચાલુ રહેશે તો પરીણામ અતી અમંગળ આવશે એ ચોક્કસ છે. જો તેમની સ્વાધીનતાની ઝંખના સાચી હોય, જો મતાધીકાર મેળવવા માટે ખરેખર તેમનામાં તમન્ના ઉદ્દભવી હોય, તો તેઓ આ ક્ષણે શાંત બેસી રહેવાને બદલે સમાન મતાધીકાર મેળવવા માટે ઉગ્ર આંદોલનો શરૂ કરે.

સમાન મતાધીકાર એ રાજકીય દ્રષ્ટીએ પહેલું પગથીયું છે, સમાન મતાધીકાર એ સરકારતંત્રની રચનામાં સ્ત્રીઓના વ્યાજબી વીભાગ માટે સૌથી આવશ્યક વસ્તુ છે. જો સ્ત્રીઓને ખરેખર ભાવી સરકારતંત્રના વહીવટમાં સરખો ભાગ લેવો હોય, તો સમાન મતાધીકાર એ સૌથી વધુ જરૂરનો છે,

સાયમન કમીશને કરેલી ભલામણો કેટલી અપુર્ણ છે તે ઉપર જરા વિચાર કરવાની જરૂર છે. સાયમન કમીશને સ્ત્રીજનતા પર બે પ્રકારની મર્યાદાઓ મુકી છે. એક તો વય અને બીજી મીલ્કત.

પ્રથમ તો સાયમન કમીશનના નીવેદન પ્રમાણે ૨૫ વર્ષની ઉપરાંત જ સ્ત્રીઓને મતાધીકાર મળે. જ્યારે હીંદમાં સરેરાશ સ્ત્રીનું આયુષ્ય માત્ર ૨૨ વર્ષ હોય ત્યારે આ સંખ્યા કેટલી અલ્પ બની જશે એ સહેજે સમજી શકાય તેમ છે. આમ વયમર્યાદા મુકીને સાયમન સાહેબે મતદાર સ્ત્રીઓની સંખ્યા તદ્દન ન્હાની કરી નાંખી છે. શું સાયમન એમ માને છે કે પચીસ વર્ષે જ સ્ત્રીઓને ડહાપણની શરૂઆત થાય છે? જ્યારે દરેક સુધરેલી સંસ્કૃતિએ સ્ત્રીજનતા પર વયમર્યાદા નથી મુકી તો શી રીતે આ મર્યાદા આ દેશમાં વ્યાજબી ઠરી શકે? પણ અફસોસની વસ્તુ છે કે વય એ એકલું

બંધન નથી ૨૫ વર્ષની તો હજારો અબળાઓ હીંદમાં મળી આવે! પણ સાથે સાથે તેના પતીની પાસે મીલ્કત પણ હોવી જોઇએ. આમ મીલ્કત અને વયમર્યાદા સાથે મુકીયે તો હીંદની ત્રેત્રીસ કરોડની વસ્તીમાં ભાગ્યે જ ૩૩૦૦૦ જેટલી સ્ત્રીઓ નીકળે કે જે આ બંને અંકુશો નીચે નહીં આવે. આમ મીલ્કત, અને મર્યાદા સ્થાપીને સાયમને સ્ત્રીજનતાના મતને રુંગળાવી નાંખવાનો જ યત્ન કર્યો છે. આ દ્રષ્ટીએ વીચારીએ તો સાયમન કમીશને સુચવેલા માર્ગમાં સ્ત્રી સમુદાયને મતાધીકાર નથી સાંપડતો. આપણા સમાજના ૮૦ ટકા જેટલા શ્રમજીવી જનતાની સ્ત્રીઓ તો મીલ્કતના અભાવે આપોઆપ આ મતાધીકારના હક્કમાંથી અળગી ખસી જાય છે. ત્યારે લગભગ શ્રીમંત સ્ત્રીઓને જ સાયમન મતાધીકારથી મત આપવાનો હક્ક સાંપડે છે. આમ સાયમન સાહેબે કરેલી સુચના સમાજના બે ટકા જેટલા સમુદાયની સ્ત્રીઓનું હીત સાચવી શકે છે અને તે પણ જો તેઓ પચીસ વર્ષ ઉપરની હોય તો જ!

સાયમન કમીશને કરેલી પહેલી સુચના તપાસીએ તો પણ તે અતી અપુર્ણ અને તીરસ્કારણીય છે. છ હજાર માઇલથી આવેલા આ વીદેશી આપણને કહે છે કે 'ધારાસભામાં સ્ત્રીઓ સભ્ય તરીકે તો હોવી જ જોઇએ.' હું કહીશ કે આ સુંદર દીસતા શબ્દનો શું અર્થ છે? હાલની ધારાસભામાં જ્યારે સામાન્ય માણસ તો જઇ શકતો નથી, તો પછી સ્ત્રીઓ ચુંટાઇને જઇ શકે એ બનવું સંભવીત છે? અરે સામાન્ય મતાધીકાર હોવા છતાં પણ બહુ જ અલ્પ સંખ્યામાં સ્ત્રીઓ જઇ શકે છે તો પછી અંકુશોની સાંકળથી જડેલી હીંદની સ્ત્રીજનતા ધારાસભામાં લોક પ્રતીનીધીત્વની એરણ પર ચુંટાઇને જઇ શકે એવી આશા રાખવી એ વધારે પડતું છે. ધારાસભામાં સ્ત્રીઓ સભ્ય ન હોય તો ગવર્નર ખાસ કૃપા કરીને એકાદ શ્રીમંતની પત્નીને સભ્ય તરીકે નીમે. આ વસ્તુ પણ એટલી જ તીરસ્કારણીય અને ધૃણાજનક છે. સાયમન સાહેબની ખાત્રી છે કે તેમણે સુચવેલા મતાધીકાર પ્રમાણે ધારાસભાની બેઠક પર એક પણ સ્ત્રી આવી શકે એ શક્ય છે. એટલે પછી પોતે 'અપ્રગતીમાન' ન ગણાય તે દ્રષ્ટીએ ગવર્નરને સ્ત્રીઓને નીમવાની ખાસ સત્તાની સુચના કરીને પોતાનું મ્હોં છુપાવવાનો યત્ન કર્યો છે.

આમ સાયમન કમીશને કરેલી ભલામણો તદ્દન અપુર્ણ અને વાહીયાત છે. એ ન તો સ્ત્રીઓનું હીત સાધી શકે તેમ છે, કે ન તો સરકારતંત્રના વહીવટમાં સ્ત્રીઓને સ્થાન આપે છે. સાયમન કમીશને સુચવેલો મતાધીકાર માત્ર શબ્દછળ છે.

આથી જ સમાન મતાધીકાર માટે લડત ચલાવવી એ અત્યારે આપણો સૌથી ઉકળતો પ્રશ્ન છે. સમાન મતાધીકાર મળે તો જ સ્ત્રીઓને ખરેખર રાજકીય હક્ક મળ્યો ગણાય. જ્યાં સુધી એ અધીકાર આપણો થયો નથી ત્યાં સુધી આપણે વાવટો નીચો ન નમાવીએ.

ત્યારે આ લડત કેમ લડીશું? આ માટે શી રીતે જંગ માંડીશું? માત્ર વાતો કરીને બેસી ર. કે વ્યાસપીઠ પરથી ગર્જનાએ કર્યે, કે વર્તુલ પરીષદમાં શ્રીમતી સરોજીની મોહક સુરથી આપણાં દર્દો જગત આગળ જાહેર કરે તેથી કંઇ અર્થ સરનાર નથી. વેળા આવી પહોંચી છે કે જ્યારે આપણે કંઇક સક્રીય પગલાં ભરનાં જોઇએ.

આ માટે આપણે દરેક પ્રાન્તે પ્રાન્તે સ્ત્રીજનતાની સભાઓ બોલાવી, સ્ત્રીઓનું સંગઠન કરીને આ રાજકીય હક્ક માટે તૈયાર કરવાની પ્રેરણા પાવી જોઇએ. પુરુષો એ બક્ષીસ તરીકે હક્ક આપે તેના કરતાં આપણા કાંડાના જોર પર આ હક્ક આપણે લઇશું તો જ તેનો આપણે સારી રીતે ઉપયોગ કરી શકીશું.

# લગ્ન

: લેખીકા :

શ્રીમતી સરલાબહેન.

પ્રગતીમાન ગણાતા યુગમાં જીવવા છતાં પુરાતન લગ્ન-પ્રથા જાળવી રાખતી આર્ય સંસ્કૃતી સામે સખત ટીકા કરતા શ્રીમતી સરલાબહેન રૂશીયાની લગ્નપ્રથાને વધુ ન્યાયી, વધુ વ્યાજબી અને વધુ સુખરૂપ માને છે.

આ યુગને અનુરૂપ લગ્નભાવનાનો આદર્શ શું હોઇ શકે? અત્યાર સુધીમાં અનેકોએ સ્ત્રીજનતાની દ્રષ્ટીએ આ આદેશ પર ખુબ લખ્યું છે, પણ આ યુગ તો સ્વાતંત્ર્ય અને સમાનતાનો છે, અને તેથી આ યુગભાવનાની દ્રષ્ટીએ આ આદર્શ પર નીર્ણયાત્મક વીચાર રચાય ત્યાર પહેલાં સ્ત્રીજનતાની સર્વલક્ષી સ્વતંત્રતા મુર્તીમન્ત બનવી જોઇએ. જયાં સુધી સ્ત્રીસમુદાયને પુરૂષ વર્ગ પર આજીવીકા માટે આધાર રાખવો પડે, ત્યાં સુધી સ્ત્રીઓની સર્વલક્ષી સ્વતંત્રતાની વાતો કરવી એ નકામી છે!

નહીં પણ આજે તો પોતાના આહાર માટે, પોતના શરીરના પોષણ માટે, પોતાની જરૂરીઆતો માટે સ્ત્રીવર્ગને પુરૂષ પર જ આધાર રાખવો પડે છે. મુડીવાદી સંસ્કૃતીએ સ્ત્રીઓને કેટલાક રાજકીય હકકો આપ્યાં છે. પણ હજુ આર્થીક આધીનતાની સાંકળનો દરેક આંકડો પહેલાંના જેટલો જ મજબુત છે.

જયારે આપણા સમાજમાં આવા સંજોગોમાં સ્ત્રીજનતાને જીવવું પડતું હોય; જયારે તેઓને પોષણને માટે પુરૂષોના પર આધાર રાખવો પડતો હોય, ત્યારે આ બે વ્યક્તીઓ વચ્ચે સમાનતાની વાતો કરવી

સ્ત્રીજનતાને જકડી રાખતી હોય ત્યાં સુધી સમાનતા અને સ્વતંત્રતા પર લગ્ન-ભાવનાના આદર્શ વીષે વીચાર કરવો એ નરી મુર્ખતા નથી?

આજના યુગમાં તો પુરુષ સ્ત્રીને પોતાના ઉપભોગની વસ્તુ તરીકે રાખે છે. આ યુગમાં પોતાનું ઘર સાચવવા માટે પુરૂષો માત્ર પરણે છે, અને એક અબળાને નીભાવે છે. આજના લગ્નોમાં પ્રેમ, સમાનતા, કે સ્વ-તંત્રતાને સ્થાન જ નથી—હોઇ શકે નહીં.

પણ સ્ત્રીઓ ઉપર લદાયેલા અન્યાયો તો જુવો.

આજે હીંદુ સ્ત્રીઓને કાંઇ વારસાહક્ક પણ નથી! આવા તો કેટલાય બીજા અંકુશો મુકવામાં આવ્યા છે. આજે સ્ત્રીઓને દરેક દીશામાં અન્યાય થઇ રહ્યો છે. આજના યુગમાં આ અન્યાયો સહન કરવા ન જોઇએ. પણ હીંદ! તો હજુ આ આદર્શથી પણ ખુબ દુર દીસે છે.

કોઇ પણ વીપ્લવી વીચારબળ, ભલે તેના સરજન સમયે અપુર્વ પ્રાણવાન હોય, પણ જો તે સ્તંભી જાય તો તે જીર્ણ થઇને મરી જાય છે, વહેતાં જળ જ સ્વચ્છતા સાચવી શકે. પ્રગતી એ કુદરતમાં બનતા બનાવોનો મુળ સંકેત છે. કોઇ પણ વસ્તુ સ્થીર રહી શકતી નથી, અને રહી શકે નહીં. કારણ કે તેમ રહેવા જાય તો તે કુદરતના પ્રગતીક્રમના અથડામણમાં આવે છે. જેઓ પ્રગતી નથી કરી શકતા તે નાશ પામે છે.

આજે લગ્નભાવનામાં પણ પરીવર્તને પગલાં મુક્યાં છે. આજે આ ભાવનાઓ પલટાઇ છે. આજે આ ભાવનાઓમાં પ્રાથમીક તલસ્પર્શી પરીવર્તનો થયાં છે. છતાં આ ભાવનાને અવગણીને જે લગ્નો થાય છે તે કાં તો નીષ્ફળ નીવડે છે કે નીરાશા એ આવા દંપતી યુગલનું સનાતન દર્દ થઇ પડે છે.

આજે આપણા શીક્ષીત ગણાતા સમાજમાં આવાં લગ્નો અતી સામાન્ય થઇ પડયાં છે, અને તેથી જ આધુનીક કાયદાઓમાં વીપ્લવી પરીવર્તન કરવાની જરૂર છે. અત્યારે લગ્નવીચ્છેદ (Divorce) ની સંપુર્ણ સ્વતંત્રતા જરૂરની છે. જ્યારે પુરૂષ કે સ્ત્રી ધારે ત્યારે તેઓ લગ્ન વીચ્છેદ કરી શકે એ પ્રકારના સ્વાતંત્ર્યની જરૂર છે.

આ આદર્શ કેમ સાધી શકાય? કોઇ કહેશે કે આ પ્રકારના વર્તનને મારો ધારો ઘડાવો જોઇએ લગ્નવીચ્છેદની સ્વતંત્રતા સ્થાપતો ધારો ઘડાય તો આ આદર્શ પાળવો સહેજ લાગશે. પણ હું કહીશ કે તેથી પણ વધુ કરવાની જરૂર છે! આપણો આદર્શ મેળવવાને માટે એથી પણ વધુ કરવાની જરૂર છે.

આ વસ્તુ તે વારસાહક્કમાં પરીવર્તન છે. અત્યારે આ હક્કમાં રહેલા એકપક્ષી ન્યાયને નાબુદ કરવાની જરૂર છે. આપણે રશીયાને પગલે પગલે આ પ્રથામાં પરીવર્તન કરવાની જરૂર છે. રશીયન દેશના કાયદાઓ આ દ્રષ્ટીએ અતી બુદ્ધીયુક્ત અને યોગ્ય છે!

સોવીયેટ લગ્નપ્રથા આ સમાજ અપનાવી શકે ત્યાર પહેલાં સર્વલક્ષી સામાજીક પરી-વર્તન કરવાની જરૂર છે! કારણ કે જો વ્યક્તીલક્ષી, મુડીવાદી, લુંટારૂ સંસ્કૃતીના તોડીને ટુકડા કરવામાં આવે તો જ સોવીયેટ લગ્નના કાયદાઓ આ સમાજમાં સ્થાપી શકાય.

ત્યારે હવે સલાહનો એક શબ્દ! હું! વીદ્યાલયમાં અભ્યાસ કરતાં દરેક યુવક અને યુવતીને કહીશ કે લગ્નભાવનામાં પરીવર્તન કરવાને આદર્શોનાં સ્વપ્ન જોવાને બદલે, સમાજપરીવર્તન માટે યત્ન કરે. તેથી જ આ આદર્શ વધુ નજીક આવી શકવાનો સંભવ છે.

# સોવીયેટની લગ્નભાવનાના કેટલાંક સીધ્ધાંતો

૧. છુટાછેડા મેળવીને વીવાહનો અંત આણી શકાય છે,

૨. બંનેની રાજીખુશીથી અથવા એકની ઇચ્છાથી પણ છુટાછેડા મેળવી શકાય છે.

૩. પતીપત્નીમાંથી કોઇએ પોતાનું રહેઠાણ બદલવાથી બીજાએ ત્યાં રહેવા જવું જ જોઇએ એમ નથી.

૪. વીવાહને લીધે માલમીલકત બંનેના માલેકીની એટલે સામુદાયીક થતી નથી.

૫. જ્યાં બાળકનો જન્મ થયો ત્યાં કુટુંબની સ્થાપના થઇ. તે બાળક કાયદેસર જન્મ્યું છે કે નહી તે કાયદો જોતો નથી. વારેસ અને લાવારેસ બાળકોના હક્કો સમાન હોય છે.

૬. કોઇ પણ અવીવાહીત સ્ત્રી ગર્ભવતી હોય ત્યારે સુવાવડ પહેલાં ત્રણ માસ અગાઉ ભાવી બાળકના પીતાનું નામ અને સીરનામું તેમ જ ગર્ભવતી થવાનો વખત તેણી સરકારી દફતરમાં નોંધાવી શકે છે. પરણેલી સ્ત્રી ગર્ભવતી હોય અને જન્મનાર બાળકનો પીતા તેણીનો ધણી ન હોય તો પણ તેણી ઉપર પ્રમાણે સરકારી દફતરોમાં નોંધ કરાવી શકે છે.

૭. ઉપર પ્રમાણે નોંધ કર્યા મુજબ જેનું નામ બાળકના પીતા તરીકે રજુ થયું હોય તે જ તે બાળકનો બાપ છે એમ કોર્ટને લાગશે તો, ગર્ભવાસ, સુવાવડ અને જન્મ પછીની બાળકની સાવજત માટે થનાર ખર્ચનો ચોક્કસ ભાગ તે માણસે આપવો એમ કોર્ટ ફરમાવે છે.

૮. ગર્ભવતી થવાના ટાંકણે તે સ્ત્રીનો બીજા માણસો સાથે પણ સંબંધ હતો એમ કોર્ટને જણાય તો તેઓ પર પણ ઉપર જણાવ્યા મુજબના ખર્ચનો હીસ્સો આપવાની જવાબદારી કોર્ટ નાંખે છે.

૯. બાળક ૧૪ વર્ષની ઉમ્મરનું થતા સુધી તે કયા ધર્મનું છે તે તેના માબાપ એકમતીથી ઠરાવી શકે છે, પણ તેઓ વચ્ચે મતફેર ઉભો થાય તે. તે બાળક કોઇ પણ ધર્મનું નથી એમજ ગણવામાં આવશે.

૧૦. માબાપની માલમીલકત પર બાળકનો હક્ક નથી તેમ બાળકની માલમીલકત પર તેના માબાપનો હક્ક હોતો નથી. (તેમાથી કોઇ પણ મરી જાય તો તેની માલમીલકત સરકાર જમા થાય છે)



વર્ષ: ૩ જું. અંક: ૯ મો

# ઘેરાતાં વાદળ

**: તંત્રીસ્થાનેથી :**

ભયંકર ઝંઝાવાત પુર્વે વાતાવરણ ઘેરાઇ જાય, તે રીતે હીંદુસ્થાનના રાજકીય વાતાવરણમાં ભયાનક દમનનો પડઘો પાડતાં વાદળ ઘેરાતાં જાય છે. પાર્લામેન્ટની દીવાને ખાસ અને દીવાને આમથી માંડીને, જેમ્સ પેલેસમાં, દીલ્હીના રાજમહેલોમાં, પ્રાંતોના ગવર્નરોના મહાલયોમાં તેમજ છેક તાલુકાઓમાં પણ આવતા દમનના પડઘા ભયાનક ચીસો પાડતા સંભળાઇ રહ્યા છે. વીલાયતનાં તમામ ટોરી પત્રો, હીંદમાંનાં એકેકે એક એંગ્લો-ઇન્ડીયન પત્રો એ જ સુરનાં રણશીંગાં ફુંકી રહ્યાં છે. દેશભરના પ્રાંતપ્રાંતોમાંથી ગોરાઓનાં મંડળો હીંદને ગળે ચાપડા ભરાવવા માટે સરકારને ઉશ્કેરી રહ્યાં છે. મહાસભાવાદીઓને પરદેશી શત્રુઓ સમા માની, તેમને દુરના ટાપુઓમાં દેશપાર કરવાની, રાષ્ટ્રની જાગૃતીને વજ્ર પંજાથી કચડી નાખવાની, રાષ્ટ્રીય પત્રોને દબાવી દેવાની અનેકવીધ ભલામણો ચારે પાસથી થઇ રહી છે. તાર, ટપાલ અને ટ્રેનનો ઉપયોગ મહાસભાવાદીઓ જે નવી લડત ઉપાડે તો નહીં કરવા દેવાની માગણીઓ યુરોપીયનોનાં મંડળો કરી રહ્યાં છે, નૌજવાન ગોરાઓ ઠામઠામ રોયલીસ્ટોનાં મંડળો સ્થાપે જાય છે, અને રાષ્ટ્રહીતનાં કાર્યોને કચરવાની છડેચોક ઉદ્દામવાતોથી વાતાવરણને ભરી દેવામાં આવે છે. ટોરી પક્ષના હીંદી વઝીરો પાર્લામેન્ટમાં ઉભા રહીને, આ બધી માગણીઓને સ્વીકારતા, ઉત્તેજન આપવાની સાફ સાફ વાણી ઉચ્ચારે છે. જુદા જુદા પ્રાંતોમાં એ જ દ્રષ્ટીએ અમલદારોની નીમણુંકો થાય છે, અને દમનનીતીના કાર્યમાં મેળવેલી તેમની જુની કારકીર્દીનાં નવેસરથી બણગાં ફુંકાય છે. આમ ચારે તરફથી ભયાનક ભાવીની આગાહીઓ આપે તેવા જાપ્તાનાં પગલાં ભરાઇ રહ્યાં છે.

આ દેશમાં મુઠીભર માણસો સીવાય ભાગ્યે જ કોઇ હીંસાની હીમાયત કરનારું છે, એટલું જ નહીં પણ જ્યારે જ્યારે હીંસાવાદીઓએ છુટા છવાયા પ્રયાસ કર્યા છે ત્યારે ત્યારે સારાયે દેશમાંથી તેને વખોડી કાઢવામાં આવ્યા છે, છતાં જાણે હીંદનું વાતાવરણ કેવળ હીંસાવાદીઓથી જ ઉભરાઇ જતું હોય, તે જાતની મનોદશા ઉભી કરવાના હેતુપુર્વકના વ્યવસ્થીત પ્રયત્ન થઇ રહ્યા છે. હીંસાવાદીઓ–જેઓ મુઠીભર હશે–ગમે તે માનતા હોય, પરંતુ તેમને સમસ્ત હીંદ-

માંથી કોઇ ટેકો કે ઉત્તેજન આપતું નથી. એમનાં કાર્યને દેશના અગત્યના હીતને માટે નુકશાનકારક લેખવામાં આવે છે. એટલું જ નહીં પણ શાંતીભરી ચળવળ ચલાવવાથી જ હીંદ સ્વરાજ્ય પ્રાપ્ત કરી શકશે, એજ વાત આગ્રહભરી રીતે રાષ્ટ્રીય તેમજ બીજા અવા રાજદ્વારી વીચારોના નેતાઓ અને રાષ્ટ્રીય પત્રો તરફથી કહેવામાં આવે છે અમે પોતે હીંસાવાદના હમેશાં કટ્ટર વીરોધી છીએ અને રહેવાના જ છીએ, તેથી જ અત્યારે હીંદની પ્રમાણીક રાષ્ટ્રીય લડતને કચડી નાખવા માટે, હીંસાવાદીઓના નામે જે દમનની લાગણીની આંધી ચડાવવામા આવે છે, તેથી અમને પ.રાવાર દુઃખ થાય છે.

માનસશાસ્ત્રની નજરે જોતાં પણ હીંદને માટે દમનનાં નવાં શસ્ત્રો તૈયાર કરાવવા માટે, હીંસાવાદને જે મોટું સ્વરૂપ આપવામા આવે છે તેની અસર હીંદ તેમજ ઇગ્લંડ બન્ને દેશના માણસો ઉપર ખરાબ થશે એવી અમારી માન્યતા છે. એવાં કાર્યો કરનારાઓને પુરેપુરા પહોંચી વળે તેવા સામાન્ય કાયદા ધારાપોથી ઉપર છે જ, તેમજ ઘણા જ મોટા ખર્ચે સરકાર પોલીસ અને છુપી પોલીસખાતું નીભાવે છે, તો પછી ગોરા વ્યાપારીઓ, એન્ગ્લો ઇન્ડીઅન પત્રકારો અને બ્રીટનના ટોરીઓ અત્યારે આ બધા કોલાહલ શા માટે કરી મુકે છે? તે અમારાથી સમજી શકાતું નથી.

∴

હિંદમાં જ્યારે દમનનીતીનો દાવાનળ સળગાવાની આવી પ્રચંડ તૈયારીઓ ચાલી રહી છે, ત્યારે ગોળમેજીનું ગાડું લંડનમાં ધાંચમાં પડ્યું છે. નવી ચુંટણીમાં ટોરી પક્ષ ઘણી જ મોટી બહુમતીમાં ચુંટાઇ આવ્યો ત્યારે જ 'ડેલી હેરલ્ડ' ચેતવણી આપી હતી તેમ ટોરીઓએ ગોળમેજીને તોડી નાખવાની બાજી રચી અને તેમની સાથે કોમીવાદી મુસલમાનો અને અંત્યજ કોમના કહેવાતા પ્રતીનીધીઓ ભળી ગયા, એટલે મેકડોનલ્ડ એક પછી એક ડગલું પાછળ મુકયાં જ કરે છે. ગોળમેજીનો બીજો અંક પુરો થઇ જવા આવ્યો ત્યાં સુધી એણે સરકારી પાનાં ખુલ્લાં કર્યાં જ નથી, એટલું જ નહીં પણ ગઇ તા૦ ૧૯:૧:૩૧ ના રોજ પોતે જે કંઇ કહ્યું હતું તેમાંથી પણ પીછેહઠ કરવાની છટકબારીઓ શોધાઇ રહી છે. ગઇ તા૦ ૧૯ મી જાન્યુઆરીના દીવસે મી૦ રામ્સે મેકડોનલ્ડે. સ્પષ્ટ શબ્દોમાં કહ્યું હતું કેઃ

> "હીંદુસ્તાનના રાજતંત્ર માટેની જવાબદારી મધ્યસ્થ અને પ્રાંતીક ધારાસભાઓને સોંપવી."

પરંતુ ટોરીઓના તાબામાં ગયા પછી હવે બ્રીટીશ સામ્રાજ્યનો મુખ્ય મજુરમંત્રી, હીંદને ગળે એકલા પ્રાંતીકતંત્રમાં જ જવાબદારીની તોક વળગાડી, મધ્યસ્થતંત્રમાં હાલની દશા જ કાયમ રાખવાના કાવાદાવામાં ટોરીઓ સાથે મળી ગયા છે. જેની સામે સર કાવસજી જહાંગીર જેવાઓને સુદ્ધાં ચેતવણીનાં રણશીંગ ફુંકવાની જરૂર પડી છે. એનો અર્થ એટલો જ છે કે, બ્રીટનની મરજી હીંદની ઉપરથી પોતાનો પંજો ઢીલો કરવાની જરા પણ નથી. પરંતુ તે વાત સ્પષ્ટ શબ્દોમાં ખુલ્લે ખુલ્લીક રવા માટે તેઓ સમય વીતાડી રહ્યા છે.

સર સેમ્યુઅલ હોર હીંદી વઝીર થયો ત્યારથી ગોળમેજીના કામકાજ ઉપરથી દંભનું કેટલુંક વાતાવરણ અનીવાર્યપણે દુર થઇ ગયું એ ઠીક જ થયું છે. નવા

હીંદી વઝીરની રીતભાતને 'મહાન મોગલ'ની સાથે મવાળમીત્રોએ સરખાવી છે, પરંતુ મુસ્લીમો સાથેના એના હાવભાવો જોતાં, તેણે હીંદને દબાવી દઇ મધ્યસ્થ તંત્રમાં જવાબદારીનો છાંયડો પણ ન અપાય તે માટે ખાસ કાળજી બતાવવા માંડી છે.

એટલે હીંદમાંથી ગયેલા ગોળમેજી માટેના નીમાયેલા પ્રતીનીધીઓ કેવળ પાણી વલોવીને માખણ મેળવવાની આશા રાખે છે.

એક તરફ ધમકીભરી બ્રીટીશ મુત્સદીઓની ચાલબાજી અને બીજી બાજુએ નીર્માલ્ય હીંદીઓની શરમાવનારી નબળાઇ એ જ માત્ર અત્યારે તો લંડનમાં પુરવાર થઇ રહ્યું છે.

. . .

**આ** વખતની આખી યે બેઠકમાં મહાસભાના એકલા પ્રતીનીધી મ. ગાંધીજીની મનોદશા અસ્થીર અને ડામાડોળ જ રહ્યા કરી છે. કોઇ કોઇ વખત તેમના મુખમાંથી બળવાખોરને છાજે તેવાં ઉગ્ર વચનો નીકળતાં સંભળાય છે, પરંતુ હીંદુસ્થાનના જુની પીઢીના મવાળમતના મુત્સદીઓની માફક થોડા જ સમયમાં વળી તેમની એ તમામ ઉગ્રતા શમી જાય છે, અને બ્રીટીશ મુત્સદીઓના દાવને પારખવા છતાં તેમણે લોર્ડ ઇરવીન જેવા ભલા ખ્રીસ્તભક્તને આપેલા વચનની ખાતર, તેઓ પાણી વલોવવાના કામમાં બીજાઓના જેટલા જ મચ્યા રહે છે.

વેસ્ટ મીન્સ્ટર સ્કુલમાં તેમણે ઉચ્ચારેલાં વચનો એમની એ વીસંવાદી મનોદશાનું પ્રબળ પ્રતીબીંબ પાડે છે. એમણે એ સ્કુલમાં કહ્યું:

> "અત્યારે તો પરીષદનું કામ પાણી વલોવવા જેવું લાગે છે, અને અભેદ્ય અંધકારમાં આશાનું એકે કીરણ દેખાતું નથી. પણ તમારા કેટલાક મહાપુરુષો આફત ટાળવાને બનતો પ્રયાસ કરી રહ્યા છે. તેઓ જો સફળ નહી થાય અને અંતે પરીષદનું પરીણામ શુન્યમાં આવશે—મને ભય છે કે આવશે—તો હજારો માણસો કષ્ટ સહનની તાવણીમાંથી પસાર થવા તૈયાર થશે, અને ઉગ્રમાં ઉગ્ર દમન સામે પણ પાછી પાની નહી કરે. અમને વચન આપવામાં આવે છે કે હવે પછીનું દમન ગયા વરસ કરતાં દસગણું ઉગ્ર હશે. પણ હું તો પ્રાર્થના કરીશ કે મનુષ્યજાતીને પશુબળનું એ પ્રદર્શન જોવા વારો ન આવજો."

આ શબ્દો બતાવી આપે છે કે, ગાંધીજીને ચારે દીશાએ અભેદ્ય અંધકાર જ દેખાય છે, છતાં બ્રીટનના 'કેટલાક મહાપુરુષો' માંની તેમની અચળ શ્રદ્ધા હજી ડગી નથી. એટલે 'હવે પછીનું દમન ગયા વરસ કરતાં દસગણું ઉગ્ર હશે' એવું એમને બ્રીટનના જવાબદાર સત્તાધીકારીઓ તરફથી વચન અપાઇ ગયા છતાં, હજુ મહાત્માજી 'પશુબળનું એ પ્રદર્શન' મનુષ્યજાતીને જોવાનો વખત ન આવે તે માટે પ્રભુને પ્રાર્થના કરવાના છે.

ઉપરનાં વચનો એમણે જે સાંજે અંગ્રેજ-વીદ્યાર્થીઓ સમક્ષ ઉચ્ચાર્યાં તે જ દીવસે બપોરે ગોળમેજીમાં એમણે કરેલું ભાષણ જોતાં તેમાંથી નીચેનાં વચનો સાંપડે છે:

> "મારી પાકી ખાત્રી છે કે આપે આ ગોળમેજી પરીષદ ભરી અને અમને બધાને ઘરબાર અને કામધંધા છોડીને છ હજાર માઇલ દુરથી ફ્રામી

સવાલનો નીકાલ આણવા બોલાવ્યા નહોતા, પણ આપે અમને બોલાવ્યા અને આપે જાણીબુઝીને જાહેર પણ કરેલું કે અમને અહીં એટલા માટે બોલાવ્યા છે કે અમે બંધારણ ઘડવાની ક્રીયામાં ભાગ લઇએ, અને આપના આતીથ્યશીલ દેશને છોડીને જઇએ તે પહેલાં અમને એવી ચાકી પ્રતીતી થાય કે હીંદની સ્વતંત્રતા માટે અમે માન અને પ્રતીષ્ઠાવાળું ચોકઠું ઘડી શકયા છીએ, અને હવે આમની તથા ઉમરાવોની સભાની મંજુરી મળવાની જ વાર છે.

હવે અત્યારે અમારી સામે સાવ જુદી જ સ્થીતી આવી પડેલી છે, તે એ કે અમે સર્વાનુમતે કંઇ પણ કોમી નીકાલ કરી શકયા નથી એટલે બંધારણ ઘડાવાનું નથી, અને છેલ્લા ઉપાય તરીકે અને છેવટનો રંગ પુરવા માટે આપ બંધારણ અને તેમાંથી ઉદ્ભવતી બધી બાબતો વાપે સરકારની નીતી જાહેર કરશો. મને મનમાં થયા વીના રહેતું નથી કે **જે પરીષદ આટલી બધી હોહા કરીને અને આટલા બધા લોકોનાં મન અને હૃદયમાં આશા જાગ્રત કરીને ભરવામાં આવી હતી તેનો આ દુઃખકારક અંત છે.**"

નાની કોમો અને મુસલમાનો વચ્ચે સ્વીકારાયેલી કહેવાતી યોજના, જેને મી. મેકડોનલ્ડ હીંદની વસતીના લગભગ ૪૬ ટકાની કબુલત મળ્યાનું માની બેઠા છે, તે "યોજના સ્વરાજ મેળવવા નહીં પણ નોકરશાહીની સત્તામાં ભાગ મેળવવા માટે જ ઘડાયલી છે, એમાં શંકા નથી." એવો અભીપ્રાય આપીને મહાસભાને નામે તેમણે એ જ ભાષણમાં બ્રીટનને ચેતવણી આપી હતી કે :

> "જે યોજના પ્રમાણે સ્વતંત્રતાનું અને સ્વરાજનું ખુલ્લી હવામાં ઉગનારું વૃક્ષ કદી ઉગી ન શકે તેને કબુલ કરવા કરતાં ગમે તેટલાં વરસ સુધી વનવન રખડવું પડે તો યે મહાસભા એને માટે તયાર છે."

છતાં સાંઝની સભામાં [તા. ૧૩ મી નવેમ્બર] વીદ્યાર્થીઓ સમક્ષ એમણે બ્રીટનના મહાપુરુષોના પ્રયત્નમાં વીશ્વાસ મુકી, ફરીથી પ્રભુની એમની પ્રીય પ્રાર્થનામાં એક વધુ વખત શ્રદ્ધા બતાવી હતી!

મહાત્માજીના મંત્રી મહાદેવભાઇ જણાવે છે તેમ વળી તે જ રાતે મોડા એક છાપાવાળાને તેમણે કહ્યું :

> 'બંધારણના સવાલની બાબતમાં પરીષદ નીષ્ફળ જતાં સવીનય ભંગ ફરી શરૂ થયા વીના રહેવાનો નથી. બીજો રસ્તો જ નથી. કેમકે આજ અમને સ્વરાજ ન મળે તો એનો અર્થ એ છે કે અનીશ્ચીત મુદત સુધી મળવાનું નથી. આશાનું કારણ ઝાઝું નથી, જો કે છેલ્લી ઘડીએ નીકાલ આવવાની આશા હું હેક છોડી બેઠો નથી."

આમ ગાંધીજીના વારંવાર સંભળાતા વીસંવાદી સુરોમાંથી ઉઠતા આશા–નીરાશાના પડઘામાં અમને નથી જણાતી કયાંય 'સંપુર્ણ સ્વતંત્રતા' કે નથી દેખાતું 'પુર્ણ સ્વરાજ,'

મહાત્માજી 'છેક છેલ્લી ઘડીએ નીકાલ આવવાની આશા'નાં સમણાં સેવે છે, પરંતુ એ રીતે 'છેક છેલ્લી ઘડીએ' જો 'નીકાલ'

આવે છે તે કેવા નીઃસત્વ હોય છે અને તે કેટલા નીષ્ફળ નીવડે છે, તે હીંદી જનતા લંડન જતા પહેલાંની ગાંધીજીની સીમલાની દોડાદોડી પરથી બરાબર જોઇ ગઇ છે. અને બાકી હતું તે બારડોલી તપાસનો જે રીતે અંત આવ્યો તેમાંથી તેને જોવાનું સાંપડ્યું છે.

બ્રીટીશ મુત્સદીઓ ગોળમેજીમાં દાવ રમવા માગતા હતા જ, એ નોકરને કોમવાદના ખડક સાથે અથડાવી દેવાનો એમનો ઇરાદો હતો જ, એટલું યે મહાત્મા જેવા પુરૂષ, ગોળમેજીના પહેલા અંકની કાર્યવાહી પરથી સમજી શક્યા ન હોય એવું તો કોઇ માની શકે જ નહીં. તો પછી તેમણે એના બીજા અંકમાં ભાગ લેવા જવા પહેલાં વીચાર કરવો જોઇતો હતો, એટલું જ નહીં પણ લંડન જવાની દોડાદોડી પહેલાં હીંદમાં જ કોમીવાદના ભુતના જુસ્સાને બને તેટલો પોતાની નરફેણમાં વાળવાનો પ્રયાસ કરવો જોઇતો હતો, તેને બદલે છેવટ સુધી 'અંતરના અવાજ' અને 'પ્રાર્થનાના પ્રકાશ'ની વાતોમાં રહી, મહાત્માજી લંડનના મુત્સદ્દી મંડળમાં ગયા અને જાણે ત્યાં માત્ર પહેલી જ વખત પોતાને જાણ પડતી હોય તેમ, કોમી ઝઘડાઓનું સમાધાન કરાવવામાં નીષ્ફળ નીવડ્યા ત્યારે, પ્રતીનીધીઓની પસંદગીની રીતની એમણે ટીકાઓ કરી! એ જ બતાવી આપે છે કે ગાંધીજીની પીસંવાદી રીતોથી સ્વરાજ સહજે નજીક આવી શકવાનું નથી, માત્ર એમને પોતાનું ધાર્યું કરવાનો આત્મસંતોષ સાંપડી શકે એ બસ છે.

અલબત્ત ગોળમેજી માટે નામી મોકલવામાં આવેલા પ્રતીનીધીઓની રીત મુળમાંથી જ ઉંધા પાયા પર રચાયલી અને તીરસ્કારને યોગ્ય છે. અમે એ રીતની ટીકા કરવામાં કોઇનાથી પણ પાછા પડીએ તેમ નથી; પરંતુ મહાત્માજીએ ગોળમેજીમાં ગયા પછી, કોમી સમાધાન કરાવવા માટેની પેટા સમીતીનું પ્રમુખપદ સ્વીકાર્યા પછી અને બ્રીટીશ મુત્સદ્દીઓએ બીછાવેલી જાળમાં આબાદ ફસી ગયા પછી, તેને માટે જે ફરીયાદ કરી તેને બદલે, તેમણે લંડન ઉપડવા પહેલાં જ પોતાનો વાંધો ઉઠાવવો જોઇતો હતો, અને હીંદુસ્થાનની જનતા પોતાના સાચા પ્રતીનીધીઓ પસંદ કરીને મોકલે એવી વ્યવસ્થા થાય નહીં, ત્યાં સુધી લંડનની સ્ટીમરમાં પગ મુકવાની ના પાડવી હતી. પરંતુ છેક છેલ્લી ઘડી સુધી એમણે ગાંધી–ઇરવીન સમાધાનીના પાલન અને ભંગની જ તરફ એકતરફી લક્ષ આપ્યા કર્યું અને ગોળમેજીમાં જવા માટે કરવી જોઇતી તૈયારીઓ કરવાને બદલે તેમણે તો છેક છેલ્લાં સુધી ગહન ભાષામાં અંતરમાંનો પ્રકાશ શોધવાની જ વાતો કર્યા કરી, પરીણામે આજે મહાસભાની તમામ લડતનું પરીણામ ગાંધીજીના પોતાના જ શબ્દો પ્રમાણે 'પાણી વલોવવા જેવું" લાગે છે.

આમ છતાં ગાંધીજી વીલાયત ગયા તેથી પણ સારૂં જ થયું એમ માનનારા અને મનાવનારા નીકળે છે! ખુદ મહાત્માજીના મંત્રી મહાદેવભાઇ કહે છેઃ "અંગ્રેજ પ્રજાને કેળવવાના ગાંધીજીના અવીરત પ્રયાસને લીધે સરકારી અધીકારીઓએ લોકોનાં મગજમાં ઠાંસેલી કેટલીક કલ્પનાઓ દુર થઇ છે. એ નાનુંસુનું પરીણામ નથી." પરંતુ અમને તો આ વચનમાં સત્યાભાસ વીશેષ જણાય છે. કેમકે પરદેશમાં મુંહા-

સભાને નામે પ્રચાર કરવામાં મહાત્માજી કે તેમની મંડળીએ અગાઉ કદી પણ શ્રદ્ધા સેવી જ નથી. ઉલટું એમના હાથમાં મહાસભાના તંત્રનું સુકાન આવ્યું ત્યારથી તેમણે એ પ્રચારકાર્ય બંધ કરાવ્યું અને મહાસભાના મવાળ તંત્રવાહકોએ શરૂ કરેલા તેમજ વર્ષો સુધી ચલાવેલા લંડનમાંના સાપ્તાહીક "ઇન્ડીઆ"ને પણ અટકાવી દીધું. એટલું જ નહીં પણ શ્રી. વીઠ્ઠલભાઇ પટેલ જેવા પ્રખર મુત્સદ્દીએ મહાસભા પાસે પરદેશમાં પ્રચારકાર્યની તેમજ મહાસભાના એલચીઓ નીમી મોકલવાની રચનાત્મક યોજના રજુ કરી, ત્યારે તે યોજનાને પણ મહાત્માજીએ મહત્ત્વની માની ન હતી. એ બધા ઇતીહાસને સળંગ રીતે લક્ષમાં લઇએ તો મહાદેવભાઇ કે સરદાર જે રીતે સંતોષ માનવાની જનતાને ભલામણ કરે છે, તે રીતે સંતોષ માની શકાય તેમ છે જ નહીં.

વળી મહાત્માજીને 'પુર્ણ સ્વરાજ'ની પ્રાપ્તી માટે જ મહાસભાએ તેમજ તેની કારોબારી સમીતીએ પોતાના એકલા પ્રતીનીધી તરીકે લંડન મોકલ્યા હતા, નહીં કે બ્રીટીશ જનતાનાં થોડાંક માણસો પાસે પ્રચાર કરવા માટે, એ વાત પણ આપણે કેવળ વ્યક્તીત્વના પ્રભાવ તળે અંજાઇને વીસરવી ઘટતી નથી.

અમે તો માનીએ છીએ કે મહાત્માજીની વીલાયતી યાત્રાથી એમના 'મહાત્મા' પદની મહત્તા અમુક અંશે વધી હશે, 'ગાંધી કેવો ભલો માણસ છે?' એવું કેટલીક અંગ્રેજ સ્ત્રીઓ, થોડાંક અંગ્રેજ બાળકો, મુઠીભર પાદરીઓ અને થોડા ઘણા લેખકોના મનમાં લાગ્યું હશે, પરંતુ તેથી હીંદની પ્રતીષ્ઠા વધી નથી કે હીંદને જે ખાસ જોઇએ છે તે સ્વતંત્રતા એક તસુ પણ આગળ આવી નથી.

બ્રીટન પર જ નહીં પણ બ્રીટીશ સામ્રાજ્ય પર બ્રીટીશ જનતાનો કાબુ છે, એમ માનવાની ભુલ હવે તો છેક સામાન્ય સમજનો માણસ પણ કરતો નથી. સારાયે બ્રીટીશ સામ્રાજ્ય પર મુડીવાદી સામ્રાજ્યવાદીઓની એક નાનકડી ટોળકીનો કાબુ છે, એ ટોળકીમાં ટોરીઓ જ અગ્રપદે છે અને માજી મજુર મહામંત્રી મેકડોનલ્ડને મુખ્ય પ્રધાન તરીકે મોખરે રાખીને, તેઓ એની મારફત પોતાનું ધાર્યું કરાવે છે. એ વર્ગની મનોદશામાં મહાત્માજીની ગહન અને દ્વીઅર્થી ભાષાવાળાં તીખાં તમતમતાં કે આધ્યાત્મવાદથી તરબોળ ભાષણોની જરા જેટલીએ અસર થઇ નથી. એ જ વર્ગ અત્યારે મહાત્માજી અને તેમના સાથીઓને આર્ચીપેલેગોના ટાપુઓમાં દેશપાર કરવાનું સુમરાણ મચાવી રહ્યો છે. અને હીંદને કશું પણ મળે નહીં તે માટેના તેમના પુરેપુરા ધમપછાડા ચાલુ જ છે એ વાત વીસરવાની જરૂર નથી.

એટલે પ્રશ્ન એ જ છે કે, સમસ્ત દેશની સંપુર્ણ સ્વતંત્રતાની જીવ સટોસટની લડત વખતે એકાદ આધ્યાત્મવાદી મહાત્માને કે કોઇક વીરલ સંત પુરૂષને પોતાને મનફાવતા પ્રયોગ સ્વતંત્રતાને ભોગે કરવા દેવાની તક ક્યાં સુધી આપવી? વીરપુજા સારી છે, પણ તે વ્યક્તીપુજાના અતીરેક સુધી પહોંચી જાય ત્યારે તે હીતને બદલે અહીત કરનારી જ વધુ થઇ પડે છે. આપણા જેવા દેશમાં સાધુતાને અને પ્રભુભક્તોને નામે પારાવાર અંધશ્રદ્ધા જામી ગઇ છે, પરંતુ રાજકારણમાં ધર્મની વાતોને ભેળવવાથી પરીણામ દુઃખદાયક આવે છે. ગાંધીજીએ જ્યારે ખીલાફતની લડતને 'એક

ચર્ચમાં સ્વરાજ'ની લડતની સાથે ભેળવી દીધા ત્યારે અનેક ડાહ્યા માણસોએ તેમને એ ભુલ નહીં કરવા સમજાવ્યા હતા. છતાં ગાંધીજીએ માન્યું નહીં જેનાં માઠાં પરીણામ આજે આખાયે હીંદને ભોગવવાં પડે છે. એટલે મહાત્માજી ભુલ કરે જ નહીં, એવું શ્રદ્ધાપુર્વક માની લેવા પહેલાં મહાત્માજી રાજકારણમાં અત્યાર પહેલાં જે અનેક ભુલો કરી ગયા છે—જેનો તેમણે જાતે અનેક વખત સ્વીકાર સુધ્ધાં કર્યો છે-તે જાણવાની જરૂર છે. હમણાં જ ગોળમેજની ચાલુ ચર્ચામાં જ તેમણે પ્રાંતીક સ્વરાજના યોજનાનો શરતી સ્વીકાર કરવાનું નક્કી કર્યું હતું, અને જ્યારે ડૉ. સપ્રુએ તેમની એ ભુલ ભાંગી ત્યારે તેમણે ગોળમેજીના સમીતીની બેઠકમાં પોતાની એ ભુલનો સ્વીકાર સુધ્ધાં કર્યો હતો: એ બધા ઉપરથી મહાત્માજીને દેશની સ્વતંત્રતાની સાથે પોતાના મનસ્વી ધોરણે રમત રમવા દેવાનો હક્ક ક્યાં સુધી હોવો જોઇએ તે નક્કી કરવાનો સમય આવી પહોંચ્યો છેજ.

∴

ગાંધીજીએ વીલાયતમાં ગોળમેજીના કાર્ય ઉપરાંત જુદે જુદે સ્થળે જે ભાષણો અને વાર્તાલાપ કર્યા છે તેની નીયમીત ખબરો પણ એમના રહસ્ય મંત્રી આપણને આપતા જ રહે છે. તેમાં જુવાન હીંદી સામ્યવાદીઓ સાથે ગાંધીજીને થયેલા પ્રશ્નોત્તર પણ શ્રી. મહાદેવ દેસાઇએ મોકલાવ્યા છે. તેમાં પ્રસીદ્ધ થયેલા ગાંધીજીના વીચારો જોતાં એ મહાપુરૂષ કેવા અશક્ય અને અવળા આદર્શો સેવી રહ્યા છે તે પુરવાર થાય છે.

હાલના મુડીદારોને મહાત્માજી સંપત્તીના માલીકને બદલે તેના રક્ષક બનવાનું કહેવા ઇચ્છે છે. એ કે તે પોતે એ વાતનો તો સ્વીકાર જ કરે છે કે: હીંદી રાજાઓ, જમીનદારો, મીલમાલીકો, શાહુકારો અને બીજા નફાખોરો આમવર્ગને લુંટીને ધનવાન બન્યા છે, અને એ જ વર્ગને ગાંધીજી પોતાની સંપત્તીના માલીક બનીને રક્ષક બનાવવાનો મનોરથ સેવે છે! આ બન્ને કલ્પનાઓ તે વદતોવ્યાઘાત જ છે. લુંટારાને જેને તે લુંટતો હોય તેનો જ રક્ષક બનવાનું કહેવું તે સીંહને બકરીના રક્ષક બનવાનું શીખવવા જેટલું અશક્ય છે. પરંતુ જેઓ સંપત્તીશાસ્ત્રનું પ્રાથમીક જ્ઞાન પણ ધરાવે છે, તેમને તો મહાત્માજીના આ વીચારે જ અચરજ પમાડે તેવા છે.

હાલનું સંપત્તીશાસ્ત્ર જોતાં મુડીદારવર્ગ શ્રમજીવીવર્ગના શોષણમાંથી તારવેલા અવશેષ મુલ્ય [સરપ્લસ વેલ્યુ] ઉપર જ ધનસંચય વધારતો જાય છે. એટલે એ શ્રમજીવીવર્ગ જેટલો વીશેષ આફતમાં રહે, જેટલી બેરોજગારી વધારે, તેટલો તે ઓછે દામે મજુરી કરવા તત્પર બને, અને મજુર ઓછે દામે મળે તેમાં જ મુડીદારને અવશેષ મુલ્યનું તારણ વીશેષ સાંપડે છે; અને મહાત્માજી ઇચ્છે છે કે:

"જેઓ આજે પોતાને સંપત્તીના માલીક માને છે તેમને હું કહું છું કે તમે સંપત્તીના રક્ષક બનો, એટલે કે તમારા પોતાના હક્કથી નહીં, પણ જેમને લુંટીને તમે ધન ભેગું કર્યું છે તેમના હક્કથી તેના માલીક બનો."

એ માન્યતા જ અશક્ય છે. ઉલટું મહાત્માજીની રીતથી તો સંપત્તીના માલીકને શોષણની સત્તા ને સગવડો વધુ સાંપડે છે, અને તેની રીતો એમને માટે સરળ બની જાય છે.

"સામાન્ય મજુર અને ખેડુત જે આ લોકોને ધન પુરૂં પાડવા માટે શ્રમ કરે છે તેમના કરતાં વધારે એશઆરામથી રહેવાનો આ લોકોને કશો સામાજીક હક્ક છે ખરો?"

સામ્યવાદી જુવાનોના એ પ્રશ્નના ઉત્તરમાં મહાત્માજી કહે છે: "કશો જ નહી. સમાજની મારી કલ્પના એ છે કે આપણે બધા સરખા જન્મેલા છીએ, એટલે કે આપણને સરખી તક મેળવવાનો અધીકાર છે."

છતાં એ અધીકાર અત્યારે શોષીતવર્ગને નથી એ વાત તો દેખીતી છે. અને મહાત્માજી જે માર્ગે એ શોષણ અટકાવવાના મનોરથ સેવે છે એ માર્ગ કેવળ કાલ્પનીક છે. ગાંધીજી પોતે પણ એટલું તો સ્વીકારે છે કે: "આવું હું જરાએ ન કરી શકું એમ પણ બને. પણ હું તો એ માટે પ્રયત્ન કરી રહ્યો છું."

છતાં મહાત્માજીના અત્યાર સુધીના એ દીશાના તમામ પ્રયાસો ઉલટી દીશાએથી શરૂ થયેલા—એટલે કે ગરીબોને વીશેષ ગરીબ બનાવવાના—છે. જેઓ આમવર્ગને લુંટીને ધનવાન બન્યા છે એમને સાદાઇનો મંત્ર શીખવવા માટે તેમણે કશું જ કર્યું નથી. એમની પોતાની આસપાસ રહેનારા શ્રીમંતોનાં જીવનમાં એક ડોકીઉં કરતાં જ આ વાતના જોઇએ તેટલા પુરાવા મળી રહે છે.

'સરખા જન્મેલાને સરખી તક મેળવવાનો અધીકાર છે.' એ વાત મહાત્માજી સ્વીકારે છે, પરંતુ એ અધીકારમાં મહાત્માજી જે ભેદ પાડે છે તે ભેદ જ મજુરને સદાયને સારૂ મજુર અને પુંજીપતીને હમેશને માટે તેનો માલીક રાખવા માટે પુરતા છે. કેમકે તેથી ઉલટી રીતે વર્તવું એમાં મહાત્માજીને 'ઘોર અન્યાય' જણાય છે. પરંતુ શોષીતવર્ગ ઉપર શોષકવર્ગ જે કાયમી 'લુંટ' ચલાવી રહ્યો છે તેમાં મહાત્માજીને અન્યાય જણાતો નથી.

મહાત્માજીના આવા આવા જવાબોથી વીલાયતમાં વસતા હીંદી સામ્યવાદીઓના દીલને કેટલો સંતોષ થયો તે વાત મહાદેવભાઇએ વાચકોને જણાવી નથી, પરંતુ અમને તો લાગે છે કે, ગાંધીજીની આ દલીલબાજી રામ્સે મેકડોનાલ્ડ સરખા મવાળ સમાજવાદીને પણ ભાગ્યે જ સંતોષી શકે. જો કે મહાત્માજીના આ વીચારોનો ઉપયોગ હીંદમાંના જમીનદારોને ઉશ્કેરવા માટે એન્ગ્લોઇન્ડીઅન પત્રોએ કરવા માંડયો છે, છતાં ગાંધીજીએ તો સાફ સાફ કહી દીધું છે કે: જમીનદારો "જ્યાં સુધી ખેડુતોની સાથે સારી રીતે વર્તે ત્યાં સુધી (તેમની સાથે) અમારે કશો ઝઘડો નથી." અર્થાત જમીનદારો ગરીબ ખેડુતોને ચુસે તેનો તેમને વાંધો નથી. માત્ર તેમને માન આપે તેવી ભાષામાં એમની સાથે વાતચીત કરે, તેમને પોતાને ઘેર બોલાવે, બેસાડે, ચહાપાણી પાય તેટલીજ એમને જરૂર જણાય છે! બાકી તો આ હાલના 'માલીક'ને માલીક જ રાખવા ઇચ્છે છે. અને આજ સુધીના અનુભવે જગત જોઇ શકયું છે કે એ માલીકે મજુરનું જરા જેટલું યે કલ્યાણ કર્યું નથી અને માલીક રહીને ભવીષ્યમાં તે કશું પણ કલ્યાણ કરી શકે તેમ પણ નથી એટલે ગાંધીજીની કલ્પનાના સ્વરાજમાં ગરીબોને કાયમને માટે ગરીબાઇ સીવાય વીશેષ કશું જ સાંપડવાનું નથી, એ નક્કી જ છે.

# સુંદર સંતતિ અને તેનું નિયમન

> **સ્ત્રી** સ્વતંત્રતાના યુગમાં ધર્મ, નીતી અને સમાજના નીયમો વીજ્ઞાનશાસ્ત્રનાં જ્ઞાન સાથે સમજી સ્ત્રીઓને પોતાને જોઇતાં સુંદર બાળકો પેદા કરવા માટે જ, અને સ્વેચ્છાએ ન જોઇતાં બાળકોના ગર્ભ જ ન રહે તે માટેની સરળ ભાષામાં લખાએલી આ લેખમાળા અમે સમાજના સર્વ લોકોને માટે અને ખાસ કરીને માતાઓ પોતાને અશક્તીમાંથી અને કુટુંબને ગરીબાઇમાંથી બચાવી શકે તેટલા ખાતર પ્રસીદ્ધ કરીએ છીએ જે આ જમાનામાં જનતાને ઘણીજ ઉપયોગી થઇ પડશે.

: : લેખક : :

**શ્રી. માણેકલાલ વકીલ**

એમ. એ., એલ્‌એલ્. બી., એફ. એસ. એસ., એફ. આર. ઇ એસ.

## પ્રકરણ પહેલું

### દરેક સ્ત્રી પુરૂષને તેના જ્ઞાનની આવશ્યકતા

પ્રત્યેક યુગમાં સ્ત્રી અને પુરૂષ પ્રજા ઉત્પન્ન કરતાં આવ્યાં છે. આ પૃથ્વી ઉપર માણસની પ્રથમ ઉત્પત્તીને આજે લાખો વરસ થઇ ગયાં છે, પણ જેને સુધારા તરીકે ઓળખવામાં આવે છે, તે કાળને તો આજે દસ વીસ હજાર વર્ષો જ થવા આવ્યાં છે. જે જે શાસ્ત્રો અને પુસ્તકો છેલ્લાં દસ હજાર વર્ષમાં માણસે લખવાની કળા શોધી કાઢયા પછી લખાયાં છે, તેમાંનું કોઇપણ પુસ્તક દસ હજાર વર્ષ પહેલાં લખાઇ શકયું હોય જ નહી. શાસ્ત્રો અગર કાયદાનાં પુસ્તકો મનુષ્યની સમાજને વ્યવસ્થીત રાખવા માટે હંમેશાં જ્ઞાની પુરૂષો લખે છે. તેમાંના ઘણા નીયમો રીવાજરૂપે સમાજમાં ચાલુ હોય છે. અને તે કાળની આર્થીક પરીસ્થીતીને અનુચીત રીવાજ તે વખતના સમાજને અનુકુળ અને ફાયદાકારક લાગે છે. પણ એવા નીયમોમાં અગવડના જણાય ત્યારે નવા સંજોગના, નવા જમાનાના વીચારશીલ માણસો તેમાં ફેરફાર સુચવે છે. લોકોના રીવાજ આમ બદલાય છે, અને નવા કાયદાઓ ઘડાય છે.

પ્રાણી માત્રમાં પોતાની પ્રજા ઉત્પન્ન કરવાની શકતી કુદરતી રીતે રહેલી છે, તે શકતીવડે ભવીષ્યની પ્રજા ઉત્પન્ન થાય છે, અને તેમ કરતાં તે પ્રજા ઉત્પન્ન કરનારની શકતી ઓછી થઇ તે મોત તરફ દોરાતું જાય છે. પ્રાણીવીજ્ઞાનશાસ્ત્રની નજરે દરેક પ્રાણીમાં બે કુદરતી ગુણ રહેલા છે: એક પોતાની જાતનો નીરંતર રક્ષણ કરવાનો અને બીજો પોતાની પ્રજા ઉત્પન્ન કરવાનો અને તેમ કરતાં પોતાની ઉત્પાદક-શકતી ગુમાવી પોતાને હાથે જ પોતાના મોત તરફ આગળ વધવાનો—આ એક-

હાલની સમાજવ્યવસ્થામાં જ્યારે બાળકોના ભરણપોષણ અને કેળવણીની જવાબદારી માબાપના ઉપર નાખવામાં આવી છે, તેવે વખતે તેમજ ભવીષ્યના સમાજવાદી કાળમાં દરેક માગે કેટલાં સુંદર બાળકો ઉત્પન્ન કરવાં તેનું જ્ઞાન તેને આપવાની આવશ્યકતા રહે છે. આ જ્ઞાન રાજ્ય અને સ્થાનીક સત્તાધારી સંસ્થાઓ તરફથી અપાવું જોઈએ, પણ તેમ કરવામાં આવતું નથી. દરેક કાળમાં બાળક ઉત્પન્ન કરવાં તે દરેક સ્ત્રી પુરૂષની ફરજ છે. એમ ધર્મ, નીતી અને સમાજને નામે ડાહ્યા પુરૂષો સમજાવતા આવ્યા છે, પણ તે બાળકોની સંખ્યા ઉપર હદ મુકવી, અથવા ભવીષ્યની પ્રજા વધારે સશક્ત, સુંદર અને બુદ્ધીશાળી ઉત્પન્ન થાય તે સબંધી ધર્મશાસ્ત્રો, અથવા કાયદાઓમાં સહેલાઈથી અમલમાં મુકી શકાય તેવું કાંઈ બતાવવામાં આવ્યું નથી. અને તેનું જ્ઞાન દરેક વ્યક્તીને કંઈક અનુભવ પછી અથડાતાં કુટાતાં પણ ઘણું જ અધુરૂં મળે છે. અજ્ઞાન માબાપ નર માદાના સંબંધ બાબતમાં પોતાનાં બાળકો સાથે મુંગાં રહે છે, અને નવી પ્રજાને બચપણમાં તેમજ યુવાવસ્થામાં તેવા અનુભવનું પણ જ્ઞાન આપવામાં આવતું નથી. આ સવાલ કાંઈ બુદ્ધીશાળી માણસો માટે જ નથી પણ દરેક સ્ત્રી પુરૂષને અગત્યનો છે, અને તેથીજ તેની ચર્ચા મોકળા મને કરી તેનું જ્ઞાન જેમ વધારે ફેલાય તેવા ઉપાયો લેવા જોઈએ. રાજ્ય તરફથી તેમજ સ્થાનીક મ્યુનીસીપાલીટી અગર પંચાયતો તરફથી તે વ્યવસ્થા કરવામાં આવે તે માટે, તેમજ તે અગાઉ પણ વાંચી લખી શકે તેવાં સ્ત્રી પુરૂષોને આવા જ્ઞાનનો લાભ આપવા માટે હીંદુસ્તાનના દરેક પ્રાંતની મુખ્ય ભાષાઓમાં આ બાબતનાં પુસ્તક સરળ ભાષામાં લખાવાં જોઈએ. એ પુસ્તકો વાંચ્યા પછી દરેક વાંચનારની એ ફરજ રહેશે કે જે સ્ત્રી પુરૂષો અભણ હોય તેમને પણ તેમના જ્ઞાનનો લાભ જાહેર ભાષણો મારફત, અગર ખાનગી સલાહથી પણ આપવો.

# પ્રકરણ બીજું

## સંતતી નીયમનમાં અનીતી નથી પણ મોટી નીતી છે

છેલ્લાં દસ વીસ હજાર વર્ષો દરમ્યાન લખાયલાં ધર્મશાસ્ત્રો અને તે અગાઉના રીવાજોમાં પણ મનુષ્યજાતને બાળકોની સંખ્યા ઉપર હદ મુકવાનાં કારણો ઉભાં થયાં ન હતાં. તે કાળમાં જેમ મનુષ્ય સંખ્યા વધારે તેમ કોઈ પણ કોમ અગર દેશ વધારે બળવાન ગણાતો. તે વખતની સાદી જરૂરીઆતોમાં તેમને ખાવાપીવા તથા પહેરવા તથા રહેવાનાં સાધનો સહજ અને જોઈતા પ્રમાણમાં મળી આવતાં. એથી અગાઉના કાળના એ ડાહ્યા પુરૂષોએ જેટલાં બાળકો જન્મે તેટલાં જન્મવા દેવાં એ દરેક સ્ત્રી પુરૂષની ધાર્મીક, નૈતીક તેમજ સામાજીક દ્રષ્ટીએ ફરજ ગણાવી હતી. જેમ ભુખી કુતરીને ધાવણ ન આવતું હોય અને નવાં જન્મેલાં બોટીલાં એક સાથે ચુસવા માટે તેથી અકળાઈને તે બોટીલાંઓને ગરદન પર દાંત બેસાડી તેને ગુંગળાવી મારી નાખે, તે પ્રમાણે સ્ત્રી પણ પોતાની તેવી દશામાં કવચીત પોતાનાં બાળકોનો સંહાર કરવા તરફ ... કાળમાં પ્રેરાતી હોય, છતાં પણ જે.. જેમ મનુષ્યસમાજની વ્યવસ્થા વધતી ગઈ, તેમ તેમ તે પોતાના

બાળકને નજ મારે તેવી તેની મનોદશા બંધાતી ગઇ અને દુઃખમાં પણ પોતાના બાળક પ્રત્યે પ્રેમ રાખતી થઇ. ફક્ત સામાજીક રીવાજોને લઇને તે બાળક અગવડ પડતું થઇ પડે ત્યારે તેના જન્મ પહેલાં ગર્ભપાતથી અથવા તો જન્મ્યા પછી તે બાળકનું ખુન કરવા માતા પ્રેરાતી અથવા તે બાળકને ત્યજી દેતી. હાલની સમાજવ્યવસ્થામાં જે જે દેશોમાં પુખ્ત ઉમરની કુંવારી કન્યા અથવા વીધવાને બાળક અવતરે અથવા તે સગર્ભા છે એમ ખબર પડે તેને ચાલુ સમાજના નીતીના ધોરણે તીરસ્કારવામાં આવે, તે. તે તીરસ્કારથી બચવા માટે તેવી માતા પોતાનાં બાળકનું ખુન કરવા અથવા ગર્ભપાત કરવા આજ પણ પ્રેરાય છે. આવાં બાળક જન્મે તે સામે કોઇ પણ કાયદામાં ચાલુ જમાનામાં પ્રતીબંધ નથી અને સમાજના તીરસ્કારથી બચાવવા માટે તેવી માતાઓ પોતાનાં બાળકોને જન્મ્યા પછી તરત જ તે બાળકને અનાથાશ્રમમાં મુકી આવી શકે તેવી વ્યવસ્થા પણ દરેક સુધરેલા દેશમાં થઇ ચુકી છે. છતાં આવાં ત્યજાયલાં બાળકો પોતે માતાના ઉદરમાં જ વીકાસ પામેલાં હોતાં નથી, તેમ જ ગરીબ, અજ્ઞાન અને ભાડુતી ધાવ પાસેથી અનાથાશ્રમમાં તેમને જોઇતું દુધ અથવા પોષણ મળી શકતું નથી; તેથી બાળકોમાંથી કોઇ પણ અનાથાશ્રમમાં એક વર્ષ પણ પુરું જીવતાં નથી અને તેથી તેમની પાછળ ખર્ચાયલી માતાની શક્તી અને જાહેર પ્રજાની સખાવતના પૈસાનો કાંઇ પણ અર્થ સરતો હોય એમ લાગતું નથી. અનાથાશ્રમમાં તો ફક્ત ત્રણ વર્ષની ઉમ્મરે ત્યજાયલાં અથવા માબાપ વગરનાં બાળકો જ ઉછરી શકે છે, અને તેમને પણ નહી જેવી કેળવણી આપી શકાય છે.

આ ઉપરાંત સામાજીક રીવાજથી જ્યારે, દીકરો બોજા રૂપ ગણાય છે, એથી છોકરી જન્મતાની સાથે જ તેનાં માબાપ તેને છુપી રીતે મારી નાખવા દોરાય છે. અથવા તો જન્મ્યા પછી પણ છોકરીના વીકાસ માટે એને ખોરાક કે બીજાં સાધન છોકરાની માફક પુરતા પ્રમાણમાં આપવામાં આવતાં નથી, તેથી છોકરીઓ ઓછી જન્મે છે અથવા જન્મ્યા પછી પણ વધારે પ્રમાણમાં વહેલી મરે છે.

હીંદુસ્તાનના સને ૧૯૨૧ના વસ્તીપત્રક પ્રમાણે પાંચ વર્ષની અંદરનાં હયાત બાળકોમાં સાડીઓગણીસ લાખ છોકરા અને વીસ લાખ કરતાં વધારે છોકરીઓ હતી. પણ પાંચ અને દસ વર્ષની વચ્ચે ચાલીસ લાખ છોકરા અને ત્રેવીસ લાખ છોકરીઓ હતી. જ્યારે દસ અને પંદર વર્ષની વચ્ચે વીસલાખ ઉપર છોકરાઓ અને સાડાસોળ લાખ છોકરીઓ હતી. આ આંકડાઓ ઉપરથી એમ અનુમાન થઇ શકે, કે છોકરીઓ પાંચ અને પંદર વર્ષની વચ્ચે વધારે પ્રમાણમાં મરી જતી હોવી જોઇએ. વળી આખા હીંદની વસ્તીમાં આઠ કરોડ કુંવારા પુરૂષો અને સાડાપાંચ કરોડ કુંવારી કન્યાઓ છે; તે ઉપરથી પણ ચોક્કસ જણાય છે કે, કન્યાઓની સંખ્યા ઘણી જ ઓછી છે. બીજી તરફ એક કરોડ વીધુરો અને બે કરોડ અડસઠ લાખ વીધવાઓ છે. કુંવારી કન્યાઓને માટે તેમના કરતાં દોઢગણા વીશેષ કુંવારા પુરૂષો છે. તેથી વધારાના કુંવારાઓએ જો પરણવું હોય તો વીધવાઓની સાથે જ લગ્ન કરવાં જોઇએ. તેજ તાત્કાલીક ઉપાય હીંદુસ્તાને અખત્યાર કરવો જોઇએ અને સામાન્ય જનસમાજને છોકરાઓ ઉછેરવા જેટલી જ કાળજી છોકરીઓ ઉછેરવામાં રાખવા માટે જોઇતું જ્ઞાન આપવું જોઇએ. અને તે માટે

દરેક સ્ત્રી પુરૂષને સુંદર પ્રજા કેવી રીતે ઉત્પન્ન કરી શકાય તેનું જ્ઞાન આપવા ઉપરાંત લગ્નનાં ખર્ચ અને કન્યાને ગજા ઉપરાંતની પહેરામણી અગર બક્ષીસો આપવાના રીવાજ પણ નાબુદ કરવા જોઇએ.

ઉપરના સંજોગોમાં તરતની જન્મેલી બાળકીઓનાં થતાં છુટાંછવાયાં ખુનને, તેમજ દાકતરી મદદ વગર થતા ગર્ભપાત ને તેનાં અનીષ્ટ પરીણામો સમાજે અટકાવવાં હોય, તો દરેક સ્ત્રી પુરૂષને પરીણીત છંદગીની જવાબદારી વીષે અને બાળકો સબંધી પુરૂં જ્ઞાન આપવું જોઇએ. એટલું જ નહી પણ જે સમાજવ્યવસ્થામાં તેમજ બાપને અગવડ ભરેલી જવાબદારીમાં નાખે છે તે સમાજવ્યવસ્થા પલટાવવાનું જ્ઞાન તેમને મળવું જોઇએ. આમ કરવાથી હાનીકારક સામાજીક રીવાજો દુર થશે, અને જે કાયદાઓ પ્રજામત વીરૂદ્ધ હોવાથી અમલમાં મુકી શકાતા નથી અને જેથી સામાજીક અનીષ્ટ પરીણામો અટકાવવાનો ઉદ્દેશ સફળ થતો નથી તે કાયદાએ આપોઆપ સમાજ ફેરવી નાખશે. દાખલા તરીકે, ગર્ભપાત કરવો તે દુનીઆના ઘણા ખરા મુલકોમાં ગુન્હો ગણાય છે. તેમ છતાં પણ પોલીસ અને કોર્ટો આ ગુન્હો અટકાવી શકતાં નથી અને કાયદાના પ્રતીબંધને લીધે ગર્ભપાત કરનારને દાકતરોની સલાહ મળતી નથી. એથી ગર્ભપાત કરનારી સ્ત્રી ઘણીવાર ગર્ભાશયને કાયમની ઇજા પહોંચાડે છે અને શરીર તેમ જ મનના અનેક વ્યાધીનો ભોગ થઇ પડી બાકીનું જીવન અશક્તી અને નીરસ સ્થીતીમાં પુરૂં કરે છે.

સોવીયેટ રશીયામાં દરેક સ્ત્રીને—પછી જોઇએ તો તે પરીણીત હોય કે કુંવારી હોય તો પણ—બાળક ન જોઇતું હોય તો તેને ડાક્ટર પાસે ગર્ભપાત કરાવવાની છુટ હોય છે, દસ વર્ષ પહેલાં જ્યારે સોવીયેટ રશીયામાં ગર્ભપાત સામેનો કાયદો રદ કરવામાં આવ્યો અને દાકતરોને શસ્ત્ર અગર દવા વડે તેમ કરવાની છુટ મળી, ત્યારે ગર્ભપાત કરાવનાર સ્ત્રીઓની સંખ્યા વધી પડી; પણ દીન પર દીન તે સંખ્યા કમી થતી જાય છે અને રશીયાની વસ્તી ઘટતી નથી. પણ દુનીયાના બીજા ભાગોના કરતાં છેલ્લાં દસ વરસોમાં ત્યાં વસ્તી વધી ૧૪ કરોડ ઉપરથી ૧૫ કરોડ જેટલી થઇ છે. તે ઉપરથી એમ અનુમાન થઇ શકે કે, દુનીયાના બીજા ભાગોમાં જેટલા છુપા ગર્ભપાતનું પ્રમાણ હશે તેના કરતાં રશીયાનું પ્રમાણ આજે ઓછું હોવું જોઇએ. કેમકે સમાજને બાળકોની જરૂર હોવાને લઇને સમાજવાદી રશીયામાં એમને ઉછેરવા તેમજ કેળવવા માટેની ઘણી જવાબદારી માબાપને માથેથી ખસેડી સમાજને માથે નાખેલી છે. તેથી, તેમજ સ્ત્રી સ્વતંત્ર રીતે પોતાની કમાઇ કરી શકે છે, અને સુવાવડના દીવસોમાં પણ સમાજવાદી રાજ્ય તરફથી તેની માવજત તેમજ તેના ચાલુ ખર્ચની વ્યવસ્થા થઇ શકે છે એથી, સ્ત્રીને ગરીબાઇના કારણે અથવા પ્રતીકુળ સામાજીક રીવાજોને કારણે ગર્ભપાત કરવાનું કંઇપણ કારણ રહેતું નથી. ઉપરાંત પૈસાનો ખ્યાલ રાખ્યા વીના પોતાને શરીર તેમજ વીચારોમાં અનુકુળ એવા પુરૂષ સાથે તે લગ્ન કરી શકે છે. છતાં પણ એ પુરૂષના ઉપર પોતાના જ અથવા પોતાના બાળકોના ભરણપોષણ તથા કેળવણી માટે તેને આધાર રાખવો પડતો નથી. આવી સામાજીક સ્થીતીમાં અપરીણીત સ્ત્રીને પણ બાળક હોય તો કોઇ તેનો તીરસ્કાર કરતું નથી. તેથી નાનાં બાળકોનું મરણ પ્રમાણ પણ ઓછું થાય છે. વળી દરેક સ્ત્રીને સંતતી નીયમન સંબંધી

જ્ઞાન આપવામાં આવે તો તે હંમેશા પોતાને એઇનાં અને તંદુરસ્ત બાળકો જ પેદા કરવાની નીરંતર કાળજી રાખે. અને તેથી તેવી સ્ત્રીઓનાથી ઉત્પન્ન થતી પ્રજા દીન પર દીન વધારે ને વધારે સુંદર, તંદુરસ્ત અને બુદ્ધીશાળી નીવડતી જાય, તેથી મનુષ્યજાતી ઉત્તરોત્તર વધારે જ્ઞાનવાળી થઇ પોતાની મનોદશા તથા સ્વભાવમાં ફેરફાર કરી શકે અને તીવ્ર લોભની લડાઇઓ અથવા મહાન વીગ્રહોથી મુક્ત થઇ શકે.

# પ્રકરણ ત્રીજું

## સંતતી નીયમન અને બાળમરણ

સમસ્ત હીંદુસ્થાનમાં દર વરસે ૬૦ લાખ મનુષ્યો મરણ પામે છે. જ્યાં છેલ્લાં દસ વરસમાં સરેરાશ દર વરસે ૩૦ લાખ માણસની વસ્તી વધી એટલે દર સાલ ૯૦ લાખ બાળકો જન્મે છે.

દર સાલના ૬૦ લાખના મૃત્યુમાંથી ૨૫ ટકા એટલે ૧૫ લાખ તો એક વરસની અંદરનાં બાળકો જ છે. જ્યારે અંગ્રેજોના દેશમાં કુલ મૃત્યુમાંથી ૧૦ ટકા જ એક વરસની અંદર મરી જનારાં બાળકો હોય છે. ઉપર જણાવેલાં ૧૫ લાખ બાળકોમાંથી સાડાસાત લાખ તો જન્મ્યા પછી એક મહીનામાં જ મરી જાય છે અને એ સાડાસાત લાખમાંનાં ૫ લાખ તો એક અઠવાડીયું પણ જીવતાં નથી.

અંગ્રેજોના વીલાયતમાં જુદા જુદા ધંધાના કુટુંબોમાં જન્મ તથા બાળમરણનું પ્રમાણ સને ૧૯૨૧ ની સાલની વસ્તી ગણત્રી ઉપરથી રચાએલા નીચેના કોઠા ઉપરથી જણાઇ આવશે:

| ઇંગ્લાંડ અને વેલ્સ | સને ૧૯૨૧ ની વસતી ગણત્રી મુજબ ૧૦૦૦ પરણેલી સ્ત્રીઓ પ્રમાણે જન્મેલાં બાળકો | ૧૦૦૦ જન્મેલાં બાળકો પૈકી ૧ વરસની અંદર મરનારાં બાળકોનું પ્રમાણ |
|---|---|---|
| મધ્યમ અને ઉપલા વર્ગ | ૯૮ | ૩૮ |
| હુન્નરબાજ કારીગર | ૧૪૧ | ૭૭ |
| અણશીખાઉ મજુરો | ૧૭૮ | ૯૭ |
| ડાકટરો | ૭૬ | ૨૯ |
| (વીલાયતના રાષ્ટ્રીય ધર્મના) પાદરીઓ | ૭૮ | ૨૭ |
| અંદરોના ગોદીમાં કામ કરતા મજુરો | ૨૦૯ | ૧૧૨ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે ડાકટરો તથા પાદરીઓમાં કેળવણીને લીધે જ બાળકોનું જન્મ તેમ જ મરણ પ્રમાણ ઓછાં છે અને પૈસાદાર પણ ઓછી કેળવણી પામેલા લોકોમાં તેથી સહેજ વધારે છે, પણ ગરીબ મજુરવર્ગમાં ગરીબાઇ તથા અજ્ઞાનતાને લઇને બાળજન્મ તેમ જ મરણનાં પ્રમાણ સૌથી વધારે હોય છે.

જ્યારે હીંદુસ્થાનમાં મોટી સંખ્યામાં બાળકો મરી જાય છે, ત્યારે દરેક મા પોતાને એવો સવાલ સ્વાભાવીક રીતે જ પુછે કે, નવ માસ સુધી તેવા બાળકને પેટમાં રાખી પોતાની શક્તી તેમ જ શરીરનો ગેરઉપયોગ અટકાવવા માટે તથા બાપને માથે પડતો સુવાવડનો ખર્ચ અને અગવડો બચાવવા માટે તેવો ગર્ભ રહે જ નહી તેવું જ્ઞાન મળી શકતું હોય તો શા માટે ન મેળવવું? આમ ગર્ભ ન રહેવા દેવો એ કાંઇ ગર્ભપાત નથી. એટલે હીંદુસ્થાનમાં ચાલતા કાયદા પ્રમાણે તે કોઇ પણ પ્રકારનો ગુન્હો ગણાતો

એટલામાં નવો જ મામલો ખડો થઇ ગયો અને એ આખું યે પ્રકરણ ગંભીર બની ગયું. અને લશ્કરી અથડામણ સપ્ટેમ્બરની ૧૮ મીએ શરૂ થઇ ગઇ.

[૩]

જપાનના લશ્કરવાદીઓ ચીનને કચડી નાખી, પોતાની વજ્રમુષ્ઠીને બળે સામ્રાજ્યવાદનાં મુળ મજબુત કરવા માગે છે. તે સંબંધમાં ગ્રેટબ્રીટન તેમ જ આયર્લેન્ડમાં વસતા ચીનાઇ વીદ્યાર્થીઓએ આંતરરાષ્ટ્રીય જનતાની જાણ માટે પ્રસીદ્ધ કરેલી યાદી અનેક ઘટનાઓ ઉપરના ભેદ ખુલ્લા કરે છે.

એ યાદી કહે છેઃ

"વીશ્વવ્યાપી અંધાધુંધીઓની ચઢેલી આંધીમાં વળી એક વધુ વખત જપાને ચીનની સામે દાંત કચકચાવવા માંડયા છે. કોઇ પણ જાતની ઉશ્કેરણીના કારણ વીના એકાએક જપાનીઝ લશ્કર તા. ૧૮ મી સપ્ટેમ્બરની સાંજે મંચુરીઆને પાદાક્રાન્ત કરવા ધસી ગયું, અને ચીનનાં વીશેષમાં વીશેષ વસ્તીવાળાં તેમ જ વીશેષમાં વીશેષ સમૃધ્ધ શહેરોમાંના એક એવા મુકદન ઉપર લગભગ ચોવીસ કલાક સુધી બોમ્બ ફેંકવા ચાલુ રખ્યા. પ્રત્યેક દશ દશ મીનીટના અંતરે શહેર ઉપર ગોળઓ છોડવામાં આવતા હતા.

આમ છતાં વળતો હુમલો નહીં કરવા માટે ચીનાઇ લશ્કરને ગવર્નરે હુકમ કર્યો હતો અને તેમનાં હથીયારો લઇને ભંડારમાં મુકવામાં આવ્યાં હતાં.

આથી કુચ કરતા જપાનની લશ્કરી ટુકડીઓ વધુ ધીટ બનતી ગઇ, તેમની કુમકે વીશેષ લશ્કર મોકલવામાં આવ્યું, અને તેમની સામે નહીં થનારાં એવાં ગામો એક પછી એક હાથ કરતા, બીનલશ્કરી વસ્તી ઉપર ગોળા છોડતા, મરજી પડે તેમની કતલ કરતા, પ્રત્યેક જાહેર મકાનને આગ લગાડતા, ચીનાઇ બેન્કો વગેરે ઉપર અડ્ડો જમાવતા અને પોતાને સારા યે મંચુરીઆના માલીક બનાવતા તેઓ આગળ વધતા હતા. આને સભ્ય ભાષામાં મંચુરીઆનો મામલો કહેવામાં આવે છે, પરંતુ ખરી રીતે તો પુર્વના એ પ્રદેશમાં ચીન ઉપર શરૂ થયેલો એ સામ્રાજ્યવાદી વીગ્રહ જ છે.

જપાને ચીન ઉપર ચઢાઇ કરી તેનાં મુળ તેના સામ્રાજ્યવાદમાં જ રહેલાં છે. ચીન અને જપાન વચ્ચેનો સંબંધ સામાન્ય મુત્સદ્દી ભાષામાં તો ખરી રીતે વર્ણવી શકાય તેમ છે જ નહીં. ત્યાં બે પક્ષો વચ્ચેની અથડામણ કે ઘર્ષણ જેવું કંઇ જ નથી; હંમેશાં દરેક સ્થળે એક પક્ષ ઝઘડો કરતો જાય અને બીજો પક્ષ છુટછાટ મુકતો જ જાય એવી દશા ત્યાં છે.

વર્તમાન મુશ્કેલીનાં બીજ ૧૯૧૫ માં રોપાયાં હતાં. તે વખતે જપાને ચીનને માથે પોતાની ૨૧ માગણીઓ ફરજીયાત મારીને જગતને આશ્ચર્ય ચકીત કરી મુક્યું હતું. જપાનનું લશ્કર શાંટુંગમાં તેમજ તેના બંદર સીંગટાઉમાં અડ્ડો જમાવીને બેઠું અને ૧૯૨૨ ની વોશીંગ્ટન પરીષદ પછી જ ચીનને એ સ્થાન પાછાં મળ્યાં. પણ તે પછી ભાગ્યે જ એવું એક પણ વર્ષ પસાર થયું હશે કે જ્યારે જપાનીઓએ પેકીંગની સરકાર પાસેથી કંઇ ને કંઇ માગણીઓ પટકાવી ન હોય.

પછી ચીનમાં બળવો સળગ્યો. અને ચીનના બળવાખોરોએ તૈયાર કરેલા સામ્રાજ્યવાદ વીરોધી કાર્યક્રમને જનૂન બનેલા રાષ્ટ્રવાદે સર્વાનુમતે અનુમોદન આપ્યું. આથી જપાન અકળાયું. અને ૧૯૨૮ના મે મહીનામાં તેણે પોતાના જુના દાવ નવેસરથી શરૂ કર્યા. જપાનની કેટલીએ લશ્કરી ટુકડીઓ શાન્ટુંગ ઉપર ધસી ગઇ, કુમીટાંગ સેનાને ટૈનાન્ફુમાં આગળ વધતી અટકાવી, ભરચક વસતીવાળા શહેર પર બોમ્બ નાખ્યા અને રેલ્વે રસ્તાની બાજુમાં તમામ ગામોનો અને સાંગટાઉનો કબજો લીધો. એ કબજો એક વર્ષ કરતાં પણ વધુ વખત ટકાવી રાખ્યો.

આના પ્રત્યુત્તર તરીકે હમેશની માફક ચીને જપાનના માલનો બહીષ્કાર પોકાર્યો. જપાનની આર્થીક ગુલામીની ધુંસરીમાંથી હમેશને માટે છુટી જવાના દૃઢ નીશ્ચયવાળા ચીનાઓએ મંચુરીઆમાં પોતાના સ્વતંત્ર કાબુ નીચે ટુંકા અંતરમાં રેલ્વે બાંધવા માંડી, એ રેલ્વે કીનારા સુધી જતી હતી અને હુલુ ટાપુમાંના બંદરની સ્વતંત્ર ખીલવણી એ તેનો હેતુ હતો. આ સાહસ કેવળ ચીનનું સ્થાનીક હતું અને તેમાં કહેવાતા 'તહનામાના હક્ક' ને કશું ય લાગતું વળગતું ન હતું.

પરંતુ સામ્રાજ્યવાદી આર્થીક બંધનોમાંથી છુટા થવાના ચીનના પ્રયત્નના માત્ર દેખાવથી ચીનને જપાન તરફથી ધમકીઓ આપવામાં આવી. છતાં વીપ્લવવાદી ચીનાઓ મક્કમ રહ્યા. એટલે ચીન સામે જંગ માંડવાનું બહાનું શોધવા માટે સામ્રાજ્યવાદી જપાનીઓએ કોરીઆવાસીઓને ઉશ્કેર્યા અને ૧૯૩૧ ના જુલાઇ મહીનામાં કોરીઆમાંના ચીના ખેડૂતોનો તેમજ ચીના વ્યાપારીઓનો ભયંકર સંહાર કરવામાં આવ્યો.*

ચીનાઓએ આમ છતાં શાંતી રાખવાથી જપાનીઓના હાથ હેઠા પડ્યા, એટલે બીજું કંઇ બહાનું શોધવાની જરૂર પડી. ત્યાં જુલાઇના આખરી દીવસોમાં કોઇક નાકામુરા નામના કેપ્ટનનો પત્તો નહીં મળવાની વાત બહાર આવી. એ માણસ ચીના પરવાનગીએ ચીનના ભીતરી ભાગમાં મુસાફરી કરતો હતો. તેને માટે એવી ખબર બહાર આવી કે એ અમલદાર કાં તો મંગોલીઆમાં કે કાં તો મંચુરીઆમાં મુસાફરી કરતો હતો, પરંતુ જપાનીઓનાં કરામતી ભેજાએ મંચુરીઆમાં જ એ બનાવ બન્યો હતો એમ ઠરાવી દીધું. ચીન હજી તદ્દન શાંત જ હતું. મંત્ર મુત્સદીઓની વચ્ચે સમાધાનીના પ્રયાસો ચાલુ હતા. પરંતુ જપાનના લશ્કરવાદીઓ હુમલો લઇ જવા માટે મહીનાઓ સુધી પોકારો પાડ્યાં જ કરતા હતા.

આ સંબંધમાં ચીનના મુત્સદીઓની વલણ એટલી સમાધાનભરી હતી કે, એ

---

* આ સંબંધમાં ખુદ જપાનના મંત્રી મી વેન્ગ યંગ-પાઓ પોતાના તા. ૨૬ : ૮ : ૩૧ ના તપાસ વૃતાંતમાં જણાવે છે કે : આ હુલ્લડમાં ૧૧૯ ચીનાઓને મારી નાખવામાં આવ્યા હતા, લગભગ ૩૭૦ ચીનાઓ ઘાયલ થયા હતા અને ૮૨ ચીનાઓનો પત્તો મળ્યો નહોતો અને હુલ્લડ દરમીયાન ચીનાઓને ૨૭૫૨૦૦૦ યેન જેટલું બીજું નુકશાન થયું હતું. પરંતુ ચીનાઓ ખુવારીના આંકડા અનેક ઘણા વીશેષ જણાવે છે.

[લેખક]

આખા ય પ્રસંગનો લગભગ પુરેપુરો નીવેડો આવી જવાની અણી આવી પહોંચી હતી. પરંતુ જપાનના સામ્રાજ્યવાદીઓને તેમ જ તેમના સાથીઓને લાગ્યું કે એથી તો તેમને માટે ઉભી કરવામાં આવેલી તક હાથમાંથી ચાલી જાય છે અને મંચુરીઆ પર ચઢાઇ કરવાની તેમની તમામ યોજનાઓ તુટી પડે છે. એટલે ચીનાઓ તરફથી ઉશ્કેરણીનું જરા જેટલું એ કારણ નહોતું મળ્યું, તેમ છતાં જપાનીઝ સેનાએ મુકડનની ઉપર ઓમ્બનો મારો ચલાવ્યો. આથી ચીનના ક્રાંતીવાદી રાષ્ટ્રમતવાદને ફટકો પડયો અને જગતભરના સામ્રાજ્યવાદીઓમાં પોતાના કારણને વીજય મળવાથી આનંદ ફેલાયો.

આ વખતે સારી યે આંતરરાષ્ટ્રીય આલમની આંખમાં ફરીથી એક વધુ વખત ધુળ નાખવા માટે રોઝીઓમાંથી 'તહનામાના હક' [Treaty rights]ના નામનું ભુમરાણ શરૂ થયું, અને તેનો પ્રતીઘોષ જગતભરનાં મોભાદાર મનાતાં પત્રો દ્વારા પડવા લાગ્યો.

આથી અમે માનવતાના અને શ્રમજીવીઓના મીત્રોને વીનતી કરીએ છીએ કે, સામ્રાજ્યવાદીઓની આ કુચને અટકાવો. અલબત્ત, જેનું રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે શાંતી જાળવવાનું બીરદ છે, એવી પ્રજાસંઘની દેશપરદેશો વચ્ચેની મહાસંસ્થા હયાત છે, એ સંઘને મંચુરીઆમાં જપાનીઝ લશ્કરે વીના કારણે લીધેલાં દુશ્મનાવટનાં પગલાંને વીના વીલંબે અટકાવવા માટે ચીનની સરકારે અત્યાર પહેલાં અરજ કરી છે જ. છતાં તેનું પરીણામ નીરાશા ભર્યું જ આવ્યું છે. પહેલાં હલ્લો કરનાર તરીકે જપાનને માનીને, તે મંચુરીઆ ખાલી કરે તે માટે અસરકારક ઉપાય લેવાને બદલે, જાણે ચીને જપાન ઉપર પહેલો હુમલો કર્યો કેમ ન હોય તેમ પ્રજાસંઘે તો બન્ને [ચીન તેમ જ જપાનની] સરકારને મામલાને બગાડી નહીં દેવાની સાદી ચેતવણી જ આપી છે.

પ્રજાસંઘનો તટસ્થતા બતાવવાનો આ દેખાવ બતાવી આપે છે કે, દુરના પુર્વમાં શાંતી સાચવી રાખવાની પોતાની ફર્જ બજાવવાની તેની ઇચ્છા નથી, કે પછી તેનામાં તે માટે જોઇતી તાકાત નથી. આ ચીનાઇ જપાનીઝ મામલામાં હકીકતોના સંબંધમાં સહેજ પણ શંકાને સ્થાન નથી જ. જે જપાન કેલોગ તહનામામાં તેમજ પ્રજાસંઘના કરારોમાં પક્ષકાર છે, તે જ જપાને એ બન્ને કરારોનો અવીનયી ભંગ કરીને મંચુરીઆ પર ચઢાઇ લઇ જઇને તે કબજે કર્યું છે. એટલે ન્યાય તો એ જ માગી લે છે કે, પ્રજાસંઘે બહુ જ ત્વરાથી આગ્રહપુર્વક પગલાં લઇને જપાનની શુદ્ધી ઠેકાણે લાવવાનો ઉપાય લેવો.

જે પળો પસાર થાય છે તે પ્રત્યેક પળે ચીન પરનો જપાનનો હુમલો વધુ વ્યાપક બનતો જાય છે, ત્યારે જીનીવામાં બેઠેલા શુરવીરો વાતો કરે છે અને ઝઘડાના સ્થાન પર તપાસ માટે પંચ મોકલાવે છે. પરંતુ દરેક માણસ જાણે છે કે, એ પંચ મંચુરીઆમાં તપાસ કરવા માટે રવાના થશે, તે પહેલાં તો જપાને પોતાને સંતોષ થાય તેવું તમામ કામ ખતમ કરી નાખ્યું હશે, અને ચીનની નીરાધાર મુલ્કી વસ્તીને રહેંસી નાંખવાનાં સામ્રાજ્યવાદીઓને છાજતાં કાર્ય કરી દીધાં હશે. અમે તો એમ કહીએ છીએ કે આ મામલામાં પ્રજાસંઘે શાંતી અને ન્યાયનો જ સીધો પક્ષ લેવાની જરૂર હતી. પરંતુ પ્રજાસંઘ પાસેથી એવી આશા રાખવી એ

તો કેવળ આકાશમાં મહેલ ચણવા જેવું કામ છે.

એ નામાંકીત સંસ્થા કોના હાથમાં ગયેલી છે, અને અગત્યના પ્રસંગે એ કાબુ ધરાવનારાઓ કોના હીત માટે તેનો ઉપયોગ કરે છે, તે વાત અમે સારી રીતે જાણીએ છીએ. તેમ છતાં અમને ઉમેદ છે કે, રશીઅનોએ તેને કઠોરતાથી 'દમન કરનારાઓનો સંઘ' [League of Oppressors] એવું જે નામ આપ્યું છે, તેની સાથે અમે પુરેપુરા સહમત થઇએ તે પહેલાં, આ વખત તો એ સંઘ ન્યાયના પલ્લામાં પોતાનું વજન મુકશે.

દરમ્યાન, દુરના પુર્વના પ્રદેશમાં ન્યાય અને શાંતીના સામાન્ય પક્ષે રહી જેઓ બચાવ કરવાની લડતમાં ઝુકાવવા તૈયાર હોય તેવા કોઇ પણ રાષ્ટ્રનો સહકાર મેળવવા ચીને તત્પર રહેવું રહ્યું.

આ યાદી પ્રગટ કરવા માટે અમારે માટે ખાસ કારણો છે. મંચુરીઆ પર હુમલો કર્યો છે ત્યારથી જપાનીઝ સેનાએ સંદેશા વ્યવહારનાં પ્રત્યેક સાધનો કબજે કર્યાં છે અને મંચુરીઆમાં કેવી પરીસ્થીતી છે, તેમજ ત્યાં તેમની તરફથી કેવી ખાનાખરાબી કરવામાં આવી છે એની ખરી ખબર કોઇ પણ રીતે બહાર જઇ જ ન શકે એની પુરતી તકેદારી રાખી છે. આથી જપાનનાં ઘાતકી અને નાશકારક લશ્કરી પગલાંઓના કારમા પરીણામની વાત જગત બહુ જ ઓછી જાણે છે. જે ઘણી ખરી ખબરો આવે છે તે તો ભયગ્રસ્ત મુકદનમાંથી અથવા કાવાહાવ-ઓર ટોકીયોથી જ આવે છે. એટલે જપાનના સામ્રાજ્યવાદને માટે જે સત્ય હકીકતો પ્રતીકુળ હોય તે તમામ બહારની દુનીયા માટે જુઠાણાનાં રંગથી રંગાઇને જ જાય છે. બાકી જપાનીઝ લશ્કરની જવાબદારી અને ગુન્હો શું છે તે તો ખુદ જપાનના જ મંત્રીમંડળે તેમને રોકવા માટે કરેલા આડંબરી દેખાવ માત્રથી જ દીવા જેવાં દેખાઇ આવે છે જ.

જપાનના હુમલાથી જે મામલો ઉભો થયો છે તે ઘણો જ ગંભીર છે. શાંતીનું ભાવી ત્રાજવે તોળાઇ રહ્યું છે. જો જપાનને મનમાન્યું કરવાની છુટ મળી તો આવતે વર્ષે મળનારી શસ્ત્રબંધીની પરીષદનું ભાવી અત્યારથી જ સીવાઇ ગયું સમજજો. જો પ્રજાસંઘના સભ્ય એવા રાજ્યને પોતાના લડાયક પડોશીના હુમલામાંથી સંઘ બચાવી ન શકે તો પછી કયું રાજ્ય લશ્કર ઘટાડવા તૈયાર થશે? જો જપાનને બની શકતી ઉતાવળે મંચુરીઆ ખાલી કરવાની ફરજ પાડવામાં ન આવે તો પછી શસ્ત્રબંધીની પરીષદ ભરવી એ જ નકામું છે. ન્યાય અને શાંતીની વાતો કરનારાઓ જો સંગઠીત પગલાં તુરતાતુરત નહીં ભરે તો ૧૯૧૪ ના જેવો બનાવ આપણી સમક્ષ આવીને ખડો થશે. 'પશુબળને' સ્થાને ન્યાયને ફાવવા દેવામાં આવે તેમાં જ આંતરરાષ્ટ્રીય શાંતીનું કુશળ રહેલું છે. માટે મંચુરીઆના મામલામાં જલદી વચ્ચે પડીને તેમ કરો."

[૪]

કપ્તન શીનટારો નાકામુરાના ખુનના સંબંધમાં ચીનની સરકારે ત્રણ તપાસપંચો નીમ્યાં હતાં. પરંતુ જપાનીઓએ જ્યારે એવું આગ્રહપુર્વક જણાવ્યું કે, નાકામુરા અને તેના સાથીઓનાં ખુન ચીનાઇ સૈનીકોએ કર્યાં છે,

એવી તેમને ખબર મળી છે, ત્યારે ચીનાઇ સરકારે તેના પુરાવા માગ્યા, અને ચીનની એસોસીએટેડ ચેમ્બર ઓફ કોમર્સના પ્રમુખ તરફથી પ્રસીદ્ધ થયેલી યાદીમાં જણાવ્યા પ્રમાણે, જપાનીઓએ એટલું જ જણાવ્યું કે અમને એ ખબર કેટલાક ચીનાઓએ ગુપ્ત રીતે આપી છે. તેમનાં નામ પુછતાં ખબર આપનારાઓ મુશ્કેલીમાં મુકાય એમ કહીને નામ આપવાનો ઇનકાર કરવામાં આવ્યો.

તે પછી એકાએક મામલો પલટાઇ ગયો અને જપાને ચીન પર હુમલો કર્યો, તે સંબંધમાં જપાનના સત્તાવાળાઓ તરફથી જે ખબર પ્રસીધ્ધ કરવામાં આવી છે, તે મુજબ સપ્ટેમ્બરની તા. ૧૮ મીએ દક્ષીણ મંચુરીઅન રેલ્વે પરના મુકદનના એક પરા પેઇટીંગ પાસે ૭ જપાનીઝ રેલ્વે ચોકીયાતો તપાસ રાખતા હતા ત્યારે તેમની પાછળ જ લગભગ ૫૦૦ વારને છેટે ભયંકર ધડાકો થયેલો તેમણે સાંભળ્યો, તજ વખતે કેટલાક ચીના સોલ્જરો દોડતા, પેઇટીંગ ખાતેની ચીનાઇ લશ્કરની છાવણીમાં જતા જણાયા. જપાનીઝ ચોકીદારોની ટુકડી તેમની પાછળ પડી, ત્યાં તો છુપાઇ રહેલી ચીનાઇ લશ્કરી ટુકડીએ તેમની પર ગોળીઓ છોડી. આથી બન્ને પક્ષ વચ્ચે તીક્ષ્ણ યુધ્ધ જામ્યું અને બન્ને પક્ષ તરફથી કુમકો આવી પહોંચી. તા. ૧૯ મી સપ્ટેમ્બરના પરોઢીઆના ૨-૩૦ વાગતાં જપાનીઝ લશ્કરે, ચીનાઇ લશ્કરની છાવણી કબજે કરી. તે પછી લેફટેનન્ટ કર્નલ સી મારોમોની સરદારી નીચે જપાનીઝ લશ્કરે ત્યાંનાં સરકારી મકાનોને, દારૂગોળાના ભંડારને, રેડીઓ સ્ટેશનોને અને મુકદનના કીલ્લાની અંદરનાં તેમ જ બહારનાં બીજાં અગત્યનાં સ્થાનોને કબજે કર્યાં. તેજ વખતે કવાનટંગ લશ્કરનું મુખ્ય મથક પોર્ટ આર્થરથી બદલીને મુકદનમાં ફેરવવામાં આવ્યું.

દક્ષીણ મંચુરીઅન રેલ્વે પરના જપાનીઝ રહીશોના તેમજ તેમની માલ મીલ્કતના સંરક્ષણ માટે જપાનીઓએ આન્ટંગ, પેનકીહુ, ફેનગુનશેંગ, ચાન્ચુ અને થીંગટાઉ ખાતેના ચીના લશ્કરીઓનાં હથીયાર છુંટવી લીધાં, અને તે તે શહેરોમાં રેલ્વેની બાજુનાં લડાયક નજરે અગત્યનાં એવાં તમામ સ્થળોનો કબજો લીધો.

તા. ૨૧ મી સપ્ટેમ્બરે જપાનીઝ તેમજ કોરીઅન સૈનીકોની ૪૦૦૦ માણસો જેટલી ટુકડીઓ કોરીઆથી મંચુરીઆ મોકલવામાં આવી. એટલે બધું મળીને મંચુરીઆમાં જપાનનું ૧૪,૪૦૦ માણસો જેટલું લશ્કર થયું આ સંખ્યા તહનામા પ્રમાણે જપાનને જેટલું લશ્કર મંચુરીઆમાં મોકલવાની છુટ છે તે કરતાં ૬૦૦ માણસો જેટલું ઓછું છે.

તા. ૧૮ મી સપ્ટેમ્બરના બનાવ માટે જ્યારે જપાનીઝો આ જાતની હકીકત જાહેર કરે છે, ત્યારે ચીનાઓ તે પ્રસંગ માટે આંતરરાષ્ટ્રીય જગત સમક્ષ નીચે પ્રમાણે ખુલાસો કરે છે:

જપાનીઓ કોઇ પણ રીતે લડાઇનું બહાનું શોધી જ રહ્યા હતા અને મોટી લશ્કરી તૈયારી તે દરમ્યાન ચાલુ જ હતી. ચીનાઇ મુત્સદ્દીઓનું નાકામુરા અને તેના સાથીઓના ખુનના સંબંધમાં એવું કહેવું હતું કે, જપાનીઝ સરકાર દાવો કરે છે તેમ જો એ ખુન થયાં હોય તો પણ તેનું સમાધાન મુત્સદ્દીઓ તડજોડથી કરી શકશે.

આ પ્રમાણે મામલો સમાધાની પર આવે તો જપાનના લશ્કરવાદીઓની મહેચ્છા અધુરી જ રહી જાય એથી તેમણે સપ્ટેમ્બરની ૧૮ મી રાત્રે એકાએક ફટકો મારી સહુને દીંગ બનાવી દીધા! આના બહાના તરીકે જપાનીઝ લશ્કરવાદીઓએ દક્ષીણ મંચુરીઅન રેલ્વેની જે ઘટના ઉભી કરી છે તે તો માત્ર એક ઓઠું જ છે. કેમકે જ્યારથી એ રેલ્વે પરનો કાબુ જપાનીઓના હાથમાં આવ્યો છે, ત્યારથી તેની પર જપાનીઝ પોલીસનો ચાંપતો પહેરો રહે છે, અને એ વીભાગમાં કોઇ પણ ચીના લશ્કરીને પ્રવેશ કરવા દેવામાં આવતો જ નથી. એટલે ચીના લશ્કરીઓ એ રેલ્વેના નજીવા ભાગને પણ નુકશાન પહોંચાડે એ અશક્ય છે, તેથી જપાનીઓએ બહાર પાડેલો ખુલાસો કેવળ પાયા વીનાનો અને ઉપજાવી કાઢેલો છે. છતાં એ બહાને જપાનીઝ લશ્કરે ચીના લશ્કરીઓનાં હથીયાર પડાવી લીધાં, તેમનાં ભારે અપમાન કર્યાં અને મુલ્કી નાગરીકોનાં અનેક મકાનોને આગ લગાડી તેમની માલમીલ્કતને પારાવાર નુકશાન પહોંચાડ્યું.

છતાં ટોકીઓની ખબરો પ્રમાણે જોઇએ તો પણ એ પ્રસંગ છેક જ નજીવો અને સ્થાનીક હતો, છતાં તેને માટે જપાનીઝ લશ્કરે થોડા કલાકોમાં જે કાર્ય કરી દીધું એ જોતાં ચોખ્ખું જણાઇ આવે છે કે, આ માત્ર વ્યવસ્થીત લશ્કરી ચઢાઇ જ હતી અને તેને સારૂ મહીનાઓ અગાઉથી મોટા પાયા પર લશ્કરી તૈયારીઓ કરી રાખવામાં આવી હતી.

[ ૫ ]

જપાનના સામ્રાજ્યવાદી લશ્કરવાદીઓનો આ ચઢાઇનો હેતુ જુદો જ છે. ચીનાઓના જણાવ્યા પ્રમાણે છેલ્લી યુરોપીય યાદવી પછી ચીન પોતાની રચનાત્મક ખીલવણી માટે જપાન ઉપર યુરોપ અને અમેરીકાનાં નાણાંની મદદ લે છે, તે સામ્રાજ્યવાદી જપાનને પસંદ નથી. કેમકે ચીનની ઉપર તેને પોતાની જ એકહથ્થુ લોખંડી એડી દબાવી રાખીને અર્થલાભ મેળવવો છે એટલે અત્યારના કટોકટીના પ્રસંગનો તેણે લાભ લેવા માંડયો છે.

એક તરફ પશ્ચીમના દેશો પોતાની આર્થીક મુશ્કેલીઓમાં ડુબી ગયા છે, બીજી તરફ જળપ્રલયની કુદરતી આફતથી ચીનનો લગભગ પોણો ભાગ ખુવાર થઇ ગયો છે, અને અંદર અંદરના ઝઘડાઓથી નીર્બલ બની ગયો છે, તે વખતે જ, ૧૯૧૫ માં મહાન યુદ્ધની તક લઇ તેણે ચીનને કચડી નાખી ૨૧ કરારો બળજબરીએ કરાવી લઇ, ચીનને પોતાનું માંડલીક બનાવી દીધું હતું તેમ, અત્યારે ચીન પર પ્રાણઘાતક ફટકો મારવાની જપાનના લશ્કરવાદીઓએ સુયોગ્ય ઘડી માની છે.

જગતને એ વાતની કદાચ પુરેપુરી જાણ નહીં હોય, પણ ચીનની ઇશાન કોણની સરહદપરની રેલ્વે જપાનને માટે લશ્કરી દ્રસ્ટીએ ઘણી જ અગત્યની છે. તેમાં પણ કીરીન અને હયુઇનીંગ વચ્ચેની રેલ્વેનું મહત્ત્વ તો ઘણું જ છે. આ રેલ્વે પુરી થાય ત્યારે ચીનમાં કીરીન અને કોરીયામાં હયુઇનીંગની સાથે તેનું જોડાણ થશે અને ત્યાંની હાલની રેલ્વે લાઇનથી કોરીઆના પુર્વ કીનારાના સેઇશીન સાથે તેનો સબંધ સંધાશે. આમ કીરીન-હયુઇનીંગ રેલ્વે પુરી થતાં ચેંગચુનથી ઓસાકા સુધીનો માર્ગ માત્ર ૫૧

જોઇએ છે, તે માટે તેનો ડોળો અસ્તવ્યસ્ત ચીનના વીશાળ પ્રદેશ પર પડયો છે. એક પેઢી પર જપાને રશીઆની તેમ જ ચીનની ઉપર વીજય મેળવ્યો ત્યારથી એની મહેચ્છાઓને તેમજ મનોરથોને ઉત્તેજન મળ્યું છે, એથી કોરીઆને તે સ્વાહા કરી ગયું અને ચીનમાં યે રશીયા પાસેથી કેટલાક વીશેષાધીકારો મેળવી લઇ, મંચુરીઆમાં અડો જમાવ્યો. હવે ચીનની વર્તમાન દશાનો લાભ લઇ જપાન તેને ઓહીઆં કરી જવા માગે છે, તે માટે તેને અત્યારની જ તક સર્વોપરી જણાઇ છે. આમ કરવામાં જપાને ૧૯૨૨ માં વોશીંગ્ટન મુકામે નવ રાજ્યોની વચ્ચે થયેલા કરારની સાતમી કલમનો ખુલ્લે ખુલ્લો ભંગ કર્યો છે.

આમ છતાં પ્રજાસંઘ જે શાંતી અને ન્યાયની વાતોના પોકાર કરે છે, તે આ સંઘળું જોયા કરે છે. અત્યારે આ સંબંધમાં જે કંઇ પ્રયત્ન થઇ રહ્યા છે, તેમાં યુરોપ, અમેરીકાના અગ્રજેપતીઓની તેમજ સામ્રાજ્યવાદીઓની બાજી છે. એ બાજી ધીરે ધીરે ફાવતી જાય છે એવું અત્યારે તો દેખાય છે. હવે પછી મામલો કયું રૂપ લે છે તે જોવાનું રહ્યું. પરંતુ સોવીયેટને ફટકો મારવા માટે પશ્ચીમના સામ્રાજ્યવાદીઓ આ મામલાનો લાભ લઇ રહ્યા છે, એટલું તો પ્રજાસંઘની તપાસપંચની નીતી અને જપાનની તે માટેની શરતો પરથી જ પુરવાર થઇ રહ્યું છે જ.



બેકાર કામદારો ભુખે પેટે ધંધાની શોધમાં રખડી રખડીને થાકે છે; બેકાર ધનવાનો ખાધેલું પચાવવા દરીયા પર અને ટેકરીઓ પર રખડી રખડીને થાકવાનો પ્રયત્ન કરે છે.

...

બુદ્ધીમાનોને નાસ્તીક કહીને નીંદતા આગાયો બરાબર જાણે છે કે, બુદ્ધીમાન જે જાણે છે, તે તેઓ જાણતા નથી.

...

દુનીઆમાં એક પણ યુદ્ધ સામાન્ય માનવીના લુંટાતા હક્કને સાચવવા લડાયું નથી

...

મુડીવાદ હીંસાની માતા છે.

જુના વખતના રાજાઓએ પ્રજાને સંતોષી રાખવા માટે પોતાના ધંધામાંથી મળતા નફાની ધર્મની સાથે વહેંચણી કરવાનું ચાલુ રાખ્યું હતું.

...

ધનવાનો માટે ખડકાયલા મીઠાઇના ઢગલાઓ નજરે પડે ત્યારે ગરીબાઇથી ભુખે મરનારાઓની ભુખનું દુઃખ અતીશય વધી પડે છે.

...

જેઓ શંકા ઉઠાવી શકે છે, તેઓ જ શીખી શકે છે.

...

આચાર્યોએ કદી પણ વીચારકોનો સત્કાર કર્યો જ નથી.

# મચ્છરની મનોવેદના

: લેખક :

ચન્દ્રકાન્ત સી. સુતરીયા

શરદપુર્ણીમાની રાતે જુહુના સાગર કીનારા પરના એક તંબુમાં અમે મીજલસ ગોઠવી હતી. ટોળટપ્પા ને સંગીત શમ્યા પછી જેમ જેમ રાત વીતવા માંડી તેમ તેમ અમારી આંખ ઘેરાવા માંડી. રસઝરતી ચાંદનીમાં દરીયાનાં શાંત મોજાં નીરખવાની નયનોએ ના પાડી અને 'કેન્વાસ કોટ' પર સુઇ જવાની ઇચ્છા થઇ. પરાના એક એકાંત બંગલામાં રહેવાથી મચ્છરોનો અસહ્ય ત્રાસ મેં વેઠયો હતો એટલે આજે આ વીશાળ સાગરતટ પર પવનની લહરીમાં નીરાંતે ઉંઘ આવશે એ આનંદ સાથે મેં આંખો મીંચી. આંખમાં ઘેન આવ્યું પણ ઉંઘાયું નહી. થોડી વાર થતાં મારા મીત્રોમાંના કેટલાકના ઘોરવાના અવાજ મેં સ્પષ્ટ સાંભળ્યા.

ઉંઘ આણવાને મેં એકાગ્રતા કેળવી અને "નીંદ તું જલ્દી આવી જા." ના ગીતનું રટણ કરવા માંડયું. પણ, અરે એટલામાં જ, ગણગણ થતો કંઇ અવાજ [illegible]લા મીત્રોના ઘોરવાના અવાજ સાથે ભળતો જણાયો. જેમ તેમ મનાવાયલી નિદ્રાદેવી આવતી હતી તેણે રૂસણાં લીધાં. મને મારી આંખ ઉઘડી જાય તે પહેલાં [illegible]ારા નાકના ટેરવા પર બેઠેલા એક [illegible]ીલા મચ્છરને સ્થાનભ્રષ્ટ કરવા માટે [illegible]ારે મારો હાથ ઉંચો કરવો પડયો. "કમબખ્ત મચ્છર અહીં દરીયાકીનારા[illegible]ે પણ ક્યાંથી?" એમ બબડી હું [illegible]ો થયો. એટલામાં એક નમ્ર પણ ગેબી અવાજ સંભળાયો: "ગુસ્સે ન થા દોસ્ત!" મેં આજુબાજુ જોયું તો મારા બધા તોફાની મીત્રો ઘસઘસાટ ઉંઘતા હતા. તેમાંનું કોઇ આ શબ્દો બોલ્યું હોય એમ હું માની શક્યો નહી.

મેં ફરીથી મચ્છરોને ગાલીપ્રદાન દેવું શરૂ કર્યું અને "અનીદ્રાનો રોગ વધારેમાં વધારે ફેલાવનાર કોઇ હોય તો તે આ સા...મચ્છરો છે!" એમ કહી પાછો "કોટ" માં પડયો પણ એટલામાં તો મારી સામે એક મોટો મચ્છરનો આકાર આવી ઉભો હું તેના તરફ જોઇ રહ્યો. તેણે ધીમેથી પણ જોરદાર ભાષામાં બોલવા માંડયું: જેમ દુનીયામાં માણસોનો અને જીવ જંતુઓનો ખપ છે તેમ મારો પણ ખપ છે. અનેક જન્મો પહેલાં હું પણ માણસ હતો પણ તે પછી ૮૪ લાખના જન્મના ચક્કરમાં ફસાયો છું અને તેનો અંત ક્યારે આવશે તે પણ મને ખબર નથી. તું મને તીરસ્કારે છે પણ તને ખબર નથી કે તારે પણ પ્રાણીદુનીયામાં જન્મ લેવો પડશે. કીડી, મંકોડા ને મચ્છર તરીકે જન્મવું પડશે..." આ મહાન ફીલસુફીભર્યાં તેનાં વાક્યો સાંભળી હું ચોંક્યો. ને તે ખુંખારો ખાઇ વધારે બોલે તે પહેલાં મેં પ્રશ્ન પુછયો: "તું જન્મ્યો તે સામે મારો વીરોધ નથી તું બીજાનાં લોહી પી તાજો બને છે તે સામે પણ મને કંઇ ખાસ વાંધો નથી. પણ ભલા, હું એમ પુછું છું કે શા માટે આજે વર્ષો થયાં તું મારા

નાકના ટેરવાંને તારૂં પ્રીયસ્થાન બનાવી મુકે છે?" સામેથી હસવાનો અવાજ સંભળાયો. "શા માટે?" તેણે કહ્યું: "મને તું ગમે છે તે માટે!" ને તેણે આગળ ચલાવ્યું: "વર્ષો થયાં હું તારી આજુબાજુ ફરૂં છું. કેમકે એટલી ગયા જન્મની લેણાદેણી બાકી રહી છે એમ મને લાગે છે. તું જડો મુંજી છે. તારા ધંધાના કામકાજ શીવાય તને બીજા કશામાં રસ નથી. તેથી આ તારા રસીક મીત્રો જોડે અહીં ફરવા આવવાની પણ કાલે રાતે તું ના પાડતો હતો તે વાત પણ મેં સાંભળી છે. પણ જ્યારે તેમણે કહ્યું કે, "રાત્રે જુહુ પર તંબુમાં રહેશું." ત્યારે તંને એકદમ અહીં આવવાનો ઉમળકો થયો: તું બબડી ઉઠયો કે, ઠીક થશે; મચ્છરના ત્રાસમાંથી એક દીવસ તો બચાશે; પણ જ્યારે આ વાત સાંભળી ત્યારે મેં પણ વીચાર્યું કે જ્યાં તમે જશો ત્યાં મારે જવું જ."

"એ જ મને નથી ગમતું" હું ચીઢાઇને બોલ્યો: "તારો હઠીલો સ્વભાવ જ ખરાબ છે. એ તો ઠીક છે કે આ બ્રીટીશ સરકાર છે નહી તો સ્વરાજ હોયને તો તો, મેલેરીયાના સર્જક એવા એ મચ્છર! તારા વીનાશ માટે અમે ક્યારની યે જંગી ચળવળ ચલાવી દીધી હોય. અને તારા બાપદાદા ને તું, તારૂં કુટુંબ ને તારા નાતીલા, તારો પુત્રપરીવાર ને તારા વંશજોને ક્યારના યે પુરા કર્યા હોય.'

ફરી પાછું ખડખડાટ હાસ્ય સંભળાયું: આકાર જોરદાર ભાષામાં બોલવા માંડયો: "તમે જેને હઠીલાઇ કહો છો એ તો અમારો સર્વોત્તમ સદ્‌ગુણ છે. માણસોને ચટકા ભરવાથી અમારી છવનદોરી લંબાય છે. ત્યાંથી જેમ પોતાની જીંદગી લંબાવવા માટે બ્રીટીશોની નજર દુનીયાના બીજા કોઇ પણ દેશ કરતાં હીન્દુસ્તાન પર વધારે ચોંટે છે, જેમ તમારા જ પરમ પુજ્ય રામભાઉ ભટની દ્રષ્ટી દાળભાત કરતાં લાડુ પર પહેલી ખેંચાય છે તેમ મચ્છરોની નજર માણસના નાકના ટેરવા પર શેથી મક્કમ રીતે ચોંટે છે ને ત્યાંથી હાંકી કાઢવામાં આવે તો નાકથી બીજે નંબરે ગણાતા કાન પાસે જઇ અમારા મધુરાં સંગીતનો લાભ અમે તમને આપીએ છીએ. તમને તેની કદર નથી હોતી તે અમે જાણીએ છીએ. અમે ખંતીલા છીએ અને માણસ ઘોરે તો તેનો શ્વાસોચ્છવાસનો ધ્વની અમને નાસીપાસ કરતો નથી. નાકનું ટેરવું એ જ અમારૂં હરવા ફરવાનું બેન્ડસ્ટેન્ડ કે એપોલો બંદર છે. અમે તે 'રીઝર્વ્ડ સીટ' પર અદાથી બેસીએ છીએ. અને અમારા પર હાથ રૂપી તલવાર ગ્રહણ કરી ચઢાઇ કરવામાં આવે ત્યારે અમે બહાદુરીથી પાછા હઠીએ છીએ. ને શત્રુનાં શસ્ત્રો મ્યાન થાય–હાથ પાછા પડે–ત્યારે અમે પાછા આસનારૂઢ થઇએ છીએ." કોઇ શુરવીર રણયોધ્ધો બોલે તેમ બોલી આ આકાર જરા થંભ્યો.

"કંઇ નહી સ્વરાજ તો, આવવા દો પછી..." મેં બબડવા માંડયું. પરન્તુ આ આકારે વચ્ચે પડી જણાવ્યું કે: "શું સ્વરાજ આવ્યા પછી? અરે, રહેવા દે. સત્યયુગથી મચ્છરો જીવતા આવ્યા છે ને જીવશે. ભીમ જેવા ભડવીરે મારા એક પુર્વજને મારવાના સખ્ત પ્રયાસ કર્યા હતા. પણ તે મચ્છર પણ એવો જબરો હતો કે ભીમના નાક પર તે નીરાંતે બેસતો હતો. એકવાર ભીમે લાગ જોઇને હાથ ઉપાડી નાક પર ફટકો માર્યો; પણ મચ્છર નાસી ગયો અને ભીમનું નાક પા ઇંચ બેસી ગયું. મચ્છરની મહત્તા

વધી જાય તેથી તમારા પુરાણોમાં આનો ઉલ્લેખ નથી. પણ અમારા બાપદાદાઓને મોઢે અમે તે વાત સાંભળી છે અને તે સત્ય છે. પણ, અમારી દ્રષ્ટીએ માણસોમાં કોઇ મહાન થઇ ગયો હોય તો તે કુંભકર્ણ છે. યુરોપમાં એ કુંભકર્ણના કેટલાક અવતારો છે પણ તે બહુ જુજ છે. અમે ઇશ્વરને નીરંતર એ જ પ્રાર્થના કરીએ છીએ કે હે ઇશ્વર, તું વીશ્વમાં કુંભકર્ણો સરજાવ."

"જીવનમાં તમારૂં કર્તવ્ય શું ?" મેં કંઇક ધીમેથી પુછ્યું અને એ મચ્છરે જવાબમાં જણાવ્યું કે: "અમારૂં કર્તવ્ય માણસોને સદા સાવધ રાખવાનું છે. જો કે એ કર્તવ્ય આપોઆપ બજાવાય છે. જેમ આળસ રાખી માણસ શ્રીમંત થવા ઝંખે છે તેમ અમે પણ માણસના નાકના ટેરવા પર બેસવામાં કે કર્ણેન્દ્રીય પાસે ગુંજન કરવામાં મઝા માણીએ છીએ. માણસ અમને ત્યાંથી હડસેલે છે છતાં અમે અમારો ઉદ્યમ ચાલુ રાખીએ છીએ. જેમ તમારા 'ઓફીસ અવર્સ' સવારે ૧૦ થી સાંજે ૬ વાગ્યા સુધી હોય છે તેમ અમારા 'ઓફીસ અવર્સ' રાત્રે ૧૦ થી સવારે ૬ વાગ્યા સુધી હોય છે. પણ આ તો શહેરોની વાત થઇ. અમારી વસ્તી ગામડાઓમાં બહુ છે. શહેરોમાં ગટરોમાં, કેચરાની પેટીઓમાં, માળીઆ પરના ભાંગેલા તુટેલા સામાન વચ્ચે અમારો નીવાસ હોય છે. પણ ગામડાઓમાં પોળોને નાકે, ઢોરોના તબેલાઓમાં, ખાળકુંડીઓની આસપાસ અને ગંદા તળાવ કુવાઓની આજુબાજુ અમારી વસ્તી રહે છે: અને જતાં આવતાં માણસોને ચટકા ભરવાનો લાગ અમે શોધતા ફરીએ છીએ. અમારૂં જીવનકર્તવ્ય માણસોને સાવધ રાખવાનું હોય છે પણ માણસોને તેની કદર નથી!" કહી, એ મચ્છરે નીસાસો નાંખ્યો.

"પણ તમે મેલેરીયાનો રોગ ફેલાવો છો તેનું શું ?" મેં પ્રશ્ન કર્યો.

"સાચી વાત" મચ્છરે એકરાર કર્યો "પણ માનવીઓમાં પણ જાત જાતની પ્રવૃત્તી હોય છે. તમે સરકાર સામે સામુદાયીક સત્યાગ્રહ કરો છો કેમકે સરકાર તમને ત્રાસ આપે છે. અમને પણ જ્યારે જ્યારે એમ લાગે છે કે માણસો અમને હાંકી કાઢી અમારૂં અપમાન કરે છે ત્યારે માણસો સામે સામુદાયીક લડત લડવાને અમે કટીબદ્ધ થઇએ છીએ: આ લડતને તમે મેલેરીયાના નામે ઓળખો છો."

મેં કહ્યું; "તમારો નાશ વહેલો મોડો પણ થશે એ ચોક્કસ છે. યુગો થયા તમારી જાતે જન્મ લીધો છે ને તમે હજુ જીવો છો. પણ વીશ્વને તમારી જરૂર નથી. માણસોને તમે કરડીને દુઃખ આપો છો અને હાથી જેવા જાનવરના કાનમાં ઘુસી તેને મરણ શરણ કરો છો. કદાચ થોડા વર્ષ વધુ જીવશો. પણ એટલું તો યાદ રાખજો કે સ્વરાજ આવતાં હીન્દુસ્તાનમાંથી મચ્છરોને હદપાર કરવામાં આવશે. "તમે મને એ ખોટી દમદાટી આપો છો." ગર્વથી મચ્છર બોલ્યો: "મેં મારી મનોવેદના તમને જણાવી. અમે માણસના પ્રેમ માટે તલસીએ છીએ; અને તમે અમને હડધુત કરો છો. તમારમાં પ્રેમની ને દયાની ભાવના નથી. અને તમે અમને હદપાર કરશો તે પહેલાં તો કોઇ મહાન અહીંસાવાદીની ઓથ લઇ અમે તમારા જેવાની ચળવળના ચુરા કરી નાંખીશું......" આ પછી એ મચ્છરનો આકાર ધીમે ધીમે દૂર જતો જણાયો. રેતી તરફ જતા એ આકારને હું જોઇ રહ્યો; ભળભાંખળુ થયું હતું અને તંબુનો નોકર-જુદનો એક જાનુ તો કોળી મારી પાસે આવી બોલ્યો: "શેઠ; ચાય આણું કા ?"

# રશીઆની રાજ્યક્રાંતિ

: લેખક :

ભદ્રકુમાર યાજ્ઞીક

સ્વાધિનતા અને સમાનતાનાં મુર્તિમંત સ્વરૂપ રજુ કરતી આજે રશિયામાં ચાલતી સોવીયેટ શાસન પદ્ધતિના પાયા પીડીતમાનવસંઘના બલિદાનોને આભારી છે. વીસમી સદીની શરૂઆતમાં વીસ વીસ વર્ષો સુધી રશિયાના લોક સમુદાયે મુડીવાદ અને શાહીવાદ સામે કારમા જુદ્ધ ખેલ્યાં હતાં. લેનિન અને ટ્રોટસ્કી, સ્ટેલીન અને ઝિનીવોફે, સમાનકાળ મુર્તિઓ સર્જાવનાર રશિયાના એ ક્રાન્તિના ખપ્પરમાં અનેક આત્મભોગો આપીને આજની સ્થિતિ મેળવી છે. ઝારશાહીનાં સિંહાસન ઉથલાવીને મુડીવાદના દફન કરવાના અવિરત યુદ્ધમાં અનેક માડીજાયા ખપી ગયા હતા, એ આત્મસમર્પણ અને રક્તાર્પણની વાતો રશિયાના ઇતિહાસમાં લાલ અક્ષરોએ લખાઇ છે, ઇતિહાસનાં એ રક્તરંજીત પાનાંપર સહજ દ્રષ્ટી ફેંકીએ.

શોષીત જનસમુદાય ભૂખ અને દુઃખની કારમી વેદનાથી મુંઝાઇ ઉઠે, એનાં હાડ ચામ દબાઇ રહે ત્યારે તે ક્રાન્તીની આરાધના માટે ઉત્સુક બને છે. સૈકાઓ સુધી રશિયાના કિસાનો અને શ્રમજીવીઓએ જમીનદારો, ઝારો, અને ધનવાનોના અસહ્ય જુલમો બરદાસ્ત કર્યા હતા. જમીનના સાચા માલીકો જમીનદારો જ ગણાતા ઓગણીસમી સદીની આખરે રશિયાની કુલ ફળદ્રુપ જમીનનો ત્રજોભાગ જમીનદારોના કબજામાં હતો. જ્યારે બાકીનો ભાગ લાંબ્બો ખેડુતોમાં વહેંચાયલો હતો. ખેડુતની પોતાની માલીકીની જમીન તો હતી જ નહિ. જમીનદારોને મોટી મોટી રકમો યા પાકનો અર્ધો હિસ્સો આપીને કિસાનો જમીન ખેડતા. વર્ષની આખરે પાકની નીપજનો મોટો ભાગ જમીનદાર, સરકાર, અને શેઠ શાહુકારોના દેણુ પેટે ભરી દેતા ખેડુત પાસે બે ચાર માસ ચાલે તેટલું અનાજ બાકી રહેતું. આમ વર્ષો સુધી ચાલ્યા જ કર્યું. પરિણામે કિસાનોની કંગાલીયતમાં વૃદ્ધિ થવા સાથે જમીનદારોની અજબ પ્રગતિ થઇ. ઓગણીસમી સદીનો રશિયાનો ઇતિહાસ આંકડાઓથી પુરવાર કરે છે કે સદીનાં છેલ્લાં ત્રીસ વર્ષો દરમ્યાન રશિયાના જમીનદારો અને મુડીવાદીઓની મીલ્કતમાં અપૂર્વ વધારો થયો છે, ખેતિ, વેપાર, અને નિકાસમાં પણ રશિયન મુડીવાદીઓએ આ સમયે ખુબ પ્રગતિ સાધી હતી. એ યાદગાર ત્રીસ વર્ષો કે જેને રશિયાના શ્રમજીવી સાહિત્યકારો, 'શોષણનો સમય Periad of exploitation કહે છે તે અરસામાં કારખાનાં અને મીલોની સંખ્યામાં અજબ વધારો થયો. રશિયાની ખાણોમાંથી નીકળતું કાચું લોઢું, કોલસા અને તેલ એ વસ્તુઓના વેપારને મોટા પાયાપર ખીલવવા અનેક કારખાનાં અને કરોડોની મુડીવાળી કંપનીઓ સ્થપાઇ. કિસાનોને કારખાનામાં કામ કરવા આકર્ષણ થાય તેવાં પગલાં લેવાયાં અને એમાં મુડીવાદીઓના એજંટોને મોટે અંશે સફળતા

પણ મળી. વીસમી સદીની શરૂઆતમાં લોઢું અને કોલસાની નિકાસમાં રશિયાએ આગળ પડતું સ્થાન મેળવ્યું એટલું જ નહિં પરંતુ ઓસ્ટ્રીયા, બેલ્જીયમ, અને ફ્રાન્સ એ સર્વ દેશોમાંની કાચા લોઢાની પેદાશ કરતાં રશિયાની કાચા લોઢાની પેદાશ ખુબ વધી ગઇ. તેલની નિકાસમાં પણ રશિયા અને અમેરિકા વચ્ચે એક પ્રકારની હરિફાઇ ચાલતી હતી. સને ૧૮૯૦ ની શરૂઆતમાં તેલની પેદાશમાં અમેરિકા આગળ હતું, પરંતુ તે પછીનાં દસ વર્ષોમાં એટલે સને ૧૯૦૦ માં અમેરિકાની તેલની પેદાશ કરતાં રશિયાની પેદાશ હજારો ગેલન વધી ગઇ હતી. લોઢું, કોલસા, તેલ, ઉપરાંત રૂના વેપારમાં પણ એ ત્રીસ વર્ષોમાં રશિયાએ ભારે પ્રગતિ સાધી હતી. ઇંગ્લાંડ અને અમેરિકાના કપાસની પ્રગતિ સાથે હરિફાઇ કરી શકે તેવી તે સમયે રશિયાની સ્થિતિ થઇ હતી. આમ રશિયાની વ્યાપારિક અને ઐદ્યોગીક ખીલવણી અને પ્રગતિ થતાં મોસ્કો અને પિટસબર્ગના ધનવાનોની અઢળક સંપત્તિમાં અનેક ગણો ઉમેરો થયો. કાળી જમીન ખેડી જીવતા કિસાનોને કારખાનાં અને શહેરોનાં આકર્ષણ થયાં. પરિણામે ગામડાં તુટયાં. ખેતિવિષયક પ્રગતિ અટકી પડી અને અર્ધભૂખ્યા કિસાનોનાં ટોળેટોળાં ખાણો અને મીલોના પ્રવેશદ્વારો આગળ ઉભરાવા લાગ્યાં. મુડીવાદી માલીકોએ આ કંગાલ સ્થિતિનો લાભ લઇ મજુરીના દરો એકદમ ઓછા કરી નાખ્યા; એટલે સરવાળે કારખાનાંના માલની પેદાશ પાછળ ઘણું ઓછું ખર્ચ થવા માંડયું, ખેતિની પડતીનો પણ જમીનદારોએ લાભ લેવા માંડયો, પાકની નીપજ ઘટવાના પરિણામે અનાજના ભાવોમાં વધારો થયો. પરદેશોથી આવતું અનાજ પણ મુડીવાદીઓના કબજામાં હતું અને તે અનાજના ભાવો પણ બજારની સ્થિતિ મુજબ મુડીવાદીઓ વધારવા માંડયા. આમ કિસાનોમાંથી શ્રમજીવી બનેલા લાખ્ખો માણસોને દિનભરની કારમી મજુરીને અંતે પેટપૂર અનાજ મળતું. રશિયામાં મજુરીના દરો સસ્તા છે, એ વસ્તુની યુરોપના અન્ય મુડીવાદીઓને જાણ થતાં તેઓએ પણ પોતાની મુડી રશિયાનાં કારખાનાં અને ખાણો ખાતે રોકવાનું શરૂ કર્યું. વીસમી સદીની શરૂઆતમાં રશિયાના ખાણો અને કારખાનાંઓમાં પરદેશી મુડીવાદીઓએ સાઠ કરોડ રૂબલ જેટલી ગંજાવર રકમ રોકી હતી. આમાં મુખ્ય જર્મની અને ફ્રાન્સના મુડીવાદીઓનો હિસ્સો હતો. રશિયાની કોલસાની ખાણો પરદેશી મુડીવાદીઓના હાથમાં જ હતી. ઉપરાંત કાચા લોઢાનાં કારખાનાં અને તેલના કુવાઓ પાછળ પણ ફ્રાન્સ, જર્મની, અને અમેરિકાના કરોડાધિપતીઓએ ગંજાવર રકમો રોકી રશિયાનાં કુદરતી સાધનોની સહાય અને રશિયન શ્રમજીવીઓનાં શોષણના ભોગે કરોડોનો નફો મેળવવાની યોજના કરી હતી. આ સંજોગોમાં રશિયાની ઔદ્યોગીક પ્રગતિ થતી રહી પરંતુ તેમાં રશિયન શ્રમજીવીઓના શોષણને ભોગે પરદેશી મુડીવાદીઓ લાભ મેળવતા થયા. દર વર્ષે કારખાનાં અને ખાણોમાંના નફાની કરોડો ડોલરની રકમો પરદેશોમાં જતી અને રશિયન શ્રમજીવી સમુદાયની સ્થિતિ ઉત્તરોત્તર વધુ કંગાળ બનતી. સભાઓ સામેના પ્રતિબંધક પગલાંથી કામદારોમાં વધુ રોષ પ્રસર્યો હતો, ચોમેર વ્યાપક હડતાલ અને ક્રાન્તિકારક તત્વોની વૃદ્ધિ થતી જોઇ ઝારે ઓકટોબરની તા. ૧૭ મીએ એક ખાસ

પનવેદન પત્ર પ્રગટ કરી ઉદ્દામ કામદાર-વર્ગને આશ્વાસન આપવાનો નિષ્ફળ યત્ન કરેલો. એ નિવેદનમાં કામદારોની રાજનૈતિક માગણીઓ ટુંક સમયમાં સ્વિકારવામાં આવશે એ પ્રકારના શબ્દો હતા. ઝારના આ નિવેદનની કામદારપક્ષ પર જરા પણ અસર થઇ નહી. કામદાર દળોને મોખરે ઝઝુમતા એ વિરનર લેનિને ઝારશાહીની પ્રપંચજાળ પીછાની હતી. ઝારનાં વચનોમાં વિશ્વાસ ન રાખવાની એણે કામદાર અને કિસાનસંઘોને ચેતવણી આપી અને પુન: એણે બમણા જોરથી ક્રાન્તિની જ્વાળાના તણખા રશિયાનાં પાટનગરો અને ગામડાંઓમાં પ્રસરાવવા માંડયા. ઝારનાં નિવેદન સામે એક નિવેદન પ્રગટ કરીને લેનિને ઝારની પ્રપંચ લીલા પર પ્રકાશ ફેંકયો હતો, આ પછી શ્રમજીવીઓનાં સંગઠને ભાવિયુદ્ધની તૈયારી કરવા અર્થે તાજું બળ મેળવવા, અને સંગઠનને વધુ મજબુત કરવા હડતાળો થોડાક સમય માટે ખોલી નાખવાનો નિર્ધાર કર્યો.

રશિયાની રાજયક્રાંતિનાં ચણતર સને ૧૯૦૫ માં થયાં. ઝારની સરકાર અને સોવીએટ સત્તા વચ્ચે ગુપ્ત અને જાહેરમાં અનેક અથડામણ એ વર્ષમાં થઇ. ઝારની ઇચ્છાને અભરાઇએ મુકી સોવીએટ સંસ્થાએ જ આખાય દેશનું તંત્ર હસ્તગત કર્યું હોય તેમ જણાતું. સોવીએટ સત્તાની ઇચ્છા હોય ત્યારે તે આખાય દેશનો વ્યવહાર બંધ કરી દે એટલું બળ એનામાં આવ્યું હતું. સને ૧૯૦૫ માં સોવીએટનું આ બળ હતું.

સને ૧૯૦૫ પછી સને ૧૯૧૭ માં પુન: ક્રાન્તિનાં મંડાણ થયાં. સને ૧૯૧૭ ના જુલાઇ માસમાં ઝારની વ્યવસ્થાપક સભાએ શ્રમજીવીઓના આગેવાનો અને સોવીએટ શાસન સભાઓની સતામણી શરૂ કરી. સામ્યવાદની ભાવનાના પ્રચાર સામે ઝારે સખ્ત અંકુશ મુકયો. સામ્યવાદી અખબારો, મુદ્રણાલયો અને સંસ્થાઓને ગેરકાયદેસર ઠરાવી. સામ્યવાદી આગેવાનોમાંના લેનિન અને ઝીનોવીફને શીરે અનેક જુઠાં આળ ચઢાવી એમને બદનામ કરવાની બાજી પણ ઝારશાહીએ બીછાવી. આ સર્વની લેનિન અને ઝીનોવોફને જાણ થતાં તેઓએ ગુપ્ત વેષે રશિયાની સરહદ નજીકના પ્રદેશમાં છુપાઇ રહી ત્યાંથી પ્રચારકાર્ય કરવું શરૂ કર્યું: તા. ૨૯ મી જુલાઇએ સામ્યવાદીપક્ષની પરિષદ મળી તેમાં ક્રાન્તિની તૈયારી કરવાનું અને ક્રાન્તિ વિરોધી દળો અને આંદોલનોનો નાશ કરવાની વિચારણા ચલાવાઇ. સરકારે એ અરસામાં ક્રાન્તિવાદીઓ સાથ ન આપવાની પ્રજા પાસે માગણી કરતું એક નિવેદન પણ પ્રગટ કર્યું હતું. આ ઉપરાંત મોસ્કોમાં શહેરના આગેવાનોની બનેલી એક સંસ્થા કે જેનો હેતુ દેશભરમાં સુલેહ શાંતી જાળવવાને લગતો હતો તે સંસ્થાએ પણ ક્રાન્તિના તણખા બુઝવવાના યત્નો કરવા માંડયા. જનરલ કોર્નીલોવ રેડઝીંકો, કલેડીન, કેરેન્સકી વગેરે શાહીવાદ અને મુડીવાદના મહારથીઓએ તા. ૨૫ મી ઓગસ્ટે એક ખાસ Moscow state conference (મોસ્કો સ્ટેટ કોન્ફરન્સ) ની બેઠક બોલાવી અને, તેમાં દેશની ગંભીર સ્થિતિની વિચારણા ચલાવી.

કોન્ફરન્સ સામે વિરોધ દર્શાવવા મોસ્કોના સર્વ કામદારોએ હડતાળ પાડી હતી. હડતાળ પછી તરત જ શ્રમજીવીઓ અને કિસાન સંઘોના આગેવાનોએ અવિરત જોસથી પ્રચારકાર્ય ઉપાડી લીધું. રશિયન

સેનામાં પણ બે મુખ્ય પક્ષો હતા. એક પક્ષ સામ્યવાદી વિચારોવાળો અને બીજો સામ્યવાદના વિરોધી વિચારો વાળો. સામ્યવાદી વિચારોવાળા સૈનિકવિભાગનો નાશ કરવા જનરલ કોર્નીલોવ હર પળે બાજી રમ્યા કરતો. રૂસો–જર્મન યુદ્ધમાં પણ સામ્યવાદી સેનાનાં સંહાર થાય તેમ મરણીયા મોરચાવાળા સ્થાને તે તે સેનાને મોકલતો. આમ ચોમેરથી સામ્યવાદીઓને સતાવવાની જ યોજનાઓ ચાલ્યા કરતી. બીજી બાજુ શ્રમજીવીઓ અને કિસાનોના સંઘોએ સશસ્ત્ર ક્રાન્તિની પાકે પાયે તૈયારીઓ કરી દીધી હતી. પેટ્રોગ્રાડમાં Red guard લાલ સેનામાં મોટી સંખ્યામાં ભરતી થઇ. સામ્યવાદી આગેવાનોએ પણ વિપ્લવની વિનાશક આગમાં સર્વને ખપી જવાની જોર શોરથી હાંકલ પાડી. આમ ચોમેરથી રશિયામાં રક્ત તર્પણની તડામાર તૈયારીઓ થવા લાગી હતી. ઝારના વિકરાળ લશ્કરી અમલદારો અને સામ્યવાદી પક્ષોના પીઢીન દળોના આગેવાનો એક બીજાના લોહી રેડવા અધિરા બન્યા હતા. પેટ્રોગ્રાડ, પિટસબર્ગ, મોસ્કો, વગેરે સ્થળોના લાખ્ખો શ્રમજીવીઓ, લેનિન અને ટ્રોટસ્કીની સરદારી નીચે સૈન્યમાં જોડાઇ આખરી લડત લડી નાખવાની તૈયારી બનાવી હતી. રૂસો, જર્મન વિગ્રહની પૂર્ણાહુતી થઇ હોવાથી સરકારી સૈન્યની ટુકડીઓ પણ રણમેદાન પરથી પાછી ફરી હતી, અને એ ટુકડીઓને કિસાનો અને શ્રમજીવીઓના ધૂંધવાતા વિપ્લવનો સામનો કરવાના આદેશો અપાઇ ચુક્યા હતા.

સને ૧૯૧૭ ના સપ્ટેંબરની શરૂઆતમાં બંને પક્ષો વચ્ચે ખુલ્લી લડાઇ જાહેર થઇ. જનરલ કોર્નીલોવ પોતાની લશ્કરી ટુકડીઓ સાથે પેટ્રોગ્રાડ પર હુમલો કરવા કુચ કરી રહ્યો હતો. તેને લાલ સેનાના એક વિભાગે માર્ગમાં રોકી દીધો, જનરલ કલેડન જે દક્ષિણની ઉત્તર તરફ આગળ વધતો હતો તેને પણ રસ્તામાં જ લાલ સેનાએ રોકી પાડયો, આમ ચોમેરથી ક્રાન્તિનાં વિરોધક સૈન્યોનો પરાજય થતાં સામ્યવાદી સેનાઓના ઉત્સાહમાં અમાપ-વૃદ્ધિ થતી રહી. જ્યારે જનરલ કોર્નીલોવ અને કલેડીનની સેનામાં નિરાશા અને નિરુત્સાહનું વાતાવરણ જામ્યું. આ અરસામાં મોસ્કો ખાતે રશિયાના આગેવાન રાજદ્વારીઓની એક પરિષદ મળી. જેમાં બોલ્શેવીક, મેન્શેવીક, રાજાવાદી, પ્રજાતંત્રવાદી, વગેરે સર્વ પક્ષના પ્રતિનિધીઓ હતા. એ પરિષદ સમક્ષ સામ્યવાદી નેતાઓએ પોતાની મુખ્ય માગણીઓ રજુ કરી. જે માગણીઓનો કોઇ રીતે સ્વિકાર થાય તેમ ન હતું. સામ્યવાદીઓની નીચેની મુખ્ય દસ માંગણીઓ હતી.

૧. જમીન પર કોઇનો વ્યક્તિગત અધિકાર ન રહે. સર્વ જમીન કિસાન કમીટીઓને સુપ્રત કરવામાં આવે, ને તેની વ્યવસ્થા પણ તે કમીટીઓને જ હસ્તક રહે.

૨. પાકની પેદાશ અને એની વહેંચણી કરવાની બાબત પર કિસાનનો હક્ક રહેશે.

૩. સર્વ ગુપ્ત કોલ કરારો રદ કરવા.

૪. રશિયામાં વસતી સર્વ જાતીઓ પ્રત્યે ભેદભાવ રહીત વર્તન કરવાની ખાત્રી આપવી.

૫. શ્રમજીવીઓની સંસ્થાઓને અંકુશમાં રાખવાના સર્વ કાનુનો રદ કરવા.

૬. સૈન્યમાં લોકતંત્રની પ્રવૃતિનો પ્રચાર અટકાવવો નહિ અને વિપ્લવ વિરોધી સૈનિકોને નોકરીમાંથી બરતરફ કરવા.

૭. કોઇ પણ મનુષ્યને કોઇ પણ પ્રકારની વિશીષ્ટ સત્તા ન હોવી જોઇએ. સર્વને એકસમાન હકકો મળવા જોઇએ.

૮. શ્રમજીવીઓ પાસેથી આઠ કલાકથી વધુ કામ ન લેવું.

૯. દેશના રાજતંત્રનો સર્વ વહીવટ પ્રજાના પ્રતિનિધીત્વથી ચાલવો જોઇએ.

૧૦. વિપ્લવવાદીઓમાંના જેઓ ઝારનાં જેલખાનાંઓમાં હોય તેને સત્વર મુક્ત કરવા.

ઉપરોક્ત પ્રકારની દસ માગણીઓ કોઇ પણ સંજોગોમાં મંજુર થય તેમ ન હતી. પરિણામે ઓકટોબરની ૨૪ ની તારીખે ઝારના સેનાપતિઓએ સામ્યવાદીઓના સંહારના હુકમો ખુલ્લી રીતે બહાર પાડયા. તરત જ સામ્યવાદીપક્ષના આગેવાનોએ Military Revolutionary Committee 'સૈનિક ક્રાન્તિ સમીતી' દ્વારા સામનો કરવા માંડયો. દેશભરમાં સરકારી મકાનો, પુલો અને ઓફિસો પર પોલિસ પહેરા ગોઠવાઇ ગયા, સોવીયેટ અખબારો અને વર્તમાનપત્રો બંધ કરાવામાં આવ્યાં. ઝારનાં એ જુલ્મી કાર્યોની લશ્કરી ટુકડીઓમાં સંખ્યાબંધ લશ્કરી ટુકડીઓએ સોવીયેટ ઝંડા નીચે લડવાનું પસંદ કર્યું. દરિયાઇ સૈન્યની ટુકડીઓએ પણ સોવીયેટ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી. ૨૫ મી ઓકટોબરે સોવીએટ લશ્કરની ટુકડીઓએ સ્ટેટબેંક, અને રેલ્વે સ્ટેશનો તેમજ સરકારી ઓફિસોનો કબજો લીધો. સૈન્યનો મોટો ભાગ સોવીએટ સૈન્ય સાથે મળી જવાથી દીન પ્રતિદીન સોવીએટનું બળ વધતું જતું હતું, એક પછી એક સરકારી મકાનો, રેલ્વે સ્ટેશનો, તાર-ટપાલ ઓફિસો અને બેંકોનો કબજો સોવીએટના હાથમાં આવ્યો. જમીનદારો અને મુડીવાદીઓ મહેલાતોમાં આગ સળગાવી, અને ખુદ ઝારના રાજમહેલને આગ લગાવી. ઝાર અને એના કુટુંબનો સોવીએટના ફરમાનથી શિરચ્છેદ થયો. અને નવેંબરની પહેલી તારીખે સોવીએટ શાસન સમીતીએ નીચેની મતલબનું ફરમાન રશિયાની જનતા જોગ પ્રગટ કર્યું:

"સોવીએટની વીપ્લવવાદી સેનાઓનો વિજય થયો છે ઝારનો વિનાશ થયો છે. સરકારના સર્વ મંત્રીઓને ગિરફતાર કરાયા છે, અને દેશમાં કામદારો, કિસાનો, અને સૈનિકોના પ્રતિનિધીત્વવાળું તંત્ર ચાલશે."

સોવીએટના ઉપર મુજબનાં ફરમાન પછી દેશમાં સર્વ સ્થળે લડાઇઓ બંધ થઇ. ઝારશાહીના દફન સાથે શહેરે શહેરે, અને ગામડે ગામડે 'સોવીએટ ઝિંદાબાદ'ના જયનાદો સાથે લાલ ઝંડાના આશ્રય નીચે સરઘસો નીકળ્યાં. એ પછી ટુંક સમયમાં સોવીયેટ શાસન પરિષદ મળી. ઝારશાહીની સરકાર સર્વાંશે નાબુદ થવાની થયા ખાત્રી પછી દેશના અવ્યવસ્થિત તંત્રને સત્વર વ્યવસ્થિત કરવાનું હાથમાં લેવાયું. અને રશિયાનાં પાટનગરો અને ગામડાંમાં સર્વત્ર સોવીએટ શાસનનો અમલ શરૂ થયો.

રશિયાની રાજ્યક્રાંતિનાં ઉપરનાં પાનાં અતિ સંક્ષેપમાં રજુ થયાં છે, એ ક્રાન્તિની તવારિખના થોકડે થોકડા લખી શકાય.

# જ્યાં સ્ત્રીઓ અને બા-

આફ્રીકા અને અમેરીકામાં સીદી (નીગ્રો) લોકોની ઘણી મોટી વસ્તી છે. તેમને કચડવામાં, દુનીયાના પટ પરથી ભુંસી નાંખવામાં, ગોરી પ્રજાએ કશી મણા રાખી નથી. લગભગ પોણોસો વર્ષ પહેલાં, આ "ગુલામો"ના વેચાણનો ધંધો ચલાવી, બ્રીટન, અમેરીકા (યુનાઈટેડ સ્ટેટ્સ) અને આફ્રીકાના ગોરાઓએ, સમૃદ્ધીનાં તાંડવ-નૃત્ય ખેલ્યાં હતાં અને સને ૧૮૬૭ મા આ "ગુલામી વેપાર" નાબુદ થયા છતાં, દક્ષીણ આફ્રીકા અને અમેરીકા (યુનાઈટેડ સ્ટેટ્સ) ના રાજકારણમાં પડતાં આ 'રંગીન પ્રજાના' પ્રશ્નના પડઘ દુનીયાએ વારંવાર સાંભળ્યા છે. અમેરીકામાં હવે આ સવાલ આગળના જેટલો ઉગ્ર રહ્યો નથી. પરંતુ આફ્રીકાના ઈતીહાસમાં આ સીદીઓની પ્રગતી કે અવગતી અગત્યનું સ્થાન ભજવશે એ વીષે શંકા નથી.

સીદીઓના આવા પ્રશ્ન પર વેધક પ્રકાશ પાડે એવો મામલો, લાઈબેરીયામાં ઉભો થયો છે. લાઈબેરીયા, આફ્રીકાખંડના પશ્ચીમ ભાગમાં આવેલો એક નાનકડો પ્રદેશ છે. તેમાં સીદીઓનું પ્રજાસત્તાક પ્રવર્તે છે. આ દેશમાં ગુલામોનો વેપાર ચાલતો હોવાથી તેની તપાસ માટે, ત્યાંના પ્રમુખની સંમતીથી જીનીવાના પ્રજાસંઘે (લીગ ઓફ નેશન્સે) એક નિષ્પક્ષ કમીશન નીમ્યું હતું. તેથી એ મુલક તરફ દુનીયાનું ધ્યાન ખેંચાયું છે. વળી, એ સીદીરાજ્યમાં ગોરી પ્રજા કે ગોરા વહીવટદારોનું જરા પણ ચલણ નથી, તેથી પણ આફ્રીકાની ખીલવણી અને સીદીજાતના ભાવી વીષે વીચાર કરતાં ત્યાંની સ્થીતી ખાસ રસનો વીષય બને છે.

## લાયબેરીઆમાં ચાલતી

: અનુવાદક :

### દેશના લોકો અને તેમના ધંધા

આ પ્રદેશનો વીસ્તાર ૪૫ હજાર ચોરસ માઈલ છે. એની જંગલોવાળી અને સપાટ જમીન પર લગભગ વીસ લાખ માણસો વસે છે. આ સંખ્યા નાની છે અને જે કરારની રૂએ આ પ્રજાસત્તાકની સ્થાપના થઈ હતી તેને ૧૧૦ વર્ષ થઈ ગયાં છે, છતાં માનવશાસ્ત્રની દ્રષ્ટીએ આ પ્રદેશનું જોઈએ તેવું બારીક સંશોધન થયું નથી.

આ દેશના ૩૫૦ માઈલના કીનારા પર રહેતા ૫૦ થી ૬૦ હજાર લોકો ઠીક ઠીક જાણીતા છે. આમાંના આશરે પંદર હજાર માણસો અમેરીકો-લાઈબેરીયન છે. તેઓ ગઈ સદીની અધવચ પછી, યુનાઈટેડ સ્ટેટ્સમાંથી સ્વતંત્ર બનેલા સીદીઓ તરીકે આવીને વસ્યા હતા. તેઓ કીનારા પર વસતી પ્રજાના અને ખરી રીતે સારા પ્રજાસત્તાકના આગેવાનો છે. અને રાજ્યના

# -ળકો ગીરે મૂકાય છે—

## ભયંકર ગુલામી પ્રથા

મણીભાઇ દેસાઇ

અંદરના મોટા ભાગના મુલકની ખીલવણીની મુખ્ય જવાબદારી પણ તેમના શીર પર છે.

આફ્રીકાના બીજા ભાગની માફક અહીંના મુળ વતનીઓ, છુટાં છવાયાં નાનાં ગામોમાં, અને ઘણીવાર ભેદી ન શકાય એવાં જંગલોમાં વસાવેલાં સંસ્થાનોમાં રહે છે. આ લોકોમાં સાતથી આઠ જાતો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. આમાંની બે જાતો બુદ્ધી અને વીકાસને ઉંચે શીખરે પહોંચી છે. વાઇ જાત, કોઇ પણ જાતની યુરોપીયન અસર વીના વીકાસ પામેલી લીખીત ભાષા અને મુળાક્ષર ધરાવવાનું માન ધરાવે છે. કીનારાના પ્રદેશના મધ્યભાગમાં રહેતા ક્રુ લોકોએ તો તેમના શારીરીક બળથી અને વહાણવટીઓ તરીકેનાં તેમના ચાતુર્યથી દુનીયાનું ધ્યાન ખેંચ્યું છે. અનેક યુરોપીયન રાષ્ટ્રોના વહાણોમાં ખલાસીઓ તરીકે તેમની ભરતી કરવામાં આવી છે. આ ક્રુ જાતના કેટલાક સ્ત્રી અને પુરૂષ વીદ્યાર્થીઓ અમેરીકન વીશ્વવીદ્યાલયમાં (યુનીવરસીટી) શીક્ષણ પણ લે છે.

મુળ વતનીઓ, પોતાનાં ગામોમ ભાત, અનાજ, બટાટા, રૂ અને તમાકુની ખેતી કરે છે. ઘણાંખરાં ગામોમાં હુન્નરો પણ ચાલે છે. લોખંડ, ચામડાં અને રૂપાંને લગતું કામકાજ કરવાના, ટોપલીઓ અને માટીનાં વાસણ બનાવવાના, તથા કપડાં વણવાના અને રંગવાના ધંધા તેઓમાં નજરે પડે છે. વળી. ઘેટાં, બકરાં, પાળેલાં ઢોર, તથા કેટલીક વાર કુકર અને મરઘાં પણ તેઓ ઉછેરે છે.

### ઉત્તમ બંધારણ પણ સડેલો વહીવટ

અમેરીકાથી આવી વસેલા સીદીઓએ, લાઇબેરીયાને તેનું હાલનું સ્વરૂપ આપવામાં મોટો ફાળો આપ્યો છે. "સ્વતંત્રતાના પ્રેમથી અમે અહીં આવ્યા છીએ" આ ધ્યાનમંત્ર (Motto) સાથે નવા રાજ્યની સ્થાપના કરનાર આ બીરાદરોએ રાજકારણને પોતાનો ખાસ ધંધો બનાવ્યો છે. લાઇબેરીયા માટે, કાગળ પર તો, તેમણે એવું ઉત્તમ બંધારણ ઘડ્યું છે કે યુનાઇટેડ સ્ટેટસના બંધારણના મહાન નમુનાની કસોટીએ પણ તે સંપુર્ણ જણાય છે. રાજ્યમાં ૨૧ સભ્યોની બનેલી એક પ્રતીનીધી–સભા છે. આને માટે ચાર ચાર વર્ષે ચુંટણી થાય છે. આ સભા ૨૬ કમીટીઓ મારફત પોતાનું કામ કરે છે. આ ઉપરાંત એક સેનેટ (ઉપલી સભા) છે. જેના સભ્યો ૭ ૭ વર્ષે ચુંટાય છે. આ બધાની ઉપર બહોળી સત્તા ભોગવતા પ્રમુખ અને સાત પ્રધાનોની બનેલી

એક કેબીનેટ (પ્રધાન મંડળ) છે. તેઓ દેશી વર્તમાનપત્રો પર પણ અંકુશ રાખે છે.

એક સમય એવો હતો જ્યારે અમેરીકાથી આવતા સીદીઓ વેપારને લગતી પ્રવૃત્તીઓમાં મશગુલ રહેતા. પરંતુ હવે વધતા ને વધતા પ્રમાણમાં દરેક અગ્રગણ્ય અમેરીકો-લાઇબેરીયન ક્યાં તો રાજદ્વારી, ક્યાં તો વકીલ કે ક્યાં તો સરકારી ઓધ્ધેદાર બનવા ચાહે છે. સરકારની નેવું ટકા આવક પગારમાં જ વપરાઇ જાય છે, અને લોકો પ્રરો બીજી રીતે પૈસામાં અને માલમાં જે કર કઢાવવામાં આવે છે તેનો તો તે થોડો જ ભાગ છે. અહીં નો નાણાનો વહીવટ—જો લાઇબેરીયાના જાહેર હીસાબ રાખવાના ક્રમને એ નામ આપી શકાય તો—યુરોપીયનોની દ્રષ્ટીએ, તદ્દન સડેલો જણાય છે.

હમણાં જ ત્યાંની મુલાકાત લેનાર એક અમેરીકને, આ દેશને, ભુખે મરતાં બચવાનો પ્રયાસ કરનાર પ્રજાના પ્રદેશ તરીકે વર્ણવ્યો છે. તેઓનો ઘણોખરો ખોરાક પણ યુરોપ અને અમેરીકામાંથી લાવવો પડે છે. આ વેપાર મોટે ભાગે અમેરીકનો અને સીરીઅનોના હાથમાં છે. આફ્રીકાખંડના કોઇ પણ ભાગ કરતાં માણસ દીઠ અંહીનો વેપાર ઘણો ઓછો છે. પરદેશો સાથેના એના વેપારમાં જર્મની ૧૯૧૪ પહેલાં સૌ દેશોમાં મોખરે હતું. અને ૧૯૨૫ પછી પણ એના આયાત નીકાશના વેપારમાં જર્મની મુખ્ય ભાગ ભજવે છે.

## આર્થીક ખીલવણી અને શીક્ષણ પ્રત્યે ભયંકર બેદરકારી

રાજકારણમાં સંપુર્ણ રીતે રચ્યાપચ્યા રહેવાથી, અમેરીકો-લાઇબેરીયનો દેશની ખીલવણીમાં, વેપાર ઉદ્યોગ અને ખેતીની ઉપયોગીતા શી છે તે સમજી શક્યા નથી. ઓગણીસમી અને વીસમી સદીના મધ્યમાં મહાન આર્થીક પ્રવાહો લાઇબેરીયાને મોટે ભાગે અસર કરી શક્યા નથી. માત્ર એક ફાયરસ્ટોન રબર કંપનીનું નવું સાહસ ખેડવામાં આવ્યું છે, અને તે પણ અમેરીકન છે અને ગોરાઓની આગેવાની હેઠળ વૃદ્ધી પામે છે. આફ્રીકાનાં દરેક સંસ્થાનમાં, ધોરી રસ્તા, રેલ્વે, તાર, ટેલીફોન અને બીજી ઘણી ઔદ્યોગીક પ્રવૃત્તી લગભગ ઝામી ગઇ છે. પરંતુ લાઇબેરીયામાં તે હજી વ્યવહારુ રીતે જાણીતી પણ થઇ નથી. જાહેર તંદુરસ્તીના વહીવટની પણ એવી જ અવગણના કરવામાં આવે છે. આ બેદરકારી દેશીઓની વસ્તીને ટકાવી રાખવાના માર્ગમાં ખરે જ ભયરૂપ છે.

આર્થીક ખીલવણી પ્રત્યેની આવી સામાન્ય બેદરકારીને લીધે, દેશીઓની કેળવણીના—જેના પર આખરે સર્વનો આધાર છે—દીશામાં કશી પ્રગતી થઇ નથી. સને ૧૮૬૩થી એક લાઇબેરીન કોલેજ હસ્તી ધરાવે છે. પણ તેના પ્રમુખો, (આચાર્યો) કેળવણી કરતાં રાજકારણમાં વધુ રસ લેતા આવ્યા છે. જે શીક્ષણ અપાય છે તે પણ માત્ર બૌદ્ધીક છે. અને અંગ્રેજી બોલનાર પોપટો ઉત્પન્ન કર્યા સીવાય તેનું કશું પરીણામ આવ્યું નથી. સને ૧૯૦૦ માં એક સરકારી કેળવણી મંડળ સ્થપાયું હતું અને સને ૧૯૧૨ થી તો નામનું કેળવણીખાતું પણ ચાલે છે. કાયદાથી—અલબત્ત કાગળ ઉપર—ફરજીયાત કેળવણી, આફ્રીકામાં સૌથી પહેલાં દાખલ કરવાનું માન લાઇબેરીયા ભોગવે છે. પણ, એનાં લગભગ ૯૦૦૦ બાળકો, જેમને ખરાબમાં ખરાબ શીક્ષણ મળે છે, તેઓ મુખ્યત્વે પાદરી-સંસ્થાઓમાં ભણે છે. ૧૯૨૪ માં સરકાર તરફથી ૫૫ શાળાઓ ચાલતી હતી. તેમાં બે હજાર કરતાં ઓછાં

બાળકો અભ્યાસ કરતાં હતાં અને તેમને ત્રીજા ધોરણ સુધી જ ભણાવવામાં આવતાં હતાં. આને માટે શીક્ષણ જેવો મોભ્ભાદાર શબ્દ વાપરી શકાય કે કેમ એ સવાલ છે.

## અમેરીકાની યાદીનો જવાબ

આ પ્રજાસત્તાકમાં કેવી સ્થીતી પ્રવર્તે છે તે લાઇબેરીયાની સરકારે જ સુચવેલા આંતરરાષ્ટ્રીય તપાસ કમીશને હાલમાં જાહેર કરી છે. આ સંબંધમાં અમેરીકાના સ્વદેશ-ખાતાંએ તા૦ ૮ મી જુને (૧૯૨૯) લાઇબેરીયાના ગૃહ-સચીવને પાઠવેલો સંદેશ ઉતારવો ઉપયોગી થઇ પડશેઃ—

'મને સ્વદેશમંત્રી તરફથી આપ નામદારને એવું જણાવવાનો હુકમ થયો છે કે, અમેરીકાની સરકારના ધ્યાન પર કેટલાંક સાધનો મારફત એવા વીશ્વાસપાત્ર પુરાવા આવ્યા છે, જે એમ બતાવે છે કે, લાઇબેરીયામાંથી, ફર્નાંડોપોમાં (આફ્રીકાના પશ્ચીમ કીનારા પર આવેલો ટાપુ) થતી મજુરોની કહેવાતી "નીકાશ"ને અંગે ચાલતી સ્થીતીમાંથી, એવી પદ્ધતી જન્મી છે જેને ગુલામોના વ્યવસ્થીત વેપાર સીવાય બીજું નામ ભાગ્યે જ આપી શકાય. વળી આવી પદ્ધતીનો અમલ કરવામાં, લાઇબેરીયાની સરહદનાં લશ્કરની સેવા અને કેટલાક ઉંચા સરકારી અમલદારોની લાગવગ અને સેવાનો રીતસર અને હંમેશ ઉપયોગ પણ થાય છે."

લાઇબેરીયાની સરકારે આનો આવો ઉત્તર આપ્યો હતોઃ—"અમારા પ્રજાસત્તાકમાં પ્રવર્તતી મજુરોની સ્થીતીના સંબંધમાં તમારા સંદેશમાં જે શબ્દ વાપરવામાં આવ્યો છે તેને વ્યાજબી ઠેરવે એવી દશા અહીં ચાલતી હોવાનો મારી સરકાર તરફથી ગંભીર અને સીધો ઇન્કાર કરવાની, અને આ સવાલની તે જ સ્થળે એક લાયક નીષ્પક્ષ અને નીખાલસ કમીશનદ્વારા તપાસ થાય તો અમારા પ્રજાસત્તાકને કશો વાંધો નથી એમ જાહેર કરવાની, મારી ફરજ સમજું છું."

## કમીશનની તપાસના વીષયો

પછી આ પ્રશ્નની બારીક તપાસ માટે પ્રજાસંઘ તરફથી એક કમીશન નીમાયું. આ કમીશનમાં અમેરીકા તરફથી, સીદી જાતના પ્રતીનીધી, ફીસ્ક વીદ્યાલયવાળા ડૉ. ચાર્લ્સ એસ. જોનસન બીરાજ્યા હતા. તેમનું "અમેરીકન સંસ્કૃતીમાં સીદીનું સ્થાન" એ નામનું પુસ્તક એ વીષય પર લખાયેલા ગ્રંથોમાં શ્રેષ્ઠ છે. આ કમીશનને નીચેની બાબતોની તપાસ કરવાની સત્તા આપવામાં આવી હતીઃ—

૧ ગુલામી વીરોધી કરારમાં ગુલામીની જે વ્યાખ્યા કરવામાં આવી છે તેવી ગુલામી પ્રજાસત્તાકમાં અસ્તીત્વ ધરાવે છે કે નહી?

૨ આ ગુલામી-પ્રથામાં સરકાર ભાગ લે છે કે નહી અથવા તેને ઉત્તેજન આપે કે નહીં?

૩ એમાં દેશના અગ્રગણ્ય શહેરીઓનો હાથ છે કે નહીં? અને હોય તો તે કયા કયા?

૪ દેશની સામાજીક અથવા ઔદ્યોગીક વ્યવસ્થામાં ખાનગી અથવા જાહેર કામ માટે વેઠ કેટલી હદ સુધી ચાલે છે? અને જો વેઠની પદ્ધતી ચાલુ હોય તો, જાહેર અને ખાનગી કામો માટે, મજુરોની કેવી રીતે ભરતી કરવામાં આવે છે અને તેમને કેવી રીતે કામે લગાડવામાં આવે છે?

૫. સ્પેન સાથે થયેલી ગોઠવણની શરતે મુજબ કંટ્રાક (કૉન્ટ્રેક્ટ) થી કામદારોને ફર્નાંડોપો વહાણમાં ચઢાવવાની અથવા એવા કામદારોને કોંગો અથવા પરદેશના

કોઇ પણ ભાગમાં મોકલવાની પ્રવૃત્તીને ગુલામી સાથે સંબંધ છે કે નહીં?, અને આવા મજુરો મેળવવાની પદ્ધતીમાં બળજબરી જેવું કશું છે કે નહીં?.

૬. ખાનગી માલીકીનાં વાવેતરોમાં (Plantations) ખાનગી કામ માટે જે કામદારોનો ઉપયોગ થાય છે તેમની ભરતી કામદારોની સ્વેચ્છાપુર્વક થાય છે? અથવા લાઇબેરીયન સરકાર તરફથી અથવા તેની સત્તાથી આવી ભરતી ફરજીયાત રીતે થાય છે?

૭. લાઇબેરીયાની સરહદના લશ્કરની, અથવા સરકારી હોદ્દા ધરાવતા અમલદારોની અથવા સરકારી ખાતામાં નોકરી કરતા માણસોની મદદથી ભરતી કરવામાં સરકારે કોઇ પણ વખતે પસંદગી અથવા મંજુરી આપી છે? અથવા સરકારની પસંદગીથી અથવા પસંદગી વીના ખાનગી વ્યક્તીઓ, આવી ભરતી કરવાના કામમાં સંડોવાઇ છે?

## સ્ત્રીઓ અને બાળકો ગીરે મુકાય છે

આ કમીશનની તપાસમાં બહાર આવેલી હકીકતોથી, પ્રજાસત્તાકના રદીયાના ચુરેચુરા થઇ ગયા હતા. જુદી જુદી કોમમાં કોટુંબીક ગુલામી પ્રવર્તતી માલમ પડી હતી એટલું જ નહીં પણ, લાઇબેરીયાની સામાઇક અવસ્થામાં સ્વીકારાયેલી ગીરોની (Pawning) પ્રથા પણ અસ્તીત્વ ધરાવતી જણાઇ હતી. ગીરો એ એક એવા પ્રકારની ગોઠવણ છે કે જેથી પૈસાના બદલામાં કોઇ પણ માણસને, અને સામાન્ય રીતે બાળકને, તેના સગાને ત્યાં ગુલામ તરીકે, અચોક્કસ મુદત સુધી મોકલી શકાય, અને આ 'ગુલામને' કશો પણ અધીકાર કે રાહત મળે નહીં. કમીશને પોતાનાં અહેવાલમાં આ પદ્ધતીનાં અનેક ઉદાહરણો આપ્યાં છે તેમાંથી નીચે આપેલાં બે દ્રષ્ટાંત આપણે માટે બસ થશેઃ—

(૧) કાંગાના એક મુખી **જગહુઆને** રસ્તાને લગતા કાનુનોનો ભંગ કરવા માટે ૮૦ ડોલરનો દંડ થતાં, તેણે પોતાની પત્ની અને બાળકને **કુનકાવાર** નામના એક માણસને ત્યાં ૩૫ ડોલરમાં ગીરે મુક્યાં હતાં. તેઓ તેમની મુક્તીની કશી આશા વગર આજ પાંચ વર્ષથી ત્યાં સડે છે.

(૨) બસા વીભાગમાં, આ પદ્ધતીનાં અનેક ઉદાહરણો મળ્યાં છે. એક નોંધવા જેવા દાખલામાં નફાને માટે આ પદ્ધતીનો કેવો ભયંકર દુરૂપયોગ થયો હતો, તેનું ચીત્ર ખડું થયું છે. એમાં સુધરેલા માણસો પણ સંડોવાયા હતા; એક પુરુષ સંખ્યાબંધ સ્ત્રીઓને ગીરે લઇ તેમને તેના ખેતરમાં કામ કરવા મોકલે છે. આ સ્ત્રીઓને, જુવાનોને ફસાવવા માટે લાલચ આપવામાં આવે છે. અને તેમની વચ્ચે ગાઢ સંબંધ બંધાય એટલે, જુવાનોને પકડી દંડ કરવામાં આવે છે, અને પછી દંડની વસુલાત માટે ખેતરોમાં તેમની પાસે કામ લેવામાં આવે છે!"

## ગુલામોનો ગુનાહીત વેપાર

આ કમીશનના સભ્યોને માલમ પડયું હતું કે, લાઇબેરીયામાંથી કંટ્રાક્ટના કામદારો એવી ગુનાહીત બળજબરીવાળી પરીસ્થીતીમાં ચઢાવવામાં આવ્યા હતા કે જેને ગુલામોના વેપાર અને ગુલામો પરના અત્યાચાર સીવાય બીજું નામ ભાગ્યે જ આપી શકાય. ઉંચા સરકારી અમલદારોના પ્રમાણ (authority) પરથી તેમની ખાત્રી થઇ હતી કે ખાનગી તેમ જ જાહેર નોકરીમાં કામ કરતા કામદારોની અવદશાનો ભયંકર ગેરલાભ લેવામાં આવે છેઃ જે

લાઇબેરીયન સરહદની ફોજ, પોતાની સત્તા, રસ્તા બાંધવા માટે વેઠ લેવાના, ગામડાંઓને ધાક ધમકી આપવાના, મુખીઓને (chiefs) નીચા પાડવાના, લોકોને કેદ કરવાના અને પકડી આણેલા દેશીઓના ટોળાંને પહેરા હેઠળ કીનારા પર લઇ જવાના તથા તેમને વહાણમાં ચઢાવવામાં આવે ત્યાં સુધી તેમને સાચવવાના કામ માટે વાપરે છે, તેની પ્રવૃત્તીઓને જવાબદાર સરકારી અમલદારોએ મંજુરી આપી હતી. આ દેશના અંદરના ભાગમાં અધોગતી કેટલી હદે પહોંચી છે તે આ કમીશનના સંભાળપુર્વક લખાયેલા અહેવાલમાંની નીચેની હકીકત પરથી જણાશે:—

## ગામડાંઓની કરૂણ દશા

એક વખત સારી વસ્તી ધરાવતા સોલોકન કસ્બામાં (town) હાલે ૬૫૧ રહીશો છે. આમાં વળી સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણ ૩૦ ટકા વધારે છે. એટલે કે, સો પુરૂષો દીઠ ત્યાં ૧૩૦ સ્ત્રીઓ વસે છે. અને વીસથી ચાલીસ વર્ષની ઉમ્મરનાં માણસોનો આંકડો લઇએ તો સો પુરૂષો દીઠ એકસો પચાસ સ્ત્રીઓનું પ્રમાણ આવે છે. સૌથી અગત્યની વાત તો એ છે કે, આ સ્થળમાં રહેતા કુટુંબોમાંના ૯૧ પુરૂષો અને છોકરાઓ કયાં તો ફર્નાંડોપોમાં મરણ પામ્યા હતા કે કયાં તો, બીજા કારણને લીધે તેમનાં કુટુંબો સાથે વહેવાર રાખી શકયા ન હતા. જેઓ પાછા ફર્યા હતા તેમાંના બે માંદા પડયા હતા અને એક ગાંડો બન્યો હતો.

"સોલોકોનથી બે કલાકના રસ્તા પર આવેલા કોરડોર ગામની મુલાકાત લઇ તેની છબી લેવામાં આવી હતી. ફર્નાંડોપોમાંથી આવતી માણસોની માગણી વખતે તેમાં ૪૧ ઝુંપડાં હતાં. હાલ તેમાં કોઇ રહેતું નથી. ગામની જમીન પર ઘાસ વગેરે ઉગી નીકળ્યું છે. અને ઝુંપડાંની કાદવની ભીંતો અને માળીયાં તુટી પડતાં જાય છે. વીનાશનો એ કરૂણ દેખાવ છે!

"ઝલતાહ ગામના વીસ્તારની પણ છબી લેવામાં આવી હતી. આ જગ્યાને ઓળખાવવા માટે હાલ ત્યાં એક ઝાડ ઉભું છે. ઘરો બધાં પાડી નાખવામાં આવ્યાં છે અને છેલ્લા પાંચ વરસથી ગામતળીયાંની જમીનમાં ભાત ઉગાડવામાં આવે છે.

"વેઇઓ ગામના લોકોને ત્યાં અસલ જે ઝુંપડાંઓ હતાં તે ઉપર દર વર્ષે ૩૦૦ ડૉલરનો કર આપવાની ફરજ પાડવામાં આવી હતી અને હજી પણ તેમને આ ઝુંપડાંનો કર ભરવો પડે છે!"

## સુધારો કેમ થઇ શકે?

આ અહેવાલ પ્રગટ થયો ત્યાર પછી પ્રજાસત્તાકના પ્રમુખ, ઉપપ્રમુખ અને બીજા સંખ્યાબંધ સરકારી અમલદારોએ રાજીનામાં આપ્યાં હતાં. મામલો કેટલો ગંભીર છે તે કમીશનના આ છેવટના શબ્દો બતાવે છે:—

"ઘણાખરા અમલદારોના સંબંધમાં વધુ સુનીયમન (Efficiency) અને પ્રામાણીકતા જાળવવાની સલાહ બસ થશે નહીં એવી પોતાની માન્યતા કમીશન બહુ જ મક્કમ રીતે જાહેર કરે છે. હોદ્દા પર ચલાવી લેવામાં આવતી હડહડતી અપ્રામાણીકતા; અંદરના પ્રદેશનું અને તેના લોકોનું સામાન્ય અજ્ઞાન; આંતોમાં શીક્ષણનાં સાધનોની ઉણપ, અને અંદરના ભાગમાં, જ્યાં પાદરીઓ રહ્યા તે જગ્યા સીવાય, તેનો સદંતર અભાવ; સરકારના કારોબારી અમલદારો—જેમાંના બહુ થોડા જ પોતાના દેશમાંથી બહાર ગયા હશે—વચ્ચેની મજબુત કૌટુંબીક અસર અને દ્રષ્ટીબીંદુની સંકુચીતતા—આ બધાને લીધે, બહારના નીષ્ણાતોની મદદ વીના, વધારે પડતા હોદ્દાઓને ઓછા કર્યા વીના, અને બીજાં કડક પગલાં લીધા સીવાય હાલની સ્થીતીમાં સુધારો થવાની આશા રાખવી નકામી છે."

## કમીશનની કડક ભલામણો

આ દશામાં, બ્રીટીશ, અમેરીકન અને પ્રજાસંઘના સત્તાવાળાઓ હવે એ વાત સ્વીકારે છે કે આ ત્રાસ પામતા દેશીઓની સામાજીક સ્થીતીમાં સુધારો કરવો હોય તો નીષ્પક્ષ અને જવાબદાર પરદેશી મદદની સંપુર્ણ જરૂર છે. સંજોગે પ્રમાણે કમીશનની ભલામણો પણ કડક છે. આ ભલામણોમાં નીચેની મુખ્ય છેઃ—

૧ પરદેશીઓ માટે "દ્વાર ખુલ્લાં" મુકવાની નીતી અખત્યાર કરવી.
૨ સર્વને સરખી રીતે શીક્ષણ આપવાની વ્યવસ્થા કરવી.
૩ દેશીઓ વીષેની નીતીની સંપુર્ણ રીતે પુનર્ઘટના કરવી.
૪ સુધરેલા અને બીન સુધરેલા લોકો વચ્ચેના દીવાલ તોડી નાંખવી.
૫ બળાત્કારની નીતીનો ત્યાગ કરવો.
૬ મુખીઓનો અનાદર કરવાનું અને તેમને નીચા પાડવાનું બંધ કરવું.
૭ ગામમાં મુખીઓની સત્તા પાછી સ્થાપવી.
૮ દેશની અંદરનો વહીવટ પુરેપુરો સુવ્યવસ્થીત બનાવવો.
૯ હાલના જીલ્લા કમીશનરોને ખસેડવા.
૧૦ તેમને બદલે યુરોપીઅન અથવા અમેરીકન કમીશ્નરો રાખવા અને તેમની સાથે કામ કરવા મદદનીશ કમીશ્નરો નીમવા.
૧૧ કોઇપણ પ્રકારની સીવીલ સર્વીસ (સનદી અમલદાર પ્રથા) શરૂ કરવી.
૧૨ દેશના રાજકીય વીભાગોની નવેસર ગોઠવણ કરવી.
૧૩ ગીરો પદ્ધતી અને કૌટુંબીક ગુલામીને સદંતર નાશ કરવાનાં પ્રથમ પગલાં તરીકે તેને ગેરકાયદે ઠેરવવી.
૧૪ ફર્નાંડો પો કામદારો મોકલવાનું બંધ કરવું.
૧૫ રસ્તાઓને લગતા કાર્યક્રમમાં કાપ કુપ કરવી.
૧૬ સરહદની ફોજના સૈનીકો પર વધુ કડક અંકુશ રાખવો.
૧૭ સરહદની ફોજના સીપાઇઓની ફરજો શી શી હોય તે વીષે ફરીથી વીચાર કરવો.
૧૮ અમેરીકન વસ્તીને લાઇબેરીયામાં વસવા માટે ઉત્તેજન આપવું.

## પુનર્ઘટનાનો વીપ્લવ જાગો

કમીશનનો અહેવાલ પ્રગટ થયા પછી, વધુ પગલાં લેવા જે નીષ્ણાતો લાઇબેરીયાની મુલાકાત લે છે તેમની સમક્ષ પુષ્કળ કામ પડેલું છે. લાઇબેરીયાની સરકારે આવી નીખાલસ આંતરરાષ્ટ્રીય તપાસને ઉત્તેજન આપ્યું અને પ્રજાસંઘ તરફથી એ તપાસ હાથ ધરવામાં આવી એ ખુશી થવા જેવું છે. અમેરીકન રાષ્ટ્રે તેના એક સૌથી નામાંકીત સીદી શહેરી મારફત આ તપાસમાં ભાગ લીધો હતો. અને આને આધારે લાઇબેરીયાની પુનર્ઘટના થાય તે જોવા તેની સરકાર આતુર છે.

વીશાળ આફ્રીકાખંડમાં લાઇબેરીયા એકલું જ સીદીઓનું પ્રજાસત્તાક રાજ્ય છે અને તેમાં જ તેની વીશીષ્ટતા છે. ગોરાઓની સત્તાથી તે મુક્ત છે. અમેરીકન સંસ્કૃતીનો લાભ લેતા સીદીઓ, આફ્રીકાની દેશી જાતોના સહકારથી "સ્વતંત્રતા માટેના પ્રેમ"ના આદર્શ મુજબ, શું કરી શકે છે તેનો દાખલો ઇતીહાસને પુરો પાડવાની એને અજોડ તક છે. અમેરીકો–લાઇબેરીયનોએ, આફ્રીકાના ઇતીહાસ તરફ નજર દોડાવી, ગોરાઓની ચુસણ–ક્રીયા સામે સૌથી વધુ સંભાળ રાખવાની છે. પણ અમેરીકામાં તેના તરફ જે ભલી લાગણી છે તેનો તથા બીજા દેશોમાં વસતાં સફેદ સ્ત્રી પુરુષો એ દેશ પ્રત્યે જે સહાનુભુતી ધરાવે છે તેનો એ પ્રજાસત્તાકે પ્રજાના ઉદ્ધાર માટે લાભ લેવો ઘટે છે; દુનીયાના દરબારમાં લાઇબેરીયાના સીદીઓની કસોટી થઇ રહી છે. એના હાલના પ્રમુખ મી. બારકલે શક્તીશાળી પુરૂષ છે અને પોતાના પુરોગામીની ભુલોમાંથી શીક્ષણ મેળવવાની આકાંક્ષા ધરાવે છે. આશા છે કે આ કમીશનનો અહેવાલ લાઇબેરીયાની પુનર્ઘટનાના વીપ્લવમાં ઉત્તેજન રૂપ નીવડે.

# જાદુગર

[ટુંકી વાર્તા]

:લેખક:
પી. જે. બી.

સારાયે શહેરમાં ખૂબ સળવળાટ વ્યાપી ગયો. હડતાલનો સુસવતો પવન વાઇ રહ્યો હતો. મીલ ઉદ્યોગમાં કામ કરતા લાખ્ખો કામદારોએ પ્રચંડ હડતાલ પાડી, આ અમંગળ પ્રવૃત્તિને આદર આપ્યો હતો! બહુ જ અલ્પ સમયમાં હડતાલની વ્યાપક બનતી અસરનો અનુભવ પ્રત્યેકને થઇ રહ્યો.

શહેરના રસ્તાઓ ઉપર 'કાયદો અને વ્યવસ્થા' જાળવવાને, માટે પોલીસો ફરતા હતા. કમ્મર પર રીવોલ્વર રાખી સારજન્ટો ઘુમી રહ્યા હતા. અને આ જાગરણીમાં ઘોડેસ્વાર પોલીસ પણ હંટર વડે લોકસમુહને હાંકી રહી હતી, સારૂંયે સૈનિકદળ મુખ્ય ચોગાનમાં એકત્ર થયું હતું; યાંત્રિક તોપો પણ ગોઠવાઇ ગઇ હતી. કામદારો તોફાન કરે તો તેમને દાબી દેવાને માટે સરકારતંત્રે સઘળાં સાધનો તૈયાર રાખ્યાં હતાં.

પણ કામદારોએ તદ્દન શાંત રહીને સરકારની સઘળી તૈયારીઓને બીનજરૂરી બનાવી હતી. અથડામણના એક પણ પ્રસંગ વગર હડતાલનો પ્રથમ દિવસ પુરો થયો અને બીજા દીવસની ઉષા પ્રગટી.

## ૨ બીજે દીવસે

રસ્તા ઉપર બેકાર કામદારોનાં ટોળાં પાછાં દ્રષ્ટિએ પડ્યાં. આ અસાધારણ અથડામણના રોમાંચ અનુભવતો પ્રજાસમુહ પણ ગલીએ ગલીએ ભેગો થવા લાગ્યો. પોલીસની ટુકડી આવતાં પ્રજા ગલીઓમાં ભરાઇ જતી. પોલીસો પસાર થતાં પાછા બધાં બહાર નીકળતાં. ત્રાસ અને જુલ્મના આ નવીન અનુભવમાં પણ એક પ્રકારનો આનંદ હતો.

ઉષા અદ્રસ્ય થઇ ગઇ હતી, અને સવારનો સૂર્ય નિષ્પક્ષપાતપણે સ્વાભાવિક ઉગ્રતાથી પોતાનાં કિરણો ફેંકી રહ્યો હતો. આ પ્રચંડ આંદોલનોની જરા યે પરવા ન કરતી હોય તેમ કુદરત પોતાની પ્રવૃત્તિ કરતી હતી.

કામદારોને મન તો આ આનંદનો અવસર હતો. મુડીવાદ સામે સંગઠીત સામનો કરવાથી તેમનામાં અજબ આત્મશ્રદ્ધા પ્રગટી હતી. તેમણે શતકાથી સેવેલું સ્વપ્ન આખરે સાચું પડ્યું હતું.

શહેરના સુના વીભાગ ઉપર એક શ્રીમંત બાઇ અને બાળક જતાં હતાં. બાળકના હાથમાં તેના નવીન કોટનું પેકેટ હતું.

'બા આજે રસ્તા સુના કેમ છે?

'અરે, આમ તેમ જોઇશ નહિ. સીધો સીધો ચાલ...'

પણ બાળકે પ્રશ્ન પાછો પુછ્યો.

'ભાઇ કહે છે કે કામદારોએ હડતાલ પાડી છે!'

'કામદારો?'

'હા.'

'શું કામદારોને રસ્તા પર ચાલવાનો પણ હક્ક નથી?'

'પોલીસ કમીશ્નરનો હુકમ છે!'

'કેમ પોલીસ કમીશ્નરે ના પાડી?'

'લે; મ્હને ત્રાસ ન આપ. મ્હારો હાથ પકડીને સીધો સીધો ચાલ......' બાઇએ કંટાળીને કહ્યું.

'કામદારો ત્યારે ખરેખર ખરાબ છે!'

'કોણ?'

'કામદારો'

'ના ના તેમ નહિ પણ કેટલાક ખરાબ છે. તેઓ લોકોને ઉશ્કેરે છે. અને... અરે જલ્દી ચાલ. ચાલ વિક્ટોરીઆમાં બેસી જઇએ!''

વિક્ટોરીઆમાં સ્થાન લીધા પછી બાઇને સંતોષ થયો હવે કામદારોના તોફાનની બીક રહી ન હતી. શહેરના સુના વીભાગમાં 'વિક્ટોરીઆ માર્ગ' કાપવા લાગી.

'ક્યાં જશો?' ગાડીવાળાએ સવાલ કર્યો.

'ત્યાં સીધાં...જો'

'બાઇ સાહેબ, રૂપીઓ આપજો હોં.'

'ત્યારે અમે ટ્રામમાં જઇશું.' બાઇએ જવાબ આપ્યો.

'બાઇ સાહેબ, હવે ટ્રામ પણ રવિવારથી નહિ ચાલે. વાર, બેસી રહો.'

'બા ટ્રામ પણ બંધ પડશે?'

'આ ગાડીવાળો કહે છે!'

'તો હું નિશાળે કેમ જઇશ?'

'તેની તું ચિંતા ન કરીશ. ત્હારા 'ભઇ' તેને માટે વ્યવસ્થા કરી દેશે.'

રસ્તાની શાંતિ અભંગ હતી. બાળકની મનોવૃત્તિ આવી શાંતિમાં અજબ ખીલી. તેણે ગાડીવાળાને જ સવાલ કર્યો:

'ગાડીવાળા, તું કામદારોને ઓળખે છે?'

'હું પોતે જ કામદાર છું.'

'ત્યારે ત્હમે કામ કરવાની કેમ ના પાડો છો?'

'ભાઇ, અમારી કંગાલ મજુરી પર આ શેઠીઆઓ કાપ મુકે છે તેથી, જુવોને ત્હમારાં માતુશ્રી પણ એક રૂપીઆથી વધુ આપતાં કેટલાં અચકાતાં હતાં?'

'ત્યારે હડતાળ ક્યારે પુરી થશે?'

'જ્યારે શેઠીઆઓ નમશે ત્યારે'

'જ્યારે ભૂખ નહિ સહન થાય ત્યારે' બાઇએ વચ્ચે ઉમેર્યું.

'બાઇ સાહેબ, જંગલી પ્રાણીઓને કેળવવામાં ભૂખનો ઉપયોગ માનવી કરે છે. પણ માનવી માનવીના સંબંધમાં પણ આ જ આયુધનો ઉપયોગ કરવો એ શું માનવના છે?' વિક્ટોરીઆવાળાએ ક્રોધથી કહ્યું.

બાઇએ જવાબ ન આપ્યો પણ વિક્ટોરીઆવાળાએ તો પોતાનું ભાષણ ચાલુ રાખ્યું:

'બાઇ સાહેબ, ત્હમારા શરીર પર જે સુંદર સાડી છે, તે કામદારોએ વણી છે. ભાઇએ પહેરેલો કોટ કામદારોએ વણ્યો છે, અને કામદારોએ સીવ્યો છે, છતાં ત્હમારી પાસે આજે મ્હેલાતો છે અને મ્હારા શરીરને ઢાંકવા માટે એક કાપડનું કુડતું પણ નથી એ શું વિચિત્ર નથી? બાઇ સાહેબ, આજે જગતમાં કામદારો દશ દશ કલાક કામ કરી રહ્યા છે, તેઓ જગતમાં સર્વસ્વ ઉત્પન્ન કરી રહ્યા છે, છતાં તેઓ કેમ ભૂખે મરે છે?''

બાઇ સાહેબે જવાબ આપવાની ઇચ્છા જરા યે બતાવી નહિ.

'પણ બા, આ કહે છે તે ખરૂં છે?' બાળકે સવાલ કર્યો.

'તદ્દન ગપ. ન મળે તો તેમનાં નસીબ.'

'સાહેબ, નસીબ બસીબ કંઇ નહિ', આજે ત્હમારા લોકો અમારા ઉપર જુલ્મ વર્ષાવે છે. આજે અમે ઉત્પન્ન કરીયે છીએ અને ત્હમે મોજવિલાસ માણો છો, આજે અમે જહેમત ઉઠાવીએ છીએ ને......''

'બસ, ચુપ કર, ત્હારૂં ભાષણ અમારે નથી સાંભળવું ખબરદાર, એક શબ્દ પણ આગળ બોલ્યો છે તો!'

'સાહેબ, ન સાંભળવું હોય તો ન સાંભળો. આવતી કાલથી વિક્ટોરીઆ પણ બંધ

ચનાર છે. ચાલતા જવું પડશે ત્યારે જ ન્હમોને ખબર પડશે....'

તેના શબ્દોમાં આવતી કાલનાં એંધાણુ હતાં.

## ૩ કામદાર લત્તામાં—

'બિરાદરો, આ આપણો આખરી સંગ્રામ છે. આ આપણી છેલ્લી લડત છે. મુડીવાદે આપણા ઉપર આક્રમણ કર્યું છે તેનો આ એક સીધો જવાબ છે.' અંગાર વરસાવતો હોય તેમ કામદાર નેતા શબ્દો વરસાવી રહ્યો હતો. તેના શબ્દે શબ્દે ધિક્કારભર્યો હતો. તેના અક્ષરે અક્ષરે વેરની ભાવના સળગી રહી હતી.

'બિરાદરો, જગતમાં કારખાનાં કોણે ચણ્યાં?

'કામદારોએ' સમુહમાંથી પડઘો પડયો.

'યંત્રો કોણે ગોઠવ્યાં?'

'કામદારોએ.'

'ખાણુમાંથી લોઢું કોણ કાઢે છે?'

'કામદારો.'

'ત્યારે બીરાદરો! આ કામદારોએ બાંધેલાં કારખાનાં, આ કામદારોએ બનાવેલાં યંત્રો, અને ખેડુતોએ ઉત્પન્ન કરેલા કાચા માલના એકીકરણ રૂપ આ કાપડ ઉપર ગંજાવર નફો મેળવવાનો માલિકગણને શું અધિકાર છે? હું પુછું છું કે નીતિના કયા સિદ્ધાંતથી આ ક્રુર શોષણ વાજબી ઠરી શકે છે? બીરાદરો, આ આપણી સર્જેલી સંપત્તિ છે. આ આપણી મિલકત છે. એનું સ્વામિત્વ આપણું જ હોવું જોઇએ.'

વક્તાએ પોતાનું ભાષણ ચાલુ જ રાખ્યું. કામદારોમાં અનેરો ઉત્સાહ વ્યાપી ગયો. તેના શબ્દે શબ્દે તેમને નવો માર્ગ સુજતો ગયો. વક્તાના વ્યાખ્યાનનું વ્હેણુ આગળ ચાલ્યું.

'પેલો ઇશ્વર—એ ઇશ્વર નથી. એ જીવતું મુડીવાદી હથિયાર છે. પાપ અને પુણ્ય જેવી વસ્તુ જ નથી. બીરાદરો, આર્યનામંદીર તો મુડીવાદીઓએ આપણા માટે ઉભી કરેલી ઇંદ્રજાળ છે. આ ઇંદ્રજાળથી આપણે ન ફસાઇએ. જો ખરેખર પ્રભુ હોત તો શા માટે જગતના આમવર્ગને—વિશાળ જનસમુદાયને શીરે આટલાં દુઃખ હોય? તો શા માટે આપણે આટલી ઘૃણાજનક ગરીબાઇ ભોગવીયે? શું આપણે શ્રમ કરતા નથી? શું આપણાં બાળકો અને સ્ત્રીઓ કારખાનાની કાળી મજુરી નથી કરતાં? જો પ્રભુ હોય તો તે પ્રભુ આજે પૈસાદારની પડખે ઉભો છે......''

## ૪ અંધારૂં!

'બ્હેન આજે વીજળીની બત્તી નથી સળગતી. હું સારા યે ઘરમાં ફરી વળ્યો. દરેક બટન દાબી જોયું પણ એક પણ દીવો સળગ્યો નહીં.' પેલા બાળકે બ્હેનને કહ્યું.

'ખરેખર!'

'હા બ્હેન, એક પણ દીવો સળગતો નથી.'

'ત્યારે શું એ લોકોએ પણ હડતાલ પાડી?'

'એમ જ લાગે છે.'

'બ્હેન, આ કામદારોને સરકાર કંઇ કરતી નથી. હું હઉં તો બધાને મારી નાખું! જુઓને મ્હારાથી નીશાળે પણ જવાતું નથી!'

'ભાઇ, એ સરકારથી જરા યે ડરતા નથી.'

'કેમ વારૂ?'

'સરકાર તેમને કંઇ પણ કરી શકે તેમ નથી.'

'ત્યારે તો એ જબરા જાદુગર હોવા જોઈએ. જ્યારે સરકાર આવતી હશે ત્યારે તેઓ જાદુથી અદ્રશ્ય થઇ જતા હશે! અને સરકાર જતી રહેતી હશે ત્યારે પાછા

બહાર પડતા હશે. બ્હેન, મ્હને તો લાગે છે કે કામદારો કંઇ જબરા જાદુગર છે, નહિં તો સરકારથી તે કેવી રીતે છટકી શકે?"

જગતની આંટીઘૂંટીથી અજાણ બાળકે પોતાનો ઉકેલ કહાડયો.

'ભઇ, જાદુ બાદુ કંઇ નથી. કામદારોમાં સંપ ઘણો મ્હોટો છે. નહિં તો સરકારે ક્યારનીયે હડતાલને તોડી નાંખી હોત.'

'એ બધું કંઇ નહિં બ્હેન, હું ખરૂં જ કહું છું કે તેઓ જબરા જાદુગર છે. જોને આપણા ઘરમાં કેટલું અંધારૂં થઇ ગયું. ફાનસનો પ્રકાશ તે કંઇ વીજળી જેવો આવે? એ તો ખરી બ્હેન, નથી ચાલતી ટ્રામ, નથી ચાલતી પોસ્ટ ઓફીસ, છાપું પણ એક પણ બહાર પડતું નથી, દુધ પણ થોડા દિવસ પછી નહીં આવે, હવે તો મોટર પણ ચાલતી નથી. આ બધું શી રીતે બન્યું? હું ખરૂં કહું છું કે કોઇ કામદારે જાદુ કર્યું છે કે બધાં છાપાં બંધ થઇ ગયાં, ટ્રામ અટકી પડી; ટ્રેન ચાલતી નથી; અને આપણા આવાસમાં હવે અંધારૂં થઇ ગયું."

'ભઇ એમ નથી... પણ...'

'નહીં બ્હેન હું ખરૂં જ કહું છું કે કામદારો મોટા જાદુગર છે; નહીં તો પોલીસના હાથથી બચે ખરા! એ બધા શેના પ્રતાપ? જાદુ નહિં તો બીજું શું?'

## ૫ ધરપકડ

કમિશ્નરે ફરમાન બહાર પાડયું હતું કે કોઇ પણ કામદાર નેતાએ જાહેર ભાષણ ન આપવું. જાહેર શાંતિની જાળવણીના ઓથાં નીચે સરકારે સમુહ સંગઠન ઉપર આ ઓથાં આકરા ફટકા લગાવ્યા હતા.

કામદારોએ ખાનગી સભા ભરવાનું નક્કી કર્યું અને કામદારલત્તાઓમ ખાનગી સભાઓ ખૂબ ભરાવા લાગી. ત્યાં સરકાર સામે, માલદારશાહી સામે આકરાં વેણો વરસાવવામાં આવ્યાં!

આખરે સરકારે કામદાર નેતાની ધરપકડ કરવાંનો નિર્ણય કર્યો. જાહેર શાંતિની જાળવણી માટે તેની પાસે જામીન મંગાયા. સરકારતંત્ર પાસે આં એક જ માર્ગ રહ્યો હતો

કોર્ટ સમક્ષ નિવેદન કરતાં આ નેતાએ કહ્યુઃ 'તમે મ્હારી ધરપકડ કરી શકો છો, પણ તેથી તમે ક્ષુધાનો સંહાર નહીં કરી શકો. તમે મ્હને મારી નાખી શકો છો પણ તેથી આમવર્ગના આ ઉદ્દામ આંદોલનને તમે નહીં કચડી શકો. મ્હારો સંહાર કરવો એ સહેલ છે, પણ જ્યાં સુધી માનવ ઇતિહાસમાંના આ કારમા કલંકરૂપી શોષણનો સંહાર નહિં થાય, જ્યાં સુધી માનવજીવનની આ દારૂણ ગરિબાઇ નાશ નહિં પામે, ત્યાં સુધી આ આંદોલનોનો નાશ તમે નહિં જ કરી શકો.

યાદ રાખો ઓ ન્યાયાધિશ! જ્યાં સુધી અમારા પેટમાં ક્ષુધાના અંગાર સળગે છે, જ્યાં સુધી અમારી મહેનત ઉપર અન્ય લોકો મોજ વિલાસો માણે છે, ત્યાં સુધી આવી હજારો ધરપકડો થાય તો પણ તમે સફળ બનવાના નથી. આજે દુઃખનો દાવાનળ સળગે છે. યુગ અમારી પડખે છે...

## ૬ હડતાળ પછી—

થોડા દીવસ થયાં અને હડતાલ ખુલી ગઇ. કામદાર માગણીઓને સંતોષવામાં આવતાં પ્રકાશ પાછો આવ્યો. ટ્રામો ચાલી. મોટરો ફરવા લાગી.

નીશાળે જતાં પેલા બાળકે બ્હેનને કહ્યું ;બ્હેન, મેં ન્હોતું કહ્યું કે કામદારો જબરા જાદુગર છે. નહીં તો એક જ દીવસમાં, ટ્રામ, ઇલેક્ટ્રીક, ટ્રેન વીગેરે ચાલુ ક્યાંથી થાય? તું માનતી નથી પણ હું ખરૂં કહું છું કે કામદારો જબરા જાદુગર છે!

---

* 'Magician' નામની રૂશીયન વાર્તાને આધારે.

# કોલેજના કંપાઉન્ડમાંથી—

કોલેજના કંપાઉન્ડમાં કેટલીય વાર મીત્રો એકત્ર મળે છે. તેઓ કેટલીય વાર સામાન્ય ચર્ચા કરે છે. કેટલીક વાર અસામાન્ય ચર્ચામાં પણ ઉતરી પડે છે. આવી અસામાન્ય ચર્ચાના સંભારણા સ્મૃતી પટ પર જળવાઇ રહે છે આજે કોલેજ જીવન પર પાછી દ્રષ્ટી કરતાં આ સંભારણા તાજા થાય છે. આવા સંભારણાને શબ્દદેહ આપવાનો યત્ન આશા છે કે અરસીક નહીં થઇ પડે.

: લેખક :

કોલેજીઅન

## ભણેલાંનો ભુખમરો

કુમાર–ઇંદ્ર, મ્હને તો જગ્યા મળી ગઇ એટલે આનંદ થયો!

ઇંદ્રકુમાર–હાં, નહીંતર અરજીઓના લાંબા લીફાફા લઇને ભટકવું પડત!

(સુધીર જોડાય છે.)

સુધીર–કેમ, ભાઇ કુમાર, આજ ખાસ આનંદમાં?

ઇંદ્રકુમાર–એ તો કુમારભાઇને આજે સીવીલ હસ્પીતાલમાં જગ્યા મળી ગઇ છે એટલે તેઓ આજે આનંદમાં છે!

સુધીર–તો તો બહુ જ સારૂં! ચાલો એક ચીન્તા ટળી.

કુમાર–હવે જોઇએ છીએ કે કયાં સુધી તે ટકે છે?

સુધીર–લગભગ છ મહીના તો ખરા જ!

ઇંદ્રકુમાર–કાલે પેલો દવાવાળાનો પ્રતીનીધી કહેતો હતો કે લગભગ ખાનગી દવાખાનું ખોલી બેઠેલા દાકત્તરોની અડધી સંખ્યા આજે નોકરી માટે યત્ન કરી

સુધીર–મેં પણ એ જ સાંભળ્યું હતું.

ઇંદ્રકુમાર–ત્યારે મારી શું દશા થશે?

સુધીર–કુમારની માફક ત્હને પણ કયાંક નોકરી મળી જશે.

ઇંદ્રકુમાર–પણ કુમારભાઇ તો પરીક્ષામાં ત્રીજે નંબર આવ્યા, એટલે તેમને સહજ નોકરી સાંપડી પણ મ્હારે કંઇ એમ નથી.

(રમેશ જોડાય છે)

રમેશ–કેમ દોસ્તો, શેના ઉપર આજ ઉતરી પડયા છો.

ઇંદ્રકુમાર–ભાવી વીશે વીચાર કરતાં શોક ઉત્પન્ન થાય છે.

રમેશ–ત્હમારે બધાને મન એમજ છે કે ચીરકાળ સુધી પીતાશ્રી પૈસા મોકલ્યા કરે અને ત્હમો યથેચ્છ આનંદ ઉડાવ્યા કરો એમ જ ને?

ઇંદ્રકુમાર–પણ ભાઇ, ત્હમો એક વર્ષ પછી પસાર થઇ જશો ત્યાર પછી ત્હમો શું કરશો તેની ત્હમોને કંઇ કલ્પના છે?

રમેશ–શું કરીશ? ખાઇશ–વગાડીશ–

કુમાર—એમ તે કંઇ ચાલે? રમેશ, જીવન એ તું માને છે એટલું જરા યે સરળ નથી. ખાવા, વગાડવા, અને ગાવા માટે ત્હમારે શ્રમ કરવો પડશે. કોઇક હોસ્પિતાલમાં આઠ આઠ કલાકની અથાગ જહેમત ઉઠાવવી પડશે. મહીને દીવસે સો રૂપીયા મેળવવા માટે દીવસ અને રાત દરદીઓની ચિન્તા કરવી પડશે. અભ્યાસ પુરો થતાં ખાવાનું--વગાડવાનું અને ગાવાનું તો ક્યાંઇ સુદ જાય છે, પણ તેને બદલે પેટ પોષણને માટે એટલી તો ચિન્તા ઉત્પન્ન થાય છે કે શરીરમાં એક ઔંસ જેટલું વજન વધારવું પણ મુશ્કેલ થઇ પડે છે.

રમેશ—(મજાકમાં) જરા સ્વાનુભવથી કહેતા હશો?

કુમાર—સ્વાનુભવ! હા, હા, સ્વાનુભવ! ત્હમોને કદાચ ખબર નહીં હોય કે આપણી હોસ્પીતાલની એક જ જગ્યા માટે લગભગ ૫૦૦ જેટલી અરજીઓ આવી હતી. એ તો હું સારા નંબરે પાસ થયો નહીંતર આજે આ કુમારભાઇ રસ્તામાં રખડતા હોત, એટલું જ નહીં પણ દવાખાને દવાખાને નોકરીની શોધમાં ભટકતા હોત!

ઇંદ્રકુમાર—ભાઇ કુમાર કહે છે તે તદ્દન ખરૂં છે. આજે આપણા શીક્ષીતોમાં બેકારી ખુબ વધી ગઇ છે. આપણા મહાવીદ્યાલયોમાંથી સેંકડો ડોક્ટરો પ્રતીવર્ષ બહાર પડે છે પણ તેમાંથી બહુ જ ઓછા —અરે એકદમ અલ્પ સંખ્યા જ નોકરી મેળવી શકે છે. બીજા બધાને માટે કાં તો ખાનગી દવાખાનાઓ સ્થાપવાનાં રહે છે કે કાં તો તેમને પરદેશ જવાની જરૂર પડે છે.

સુધીર—ભાઇ, આ વાતથી તો મ્હને ખુબ કંટાળો આવ્યો. ભણેલાઓનો ભુખમરો એ કંઇ તદ્દન નવીન વસ્તુ જ નથી આજકાલ દરેક વર્તમાનપત્ર આ વસ્તુને ખુબ પ્રસીદ્ધી આપે છે.

રમેશ—(વચ્ચેથી) ભાઇ, આ ત્હમારા ઢોંગ જવા દો. કુમારભાઇનું પ્રવચન સાંભળ્યું! ઇંદ્રકુમારભાઇની આગાહી વાંચી. પણ બીરાદરો, ત્હમો દરરોજ ત્હમારી બેકારી વીશે બુમાબુમ કરી મૂકો છો ત્યારે ત્હમોએ કદી હિંદના આમવર્ગની બેકારીની કલ્પના કરી છે? ના, ત્હમો એ વિશે કદી નહીં કલ્પના કરો. સવારે ઉઠીને ભગવદ્ગીતા વાંચતા આપણા કુમારભાઇ સૌથી પહેલાં સ્વ ઉદર તરફ જ દ્રષ્ટિ કરે છે. જ્યારે હિંદમાં લગભગ ૪ કરોડ માણસ પાસે જરા યે કામ નથી, જ્યારે આ વ્યક્તીઓ પાસે ખાવાને અન્નનો કણ નથી, ત્યારે ત્હમો ત્હમારી સંભવીત બેકારી પર બે આંસુ સારી રહ્યા છો......

સુધીર—(રમેશના આ કડક ભાષણમાંથી પ્રેરણા મેળવીને) બરાબર છે. રમેશ કહે છે તે તદ્દન ખરૂં છે. આપણે દરરોજ વીશ્વબંધુત્વની વાતો કરીએ છીએ, આમવર્ગની આઝાદી માટે મરી પડવાની તમન્ના બતાવીએ છીએ છતાં હરહમેશ આત્મહીત તરફ જ દ્રષ્ટી કરીએ છીએ.

રમેશ—(સુધીરનાં પ્રોત્સાહનથી ઉત્તેજીત થઇને) ભાઇ, ભણેલાનો ભુખમરો એ કંઇ એટલી મ્હોટી વસ્તુ નથી. ભાઇ કુમારને તો શ્રીમંત કાકાની સહાય છે. ભાઇ ઇંદ્રકુમારને તો શ્રીમંત સસરાની સહાય મળે તેમ છે. અને આ સુશીક્ષીત કહેવાતા સમુદાયને કદી ખાધા પીધાની જરા ય મુશ્કેલી નડે તેમ નથી. ભલે આમાં કદાચ અપવાદ હશે જ. પણ જ્યારે હીંદના આમવર્ગ માટે વીચાર કરીએ ત્યારે તેમના પ્રમાણમાં આપણી મુશ્કેલીઓ કંઇ જ વીસાતમાં નથી.

કુમાર–પણ ભાઇ, તેમાં આટલી બધી ઉકળી જવાની શી જરૂર હતી? કદાચ માની લઇએ કે આમવર્ગને સહન કરવાં પડતાં કષ્ટો શીક્ષીત સમુદાય કરતાં વીશેષ હોય, પણ અમારા ભુખમરાને ત્હમો તદ્દન ઉતારી તો ન જ પાડી શકો ને.

સુધીર–પણ ભાઇ ત્યારે આ સંભવીત ભુખમરા પર આંસુ સારવાથી શું લાભ? જો તાકાત અને તમન્ના હોય તો આ બેકારીને સર્જતી સમાજરચના તોડી પાડવા માટે તત્પર થવું જોઇએ.

રમેશ–બરાબર. ભણેલા જો ભુખે મરે છે તો તેઓ આ ભુખમરાનું મુળ કારણ તપાસવા માટે કેમ લક્ષ નથી આપતાં?

કુમાર–એ તો ઠીક પણ ચાલો મ્હારી નીમણુંકના માનમા ત્હમોને અત્યારે તો 'પાર્ટી' આપું!

## અર્ધરાજકીય પ્રવૃતી

રમેશ–કુમાર, મ્હારો વીચાર છે કે પાસ થયા પછી મ્હારા પક્ષ માટે કંઇક કરવું!

કુમાર–વીચાર સુંદર છે!

રમેશ–પણ તે તો ઠીક ગઇ કાલ ગોખલે મળ્યો હતો. તે કહેતો હતો કે તે પણ પક્ષમાં જોડાઇ જનાર છે.

કુમાર–કાર્ય કંઇ ખોટું નથી.
(સુધીર જોડાય છે)

સુધીર–કેમ દોસ્તો, આજે કંઇ છેક ધીમેથી વાત કરો છો?

કુમાર–એ તો ભાઇ રમેશ કહે છે કે પાસ થયા પછી આમવર્ગની સેવા માટે જીવન સમર્પવાનો સંકલ્પ તેમણે કર્યો છે.

સુધીર–(જરા અજાયબ થઇને) આખો વખત?

રમેશ–નહીં રે, સવારે દવાખાને જવું અને બપોરના સમયમાં આપણી પાર્ટી માટે કામ કરવું.

સુધીર–(ગંભીર થઇને) ભઇ, મ્હને તો વીચાર તો સરસ લાગે છે પણ મ્હારી ખાત્રી છે કે આમાં ત્હમો નહીં ફાવી શકો.

રમેશ–કેમ વારૂ?

સુધીર–દવાખાનું અને રાજકીય પ્રવૃત્તી સાથે નહીં જઇ શકે.

રમેશ–હું ધારૂં છું કે તેમ કરવું શકય છે.

સુધીર–ભઇ, મ્હારૂં કહેવું જો માન્ય રાખે તો આ અખતરો આદરવા જેવો નથી.

રમેશ–(મક્કમતાથી) પણ મ્હારી ખાત્રી છે કે હું કરી શકીશ. જો, હું માંડવી પર દુકાન કહાડીશ. બપોરના હું પરેલ જઇશ. સાંજના દવાખાને આવીશ. અને રાત્રીના સભાઓમાં જઇશ.

સુધીર–એ ખાલી ઢોંગ છે. એકવાર એક પ્રવૃત્તીમાં પડયા પછી તેમાં એકલક્ષ આપવું જોઇએ. દવાખાનું કહાડતાંની સાથે ત્હારા શીર પર કેટલો ય બોજો આવશે. એમ ન કલ્પતા કે દવાખાનું કહાડીને બેઠા એટલે દરદીઓ ત્હમારે ત્યાં ઉભરાઇ જશે. એને માટે અથાગ પરીશ્રમની જરૂર પડે છે. દરદીઓની મરજી સાચવવી પડે છે. અરે કેટલું ય એવું કરવું પડે છે કે જેથી રાજકીય પ્રવૃત્તીનો પારો તદ્દન શુન્ય પર જ જઇને બેસે.

કુમાર–આ બાબતમાં તો હું સુધીર સાથે સંમત થઉં છું. રાજકીય પ્રવૃત્તી અને ધંધો એક સાથે જઇ શકતાં નથી. આ કંઇ મહાસભાની ચળવળ નથી કે બપોરે વકીલાત કરી શકાય અને સાંજે ચોપાટીના વ્યાસપીઠ પરથી ગર્જના કરી

કંગાળ ફીસાનોને આમ બેવડો કર આપવાની ફરજ પડે છે. અત્યારે પણ ચીનમાં જમીનદારો હજુ પણ તેમની જહાંગીરી ચલાવી રહ્યા છે. આમ ઉમરાવશાહીનો યુગ અસ્તાચળે જઇ પહોંચ્યો છે, એમ કોઇ ન કલ્પે. માત્ર યુરોપના પટ પરથી આ જુલ્મીઓના જુલ્મગાર રાજ્યતંત્રોને ફના કરી દેવામાં આવ્યા છે, અને રાજા આલ્ફોંસોની છેલ્લી વીદાય પછી સ્પેનમાંથી પણ આખરે ઉમરાવશાહી અદૃશ્ય થઇ ગઇ છે.

ત્યારે મધ્યકાલીન ઉમરાવશાહી કેમ તુટી પડી? શા માટે ફ્રેંચનો વીપ્લવ થયો? શા માટે રાજા આલ્ફાંસો એક રાતમાં પોતાનું માદર વતન મુકીને નાઠો? ઉમરાવશાહીના નાશનો મૃત્યુઘંટ કેમ વાગ્યો? આ સ્વાભાવીક સવાલની વીચારણામાં ઉમરાવશાહીને જમીનદોસ્ત કરનારાં બળો વીષે તેમજ સમાજમાં ઔદ્યોગીક પ્રવૃત્તિએ ઉપજાવેલી અસર વીષે વીચારણા કરવાની સીધી ફરજ પડે છે.

પેલા શાળામાં શીખવાડતા શીક્ષકને જઇને કદાચ સવાલ કરો કે રાજા આલ્ફાંસો કેમ તુટી પડયો? તો કદાચ તે કહેશે કે 'આ રાજા બહુ જુલ્મી મદાંધ રાજા હતો. તે મનસ્વી પ્રમાણે શાસન કરનારો હતો. તેના રાજ્યમાં બહુ દુઃખ હતું.' સામાન્ય શીક્ષક અને મહાવીદ્યાલયના પ્રોફેસર પાસે આથી વધુ જ્ઞાન નથી હોતું! આ બીચારા અર્ધકચરા અધ્યાપકો એ જ વસ્તુનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કરીને પોતાનું કામ પુરૂં થયેલું સમજે છે. પણ સ્પેનના કે ફ્રેંચના વીપ્લવને સર્જતા સંજોગો અને તેની ઔદ્યોગીક પરીસ્થીતીને અવલોકીએ તો ખાત્રી થશે કે અધ્યાપકો શીખવે છે એટલો આ ઇતીહાસ સરળ નથી. ચાલો ત્યારે ઉમરાવશાહીના નાશ સાથે સંકળાએલા સંજોગોનો વીચાર કરીએ.

પ્રથમ વેપાર વણજની ખીલવણીથી સારા યે રાષ્ટ્રમાં એક એવો વર્ગ ઉત્પન્ન થવા લાગ્યો કે જેમની પાસે સંપત્તી હોવા છતાં સત્તામાં તેમને જરા જેટલો ય હીસ્સો ન હતો. આ વેપારીઓએ સત્તાનાં સુત્રો માટે થોડીક અથડામણો આદરી. આ અથડામણનાં મુળે તેમને કેટલાક હક્ક પણ મળ્યા. ઇંગ્લેંડનો ઇતીહાસ આ સીદ્ધાંત માટે અતી માર્ગદર્શક છે. લગભગ ટયુડર વંશ સુધી જે જે હકકો માટે પ્રજાએ સામનો કર્યો છે, તે તે હકકો વેપાર ખેડતા વર્ગના સીધા નેતૃત્વ નીચે થયા છે. પણ વેપાર ખેડતી કોમને ઉમરાવ સમુહ સાથે અથડામણ ન થઇ. તેઓને તો વેપાર સાથે સંબંધ હતો. તેમજ તેમના માર્ગમાં ઉમરાવો કંઇ એટલા બધા આડખીલીરૂપ નહોતા બની ગયા કે જેથી આખરી સંગ્રામ કરવાની જરૂર પડે.

પણ ત્યાર પછી તો યંત્ર શોધાયું. યંત્ર ઉત્પાદનની પદ્ધતીએ પારાવાર પરીવર્તન કર્યું. આ પરીવર્તન આવતાંની સાથે જ માલીકોમાં કામદાર ભુખ પ્રગટી. યંત્ર પર કામદારો કામ કરે તો જ માલ ઉત્પન્ન થાય ને! પણ ખેડુતો જમીન સાથે જકડાઇ ગયા હતા. ફીસાનો ઉમરાવોની પરવાનગી વગર ખેતર છોડી નહોતા શકતા એટલું જ નહીં પણ ખેડુતો તો જમીન પર ગુલામ જેવા હતા.

આ ઉદ્યોગપદ્ધતીમાં થયેલાં પરિવર્તને પછી રાજકીય વીપ્લવનાં બીજ રોપ્યાં.

જે ઉદ્યોગમાં અગ્રણી બની બેઠેલાઓને ઉદ્યોગ ચલાવવો હોય તો તેમણે ખેડુતોને જમીનની ગુલામીમાંથી મુકત કરી, તેમને કારખાના તરફ આવવા માટે મુકત કરવા જોઇએ. આ વસ્તુ ત્યારે જ શકય બને કે જયારે ઉમરાવશાહીના અધીકાર ઓસરી જાય.

અને તેથી ઉમરાવશાહીને જમીનદોસ્ત કરવા માટે, તેને જડમુળથી ઉખેડી

-નાંખવા માટે કારખાનાઓના અધીષ્ઠાતા-ઓએ આખરી સંગ્રામ શરૂ કર્યો.

જનતા પર ગુજરતા જુલમનો લાભ લઇને આ સંપત્તીવાન સમુહે જનતાનું સંગઠન કરીને મધ્યકાલીન ઉમરાવશાહીનો નાશ કરી દીધો. ફ્રેંચના રાજ્યવીપ્લવ અને આધુનીક સ્પેનના વીપ્લવનું આ ગુઢ રહસ્ય છે. આ બન્ને દેશમાં કારખાનાં-ઓના માલીકગણે જનતાની સહાય વડે ઉમરાવશાહીના તાંડવનૃત્ય કરવાના અખાડા તોડી પાડયા, તેમને સત્તાના સીંહાસનથી દુર હડસેલી મુકયા.

રૂશીયામાં ૧૯૨૭ ના ફેબ્રુઆરી માસમાં થયેલો વીપ્લવ તેમજ ચીનનો ૧૯૨૭ નો વીપ્લવ, એ આ પ્રકારના વીપ્લવો હતા. વીપ્લવની પછવાડે ઉદ્યોગપદ્ધતીમાં થયેલું પરીવર્તન–યાંત્રીક પદ્ધતી એ કારણ તેના મુળમાં હતું. વીપ્લવે સત્તાના સુત્રધારો બદલ્યા. ઉમરાવો તુટી પડતાં શ્રીમંત સમુદાયે સત્તાની લગામ પોતાના હાથમાં લીધી.

ઉમરાવોના નાશની આ કથા છે. એક રીતે કહીએ તો યુરોપમાં સોળમી સદીથી તેમના સંહારની શરૂઆત થઇ. હીંદમાં પણ ઇસ્ટ ઇંડીયા કંપનીના લશ્કરે ઉમરાવ સમુદાયનો સંહાર કરવાની શરૂઆત કરી. આ નીતી છેક લોર્ડ ડલહૌસી સુધી સતત રીતે ચાલ્યા કરી. અને આખરે જ્યારે બ્રીટીશ મુડીવાદી સરકારતંત્રના સંચાલકોને લાગ્યું કે આ મહારાજાઓ આગળ ઉપર ઉપયોગના થઇ પડશે ત્યારે જ આ નીતી ઉપર અંકુશ પડયો. અને આટલાં દેશી રાજ્યો કંપનીની પ્રસરતી આગમાંથી બચી જવા પામ્યાં.

આ દ્રષ્ટીએ એક વસ્તુ ખુબ યાદ રાખવાની જરૂર છે. આ વસ્તુ તે એ છે કે યુરોપમાં આ ઉમરાવવંશનો ઉચ્છેદ બીપ્લવી વીચારબળોએ સાધ્યો છે. ત્યારે અહીં પરદેશી સરકારે તેમને ખતમ કરી દીધાં. આમ આ પ્રદેશના ઉમરાવવર્ગના ધ્વંસમાં અહીંના સમુહે કે શ્રીમંતોએ બીપ્લવી વીચારશ્રેણીનો જરો યે અનુભવ નહીં લીધો હોવાથી તેઓ અત્યારે પણ ઉદ્દામ પ્રવૃત્તીઓથી સો ફીટ વેગળા રહેવા-માંજ સાર્થક સમજે છે. અત્યારે પણ હીંદના મુડીવાદીઓ આવા આંદોલનોના અનુભવ વગર કોઇપણ આખરી ચળવળને શાબ્દીક સાથ આપતાં પણ ચાર વખત ઉંચું જુવે.

ઉમરાવશાહી હજુ પણ હીંદમાં જીવે છે, કાઠીઆવાડના રજવાડાઓ તેમજ ગાયકવાડ, નીઝામ, મૈસુર, એ સર્વ ઉમરાવ-શાહીના સીધા નમુના છે. અફઘાનીસ્તાન તો હજુ પણ ઉમરાવશાહીના અંધકાર નીચે વસે છે. આમ ઉમરાવશાહી હજુ પણ પૃથ્વીના કેટલાક ભાગમાં અચળ તપે છે.

કેટલાક એમ માની લે છે કે રાજા-શાહી એટલે ઉમરાવશાહી. આ સીદ્ધાંત બરાબર નથી. આજે ઇગ્લેંડના રાજા જયોર્જ, કે ઇરાનનો રાજા રીઝાખાન, કે ઇટાલીના રાજાઓનું અસ્તીત્વ હોવા છતાં આ પ્રદેશનું શાશન આધુનીક મુડીવાદી-ઓના હાથમાં હોવાથી ત્યાં ઉમરાશાહી રાજતંત્ર ન કહી શકાય. આ સંબંધમાં માત્ર એક જ કસોટી પર આખા યે રાજ-તંત્રને મુકવાનું હોય છે. અને તે ઉત્પાદનની પદ્ધતી. આ પદ્ધતી જો આધુનીક મુડીવાદી હોય તો તે શાશન મુડીવાદી ગણાય. ભલે પછી તેનું સ્વરૂપ પ્રજાસત્તાક હો કે નયિંત્રીત રાજાશાહી હો. ઇંગ્લેંડનું ઉદાહરણ આ દીશામાં સર્વ શંકાઓ દુર કરવાને શકતીમાન છે.

જગતના નકશા પર નજર કરીએ તો જણાશે કે ઉમરાવશાહીનો અંત હવે ઝપાટાબંધ આવતો જાય છે. આ ઓલવાતો દીવો માત્ર હવે કયાંક કયાંક જરાતરા ઝબકી રહ્યો છે પણ મુડીવાદી સંસ્કૃતીની એક જ ઝાપટ આ જુલ્મગાર પદ્ધતીને જડમુળથી ઉખેડી શકે એમ છે. અને અમાપ પ્રગતીથી આ ઉમરાવશાહી ભુતકાળના ગર્ભમાં પ્રવેશી રહી છે. દરેક ક્ષણે આ આથમતી ઉમરાવશાહી પર પ્રાચીનતાની ચાદર બીછાવતી ચાલી રહી છે.

(અપુર્ણ)

# વર અને વહુ

રૂશીયામાં રાજક્રાન્તી થઇ અને સોવીયટનું (પ્રજાસત્તાક) રાજ્ય સ્થપાયું તે પહેલાં રૂશીયન સમાજમાં સ્ત્રી પુરૂષનાં સ્થાન આજે ભારતવર્ષમાં છે તેવાં જ હતાં. સ્ત્રી હંમેશાં પુરૂષોના પગ તળે કચરાયેલી રહેતી. પુરૂષની સેવા કરવાનેજ જાણે સરજાઇ હોય એવી માન્યતા હતી. સોવીયેટને લીધે એ વાતાવરણમાં કેટલું બધું પરીવર્તન થઇ ગયું તે આ લેખ બતાવી આપે છે. ફીઓડોર ગ્લેડકોવ નામના નવલકથાકારે સીમેન્ટ નામની એક વાર્તા લખેલી છે તેમાંનું આ એક પ્રકરણ છે. ગ્લેબ નામનો એક કામદાર ત્રણ વરસ લડાઇમાં ગાળી પોતાને વતન પાછો આવે છે.

: અનુવાદક :

**ઇશ્વરલાલ વીમાવાળા, સુરત**

ગ્લેબે ફરીથી ઘેર જવાનો વીચાર કર્યો. પરંતુ ઘરમાં એને શાંતી મળે તેમ ન હતું. ક્યાંથી મળે? ડાશા બહારગામ ગઇ હતી, ડીસ્ટ્રીક્ટ ફરવા ગઇ હતી. ઘર બધું ઉકરડા જેવું હતું. તેમાં ધોળે દહાડે કોળ અને ગરોળી ફરતાં હતાં. એની બારીઓના કાચ ઉપર દોઢસો ડાઘા પડેલા હતા. ધુળના થર બાઝયા હતા. મહીનાઓ થયાં તેને સાફ કરવાની તસ્દી જ કોણે લીધી હતી? પહેલાં, ત્રણ વરસ પહેલાં તો, એ બારીઓના ચકચકતા કાચની ઉપર આખો દીવસ માખીઓ ને પતંગીયાં પાંખો ફફડાવીને ગણગણાટ કર્યા કરતાં. આજે તેવું કશું જણાતું ન હતું. આવા ગંદા કામ ઉપર માખીઓ શા માટે આવે?

ઘરની ફરસબંધી પણ એવી જ ગંદી હતી. તેમાં એક તરફ મેલાં, ગંધાતાં કપડાંનો ઢગલો પડયો રહેતો. ફરનીચર બધું એવું તો અવ્યવસ્થીત થઇ પડેલું કે ભુલે ચુકે પણ અંધારામાં બે ડગલાં ચાલ્યા તો કંઇને કંઇ વસ્તુ સાથે અથડાઇ પડયા વગર રહેવાય જ નહી. બે ડગલાં જમણી બાજુ ચાલ્યા કે ભીંત. બે ડગલાં ડાબી બાજુ ચાલ્યા કે ભીંત! અને રાત પડે ત્યારે તો જાણે એ ભીંતો ધસીને, ડીલ પર આવતી હોય, ને! એમ લાગે.

આખો દીવસ તો ગ્લેબે બહાર કારખાનાંના જુદા જુદા ભાગોમાં રખડી રઝળીને પુરો કર્યો. કોઇક ઠેકાણે તે ઉભો રહ્યો!, કોઇક ઠેકાણે બેઠો, કોઇક ઠેકાણે વીચારમાં પડી નીરીક્ષણ કર્યું. એમ એ ભટકયો.

પણ રાત્રે?

રાત્રે ઘેર આવ્યા વગર એનો છુટકો જ ન હતો. ઘર એને ખાવા ધાતું હતું. ત્રણ વરસ ઉપર એના જીવનના સુખી.

દીવસોમાં જ્યારે એ કારખાનેથી પરવારીને ઘેર આવતો ત્યારે એની પ્રીય ડાશા એની વાટ જોતી રોજ ઉંબરામાં જ હસતે મુખે ઉભેલી જ હોય. અહા! તે દીવસોમાં ઘરનું દીવાનખાનું કેટલું બધું સ્વચ્છ અને આલ્હાદક રહેતું, બારીઓમાં તે દીવસે સુંદર મસ્લીનના પડદા ઝુલતા હોય. બારીઓની પાળ ઉપર ફુલનાં કુંડાં ગોઠવેલાં હોય–તેમાં રંગ બેરંગી ફુલો ખીલ્યાં હોય. આનંદની ચીનગારીઓ સમાં તે જાણે એને ઉમળકાભેર આવકાર આપતાં હોયને, તેમ લાગતું.

દીવાનખાનાની સાફ ચકચકાટ કરેલી ફરસબંધી જાણે આરસી જેવી દેખાતી. તે દીવસે તો કારખાનું ચાલુ રહેતું એટલે બધાય કામદારોના ઘરોમાં વીજળીના દીવા બળતા. એ વીજળીના પ્રકાશમાં ફરસબંધી ચમકારા મારી રહેતી. તે દીવસે તો એનાં બીછાનાં ઉપરની ચાદર સફેદ બાસ્તા જેવી હોય, ટેબલ પરનો રૂમાલ પણ ઉજળો દુધ જેવો હોય. ઘરમાં જ્યાં જુઓ ત્યાં સ્વચ્છતા અને ચતુરાઇ નજરે પડે, જ્યાં જુઓ ત્યાં ગૃહીણી ડાશાનો ચકોર હાથ ફરી ગયેલો સ્પષ્ટ દીસી આવે.

અને–અને તેમની નાનકડી દીકરી નુરકા, સ્વચ્છ અને સુંદર કપડાં પહેરીને આનંદથી ગેલ કરતી આમતેમ દોડાદોડ કરી રહી હોય...

પરંતુ એ બધું આજે સ્વપ્નવત્ થઇ ગયું છે! ભુતકાળના એ રમ્ય દીવસોનાં તો એને માત્ર સંભારણાં જ રહ્યાં છે.

બીછાના ઉપર પડયો પડયો ગ્લેબ વીચાર કરવા લાગ્યો. વીચારોના વમળમાં એને ઘણો વખત સુધી ઉંઘ આવી જ નહી. ઉંદરડાઓના અખાડા સમા બની ગયેલા ઘરમાં ઉંઘ કેવી રીતે આવે?

એમ મધરાત વીતી.

મધરાત વીત્યાં ડાશા બહારથી આવી પહોંચી. હા. મધરાત વીત્યાં એ આવી. હવે કાંઇ એને થોડી જ પહેલાંની પેઠે બ્હીક લાગતી હતી? કાળી ઘોર રાત્રે પણ એ અવાગરા કારખાનાનાં મકાનોની ગલીઓમાં થઇને ચાલી આવતી. એને જરા યે ભય લાગતો ન હતો.

ડાશાએ ઘરમાં આવીને કપડાં ઉતારવા માંડયાં. દીવાનખાનામાં ટેબલ ઉપર ડાઘાવાળી ગંદી ચીમનીમાં ઝાંખો દીવો બળી રહ્યો હતો. તેના પ્રકાશમાં ગ્લેબ એના પ્રત્યે ધુંધવાતી આંખે જોઇ રહ્યો. એને લાગ્યું કે આ કાંઇ ડાશા નથી. મારી અગાઉની પ્રેમાળ મનોહર ડાશા ક્યાં છે? આ તો બીજી જ કોઇ સ્ત્રી છે કે શું? અગાઉની ડાશા મરી ગઇ? આના મ્હોડા ઉપર તો તડકાને લીધે ચામડીની કરચળીઓ પડી ગઇ છે. જીદ અને લઢકણા સ્વભાવને લીધે આની હડપચી આગળ વધીને તીણી દેખાય છે...

ડાશાના માથા પર લાલચટક રંગનો રૂમાલ બાંધેલો હતો જેથી એનો ચહેરો રૌદ્ર દેખાતો હતો. તે ટેબલ પાસે ઉભી રહીને કપડાં બદલવા લાગી. એણે માથેથી રૂમાલ છોડયો. એના વાળ મરદની પેઠે ટુંકા કપાવી નાંખેલા હતા. મ્હોંમાં એ પાઉનો ટુકડો ચાવતી હતી. આખા દીવસમાં કામના દબાણને લીધે એને જમવાનો સમય મળ્યો જ ન હતો.

એણે ગ્લેબ તરફ નજર પણ કરી નહી, ડાશા જાણે દાંત કચકચાવતી હોય એમ એને લાગ્યું. એનું કારણ શું હશે? કાંઇ સમજાયું નહી. હું હાજર છું તેથી એ શું મનમાં કચવાતી હશે? કે મારી નીદ્રાનો ભંગ નહી કરવો એવો એનો

મનસુબો હશે ? કે મારા આગમનથી એની જીવનદશામાં અરૂચીકર ફેરફાર થયો એમ એને લાગતું હશે ?

આખરે એણે પુછવાનો નીશ્ચય કર્યો. બોલ્યો—

"ડાશા, આ તું મને સમજાવ: હું લશ્કરમાં હતો, હું લડાઇમાં ગયો હતો, ત્રણ વરસ સુધી મને મારૂં ઘર ન હતું. એક કલાક પણ મારો પોતાનો ન ગણી શકાય એવી મારી હાલત હતી. ત્યાંથી ત્રણ ત્રણ વરસે હું ઘેર પાછો આવ્યો છું. મારા પોતાના ઘરમાં આવ્યો છું, છતાં તું મારી પત્ની મારી સાથે બોલતી પણ નથી. જાણે તું આ ઘરનું અંગ જ રહી નથી! એ દીવસ થયાં હું તારી વાટ જોતો ભટકતો રહ્યો છું. બે દીવસ થયાં હું રાતના ઉંઘ્યો પણ નથી...ડાશા, જો, તું જાણે તો છે ને? કે ત્રણ વરસ થયાં આપણે બીલકુલ મળ્યાં જ નથી?..."

પ્રશ્ન સાંભળીને ડાશા જરા યે ચમકી નહી. જરા યે પાછું ફરીને ગ્લેબ તરફ જોયું પણ નહી. પોતાના કાર્યમાં જ મગ્ન રહીને બેદરકારીથી બોલી.

"હા, ત્રણ વરસ. ત્રણ વરસ. બરાબર છે."

ગ્લેબ બોલ્યો:—"હં. છતાં તને મારા આવ્યાથી કશો યે આનંદ થતો નથી, એનું શું કારણ? તને યાદ છે? ડાશા, કે જે દીવસે આપણે ત્રણ વરસ ઉપર છુટાં પડયાં તે વખતે શું બન્યું હતું? મને આખે શરીરે ઉઝરડા પડયા હતા. ખુબ વાગ્યું હતું. ને હું લગભગ બેભાન સ્થીતીમાં હતો તે વેળા તેં કેટલા બધા પ્રેમથી અને ખંતથી મારી સારવાર કરી હતી! તે સાંભરે છે ને? ડાશા, આજે તું કેમ આટલી બધી નીરૂત્સાહ ને બેદરકાર બની છે?"

ડાશાએ જવાબ આપ્યો: "ગ્લેબ, હું બદલાઇ ગઇ છું એ ખરી વાત છે. હું આજકાલ ઘરમાં જ બહુ ઓછી રહું છું. પહેલાં હું જેવી હતી તેવી હવે બીલકુલ રહી નથી."

"હું પણ તેમ જ કહું છું ને?" ગ્લેબ બોલ્યો.

"હા. પહેલાં આપણું ઘર હતું. સરસ હતું. પણ હું તો તે બધું ભુલી ગઇ છું. મને તેનો પસ્તાવો પણ નથી થતો. તે વખતે હું જરા મુખી હતી."

"મુખી હતી? એ એ એમ? વારૂ. હવે આપણું ઘર કયાં છે? આ તો ઉકરડો થઇ ગયો છે."

ડાશા ગ્લેબની સામે પળવાર જોઇ રહી. રાતા રૂમાલમાં આંગળીઓ ભરાવીને તે અમળાવવા લાગી. પછી જાણે ભાષણ કરતી હોય તેમ ટેબલ ઉપર થોભા દઇ વાંકી વળીને ગ્લેબ તરફ જોઇ ચીપીચીપીને બોલાવા લાગી.

"તમારે સારૂં ઘર જોઇએ છે કેમ? તમારે ઘરની બારીઓ પર કુંડાં અને કુંડાંમાં ફુલ જોઇએ છે કેમ? ને તમારે સરસ સુંવાળી ગાદલા સમી પથારી જોઇએ છે કેમ? તમને ખબર છે? કે ગયો આખો શીયાળો મેં ટાઢથી થરથરતાં ને થરથરતાં જ આ ઠંડાગાર ઓરડામાં કાઢયો છે? ઘરમાં હવા ગરમ કરવાને માટે કોલસા કે લાકડાં કશું નહી મળે! આખા દેશમાં જ બળતણનો દુકાળ પડેલો હતો તે તો તમને ખબર છે ને? તો પછી હું કોણ મોટી કે મને બળતણ મળે? ને અત્યારે પણ હું કોમ્મુનલ (મઝીયારા) રસોડામાં જ જમું છું, તે પણ તમે જાણો છો ને? હવે પહેલાંનો વરવહુનાં લાડનો, જમાનો રહ્યો નથી. હવે તો હું સ્વતંત્ર સોવિયટ શહેરીજન છું સમજયાને?"

આ બોલવાનાં પણ એ સ્ટેબ તરફ જોતી તો હતી જ નહી. એના પહેલાંનાં 'વર ઘેલી વનીતા'ના દીવસો તો વહી ગયા હતા. હવે તો એ સ્વતંત્ર હતી. પોતે શું કરવું, શું નહી કરવું તે એ સમજતી હતી. અને કોઇને તાબે થાય એવી રહી ન હતી.

સ્ટેબ આ ભાષણ સાંભળી પથારીમાં બેઠો થયો. લોહીના રેલા અને મુડદાંના ઢગલા જોવાને ટેવાયલી એની આંખોમાં પણ એક પ્રકારના ભયનાં ચીન્હ દેખાવા લાગ્યાં. "આ તે રમણી કે રાક્ષસી ?" એના અંતરમાં પ્રશ્ન ઉઠયો. "હવે એની સાથે પહેલાંની માફક વર્તવા જેવું રહ્યું નથી." એમ પણ એને લાગ્યું. એણે પુછ્યું:

"ત્યારે નુરકા કયાં છે ? આપણી દીકરી નુરકા ? મને લાગે છે કે કુલકુંડાની માફક તેં એને પણ ખાંત્રે નાંખી દીધી હશે !

"તમે તો મુરખ છો, મુરખ." ડાશા બોલી, અને ટેબલ પાસેથી ખસીને એણે સ્ટેબના તરફ મુંહ કરી. જાણે એ ઘરમાં હોય જ નહી, તેમ.

બહારના ઘોર અંધકારમાં એક ઘુવડ રડતું હતું. સ્ટેબને લાગ્યું કે કોઇક નીરાધાર, તજાયેલું બાળક રડી રહ્યું છે... ઓરડાની જમીન પર ખુણાઓમાં ઉંદરડાઓ દડબડ દડબડ દોડી રહ્યા હતા. તેનો અવાજ એને કાને આવ્યો.

એ ઘોર શાંતીને ભેદીને ડાશા થોડી વાર પછી બોલી–"નુરકા તો બાળાશ્રમમાં છે, ચીલ્ડ્રન્સ હોમમાં છે."

"બાળાશ્રમમાં ? ચીલ્ડ્રન્સ હોમમાં ?" સ્ટેબ બોલ્યો: "ઠીક, હું કાલે ત્યાં જઇશ અને નુરકાને લઇ આવીશ."

ડાશા બોલી–"વારૂ. એ બાબતમાં તમે ગમે તે કરવાને મુખત્યાર છો. તમે તેના બાપ છો. એટલે મને કશો વાંધો નથી. પરંતુ હું તો ગળા સુધી કામમાં ડુબી ગયેલી છું. એટલે નુરકાને લાવશો તો એની સંભાળ તમારે જ રાખવી પડશે હાં !"

"ને તું એને એકાદ મીઠા શબ્દે બોલાવશે પણ નહી, ખરૂં ને ?"

ડાશાએ આનો જવાબ બીલકુલ આપ્યો નહી. વાત ઉડાવીને તે બોલી "ચાલો, સ્ટેબ, મને મારા ભાગની પથારી આપી દો. મારા માથા નીચે મુકવાને કશું નથી, તે જુઓ છો ને ?"

સ્ટેબને આ માંગણીથી સખત ફટકો લાગ્યો. તે બોલ્યો: "ડાશા, જો આમ જ કરવાનું હોય તો ચાલ. આપણે એકવગી વાત કરીને નીકાલ કરી નાંખીએ..."

"શેનો નીકાલ ? શેનો નીકાલ કરવાનો છે ?" ડાશા રૂવાબથી બોલી–"અત્યારે કશી વાતે કરવાની નથી અને કશો નીકાલે કરવાનો નથી. ચુપચુપ સુઇ જાઓ."

'ઓર્ડર' સાંભળીને સ્ટેબ ડઘાઇ જ ગયો તે કાંઇ પણ બોલ્યો નહી. ચુપચુપ ઉભો થઇ ગયો. પથારી પરથી ઉતરી એ બારણાં તરફ જવા લાગ્યો. ફરીવાર એને લાગ્યું કે ઓરડાની દીવાલો મારા ઉપર ધસી આવે છે કે શું ? મારે માટે 'અહી' હવે સ્થાન જ નથી કે શું ? એ ડાશા તરફ જોવા લાગ્યો. તેણે તો સપાટાબંધ ચાલાકીથી સ્ટેબે પાથરેલી પથારી વાળીને ઉપાડી લીધી. સ્ટેબના તરફ જોવાની પણ દરકાર કર્યા વગર એણે પોતાના રોજના ખુણામાં લઇ જઇને પથારી પાથરી દીધી. પહોળી ને બેદરકાર રીતે પાથરી, પછી તેણે પોતાના શરીર પરનું લુગડું કાઢી નાંખ્યું–ફેંક્યું.

તે વખતે ગ્લેબને લાગ્યું કે એ મારા તરફ તીરસ્કારથી હસી રહી છે કે શું? એ મને ચાહે છે કે નહી? કે એનો પ્રેમ ભુતકાળની કબરમાં દટાઇ ગયો છે? એનો પ્રેમ શું એના સ્ત્રીત્વની સાથે સાથે જ ઓગળી ગયો છે? આ પ્રશ્નનો જવાબ મને મળવો જ જોઇએ એમ એને લાગ્યું: શરીર પરથી લુગડું કાઢી નાંખીને એ મને લલચાવી રહી છે? કે અમારા પરસ્પર પ્રેમ સંબંધના છેલ્લા તાંતણાને તોડી નાંખવા તત્પર થઇ છે?—એ ગ્લેબને સમજાયું નહી.

ડાશાએ જીવન બદલી નાંખ્યું હતું. ઘરની હુંફાળી સઘડી છોડીને તે ખુલ્લાં મેદાનમાં—જાહેર જીવન ગાળવા નીકળી પડી હતી. સ્ત્રીત્વની કુમાશ અને સુગંધી એના શરીર પરથી ઉડી ગઇ હતી. તો યે આખરે એ સ્ત્રી હતી. કોઇની હુંફ વગર એને કેમ ચાલ્યું હોય? આ ત્રણ વરસના ગાળા દરમ્યાન એ કોની સ્હોડમાં સુતી હશે?

ગ્લેબના અંતરમાં વહેમનો કીડો ઉત્પન્ન થયો; તન્દુરસ્ત શરીરવાળી જુવાન સ્ત્રી, જે આખો દીવસ જાહેર કામને અંગે પુરૂષોમાં ભળતી હોય તે વળી પુરૂષના સંસર્ગ વગરની કેમ રહી શકે? જો એ પવીત્ર રહી હોત તો એના અંતરમાં મારે માટે પ્રેમની જ્વાળા આ ત્રણે વરસ દરમ્યાન ભભુકતી રહીજ હોત. પણ ના એણે તો પોતાનું યૌવન જે આવ્યું તેને ચખાડવામાં ચેડરી માર્યું હશે. એથી જ અત્યારે ત્રણ ત્રણ વરસ પછીના મીલન પ્રસંગે પણ એ આટલી બધી બેદરકાર રહી છે ને?

ગ્લેબના મગજમાં આવા કાંઇ કાંઇ વીચારો ઉભરાવા લાગ્યા. તેને લીધે એના મુખ ઉપર ક્રોધનાં ચીન્હો દેખાવા લાગ્યાં. તે દાંત કચકચાવીને બોલ્યો:

"વાહ, સ્વતંત્ર સોવીયટ શહેરીજન, વાહ. આપણે ત્રણ વરસ ઉપર છુટાં પડેલાં; રડતાં રડતાં છુટાં પડેલાં; આજે આપણે ભેગાં મળ્યાં. છતાં આપને એક શબ્દ પણ બોલવાની ફુરસદ નથી. શાની હોય? બીજાઓ મળ્યા હશે ને? એટલે મારી ગરજ શાની રહે?..."

"એટલે?" ડાશા તેના તરફ ધાંટો પાડી બોલી—"એટલે તમે શું કહેવા માંગો છો? મને બીજાઓ મળ્યા હશે—એમ? ત્યારે તમે શું એમ કહેવા માંગો છો કે આ ત્રણ વરસ દરમ્યાન તમને બીજી કોઇ સ્ત્રીઓ મળી જ નથી? શું ત્રણ ત્રણ વરસ દરમ્યાન તમે બીલકુલ પવિત્ર જ રહ્યા છો?... કેમ હવે બોલતા નથી? ચાલો, જવાબ આપોની. તમે તો વળી ગંધાતા ને સડેલા રોગો લઇને આવ્યા હશો. કેમ ખરૂં ને?"

ડાશા બેદરકારી અને તીરસ્કારથી ગ્લેબ તરફ જોઇ હસતી હતી. જાણે કોઇ નજીવા ને કંટાળા ભરેલા વીષયની વાત કરતી હોય એવા જ ભાવો એના ચહેરા ઉપર દ્રષ્ટીગોચર થતા હતા. ગ્લેબ તો ડાશાના શબ્દો સાંભળીને ક્રોધથી લાલચોળ થઇ ગયો. પરંતુ પછી તરત જ એણે પોતાનો ગુસ્સો દાબી દીધો. ડાશા એને ઓળખતી હતી. સારી રીતે ઓળખતી હતી. તે જ ડાશા મારે માટે આવું ધારશે એવો એને સ્વપ્ને ય ખ્યાલ ન હતો. પણ જે જેવું હોય તેવું બીજાને માટે ધારે. એમ માની લઇ પોતાનો ક્રોધ દબાવી ગ્લેબ બોલ્યો—

"વાહ, ડાશા, એમ તો એમ. હું કબુલ કરૂં છું કે મને તો કોઇક કોઇક મળતી હતી. પણ હું તો લડાઇના મેદાનમાં ગયો હતો. મારો જીવ હથેલીમાં લઇને ફરતો હતો. લડાઇમાં જનારાઓની

તો લોકોને દયા આવે છે. ખાસ કરીને સ્ત્રીઓને. પણ તું ? તું તો ઘરમાં હતી. તારો સમય તો ઘરકામમાં નીકળી જતો હશે..."

ડાશાએ કપડાં ઉતારી નાખ્યાં હતાં. પરંતુ હજુ એ સુઇ ગઇ ન હતી. દીવાલને અઢેલીને એ પથારીમાં બેસી રહી હતી. એને કાંઇ હવે થોડીજ શરમ લાગતી હતી ? એની ખુલ્લી છાતી શ્વાસોશ્વાસને લીધે ઉંચી નીચી થતી હતી, તે વેળા એના ગોળમટોળ ભરાવદાર સ્તન જાણે ઉછળતા હતા. પરંતુ તેની કાંઇ એને થોડી જ દરકાર હતી ? એ તો ગ્લેબના પ્રત્યે ઉત્સુકતાથી જોતી સાંભળી રહી હતી. ગ્લેબ બોલતો બંધ થયો એટલે બોલી:

" વાહ વાહ ! વાહજી વાહ ! તમે બહુ સારૂં કોમ્યુનીઝમ શીખી લાવ્યા છો ! સ્ત્રીને તો ઘરમાં રહેવાનું ! સ્ત્રીનો વખત તો ઘરકામમાં નીકળી જાય ! સ્ત્રીને કાંઇ પોતાની મરજી કે પસંદગી હોયજ નહી ! એ તો ગુલામડી ! વર નચાવે તેમ જ એણે તો નાચવાનું ? કેમ ખરૂં ને ? મહેરબાન [ કોમરેડ ] બીરાદર ગ્લેબ સાહેબ, તમે તો ખુબ રૂપાળો સામ્યવાદ શીખી લાવ્યા છો, હો ! "

ડાશાના આ શબ્દો સાંભળીને ગ્લેબનો પીત્તો ઉછળી આવ્યો. એને ખાત્રી થઇ ગઇ કે મારી શંકા કાંઇ ખોટી નથી. આ મારી વહુ, મારી પરણેતર, જરૂર મારી ગેરહાજરી દરમ્યાન એ કોઇક બીજાની સ્હોડમાં સુતી જ હશે. જરૂર એણે બીજા કોઇકની ગોદને હુંફાળી બનાવી હશે.

એણે નીશ્ચય કરી નાંખ્યો. અને ડાશા તરફ જોશભેર બે ડગલાં આગળ વધીને ડોળા કાઢીને, તીરસ્કાર પુર્વક દાંત કાઢીને બોલ્યો: "હં. ત્યારે, એ જ સાચી વાત છે. કેમ ? તું બોલે કે નહી બોલે ? તેથી શું ? એ જ સાચી વાત..."

ગ્લેબનું આખું શરીર ધ્રુજી ઉઠયું. આ—આ—સામે બેઠી છે તે જ—મારી વહુ—મારી પ્રીયા—ડાશા ..?

ઓરડાની બહાર કારમી નીરવતા પ્રસરી રહી હતી: આકાશમાં તારા ચમકતા હતા. કંસારીઓ તમરાં બોલાવતી હતી. દુરથી સમુદ્રનાં મોજાંઓનો ઘુઘવાટ આવ્યા કરતો હતો.

"બોલ ત્યારે-સાચું કહે, તું કોની સાથે લાગેલી હતી ? કોને ગળે હાથ ભરાવીને તું રાત પસાર કરતી હતી ?"

ડાશા બોલી : "જુઓ. હું તમારી સગલીઓ વીશે કશું તમને પુછતી નથી. તમને મારા પ્રેમીઓ વીશે પુછવાનો શું હક છે ? તમને તેની સાથે શી નીસ્બત છે ? સીધી વાત કરો."

"પણ હું બધું શોધી કહાડીશ. ડાશા, યાદ રાખજે. હું તારી બધીયે છુપી વાતોનો ભેદ મેળવીશ..."

"વારૂ. વારૂ. મારી સામે ડોળા શાનો કાઢે છે ? તમે પરથી તું-તાં પર આવી જઇને ડાશા ડોળા કાઢીને બોલી—"મને પણ તારી પેઠે ડોળા કાઢતાં આવડે છે. હો. ચલાવ. તું ઉભો છે ત્યાં જ ઉભો રહે. જરા પણ આગળ આવતો નહી. મને તારૂં જોર બતાવ નહી."

તે બોલતી બોલતી ઉભી થઇ ગઇ. ગ્લેબ પણ તાકીને ઉભો રહ્યો. હવે કાંઇ એ વરવહુ ન હતાં. એક બીજાની ગળચી દબાવવાને તત્પર થયેલાં જાણે દુશ્મનો હતાં, ડાશાની આંખમાંથી તણખા ઝરતા હતા. ગ્લેબે જોરથી દાંત કચકચાવ્યા હતા.

"ગાંડા રે ગાંડા! ગ્લેબ, તું કેટલો બધો ગાંડો છે. આટલો જોરાવર છતાં ગાંડો! હું તારી સાથે પ્રેમ કરૂં. હા. પણ હમણાં નહીં. અત્યારે તો મારામાં પ્રેમનાં લાડ કરવાનું સામર્થ્ય પણ નથી, ઉત્સાહ પણ નથી...શાંત થા. એ વખત પણ આવશે, તારે માટે અને મારે માટે. પણ અત્યારે તો મારૂં હૃદય પત્થર સમું બની ગયું છે. એને પ્રેમ કરતાં આવડતું નથી. તું તો પહેલાંના જેવો જ પ્રેમઘેલો રહ્યો છે. હું બદલાઇ ગઇ છું. પ્રેમના શબ્દો ભુલી ગઇ છું. ગ્લેબ, તું સુઇ જા. ઉંઘી જા."

ગ્લેબ ખાલી જેવી આંખે બારીની બહાર જોઇ રહ્યો. કાળાભુરા આકાશમાં તારાઓ ચમક ચમક થઇ રહ્યા હતા. અને પહાડોમાં કોઇક સ્થળેથી ઘોર ગર્જનાનો ધ્વની આવતો હતો. સાગરના તરંગોનો ઉછળાટ–નાદ એ ધ્વનીમાં ભળી જતો હતો. જંગલમાં અને સાંકડી સાંકડી ખીણોમાં થઇને. વહેતા પવનના સુસવાટા સંભળાઇ રહ્યા હતા.

ગ્લેબ ઉભો થયો. મુઠ્ઠી જોરથી વાળી હલાવી. અને પછી ધબ કરતો કે પોતાના પથારી ઉપર જઇ પડયો. બબડયો:

"ઠીક છે. હું આનો રસ્તો કાઢીશ. નહી કાઢું તો મારૂં નામ ગ્લેબ નહી. આજ સુધીમાં મેં કદી નમતું આપ્યું નથી. યાદ રાખજે. હું રસ્તો કાઢીશ."

ડાશા કાંઇ બોલી નહી ગુપચુપ પડી રહી, ગ્લેબને મન એ હતી—

**પાસેમાં પાસે, દુરમાં દુર!**

લેખક: સીતારામ જે. શર્મા

# નવી દુનીઆ

## પાત્રો

[જેમ જેમ આવતાં જાય છે તેમ]

**અજીત રૉય:** બ્રહ્મો સમાજી હેડમાસ્તર, જે એમ. એ. છે, વીધુર છે.

**વલ્લરી:** અજીત રૉયની પુત્રી. એમ. ડી. થયેલી દાક્તર. પાછળથી પેસ્તનજી પસ્તાકીઆની પત્ની.

**મંજરી:** અજીત રૉયની નાની પુત્રી. એમ. કૉમ. ની પદ્વીધર અને 'લેડી બેન્કર.' પાછળથી અજીજની પત્ની.

**આલ્બર્ટ:** એડવોકેટ–સૉલીસીટર, જન્મે જ્યુ.

**મહેરાં:** પેસ્તનજી પસ્તાકીઆની જુવાન વીધવા પુત્રી; ચીત્રકળાની શોખીન, સંગીતવીશારદ. પાછળથી આલ્બર્ટની પત્ની.

**નરેન્દ્ર બસુ:** બંગાળનો નીઃસંતાન જમીનદાર; લોખંડ અને કોલસાની ખાણોનો તેમજ તેલના કુવાઓનો માલીક, અજીતનો દોસ્ત. ગુજરાતના કેટલાક ઉદ્યોગો સાથે સંબંધ ધરાવનાર.

**મૃણાલીની:** નરેન બસુની સંસ્કારી પત્ની.

ઉપરાંત બસુ બાબુના નોકરો.

### અંક પ્હેલો:*

### દ્રશ્ય ત્રીજો

**સ્થળ:** નરેન બસુની ગામડામાંની જાગીર ઉપરનો બંગલો.

**સમય:** બે વર્ષ પછીના ઉન્હાળાની એક સ્હાંઝ.

[નરેન બસુના ઓરડીના સાગર કીનારા પરના બંગલામાં ઉનાળાની રજાઓ ગાળવા આવેલાં અજીત-રૉય, વલ્લરી, મંજરી, અજીજ, પેસ્તનજી, મહેરાં, આલ્બર્ટ બસુ બાબુનાં મહેમાન છે. એમના માનમાં બસુ બાબુએ એક "પાર્ટી" ગોઠવી છે. બસુ બાબુનો બંગલો અરબ્બી સાગરના ખોળે ઉભો છે. એના વીશાળ આંગણામાં મહેમાનો માટે ટેબલ

* નવેંબરના અંકથી ચાલુ.

ખુરશીઓ ગોઠવી, નોકરો જમવા-ની વાનીઓની વ્યવસ્થીત રચના કરવાના કામમાં રોકાયા છે ]

**મૃણાલીની** [ આધેડ વયનાં બંગાળી ગૃહીણી હમણાં હમણાં ઘણું ખરું મુંબાઇમાં રહેતાં હોવા છતાં શુદ્ધ બંગાળીપણું સાચવી રહ્યાં છે. પ્રમાણમાં કંઇક વીશેષ ગંભીર અને ભેજરમાન હાવકાશ એમનામાં જણાય છે.

મહેમાનો માટે થતી ગોઠવણ જાતે જોવા તે આવે છે ]:

માળી, બધી ફુલદાનીઓ બરાબર સરખી હારમાં ગોઠવી નથી.

**માળી** [ ઘરડો, ગરીબડો અને શેઠ શેઠાણીથી ડરતા સ્વભાવનો, એની નીર્ધનાવસ્થાને પ્રકટ કરી દેતાં વસ્ત્રોમાં ફુલદાનીઓ ગોઠવતો, એક-દમ મૃણાલ પાસે આવી, નરમાશથી]:

બાઇ સાહેબ, આપના કહેવા પ્રમાણે હમણાં બધું ફરીથી ગોઠવું છું.

**નરેન્દ્ર બસુ** [ બંગલાનાં પગથીયાં જમીનદારોને સુલભ છટાથી ઉતરતા, ધીરે ધીરે ડગ ભરતા પત્ની સમીપ આવી ]:

કેમ બધી ગોઠવણ સુયોગ્ય થઇ છે ને?

**મૃણાલીની** [સસ્મીત વદને]: હું એ જ જોવા આવી છું. માળીએ ગોઠ-વેલાં ફુલદાન બરાબર વચ્ચે ગોઠવાયાં નહોતાં એટલે જરાક ફેરફાર કરાવું છું.

**નરેન્દ્ર બસુ** [સકટાક્ષ]: તમારા જેવાં ગૃહીણીને જરા પણ અવ્યવસ્થા કેમ ગમે? [ બાજુના ટેબલ પરના ફુલદાન તરફ દષ્ટી નાખી ] તમને જો વાંધો ન હોય તો મારે એક સુચના કરવી છે.

**મૃણાલીની** [ આતુર ભાવે ]: જરૂર, જરૂર, એક નહીં પણ જેટલી સુચનાઓ કરવી હોય તેટલી કરો, આપ તો ગૃહ-સ્વામી છો. [ હસી પડે છે.]

**નરેન્દ્ર:** છતાં સ્વામીઓ કરતાં સ્વા-મીનીઓની શક્તી હવે ઓછી રહી નથી. [ સ્મરણ કરીને ] હં, પેલી સુચના એ છે કે, આ ફુલદાનોમાંના ગુલાબ તેના જુદા જુદા રંગોની વીવીધતાની કલામય ગોઠવણ દીસે તે રીતે ગોઠવવા જોઇએ.

**મૃણાલીની:** ઘણી જ સરસ સુચના છે.

**નરેન્દ્ર:** ધુપસળીઓની યે ગોઠવણ તો રાખી જ હશે નહીં વારૂ?

**મૃણાલીની:** એ તે કેમ વીસરાય. તમને સુગંધી ધુપ કેટલો બધો પ્રીય છે તે હું ક્યાં નથી જાણતી? આ તમામ ફુલદાનોની વચ્ચે વચ્ચે સાત સાત સળીનાં ધુપદાનો ગોઠવવા કહ્યું છે જ.

**નરેન્દ્ર** [ મોહક ભાવથી ]: ચાલો ત્યારે હવે એ તો બધું બરાબર ગોઠવાઇ જશે. તમે આટલો બધો શ્રમ લેશો તો થાકી જશો.

**મૃણાલીની:** મારા માટેની કાળજી સારૂ આપનો ઉપકાર. [ સ્નેહભર્યા કટાક્ષ-સત્કાર સાથે બન્ને બંગલાનાં પગથીયાં ચડે છે.]

**માળી** [ શેઠ શેઠાણીને દુર ગયેલાં જોઇ, બાજુમાં ઉભેલા રસોઇઆને ]:

શેઠાણીને હુકમ આપતાં પણ થાક લાગે અને બીચારી મારી ઘરવાળી તો પેલી ઝુંપડીમાં આખો દહાડો મહેનત કરી કરીને મરી જાય છે, બાપડી માંદી હોય છે છતાં એને લોકોની મજુરી કરવી પડે છે...! [ નીશ્વાસ મુકે છે.]

**રસોઇઓ:** નશીબદાર છે ભાઇ!

**માળી:** નશીબ ને બશીબ, મને તો એમાં કશીએ સમજ પડતી નથી, પણ

આ જીવન ઉપર હવે તો કંટાળો આવે છે, અને બીના કામે થાકી જતાં આવાં લોકો ઉપર તીરસ્કાર છુટે છે.

રસોઇઓ: એમ જીવ બાળે શું વળવાનું હતું? ચાલ ભાઇ ચાલ જલદી કર નહીં તો હમણાં બધાં આવી પહોંચશે અને વળી ઠપકો મળશે.

માળી [ સંકોચ ]: એ તો હમેશનું છે જ સ્તો! આવી આવી પાર્ટીઓમાં આ લોકો કેટલા પૈસા ઉડાવી દે છે, ને આપણા જેવાના નજીવા પગારમાં એકાદ બે રૂપીઆનો વધારો કરવો હોય તો...

[ બીજી તરફથી મીજમાનો આવતા દેખાય છે ]

રસોઇઓ [ ઉતાવળથી ]: જો, જો, પેલા બધા આણી ગમ જ આવે છે. જલદી જલદી કામ આટોપી નાખ ભાઇ.....

[ સાગરમાં શરૂ થયેલી ભરતી જોતાં આલ્બર્ટ અને મહેરાં આમ તેમ ફરતાં ફરતાં એ તરફ વળે છે ]

આલ્બર્ટ: કેવું સરસ આ સ્થળ છે?

મહેરાં: મને તો અહીં ઘણું જ ગમે છે. અહીં આવ્યાં છીએ ત્યારથી મેં મારી સ્કેચબુક જ ભરવા માંડી છે.

આલ્બર્ટ: તમારાં જેવાં ચીત્રકળાનાં શોખીનોની તો બસ્સ એ એક જ ધુન!

મહેરાં: સોલીસીટરોને અસીલોની લડાઇઓ સીવાય બીજો વીચાર જ સુઝે નહીં, પણ મને તો અહીં ચારે તરફ ચીત્રો જ દેખાય છે. સામેથી જ્યારે સુર્ય ઉગે છે અને સાગર તરંગોની પાછળ સંતાતાં એ તેજના ગોળા જેવો ધીરે ધીરે ડુબે છે ત્યારે તો બસ્સ અનેક ચીત્રો દોર્યા જ કરૂં એવું મને લાગે છે...

[ વલ્લરી અને અજીજ ફરતાં ફરતાં છેક તેમની નજીક આવી પહોંચીને ]

વલ્લરી: કેમ મહેરાંબાઇ શું ચર્ચા ચલાવી રહ્યાં છો મી. આલ્બર્ટ સાથે?

અજીજ: કદાચ ચીત્રકળાની જ ચર્ચા કરતાં હશે?

આલ્બર્ટ: ચર્ચા નહીં મને ચીત્રકળાનો પદાર્થ પાઠ શીખવી રહ્યાં છે.

મહેરાં [ હસીને ]: તમે લોકો ચીત્રકળાને ઓળખી જ નહીં શકો.

વલ્લરી: અને વળી જ્યારે ખાસ કરીને સ્ત્રીઓ તેની હીમાયત કરે ત્યારે તો વીશેષે જ નહીં.

આલ્બર્ટ: તમે હમેશ આવી ટીકાઓ કરવી ચાલુ રાખશો તો પુરૂષશત્રુ બની જશો!

અજીજ: આજની કયી સ્ત્રી પુરૂષશત્રુ નથી?

મહેરાં: એ પુરૂષોનો અભીપ્રાય હશે?

[ પેસ્તનજી અને રોય બાનુ એ ટોળીમાં જોડાય છે ]

પેસ્તનજી: કાંય, મહેરાં શાના અભીપ્રાયો આપે છે?

મહેરાં: આ બધા પુરૂષો ભેગા થઇને હમેશાં સ્ત્રીઓની નીંદા કરે છે, તેના જ સ્તો!

અજીત રોય: પ્રભો! પ્રભો! જમાનો છેક જ બદલાતો ચાલ્યો હોં. જ્યાં જુઓ ત્યાં બસ્સ દણસંગ્રામ જ વાતો. આજકાલ કોઇને શાંતી ગમતી જ લાગતી નથી.

વલ્લરી: એ ખરું છે, પરંતુ તેમાં અર્ધસત્ય છે.

અજીત: એટલે?

વલ્લરી: જગતમાં જ્યાં દ્રષ્ટી નાખો ત્યાં એક પક્ષ ખોટી રીતે બીજાઓના હક્ક ઉપર તરાપ મારી બેઠેલો જણાય છે. અને જેમના હક્ક લુંટાતા હોય તેઓ જ્યારે તે પાછા માગે ત્યારે પેલો પક્ષ [illegible]

છોડવા તૈયાર ન હોવાથી બ્હાનાં શોધે છે. એની બધી મારામારી છે.

**મહેરાં:** પણ એ મારામારી યે છેવટની શાંતીને સારૂ જ છે.

**વલ્લરી:** સ્વાર્થને લીધે તે સમજવું સહુને માટે મુસ્કેલ પડે છે.

**અજીત:** કોણ જાણે શું થવા બેઠું છે? ભાઇ, આપણાથી તો આ કશું સમજાતું નથી.

**મહેરાં:** કેમકે તમે હવે નીવૃત્ત જીવન ગાળો છો.

**અજીજ:** અને આપણાં બધાંને તો જીવવું અને મ્હાણવું છે.

[નરેન્દ્ર અને મૃણાલ મહેમાનોને શોધતાં આવી પહોંચે છે.]

**નરેન્દ્ર:** બધાંઓને ઉભાં ઉભાં થાક લાગ્યો હશે, માટે હવે ચાલો ભોજનના ટેબલ તરફ...

**પેસ્તનજી** [સહાસ્ય]: કસરત કરવાથી મીજબાનો ખુબ ભુખ્યા થઇ જાય તો બરાબર હાથ ચલાવશે, એવો ડર આપણા 'હોસ્ટ' [યજમાન]ને લાગે છે.

[બધાં હસી પડે છે.]

એટલે આપણે હવે ટેબલ તરફ જઇ એમનો એ ડર દુર કરવો ઘટે છે.

**અજીત:** કદાચ આ શબ્દો પેટના અવાજને માન આપીને બોલાતા હશે...

[ફરી બધાં હસે છે.]

[બધાં હસ્તાં હસ્તાં ભોજનનાં ટેબલો તરફ જાય છે. મૃણાલ તેટલામાં મંજરીને બોલાવી લાવે છે. મૃણાલીની મહેમાનોને બેસવાની વ્યવસ્થા કરતાં વલ્લરી અને પેસ્તનજી, મંજરી અને અજીજ, મહેરાં અને આલ્બર્ટને સાથે સાથે બેસવાનું કહે છે. વચ્ચે એક તરફ નરેન બસુ અને સામે મૃણાલીની બેસે છે. ટેબલના એક છેડે અજીત રૉય એકલા બેસે છે.

જમવાનો આરંભ થાય છે તેટલામાં બસુ બાબુનો નોકર તાર લઇને આવે છે.]

**નરેન્દ્ર** [તાર લઇ શીરનામું જોઇને]: રૉય બાબુ આપનો તાર છે.

[તે રૉય બાબુને તાર આપે છે]

**અજીત રૉય** [તાર વાંચીને]: મીત્રો મારે આપને એક આનંદ સમાચાર આપવાના છે. તે એ કે મારી મંજરી એમ. કોમ. ની પરીક્ષામાં પસાર થઇ.

**નરેન્દ્ર:** તો યજમાન તરીકે મીસ મંજરીને સહુથી પહેલાં હું અભીનંદન આપું છું.

[તે મંજરી સામે જોઇ સહાસ્ય મસ્તક નમાવે છે. મંજરી તેવાજ હાસ્ય અને વીનયથી અભીનંદન સ્વીકારે છે]

**મંજરી:** આપનો હું આભાર માનું છું.

**મૃણાલીની:** મારી તરફથી પણ અભીનંદન.

**મંજરી:** 'થેન્કસ' [આભાર]

**મહેરાં:** હું તમામ મહેમાનો તરફથી તમને અભીનંદન આપું છું.

**પેસ્તનજી:** અને જો પુરૂષો તરફથી મને બોલવાની છુટ મળે તો હું અમારા સહુની તરફથી તમને ધન્યવાદ આપું છું.

**અજીજ / આલ્બર્ટ** [સાથેજ]: અમારાં તેમાં અનુમોદન છે.

**મંજરી:** આપની બધાની શુભેચ્છાઓ માટે હું આપનો વળતો ઉપકાર માનું છું.

**નરેન્દ્ર:** રૉય બાબુ, મીસ વલ્લરી એમ. ડી. થયાં અને મીસ મંજરી એમ. કોમ.

થયાં. એટલે હવે તમે પીતા તરીકેની તમારી ફર્જમાંથી મુક્ત થયા.

**પેસ્તનજી:** ખરૂં જ.

**અજીત:** મારી બન્ને પુત્રીઓએ મારી ફર્જની જવાબદારી મારે શીરે નાંખી જ નથી...

**પેસ્તનજી** [વચ્ચેજ]: સીવાય કે વખતસર નાણાં મળતાં રહે.

**મૃણાલ:** એ તો પ્રત્યેક પીતાની ફર્જ છે.

**આલ્બર્ટ:** મીસ મંજરી! હવે તમે તમારી આર્થીક સ્વતંત્રતા સીદ્ધ કરી શકશો. [મંજરી સામે ભાવભરી દ્રષ્ટી ફેંકે છે]

**મંજરી:** [કોમળ દ્રષ્ટીપાત સાથે]: હા, આજે હવે હું આ વીશાળ વીશ્વમાં મારો માર્ગ શોધી લેવા તમારા જેટલી જ સ્વતંત્ર છું.

**અજીજ:** કદાચ તેમાં 'ડીગ્રી' [અંશ] નો ફરક હોય?

**મંજરી:** શા માટે? શું પુરૂષો મનુષ્ય છે અને સ્ત્રીઓ નથી? પણ એ ખરૂં કે પુરૂષોએ સ્ત્રીસમાજની વીરૂદ્ધ સૈકાઓથી રચેલા વ્યવસ્થીત કાવતરાને લીધે, સ્ત્રીઓને તમારા જેટલી તક મળી શકતી નથી, અને તે દ્રષ્ટીએ જોતાં તમારો 'ડીગ્રી' નો નીયમ લાગુ પડે છે ખરો.

**અજીજ:** મારૂં કહેવું એ નથી.

**મંજરી:** ત્યારે?

**અજીજ:** હું તો સ્ત્રી અને પુરૂષો વચ્ચેના દેખીતા ભેદની નજરે વાત કરૂં છું.

**મંજરી:** એ ભેદ કલ્પીત છે અને પુરૂષોએ સર્જાવેલા છે.

**અજીજ:** મને સમજવામાં જરા ઉતાવળ થાય છે.

**મહેરાં** [વાતમાં ઝુકાવે છે]: તો શાંતીથી કહો.

**અજીજ:** હું એમ કહેવા માગતો હતો કે, સ્ત્રીઓને ઘરનું કામકાજ જોવાની જંજાળ હોય અને પુરૂષોને માત્ર 'કરીઅર' તરફ જ ધ્યાન રાખવાનું હોય છે.

**મંજરી:** પણ બધી જ સ્ત્રીઓને કંઇ તમામ વખત ઘરની જંજાળ હોતી નથી.

**નરેન્દ્ર:** છતાં સ્ત્રી એટલે પહેલાં સ્ત્રી એ તો ખરૂં જ ને?

**મંજરી:** સ્ત્રી અને પુરૂષ બન્ને મનુષ્ય તો છે જ ને? એમ તો અનેક પુરૂષો રસોઇનાં અને ઘર વ્યવસ્થાનાં કામ કર્યાં નથી કરતા?

**મૃણાલ:** મને લાગે છે મી. અજીજ એમ કહેવા માગે છે કે, સ્ત્રી એ પહેલી ગૃહીણી છે.

**મહેરાં:** સાદી ભાષામાં કહો તો કદાચ એમનો આશય એ છે કે, સ્ત્રી એ પુરૂષની વીના પગારની ગૃહવ્યવસ્થા રાખનારી નોકરડી છે.

**મંજરી:** મહેરાંનું કહેવું બરાબર છે. માત્ર મી. અજીજ હૈયે છે તે હોઠે કાઢતાં સારા શબ્દોનો આશરો લેવા માગે છે, અને તેથી ગુંચવાય છે.

**નરેન્દ્ર:** એમ હોય તો પણ એમાં એમનો બહુ દોષ નથી. સ્ત્રી અને પુરૂષ એ સંસારના વહનમાં એક જ વ્યક્તીના બે જોડકા જેવાં છે. એકલો પુરૂષ કે એકલી સ્ત્રી અટુલાં પડી જાય...

**મંજરી:** પણ કોઇકને અટુલાં રહેવામાં મજા આવતી હોય તો?

**વલ્લરી:** નરેન બાબુ એવું કલ્પતા લાગે છે કે, સ્ત્રી અને પુરૂષ પતી પત્ની તરીકે જીવન ગાળે તો જ સંસાર ચાલે, નહીં તો તેનું ગાડું અટકી પડે.

**નરેન્દ્ર:** મીસ વલ્લરીએ મારાં વીચારોનો બરાબર પડઘો પાડયો છે.

**વલ્લરી:** પરંતુ હું કહીશ કે એ વીચારો ખરા જ છે એમ હું માનતી નથી.

**નરેન્દ્ર:** કઇ રીતે ?

**વલ્લરી:** પુરૂષ અને સ્ત્રીને આપણે અનેક વર્ષો સુધી ફરજીયાત લગ્નની સાંકળથી બાંધીને સાથે રહેવાની ફર્જ પાડી છે. હવે બન્નેને છુટાં રહેવા દેવાં જોઇએ. બન્ને પોતપોતાની ઇચ્છામાં આવે તે રીતે 'કરીઅર' શોધી લેવા સંપુર્ણ સ્વતંત્ર રહે તેમાં જ માનવજાતીનો વીકાસ છે.

**પેસ્તનજી:** એવું ચોક્કસ કેમ કહી શકાય ?

**મંજરી:** એટલે કે આપણે કોઇ પણ જાતની વ્યવસ્થા કરીએ તે દરેક કામચલાઉ જ હોય છે પલટાતા જતા સમય તેમ જ સંજોગાનુસાર પ્રત્યેક વ્યવસ્થામાં પલટો થતો જ રહે છે, એટલે કોઇપણ વ્યવસ્થા સંપુર્ણ કે આખરી તો હોતી જ નથી.

**અજીજ:** છતાં સ્ત્રી તે સ્ત્રી અને પુરૂષ તે પુરૂષ, એ ભેદ તો કાયમના છે.

**મંજરી:** એ જાતી પરત્વે ભલે હોય. શરીરના ધર્મ શરીર બજાવે. પરંતુ તેથી કંઇ સ્ત્રીના વીકાસક્રમને કાયમને સારૂ રૂંધી શકાય નહીં.

**પેસ્તનજી:** પરંતુ ઘર અને ઓફીસ બન્ને સાથે સાચવી શકાય ?

**વલ્લરી:** કેમ નહીં? શું પુરૂષ એ બન્ને કામ સાથે નથી કરી શકતો ?

**અજીત:** પરંતુ સ્ત્રીના શરીરની રચના, તેની માસીક માંદગી એ બધાં એને ધંધાના ક્ષેત્રને અનુકુળ બનવા દેતાં નથી.

**મંજરી:** એ તો બંધાઇ ગયેલી જડ માન્યતાને લીધે જ એમ લાગે છે. જગતમાં અનેક સ્ત્રીઓ ધંધામાં પડેલી છે, તેમને માસીક માંદગીનું કશું વીઘ્ન જણાતું નથી. આપણે ત્યાં અનેક શીક્ષીકાઓ આર્થીક સ્વતંત્રતા માટે નોકરી કરે છે, તેમને પણ એ અગવડ નડતી નથી એ સહુ જાણે છે. માસીક માંદગીને લગતા જુનવાણી વીચારો અજ્ઞાનના ઉપર રચાયલા છે, અને તેને વળગી રહેવાની જરૂર નથી.

**નરેન્દ્ર:** તો તો આપણી સંસ્કૃતીની સારી યે ઇમારત મુળમાંથી ધસી પડે.

**મંજરી:** માફ કરજો, પણ તમારી પાસે આ શબ્દો તમારૂં ઉજળીયાતપણું, અને જમીન જાગીર તેમજ સંપત્તી જ બોલાવે છે. શીક્ષીત સ્ત્રીઓને તો જોઇતી રજા મેળવવાની સગવડ પણ હોય છે. બાકી તમે જાણતા હોત કે આપણા દેશમાં આદીકાળથી સ્ત્રીઓ પુરૂષોની સાથે દરેક ધંધામાં સાથી તરીકે રહી છે જ. ખેડુતાણીઓને તેમ જ દાંડીઆ મજુરી પર જીવનારા આ દેશના કરોડો કામદાર કુટુંબની સ્ત્રીઓ પુરૂષોના જેવી જ મજુરી કરે છે. પરંતુ આપણી દુનીઆ આપણે જ એટલી સાંકડી બનાવી છે, કે સાચી દુનીઆનો આપણે સ્પર્શ પણ કરી શકતા નથી.

**મૃણાલીની**; મીસ મંજરી રૉયની દલીલ એવી સગીન હકીકતોના આધારવાળી છે કે જેનો વીરોધ કરી શકાય તેમ નથી.

**નરેન્દ્ર:** છતાં એની સીધી અસર લગ્નની સંસ્થા ઉપર થશે.

**મંજરી:** અલબત્ત થશે. અને તેમ થવાની જરૂર પણ છે. એક મનુષ્ય સ્ત્રી તરીકે જન્મે એટલે એણે પરણવું જ જોઇએ, અને તે પણ હજારો વર્ષો પહેલાં નક્કી કરવામાં આવેલી જ રીતે. એ કલ્પના પણ આજની બુદ્ધીમાન સ્ત્રીને કંપાવી દે છે.

**અજીજ:** પણ નવીન સ્ત્રીની કલ્પના પુરૂષોને ગભરાવે છે. સ્વતંત્ર લગ્ન, છુટાછેડા, સંતતી નીયમન એવા એવા વીચારો પુરૂષોને ભડકાવવા માટે પુરતા છે.

**મૃણાલીની:** એમાં પુરૂષોનો સ્વાર્થ જ જવાબદાર છે.

**મહેરાં:** અને અજ્ઞાન પણ.

**મંજરી:** તદ્દન ખરૂં. બાકી તો આ જ ભુમીમાં કહેવાના સત્યયુગ અને દ્વાપરયુગમાં સુદ્ધાં પુરૂષોએ પોતાના સ્વાર્થ માટે સ્ત્રીઓ પાસે નીયોગ સુદ્ધાં કરાવ્યા છે અને એ કાર્યને સતીઓના ધર્મ્યકૃત્ય તરીકે પણ મનાવ્યું છે. તે વખતે સ્ત્રીઓને ગમે તેટલો ગભરાટ થયો હોય તેની પરવા પણ તેમણે કરી નહોતી. તો હવે જ્યારે નવીન સ્ત્રી એ જુનાં બંધનોમાંથી મુક્ત થવા મથે છે, ત્યારે પુરૂષોએ શા માટે ગભરાવું જોઇએ ?

**નરેન્દ્ર:** પણ છુટાછેડાની છુટ સ્ત્રીને મળે તો સમાજવ્યવસ્થા કેમ ટકે ?

**વલ્લરી:** પુરૂષ આજે પોતાને માટે એક સ્ત્રીનો ત્યાગ કરવાની, બીજી સાથે પરણવાની, ત્રીજી સાથે ગુપ્ત સંબંધ રાખવાની તમામ છુટો સ્વચ્છંદે ભોગવે છે, તેથી શું સમાજની વ્યવસ્થા જળવાય છે?

[ પુરૂષવર્ગ સુચક ભાવે એક બીજાની તરફ જુવે છે.
સ્ત્રીવર્ગના મુખમંડળ પર ગૌરવ તરવરે છે.
જમણ પણ પુરૂં થઇ રહે છે.]

**મૃણાલીની:** મહેમાનોને સારૂં મેં સંગીતની વ્યવસ્થા કરાવી છે, એટલે આપણે હવે તે તરફ જ જઇએ.

**અજીજ:** આવી ગરમાગરમ ચર્ચાથી ઉષ્ણ થઇ ગયેલાં મસ્તીષ્કોને ઠંડક આપવા માટે આ વ્યવસ્થા કરવામાં આપે ઉચીત દીર્ઘદ્રષ્ટી બતાવી છે.

**પેસ્તનજી:** તે માટે આપણે તેમનો ઉપકાર માનીએ છીએ.

[ બધું મંડળ ઉભું થાય છે, અને ચંદ્રીકામાં અગાશી પર સંગીતની મોજ ચાખવા જાય છે. ]

—પડદો પડે છે—

---

દંતકથા કહે છે: શ્રીકૃષ્ણ પાણી ઉપર ચાલી જતા હતા, છતાં આચાર્યોએ હમેશાં ગાલીચાઓ ઉપર જ ચાલવાનું પસંદ કર્યું છે.

...

ભગવાનને રીઝવવા માટે ધનની જરૂર છે. તેથી જ ભગવાનને રીઝવીને ધન મેળવવાને બદલે, શ્રીમંતો ધનને રીઝવવાનો સીધો પ્રયત્ન કરે છે!

બ્રીટીશ સામ્રાજ્ય થોડાક શ્રીમંતોની મતા છે. રોથરમીઅર અને ચર્ચીલ ધનવાન છે. તેથી જ તેઓ ધનવાનોને માટે હીંદને હાથમાં રાખવાના તડાકા મારે છે

...

હાલની સમાજ રચનામાં એ જ માણસ 'મુત્સદ્દી' મનાય છે કે જે મુડીવાદીઓને માટે લુંટ મેળવવાની નવી નવી તરકીબો શોધી કાઢે છે.

# બેંગલોરની સુમનોહર

## કામદારોનું—

માયસોર સ્ટેટના મજુરો અત્યારે જેવા ઝુંપડામાં વસે છે તેવા ઝુંપડામાં મ્હારા કુતરાઓ પણ ન વસી શકે. આજે વીસ વર્ષ પછી પણ કામદારો પહેલાંના જેવું જ મુફલીસ જીવન ગાળે છે.

મુળ લેખક:— સેંટ નીહાલસીંગ

[બેંગલોરના કામદારોની સ્થીતી સંબંધી શ્રી. સેન્ટ નીહાલસીંગનો લેખનો પ્રથમ વીભાગ ગયા અંકમાં અમો આપી ગયા છીયે. આ અંકે આ બીજો વીભાગ રજુ થાય છે. આ લેખને ગુજરાતીમાં ઉતારતી વેળા સંક્ષીપ્ત કરવાનો યત્ન કરવામાં આવ્યો છે. એટલે કદાચ શૈલી તુટતી લાગે પણ તેમાં સમાયેલાં તત્વને અભંગ જાળવી રાખવાનો યત્ન કર્યો છે. **તંત્રી**]

**મા**યસોરના કેનાડીઓ ઔદ્યોગીક ક્ષેત્રમાં આવવા ન ઇચ્છે. તેમને જમીન ઘણી વહાલી છે. અને તેથી તેને વેગળી કરતાં સો વખત વીચાર કરે.

તેમની જમીન પણ ખુબ મ્હોટી નહીં. ભાગ્યે દશેક એકર હશે. દેવું પણ પુષ્કળ! પાક ઉત્પન્ન થતાં કર અને વ્યાજમાં બધા પૈસા વેરાઇ જાય અને તેની પાસે તો ભાગ્યે ખાવાની કોઠી રહે.

પણ છતાં જમીન તેને વહાલી લાગે છે. તે માને છે કે જમીન ઉપર તે સ્વતંત્ર છે. 'નોકરી તો નથી કરતો' એવું આશ્વાસન લઇ તે આનંદ માણે છે.

તેમની અતીથીભાવના પણ ઉચ્ચ. ગરીબ ખેડુત પણ તેના આદર અને આતીથ્યમાં રાજ્યધણીને કોરે મુકે. મેં તો બન્નેની મ્હેમાનગત ચાખી છે. એટલે હું મ્હારા અનુભવથી આ આલેખું છું.

તેને ગરીબી ગાળતાં આવડે છે. થોડામાં કેમ નીભાવવું એ તેને તેની ગળથુથીમાં મળ્યું છે. તેઓ ઓછા ખર્ચે જીવન ગાળતાં શીખ્યાં છે, અને આવા આપદ્‌કાળમાં પણ તેઓ અસહાય એકલા ઉભા રહીને, રાજ્યની તીજોરીને તર કરવા માટે સતત શ્રમ કરી રહ્યા છે.

# સૃષ્ટિની ભીતરમાં—

## —કાળુ શોષણ

: અનુવાદક :
મજુર

મદ્રાસી મજુરોના લોહીવડે સરોવરના બંધ બંધાય છે. તેને આકર્ષક બનાવવા અઢળક ધન ખ.ર્ચાય છે. પણ કંગાળ મજુરોને તો કોડી પણ મળતી નથી.

[૨]

સ્ટેટના કેટલાક વીભાગમાં વરસાદ સારો પડે છે. જમીન સારી અને શાકભાજી પણ સારી ઉગે.

ખેડુતો પણ આળસુ લાગ્યા. ખેતર પર કામ કરવા પણ મોડા જાય. ત્યાંથી પાછા પણ વહેલા આવે. માયસોર સ્ટેટના ખેડુતોની આ ખાસીયત છે. તે કેમ પડી તે હું ન કહી શકું.

આ ગામડાંઓમાં આરોગ્ય સંરક્ષણનું તો નામ ન મળે. આ દીશામાં રાજ્યે કંઇજ યત્ન નથી કર્યો! કરવાની વૃત્તી પણ નથી લાગતી. બહારથી આવતા આરોગ્ય નીરીક્ષકોને સ્ટેટનાં સારાં સ્થળો બતાવીને આ ખાતાંએ કરેલ કાર્યને માટે ઉંચા શબ્દો લખાવી લેવામાં આવે. પણ ત્હમો ગામડાં જુવો તો ગંદકીના ગંજાવર ડુંગર જોવાના જડશે.

જ્યાં ગંદકી અને અસ્વચ્છતા હોય ત્યાં મેલેરીયા પુર પ્રમાણમાં પ્રસરે તેની કંઇ નવાઇ છે? મેલેરીયા અને આંતરડાના કીરમના દર્દથી પીડાતા દર્દીઓની પારાવાર સંખ્યા અત્યારે આ અમાપ અસ્વચ્છતાની સહેજ ઝાંખી કરાવે છે. અને સંભવ છે કે આ શકતી હરનારા ઉપદ્રવો કીસાનોની સ્વાભાવીક થઇ પડેલી આળસ માટે જવાબદાર હોય!

[૩]

પણ મદ્રાસમાં એથી ભીન્ન દ્રસ્ય જોવા મળે! ત્યાં તો થોડા ભાત માટે સારો દીવસ શ્રમ કરવો પડે. કંગાલીઅત એટલી બધી છે કે લોકોને ખુબ ઉદ્યમી થવું પડયું

છે. આ ઉદ્યમી જીવન ગાળવાની તેમને ટેવ પડી છે.

કોલરની સોનાની ખાણમાં કામ કરતા કામદારો લગભગ મદ્રાસથી આવે છે. માયસોર સ્ટેટના ઉદ્યોગને પુરતા મજુરો માયસોર સ્ટેટની સીમમાંથી મળવા મુશ્કેલ. કારણ કે દેશ મ્હોટો અને વસ્તી ઓછી. ૨૯૫૦૦ જેટલા ચોરસ માઇલના ક્ષેત્રફળમાં માત્ર ૬૫૫૭૮૭૧ જેટલા જ માણસ રહે છે. આમ માયસોરના ઉદ્યોગોને સ્વાભાવીક રીતે જ બહારથી મજુર આણવા પડે છે.

હસન, કાદુર, અને શીમોગાના કોફી પ્લાંટેશનોમાં કામ કરતા કંગાલ કામદારોનો પહેરવેશ જ તેમના પ્રાન્તની ઓળખ આપવા માટે પુરતો છે તેમ જ ત્હમે, કારખાનામાં પગ મુકો તો વીવીધ ભાષામાં થતી વાતચીત--તામીલ--તેલુગુ--અને મરાઠી ત્હમોને આ ત્રણ પ્રદેશમાંથી આવેલા મજુરગણની સારી પ્રતીતી આપશે.

## [૪]

**સા**માન્ય માયસોરનો વતની તો એમ જ સમજે છે કે તામીલનાડના વતનીઓ તો તેમને માટે શ્રમ કરવા જ જન્મ્યાં છે! જાણે પરમ કૃપાળુ પરમાત્માએ માયસોરના માણસોનો શ્રમ કરવાને માટે જ તામીલનાડને ઉત્પન્ન ન કર્યાં હોય એવી સ્વાભાવીક માન્યતા પ્રસરી છે.

માયસોર રાજ્ય પણ પહેલાં માયસોર સ્ટેટના વતનીને જ પસંદગી આપે છે. તેઓએ એક કાયદો રચી બીન માયસોરીયનોની સામે મોટો બંધ બાંધ્યો છે. આ બંધના અસ્તીત્વથી હવે મ્હોટી નોકરી પર કે સ્ટેટના સારા અધીકાર પર માયસોરીયનો જ દ્યસી જાય છે. સંભવ છે કે મદ્રાસી મજુરો તરફની ઉદાસીનવૃત્તીનું આ પણ એક કારણ હોય!

મદ્રાસી મજુરોમાં સંગઠન જેવું જરા પણ નથી. આ વૃત્તીને ઉત્તેજન પણ આપવામાં આવતું નથી. સંગઠન સ્વીકારવું કે કેમ તે માલીકની મરજી પર અવલંબે છે. રાજ્ય પણ આવા સંગઠને રજુ કરેલી ફરીયાદો નથી સાંભળતું!

બેંગ્લોરના મજુરજીવન માટે આનન્દના કંઇ સાધનો તો શોધ્યાં ન સાંપડે. હજુ મજુર ચળવળ તો તેના બાલ્યકાળમાં છે. પણ તેને વીકસાવવાની તો વાત જવા દઇએ પણ તેના વીકાસના માર્ગમાં પ્રતીબંધના પથરાઓ મુકવામાં આવ્યા છે.

દરેક ચીજ પર પ્રાંતીયતાનાં પડળ છવાયાં છે. દરેક વસ્તુ આ જ નજરે જોવામાં આવે છે. અને મજુર સંગઠનની સમસ્યાને પણ પ્રાંતીયતાનો કીડો કોતરી રહ્યો છે.

માયસોર સ્ટેટના વતનીઓ દાવો કરે છે કે માયસોરના ઉદ્યોગ પુરતા કામદારો આ સીમાઓમાંથી મળી શકે છે. પણ બેંગલોર શહેર માટે પાણી પુરું પાડતાં સરોવરનો બંધ જ્યારે બંધાતો હતો, ત્યારે મ્હારી નરી આંખે પહાણો અને મદ્રાસના જંગલી ભીલોને આ બંધ ઉપર શ્રમ કરતાં નીહાળ્યાં છે.

આ પહાણોને શું મળે છે એવા મ્હારા સવાલમાં વડા ઇજનેરે કહ્યું, 'તેઓને ઠીક ઠીક મળે છે. તેઓને સારૂં મળે છે. તેથી તો તેઓ આટલે દુર આવે છે.

મેં જ્યારે ચોક્કસ રકમ જાણવા માગી ત્યારે વડા ઇજનેરે જવાબ આપવાને બદલે અન્ય વાત ઉપાડી.. પણ પાછળથી

મેં ખબર કહાડતાં મ્હારી ખાત્રી થઇ ગઇ હતી કે પઠાણોને કંઇ સારો પગાર મળતો ન હતો અને પેલા મદ્રાસના ભીલોને આઠ આના પણ ભાગ્યેજ મળતા હશે!

[૫]

**આ** જગ્યા જોવાની તક મ્હને તે સમયે પુરેપુરી ન મળી. પણ પછીથી કેટલેક અહીને પાછો તે સ્થળ ઉપર આવ્યો. ત્યારેજ મ્હને કામદારોનું દીન જીવન પ્રત્યક્ષ નીહાળવાની તક સાંપડી.

મધ્યાનનો સુર્ય પ્રકાશનો હતો. ગરમી તો શરીરને ખુબ દઝાડી રહી હતી. આવા સમયે સરોવરની સમીપ એક કુવાના સ્થીર જળનું સૌંદર્ય મ્હને ત્યાં ખેંચી ગયું. હું ત્યાં ગયો. પણ તે સ્થળના આહલાદ ભોગવવાનું લાંબો કાળ શક્ય ન હતું! ત્યાં એટલી તો દુર્ગન્ધ મારતી હતી કે ત્યાં ક્ષણવાર પણ થોભવું અશક્ય હતું.

મેં તપાસ કરી તો જણાયું કે કામદારો કુવાની આજુબાજુના સ્થળ આગળ જ મળ ત્યાગ કરતા હતા. તેમને શૌચ જવા માટે આજ સ્થાન હતું.

મેં અમલદારનું લક્ષ ખેંચ્યું! તેણે કહ્યું કે 'અમે શું કરીએ? આ જંગલી મજુરો સ્વચ્છતા ન સાચવે તેમાં અમારો શું દોષ?'

મેં કહ્યું કે 'ભાઇ ત્હમો આ મજુરો પાસેથી કામ લેવાનું જ સમજો છો. તેમને સ્વચ્છ રહેવાનું શીખવવાની ફરજ ત્હમારી નથી? ત્હમોએ તેમને માટે કેટલા જાજરૂ બાંધ્યા? આ જાજરૂ પણ વાપરતા કરવા માટે ત્હમોએ શું કર્યું'? મેં બંગલાઓ ઉપર આંગળી ચીંધીને કહ્યું કે ત્રણે બંગલાઓમાં સ્વચ્છ ટટ્ટીઓ બાંધવામાં આવી છે. એવી અહીં કેમ દેખાતી નથી?

પણ અમલદારને મન મજુર જીવનનાં મુલ્ય બહુ ઓછાં હતાં!

[૬]

**મ**હાત્મા ગાંધીજી આ રાજ્યને રામરાજ્ય તરીકે ઓળખાવે છે. તો આ રામરાજ્યની નોકરશાહી આટલી નીષ્ઠુર કેમ?

તેમની નીષ્ઠુરતાનો બીજો નમુનો આ રહ્યો.

એંગલોરને જગા પુરૂં પાડતાં સરોવર પર શ્રમ કરતા કંગાળ કામદારો માટે જે ઘર બાંધવામાં આવ્યાં હતાં તે ઘરોના દામ તેમના માસીક વેતનમાંથી વ્યવસ્થીત રીતે કાપી લેવામાં આવતાં હતાં.

આ બંધ બાંધનાર એંનજીનીયરે અતી ગર્વ પુર્વક મ્હને આ વસ્તુ કહી હતી.

૫૦૦૦૦૦ ના ખર્ચે બંધાતા બંધ માટે કામ કરનાર મજુરો માટે ઝુંપડા બાંધવાનો ખર્ચ પણ મજુરો પાસેથી લેવાની આ સુંદર પદ્ધતી માટે શું બચાવ હોઇ શકે?

બંધ બાંધવા માટે ત્હમો હજારો મજુરોને આમંત્રો અને પછી તેમના વસવાટના ઝુંપડા માટે પણ પૈસા કાપી લો એ એક પ્રકારની વ્યવસ્થીત છેતરપીંડી નથી તો શું?

નવા ઇંજનેરે મ્હને કહ્યું હતું કે તેઓ આ બાબતમાં સરાકરતંત્રને લખનાર હતા.

તેમને આવું ભાડું લેવું અયોગ્ય લાગતું! પણ મ્હને ખબર નથી કે કયાં સુધી તેમની મનેચ્છા સફળ નીવડી?

ક્રીશ્નરાજ સાગર પર બંધાયેલા બંધ પર પણ કામદારોની તેવી જ દશા છે. ત્યાં પણ તેવા જ પ્રકારના ત્રાસ સહન કરવા પડે છે. ક્રીશ્નરાજ સાગર એક વીશાળ સરોવર છે. વીજળી ઉત્પન્ન કરવાનું એક અગત્યનું મથક છે. ઉપરાંત આ સાગરમાંથી ન્હાની ન્હાની નહેરો વાટે ખેતરોને સીંચન કરવાની વ્યવસ્થા છે. સ્ટેટના અમલદારો કહે છે કે લગભગ ૨૫૦૦૦૦૦૦ રૂપીયાનો પાક વધુ ઉગાડવો શકય બનશે.

ગમે તેમ હોવ, પણ આ સામે પણ સખત આંદોલનો ઉભાં થયાં છે. સરકારતંત્ર આ કાર્ય માટે ખેડુતો ઉપર એક ખાસ ફાળો નાખવા ઇચ્છે છે. કહે છે કે સરકારને ક્રીશ્નરાજ સાગરના બંધ ઉપર ૬ ટકા વ્યાજ મળે છે. આ વ્યાજ મળતું હોવા છતાં પણ સરકાર ખેડુતો ઉપર કર નાંખનાર છે!

અને આ બંધને સુમનોહર સ્થળ બનાવવાને માટે કંઇક અદ્ભુત કૌશલ્ય વાપરવામાં આવ્યું છે બંધ ઉપર મોટર જઇ શકે તેવો રસ્તો બનાવવામાં આવ્યો છે, આ રસ્તાની બન્ને બાજુ સુંદર સુવાસીત પુષ્પોવાળો બાગ બનાવવામાં આવ્યો છે. આ બાગને આકર્ષક અને મોહક બનાવવા માટે ખુબ પૈસા ખર્ચવામાં આવ્યા છે. અને કળામય રીતે આખી જગ્યાને શણગારવામાં આવી છે! કંવચીત કવચીત આવતા પ્રવાસીઓને માટે સ્ટેટે પોતાના ખજાનાના ખુબ પૈસા વેર્યા છે.

[૭]

હું ઇચ્છું છું કે આ કળાકૌશલ્ય પેલા કામદારોના કષ્ટને દુર કરવા માટે વાપરવામાં આવ્યું હોત તો સારૂં થાત! હજારો મદ્રાસી મજુરોનાં લોહી ઉપર રચાયેલા આ બંધને આકર્ષક બનાવવા માટે જ્યારે આટલું અઢળક ધન ખર્ચવાના પૈસા મળે છે ત્યારે તેમના આ કામ માટે તેમને જરા યે પૈસા મળતા નથી!

તેઓ અત્યારે જેવા ઝુંપડામાં વસે છે તેવા ઝુંપડામાં મ્હારા કુતરાઓ પણ ન વસે! આજે વીસ વર્ષ પછી પણ આ જ દશામાં કામદારો પહેલાંના જેવું જ મુફલીસ જીવન ગાળે છે!



મુડીવાદ એટલે અનાજના ભરેલા ભંડારો અને ભુખ્યા પેટના ગરીબોનો મેળ મેળવવાનો મીથ્યા પ્રયાસ.

...

મુડીવાદીઓની માફક ભગવાન દયા અને ક્રોધ બે જ કરી શકે છે, એવું ઇશ્વરભક્તો જણાવે છે.

ભગવાનને સત્તાના સીંહાસનથી ઉતારી પાડનારાઓ એ સીંહાસને માનવીઓને બેસાડવા માગે છે.

...

દંતકથાઓનો ઇતીહાસ ભગવાનના આશીર્વાદો ઉપર નહીં પણ તેના શાપો ઉપર રચાયલો છે.




માશુકનાં ઝુલ્ફાં જેવી કાળી રાત ધરતી પર પગલાં પાડતી હતી. જેમ જેમ અંધારૂં ગાઢ થતું ગયું તેમ તેમ આગ્રા શહેરની બત્તીઓમાં જુવાની જાગવા માંડી. આંહીનો 'ચૌક' પણ જીવતો થયો હતો. ગાનારીઓના ઘાયલ અવાજ બારીમાંથી નાસી છુટી કાને અથડાતા...અને બીજી બાજુ જમનાનાં પાણીમાં એક શ્રમજીવી પગ ધોઈ રહ્યો હતો. થાકથી એ ખડમાકડાંની માફક લથડીઆં ખાતો હતો.

એની આંખ ઉંડી ઉતરી ગઈ હતી. શાહજહાંના નીશ્વાસને ઝીલી રાખનાર તાજમહાલમાં એ ઈસ્માઈલ કામ કરતો હતો. સવારનો કુકડો એ એની નોકરી દરમીયાન સાંભળતો. અવની પર અંધારાં ઉતરે ત્યાર પછી જ ઈસ્માઈલ કામથી છુટો થતો. પણ હમણાંથી તો એને મોડી રાતના પણ મજુરી કરવી પડતી. મશાલોના અસ્થીર પ્રકાશમાં એ આરસનું કોતરકામ કરતો...............મોં અને

પગ સાફસુફ કરી ઇસ્માઇલ એના ઘર તરફ ઉપડયો. એની બીબી અમીના ઇસ્માઇલ ઘરમાં પગ મુકે નહીં ત્યાં સુધી નીંદરને હટાવતી–જ્યારે ઇસ્માઇલે બારણું ખખડાવ્યું ત્યારે અમીના હીકહીક થઇ બારણું ઉઘાડવા દોડી આવી.

"મારે હવે કાંઇ ખાવું નથી."

"તારે માટે આજે ખાસ શેવી બનાવી છે."

"શેવીનો સ્વાદ પણ અત્યારે મને લલચાવે તેમ નથી. અમીના, હું હવે તો હારી ગયો છું. સવારથી રાત સુધી એના એ થંડા આરસનો સાથ! એનું એ કોતરકામ–એની એ કલા...બાદશાહ સાથે આજ કોઇ શાયર પધાર્યા હતા. એણે શું તારીફ કરી તાજની! ચાંદની સાથે ઓતપ્રોત થઇ જતા આ 'મહાલ'ને કોણ ન વખાણે? પણ એક ઇન્સાનની મહોબત ખાતર અમારે કેટલું હેરાન થવું પડે છે. એકની માશુક ખાતર કેટલા કલાકારોની પાયમાલી! પણ હવે તો 'તાજ' પુરેપુરો બંધાઇ રહેવાનો છે." અમીના ખાવા માટે આગ્રહ કરે એ પહેલાં તો ઇસ્માઇલ પથારી પર પડ્યો અને તરત જ નીંદરે એની સાથે દોસ્તી સાંધી.

***

"એ બેવકુફો! આ પથ્થરોને બરાબર ઉંચકી ત્યાં લઇ જાવ અને જમીન પર એને બરોબર મુકજો નહીં તો ચામડાં ફાડી નાખીશ" આંસુની ઇમારત ઉભી કરવા આ 'ધમકીઓ' બહાર આવી. હજારો શ્રમજીવીઓ 'તાજ–મહાલ' સરજી રહ્યા હતા.

"હઐસ"

"આર્યા"

"હઐસ"

"આર્યા" ના અવાજો પડછંદા પાડવા લાગ્યા. ચાર કામદારોએ પથ્થર ઉંચકવામાં ભુલ કરી એટલે એમની ચામડી પર ચાબુકના ઘા પડયા—બધું એક માશુકને ખાતર! ઇસ્માઇલે આ દ્રશ્ય જોયું. એની આંખો ગુસ્સાથી લાલ બની ગઇ. છીણી બાજુએ રાખી એ વીચારે ચડયો—ત્યાં તો મુકાદમની શકરાબાજ નઝર તેની તરફ ફરી એટલે ફરી એ છીણી ચલાવવા લાગ્યો—અફસરોનું એક વૃંદ 'તાજ'ને નીહાળવા આવ્યું. એ બધાની નાભીમાંથી નીશ્વાસ નીકળ્યા—"મુમતાઝ બેગમની આરામગાહ આવી જ હોય ને!"

એક કવી હ્રદય જાગી ઉઠયું—"શું ખુબસુરતી! સવારનો આફતાબ જ્યારે 'તાજ'નો સ્પર્શ કરે છે ત્યારે સુફેદ આરસમાં શરમના શેરડા પડે છે. ગુલાબી સુરખી એના પર ચમકી રહે છે. સામેના બાગના ગુલ આ સુરખી સાથે હરીફાઇ કરી શકતાં નથી; અને રાતના–ચાંદની સાથે જ્યારે એ ગુફતેગો ચલાવે છે ત્યારે તો તાજ રૂપ રૂપના અંબાર–ચાંદની પણ કબુલ કરે છે કે મારી સુફેદાઇ નકામી છે." ઇસ્માઇલને આ કવીતાનાં ઝરણું ઝાળ જેવાં લાગ્યાં– કવીઓ જ્યાં જ્યાં સૌંદર્ય જોતા ત્યાં ત્યાં ઇસ્માઇલને કદરૂપતા ભાસી! અમીના ઉપર ઇસ્માઇલને બાદશાહ જેટલો જ પ્યાર હતો. પણ મહોબત્ત માણવાની એને ફુરસદ નહોતી. "ઇશ્ક" "મહોબત્ત" "પ્યાર" આ બધા શબ્દો ઇસ્માઇલને કાને એટલી બધી વાર અફળાયા હતા કે એના ઉચ્ચાર માત્રથી એ ત્રાસી ઉઠતો....તાજ જેવા

આવેલ અફસરો જ્યાં ઇસ્માઇલ કામ કરતો હતો ત્યાં જમા થયા. ઇસ્માઇલ એક અચ્છી વેલ પથ્થરમાં પાડી રહ્યો હતો, સર્જન કરી રહ્યો હતો. એક અફસર બોલ્યો—"ખરેખર બાદશાહનું આ સર્જન સારી યે આલમમાં કલાનો ડંકો વગાડશે." આ મત સાંભળી ઇસ્માઇલને જરા હસવું આવ્યું. એની છીણી પણ મશ્કરી કરતી હોય તેમ પથ્થર પર કલાને ખેંચી રહી હતી. ઇસ્માઇલથી બોલી જવાયું-"તમારી 'કલા' પણ છીણી અને હથોડા વીના બહાર કયાંથી આવવાની છે? આ પથ્થર તમે પહેલાં જોયો હતો ને?...અને અત્યારે આમાં વેલીઓ ડોલી રહી છે, પંખીઓ ઉડી રહ્યાં છે, ફુલો લચી પડયાં છે-આ સર્જન"—

"મુંગો મર બુલમખાજના દીકરા! તને કોણ પુછે છે?"

પણ ત્યાં તો એકાએક કારમી ચીચીઆરી ઉઠી ને એ 'અરેરાટ' સાંભળી બધા કામદારો અને કલાકારો ઉભા થઇ ગયા અને જયાંથી 'હાય' ઉઠી હતી ત્યાં દોડી ગયા. એક મોટી શીલા તળે એ કલાકારો આવી ગયા હતા. એકનો જાન નીકળી ગયો હતો. બીજાના મોંમાંથી 'ઉંહકારો' નીકળતો હતો.

"આ કમઅક્કલ આદમીઓ સાવ જંગલી છે. પથ્થરને ગોઠવતાં ન આવડયો એટલે આ અકસ્માત થયો." મુકાદમે મત ફેંકયો.

જેને સખ્ત ઇજા થઇ હતી તેને બહાર ખેંચી લેવામાં આવ્યો. એનાં લાલ શોણીતથી આરસપાણ રંગાયા હતા. "માશુકની ખાતર." "મહોબત્તને ખાતર" "એક જ આદમીના જીગરને સંતોષવા માટે"...ઇસ્માઇલ મરી જતા આદમીની પાસે બેસી ગયો. એની પડખે કેટલાક શાયરો ઉભા હતા. ઇસ્માઇલે એકનો હાથ પકડી કહ્યું– "સફેદ આરસ પર આ લોહીની ધારા તમને કવીતા નહીં બક્ષે?" પથ્થરના મારથી તે શ્રમજીવી સાવ ચેપાઇ ગયો હતો. તે બેશુદ્ધ બની ગયો અને અંતે એણે દુનીયાની રજા લીધી–

મુકાદમનો રાગડો બહાર પડયો: "બધા કામે વળગી જાવ! ચાલો ભાગો ત્યાંથી! એ તો મરી જાય!"

ઠક! ઠક! ઠક!–છીણીઓ અને હથોડા ચાલુ થયા. આરસની કણીઓ ઠેર ઠેર ઉડવા લાગી! "બાદશાહ" તશરીફ લાવે છે, પધારે છે." એનો ધ્વની બધાને પહોંચી ગયો. બધા શ્રમજીવીઓ આ આગમનની જાણ થતાં સંકોચાઇ ગયા. અને 'કામ' બરોબર થાય છે તેવું દેખાડવામાં મશ્ગુલ બન્યા. બાગના ફુવારાઓ અદ્દર ઉડવા લાગ્યા. હજારો બોલીઓ નૃત્ય કરવા માંડયાં.

સરૂઓના ઝાડમાંથી પવન સોંસરવો નીકળી ફુવારાના પાણીને ઝાપટ મારવા લાગ્યો. શાહજહાંના ચશ્મને આ દ્રશ્યથી ચમક મળી–થોડી ક્ષણો બાદશાહ આંહી થંભી ગયો—ઝુલતા સરૂમાં એણે મુમતાઝનો કેશકલાપ જોયો–ફુવારાના ઉડવાના અવાજમાં એને મુમતાઝના ચુંબનો સંભળાયાં..............તાજ લગભગ ખતમ થવા આવ્યો હતો. શાહજહાંના વદન પર સંતોષ આવીને બેઠો–મુમતાઝનું નામ પથ્થરે પથર પોકારી રહ્યો હતો. બાદશાહની આંખમાં આંસુ આવ્યાં અને માશુકની સુફેદ આરામગાહ એ ઝળઝળીઆંદારા તરવરવા લાગી.

***

આજે 'તાજમહાલ' માં દીપમાળ ચેતવવાનો હુકમ બહાર પડયો હતો. દીવસનું અવસાન થયું હતું. આકાશમાં ગુલાલ ઉડી રહ્યું હતું. અને 'તાજ' માં ગજબ રોશની પથરાઇ. શાહજહાંના સ્વપ્નાને આજે સ્વરૂપ મળ્યું હતું......'તાજ'ને જોવા લોકોનાં ટોળાં ઉલટયાં હતાં.

બાદશાહ સલામત એમના શાયરોના રસાલા સહીત તાજમાં દાખલ થયા. તાજનો ઘુમ્મટ એવો જબ્બર હતો કે થોડો અવાજ થાય કે એનો પડઘો લાંબા વખત સુધી ગાજી રહેતો. ઇસ્માઇલ ઘુમ્મટના અંદરના ભાગ પર ચડયો હતો. છીણીથી થોડુંક સમારકામ કરવા તે અદ્દર ગયો. જેમ જેમ એ ઉંચે જતો ગયો તેમ તેમ એના દીલમાં 'અમીના'ની મુર્તિ ખડી થઇ! વધુ ને વધુ તે અદ્દર ગયો. એને ફેર આવવા માંડયા પણ જીગરને ઠેકાણે રાખી તેણે છીણીનું સંગીત ચલાવ્યું.

છીણી અને હથોડી કામે લાગ્યાં. ઠક ઠક ઠક ઠક...છીણી બોલી ઉઠી "એક માશુક ખાતર"

હથોડીને જીભ આવી: "એક ઇન્સાનના પ્રેમ ખાતર"...ઠક ઠક ઠક ઠક...'અમીના અમીના'...લોબાનના ધુપના ગોટા ઉડવા લાગ્યા. શાયરો શાહજહાંની તારીફ કરવા લાગ્યા. "તમે સર્જ્યો છે આ તાજ! તમારા આંસુ આંહી સ્થીર થયાં છે—કાળ પણ આ ઇમારતને ભુંસી શકશે નહીં."

ઠક ઠક ઠક ઠક...છીણી અને હાથોડાનું સંગીત જામ્યું—ઇસ્માઇલ ઉંચે ને ઉંચે ચડતો ગયો. એને તમ્મર આવ્યાં અને એનો પગ લથડયો—ધબ દઇને તે નીચે પડયો—અને તરત જ એનો જીવ નીકળી ગયો.

અને "તાજમહાલ"માં આખરે હજારો બત્તીઓની દીપમાળા પ્રગટી.

---

સામ્રાજ્યવાદી દેશોમાં લાખ્ખો ઉપયોગી કામદારો બેકાર છે, સામ્યવાદી રશીઆમાં ઉપયોગી કામદારોની ઘણી જ જરૂર છે. તેથી જ સામ્રાજ્યવાદીઓ સામ્યવાદીઓ સાથે સંબંધ રાખવાની ના પાડે છે

...

મુડીવાદીતંત્રમાં જ વીશેષ ઉત્પાદન કરવા માટે કામદારોને બેકાર બનાવવામાં આવે છે. કામદારોના તંત્રમાં વીશેષ ઉત્પાદન કરનાર કામદારોને વીશેષ કામ આપી સુખી બનાવવામાં આવે છે.

ભુતકાળ માનવજાતી ઉપર પ્રભુત્વ જમાવી પોતાને માટે મનુષ્યોનો ઉપયોગ કરે તેમાં માનવ જાતીનો વીનાશ છે. પરંતુ ભુતકાળ ઉપર માનવજાતી પ્રભુત્વ સ્થાપી, પોતાના હીત અર્થે તેનો ઉપયોગ કરે તેમાં માનવજાતીનો વીકાસ છે.

...

મુડીવાદી સમાજવ્યવસ્થા જો નીભાવી લેવા જેવી હોય તો ભગવાનનું નામ લઇને પ્રત્યેક મનુષ્યે નીષ્ફળ કાર્યો કરવા પાછળ જ મચી પડવું જોઇએ.

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી-

## અમરેલી પરીષદ:

આક્ટોબરની આખેરીએ અમરેલીમાં સ્ત્રી પરીષદ ભરાઇ હતી તેમાં સ્ત્રીજીવનને લગતા જે ઠરાવો સ્ત્રીઓએ પસાર કર્યા છે તે માટે અમે તેમને અભીનંદન આપીએ છીએ. સારા યે દેશમાં પછાત ગણાતી કાઠીઆવાડી સ્ત્રીઓ સમાજના અન્યાયો સામે પોકાર કરી આવા સંસાર સુધારાના ઠરાવો કરે એ પ્રશંસનીય છે. પડદાને અંગે અંધકારમાં ડુબી રહેનારી બ્હેનો સેંકડોની સંખ્યામાં ગામેગામથી આવી, પરીષદમાં હાજરી આપી ઉમંગથી ભાગ લે એ ખરેખર હીંદી સ્ત્રીઓના ઉદ્ધારના મંડાણ મંડાયાં કહેવાય. કાઠીઆવાડી સ્ત્રીઓ જેને એક વખતે બીજા દેશની તો શું પણ પોતાના દેશની સ્થીતીનું ભાન ન હતું અને જે પોતાને સમાજ તરફથી થતા અન્યાયો પ્રત્યે કેવળ અજ્ઞાનના જ સેવતી હતી, તે સ્ત્રીઓ જાગૃત થઇ સમાજ સામે મોરચા માંડે પછી સ્વતંત્રતાના દ્વાર ઉઘડતાં કેટલીક વાર લાગે? ને આ પ્રમાણે સ્ત્રીઓની પ્રગતી થાય તો અમારી ખાત્રી છે કે ટુંક સમયમાં જ સ્ત્રીઓ સામાજીક સમાનતા મેળવે એટલું જ નહી પણ તે રાજકીય સમાનતા પણ સંપાદન કરે. માત્ર તેમણે બધા સુધારા વાતોમાં રાખવા ન જોઇએ પણ તેને વર્તનમાં ઉતારવા કટીબદ્ધ બનવું જોઇએ.

શ્રી ભકતીબેને કહ્યું તેમ, અસલ
કાઠીઆવાડી સ્ત્રીઓ કમર પરની કટાર
થી હેનુ પેટ ચીરતી હતી પણ સ્વાર્થી
પુરૂષોએ તેમની વીરતાને દબાવી દઇ
બકરી બનાવી દીધી છે. આ પરીસ્થીત
હજુ ચાલુ જ છે પણ સ્ત્રીઓમાં જાગૃ
આવી છે અને તેની યોગ્ય કક્ષાએ પહે
થશે એટલે પુરૂષોને નમ્યા વગર છુટ
નથી. કુમારી સોફીઆ સોમજીએ હીં
સ્થાનની મુસાફરીના પોતાના અનુભવ ઉ
રથી કહ્યું છે તેમ સ્ત્રીઓ પડદામાંથી બહ
આવવા માગે છે અને જાહેર જીવન
ભાગ લેવા ઉત્સુક છે પણ પુરૂષો તેમ
તેમ કરતાં અટકાવે છે એ વાત ખ
છે. શહેરો શીવાયનાં બીજાં ગામડા
અને પ્રાંતોમાં પુરૂષો સ્ત્રીઓની પ્રગતી
આડખીલી નાખશે પણ સ્ત્રીઓએ પોતે
પોતાના હીતાહીતનો વીચાર કરી કાઠીઆ
વાડી સ્ત્રીઓ માફક પરીષદો ભરી, સંગ
કરી સમાજીક બદીઓ સામે બળવો કર
જોઇએ. પુરૂષોની આડખીલીઓ દુર ક
વાનો એ જ માત્ર યોગ્ય માર્ગ છે. અ
રેલી પરીષદમાં સ્ત્રીઓને લગતા સમા
સુધારાના જે ઠરાવો થયા છે તે જો
કોઇને પણ આશ્ચર્ય થયા વીના રહે ન
જે પ્રાંતની સ્ત્રીઓ અજ્ઞાનતામાં સ
હોય, જે સ્ત્રીઓની પોતાને થતા અન્ય
સમજવાની શક્તી પણ હણાઇ ગઇ હ
અને સમજે તેમ છતાં તેની સામે
ફરીયાદ પણ ઉચ્ચારવાની હીંમત ન હ

એ સ્ત્રીઓ સુધરેલા દેશો જેવા જ સુધારા પોતાના સમાજમાં દાખલ કરવાની હીમાયાત કરે એ કંઇ જેવી તેવી કીંમતની વાત નથી. મીસ મેયોએ હીંદી સ્ત્રીઓ માટે જે કાળું ચીત્ર દોરી હીંદુસ્થાનીઓનું અપમાન કર્યું હતું, તેને આટલા ટુંક સમયમાં જ ધોઇ નાખવા તત્પર થવા માટે હીંદી સ્ત્રીઓએ મગરૂબ થવું જોઇએ. આ માનને માટે સ્વાર્થી પુરૂષજાતીમાંના એક વીરલાને જ સ્ત્રીઓ ઋણી છે. એ વીરનરની પ્રેરણાથી જ કાઠીઆવાડી સ્ત્રીઓ, જે સ્ત્રીઓ લગ્નનાં ગમે તેવાં બંધનો નીચે મુંગે મ્હોંઢે કચડાતી હતી અને પુનર્લગ્નના નામથી પણ ભડકતી હતી. તે જ સ્ત્રીઓ હવે લગ્નવીચ્છેદનો કાયદો પસાર કરાવવાની હીમાયત કરે તે ઓછા આનંદની વાત નથી. આવો ઠરાવ ફક્ત ઉદ્દામવાદીઓ જ પસાર કરી શકે. કારણ કે હીંદુસમાજ લગ્નની ગાંઠને એટલી પવીત્ર માને છે કે ખુદ ઇશ્વર પણ એ તોડી શકે નહી. પરંતુ માત્ર પ્રેમની ગાંઠ શીવાય બીજા કોઇ પણ બંધન વીનાનાં લગ્ન જ્યારે પ્રચલીત થશે ત્યારે જ લગ્નનો સાચો આદર્શ લોકો સમજી શકશે. અમે ફરીથી કહીશું કે આ ઠરાવો પસાર કરી કાઠીઆવાડી સ્ત્રીઓ બેસી નહી રહે, પણ દરેક અન્યાયની અને રૂઢીની સામે ઝુંબેશ ઉઠાવી અડગપણે પસાર કરેલા ઠરાવોને અમલમાં મુકવાનો પ્રયત્ન કરશે જ. આ પરીષદના કાર્યકર્તાઓનો પડકાર દરેક ગામડાના ખુણેખુણામાં સંભળાવો જોઇએ જેથી સ્ત્રીઓની આંખો પરનાં અજ્ઞાનજનીત અંધકારનાં પડળ હંમેશ માટે ખુલી જાય. જો કાઠીઆવાડી સ્ત્રીઓમાં આત્મરક્ષણ કરવાનું આત્મબળ છે તે સ્ત્રીઓ શું પોતાના હક્કોનું રક્ષણ કરતાં પાછી પડશે? ગઇ લડત પછી તેમનામાં દેખીતી જાગૃતી આવી છે અને તેમની હણાએલી શકતી પાછી સતેજ થઇ છે. એટલે સમાજના સડા દુર કરવામાં એ શકતીનો ઉપયોગ થવો જોઇએ.

પુરૂષો એ કાર્યમાં મદદ કરે યા ન કરે પણ સ્ત્રીઓએ સામાજીક સંસ્થાઓ દ્વારા આ ઠરાવોને પોષતું પ્રચારકાર્ય ચાલુ રાખવું જોઇએ. પુરૂષોની બહુ થોડી મદદ છતાં પરીષદની વીષય વીચારીણી સભાનું કામ બહુ સરળ રીતે પસાર કરવા માટે અમે તેના સભ્યોને અભીનંદન આપીએ છીએ. સમાજના કાનુનોને જડમુળથી ઉખેડી નાખવાના ઠરાવો પર બહુ ગરમાગરમ ચર્ચા થઇ હતી પણ તે પસાર કરવવામાં ઉદ્દામવાદીઓ ફત્તેહમંદ થયા. આના ઉપરથી તેમની કાર્યદક્ષતા પુરવાર થાય છે. સામાજીક નહી પણ રાજકીય ક્ષેત્રમાં પણ જોખમદારીભર્યું કામ કરવાની લાયકાત સ્ત્રીઓએ મેળવી છે એમ કહીએ તો અતીશયોકતી નહી કહેવાય. આ પરીષદના કાર્યકર્તાઓને તેમના પ્રચારકાર્યમાં બ્હેનો તરફથી પુરતો સહકાર મળે એમ ઇચ્છીએ છીએ.

...

## વ્યક્તિગત સ્વતંત્રતા પર ત્રાપ.

નવેમ્બરના પાછલા અઠવાડીઆના શુક્રવારે રાતના મુંબઇના રોયલ ઓપેરા હાઉસ આગળ 'ન્યાય'ના નાટકને ભજવાતું અટકાવવા માટે દેખાવો થયા હતા તે આ સ્વતંત્રતાના જમાનામાં કોઇપણ કોમને ન છાજે તેવા હતા. પોતાને સુધરેલી સુશીક્ષીત અને એરીકેટવાળી કોમ કહેવડાવનાર પારસી બાવાઓને સુધારો વ્યક્તીગત સ્વાતંત્ર્ય પર તરાપ મારવામાં,

સમાઇ જતો હોય એમ લાગે છે. ઓીસન્માન [chivalry]ના હીમાયતી અને તેના, 'અબુધ બાપ્યા'ઓને બોધપાઠ શીખવવા નીકળેલા પારસીભાઇઓની ઓીસન્માનની ભાવના શું પોતાના મતથી જુદી પડનાર બ્હેનોની અંગત સ્વતંત્રતા પર આક્રમણ કરવામાં જ સમાપ્ત થાય છે? "જો નાટકમાં ભાગ લેશે તો બળજબરીથી મીસ મસાનીને અમે નાટક કરતાં અટકાવશું" એ ધમકી ફક્ત કાપુરૂષો જ આપી શકે. ધર્મનું રક્ષણ કે નીતિનો બચાવ જબરજસ્તીથી કે મારફાડથી થઇ શકતો નથી. મનુષ્ય સ્વભાવ એવો છે કે તેને જેમ દાબમાં મુકવાનો પ્રયત્ન કરીએ તેમ તે વધારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે. મીશનરીઓ પોતાના ઉદ્દેશમાં ફાવે છે તેનું કારણ એ જ છે કે તેઓ શાંતીથી અને કુનેહથી એવી રીતે લોકોને સમજાવે છે કે તેમના પર ઊંડી અસર થાય છે.

અમને વધારે દીલગીરી એ થાય છે કે મુંબાઇના શેરીફ જેમની ફરજ શહેરીઓના હક્કોનું રક્ષણ કરવાની છે તે પણ મીસ મસાનીના વ્યક્તીસ્વાતંત્ર્યનો ઇન્કાર કરતાં અચકાયા નથી. એટલું જ નહી પણ જો મીસ મસાની નાટકમાં ન ઉતરવાનું વચન નહી આપે તો પારસીઓની લાગણી ઉશ્કેરનારાં લખાણ પોતાના પત્રમાં બેધડક છાપવાની તેમણે ઇચ્છા દર્શાવી હતી એ પણ લક્ષમાં રાખવા જેવું છે. મીસ મસાની જો હીંદુ પુરૂષો સાથે નાટકમાં પોતાનો પાઠ ભજવે અને આંતરજાતીયલગ્નની હીમાયત કરે તો પારસી ધર્મને નુકશાન થશે એવી જો તેમને બીક લાગતી હતી તો એક પત્રકાર તરીકે નહી પણ એક ધર્મગુરૂ તરીકે તેઓ તેનું જલદી નીરાકરણ કરી શકતે. શેરીફ કરતાં ધર્મગુરૂની જગ્યાએથી તેઓ પારસી કોમની સારી સેવા કરી શકશે. શું હીંદુઓની નીતીભાવના એટલી શીથીલ છે કે મી. મર્ઝબાનને મીસ મસાનીની ઇજ્જતની ફીકર પડી? મી. મર્ઝબાન કહે છે કે પારસી છોકરીઓ જો હીંદુ છોકરાઓ સાથે નાટકમાં ભાગ લે તો તેમની નીતીની ભાવના બગડી જાય. હું મી. મર્ઝબાનને એક જ સવાલ પુછું છું કે તમારા પારસી છોકરાઓ સીનેમામાં નટીઓ સાથે કામ કરે છે તેથી શું તેમની નીતીની ભાવના બગડતી નથી? પણ એ તો છોકરાઓ ને! એ લોકો તો સ્વતંત્રતાનો અને નીતીનો ઇજારો લઇને ઉતર્યાં છે એટલે મી. મર્ઝબાન તેમને અટકાવી શકે! કદાચ મી. મર્ઝબાનના ધર્મના અને નીતીના કાયદાઓ ફક્ત છોકરીઓને જ લાગુ પડતા હશે! જો આ છુટ કોલેજોનાં નાટકોમાં લેવા દેવામાં આવે છે તો બીજા નાટકોમાં શા માટે બાધ મુકવામાં આવે છે અને તે પણ ફક્ત છોકરીઓ પર? શું પારસી કોમ હજી તેના કરતાં આગળ આવવાને બદલે પાછળ જવા માગે છે?

પારસી સ્ત્રીઓ છુટ્ટી રીતે યુરોપીઅનો સાથે તાજમહાલમાં જઇ નાચે છે ત્યાં શું તેમની નીતીની ભાવનાને હરકત આવતી નથી? નાચ કરતી વખતે તો ઓઓને પુરૂષોની બહુ પાસે આવીને નાચવું પડે છે જ્યારે આ નાટકમાં તો દુર રહીને જ પોતાનો પાઠ ભજવવાનો હતો: જો મી. મર્ઝબાનને પોતાની કોમની નીતીની ભાવનાની એટલી બધી કાળજી હોય તો તેઓ તાજમહાલ પર પીકેટીંગ કરી પારસી બાનુઓને નાચમાં ભાગ લેતાં કેમ અટકાવતા નથી?

એક માણસે અમુક કામ કરવું કે નહી એ દરેકની મુનસફીનો સવાલ છે; બીજાના હક્ક પર ત્રાપ મારવાનો કોઇને અધીકાર નથી. કેટલાક પારસીઓના આવા અવીચારી અને જુલ્મી વર્તનથી મીસ મસાનીનું જ નહી પણ આખી પારસી કોમની સ્ત્રીઓનું અપમાન થયું છે. શું પારસી સ્ત્રીઓ હજી પણ જુના વીચારના પુરૂષો તેમને ગમે તેવી આજ્ઞા કરે તે પ્રમાણે ચાલવા માગે છે? તેમને હજી પણ પોતાના સ્વમાનનું ભાન નથી કે પુરૂષોની મોરલીના સુર પ્રમાણે નાચવાનું પસંદ કરે છે? સ્ત્રીઓ જાહેર જીવનમાં ભાગ ન લઇ શકે એ બેહુંદી તલ્વાર તો તેમના પર લટકે છે તેમાં વળી આવી વ્યકતીગત સ્વતંત્રતા પર કાપ મુકી સ્ત્રીઓ પ્રત્યેના અન્યાયોમાં વધારો કરતા જાય છે. મીસ મસાનીએ કોઇની પણ દરકાર કર્યા વગર પોતાનો પાઠ ભજવવા તૈયાર થઇને જે નીડરતા બતાવી હતી તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. બન્ને કોમોમાં કડવાશ ન થાય તે હેતુથી તે તેમાંથી ખસી ગયાં, છતાં પારસી કોમનાં ઉશ્કેરાયલાં ટોળાંઓ પોતાની માંગણીઓ વધારતાં ગયાં. તે એટલે સુધી કે હીંદુ સ્ત્રીઓને પણ પાઠ ભજવવાની વીરૂદ્ધ થયા!

પોતાને થએલા આ અપમાનના બદલામાં પારસી બ્હેનો શું કરશે? તેમણે પારસી સ્ત્રીઓની મીટીંગ બોલાવી શુક્રવારના પારસીભાઇઓના શરમ ભરેલા વર્તન માટે વીરોધ જાહેર કરવો જોઇએ અને એક નહી પણ અનેક પારસી બ્હેને હીંદુ ગ્રહસ્થો સાથે પાઠ ભજવવાને તૈયાર છે એવી તેમને ચેલેન્જ આપવી જોઇએ. પોલીસ કમીશ્નરે આ નાટક પર 'બેન' મુકયો એટલે પ્હેલી તકે તેમણે બીજો નાટક કરી પોતાની સ્વતંત્રતા પારસી બ્હેનોએ પુરવાર કરવી જોઇએ. શું પારસી સમાજના જુના ખેરખાંઓના તરંગો પોષવાને માટે પારસી બ્હેનો પોતાના સીદ્ધાંતોની પણ આહુતી આપે? આ તો હીંદુઓ સાથે નાટક ભજવવાની વાત હતી, પણ એક પારસી છોકરીને કોઇ હીંદુ છોકરો લગ્ન માટે લાયક લાગે તો તેને લગ્ન કરતા અટકાવવાનો પારસી સમાજને શો હક્ક છે? પારસી જેવી સુશીક્ષીત કોમ આટલો બધો કોમી ભેદભાવ રાખે છે તો અજ્ઞાની પાસેથી ઐકત્રતાની શી આશા રાખી શકાય? અમને લાગે છે કે ફેશનેબલ કપડાં પહેરવામાં અને અંગ્રેજોની ખોટી નકલ કરવામાં જ પારસીઓનો સુધારો આવી જાય છે. જો એમ ન હોય તો અત્યાર સુધીમાં કેટલાએ શીક્ષીત પારસીઓના વીરોધ દર્શાવનારા નીવેદનો આવી ગયાં હોત. હજી પણ પારસીભાઇઓ તોફાનની દરકાર કર્યા વગર વીરોધની સભાઓ ભરશે એવી આશા રાખીએ છીએ.

## :નવયુગના ગ્રાહકોને ભેટ:

નવયુગના ગ્રાહકો, જેમનાં લવાજમ વસુલ થઇ ગયાં હશે તેમને બે પુસ્તકો ભેટ તરીકે આપવાનાં છે. તે ઉપરાંત ગ્રાહકોને બીજા લાભ આપવાની યોજનાનો વિચાર થઇ રહ્યો છે.

વ્યવસ્થાપક
નવયુગ.

# સમાજમાં ક્રાન્તિની જરૂર

::લેખિકા::
કુમારી પ્રમીલાબહેન મહેતા

"જહાં નારી પુજા નહી વો દેશ કભી મહાન નહી હો સકતા" સ્વામી વીવેકાનંદના આ સુત્રની તો સમાજે ગણના જ કરી નથી. ભુતકાળમાં સ્ત્રી-સન્માન થયું નથી, વર્તમાનકાળમાં હજી તેનો અનુભવ થયો નથી અને ભવીષ્યની તો કોને ખબર?

સમાજનાં બે મુખ્ય પાત્રો: સ્ત્રી અને પુરૂષ. પણ આ બે પાત્રોમાંથી સ્ત્રી પાત્રની ગણના જ ન હોય એમ ભુતકાળથી ચાલ્યું આવે છે.

શાસ્ત્રકારોએ શાસ્ત્રો રચ્યાં, સ્મૃતીઓ ઘડી, ને શ્રુતીઓ સંભળાવી તેમાં પણ "સ્ત્રીઓ સ્વતંત્રતા માટે લાયક નથી" આ જ સુર નીકળે છે. બાળપણમાં પીતા વાલી, યૌવનમાં પતી વાલી, ને વૃદ્ધાવસ્થામાં પુત્ર વાલી. સ્ત્રી જન્મે ત્યારથી તે મરણ પર્યંત તેના જીવનમાં પરતંત્રતાની બેડી જકડાયેલી જ.

પુત્રીને પોતાની મરજી પ્રમાણે લગ્નગ્રંથીથી જોડવાનો પીતાને અધીકાર! કન્યાકાળ વીતી જાય અને કન્યાદાનનું પુણ્ય ન મળે, આવા ઓઠા નીચે માબાપો તેના જીવનપરત્વે બેદરકારી બતાવી પોતાની આપખુદીથી બીચારી બાળાને સમાજની વેદી પર હોમે છે! બાળલગ્ન, કન્યાવીક્રયના દાખલાઓ તો અસંખ્ય થાય છે, અને માબાપોના હાથથી કેટલીય બાળાઓનું સમાજની વેદી પર બલીદાન દેવાય છે!

હીંદુ સ્ત્રીઓના આ લોક ને પરલોકના કહેવાતા પતીદેવને તો સર્વ વાતનો અધીકાર. આ અધીકાર તો ભુતકાળથી ચાલ્યો આવે છે, વર્તમાનકાળમાં ચાલે છે, ને કોને ખબર છે કે ભવીષ્યમાં કેટલા યુગો ચાલશે? ભુતકાળમાં રામે ધોબીના કહેવાથી સીતાને વનમાં મોકલી, યુધીષ્ઠીરે દ્રૌપદીને હોડમાં મુકી, સત્યવાદી હરીશ્ચંદ્રે તારામતીને ચાંડાલને વેચી, નળે દમયંતીને વનમાં તજી. બીચારીઓએ સમાજનાં બંધનોને લીધે અનેક દુઃખો મુંગે મોઢે સહન કર્યાં, અને પતીવ્રતાનો લ્હાવો લઇ સંતોષ માન્યો! આવાં તો અનેક દુઃખો સ્ત્રીઓએ સહન કર્યાં. અને પુરૂષોએ બદલામાં સહનશીલતાની પ્રતીમાની ઉપમા આપી પોતાની સત્તા વધારી. વર્તમાનકાળમાં કહેવાતા પતીદેવોની જુલ્મઘંટીમાં કેટલી યે બ્હેનો પીસાય છે. અને દુઃખો સહન ન થતાં બીચારી આપઘાત કરી, દુઃખમાંથી મુક્ત થાય છે!

પુત્રના હાથ નીચે પણ માતાઓને ઓછું સહન કરવું પડતું નથી, ઉછેરીને મોટા કરનાર માતા પર જાણે ઉપકાર કરતા હોય તેવું ત્હેના તરફ વર્તન રાખે છે આવા કેટલાય દાખલાઓ આપણા સમાજમાં અનુભવાય છે. અન્યાય અને પક્ષપાતભર્યા સમાજમાં બ્હેનોનું આ સ્થાન.

"સ્ત્રીઓને ક્યાં કમાવા જવું છે" આ વાક્યથી જ સ્ત્રીશીક્ષણની શરૂઆત થાય છે! કેળવણી લેવી તે શું ફક્ત કમાવા માટે જ? અને તેમ હોય તો પણ શું? પ્રાચીનકાળમાં સ્ત્રી-કેળવણી હતી. સ્ત્રીઓને દરેક જાતની કેળવણી અપાતી. અભ્યાસ કર્યા વગર શું લીલાવતીએ

ગણીને લખ્યું હશે? શાસ્ત્રના જ્ઞાન શીવાય શું ભારતીએ શાસ્ત્રાર્થ કર્યો હશે? અને વીરમતીએ અસ્ત્રશસ્ત્ર વીદ્યાની તાલીમ વગર જ વાઘનો શીકાર કર્યો હશે? આથી સીદ્ધ થાય છે કે પ્રાચીનકાળમાં કેળવણી હતી. મુસલમાની રાજ્ય વખતે સ્ત્રીના શીયળ રક્ષણના બ્હાના હેઠળ સ્ત્રીઓને પર્દામાં રાખી, ત્યારથી જ સ્ત્રીઓની પડતીની શરૂઆત થઇ, તેઓ શીક્ષણહીન બની, ને પુરૂષોનું પ્રભુત્વ વધ્યું!

સ્ત્રીઓના શીયળના રક્ષણ માટે પુરૂષશક્તીની જરૂર છે. એ સ્ત્રીઓ માટે તદ્દન અપમાનકારક છે. કારાગ્રહમાંથી ભીમસીંહને પદ્મીનીએ છોડાવ્યો હતો, એકલે હાથે રણસંગ્રામમાં દુર્ગાવતી અને ચાંદબીબી ઝુઝયાં હતાં, ઝાંસીની રાણીએ પોતાના શૌર્યથી અંગ્રેજોને ચકીત કરી નાખ્યા હતા. એ જ સ્ત્રીશક્તીએ ગત વર્ષમાં લાઠીના ઘા સહન કર્યા, અને કારાવાસનાં દુઃખો પણ સહન કર્યાં હતાં. એટલે જ સ્ત્રીઓને નથી પર્દાની જરૂર કે નથી ઘુંઘટની જરૂર.

સ્ત્રીકેળવણી વગર આપણા સમાજની સ્થીતી કેવી થઇ છે તે જુઓઃ બાળમરણનું પ્રમાણ કેટલું મોટું છે? કેટલાં ઘરોમાં ગરીબાઇ ડોકીયાં કરી રહી છે? કેટલા ઘરોમાં બ્હેનો, સાસુ સસરા, માબાપ, ભાઇ-ભાભી, દીયર-જેઠનાં મ્હેણાં સહન કરી લજ્જાસ્પદ રીતે પોતાના પેટનો ખાડો પુરે છે? સ્ત્રીઓનેજ શા માટે આવા કારમાં દુઃખો સહન કરવાં પડે છે? ફક્ત શીક્ષણના અભાવે. "છોકરી એટલે પથરો" આ મનોભાવના કાઢી નાંખી, જો સ્ત્રીઓને શીક્ષણ આપવામાં આવે, તો સમાજની આર્થીક ઉન્નતી જરૂર થાય, પણ પુરૂષોને ક્યાં પોતાનું પ્રભુત્વ ઓછું કરવું છે? એને તો દેવ રહેવું છે અને સ્ત્રીને દાસી રાખવી છે.

અને સ્ત્રીઓનું સ્થાન પણ ક્યાં છે? ત્હેને શા હક્કો છે? નથી ઘરમાં કે સમાજમાં અધીકાર, કો રાજકીય બાબતોમાં તો અધીકાર ક્યાંથી જ હોય!

કુટુંબમાં પણ અત્યારે સ્ત્રીઓને કેટલો હક્ક છે? ઘરકામમાં પૈસો વપરાય તેનો હીસાબ આપવાનો, પોતાને માટે પૈસો જોઇતો હોય તો હાથ ધરવાનો, ને તેને પણ હીસાબ આપવાનો, વધારે ખર્ચ થાય, તો પતીદેવના વાક્પ્રહાર સહન કરવાના. અને "કંઇ નહી પતી છે કેની વાંક હોય, તો બે શબ્દો કહે." એમ મન મનાવી, સંતોષ માનવાનો! આટલી પરાધીનતા શા માટે જોઇએ? આ સ્થીતી આટલેથી જ અટકતી નથી પરન્તુ સામાજીક બાબતોમાં તો પુરૂષોની સ્વતંત્રતાની અવધી જ છે. પુરૂષોને જેટલી વાર લગ્ન કરવાં હોય, તેની છુટ અને પોતાની વાસનાતૃપ્તી માટે ગમે તેવી કુમળી બાળાને ભોગ લેવાનો તેને પરવાનો, ને ગમે ત્યાં ફરી શકે, પારકી સ્ત્રી સાથે વાત કરી શકે, બાપ-દાદાનો પૈસો કે પોતાની કમાણીનો પૈસો, જુગાર-વેશ્યાગૃહ, અથવા ગમે તેમ વાપરી શકે. એ બાબતમાં *પ્રાચીનકાળના ઋષી, મુનીઓએ ઘડેલા* કાયદા કોઇ રીતે પુરૂષને બંધનકર્તા નથી. અને અત્યારે આ યુગમાં પણ સમાજબંધનો તેટલા જ પ્રમાણમાં પોતાની સત્તા જમાવે છે.

સ્ત્રીઓને ન હરવા-ફરવાની છુટ, પુરૂષ સાથે તો વાત જ કેમ કરાય? પરપુરૂષ સાથે વાત કરી એટલે તે "અનીતીને રસ્તે ચઢી છે," એમ આપણો સમાજ સીદ્ધ જ કરે છે. લગ્ન માટે તો સ્ત્રીઓની દશા અતીશય શોચનીય છે. માબાપ જ્યાં પરણાવે, જ્યારે પરણાવે, અને જેટલી ઉમ્મરના સાથે પરણાવે તે કબુલ કરવાનું જ.

પની. એટલે પરમેશ્વર એવો સંતોષ માનવાનો જ ! પતીની મરજી વીરૂદ્ધનું કંઇ કામ થાય નહીં. ક્યાંય જવું હોય તો પહેલાં પતીની પરવાનગી લેવાની ! આવાં આવાં કેટલાંય બંધનો ત્હેમના જીવનને સંકુચીત કરી રહ્યાં છે.

રાજકીય બાબતોમાં પણ સ્ત્રીઓને ક્યાં અધીકાર છે ? હીંદુસ્થાનની સ્ત્રીઓને મત આપવાનો પણ પુરો અધીકાર નહી, તો ધારાસભામાં બેસવાની તો અનુકુળતા ક્યાંથી જ હોય ? આ તકનો લાભ લઇને પુરૂષો પોતાને મનમાન્યા કાયદાઓ ઘડયા જાય છે.

સાયમન કમીશને પોતાના રીપોર્ટમાં વીધવા, પરણેલી અને અમુક મીલ્કત ધરાવતી સ્ત્રીઓને જ મત આપવાની ભલામણ કરી છે; પરન્તુ કુમારીકાઓનો તો કંઇ ઉલ્લેખ કરવામાં આવ્યો જ નથી. આ ઉપરાંત ત્હેનાં મીલ્કતનાં પ્રમાણ સંબંધમાં જ્યાં સુધી ત્હેને માટે આર્થીક સ્વતંત્રતા ન મળે ત્યાં સુધી આ ધોરણ સ્વીકારી શકાય જ નહીં. મહાસભાએ પણ ભાવી શાસન વ્યવસ્થામાં જે ધોરણ નક્કી કર્યું છે ત્હેમાં પણ ઘણી ખામીઓ રહેલી છે.

સ્વરાજ્ય મળ્યા પહેલાં પણ શા માટે ધારાસભામાં સ્ત્રીઓનું પ્રતીનીધીત્વ ન હોવું જોઇએ ? સ્ત્રીઓને લગતા કાયદાઓ, જો સ્ત્રીઓ ત્યાં હોય તો જ પસાર થાય. સ્ત્રીઓનો અધીકાર, સ્ત્રી–પુરૂષના સમાન હક્ક, સ્ત્રીઓનો મીલ્કતમાં હક્ક, છુટાછેડાનો કાયદો, કામદાર બ્હેનો માટેના નીયમો આવા સ્ત્રી ઉપયોગી વીષયોની ચર્ચામાં સ્ત્રીઓની ખાસ જરૂર છે. અને તેને માટે ધારાસભામાં સ્ત્રી પ્રતીનીધીત્વ પુરતું હોવું જ જોઇએ.

બ્હેનો ! આપણો વખત પણ આવ્યો છે. બળવા વગર કે બળીયા સાથે બાથ ભીડયા વગર કદી પણ કોઇ સ્વતંત્ર થયું છે ? ઇતીહાસના પાનાં ઉથલાવો, તો તેમાં પણ બળવો, ને બળીયાના બે ભાગ. આપણે પણ બળવો કર્યા વગર છુટકો જ નથી. જ્યાં સુધી આપણે આપણી નીર્બળતાનો ત્યાગ કરી, પુરૂષો સ્હામે બંડ નહી ઉઠાવીએ, ત્યાં સુધી એ ઉદાર–મહાત્માઓ ! કદી પણ પોતાનો અધીકાર છોડવાના નથી. અને ત્યાં સુધી આપણે કદી પણ સ્વતંત્ર થઇ શકવાનાં નથી. આને માટે શીક્ષણનો અભાવ, અને તેને અંગે માનસીક નબળાઇ આ બે જ કારણો આપણા માર્ગમાં આવે છે. અને તેનો પુરૂષોએ બરાબર લાભ લીધો છે. આપણને તેઓએ વીલાસનાં સાધન અને ફુરસદનો વખત કહાડવા માટેનાં રમકડાં બનાવ્યાં છે અને આપણને અંધારામાં રાખ્યાં છે. આપણે શીક્ષણના અભાવે ભુલ્યાં; અને પરાધીનતા વ્હોરી લીધી. બ્હેનો ! આપણામાં ગત વર્ષથી કંઇક જાગૃતી આવી છે. તો એ જાગૃતીને વધારે કેળવી, શીક્ષણ રૂપી પોષણ સીંચી, વધારે સચેત કરી, રાજકીય, સામાજીક, અને આર્થીક બાબતોમાં આપણા હક્કો સાબીત કરવા પ્રયત્ન કરવા જોઇએ.

આ દીશામાં આગળ વધવા માટે સંખ્યાબંધ સંસ્થાઓ સ્થપાઇ છે. તેઓ સામાજીક રૂઢીવાદ સામે બંડ ઉઠાવી, વડીલશાહીની સત્તાને ઉથલાવી સ્ત્રી–જીવનમાં સ્વતંત્ર ભાવના જન્માવવાના પ્રયાસો કરી રહી છે. અને તેમાં તેને કેટલેક અંશે સફળતા પણ મળી છે. આ એક જ ઉપાય છે કે જે દ્વારા સ્ત્રી–સમાજમાં જાગૃતી લાવી શકાય. અને જ્યારે એ જાગૃતી આવશે, હીમ્મત આવશે તથા સમાજનાં બંધનો તોડવાં સહજ થઇ પડશે ત્યારે તુર્તજ સ્ત્રીજાતની આર્થીક તેમ જ રાજકીય બાબતમાં સંપુર્ણ સ્વતંત્ર બનશે. એટલે શરૂઆતમાં સમાજમાં જ ક્રાન્તી કરવાની જરૂર છે.



એંજીન હાંકતી રૂશીયન અબળા

# સ્ત્રીત્વનું શિક્ષણ

: લેખિકા :

શ્રી. સરલાબ્હેન

**આ** ન્હાનકડા વીચારપુર્ણ લેખમાં શ્રીમતી સરલા બહેને એમ સાબીત કરવાનો પ્રયત્ન કર્યો છે કે જ્યાં સુધી સોવીયેટ જેવું સમાજપરીવર્તન હીંદમાં ન થાય ત્યાં સુધી સ્ત્રીત્વના શીક્ષણનો સર્વલક્ષી આદર્શ મુર્તીમંત થવો અશક્ય છે.

**સ્ત્રી**શક્તી! પ્રગતીમાન ભાવનાઓ અને આંદોલનોથી ખુબ ખળભળી ઉઠેલા આજના સમાજજીવનમાં આ વસ્તુ ઉપર ખુબ ચર્ચા થઈ રહી છે. જુદા જુદા દ્રષ્ટીબીંદુઓથી આ સમસ્યા ઉપર થતી ચર્ચાનો પ્રધાનસુર તો એ છે કે હાલની સ્ત્રીઓને-ખાસ કરીને હીંદ સ્ત્રીત્વને તો શીક્ષણ લેવાની ખાસ જરૂર છે! સ્ત્રીત્વની સાથે સંકળાયેલા અનેક અખબારોમાં આ વીષય ઉપર સરસ ચર્ચા ચાલતી હોવા છતાં, એની શોકપ્રદ વસ્તુ તો એ છે કે સ્ત્રીશીક્ષણના આદર્શને મુર્તીમંત કરવા માટે અત્યાર સુધી એક પણ યોજના નથી થઇ, તેમ જ તે વીશે ખાસ કંઇ પગલાં પણ નથી લેવાયાં.

ગુજરાતના કેટલાક રાજ્યોમાં કન્યાકેળવણી એ ફરજીયાત હોવા છતાં, તેમ જ હાલ હીંદ સમાજના ઉપલા વર્ગોમાં કન્યાશીક્ષણને માટે લક્ષ અપાતું હોવા છતાં, એક અવલોકન કરીએ તો પણ સમજાશે કે આધુનીક સ્ત્રીજનતા તદ્દન નીરક્ષર છે.

સ્ત્રી શીક્ષણ માટે ખાસ ખુબ ઉહાપોહ થઇ રહ્યો છે તેનું એક બીજું પણ કારણ છે. પલટાયેલી પરીસ્થીતી સાથે હાલના યુવાનોમાં સુશીક્ષીત પત્નીઓ મેળવવાની ધાંચ્છના જાગી છે. તેઓમાં હવે અક્ષરજ્ઞાનથી અંકીત એવી અબળાઓના સ્વામી થવાની આકાંક્ષા ઉદ્ભવી છે. આ આકાંક્ષા સંતોષવા માટે ઉપલા અને મધ્યમવર્ગના માતપીતાઓને પોતાની પુત્રીઓને ભણાવવાની જરૂર પડે છે. અને આ રીતે યુવાન પુરૂષવર્ગની જરૂરીઆતને પુરી પાડવા માટે પરાણે કરેલી પ્રગતીને ઉત્કર્ષના એક અંગ તરીકે માનીને આત્મસંતોષ મેળવવામાં અનેકોને આનંદ થાય છે.

અત્યાર સુધીના સ્ત્રીશીક્ષણ માટે થયેલા યત્નોના ઇતીહાસ ઉપર એક ઉડતું અવલોકન કરીએ, અને સ્ત્રીશીક્ષણનું એક અંગ—અક્ષરજ્ઞાન તરફ જ ધ્યાનવાર નજર કરીએ તો પણ થયેલી પ્રગતી એટલી તો અલ્પ છે, તેનો વેગ એટલો તો ધીમો છે, અને તેનાં મુર્તીમંત પરીણામ એટલાં તો આછાં છે કે સ્ત્રીજનતાની વીશાળ સંખ્યા સાથે આ અલ્પ, ધીમી અને આછી પ્રગતીને સરખાવતાં કોઇ પણ સહૃદયી સજ્જનને ખુબ સંકોચ જ થાય.

લગભગ પચાસ વર્ષથી સ્ત્રીશીક્ષણ માટે સમાજસુધારકોએ યત્ન કર્યો છે. કર્વેના મહીલા વીદ્યાપીઠ સ્થપાયે પણ પચીસ વર્ષ તો પુરાં થઇ ગયાં છે. છતાં મુંબાઇ ઇલાકામાં અક્ષરજ્ઞાન મેળવેલી અબળાઓનું પ્રમાણ પુરૂં બે ટકા પણ નથી. આ શરમ ભરેલા આંકડા જયારે સતત શ્રમ સાથે સરખાવીએ, ને માટે અત્યાર સુધી થયેલા અણનમ યત્નો સાથે મુકાબલો કરીએ ત્યારે એમ જરૂર જ લાગે કે સ્ત્રીશીક્ષણના સવાલના ઉકેલમાં કોઇ જગ્યાએ ગંભીર ભુલ રહેલી છે.

આ સાથે સોવીયેટ રૂશીયાની સ્ત્રીજનતાની પ્રગતીનો ઇતીહાસ કંઇક નવી દષ્ટી રજુ કરે છે. એ તો હવે સર્વમાન્ય વસ્તુ છે કે દશ વર્ષના અલ્પ કાળમાં રૂશીયાએ સામાન્ય નીરક્ષરતા નાબુદ કરી છે. સોવીયેટ રૂશીયાની સ્ત્રીઓએ વીદ્યુતવેગથી અક્ષરજ્ઞાન મેળવ્યું છે. એટલું જ નહીં પણ જીવનની દરેક દીશામાં સ્ત્રીત્વે સાધેલી વીસ્મયકારી પ્રગતીથી વીદેશી પ્રવાસીઓ છક્ થઇ ગયા છે. આજે આ જોમભર્યું સ્ત્રીત્વ શું નથી કરતું? રૂશીયાની અબળાઓ એંજીન હાંકી શકે છે, સ્ટીમરના કપ્તાન બની શકે છે. એટલું જ નહીં પણ સૈન્યના સૈનીક તરીકે જોડાઇ, રાયફલ લઇને રણજંગમાં જવા તેઓ તત્પર બન્યાં છે. માત્ર દશ વર્ષના અલ્પ કાળમાં સોવીયેટની સ્ત્રીજનતાએ સાધેલી અદ્ભુત ઉન્નતી ઉપર ક્ષણભર વીચાર કરીએ તો આપણને કબુલ કરવું જ પડશે કે તેઓ—તો આદર્શના શીખર પર પહોંચવા શક્તીમાન બન્યાં છે, ત્યારે હીંદી સ્ત્રીત્વ તો હજુ ટેકરી નીચેની તળેટીઓમાં ભ્રમણ કરી રહ્યું છે.

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થીત થાય છે કે સોવીયેટ સ્ત્રીજનતાએ આટલી અદ્ભુત પ્રગતી કેવી રીતે કરી? આ દીશામાં પ્રથમ તો સોવીયેટ સ્ત્રીજનતાના આ પ્રયાસની પછવાડે સમાજપરીવર્તનનું પ્રચંડ બળ ઉભું હતું. ગુલામીના ક્રુર બંધનો તુટતાં, સર્વલક્ષી સ્વતંત્રતાનો પહેલો રોમાંચક અનુભવ તેમને થયો હતો. આ નવા અનુભવે તેમના જીવનના દરેક અણુઅણુમાં પ્રચંડ પરીવર્તન આણ્યું હતું અને પછી જેમ વીચારક માર્ક્સ

કરે છે તેમ 'જ્યારે જનતા વીપ્લવી વીચારબળને વરે છે ત્યારે શતકની પ્રગતી એક દીવસમાં કરી શકે છે.' સોવીયેટ સ્ત્રીજનતાની આ અચીનંદનીય પ્રગતી વીપ્લવી વીચારબળને લીધેજ શકય બની છે.

તેમ જ સમાજરચનાનું નવીન સર્જન દરેક દીશામાં તેમને નવી અનુકુળતા આપે છે. મુડીવાદી ગૃહજીવનની ભાવના ત્યાં નાશ પામી છે. આર્થીક આધીનતાનો ધ્વંસ કરવામાં આવ્યો છે. આથી શતકોથી કચરાતાં સ્ત્રીત્વમાં તેઓમાં નવીન જોમ પ્રગટવું શકય બન્યું અને તેથી જ તેમની પ્રગતી આટલી વીશાળ અને આટલી ભવ્ય થઈ શકી.

પણ હીંદી સ્ત્રીત્વની પાસે આગળ વધવાને વીપ્લવી વીચારબળ નથી, કે તેમને આગળ વધવાને એક પણ અનુકુળતા નથી.

સોવીયેટ જેવું સર્વલક્ષી પરીવર્તન હીંદમાં કયારે થશે તે કોણ કહી શકે? તેમના ઉપરથી આર્થીક આધીનતા, અને મુડીવાદી ગૃહજીવનની ભાવના કયારે તુટશે તે કોણ કહી શકે? છતાં એ તો દરેકને સ્વીકારવું જ પડશે કે આ બન્ને વસ્તુઓ વગર કોઈ પણ દેશનું સ્ત્રીત્વ આગળ ઉત્કર્ષ કરી શકે એમ માનવું એ નરી મુર્ખતા છે.

ત્યારે હીંદી સ્ત્રીત્વે પ્રગતી કરવી હોય તો? સ્ત્રીશીક્ષણના આદર્શને મુર્તીમંત કરવો હોય તો?

તો આ દીશામાં યત્ન કરતા સર્વ સુધારકવાદી સજ્જનોએ સમજી લેવું જોઈએ કે સમાજપરીવર્તન વગર તેમની આકાંક્ષાઓ સારા પ્રમાણમાં સફળ થાય એવો જરાય સંભવ નથી. તેમના આદર્શને મુર્તીમંત થવાને માટે સમાજની હાલની રચનાને નાબુદ કરવાની જરૂર છે. અને જ્યાં સુધી એ શકય નથી ત્યાં સુધી સ્ત્રીશીક્ષણના પ્રશ્નનો પુર્ણ ઉકેલ અશકય છે. એમ ખાત્રીથી માની લેવાની જરૂર છે.

અને જ્યારે સમાજપરીવર્તન પગલાં મુકશે ત્યારે?—સ્વાધીન સ્ત્રીત્વ પછી શતકોમાં અશકય એવી પ્રગતી એક દીવસમાં કરી બતાવશે. ત્યારે જ સર્વલક્ષી સ્ત્રીશીક્ષણનો આદર્શ અમલમાં આવશે.

---

કોલંબસને વખાણનારાઓએ કદી અમેરીકાના મુળવતનીઓની નજરે કોલંબસના સાહસનો વીચાર કર્યો હોત તો?

...

સુદૃઢ મનવાળા માણસો પોતાને માટે કોઈ શું ધારે તેથી ડરતા નથી.

ભયંકરમાં ભયંકર પ્રકારનું દમન તે માણસને બેકાર બનાવવો-તેના મોંઢામાંથી રોટલાનું બટકું છીનવી લેવું તે છે.

...

ભવીષ્યની દુનીઆમાં બેઠાખાઉઓનું સ્થાન નહીં હોય.

# પુજારણ

[૧]

ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.
હૃદય મંદીર સુનાં સુનાં
સુનાં હૃદય દ્વાર
પથ્થરની એ ભવ્ય દીવાલો
ભીડયાં ભીષણ દ્વાર
જ્યાં પાખંડીનાં રાજ
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

[૨]

પ્રેમલ ત્હારૂં હૈયું ઢળતું
પગથારે કાં કોની વાટ
જડ પુજારી દ્વાર દઈ દે
ના પ્રેમ એ પત્થર ઘાટ
બુંજ અંતર દ્વાર ઉઘાડ
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

[૩]

માયાની સેવીકા, દંભે
કરતી ભોગ વીલાસ
પાખંડી પુજારી ખેલે
કૃષ્ણ રાધીકા રાસ
ત્હારાં અખંડ વ્રત અભડાય
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

[૪]

ઘણણણ ઘંટા નાદ ઘણુંક
આરતી દુર દુર થાય
ભીષણ હાસ્ય પુજારી કેંક
વીરાટ માય જણાય
ત્હારાં અમોઘ તપ લોપાય
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

[૫]

દુર દુર દેવની ઝળહળ જ્યોતી
આભુષણ સજતા
પુજારીના પ્રેમ ભુવનમાં
પ્રાણ નહી એ પત્થરા
અઘોરી આડંબર કરતા,
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

[૬]

દેવ મંદિર ના દેવળ વાળાં
જ્યાં પાખંડી વસતા
મદંન ત્હારાં માયા મંદીર
પ્રેમ નહીં પાશરતા
અધમ અખાડા આચરતા
ઓ ! પુજારણ પાછી જા
ના મંદીર એ માયાનાં ધામ.

શાન્તીકુમાર પંડયા

# બૈરૂં:

## એક તુચ્છ નિર્માલ્ય પ્રાણી!

:લેખક:
મસ્ત ફકીર



આ વીસની સદીમાં બૈરાંઓ બહુ અભિમાની થઇ ગયાં છે. જૉન સ્ટુઅર્ટ મીલે પહેલવહેલાં એ મુર્ખ જાતીનો પક્ષ કરી તેમની નબળી ખોપરીઓ ફેરવી નાખી છે, અને હીંદમાં છેલ્લી સવીનય અનાદરની લડતમાં કેસરીયા સાડીવાળી કેટલીક બૈરીઓએ જરાક પ્રભાત ફેરી કે પીકેટીંગમાં ભાગ લેતાં ગાંધીજી અને સરદાર સાહેબે તેમની જોઇએ તે કરતાં વધુ પડતી તારીફ કરી નાંખતાં એ ઓરતો હવે છેક છકી ગઇ છે અને પોતાને પુરૂષજાતી કરતાં ચડીયાતી નહી તો સમાન તો ગણવા માંડી છે. એ તો અંગ્રેજ સરકાર જરા ભલી, સુધરેલી અને સ્ત્રીસન્માનની ભાવનાવાળી, એટલે છેલ્લી લડત વેળા પુરૂષ સત્યાગ્રહીઓની જેટલા પ્રમાણમાં ખોપરી ભાંગી તેની સરખામણીમાં સ્ત્રી-જાતી જોડે ઘણીજ નાંખતીથી કામ લીધું હતું, અને એક બોરસદનો દાખલો બાદ કરીએ તો સ્ત્રી સત્યાગ્રહીઓ પ્રત્યે મેજીસ્ટ્રેટો, જેલરો અને સારજન્ટો માન-વૃત્તીથી વર્ત્યા હતા. એટલે આ લડતમાં ભાગ લીધેલાં બૈરાંઓ એમ જ સમજી બેઠાં છે કે અમારા જેવું કોઇ નથી.

### નકામું પ્રાણી:

સરોજબ્હેન, ગંગાબ્હેન પટેલ કે હંસાબ્હેન ગમે તે કહે પણ એ વાત તો દીવા જેવી ચોખ્ખી છે, કે સ્ત્રી, પુરૂષ કરતાં નબળું અને હલકું માનવપ્રાણી છે અને તે કોઇ પણ જાતની છુટછાટને લાયક નથી. પેલો મનુ ડાહ્યો અને દુર-અંદેશી હતો તેથી જ ફરમાવી ગયો છે કે "સ્ત્રીઓ છુટાપણાંને લાયક નથી" અને બીઅર્સ નામનો એક અમેરીકન કટાક્ષ-લેખક તો એટલે સુધી વ્યાખ્યા આપે છે કે "બૈરૂં" એટલે પુરૂષના પડખે રહેતું, તેના પર પોતાના જીવન માટે આધાર

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૦૬]

# સ્ત્રી :

## એક મહત્વની પ્રાણવાન વ્યક્તિ

: લેખક :

જાનકીનાથ



**વીસમી** સદીની સ્ત્રીજાતી પોતાની શક્તીને પારખી શકી છે, આદી-કાળના સ્વાર્થી પુરૂષોએ સ્ત્રીજાતીને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો ત્યાર પછી સ્ત્રીઓએ અનેક વખત પોતાનો પ્રભાવ બતાવવાનો પ્રયાસ જ્યારે જ્યારે તક મળી ત્યારે ત્યારે કર્યો છે. પરંતુ પુરૂષજાતીના સ્ત્રી વીરોધી કાવતરાથી, તેમનામાં સામુદાયીક જાગૃતી આવી શક્તી નહોતી એ જાગૃતી હવે આવતી જાય છે. સત્યાગ્રહના યુદ્ધમાં સ્ત્રીજાતીએ પોતાની શક્તીથી પુરવાર કરી આપ્યું છે કે, સ્ત્રીની મદદ વીના, તેમના સહકાર વીના પુરૂષ પાંગળો અને પરાધીન છે.

### ઉપયોગી વ્યક્તી :

પુરૂષો ગમે તે કહે કે માને, પરંતુ સ્ત્રી એ પુરૂષથી વીશેષ નહીં તો તેના જેટલી ઉપયોગી વ્યક્તી છે જ. સ્ત્રી પુરૂષના આધાર વીના પણ જીવે છે. બીઅર્સ જેવા કટાક્ષલેખકને તેની રીતે જવાબ આપવો હોય તો કહી શકાય કે: હીંદુ સમાજની વીધવા માથે લાંબા વાળ વગર, પુરૂષના આધાર વીના, પુરૂષજાતીએ રચેલી અકળાવનારી અવ્યવસ્થામાંથી સ્વાશ્રયથી પોતાનો માર્ગ કાઢે છે અને સ્વાવલંબી જીવન જીવે છે.

### પુરૂષો કેમ રોવ્યા ?

હીંદુસ્થાનને તમામ દષ્ટીએ પરાધીન રાખીને પછી હીંદીઓ સ્વસંરક્ષણ કરી શકે તેટલા બહાદુર નથી, એવું કહેનારા ચર્ચીલો અને રોથરમીઅરોની માફક, સ્વાર્થી પુરૂષો સ્ત્રીજાતીને અબળા, બુદ્ધી-

[ અનુસંધાન પૃષ્ઠ- ૧૧૦૭ ]

[ પાના ૧૧૦૪ નું ચાલુ ]

ખતું, નમણું લાંબા વાળવાળું પ્રાણી" આ વ્યાખ્યા મને ઘણીજ ગમી ગઇ છે. અને જરા ઉંડા ઉતરીને જોઇશું કે આ વાત તદન સાચ્ચી છે.

## શું ઉકાળ્યું ?

સદીઓ થયાં સ્ત્રીજાતી પુરૂષજાતી સાથે આ પૃથ્વીના પડ પર વસી રહી છે, છતાં માનવસમાજને કલ્યાણકારી એવી કઇ પ્રવૃત્તીમાં તેણે નામના કહાડી છે. ઘર બાંધવાની કળાથી ખેતી અને એન્જીનીયરીંગ સુધીના કામમાં પુરૂષો જ પારંગત થયા છે. કોઇ બૈરૂં સ્થપતી તરીકે કદી બહાર આવ્યું જ નથી. વીજ્ઞાનના ક્ષેત્રમાં પણ એક મેડમ કરીને બાદ કરીએ તો કોઇ પણ અબળાજાતીએ ચંચુપાત સુદ્ધાં તેમાં કર્યો નથી.

## કજીયાનું કાલબુત :

બૈરાંઓએ યુધ્ધો કર્યાં નથી, મુલ્કો છત્યા નથી, નવી સમાજરચના કરી નથી પણ પુરૂષજાતી જે કંઇ કાર્ય કરે તેમાં ભાગ માગ્યો છે પણ પોતે જાતે કોઇ કામની શરૂઆત કરી નથી. જગતના ઇતીહાસ પર નજર નાખતાં એ ખેદકારક હકીકત આપણી સામે ડોળા ધુરકતી ઉભી છે કે સ્ત્રીજાતીએ ઘણીએ વખત પ્રજાઓ અને વ્યક્તાઓ વચ્ચે વીખવાદ જગાડી લેકી દેવડાવ્યાં છે. શહેનશાહોનાં તખ્તો અને તાજ એક મામુલી ઓરત માટે ડગમગી આખરે જમીનદોસ્ત થયાં છે, એક લેખકે થોડા વખત ઉપર આ નવયુગમાં જ સ્ત્રીજાતી વીષે જે લખ્યું હતું કે સ્ત્રી તો પુરૂષનો પડછાયો છે તે બરાબર છે. પણ હું તો તેથી પણ આગળ વધી એમ કહેવા માગું છું કે, બૈરૂં ખુદાએ મરદને હેરાન કરવા તેના ગળામાં ઓળવેલી એક જાતની બલા છે. બૈરી જાતને પ્રભુએ પેદા જ ન કરી હોત તો માણસ જાત વધારે શાંતી, આનંદ અને સંતોષમાં રહી શકતે.

## કંઈ આવડતું નથી!

વીચાર કરીશું તો આપણને તુરત જ સમજાશે કે સ્ત્રીજાતીમાં કોઇ પણ જાતની આવડત નથી, બૈરાંઓ બડાઇ હાંકે છે કે તેઓ પુરૂષનાં ઘર સાચવે છે અને તેથી પ્રાચીન સંસ્કૃત કવીઓએ તેમને ગૃહીણીનું માનભર્યું બીરૂદ આપ્યું છે. પણ એ ઘર ચલાવતાં કલેશ અને કંકાસ કરી સ્ત્રીઓ ઘરને મચ્છીબજાર જેવું બનાવી મુકે છે એ અનુભવ પુરૂષજાતીને ક્યાં નથી? નાનાં ઘરો સંભાળતાં પણ સ્ત્રીજાતી પોતે જાણે ઘણુંય કામ કરી નાંખતી હોય એવો દેખાવ કરે છે, જ્યારે પુરૂષ જાતી તો મોટાં મોટાં ઘરો તો શું પણ લોજો, હોટેલોથી માંડીને ગામનાં ગામ અને આખા ખંડ જેવા દેશોનો કારોબાર કરે છે છતાં અભીમાન કરતા નથી. કોઇ અબળા અમાત્ય થઇ હોય એવો દાખલો ઇતીહાસમાં કયાંય નોંધાયો છે કે?

## રસોઇ :

સ્ત્રીઓ દાવો કરે છે કે તે પોતે પાકશાસ્ત્રમાં પ્રવીણ હોઇ પુરૂષજાતીને મનભાવતાં ભોજન જમાડે છે. પણ આ તેમના ખાસ ક્ષેત્રમાં પણ બૈરી જાત નીરાશાભરી રીતે નીષ્ફળ જાય છે. ચાલતી

[ અનુસંધાન પૃષ્ટ ૧૧૦૮ ]

[ પાના ૧૧૦૫ નું ચાલુ ]

વીનાની, પુરૂષના સંરક્ષણ વીના પોતાના શીયળને સાચવી ન શકે એવી વાતો ફેલાવીને જે કૃત્રીમ વાતાવરણ સર્જ્યું, તેમાં સ્ત્રીજાતી જાતે ફસીને એમની વાતો ખરી માની પોતાનો દ્રોહ કરતી થઇ, તેથી જ પુરૂષો ફાવ્યા છે. પરંતુ એમનો એ વિજય સ્ત્રીજાતીના દ્રોહમાં રહેલો છે, તેથી પુરૂષોએ ફુલાવાની જરૂર નથી, કેમકે સ્ત્રીઓને પરાધીન રાખવા જતાં પુરૂષજાતી જાતે પરાધીન થઇ પડી છે.

## અવળી દષ્ટી :

સ્ત્રીજાતીએ માનવ સમાજને કલ્યાણકારી એવી કોઇ પણ પ્રવૃત્તીમાં નામના કહાડી નથી, એમ કહેવું તેમાં સ્ત્રીજાતી તરફની અવળી દષ્ટી સીવાય બીજું કંઇ જ નથી. જગતમાં પુરૂષો યુદ્ધ ખેલે છે, શાંતિનો ભંગ કરી લોહીની નદીઓ રેલાવે છે, ત્યારે સ્ત્રીઓ ઘવાયલાને મલમપટા કરે છે, તેમના ઘા ધુવે છે, રૂઝાવે છે અને તેમની સેવા કરે છે. નર્સીંગનું કામ સ્ત્રીઓ જ કરે છે, શીક્ષીકાઓનું કામ સ્ત્રીઓ જ કરે છે, માનવજાતીની વેલ ચાલુ રાખનારાં બાળકોને જન્મ આપી, ઉછેરીને જગતને ચરણે ધરવાનું કામ પણ સ્ત્રીનું છે, માતાનું છે. એનાથી વીશેષ કલ્યાણકારી બીજું શું હોઇ શકે?

## કજીયાનું કારણ :

સ્ત્રીજાતીએ પ્રજાઓ અને વ્યક્તીઓ વચ્ચે વીખવાદ જગાડયા છે, એવો આરોપ સ્ત્રીઓ ઉપર મુકવો એ પુરૂષનો સહજ સ્વભાવ છે. પરંતુ 'જર, જમીન અને જોરૂ, એ ત્રણ કજીઆનાં છોરૂ' એ કહેવત જોડનારા પુરૂષોની પાશવતાએ જ સ્ત્રીજાતીને ઝઘડાનું કારણ ઠરાવી છે અને માની છે. પુરૂષોની વીષયાંધતા ઓછી હોત, સ્ત્રીને પુરૂષની મીલ્કત મનાવવાની અકુદરતી ગોઠવણ તેમણે કરી ન હોત અને એકની થઇ ચુકેલી સ્ત્રીને, પોતાની વીષયલોલુપતાને અર્થે ઉપાડી જવાની લુટારૂવૃત્તી પુરૂષજાતીમાં ઓછી હોત તો સ્ત્રી એ ઝઘડાનું કારણ નહીં પણ ઝઘડા મીટાવવાનું કારણ થઇ હોત.

## સ્ત્રી ન હોત તો ?

"સ્ત્રીજાતીને પ્રભુએ પેદા જ ન કરી હોત તો માણસ જાત વધારે શાંતી, આનંદ અને સંતોષમાં રહી શકત." એવી કલ્પના કરનારની અક્કલ ઉપર આફરીન થવું કે મુર્ખાઇ ઉપર હસવું એ જ સમજી શકાય તેમ નથી. જો સ્ત્રી ન હોત તો માણસજાત જ ન હોત, તેનું અસ્તીત્વ જ સ્ત્રી ઉપર અવલંબેલું છે એવી સાદી વાત સ્ત્રીનીંદકો વીસરી જાય છે, એ વીસમી સદીની એક વીશેષ નવાઇ જ છે.

પરંતુ "જોરૂ ખુદાએ મરદને હેરાન કરવા તેના ગળામાં ઓળવેલી એક જાતની બલા છે" એમ કહેનારા મર્દને તો એટલું જ કહી શકાય કે, એ બલાઓ જ તમને જન્મ આપનાર જનતીઓ છે, પુરૂષના જીવનમાં આજ સુધી શાંતી, સુખ અને સુવ્યવસ્થા અર્પનાર, તેની જીવનસંગાથીની છે. જો એને તમે બલા માનતા હો તો તેવી બલાઓથી છુટી જાઓ અને પછી તમારી જે દશા થાય તેનો વીચાર કરો.

[ અનુસંધાન પૃષ્ઠ ૧૧૦૯ ]

[પાના ૧૧૦૬ નું ચાલુ]

આવેલી પ્રણાલીકા પ્રમાણે એક કે બે માણસની રસોઇ એક બૈરૂં કરી નાંખે છે. પણ જ્યાં મોટા પાયા પર સામુદાયીક રસોઇ કરવાની હોય, નાતનાં પાંચસો, હજાર માણસોને જમાડવાનાં હોય ત્યારે પુરૂષ પાકશાસ્ત્રીઓને બોલાવવા પડે છે. બૈરાંઓ તેઓ દાવો કરે છે તેમ રાંધણકળામાં કુશળ હોય તો પછી નાતનાં જમણો અને ઉજાણી વખતે પોતે જાતે શા માટે એ રસોઇનું કામ ઉપાડી નથી લેતાં? એ વખતે તો એટલે કે જ્ઞાતીભોજનો વખતે બૈરાંઓ રંગબેરંગી સાડીઓ અને ઘરેણાં પહેરી બનીઠની વાડીઓમાં આવે છે, અને પુરૂષજાતીએ અત્યંત ચાતુરીથી તૈયાર કરેલી ખાદ્ય પદાર્થની વીવીધ વાનીઓ પર હાથ મારે છે.

ઉપરાંત એ વાત પણ ખાસ લક્ષમાં લેવા જેવી છે કે પાકશાસ્ત્રમાં નવી નવી શોધો મરદ જાતીએ જ કરી છે. મોતૈયા લાડુ, સુતરફેણી, બરફી, ગગન ગાંઠીઆ વગેરે અનેક જાતની મીઠાઇઓ અને ફરસાણ પુરૂષ કંદોઇ કે મીઠાઇગર બનાવે છે, એક પણ સ્ત્રીએ કોઇ નવી જાતની મીઠાઇ કે પકવાનની શોધ કરવાનો દાખલો કયાંય પણ નોંધાયો છે કે? રસોઇના ક્ષેત્રમાં પણ આ ઉપરથી સીદ્ધ થાય છે કે બહાદુર મુછાળી મર્દજાતીનો જ નંબર પહેલો છે.

## એમનાં વસ્ત્રો:

નારીજાતી એમનાં નબળાં લાંબા વાળવાળાં બદન પર પુરૂષ જાતીએ મહેનતથી લઇ આપેલાં રંગબેરંગી વસ્ત્રો પહેરી શહેરમાં મલપતી ચાલે છે. પુરૂષજાતીએ ઘડેલા, પુરૂષજાતીએ લઇ આપેલા દાગીના પહેરી રાચે છે, અને પોતે એ આભુષણો અને વસ્ત્રોથી બહુ સુંદર લાગે છે એમ માને છે, પણ એ મુગ્ધ સ્ત્રીજાત એટલો પણ ખ્યાલ નથી કરતી કે તેમનાં વસ્ત્રો તૈયાર કરનાર, તેને શીવનાર પુરૂષ જાતી છે. અને તેમનાં હેમનાં ઘરેણાંને ઘડનાર પણ મર્દ જાતી જ છે. મહીલાઓ આજ કાલ જ્યારે મર્દ જાતીની બરાબરી કરવાની ડંફાસ હાંકે છે, ત્યારે શા માટે પોતાનાં કપડાં પોતે જાતે તૈયાર નથી કરતી? એમને નવી નવી ફેશન શીખવનાર પણ પુરૂષજાતી છે. અરે! એમના માથાના વાળમાં નાંખવાનાં તેલો પણ પુરૂષજાતી બનાવી આપે ત્યારે જ તેમનો ઉદ્ધાર થાય છે. પુરૂષજાતી કોઇ વખત ચીડાઇ સમસ્ત સ્ત્રીજાતનો માત્ર એક મહીના માટે જ બહીષ્કાર કરે તો બીલાડી જેવી એ આખી બૈરીજાત લુગડાં વગરની ચીંથરેહાલ થઇ રહે અને તેમનામાં કશી પણ આવડત નહી હોવાથી માંકડ મચ્છર અને મગતરાંની માફક ગુજરી જાય.

## કોણ સુંદર?

સ્ત્રીઓ દાવો કરે છે કે તે પોતે સૌંદર્યનો અવતાર હોઇ પુરૂષજાતી તેમને પગે પડે છે. તદ્દન હંબગ! પુરૂષજાતી તો માત્ર દયા ખાઇ એ નબળાં નીર્માલ્ય પ્રાણીને નભાવી લે છે. બાકી સ્ત્રીજાત ન હોત તો સંગીત, કળા કે શીલ્પનો વીકાસ ન જ થાત એમ માનવું ભુલ ભરેલું છે. પશુપક્ષીમાં જુઓ. ત્યાં કોણ વધારે ખુબસુરત છે? બોડકી કુકડીઓ જુઓ અને લાલ કલગીવાળા મરઘા તરફ

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૧૦]

[ પાના ૧૧૦૭ નું ચાલુ ]

## આવડતનો ભંડાર :

સ્ત્રીજાતી આવડતનો ભંડાર છે. કલા અને કારીગીરી સ્ત્રીઓને લીધે ટકી રહી છે. સ્ત્રીઓ કંકાસ કરે છે. પણ પુરૂષો તેનાથી યે હલકી મનોદશા બનાવી ઝઘડા ને જુધ્ધો કરે છે. માનવતાને માર્ગે સ્ત્રીઓનો સ્વાભાવીક વીકાસ થતો અટકાવીને પુરૂષજાતીએ સ્ત્રીઓના જીવનને ગુંગળાવી મારવાનો ગુન્હો કર્યો છે. અને તેથી જ તે અમાત્ય ન થઇ શકી હોય તો તેમાં સ્ત્રીનો નહીં પણ પુરૂષોનો જ વાંક છે. જ્યાં સ્ત્રીને તક મળી છે ત્યાં તેણે સામ્રાજ્યોના કાર્યભાર વહ્યા છે, યુધ્ધો ખેલ્યાં છે, મુત્સદ્દીના દાવપેચમાં પુરૂષોને ય પાછા બેસાડ્યા છે મીનળદેવી, રૂપસુંદરી, ચાંદબીબી, લક્ષ્મીબાઇએ પુરૂષજાતીને માટે જોઇએ તેટલાં ઐતીહાસીક દ્રષ્ટાંતો પુરાં પાડ્યાં છે.

## પુરૂષોનાં જ પાપ :

સ્ત્રીઓ સામુદાયીક રસોડાં ચલાવી ન જાણે, પાકશાસ્ત્રમાં નવીન શોધ કરી ન શકે, એમ કહેવું એ નરી અજ્ઞાનતા જ છે. પુરૂષોનાં પાપે જ સ્ત્રીને અબળા અને કોમળ બનાવી, પુરૂષોના સ્વાર્થે જ તેમને ઘરમાં અને પડદામાં ગોંધી રાખી, એટલે સામુદાયીક સંમેલનોમાં રસોઇ કરવાનું કાર્ય પુરૂષોએ ઉપાડી લીધું. સ્ત્રીઓને માટે પુરૂષો આટલું જ પાપ કરીને અટક્યા નહીં, પણ પોતાની વીકારવાસનાને તૃપ્ત કરવા, પોતાના મીજાજી સતને પોષવા, પોતાની નરીન્દ્રીયની લાલસને સંતોષવા તેમને સોનું ચાંદી જેવી ધાતુ, રેન, મોતી, માણેક, હીરા, ચાંદી, હીર, ચીરથી મઢીને, બીજા કરતાં પોતાને વીશેષ સરસો બતાવવા એને ટાપટીપ કરીને જીવનનાં મુર્દાની માફક સ્વેચ્છા મુજબ ફેરવી. એ સ્ત્રીઓની નબળાઇને લીધે નથી બન્યું, પણ પુરૂષોના પાપે તેમ થયું છે.

## નરી અજ્ઞાનતા :

નારીજાતી પોતાનાં વસ્ત્રો સીવી જાણતી નથી એવી નરી અજ્ઞાનતા ઉપર રચાયલી દલીલને તો જવાબ પણ ન શોભે.

આભુષણ ઘડવાનું કામ પુરૂષ કરે છે તેથી તેણે મલકાવાનું નથી. આભુષણો ઘડનારો ખીચારો ગરીબ શ્રમજીવી છે, એને પોતાનો સંસાર ચલાવવા માટે મહેનત કરવી પડે છે, અને જેમ ચામડાં ચુંથવાં, ગટર સાફ કરવી એ ધંધો છે, તેમ કીંમતી દાગીના ઘડવા એ પણ એક ધંધો જ છે.

## બહીષ્કાર અજમાવો તો ખરા ?

સ્ત્રીજાતીનો પુરૂષજાતી એક મહીના માટે બહીષ્કાર કરે તો, સ્ત્રીજાતી ચીંથરેહાલ થાય કે મરી પરવારે, એવી કલ્પના કરનારાઓએ જરા પુરૂષજાતીનો મત લઇ લેવો ઘટે છે કે, તેમનામાં સ્ત્રીજાતીનો એક જ મહીના માટે સંપુર્ણ બહીષ્કાર કરવાની તાકાત છે ખરી ? એ તાકાત જેમનામાં હશે તેમનાં ઘર સ્ત્રી વીના માત્ર એક જ મહીનામાં ઉકરડા જેવાં બની જશે, એમનાં કપડાં, પથારી અને પુસ્તકો તેમ જ ફર્નીચરનું ઠેકાણું નહીં રહે અને એમનું જીવન જ કદાચ હડકાયા પ્રાણી જેવું બની જશે.

[ અનુસંધાન પૃષ્ઠ ૧૧૧૦ ]

[ પાના ૬૬૦૮ નું ચાલુ ]

નજર કરો. ક્યાં સાદી ઢેલ અને ક્યા કળાયલ મોર ! ગાય મુફલીસ પ્રાણી લાગે છે જ્યારે મસ્તાન સાંઢ સૌંદર્ય અને શુરાતનનું મુતીમંત સ્વરૂપ છે. સીંહણ સાદી જ્યારે સીંહ કેશવાળીવાળો હોય છે. કુદરતે પુરૂષજાતીને જ વધારે સુંદર બનાવી છે, એ તો પુરૂષ જાતીની ભલાઇ છે કે બૈરાંઓને ખોટું ન લાગે માટે તેને, સુંદર ગણ્યા કરે છે. સ્ત્રીઓ જ વરમાળાં હાથમાં લઇ પુરૂષજાતીમાંના કોઇના ગળામાં એ આરોપવા અસલના વખતમાં રાજદરબારમાં ભરાયલી મીજલસમાં ફરતી હતી. બૈરાંના ટોળાંમાં કોઇ ઓરતને વરમાળા પહેરાવવા કોઇ ભાયડો બહાર પડયો છે કે?

ઉપલી બધી સંગીન અને જોરાવર દલીલ પરથી સાબીત થાય છે કે બૈરૂં એક નીર્માલ્ય, હલકું, આવડત વીહોણું, મુર્ખું અને કજીયાળું પ્રાણી છે.

---

[ પાના ૬૬૦૯ નું ચાલુ ]

## પુરૂષોની જ નીર્માલ્યતા !

હમણાં હમણાં કેટલાક પુરૂષો સ્ત્રીજાતી કરતાં પુરૂષજાતી વીશેષ સુંદર છે એ પુરવાર કરવા નીકળવા લાગ્યા છે. ભલે એ વાત ખરી માની લઇએ, તો પણ તેથી પુરૂષોની જ નીર્માલ્યતા વીશેષે કરીને પુરવાર થાય છે. જો સ્ત્રીઓ કરતાં પોતે વીશેષ સુંદર હોય તો પછી, સ્ત્રીઓમાં સુંદરતા કલ્પીને બ્રહ્માથી માંડીને આજના બમ્મરદાનજીઓ સુધીના શા માટે પોતાના કરતાં બદસુરત સ્ત્રીની પાછળ ઘેલા બનીને, પોતાની પામરતા પ્રગટ કરતા આવ્યા છે? એ તો એટલું જ પુરવાર કરે છે કે, પુરૂષો આત્મદ્રોહી છે અને વીષયાંધ બનેલા હોવાથી જ સ્ત્રીઓના રૂપની પાછળ ઘેલા બની; સંસારમાં સંહારનીતી ફેલાવતા આવ્યા છે.

### સ્વયંવર :

સ્વયંવરની નીતી રીતીમાં પણ પુરૂષોની સ્વાર્થાંધતા અને પશુબળમાં રહેલી શ્રદ્ધા જ પુરવાર થઇ છે. છતાં એક સ્ત્રીના સ્વયંવરની વાત સાંભળીને તેને વરવાની ઉમેદથી સેંકડો પુરૂષો [અને પુરાણોની વાતો પર આધાર મુકીએ તો દમયંતીના સ્વયંવરમાં બન્યું હતું તેમ] તેમજ દેવો પણ દોડતા જાય અને પોતાની આગળ એક સ્ત્રીને આવેલી જોતાં જ પોતાની મર્દાઇ અને સત્તા એને ચરણે સમર્પવા તૈયાર થાય, એમાં પુરૂષની મહત્તા નથી. પુરૂષો પોતાનો સ્વયંવર કરી જુએ પછી હીસાબ કાઢે કે તેમને વરવા માટે કોઇ સ્ત્રી આવવાની પરવા સુદ્ધાં પણ કરે છે ખરી? સંયમ અને આત્મબળમાં પુરૂષજાતી સ્ત્રીઓ કરતાં ઘણી જ પાછળ છે, એ વાત પુરૂષો મનમાં જાણે છે, માત્ર સ્વીકાર જ કરતાં ડરે છે.

આ તમામ વીગતોથી પુરવાર થાય છે કે, સ્ત્રીજાતી એ વીશ્વમાં મહત્ત્વની અને સબળ શક્તીમાન વ્યક્તી છે. માત્ર સ્વાર્થી પુરૂષજાતીએ જ તેના માર્ગમાં વીઘ્નો નાખી તેમનો વીકાસ અટકાવ્યો છે, અને ઉપરથી તેઓ સ્ત્રી જાતીની નબળાઇની મશ્કરી કરે છે. એથી સ્ત્રીશક્તીએ પોતાનો પરચો બતાવવા વધુ તૈયાર બનવું ઘટે છે.



# સ્ત્રીઓના ગૃહ ઉદ્યોગો

: લેખીકા :

શ્રી જેનબાઇ ભીખાભાઇ પટેલ

**આધુનીક** સમયમાં સ્ત્રીઓ ઉદર પોષણાર્થે બહાર પડવા લાગી છે. તેમાં ખાસ કરીને શીક્ષીકાનો ધંધો સ્વીકારેલો છે. વળી માતુશ્રી સમાન માવજત કરનાર પરીચારીકા (નર્સ) એ પણ ઇચ્છવા યોગ્ય છે. આગળ વધીને ઉચ્ચ કોટીની લેડી ડોક્ટરની પરીક્ષામાં પણ પસાર થવા લાગી છે. તેમજ બી. એ. કે બી. એસ. સી. અગર એમ. એ. અગર એવી જ બીજી અન્ય ડીગ્રીઓ મેળવવા મંડી છે. પણ હીન્દની વસ્તીના પ્રમાણમાં તો તે જુજ જ ગણાય છે. હીન્દમાં કેળવણી અને તેમાં એ ખાસ કરીને સ્ત્રીકેળવણી તો સેંકડે પુરા બે ટકા પણ નથી.

ત્યારે પશ્ચીમના દેશોનાં સ્ત્રીજીવન જ નીરાળાં હોય છે. તેમને દરેક ધંધામાં જોડાતાં કે દેશાટન ખેડતાં કોઇ પ્રશ્ન ઉપસ્થીત થતો નથી, પરંતુ આપણા દેશમાં સંકુચીત વીચારોની સમાજની રચનાને અંગે કેળવણી અપાઇ જ નથી. ને જુજ શીક્ષીત સ્ત્રીઓ બહાર આવી છે. તેઓ સમાજની રચના તોડી ઘણું સહન કરીને જ બહાર પડી છે. એટલે હવે ઉમેદ રાખી શકાય છે કે મંદગતીએ તો મંદગતીએ પણ કેળવણીનો પ્રવાહ ચાલુ રહેવાનો જ પણ તેને બહુ સમય લેશે. [સ્વરાજ તંત્રમાં તેનો બહુ જલદી ઉકેલ આવશે. તંત્રી ]

## જેમણે કેળવણી નથી લીધી તેઓ શું કરે?

પરંતુ જેમણે કેળવણી લીધી નથી તે શું કરે એ પ્રશ્ન અગત્યનો છે. કેળવણી નહી લેનારની સંખ્યા બહુ બહોળી છે. પણ તેના બે વીભાગ પાડી લઇએ: (૧) ગરીબવર્ગ. (૨) મધ્યમવર્ગ. આમા ગરીબવર્ગ આર્થીક ઉત્પત્તીમાં તો પુરુષો સાથે બરાબર કામ કરે છે. જેમકે ખેડુતની સ્ત્રી ખેડુતની બરાબર હોય છે. ગમે તેવા વૈતરામાં પણ તે પાછી પડતી નથી, દરજીની સ્ત્રી તેના પતીને મદદરૂપ બને છે, લુહારની સ્ત્રી આખો દીવસ ધમણ ચલાવીને, અન્ય નાનું મોટું કામ કરીને તેને સાથ દે છે; મોચીની સ્ત્રી ચામડાં ઘસવામાં, સાફ કરવામાં ને સીવવામાં પુરતી મદદ આપે છે; કુંભારણ કુંભાર સાથે

કાદવ કચરો ખુંદતી કે ચાક પર કામ કરતી કે નીંભાડો ગોઠવતી નજરે પડે છે. કાછીઆ કાછીઅણુ, માળી માળણુ, મજુર મજુરણુ, વગેરે કામદારવર્ગની સ્ત્રીઓ તો પોતાનો ધર્મ બરાબર બજાવે છે.

પણ મધ્યમવર્ગની સ્ત્રીની તો દુર્દશા જ છે. કેમકે ભણતર નહી, સાથે કોઇ હુન્નર પણ નહી, વળી ખોટી આબરૂને વળગી રહેવાથી બહાર નીકળી મજુરી પણ કરે નહી, એટલે ઓછી કમાઇવાળા પતી સાથે બાળબચ્ચાં ને કુટુંબ સહીત નીર્વાહ કરવો પણ કઠણ પડે છે. ઉપરાંત વીધવાની તો અનેક મુશ્કેલીઓ છે. એ વર્ગની સ્ત્રીઓએ તો માત્ર સહન કરીને જ પોતાની કંગાળ જીંદગી ગુજારવાની રહી. એટલે વીધવા સ્ત્રીઓનો આર્થીક પ્રશ્ન તો ખાસ હાથ ધરવા જેવો જ છે.

આદીકાળથી સામાન્ય વર્ગની સ્ત્રીએ આર્થીક કાર્યોમાં પુરૂષોને મદદ કરતી આવી છે. માત્ર ઉપલા વર્ગની સ્ત્રીઓ જ બેકાર રહે છે.

## સ્ત્રીઓ શું કરે ?

અત્યારે સ્ત્રીઓએ આ પ્રશ્નના ઉકેલ માટે શું કરવું એ મહત્ત્વનો મુદ્દો છે, કોઇ કહેશે કે શીક્ષણ વર્ગોમાં જાઓ ત્યાં સીવણ, ભરત, ગુંથણ, પીંજણ કાંતણ, ગાયન,. આલેખન, ફેન્સી વર્ક, ફ્રેટ વર્ક ઇત્યાદી શીખો અને તેની મદદથી તમારો નીર્વાહ ચલાવો. પણ હું એમ પુછું છું કે જેમની એવા વર્ગોની ફી ભરવા જેટલી સ્થીતી ન હોય તેઓ શું કરે ? તેમને માટે સગવડ વ્યવસ્થા કરવી જોઇએ. પણ જેઓ જુવાન છે, ઉત્સાહી છે અને સાધનસંપન્ન છે તેમણે તો ઉપર બતાવેલાં કામો શીખી લેવાં જોઇએ.

પશ્ચીમની સ્ત્રીઓ સ્ત્રી સ્વાતંત્ર્યના માર્ગમાં ઘણી જ આગળ વધી છે, પણ આપણા દેશની સ્ત્રીઓને ગૃહઉદ્યોગમાં ઘણી જ પછાત રાખવામાં આવી છે. ત્યારે જાપાનની સ્ત્રીઓ ગૃહઉદ્યોગમાં ઘણી જ કુશળ છે. તેઓમાં એક ખાસ રીવાજ છે કે દરેક વર્ષના સાતમા માસના સાતમા દીવસે કોઇ જાતની ભેટો પોતાનાં સગાં-વહાલાં ને ઓળખીતામાં મોકલવી. ભેટ આપવાની ચીજોને રમકડાં સ્ત્રીઓએ ઘરમાં સ્વહસ્તે જ તૈયાર કરવાં જોઇએ, આથી કાગળનાં ફુલો મોતીનાં તોરણો, ઘાસની ટોપલીઓ વાંસનાં રમકડાં વગેરે જાતનો ઉદ્યોગ ત્યાં સ્ત્રીઓએ એટલો બધો વધારી દીધો છે કે, તેથી પરદેશ જોડે તેનો વેપાર ધમધોકાર ચાલે છે.

જાપાનની સ્ત્રીઓના માફક ચીનની સ્ત્રીઓ પણ હુન્નર ઉદ્યોગમાં ઘણી જ કુશળ હોય છે. ને તેઓ મુંબઇ તથા બીજાં કેટલાંક મોટાં શેહેરોમાં બજારોમાં પોતાનો ધંધો નાના બાળકોને ખોળામાં રાખીને કરે છે. ને આખા દીવસમાં કંઇ ને કંઇ રોજી પેદા કરી ઘર તરફ જાય છે. તે કાનમાંથી કીડા કાઢવા, મેલ કાઢવો, દરેક જાતનાં કાગળનાં રમકડાં, સાદડીઓ, માટીનાં વાસણોની કોતરણી વગેરે કામ કરી પોતાનું ગુજરાન ચલાવે છે.

આપણા દેશની સ્ત્રીઓ પણ હવે કંઇ હુન્નર ઉદ્યોગ હાથ કરે તો વીધવાજીવન તથા સધવાજીવન ખુશીથી સારી રીતે ગુજારી શકે.

વળી. ચીન, જાપાન, સાથે વેપાર ધરાવનારા ભાઇઓ ત્યાંની હુન્નરકળા ઉપર પુરતો ખ્યાલ આપી, તેની જાતનો હુન્નર આપણા દેશમાં ખાતવે તો લાખો રંક બાપડાઓની

રોજી સરસ ચાલે, અને આપણા દેશનો કેટલોક પૈસો પરદેશ જતાં અટકે.

## ઘરમાં થઈ શકે તેવાં કામ

આર્થીક તેમ જ સામાજીક દષ્ટીએ લાચારી ધરાવતી સ્ત્રીઓના પણ બે વર્ગ પડે છેઃ (૧) શહેરોમાં જીવન ગુજારનાર ને (૨) ગ્રામ્યજીવન ગુજારનાર.

મોટાં શહેરોમાં ઘરમાં બેસીને અનેક કામો કરી શકાય છે. જેમાંનાં કેટલાંક નીચે મુજબ છે : (૧) બટન બનાવવાં, નાડાં ગુંથવાં, ઉનની ને કાગળની વેણીઓ ગુંથવી; (૨) કાગળથી ઘરેના શણગાર પંખા, ફુલો વગેરે મોતીના તોરણો પડદા બનાવવા; (૩) કાગળ કે કપડાંની કોથળીઓ બનાવવી ને શીવીને વેપારીઓને પહોંચાડવી; (૪) સેંવ, પાપડ, વડી, ચટણીઓ, અથાણા, મુરબ્બા તથા મસાલા વગેરે કરી ઘરમાં જ વેપાર કરવો; [આવા વેપારમાં વધારે મુડીની જરૂર પડતી નથી. શહેરીજીવન પ્રગતીમાન હોય છે. તેથી વખતના—અભાવે આડોશી પાડોશીઓ જ આવાં કાર્યો વધાવી લે છે, ને ધીમે ધીમે આગળ પણ વધી શકાય છે માત્ર સારામાં સારી આવડત જોઇએ.] (૫) બદામ, પીસ્તાં, અખરોટ વગેરે ફોડવાનું કામ કરવું; (૬) દાળ વીણવી તથા કોળ વીણી દાળ ભરડવી; (૭) જુનાં કપડાં લાવી તેને સાફ કરી ગોદડીઓ બનાવવી; (૮) ચોપડીઓ સીવવી બાંધવી. (૯) કાંતવું, વણવું, રૂ કરવું, ગુણવું, (૧૦) સીવતાં આવડતું હોય તેણે સારાં સારાં કોટ પાટલુન બનાવવાં ને બીજી જાતનાં કપડાં તૈયાર કરી વેચવાં તથા સીવવાં; (૧૧) દીવાસળીનાં ખોખાં બનાવવાં; (૧૨) વાસણોને કલાઇ કરવી; (૧૩) સાબુ બનાવી વેચવો; (૧૪) કાગળના પુંઠાના ડબ્બા બનાવવા; (૧૫) બનુસના છેડા બાંધવા; (૧૬) રદ્દી કાગળ ભેગા કરી તેને પલાળીને ટોપાં લીઓ બનાવવી. વગેરે વગેરે. ગ્રામ્યજીવન ગુજારનારી બ્હેનો વળી બીજી રીતે ઘણું કાર્ય કરી શકે તેમ છે. જેમ કેઃ

(૧) ગામડાંમાંથી છાણાં બળતણ એકઠાં કરી શહેરોમાં જઇ વેચવાં; (૨) કપાસનકાલાં ફોલવાં; (૩) શાકની સુકવણીઓ કરી શહેરોમાં વેચવી; (૪) ગાય ભેંસ પાળી ઘી તથા દુધનો વેપાર કરવો; (૫) આલેખવું, [એટલે કાઠીઆવાડમાં દેશી ભરત ભરાય છે, તેની છાપ હોતી નથી. પણ સ્ત્રીઓ પોતાને હાથે ચીતરે છે અને તે પેટે તે પૈસા લે છે.] (૬) કાપવું, બાંધવું, લણવું; (૭) કાંતવું, વણવું; (૮) બીડીઓ બનાવવી; (૯) ધુપેલ તેલ બનાવી વેચવું; (૧૦) કપડાં, દાના, ચુડલા વગેરે રંગવાં; (૧૧) બચ્ચાંઓ માટે આગરની ગોળીઓ બનાવવી; (૧૨) તમાકુ ઘુંટીને તપખીર બનાવવી; (૧૩) હુકકામાં પીવાની ગડાકુ બનાવવી; (૧૪) વાંસની ટોપલીઓ ઇત્યાદી કામ કરવું; (૧૫) નેતર ભરવી, નેતરની ટોપલીઓ કરવી; (૧૬) ખાખરાના પાનનાં બાજ દડીઆ—પતરાવળીઓ બનાવવી; (૧૭) આમલીઓ ફોડવી; (૧૮) મુંજનાં સીકાં ગુંથવાં; વગેરે કામ તો ઘરમાં જ રહીને કરી શકાય અને જીવન નીભાવી શકાય. પરંતુ સ્ત્રીઓને મદદ કરવાને બદલે સમાજે રૂઢીના બંધ તેના માર્ગ આગળ બાંધી, તેમને ગરીબ ગુલામ બનાવી છે; અને સરકાર સામાજીક કાર્યમાં માથું મારવાની ના પાડે છે; એટલે સ્ત્રીજાતી આર્થીક દષ્ટીએ નીર્ધન અને પરાધીન જીવન ગાળે છે. તેમાંથી છુટવા અત્યારે તો તેમણે જાતે જ થાય તે કરી લેવું જોઇએ.



# સંસાર

નો



## ઉંબર ઓળંગતાં—

: લેખિકા :

શ્રીમતી કમળાબહેન પંડ્યા

[૩]

**આ**મારાં સ્ત્રી વાચકોમાં આ લેખમાળા આરંભથી જ અત્યંત પ્રીય થઇ પડી છે. શ્રી કમળાબહેન આ લેખમાં પણ યુવાન બહેનો માટે અતીશય જરૂરના એવા વીચારો રજુ કરે છે.

### હસમુખાં રહો :

'હસે તેનું વસે' એ સાદું કહેવત સહુ જાણતું હશે. ૭ અક્ષરના આ સુત્રમાં ૭ હજાર શ્લોકથી પણ ન મળે તેટલું જ્ઞાન ભરેલું છે.

હસતું મુખ એ લોકપ્રીય બનાવે છે. દુશ્મનને પણ હસતા મુખવાળું મનુષ્ય મીત્ર બનાવી શકે છે. એટલે સ્ત્રીઓને માટે હસમુખો ચહેરો એ તો એક અનીવાર્ય જરૂરીયાત છે.

મુખાકૃતી મનુષ્યના ગુણ કહી આપે છે, એટલે થોડા સમાગમમાં પણ, હસમુખું માણસ સહુને ગમે છે. સાસરવાસ એટલે ગમે તેમ પણ પારકાંઓમાં સમાસ કરવાનો તેમાં આ સદ્‌ગુણ બહુ જ અનુકુળતા આપનાર થઇ પડે છે.

પરંતુ અત્યારની સમાજવ્યવસ્થામાં સંયુક્ત કુટુંબની વ્યવસ્થા તુટી ગઇ નથી, પરંતુ તેના દરેક સાંધા ઢીલા બની ગયા છે. નોકરી કે ધંધાને અંગે ઘણું ખરું તો પતી-પત્નીને જ વધુ વખત એકલાં રહેવાનું થાય છે.

પતીને માલીક કે પૃથ્વી પરનો પ્રભુ માનવાનો યુગ ક્યારનોએ આથમી ગયે

છે, પરંતુ ભોગ તરીકે રહેનારાંને ય હસમુખાં રહેવું ખાસ જરૂરનું છે.

વચલાવર્ગની સ્ત્રીઓને માત્ર રસોઇ અને ઘરની સામાન્ય દેખરેખ ઉપરાંત કંઇ કામ કરવાનું હોતું નથી, તેમને ફુરસદ ઘણી મળે છે અને માત્ર તેનો ઉપયોગ ગણે ભાગે તો સામાન્ય નવલકથાઓ વાંચવામાં કે ભરવા ગુંથવાના શોખમાં કરવામાં આવે છે.

ન્યાયની ખાતર એટલું સ્વીકારવું જોઇએ કે હાલની પરીસ્થીતીમાં પુરૂષોને નોકરી–ધંધામાં બહુ જ ચીંતાતુર રહેવું પડે છે, છ કે આઠ કલાક તેમને ઓફીસમાં, કચેરીમાં કે પેઢીમાં મગજમારી કરવાની હોય છે, કેટલાક ધંધાઓમાં સેંકડો માણસો સાથે માથાફોડ કરવી પડે છે, કોઇનો શેઠ ચીકણો કે કજીયાખોર અથવા ક્રોધી હોય તો, બરાબર કામ કરવા છતાં દહાડામાં પાંચ દસ વખત એના હુંકારા–તુંકારા સાંભળવા પડે છે. આ દશામાંથી છુટી સંધ્યાકાળે બીચારો તે ઘેર આવે ત્યારે એની સ્ત્રીમીત્ર [પત્ની] એની સાથે હસીને વાત કરે, એના કંટાળેલા મગજને આનંદ આપે અને એટલું ન કરી શકે તો હેવરે વીશેષ કંટાળો તો ન આપે એટલી આશા તો જરૂર રાખી શકે.

જો તમારો સ્વભાવ આનંદી હોય, તમે હસમુખાં હો તો આમ કરવું તમારે માટે સાવ સ્વાભાવીક થઇ પડે, પરંતુ તેમ ન હોય તો ઘેર થાકી પાકીને આવેલા પુરૂષની શું દશા થાય ?

ઘણાં કુટુંબોમાં સ્ત્રીના હસમુખાપણાથી શાંતી અને સમાધાન પ્રવર્તે છે, ત્યારે એવાં અનેક કુટુંબો છે કે જ્યાં સ્ત્રીના કાયમ ગંભીર અને ગમગીનપણાથી પતીપત્ની વચ્ચેનો સ્નેહ તુટી ગયો છે અને જીવનભર તેમાં ફેરફાર થઇ શકતો નથી.

સામાન્ય દ્રષ્ટીએ આ વાત છેક જ નજીવી લાગે છે, પરંતુ બુદ્ધીપુર્વક વીચાર કરતાં એ નાની વાતમાં કેવા મોટા ગુણ રહેલા છે તે સમજી શકાય તેમ છે.

આપણે પારસી અને યુરોપીયન સ્ત્રીઓ પાસેથી આ ગુણ શીખવા જેવો છે. જે બહેનો શહેરમાં વસતી હોય અને પારસી કે યુરોપીઅનનો પડોશ જેમને સાંપડ્યો હોય તેમણે આ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે.

## હઠીલાં ન બનશો :

સ્ત્રીની ઉપર તીક્ષ્ણબોરીનો જેટલો આરોપ મુકાય છે, તેટલો જ આરોપ તેની હઠના સંબંધમાં પણ મુકાય છે. "સ્ત્રી, તારૂં જ બીજું નામ હઠ છે." એવું વીદ્વાન અને વીચારશીલ પુરૂષોએ અનેક સ્થળે લખ્યું છે. આમાંથી પણ પુરૂષોના દીલમાં વસી ગયેલા પરંપરાગત વીચારોની અસરને તેમ જ સ્ત્રીઓ તરફની સ્વાભાવીક શત્રુવટને બાદ કરીને તટસ્થ નજરે વીચાર કરીએ તો એટલું સ્વીકારવું પડે કે, સ્ત્રીઓમાં અમુક અંશે આ દુર્ગુણ છે ખરો જ.

અલબત્ત પુરૂષોમાં પણ હઠ ઓછી હોતી નથી અથવા કહો કે સ્ત્રીઓના જેટલી જ હોય છે, તો પણ અત્યારે સ્ત્રી આર્થીક દ્રષ્ટીએ નીરાધાર અને અજ્ઞાન હોવાથી સ્ત્રીઓની નાની મોટી હઠો વધારે નજરે આવતી દેખાય છે.

ગમે તેમ હો, પરંતુ હઠ એ દુર્ગુણ છે, ચેપી રોગ છે, અને તેને દુર કરવાથી લાભ થાય છે. પુરૂષો હઠીલા હોય તો પણ તેથી સ્ત્રીઓએ પણ હઠીલાં થવું જ જોઇએ

એમ કરતું નથી. સારા ગુણની ભાગીદારી હોય ખોટાની નહીં એ સુત્ર અધીકારની લડત કરનારાંઓએ પણ ધ્યાનમાં રાખવું ઘટે છે.

ઘણી બહેનો અજ્ઞાનતાને લીધે નાની મોટી બાબતોમાં હઠ કરે, કપડાં અને ઘરેણાં માટે હઠ કરે, સમાજ સુધારાની બાબતમાં ઉલટી થઈને હઠ કરે એવું ઘણું જણાય છે. પરંતુ ઘણી શીક્ષીત બહેનો પણ આ રોગથી પીડાતી હોય છે. આથી સાવ નીર્માલ્ય કે નજીવી બાબતમાંથી પણ કુટુંબમાં કલેશ થવાના અને ઘણી વખત એ કલેશ જીવનપર્યંત કે વર્ષો સુધી લંબાયાના દાખલા બનેલા છે.

એટલે જુવાન બહેનોને મારી આગ્રહભરી સલાહ છે કે. તેમણે કદી હઠીલાં ન થવું. અને જો તેમનામાં હઠ હોય તો તેમાંથી છુટી જવું.

કોઈ પણ જાતની આદતમાંથી મનુષ્ય માત્ર ધારે તો છુટી જઈ શકે છે. માત્ર તેને માટે કાળજી રાખવી જોઈએ.

## ન્યાયી બનો :

માનવજીવનમાં ન્યાયી બનવાની ડગલે ને પગલે જરૂર પડે છે. નાની કે મોટી પ્રત્યેક બાબતમાં મનુષ્યે હમેશાં પોતાનો અને બીજાનો એમ બન્ને પક્ષનો તટસ્થપણે વીચાર કરવાનો હોય છે. તેમ કરવાની ટેવ ન હોય અને માત્ર 'હું કહું તે જ ખરું, મારી તો ભુલ કદી પડે જ નહીં, હું તો કોઈના વાંકમાં આવું જ નહીં.' એમ જ માનીને ચાલે તે બહુ જ દુઃખી થાય છે.

મોટાં માણસોના સંબંધમાં જ નહીં, પણ નાનકડાં બાળકો સાથેના વર્તનમાં પણ આપણે ન્યાયી થવાની જરૂર પડે છે. ઘણા લોકો બાળકોને કે નોકરોને કદી ન્યાય આપી શકતા નથી, તેઓ અપ્રીય થઈ પડે છે. કેટલાંયે માબાપ ખોટી રીતે પણ બાળકો ઉપર ગુસ્સે થાય છે, તેમને ધમકાવે છે અને કેટલાંક તો શીક્ષા સુદ્ધાં કરે છે. અને પાછળથી પોતે ભુલ કરી હતી એમ જણાય તો પણ પછી બાળકની આગળ તે ભુલ સ્વીકારી તેની ક્ષમા માગતાં નથી. માત્ર પોતે વડીલ અને તેથી સત્તાવાળાં છે એમ માનીને તેઓ એ અન્યાયને ચલાવી લે છે; એ રીત ખોટી છે.

આવું જ પતી–પત્નીના સંબંધમાં પણ કહી શકાય. મનુષ્ય માત્રે હમેશાં બન્ને બાજુનો વીચાર કરવો જોઈએ, તેમાં પણ જેમાં પોતે સંડોવાયેલાં હોય તેમાં તો પહેલાં આપણી ભુલનો કે આપણા દોષનો વીચાર કરવો જોઈએ. એટલું જ નહીં પણ જો આપણી ભુલ જણાય તો સામા માણસની વીના વીલંબે ક્ષમા માગવી જોઈએ.

કેટલીક સ્ત્રીઓમાં–તેમ પુરૂષોમાં પણ–પોતાનો જ કક્કો ખરો કરાવવાની એકપક્ષી આદત પડી ગઈ હોય છે, તેથી નાની મોટી દરેક બાબતમાં તેઓ બીજાનો જ દોષ જોતાં બની જાય છે અને પરીણામે તેમને જીવનમાં શાંતી મળતી નથી અને તેમની સાથે જેમને સંબંધ હોય તેમને પણ શાંતી મળતી નથી. આમ, આખું કુટુંબ માનસીક વેદના વેઠે છે. પોતાની ભુલનો સ્વીકાર કરવાથી કોઈ પણ મનુષ્યની પ્રતીષ્ઠા ઘટતી નથી, કે કોઈ માણસ તેથી નાનું થઈ જતું નથી.

પરંતુ અનેક વખત કેવળ પ્રતીષ્ઠાના ભુતને જ કારણે મનુષ્ય ન્યાયી બનતાં અટકી પડે છે.

આથી કુટુંબકલેશ થાય છે એટલું જ નહીં પણ જીવનનો વીકાસ અટકી પડે છે.

## કચકચીયાં ન થશો :

વાત કરવી એ પણ એક કલા છે. સારી રીતે વાત કરનાર સઘળે ફાવે છે. પણ એકલી સારી રીતે વાત કરતાં આવડે તેથી માણસ પુરૂં ફાવી શકતું નથી. કયે સ્થળે કયી રીતે વાત કરવી એનો પણ વીવેક શીખવો જોઇએ છે.

જેમ લગ્ન થતાં હોય ત્યાં જઇને આપણે મૃત્યુની વાત કરતાં હોઇએ તેમ આશ્વાસન આપી ન શકીએ અને મૃત્યુની ગમગીનીમાં દુઃખી થયેલા આગળ લગ્નનાં ગીતો ગાવા ન બેસીએ, તે જ રીતે સામાન્ય પ્રસંગોમાં પણ એ વીવેક સાચવવો ઘટે છે.

બહારથી કંટાળીને આવેલા માણસને તુરત જ ઠપકો આપવા બેસીએ કે નાની મોટી ફરીયાદો કરવા માંડીએ તો તે વીશેષ કંટાળે છે. તેની આગળ તો હસતે મુખે તેને આરામ મળે તેવી જ વાતો કરીએ તો તેને ગમે. પણ કેટલાંકનો સ્વભાવ એવો કચકચીઓ હોય છે કે, સમય અને સંજોગ જોયા સીવાય જ નકામી કચ કર્યા જ કરે છે. એથી પણ તે જાતે દુઃખ વહોરે છે અને બીજાને દુઃખી કરે છે. એટલે ખાસ કરીને જુવાન સ્ત્રીઓએ પોતાનામાં આ દુર્ગુણ પ્રવેશવા ન દેવો જોઇએ.

## પતીના દોસ્ત બનો:

અત્યારના જેવી સમાજરચનામાં કેટલાકને આ વીચાર જ આશ્ચર્ય પમાડશે. જ્યાં પતી સ્ત્રીને ગુલામડી, દાસી કે વગર પગારની નોકરડી માની લેતા હોય ત્યાં સ્ત્રીઓ એની દોસ્ત બને એ શક્ય જ કેમ હોઇ શકે? એવા પ્રશ્નો ઘણાને થશે.

હું એ વાત સ્વીકારૂં છું કે સ્ત્રીઓનું મુખ્ય પુરૂષો હજુ બરાબર આંકતા શીખ્યા નથી. પરંતુ તેમાં માત્ર એકલા પુરૂષોનો જ દોષ આપણે શું કામ જોવા જોઇએ? સ્ત્રીસમાજની વર્તમાન દશામાં ખુદ સ્ત્રીઓનો ફાળો પુરૂષો કરતાં વીશેષ હોય છે, એ આપણે ન વીસરીએ.

આમ છતાં પણ જો સ્ત્રી ધારે તો તે પોતાના પતીની મીત્ર બની તેને પોતાનો મીત્ર બનાવી શકે. તે માટે સ્ત્રીમાં આત્મશ્રદ્ધા અને આવડત જોઇએ. પતીની પત્ની બનીને રહેવું તે કરતાં પતીના મીત્ર બનવું એમાં વીશેષ પ્રતીષ્ઠા અને સવીશેષ અનુકુળતા છે.

પત્ની તરીકે એક સ્ત્રી પતીનું તમામ કામ કરે છતાં તેમાં જે ભાવ ન આવી શકે તે ભાવ તે તેને મીત્ર માનીને કરે તેમાં આવી શકે છે. આજે તો આપણા સમાજમાં અનેક વર-વહુ એવાં જણાશે કે જેઓ એક બીજાને પુરેપુરાં ઓળખી પણ શક્યાં નહીં હોય, પરંતુ મીત્ર બનનારને તો પરસ્પરની લાગણી, સ્વભાવ અને મહેચ્છાઓ પારખી એક બીજાને અનુકુળ બનવાની સ્વાભાવીક વૃત્તી થાય છે. આજે એવા અનેક યુવકો જણાશે કે જેમને પોતાની મહેચ્છાની પ્રાપ્તી માટે સુયોગ્ય સ્ત્રી સાથીની ઉણપ ખટકયા જ કરે છે, એ વાતનો આપણાથી ઇન્કાર તો ન જ થઇ શકે.

આ વખતે એ પણ ભુલવું જોઇતું નથી કે, આપણે આ રીતે આપણા વર્તનમાં સુધારો કરીએ છીએ, ત્યારે સાથે સાથે સમાજનો સુધારો પણ સાધતાં જઇએ છીએ અને તેટલે અંશે શક્તીહીન, પણ કરી શકીએ છીએ.

# ડોશીશાસ્ત્ર

> હિંદુસ્થાનમાં જુના પુરાણા વહેમોએ સ્ત્રીવર્ગનું જ નહી, પણ સામાન્ય રીતે સારાયે સમાજનું સત્યાનાશ વાળી નાખ્યું છે. એવા ડોશીશાસ્ત્રીય વહેમોની એક મોટી હારમાળા લેખીકા અહીંન રજુ કરી, તેમાંથી છુટી જવા તેઓ વાચક બહેનોને ભલામણ કરે છે.

: લેખીકા :

**શ્રી. લીલાવતી જેકીસનદાસ વસાણી**

પુરાતન કાળથી કેટલાક ખોટા રીવાજો અને ખોટા વહેમો આપણામાં અજ્ઞાનતાને લીધે ઘુસી ગયા છે. ને પરંપરા હવે ચાલી જ આવે છે. આ બધા વહેમો અર્થ વગરના અને ભુલી જવા યોગ્ય છે. કેવળ પ્રણાલીકાવાદ પર એનું જીવન ટક્યું છે અને અજ્ઞાનતામાંથી એનો જન્મ થયો છે, એવા ડોશીશાસ્ત્રીની વીગતોમાં ઉતર્યે પાર પણ આવે નહીં તેમ છે. આવા વહેમોએ આપણો નાશ કરી નાખ્યો છે અને તેમાંથી હવે ઉગરી જવાની જરૂર છે. આ વહેમાવલી જાણવા જેવી હોવાથી અને તે જાણ્યા પછી ત્યજવાયોગ્ય હોવાથી કેટલીક વહેમી કલ્પનાઓ અહીં જણાવું છું. આ બધી ખોટી હોવા છતાં પ્રચલીત માન્યતાઓ છે, અને તેનો પ્રચાર આપણા સમાજમાં ખુબ જ થાય છે જેમકે:—

બે વ્યક્તીની વચ્ચેથી દેવતા લઇ જવાથી વઢવાડ થાય, જોડા ઉંધા કે ઉભા મુકવાથી કે સાવરણી ઉભી મુકવાથી પણ વઢવાડ થાય. છરી, ચાકુ ને કાથો હાથોહાથ આપવાથી પણ તકરાર થાય એમ મનાય છે. અને વ્યાવહારીક કાર્યોમાં શુકન અને અપશુકનને તો ડગલે ને પગલે ડાટ વાળ્યો છે. તે પણ ધ્યાનમાં રાખવા જેવું છે. કોઇ માણસ કામ પ્રસંગે ઘર બહાર નીકળે ત્યારે તેને બીલાડી, સાપ કે કાષ્ટનો ભારો, અથવા વીધવા બાઇ અને દુધ, તેલ કે ઘી સામાં મળે તો તે અપશુકન, અને ઘરમાંથી નીકળતાં મીઠાનો ટોપલો, દહીં, સૌભાગ્યવતી સ્ત્રી, કુમારીકા કે અધ્યયન કરતો બાળ બ્રહ્મચારી—વીદ્યાર્થી કે પનઘટ પરથી આવતી પનીહારી કે ગાય સામાં મળે તો તે શુભ શુકન મનાય. બારીમાં કાગડો બોલે તો માઠી ખબર મળે, લગ્ન થયા પછી વરકન્યા ગૃહમાં પ્રથમ પ્રવેશ કરે ત્યારે વહુએ પહેલાં જમણો જ પગ ઉમરામાં મુકવો જોઇએ, પ્રાતઃકાળમાં ઉઠતાંની સાથે જ ઝાડુ કે બીલાડી જોવાય તો દીવસ સારો ન જાય, પુરૂષવર્ગ કામે નીકળે ત્યારે પ્રથમ જ જો ઝાડુવાળો મળે કે સાથે થાય તો તેની રોજીને નુકસાન પહોંચે, મોર કે કબુતર પાળવાથી ગૃહ શુન્યકાર બની જાય, સર્પ-

કાંઈ કોઈ ચીજ ભાંગી જાય તો અપશુકન થાય, સૌભાગ્યવતી સ્ત્રીનાં શરીર ઉપર મશ્કરીમાં પણ જો કાળું કપડું નાખવામાં આવે તો તેને અપશુકન થાય, છાપરા ઉપર રાત્રે જો ઘુવડ બોલતું સાંભળવામાં આવે તો માઠો બનાવ બને, શેરીમાં, કુતરૂં રડે તો કોઈ મરી જાય, બહાર ગામ જતાં સામાં કાષ્ટ મળે તો અપ-શુકન થાય ને માછલી મળે તો શુકન ગણાય, ડાબે હાથે પાન આપવાથી સ્નેહ ઓછો થાય ને જમણે હાથે પાન આપ-વાથી સ્નેહ વધે, બીડું વાળ્યા વગર આપવાથી લેનાર જેલમાં જાય, કુતરૂં કાન ફફડાવે તો કાર્યની સીદ્ધીમાં વીઘ્ન આવે, દાતણની બે ચીરીઓ સીધી પડે તો દીવસ સારો જાય ને ઉંધી પડે તો આખો દીવસ ખરાબ જાય; દાતણ જો સડેલું નીકળે તો કજીયો થાય કે મીષ્ટાન્ન જમવા મળે; ચાલતાં ચાલતાં પગમાં ઠેસ વાગે કે જીભ કચડાય કે વારંવાર હેડકી આવે તો જરૂર કોઈ સગાં કે સ્નેહી સ્મરણ કરતાં હોય, રાત્રે ઘરમાંથી કચરો પુંજો બહાર કાઢે તો ગૃહલક્ષ્મી જતી રહે, સાયંકાળે ઘરમાં પ્રથમ ઘીનો દીવો કર્યા પછી જ બાકીના બીજા દીવા થઈ શકે, પગમાં ચળ આવે તો બહારગામ જવાનું થાય, જમણા હાથમાં ચળ આવે તો પૈસો પ્રાપ્ત થાય, ને ડાબા હાથમાં ચળ આવે તો પૈસો જતો રહે, શરીર ઉપર ગરોળી પડે તો પડતીના દીવસો શરૂ થાય પણ જો તે શરીર ઉપર ચઢે તો ચડતી થાય, ઉમરા ઉપર બેસવાથી દરીદ્રતા આવે, ઉમરાની પુજા કરવાથી લક્ષ્મી દેવી પ્રસન્ન રહી લીલાલ્હેર કરે, શરીરના કોઈ પણ અંગ ઉપર લાખું કે તલ હોય તો તે ભાગ્યશાળી મનાય, ચુલા ઉપર તવી કે તાવડી એક બાજુથી ખુબ લાલચોળ થઈ હોય [ એટલે હસતી હોય ] તો ઘેર મહેમાન આવે, પૈસા ડાબે હાથે આપવાથી વેચનાર કે વેપારીને લાભ ન થાય, કોઈ માણસ બહારગામ જનાર હોય ત્યારે જો દુધ ઉભરાઈ જાય કે ઘી ઢોળાઈ જાય તો પણ તેથી તેને નુકશાન થાય, બાળકને વાંદરૂં કહેવાથી તેનું આયુષ્ય ઓછું થાય, દીવે દીવો સળગાવવાથી પાપ થાય, ચાળણી કે દેવના માથા ઉપ-રથી લઈ જવાથી ગુમડાં થાય, બાળકને આંખમાં કાજળ આંજ્યા પછી ગાલે ટપકાં મુકવાથી નજર ન લાગે, પુરૂષની જમણી આંખ ફરકે, સધવા સ્ત્રીઓની ડાબી આંખ ફરકે અને વીધવાની જમણી આંખ અગર જમણું અંગ ફરકે તો લાભ થાય એમ મનાય છે. બહારગામ જતાં વ્યતીપાત, અમાસ કે એવા અનેક વહેમો નડે છે, આ પ્રમાણે સંસાર વ્ય-વહારમાં અનેક ખોટા વહેમો અને ખોટા રીતરીવાજો છે તેને જડમુળથી જ ઉખેડી નાખવા જોઈએ, કે ફરી તેનું કદી ઝાડ થવા પામે જ નહી.



કામ વીનાના હો તો પણ વીચાર વીનાના ન બનતાં.

સામાઈક સમતાના પાયા ઉપર જ શાંતીનું મંદીર ચણી શકાય છે.

# છુટાછેડાની આવશ્યકતા

: લેખક :
શ્રી. જીવણલાલ મોતીલાલ ઠાકોર
બી. એ. એલ. એલ. બી.

હીંદુ સમાજમાં પ્રેમલગ્ન સ્વપ્નવત્ છે. યુવક યુવતીની પરસ્પરની સમ્મતીવાળાં લગ્ન પણ જુજ જ છે. વડીલોએ અગાઉથી પસંદ કરેલી કન્યા સાથે એમના લ્હાવા ને ઉમંગ પુરા પાડવા યુવકને એની પોતાની મરજી વીરૂદ્ધ કમને લગ્નની ધુસરીમાં હોમી દેવામાં આવે છે. મુરબ્બીઓની પસંદગીની તરફેણમાં યુવકનો મત હોય ત્યાં સુધી જ એની સમ્મતીની ગણત્રી કરવામાં આવે છે, બાકી તેઓની પસંદગીના વીરૂદ્ધ જો તે થાય તો સ્વતંત્ર મરજી પ્રમાણે એની પસંદ કરેલી કન્યા સાથે એનાં લગ્ન કરવા દેવામાં આવતાં નથી. હીન્દુ સમાજમાં આ પ્રમાણે જ્યારે યુવકની દરકારી ન્યાતો છે ત્યારે બીચારી યુવતીની ન્યાતી તો "જ્યાં ગાય દોરે ત્યાં જાય" જેવી હોય એમાં નવાઇ નથી.

હીન્દ સમાજમાં સ્ત્રીનો જન્મારો પરણીને માતા થવામાં ઘણું ખરું સમાયેલો હોય છે. ધંધારોજગારમાંથી પરવારી મનને પ્રફુલ્લીત કરવાના આનન્દ, હૃદયના આન્દોલનના ઉમંગ, બુદ્ધનું લાલીત્ય, માનસીક શાંતી અને જીવનની રસીકતા, હીન્દુ સમાજમાં, પતીને એની પત્ની તરફથી ભાગ્યેજ મળે છે. "પડ્યું પાનું નભાવી લે" ના સુત્રની ફીલસુફીનું અધ્યયન કરી, નસીબ પર આધાર રાખી, બીચારો પુરૂષ શુષ્ક સંસાર પસાર કરે છે.

હીન્દ સમાજમાં સ્ત્રીની જીંદગી કાંઇ વધારે સુખી નથી. પત્ની એટલે સસરીયાને મન પારકા ઘરની પુત્રી. પત્ની એટલે વગર પગારની કામ કરનારી દાસી અને પતીની ફુરસદ વેળાએ લાલસા તૃપ્ત કરવાનું સાધન ! જ્યાં સુધી પતી એની પત્નીનું ભરણપોષણ કરે તેમજ એની શારીરીક જરૂરીઆતો પુરી પાડે ત્યાં સુધી તેણે પતી તરીકેની ફરજો બજાવી એમ માની લેવામાં આવે છે. દામ્પત્યજીવન કાંઇ શારીરીક સુખ–સગવડમાં સમાયેલું નથી, પણ પતી–પત્નીના પરસ્પર માનસીક ને સંસ્કૃતીક સંબંધ પર રચાયેલું હોવું જોઇએ. એવું સંસ્કારી જીવન પ્રાપ્ત કરવા લગ્નનો આધાર યુગલના પરસ્પર પ્રેમ, અંતરની લાગણી ને હૃદયના ભાવ પર ઊભો જોઇએ; બાકી શારીરીક વાંચ્છના તૃપ્ત કરવા કરેલાં લગ્નો લાલસા જ કહેવાય. પ્રેમ, હેત ને ભાવના રહીત લગ્નથી જોડાયેલા યુગલના સંસારમાં કજીઆ–કંકાશ અને કલેશ અહોનીશ ઉત્પન્ન થયા જ કરે એમાં આશ્ચર્ય નથી.

હીન્દુ સમાજમાં, પુરૂષ ગમે તેટલી મોટી ઉમ્મરનો હોય છતાં એની મરજી પ્રમાણે એક પર બીજી, યા, એક પછી એક, ગમે તેટલી સ્ત્રી સાથે, ગમે તેટલી વાર, લગ્ન કરવા હક્કદાર છે; પરન્તુ સ્ત્રી બીચારી લગ્નના સખ્ત બંધનોથી એવી તો બંધાયેલી હોય છે કે તેમાંથી અસાધારણ સંજોગો સીવાય એનો પતી ક્રૂર, લમ્પટ, રોગી હોય છતાં પણ વીમુક્ત થઇ શકતી

નથી. પત્નીએ પતીને દેવ ગણવો જ જોઇએ, જ્યારે પતીની ગણત્રીમાં પત્ની એટલે ઘરકામની વગર પગારની નોકરડી!

આ પ્રકારની એક તરફી, જબરજસ્તીથી અને કમનથી થયેલા લગ્નથી જોડાયેલા યુગલને અહનીંશ કજીઆ–કંકાસ અને કલેશમાં સંસાર પસાર કરાવવાને બદલે જીવનના સુખનો આનન્દ ભોગવવા દેવા માટે સમાજમાં છુટાછેડાની સવીશેષ આવશ્યકતા છે.

છુટાછેડાનો રીવાજ અસ્તીત્વમાં આવવાથી નજીવી બાબતમાં તકરાર થવાથી લગ્નની જુની સનાતની પ્રથા છીન્નભીન્ન થઇ જશે, લગ્નની સ્થીરતા નહીં રહે, અને હીન્દુ સમાજને મોટું કલંક લાગશે એવું ધારી લેવું ભુલ ભરેલું છે. જો યુવક–યુવતીનાં લગ્ન એમની પરસ્પર સંપુર્ણ સ્વતંત્ર સમ્મતી પ્રમાણે કે એમના એક બીજાના પ્રેમ, રૂચી, હીત અને આંતરીક સ્નેહ પ્રમાણે કરવામાં આવે તો ફક્ત છુટાછેડાના બ્હારના કાયદાથી તેઓ એકબીજાથી વારંવાર છુટાં થયા કરશે નહીં, પરન્તુ તેઓ બન્ને એક બીજાને વ્હાલથી ચાહશે અને એકસંપથી રસીકમય સંસાર સુખેથી ચલાવશે.

પુરાતન કાળમાં છુટાછેડાનો રીવાજ પ્રચલીત ન હતો એટલે અર્વાચીન સમયમાં એની જરૂર નથી એમ માનવું અસ્થાને છે. સંજોગોને અનુસરી કોઇ પણ દેશની પ્રગતી માટે નવા સુધરાનો વીકાસ કરવાની જરૂઆત છે. વેદ–ઉપનીષદના જમાનામાં, હીન્દુ સમાજમાં, સ્ત્રીઓને કાચી વયમાં, એમની મરજી વીરૂદ્ધ લગ્નની ચોરીમાં ગાયદ્ ચન્દ્ર દીવાકરો દોમી દેવામાં આવતી ન હતી. તે સમયે પુખ્ત વયમાં સ્વયંવર થતા હતા એટલે છુટાછેડાની આવશ્યકતા ન હતી. છતાં અમુક જમાનામાં અમુક કામ ન થયું હોય માટે પલટાયલા સમય તેમજ સંજોગામાં તેમ થઇ જ ન શકે એમ પણ શા માટે માની જ લેવું? હમણાં તો શારદા બીલ કાયદા તરીકે અમલમાં મુકાયું હતું ત્યાર પ્હેલાં ઢીંગલા ઢીંગલીની માફક કાચી વયમાં જબરજસ્તીથી અસંખ્ય લગ્નો થતાં હતાં; અને શારદા બીલ કાયદા તરીકે અમલમાં મુકાયું છે છતાં હજી એનો ભંગ ઠેકઠેકાણે થતો સંભળાય છે, અને નાની ઉમ્મરનાં કમનના અગણીત લગ્નો થયા કરે છે એટલે છુટા છેડાની ખાસ જરૂર છે જ.

છુટાછેડાનો કાયદો અમલમાં આવે તો સમાજમાં સડો પેસે અને દેશની અધોગતી થાય એમ કેટલાક માને છે. પરંતુ તે માન્યતા પાયા વીનાની છે. હીન્દુ સમાજમાં લગ્નના અર્થ, જુમ્મેદરી, આવશ્યકતા અને ગંભીરપણું સમજાવવામાં આવે ત્યાર પ્હેલાં જ નીર્દોષ કુમાર કુમારીકાઓને લગ્નની ધુસરીમાં જોડી સંસારી બનાવવામાં આવે છે. રૂચી ને હેતભાવ વીરૂદ્ધ તે બીચારાંઓને ગમે તે પ્રકારે સંસાર નીભાવવો પડે છે અને પરીણામે ઘણુંખરૂં એમનું જીવન શુષ્ક ને કકંશ બને છે. ગૃહજીવનમાં અસંતોષ ને અશાંતી રહ્યા કરે એટલે ગૃહની બ્હારની સમાજ ને દેશની ઉન્નતી માટેની ચળવળમાં ને રચનાત્મક કાર્ય કરવા તક મળી શકતી નથી, અને પરીણામે એમનો સંસાર એળે જાય છે. છુટાછેડાના રીવાજથી દેશની અધોગતી થતી હોય તો, આજે જગતના દરેક દેશમાં તેમ થઇ રહ્યું છે, છતાં તે દેશોની અધોગતી થઇ નથી. એટલું જ નહીં પરન્તુ જ્યાં લગ્નના જુના બન્ધનો ને રીવાજોનું નીકન્દન કરી લગ્નના અત્યંત સ્વતંત્ર કાયદા પ્રચલીત કરવામાં આવ્યા છે ત્યાં પ્રગતી ને વીરમૃદ્ધોના મંડાણ મંડાયાં છે અને તે દેશો દુનીઆમાં પ્રથમ પંક્તીએ ગણાય છે. એટલે સમાજની શાંતી અને સ્વાસ્થ માટે છુટાછેડાની જરૂર છે જ.



# આપણી આપખુદ વડીલ મહિલા

: લેખક :
ધુળ ખંખેરનાર

હીન્દના છેલ્લી રાજકીય ચળવળમાં મહીલાઓએ અણધારેલી અદ્ભુત સેવાઓ બજાવી છે, જે માટે અત્યાર સુધીમાં તેમની અત્યંત પ્રશંસા થઇ ચુકી છે. પ્રાતઃકાળે પ્રભાતફેરીમાં નીકળી રાષ્ટ્ર ગીતો લલકારી રાષ્ટ્રધ્વજ વન્દનની ક્રીયા કરવામાં, દારૂ-તાડી ને વીદેશી કાપડની દુકાને પર પીકેટીંગ કરવામાં, રાષ્ટ્રની જુંએશ દર્શાવનારાં સરઘસમાં મોખરે રહેવામાં, માજી વાઇસરૉય લૉર્ડ ઇર્વીન તરફથી જાહેર થયેલા એક પછી એક ઑર્ડીનાન્સના હુકમની સામે થઇ, એનો ભંગ કરી, કેસરીઆ સાડીમાં સજ્જ થઇ, પોલીસના નીર્દય લાઠીના માર સહન કરવામાં અને સરમુખત્યાર થઇ જેલયાત્રા કરવામાં હીન્દની મહીલાઓએ છેલ્લી રાજકીય ચળવળમાં જે જુસ્સો દર્શાવ્યો હતો તે માટે એમને ધન્યવાદ ઘટે છે ખરો, પરન્તુ તે એમનો જુસ્સો એક તરફી હતો, કારણ કે તે ફક્ત રાજકીય ચળવળને અંગે જ હતો. હીન્દની આઝાદી માટે જે જુંએશ ચાલી રહી હતી, તે હીંદની સ્વતંત્રતાની લડાઇ ન જ કહેવાય. પરદેશી નોકરશાહીના અમલમાંથી હીંદને સ્વતંત્ર બનાવવા માટે પ્રભાતફેરી, પીકેટીંગ, સરઘસ ને જેલયાત્રામાં જ જો રાષ્ટ્રની સ્વતંત્રતાની લડત સમાયેલી છે એમ મનાતું હોય, તો તે અવ્યવહારૂ છે. એ બધું ચળવળના બાહ્ય દેખાવ તરીકે વાસ્તવીક હશે, પરન્તુ એમાં જ હીંદની આઝાદીની લડાઇ સમાયેલી છે. એમ માની લેવું અયોગ્ય છે. હીંદને વીદેશી રાજ્યની પરતંત્રતાની બેડીમાંથી મુક્ત કરવા ફક્ત બાહ્ય દીલચાલ ને અનર્થ ચળવળ કરતાં, રાજકીય, આર્થીક, સામાજીક ને ધાર્મીક સુધારાને અમલમાં મુકવા રચનાત્મક ને સંગીન કાર્યથી ભરેલા એવા કાર્યક્રમ રચવાની જરૂરીઆત છે કે જેને પરીણામે નોકરશાહીની બેહુકમીવાળી સત્તા નાબુદ કરવાનું સુગમ પડે. રાષ્ટ્રની છેલ્લી રાજકીય ચળવળમાં મહીલાઓએ અગ્રગણ્ય પાઠ ભજવ્યો હતો એ સ્વીકારીએ તો પણ હીંદની પ્રગતી

માટે વડીલ મહીલાઓ નડતરરૂપ છે એમ ધારવું અસ્થાને નહીં જ ગણાય.

હીન્દુ સમાજમાં વડીલ સ્ત્રી વર્ગની સત્તા રશીઆના ઝાર ને સ્પેનના માજી રાજા આલ્ફોન્ઝો કરતાં પણ વધારે આપખુદ ને જોહુકમી ભરી છે. સમાજના સુધારા માટે તેઓ કંટક રૂપ છે, એટલે જ્યાં સુધી તેઓની સત્તા સામે બંડ ઉઠાવવામાં ન આવે ત્યાં સુધી હીંદનું ભાવી અંધકારમય રહેશે.

હીંદમાં કેળવણીનું પ્રમાણ સેંકડે સાત ટકા છે. એટલે પ્રમાણમાં વડીલ મહીલાઓ અભણ ને જુના વીચારની હોય એ વાસ્તવીક છે. સોવીએટ રશીઆમાં શીક્ષણનું પ્રમાણ ૯૦ ટકા છે. હોલેન્ડમાં તો આધેડ વયની સ્ત્રીઓ પણ શીક્ષણ સંપાદન કરવા નીશાળે જાય છે, દેશેદેશની મહીલાઓ વીમાનોમાં ઉડવામાં, દરીઆમાં તરવામાં, અને એવી બીજી રમત ગમતોમાં અગ્રગામી સબળા થઇ મર્દાઇનાં કૃત્યો કરી રહી છે, ત્યારે આપણી વડીલ મહીલાઓને ચાડી ચુગલી ને કુથલીમાંથી અવકાશ સરખો પણ મળી શકતો નથી! હીંદમાં ધર્મને સૌથી પ્રથમ સ્થાન અર્પવામાં આવે છે. હીંદીઓની રહેણી કરણી સામાન્ય રીતે ધર્મના સીદ્ધાંતો ઉપર રચાયેલી છે. એમ કહેવાય છે પણ ધર્મ અને વ્હેમને એકમેક સાથે એવા તો સંયુક્ત કરવામાં આવ્યા છે કે રૂઢીની વીરૂદ્ધ જનારને પણ ધર્મની વીરૂદ્ધ જનાર કહીને તેને વીટંબણામાં ઘેરી લેવામાં આવે છે. કેળવણીના પ્રચાર ને સંસ્કારના વીકાસથી એવા વ્હેમ નાબુદ થાય, પણ હીન્દમાં કમભાગ્યે એ પ્રમાણેની વસ્તુ સ્થીતી નહીં હોવાથી બીનકેળવાયેલી, અજ્ઞાન ને અણસમજુ મહીલાઓની સંખ્યા કોઇપણ દેશ કરતાં વધારે છે એટલે દેશને સુધારાની રાહે પ્રેરવા કાજે અનેક મુશ્કેલીઓના ખાડા-ટેકરા હજી ઓળંગવાના છે. જુદા જુદા ધર્મના ગ્રંથો જુદી જુદી ભાષામાં પ્રગટ થઇ ચુક્યા છે એટલે જો કોઇ વ્યક્તીને કોઇપણ ધર્મનું જ્ઞાન સંપાદન કરવું હોય તો હવે અઘરૂં નથી, અને ઘેર બેઠાં નીરાંતે ધર્મપુસ્તકોનો તે સંગીન અભ્યાસ કરી શકે; પરન્તુ આપણી મહીલાઓ પ્રમાણમાં અભણ છે એટલે જ પાંડીત્યનો દાવો કરનારા કેટલાક કથાકારો, પુરાણીઓ અને ધર્મધુરંધરો અતીશયોક્તીવાળી કથાઓ લલકારી કે પ્રવચનો કરી ધર્મને નામે ગરીબ હીંદીઓનું ધન લુંટી લે છે અને સ્ત્રીઓને ઉંધે માર્ગે દોરવે છે. સારા યે યુરોપખંડમાંથી ધર્મના રાજા પોપની સત્તાને ધીમે ધીમે પાણીચું આપવામાં આવ્યું છે, અને સ્પેનની ચાલુ રાજ્યક્રાંતીમાં પણ પુરાતન કાળથી ચાલુ રહેલા જેસ્યુઇટ્સની સત્તાને ઉખેડી નાંખવામાં આવી છે ત્યારે અહીં હીંદમાં કહેવાતા ધર્મગુરૂઓની સત્તા પરાપુર્વથી ચાલુ રહી છે એટલું જ નહીં પણ દહાડે દહાડે ને વધારે મજબુત થતી જાય છે. જ્યારે આખા યે હીંદમાં બેકારીને લીધે અનેક સ્ત્રીપુરૂષો દયાજનક જીવન ગુજારે છે ત્યારે કેટલાક ધર્મગુરૂઓ ને મહારાજો વગર મહેનતે પારકે પૈસે અન્નકુટનાં ભોજન જમી રહ્યા છે! ધર્મને બ્હાને જે ખોટાં ને અયોગ્ય ખર્ચ કરવામાં આવે છે એટલો જ ખર્ચ જો રાષ્ટ્રની ઉન્નતીના પ્રચારકાર્ય માટે થાય તો હીંદીઓની સ્થીતી અત્યારના કરતાં હજાર દરજ્જે ઉચ્ચતર અને એ નીર્વીવાદ જ છે. તદુપરાંત અજ્ઞાનતાને અંગે ધર્મને નામે લુંટી લેનારા બગભક્તોના

અધર્મી ને કુકર્મી પંજામાંથી અસંખ્ય વ્યક્તીઓની જીંદગી બગે અને સુમાર્ગે દોરાય. હીંદમાં ધામીંકદંભ ને પાંડીત્યનો ડોળ કરતારા બગભક્ત ધર્મગુરૂઓને ઉત્તેજન આપનાર આપણી વડીલ મહીલાઓ છે એટલે ધામીંક સુધારા કરવા પ્રથમ આપણી વડીલ મહીલાઓને સમજાવવાની અને ન સમજે તો તેમની સામે બંડ કરવાની ખાસ જરૂર છે.

સામાજીક સુધારાના પ્રત્યેક કાર્યની વીરૂદ્ધ થનાર પણ આપણી વડીલ મહીલાઓ છે. હીંદુ સમાજમાં ગૃહની અંદર વડીલ મહીલાની સત્તા એની જોહુકમી, એકહથ્થુ ને આપખુદ છે. ગૃહવ્યવસ્થામાં ગૃહના વડીલ પુરૂષની સત્તા નામનીજ છે એટલે ઘરના અન્ય ભાંડુઓ ગમે તેટલા સુશીક્ષીત, સંસ્કારી તેમજ કેળવાયેલા હોય, છતાં ગૃહની અભણ વડીલ મહીલાની આપખુદ સત્તા આગળ તેઓ ગુલામ જેવાં બની જાય છે. લગ્ન જેવી ગંભીર ને જવાબદારીવાળી બાબતમાં ... કરવામાં, દા... સમાજની વડીલ મહીલા પોતાનું દુકાને પર ... છે. તેને લીધે પરણનાર ... અંબેશ ... દર્શાવનારાં ... ની સમ્મતી નામનીજ રહેવામાં, માજી વાઇસરૉય ... કરવા ...

ઉત્સુક બની રહેલી વડીલ મહીલા ઘરમાં પુત્રવધુ આવતાં એની ઉપર પોતાની એકહથ્થુ ને જોહુકમીભરી સત્તા ચલાવવામાં પાછી પાની કરતી નથી. વહુ એટલે હલકું પ્રાણી એવી માન્યતા ધરાવવામાં તે મોટાઇ ને ગર્વ માને છે! તેથી જ્યાં સુધી હીન્દુ સમાજની વડીલ મહીલાઓની આપખુદી ને જોહુકમી સત્તા સામે બંડ ઉઠાવવામાં ન આવે ત્યાં સુધી નજીવા પણ સામાજીક સુધારા કરવા મુશ્કેલ છે.

આમ હીંદની પ્રગતી માટે હીંદની વડીલ મહીલાઓ વીઘ્નકર્તા છે. રાજકીય ચળવળમાં એ વર્ગને દાખલ કરવાથી રાષ્ટ્રની આઝાદી જલ્દી થશે. એમ માનવું મુર્ખાઇભરેલું છે. હીન્દને સ્વતંત્ર બનાવવા રાજકીય ચળવળ સાથે આર્થીક, ધામીંક ને સામાજીક સુધારા માટેની લડતની ખાસ જરૂર છે. હીંદની સ્વતંત્રતા માટે નોકરશાહીની સામે જેટલા પ્રમાણમાં લડત ચલાવવામાં આવે છે તેટલીજ કે બલ્કે તેથી વધારે લડત હીંદની વડીલ મહીલાઓની આપખુદી ને જુલ્મી સત્તા સામે બંડ જગાડવા માટે ચલાવવાની જરૂર છે.

# નવયુગના ફેબ્રુઆરી અંકના

## —કેટલાંક આકર્ષણો—

ગાંધીજીની મનોસૃષ્ટી ... . લેખક શ્રી જે. ભટ્ટ
સમાજવાદના અખતરા ... .. શ્રી રત્નાકાંત દેસાઇ
નવી દુનીયા (નાટક) ... ... ગીતારામ જે. શર્મા
નીર્ધનતા... ... ... ... ... શ્રી કોલેઝ્યન
ભુખમરાના કેદીઓ (નવલીકા) ... શ્રી છગુભાઇ પ્ર. મહેતા
કલા અને સંસ્કૃતી... ... ... ...શ્રી. અપટન સીંકલેર
લગ્ન, સંતતીનીયમન અને છુટા છે ...શ્રી કાંતીલાલ ચીમનલાલ પરીખ
આપઘાતનો અધીકાર (નવલીકા) ... ... ... 'મજુર'
ચીત્રપટની કલા ... ... ... શ્રી છગુભાઇ પ્ર. મહેતા
ખાદી અને રાષ્ટ્રનીત ... ... ... ...અર્થશાસ્ત્રી
રૂશીયાના પુરુષો-સ્ત્રીઓ અને નવી નીતીભાવના ...સમાજવીશારદ
શા માટે ? (નાટક) ... ... ...શ્રી ચંદ્રકાન્ત પાઠક
આપખુદ નરેંદ્રોની જીવનસૃષ્ટી ... ...શ્રી ભદ્રકુમાર યાજ્ઞીક
રાજ્યસત્તાનાં રૂપાંતર ... ... ... સમાજવાદી
વૈજ્ઞાનીક વીહંગાવલોકન ... ... ... સાયન્ટીસ્ટ

**આ ઉપરાંત નારી વીભાગ અને અન્ય**
**આકર્ષણો ચાલુ જ રહે છે.**




પાસેના ઝાડ પરથી એકદમ ધસી આવીને રમેશ જમાદારની સામે આવીને ઉભો રહ્યો.

(અંક પહેલો) જુઓ.



વર્ષ: ૩ જું. અંક: ૧૦

# હવે શું?

: તંત્રીસ્થાનેથી :

ગોળમેજીમાં ગાંધીજીને મોકલવા માટે જે તહનામું કરવામાં આવ્યું હતું, અને ગાંધીજીએ દેશના મોટા ભાગની સામે થઇને જે તાબેદારીના તહનામા પર સહી મુકી, રાષ્ટ્રને ભયંકર દગો દીધો હતો, તેમ જ મહાસભાને ધમકી આપીને જે તહનામાનો તેની પાસે સ્વીકાર કરાવ્યો હતો, તે તહનામું ગાંધીજી ગોળમેજીમાંથી પાછા આવે તે પહેલાં સરકારે તોડી નાખ્યું છે. જો સત્યની વધારે નજીક જઇને કહીએ તો, બ્રીટનની સરકારનો ઇરાદો મી. રામ્સે-મેકડોનાલ્ડે ગોળમેજીનો બીજો અંક ખતમ થતી વખતે જાહેર કર્યો, તેની પહેલાં હીંદમાં ચોવીસ કલાક આગળથી ઓર્ડીનન્સનું રાજ શરૂ થઇ ચુક્યું હતું. તે પછી તો યુક્ત પ્રાંતના કંગાલ કીસાનોની સામે અને અહીંસાની મહાસભાની નીતીનો સ્વીકાર કરી ચુકેલા સરહદના લાલ ખમીસવાળાઓ માટે પણ ઓર્ડીનન્સ નીકળી ચુકયા છે. અને સંયુક્ત પ્રાંતના ઓર્ડીનન્સની એક કલમ સમસ્ત હીંદનાં વર્તમાનપત્રોને લાગુ પાડવામાં આવી છે.

એક પછી એક નીક... ળતા જતા આ ઓર્ડી... નન્સોમાં સામ્રાજ્ય... માત્રા પ્રત્યેક પખ... વધતી જ જાય છે. આ... ઓર્ડીનન્સ બીજું કંઇ જ નહીં પ... કેવળ લશ્કરી કાયદાનું જ બીજું સ્વરૂપ છે.

આમ ગોળમેજીના બીજા અંકની પુર્ણાહુતી પ્રસંગે ખાસ કરીને મહાસભાને માટે તો તાબેદારીના તહનામા પહેલાં હતી તે કરતાં યે વીશેષ ખરાબ સ્થીતી થઇ ગઇ છે.

...

લંડન ઉપડવા પહેલાં સીમલાની દોડાદોડીમાં ગાંધીજીએ તુટેલા તહનામાની બીજી બધી બાબતોને જવા દઇને બારડોલીના ખેડુતો સામે વપરાયલી દમનની રીતોની તપાસ માગી હતી. તે માગણીમાં પણ સાબરમતીના સંત મહાત્મા મોહનદાસે પોતાની હમેશની રીત મુજબ આગળથી મોટી મોટી વાતો કરી ગોટો સમાધાન માની લીધું. છતાં તેમની એ પોચી રીતોથી સરકાર પક્ષ તેમાં રહેલા સત્વને પારખી ગયેલો હોવાથી, તેમ જ બ્રીટનની પાર્લામેન્ટમાં નવી ચુંટણીમાં ટોરીપક્ષ

સજ્જડ બહુમતીમાં ચુંટાઇ આવ્યા પછી, નવા નીમાયલા હીંદી વઝીરની કારકીર્દીમાં મહાસભાને કચડી જ નાખવાની કડકાઇભરી નીતી ધારણ કરવામાં આવેલી હોવાથી, મહાસભાને બારડોલી તપાસ વખતે જોઇતાં સાદામાં સાદાં કાગળીયાં જોવા દેવાની પણ તપાસઅમલદારે ના પાડીઃ અને શ્રી વલ્લભભાઇને એ તપાસમાંથી છેવટે નીકળી જવાનો ઠરાવ કરવો પડયો. હમણાં હવે પાછળથી એકપક્ષી બનેલા એ તપાસપંચનો ફેંસલો મી૦ ગોર્ડને પ્રસીદ્ધ કર્યો છે. તેમાં મહાસભાને માથે ભુંડા આક્ષેપો મુકવામાં આવ્યા છે, અને મુંબાઇ ઇલાકાની સરકારે તે ફેંસલો સ્વીકારી લીધો છે.

આમ બંગાળ, યુક્તપ્રાંત અને સરહદના પ્રાંતોમાં ઓર્ડીનન્સનો અમલ મહાસભાના બળને જ છીન્નભીન્ન કરવામાં થઇ રહ્યો છે, અને તેના બચાવમાં જે વીધાનો સરકારપક્ષે જનતા સમક્ષ જાહેર કર્યાં છે તે સત્યથી વેગળાં અથવા તો સત્યાભાસવાળાં હોવાનું તે તે પ્રાંતના મહાસભાના નેતાઓ જણાવે છે. ત્યારે ગુજરાતમાં બારડોલીની તપાસનો ફેંસલો પણ એ જ વલણ બનાવનારો જણાયો છે.

ટુંકામાં અત્યારે સમસ્ત હીંદમાંથી મહાસભાની જામેલી પ્રતીષ્ઠા તોડી પાડવી એ એકજ લક્ષ્ય પ્રતાપક્ષીઓનું થઇ પડયું હોય તેવું જણાય છે.

----

**દમનનીતીના** ડંકા વાગવા માંડયા તે પહેલાં તેની ભુમીકા તૈયાર થઇ રહી હતી. હીંદમાંનાં એંગ્લો ઇન્ડીઅન પત્રો, ખાસ કરીને કલકત્તાના અને સામાન્ય રીતે હીંદના તમામ પ્રાંતના ગોરા વ્યાપારીઓ અને નોકરશાહીમાંના પ્રત્યાઘાતી વીચારવાળાઓ તો કોઇપણ ભોગે મહાસભાને કચડી નાખવાના જ મતનો સતત પ્રચાર પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે કરી જ રહ્યા હતા. પરંતુ તે વખતે બ્રીટનની આથીંક સ્થીતી છેક જ નબળી બની ગઇ નહોતી. એ સ્થીતી ફ્રાન્સે સોનું વધારવા માંડયું એટલે નજીક આવીઃ તેથી બ્રીટનમાં કામદારોની રોજી પર કાપ મુકવાના નામે મેકડોનલ્ડે મજુર મીત્રોને દગો દઇ નવી ચુંટણીને કારણ આપ્યું. પરીણામે બ્રીટનના શ્રીમંતો અને ઉદ્યોગપતીઓના હીત અર્થે બ્રીટને ચલણ પાછળની સોનાની જવાબદારી ખેંચી લીધી. આ નવી ચુંટણી માત્ર બ્રીટનના મરતા મુડીવાદને અને તુટતા ઉદ્યોગવાદને ટકાવી રાખવા માટે જ થઇ છે. એટલે હીંદમાંથી તુટતા જતા બ્રીટીશ વ્યાપારને સદ્ધર બનાવવા રૂપીઆને પાઉંડને પુછડે બાંધી કૃત્રીમ હુંડીયામણથી માત્ર બ્રીટીશ માલનું જ હીંદનાં બજારોમાં પોષણ થાય તેવી પરીસ્થીતી ઉભી કરી. ગોળમેજીને નીષ્ફળ બનાવવાના ટોરીપક્ષના અભીલાષ સેન્ટ જેમ્સ પેલેસમાં તેમજ દીવાને આમ અને દીવાને ખાસની સભાઓમાં પુરેપુરા સફળ થઇ ન શકવાથી, ટોરીપક્ષના પ્રચારકોએ અને ખબરપત્રીઓએ હીંદમાં સખ્ત દમનનીતી શરૂ કરવાની સગવડ સાંપડે તે માટે પુરતું પ્રચારકાર્ય કરવા માંડયું. અને હવે જ્યારે હીંદમાં ગોળમેજીની નવી ત્રણ સમીતીઓ કામ કરવાની છે તે વખતે તેમના કામ માટે પુરતું અનુકુળ વાતાવરણ ન હોય અને મહાસભા તેમાં કોઇ પણ રીતે સહકાર કરી ન શકે તેવું વાતાવરણ, ગાંધીજી મુંબઇને કીનારે પગ મુકે તે પહેલાં તૈયાર થઇ ગયું છે.

**હવે** ગોળમેજી પછી જે કમીટીઓ કામ કરવાની છે, ને કમીટીમાંની એકમાં ગાંધીજી સહકાર કરશે એવી ભાવના એક બાજુથી બતાવવામાં આવતી હોવા છતાં, લોર્ડ સંકીને હવે આ સમીતીઓમાંથી બાતલ રાખીને ટોરીપક્ષના તાબાતળે રહીને કામ કરતા મેકડોનાલ્ડે સાયમન સાતડી જેવી જ સમીતીઓને બનાવી દેવાની તદબીર કરી છે. એટલે એ સમીતીઓના કામનું સરવૈયું કેવું આવશે તે તો અત્યારથી જ કહી શકાય તેમ છે. પરંતુ હીંદમાં શરૂ થયેલા ઓર્ડીનન્સના અમલથી સરકારપક્ષ મહાસભાનો કે તેના સરમુખત્યારનો સહકાર ઇચ્છતી હોય તેમ લાગતું જ નથી. કેમકે વર્કીંગ કમીટીના મંત્રી પં. જવાહરલાલ નહેરૂને પકડીને સરકારે વર્કીંગ સમીતીની બેઠકની સામે પણ હુમલો શરૂ કર્યો છે.

આ સ્થીતીમાં ગાંધીજી વાઇસરોયને તેમજ બંગાળના ગવર્નરને મળી, પગે પડી, પ્રાર્થના કરી સમજાવવાની જે ઇચ્છા બતાવી છે, તે કોઇપણ રીતે સફળ થાય તેવું એક પણ ચીહ્ન અમે તો જોઇ શકતા નથી. છતાં ગાંધીજીએ તો બંગાળ ઓર્ડીનન્સ જાહેર થયા પછી પણ પેરીસ વચ્ચે ઉભા રહીને લેન્કેશાયરને મદદ કરવા પોતાનાથી બનતું બધું જ કરી છુટવાની અને બ્રીટનને વ્યાપારી છુટછાટો આપવાની મહેચ્છાઓ બતાવી છે! એ જ ગાંધીજીની મવાળ મનોદશાનો અને સામ્રાજ્ય સાથે ભાગીદારી બાંધવાના એમના મનોરથોનો પ્રબળ પુરાવો છે. ગાંધીજીએ ગોળમેજી સમક્ષ બહારથી ધમકીભર્યાં દેખાય તેવાં ભાષણો કર્યાં છે, તેથી ભોળા માણસો ભરમાઇ જાય તેવો સંભવ છે, પરંતુ તેમની એ પ્રત્યેક ધમકીઓની પાછળ સમાધાનના માર્ગ શોધવાની તાલાવેલીભરી આતુર ઇચ્છા બતાવીને ગાંધીજીએ બ્રીટનના ચાણાક્યોના દીલની ખાત્રી કરાવી આપી છે કે, ગાંધીજી માત્ર વાતો વીના બીજું કંઇ કરી શકવાના નથી, અને કરશે તો પણ મામલો બરાબર કટોકટીની સ્થીતીમાં હશે ત્યારે જ તાબેદારીનું એકાદ તહનામું કે અધુરીયું સમાધાન સ્વીકારીને, પોતાના પડખે રહેલાઓને રઝળતા જ મુકશે!

ગાંધીજી હીંદી રાજકારણમાં પડયા ત્યારથી તેમણે સંપુર્ણ સ્વતંત્રતાનો જેમ વીરોધ કર્યો છે, તેમ પાણીદાર નૌજવાનોની મહેચ્છાઓની પણ અવગણનાઓ જ કરી છે. આથી નૌજવાનો નીરાશ થાય તેમાં નવાઇ નહીં. પણ નીરાશ થનારા નૌજવાનો દેશની રાષ્ટ્રીય મહાસભામાં જ પોતાનો ઉદ્દામ પક્ષ જમાવી વ્યવહારૂ કાર્યક્રમ યોજવામાં અને શાંતીથી રાષ્ટ્રનાં તમામ અંગોને તૈયાર કરવામાં સમય અને શક્તી રોકે તે જરૂરતું છે. તેઓ નીરાશ થઇ ભય અને ત્રાસની નીતી વર્તાવવાની વલણ તરફ વળી જાય તેથી રાષ્ટ્રને નુકશાન જ થાય છે એટલુંજ નહીં પણ તેથી જે સ્વતંત્રતા આપણે બધા ઇચ્છીએ છીએ તે જરાયે નજીક આવતી નથી. પરંતુ મહાત્માજીએ તેમજ તેમના તાબામાં ગયેલી મહાસભાએ નૌજવાનોની અવગણના કરીને તેમને વીશેષ નીરાશ અને નારાજ કર્યા છે એવી જે ફરીયાદ પુણામાં મળેલી મહારાષ્ટ્ર યુવક પરીષદના પ્રમુખસ્થાનેથી શ્રી સુભાષ બોઝે કરી છે, તેની સાથે અમે મળતા થઇએ છીએ; તેમજ નીરાશ થયેલા યુવકોને અમે ભલામણ કરીએ છીએ કે ગમે તેવી નીરાશામાં પણ તે માટે ત્રાસ વર્તાવવાની નુકશાનકારક અને અવળી નીતીમાં લપસી નહીં પડતાં, મહાસભામાં પોતાનું મક્કમ

સ્થાન મેળવી, તેના કાર્યક્રમમાં યોગ્ય ફેરફાર કરાવવાની જ તજવીજો કરવામાં પોતાની તમામ શકતીઓ રેડવાની જરૂર છે.

...

"ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ" જેવું પત્ર પણ કબુલ કરે છે કે, બંગાળના નૌજવાનોમાં અસંતોષ છે, તેને સંતોષવાની જરૂર છે. પરંતુ તે સંતોષના અવળા માર્ગ બતાવી, મધ્યસ્થ તંત્રની જવાબદારી વીનાનું પ્રાંતીક સ્વરાજ નાખડતોય દાખલ કરવાની ભલામણ કરે છે [જુવો તા૦ ૨૫ : ૧૨ : ૩૧ નો અંક] આમાં અમને હીંદને ફસાવવાની અને તેને માથે સાયમનની અવળી ભલામણો ઠોકી મારવાની ટોરીપક્ષની ગુઢ બાજી જ દેખાય છે. એ ગોઝારી ભલામણો જો હીંદને માથે ઠોકાઇ તો હીંદને માટે સ્વરાજ અનેક વર્ષ પાછું હટી જવાનું છે.

આ સ્થીતીમાં હવે શું કરવું? એ મહત્વનો પ્રશ્ન છે. ચારે બાજુએથી દમનના સુસવાટા સંભળાઇ રહ્યા છે, ગોળમેજી પછીની સમીતીઓ કદાચ કામ કરશે જ નહીં પણ તેમ થયું તો તે હીંદનો માર્ગ સરળ બનાવવાને બદલે ગુંચવણ વધારનારો અને ગોળમેજીમાં જેમ હીંદને સ્વરાજ આપવાને બદલે સ્વરાજ કેમ નહીં આપવું તેની જ નીષ્ફળ ચર્ચાઓ ચલાવવામાં સમય બગાડવામાં આવ્યો, અને તેનો લાભ લઇ હીંદમાં દમનનીતીના દોર અને કોમીભાવને ઉત્તેજન અપાયું, તેવું જ કાર્ય નવી સમીતીઓ કરવાની છે. શું ત્યારે ગાંધીજીને એ કાર્યમાં સહકાર આપવા દેવો, અને હીંદને 'રૂક જાઓ' ની આજ્ઞા તે આપે અને પોતાને માટે સમાધાનની નવી દીશાઓ શોધવા અંતરનાં અજવાળાંમાં આલોચના કરવાની તક આપવાની માગણી કરે તો તેમાં શ્રદ્ધા રાખી તેમને એ નીષ્ફળ વાટાઘાટ પાછળ સમય વીતાડવા દેવો?

ગાંધીજીને તેમજ તેમની મંડળીને પોતાના નીષ્ફળ પ્રયોગ અજમાવી જોવા માટે દેશે પુષ્કળ તક આપી છે. અને તેનાં ભયંકર પરીણામ પણ ભોગવ્યાં છે. તેમ છતાં સાબરમતીના એ સંત મહાસભા પરની પોતાની સરમુખત્યારી છોડવા ઇચ્છતા નથી. તેથી જ પુરીમાં મળનારી મહાસભાની બેઠકમાં પોતાના જ કોઇ પક્ષકાર કે પટશીષ્ય મંડળમાંના એકાદની પસંદગી થાય તેવી તેમની ઇચ્છા છે. અને અત્યારે થઇ રહેલી તમામ તૈયારી જોતાં એ સ્થાન શ્રી રાજેન્દ્રબાબુને મળે તેમ લાગે છે. અમને અંગત રીતે મ. ગાંધીજીની સામે કે શ્રી રાજેન્દ્રબાબુની સામે કશું જ કહેવાનું નથી; પરંતુ રાષ્ટ્રહીતની દ્રષ્ટીએ જોતાં એમનો કાર્યક્રમ અને એમના માર્ગો અમને નીષ્ફળ લાગે છે. તેથી પુરીની મહાસભાનું પ્રમુખસ્થાન શ્રી વીઠ્ઠલભાઇ પટેલ જેવા રાષ્ટ્રની સંગીન સેવા કરનાર મુત્સદી પુરૂષને આપવામાં આવે તો જ હાલના કટોકટીના સમયે કેવી રીતે કામ લેવું એની દીશા આપણને મળી શકશે.

અત્યારે ચારે તરફ ઘનઘોર વાતાવરણ જામ્યું છે. તેમાંથી માર્ગ કાઢવો અને આપણી એકની એક રાષ્ટ્રીય સંસ્થા કોન્ગ્રેસ પર નોકરશાહીએ ઉગામેલાં અસ્ત્રશસ્ત્રોમાંથી તેને બચાવી લેવી એ જ માત્ર અત્યારનું કાર્ય છે. એ સંસ્થા વીશેષ લોકપ્રીય બને, વીશેષ કાર્યસાધક બને, વીશેષ વ્યવહારૂ રાજકારણી બને અને તેથી વીશેષ સંગીનતાની છાપ પાડી શકે, તેમ કરવું એ અત્યારે પ્રત્યેક હીંદીની પવીત્ર ફર્જ છે. તેમ કરવા માટે મહાત્માજી ગમે તેવા મોટા માણસ હોય છતાં, રાષ્ટ્રના હીત અર્થે મહાસભાનાં સુત્રો તેમની સરમુખત્યારીમાંથી છુટે તેમ થવાની અને શ્રી વીઠ્ઠલભાઇ જેવા કાબેલ મુત્સદ્દીની દેખરેખ નીચે જાગૃત નૌજવાનોનાં માન સચવાય તેમજ તેમને સંતોષ થાય અને રાષ્ટ્રનું હીત વેળાસર સાધી શકાય તેવા કાર્યક્રમનો મહાસભા મારફત અમલ કરાવવાની જરૂર છે.

તા. ૨૬: ૧૨: ૩૧

# પ્રવાહમાં–



## મહાત્માજી કયા માગે ?

સંધ્યાના પલટાતા રંગોની માફક હીંદના રાજકારણના રંગો પણ વીદ્યુત વેગથી પલટો લઇ રહ્યા છે. દરેક ક્ષણે આમવર્ગના આંદોલનો નવું સ્વરૂપ સર્જી રહ્યાં છે. આવી પરીસ્થીતીમાં–આવા ઘેરાતાં વાતાવરણમાં મહાત્માજી–હીંદી મહાસભાના એકલા પ્રતીનીધી સ્વતંત્રતાનું સત્વ પણ મેળવ્યા શીવાય હીંદના કીનારા પર પાછા આવી રહ્યા છે.

વર્તુલ પરીષદનો બીજો અંક વડા વઝીરના સત્વહીન ભાષણથી સમાપ્ત કરીને હાલ તો બ્રીટનના બાજીગરોએ અદ્‌ભુત સાફલ્ય સાધ્યું છે. છતાં આપણા નમાલા માયકાંગલા વીનીતો બ્રીટીશ મુત્સદ્દી મેકડોનાલ્ડના મોહક શબ્દો ઉપર ખુબ ચર્ચા કરીને આ શબ્દનાં સુંદર દાસનાં સ્વરાજ્ય પર વખાણની વૃષ્ટી કરવામાં પરસ્પર સ્પર્ધા કરી રહ્યા છે. સપ્રુઓ, જયકરો, શાસ્ત્રીઓ પરસ્પર અત્યાનંદમાં આવી જઇને વડા વઝીરનાં યશોગીત ગાઇ રહ્યા છે. આમ એક બાજુ સંપત્તીવાનોના આ વીનીત પ્રતીનીધીઓ બ્રીટીશો જે આપે છે તે સ્વીકારી લેવાની સલાહ આપી રહ્યા છે ત્યારે આ જ વર્ગના ઉદ્દામ પ્રતીનીધી સાબરમતીના સંતશ્રીને મેકડોનાલ્ડની જાહેરાત અપુરતી અને અસંતોષકારક લાગી છે, આમ જ્યારે મહાસભા અને વીનીત સમુદાય વચ્ચે વીરોધ થયો છે ત્યારે હીંદના રાજકારણની ભુમીકા ઉપર કીસાનોના ઉગ્ર આંદોલનો પ્રવેશ કરે છે. કામદારો હડતાલના આયુધનો અપનાવવા લાગ્યા છે. અને મધ્યમવર્ગના ઉદ્દામ યુવાનોએ સારા યે પ્રદેશના શહેરે શહેરે સંપુર્ણ સ્વતંત્રતાનો જયઘોષ કર્યો છે. હીંદના આધુનીક રાજકારણને રચતી આ ભુમીકા છે. હડતાલનું મોજું કામદાર જનતા પર ફરીવળ્યું છે. અસંતોષનો દાવાનળ કીસાનોને જીવતાં શેકી રહ્યો છે અને મધ્યમવર્ગની સ્વાધીનતાની ધગશ અતી ઉંડી ઉતરી છે. સાથે જ આર્થીક અવદશાના સીતમથી રાજકીય પ્રવૃત્તીમાં અજબ ઉષ્મા આવતી જાય છે. અને જાણે કોઇ સંક્રાંતીકાળને આંગણે હીંદ ખડું હોય તેનો ભાસ દરેક જવાંમર્દને થઇ રહ્યો છે. આઝાદીના આમંત્રણોએ શરીરના પ્રત્યેક સ્નાયુને સજીવ કર્યા છે. નીરાશ થયેલાઓમાં નવસર્જન કરવાની આકાંક્ષા ઉદ્‌ભવી છે. સીતમથી ત્રાસી ઉઠેલી જનતાને જાગૃતીનાં જનસંત પગલાનો રોમાંચક અનુભવ થઇ રહ્યો છે.

આધુનીક આંદોલનોની આ ભુમીકા છે. વર્તુલ પરીષદમાં બ્રીટીશ બાજીગરોએ

અદ્દભુત કુનેહથી હીંદના પ્રતીનીધીઓને રમાડ્યા છે. એટલું જ નહીં પણ તેમનામાં પરસ્પર વીખવાદ પડાવવામાં પણ સંપૂર્ણ અજબ સફળતા પછી તેઓએ આકરી દમનનીતીના ડંકા ગગડાવ્યા છે. બળવાખોર 'આણુ' ની સામે બંગાળમાં ઇતીહાસમાં અજોડ એવી અસાધારણ સત્તાઓ સરકારતંત્રે હાથમાં લીધી છે. આવો જ ઓરડીનન્સ જોડીયા પ્રાંતને માટે જાહેર કરીને સરકારતંત્રે જમીનદારો સામે કીસાનોની રાજકીય અને આર્થીક ચળવળને જમીનદોસ્ત કરવાનો નીરધાર કર્યો છે.

આ પરીસ્થીતીમાં મહાત્માજી અને મહાસભા કયો માર્ગ લેશે? અત્યારે અનેક અટકળો થઇ રહી છે. એટલું જ નહીં પણ સમગ્ર હીંદનું લક્ષ અત્યારે મહાત્માજી પર સ્થીર થઇને ઉભું હોય એમ જ લાગે છે.

પણ કોમીલાના છેલ્લા અત્યાચારે અને જોડીયા પ્રાન્તના કીસાનો સંબંધી જાહેર થયેલા નવા વટ હુકમે મહાત્માજીની આખી ય યોજનાના મુળમાં ઘા કર્યો છે. હું નથી માનતો કે સરકારતંત્ર કોમીલા અત્યાચાર પછી જરાયે નમતું આપે. આમ મહાત્માજીના સુલેહના માર્ગમાં અણધાર્યું મોટું વીઘ્ન આવી પડ્યું છે છતાં મહાત્મા સંગ્રામનો શબ્દ ઉચ્ચારતાં પહેલાં સમાધાનના બધા જ યત્નો તો જરૂર કરશે.

ત્યારે મહાત્મજી કયો માર્ગ લેશે? સુલેહ કે સંગ્રામ? લોકો કહે છે કે મહાત્માજી તેમની હમેશની ટેવ મુજબ જોડીયા પ્રાંતનો કંઇક ઉકેલ કહાડી, બંગાળ ઓરડીનન્સ વીશે રાઉન્ડટેબલનું વચન સ્વીકારી આવતી વર્તુલ પરીષદની કમીટી સાથે સહકાર કરશે. લોકવાયકા છે કે મહાત્માજી મેકડોનાલ્ડ કે સર સામ્યુએલ હોરને ખાસ વચન પણ આપીને આવ્યા છે. આ સત્ય હો કે નહે. પણ મહાત્માજીનું પાછલું વૃતાંત જોતાં, તેઓ તેમ કરે તેમાં જરા યે નવાઇ નથી.

## સંયુક્ત પ્રાંતના આંદોલનો

ગંગા નદીના સતત ભ્રમણથી ફળદ્રુપ બનેલો પ્રદેશ અત્યારે કંગાળ કીસાનોની કારમી ગીસોથી ખુબ ગાજી રહ્યો છે. જમીનદારી સંસ્થાની જાલીમ જળો તેમના રક્તને નીચોવી રહી છે. જમીનદારોનો ટુંક ઇતીહાસ જોઇએ તો જણાશે કે બ્રીટીશ શહેનશાહતની સ્થાપનાની શરૂઆતમાં આ વ્યક્તીઓને કાયમી તાલુકદારો બનાવવામાં આવ્યા. લોર્ડ કોર્નવાલીસ નામના બ્રીટીશ શહેનશાહતના એક પ્રતીનીધીએ તેમને કાયમી જમીનદારો બનાવ્યા. પરીણામે આજે તેમના વંશજો કંગાલ કીસાનોને ભોગે અતુલ આનંદ માણી રહ્યા છે. અત્યારના મહારાજાઓ એ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના સરકારતંત્રે કરેલા કાળાં કામના કેટલાંક જીવન્ત અવશેષો છે.

જોડીયા પ્રાંત પર જરા નજર કરો એટલે જણાશે કે આખો પ્રાંત જમીનદારોના જાલીમ અંકુશ નીચે મુકાઇ ગયો છે, જુદા જુદા હીંદુ–મુસ્લીમ જાગીરદારો આખા પ્રાન્ત પર પથરાઇ ગયા છે. પરીણામે કીસાનો સરકારતંત્ર સાથે જરાયે સીધો સંબંધ નથી ધરાવતા. વસ્તુ એમ છે કે આ કીસાનો જમીનદારોને સાંથ આપે છે. અને જમીનદારો સરકારને નક્કી મહેસુલ આપે છે. પણ મહેસુલ અને સાંથના દરો સરખાવીયે તો માલમ પડશે કે તેમાં આકાશ પાતાળ જેટલું અંતર છે. મહેસુલ કરતાં સામાન્ય રીતે સાંથ ૬ થી સાત ગણી મોટી હોય છે. આ વચલો ગાળો શ્રીમંત જમીનદારની શ્રીમંતાઇને સર્જવામાં કામ આવે છે.

આવશે? સંભવ છે કે સરકારતંત્ર મહાસભા પ્રવૃત્તીને ઉખેડી નાંખવાને શક્તીમાન થાય. પણ જ્યાં સુધી વીશ્વવ્યાપી મંદીની અસર ન ઉતરે, જ્યાં સુધી ક્ષુધાના સંતાપ નહીં શમે ત્યાં સુધી આ આંદોલનોને જડમુળથી ઉખેડી શકાશેજ નહીં.

## મંચુરીયામાં યમતાંડવ

**મંચુરીયાની** ભુમી પર યમદેવે મહાભીષણ મૃત્યુનાચ આરંભ્યો હોય એમ જ લાગે છે. ચીનની ઉત્તરે આવેલી આ ફળદ્રુપ ભુમી પર અત્યારે તો વીનાશના વીમાનો ઉડે છે. આ વીમાનો કયારેક કયારેક માનવભક્ષી બોંબના વર્ષાદ વરસાવે છે. જાપાનના શોણીત તરસ્યા સૈનીકોએ મંચુરીયાની ભુમી પર કેટલાય માસથી અડ્ડો નાખ્યા છે. અને વીશ્વની મહેનતુ માનવતા આજે દીનભરી આંખે માનવ સંહારને અટકાવવાની તેની અશક્તી પર આંસુ સારતી હોય તેમ દયામણી આંખે આ દ્રશ્ય જોઇ રહી છે.

સંગ્રામ ચાલી રહ્યો છે, છતાં જગતના કોઇ પણ રાજ્યમુત્સદ્દીને પુછશો તો તે કહેશે કે એ સંગ્રામ નથી! આકરૂં આક્રમણ ચાલી રહ્યું હોવા છતાં, ચીનના શહેરો પર જાપાનીસો પોતાનુ સ્વામીત્વ સ્થાપતાં છતાં હજુ પણ એમ મનાવવાના યત્નો થઇ રહ્યા છે કે ચીન અને જાપાન વચ્ચે જરાયે યુદ્ધ ચાલતું નથી. આથી એક સારી વસ્તુ એ થઇ છે કે પ્રજાસંઘનાં પોકળ સીધાં પ્રકાશમાં આવ્યાં છે. જીનીવાના પ્રજાસંઘમાં કોઇ પણ વ્યક્તીનો રહ્યોસહ્યો વીશ્વાસ હશે તો વીશ્વાસનાં વારી પણ હવે સુકાઇ જશે.

મંચુરીયાના સતત સંગ્રામની નીચે સોવીયેટ રૂશીયા સામે આક્રમણ કરવાનો હેતુ કંઇ બહુ ગુપ્ત રહી શકતો નથી રૂશીયાના વર્તમાનપત્રોએ આ વસ્તુ પર ખુબ ભાર મુકયો છે. તેઓ માને છે કે સોવીએટ સામે સંગ્રામની એક તૈયારી તરીકે જ અત્યારે મંચુરીયામાં લશ્કરો મોકલાઇ રહ્યાં છે. યુદ્ધ સામગ્રી મોકલવા પછવાડે જાપાનનો આ જાલીમ આશય સમાયેલો છે. સંભવ છે કે આ નીવેદનમાં કંઇક સત્ય પણ હોય. કારણ કે મંચુરીયામાં તો આ સૈનીક આક્રમણ પહેલાં પણ જાપાનનો આર્થીક અધીકાર તો હતો જ. તો પછી આ આર્થીક અધીકારની હસ્તી છતાં પણ સૈનીકદળને મોકલવાનું એકમાત્ર પ્રયોજન સોવીયેટ રૂશીયા સામે સશસ્ત્ર સામનો જ હોઇ શકે.

ગમે તેમ હોય પણ મંચુરીયા આજે સમગ્ર જગતનું લક્ષ્યબીંદુ થઇ પડયું છે. કારણ કે પ્રજાસંઘ આ ચીન-જાપાનની અથડામણને અટકાવવામાં નીષ્ફળ નીવડયું છે. તેની નીષ્ફળતાની સાથે જ તેની પ્રતીષ્ઠાને પ્રચંડ ફટકો લાગ્યો છે. એટલું જ નહીં પણ અમેરીકા પણ પોતાના હીતને સંરક્ષવાને માટે મંચુરીયાના માનવસંહારમાં અજબ રસ લઇ રહ્યું છે. પ્રત્યેક દીવસે જાપાનીસ સરકારતંત્રને 'નાપસંદગી'ની લાંબી યાદીઓ મોકલી રહ્યું છે. પણ આ વીરોધના પાંગળા અવાજને સાંભળવાને જાપાન પાસે ફુરસદ પણ નથી. ત્યારે સવાલ એક જ રહે છે કે અમેરીકા ચીનની પડખે ચઢીને મંચુરીયાની ભુમીને જાપાનીઝ હત્યારાઓના હાથમાં જતી અટકાવશે કે કેમ? સંભવ છે કે મંચુરીયાની ફળદ્રુપ ભુમીમાંના નરસકસની લુંટમાં કંઇક ભાગ મળતાં અમેરીકન સરકારતંત્ર સંતોષાઇ પણ જાય.

# ગાંધીજીની

રાજકીય આદર્શોમાં મહાત્માજી રામરાજ્યના પુજક છે. લેખક કહે છે કે ગાંધીજી નથી પ્રજાસત્તાકવાદી કે નથી અરાજકતાવાદી. તેઓ માત્ર ભલું સરકારતંત્ર માગે છે.

: લેખક :
પી. જે. ભટ

સાંપ્રત સમયના રાજકારણ પર અજબ પ્રભાવ પાડતા, ગુજરાતના વીરનર ગણાના, મહર્ષી સમા મોહનદાસ કરમચંદ ગાંધીજીનું જીવન એટલા તો વીવીધ રંગોથી રંગાયેલું છે કે તેમના ઉચ્ચારણોમાંથી તેમના સીદ્ધાંતોને તારવી કહાડવાનું કામ કઠીન થઇ પડ્યું છે. યુરોપીય શસ્ત્રક્રીયા સામે ઉગ્ર રોપ પ્રકટ કરનાર આ વ્યક્તી જરૂર પડે પોતાના શરીર પર શસ્ત્રક્રીયા કરવા દે છે. 'અપરીગ્રહ' વૃતના સીદ્ધાંત જાહેર કરનાર આ અદ્દભુત નર સંપત્તીવાનોને કહે છે કે તેઓને સંપત્તીના સ્વામી હોવાનો હકક છે. એટલુંજ નહીં પણ સત્ય અને અહીંસાના અઠંગ પુજારી હોવાનો દાવો કરનાર આ અજબ મુત્સદી સાંસ્થાનીક સ્વરાજ્ય માટે સામ્રાજ્યવાદના ચરણો ચુમે છે. અહીંસાનો ઉપાસક સ્પર વીરોધી તત્વો પગલે પગલે જડી આવે છે. સીદ્ધાંત અને વર્તન વચ્ચે સામ્ય હોવું જોઇએ એવી ઉદ્દઘોષણા કરનાર આ વ્યક્તીએ અનેકવાર પોતાના જ સીદ્ધાંતોથી ઉલટું વર્તન કર્યાં હોવાના અનેક દાખલાઓથી તેમના તવારીખ તરબોળ બની છે. સત્યના પુજારીએ સામ્રાજ્યવાદની સોડમાં સુવામાં ગર્વ બતાવ્યો છે. તેમનું વીશ્વબંધુત્વ લેંકેશાયરના કામદારોની કંગાલ દશા જોઇને ઉભરાઇ આવે છે છતાં સાથે સાથે વીદેશી વસ્તુઓના સંપુર્ણ બહીષ્કારની તેઓ હાકલ પાડે છે. અહીંસાના આ પ્રખર પુજારીને યુદ્ધનીતીનો અવરોધ નથી કરવો. ભાવી સરકારતંત્રમાં રાયફલધારી સૈનીકોને નીભાવવામાં તેમને વાંધો નથી. એટલે જ આ પરસ્પર વીરોધી વર્તનના વમળમાં અટવાઇ ગયેલી તેમની વીચાર-

—સિધ્ધાંતોની—
—સમીક્ષા—

# મનોસૃષ્ટિ

**આર્થીક આદર્શોમાં મહાત્માજી ભલા પુંજીપતીઓમાં માને છે. લેખક કહે છે કે મહાત્માજી નથી સમાજવાદી કે નથી સામ્યવાદી. તેઓ તો ભલી સંપત્તીશાહીના પુજક છે.**

## ઉજળીયાત કોમને પડખે

પણ આ ધુમ્મસને ભેદીને પણ મહાત્માજીએ ઉજળીયાત કોમની કરેલી સેવાના સ્પષ્ટ ચમકારા આપણી આંખને આંજી રહ્યા છે. જ્યારે જ્યારે મહાત્માજી ઉપર આ પ્રકારનો આક્ષેપ કરવામાં આવે છે, જ્યારે જ્યારે મહાત્માજીને સંપત્તીવાનોના પ્રતીનીધી તરીકે મનાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે ત્યારે ત્યારે સહજ સવાલ કરવામાં આવે છે કે આમવર્ગના પ્રતીનીધી તરીકે ઓળખાતા આ મહાત્માજી શી રીતે ઉજળીયાત કોમના નેતા હોઇ શકે ? ગરીબ ખેડુત તરીકે ઓળખાવતી આ અજબ વ્યક્તી શી રીતે સંપત્તીવાનોનો શાગરીદ હોઇ શકે ? રસ્તાનો સામાન્ય જન પણ સવાલ કરે છે કે ચરખો ચલાવવાની હાકલ કરનારા આ સજ્જન શી રીતે સામ્રાજ્યવાદી સરકારનો સહાયક હોઇ શકે ?

જ્યારે જ્યારે મહાત્માજી ઉપર ઉપલો આક્ષેપ મુકવામાં આવ્યો છે ત્યારે ત્યારે ગાંધીવાદીઓ કહે છે કે જો ગાંધીજી સ્વતંત્રતાની લડતના જલ્લાદ જેવા છે તો પછી સરકાર તેમને કેમ કારાગૃહમાં ધકેલી દે છે ? શા માટે ગાંધીજીએ ઉપાડેલાં આંદોલનોનો લાઠીથી સામનો કરવામાં આવ્યો છે ? ગાંધીજીના તત્વજ્ઞાનમાં અજબ શ્રદ્ધા ધરાવતી વ્યક્તીઓ સ્વાભાવીક રીતે જ સવાલ કરે છે કે ગાંધીજી એ એક ખરે જ ઉજળીયાત કોમના સાચા સહાયક છે તો પછી શા માટે ઉજળીયાત કોમના અગ્રણીઓ તેમની પાસે આવતાં પણ ખુબ વીચાર કરે છે ?

છતાં યે ગાંધીજીના તત્વજ્ઞાન પર મુકાયેલો પેલો આક્ષેપ એ નર્યું સત્ય છે. લોકો સ્વીકારે કે ન સ્વીકારે છતાં મહાત્માજીની પ્રવૃત્તી સંપુર્ણ સ્વાધીનતાની લડતને આગળ લઇ જવાને બદલે પછવાડે લઇ જાય છે, તેમનો આર્થીક પોગ્રામ હીંદની ગરીબાઇ ફીટાડવાને બદલે ખુબ વધારી રહ્યો છે. તેમનું તત્વજ્ઞાન અને તેમની પ્રવૃત્તીઓ હીંદની આડે એક મોટા બંધ સમાન છે. શી રીતે ? ચાલો તેનો વીચાર કરીએ.

## [૨]

### રાજકીય આદર્શો

**મ**હાત્માજી સત્ય અને અહીંસા અને આત્મજ્ઞાનના અઠંગ પુજક હોવા છતાં આ માયાવી મનાતા રાજકારણમાં ઉંડો રસ લે છે. હીંદની સૌથી મ્હોટી રાજકીય સંસ્થા હીંદી રાષ્ટ્રીય કોંગ્રેસના તે સર્વ સત્તાવાન સરમુખત્યાર છે. તેઓ કહે છે કે 'સત્યની પુજા' તેમને રાજકારણમાં ઘસડી જાય છે. પણ રાજકારણના ક્ષેત્રમાં મહાત્માજી કેવું તત્વજ્ઞાન ધરાવે છે? હીંદના સ્વાતંત્ર્ય સંગ્રામ માટે મહાત્માજી કઇ વીચારસરણી ધરાવે છે?

સામાન્ય સમુહ સમજે છે કે મહાત્માજી પ્રજાસત્તાકવાદી હશે. કેટલાક તેમને અરાજકતાવાદી માને છે. પણ હીંદના કમનસીબે મહાત્માજી પ્રજાસત્તાકવાદી પણ નથી તેમ અરાજકતાવાદી પણ નથી. સીનીઅર ઝનરા જેવા પ્રજાસત્તાકવાદના એ પુજક નથી. કે લેનીન જેવા તે કામદાર વર્ગની સરમુખત્યારીના અનુયાયી નથી. કે પ્રીન્સ ક્રોપોટકીન જેવા એ અરાજકતાવાદી નથી. તેમને રાજાશાહી અપ્રીય નથી. તેમને નૃપતીના મનસ્વી વર્તન સામે રોષ નથી. મહાત્માજી એક જ વસ્તુ ઇચ્છે છે અને તે **સુધરેલા ભલા શાશકો:** પછી આ શાશક–રાજા હોય તો તેમને વાંધો નથી. તેમની મનોદશા પ્રમાણે તો માત્ર શાશક જો ભલો હોય તો પ્રજાની આકાંક્ષાનું પુર્ણવીરામ આવી જાય છે. રાજાની સંસ્થા સામે આ વીશ્વબંધુત્વના અનુગામીને જરા યે રોષ નથી. અને કદાચ કોઇ ભલા સરમુખત્યાર થવાનું વચન આપે તો મહાત્માજી સરમુખત્યારીને સ્વીકારી પણ લે.

તેમના રાજકીય તત્વજ્ઞાનનો આ સંકેત છે. મહાત્માજીની આ મનોવાંછના છે. સારૂં સરકારતંત્ર (good government) એ તેમનો આદર્શ છે. બ્રીટીશ સરકાર સામે પણ તેમનો તેટલો જ વાંધો છે. બ્રીટીશ તંત્ર એ મહાત્માજીની મનોદશા પ્રમાણે સમુહને હીતકારક નહીં હોવાથી જ તેઓ તેને 'શેતાનીયત' ગણે છે.

સારી સરકારના આ વાંછુને કોઇ સંસ્થા સામે જરા ય વાંધો નથી, આથી જ જો કોઇ માલીક સારો હોય તો તે મહાત્માજીને મન આદર્શ બની જાય છે. મહાત્માજી માયસોર સ્ટેટને રામરાજ્ય મનાવે છે. એટલું જ નહીં પણ અમદાવાદના અનેક મીલમાલીકો પણ મહાત્માજીનું આવું સરટીફીકેટ મેળવી ચુકયા છે.

મહાત્માજીના રાજકીય વીચારની આ ભુમીકા છે. પરોપકારી સરકાર તંત્રની તેમની ઇચ્છા કેટલાય સ્વરૂપે બહાર પડે છે. રામરાજ્યના આદર્શની ઉદ્‌ઘોષણા પછવાડે આ મહર્ષીનું આ જ દ્રષ્ટીબીંદુ છે. ભલી સરકારનું સ્વપ્ન સેવતા મહાત્માજી આમ સંપુર્ણ સ્વાધીનતાવાદી પણ નથી કે નથી અરાજકતાવાદી.

મહાત્માજી એક બાજુ હીંદી મહાસભાની સ્વાધીનતાની લડત માટે સરદારી લે છે બ્રીટીશ શહેનશાહતને શાબ્દીક પડકાર આપે છે, ઇંગ્લીશ પ્રજાની આ નોકરશાહી સામે તેમને ખુબ રોષ છે. આમ સંપુર્ણ સ્વાધીન ભારતની ઘોષણા કરનાર આ ભડવીર રાજાઓને કહે છે કે તમારી સંસ્થા સામે તેમને જરા યે વાંધો નથી. એટલું જ નહીં પણ દેશી રાજ્યની પ્રજાની ચળવળને સાથ નહીં આપનાર

બ્રીટીશ હીન્દના આ મહાન મુત્સદ્દીએ વતુર્ળ પરીષદની કાર્યવાહીમાં અને ચર્ચામાં મહાત્માજીએ હીંદના નરપીશાચ જેવા પતી-આશાઓ, અસ્વરો, અને રણજીતસીંહોના જાતીબંધુઓ સામે જરા યે શબ્દ નથી ઉચ્ચાર્યો.

આમ કોઈ મહાત્માજીને પ્રખર પ્રજા-સત્તાકવાદી સમજે તો પોતેજ છેતરાશે. મહાત્માજી માત્ર છે ભલી સરકારતંત્રના વાંછુ. પછી તે સારો રાજા હો, સારો સર-મુખત્યાર હો, કે પ્રજાસત્તાક હો.

પણ સામાન્ય કમઅક્કલ આદમી પણ સમજી શકે છે કે મદાંધ રાજાશાહીમાં કોઇ એકલદોકલ સારો નરેન્દ્ર નીકળે તેથી એમ કરતું નથી કે રાજાશાહી એ સારી છે. કોઇ મદાંધ રાજા નહીં નીકળે તેની જરાય ખાત્રી મનસ્વી નૃપતી-શાહીમાં નથી સમાઇ.

પણ મહાત્માજી તો રામરાજ્યના પુજક છે! અને છતાં હીંદી મહાસભાએ સ્વાધી-નતાના શરૂ કરેલા નાટકી સંગ્રામનું નેતૃત્વ લઇને તેઓ પ્રજાસત્તાવાદનો બુરખો ઓઢે છે.

અને તેથીજ મહાત્માજીના સીદ્ધાંતોને અનેક જણ પરસ્પર વીરોધી કહે છે તેથીજ મહાત્માજીના પર ભલી નૃપતીશાહીના પુજક હોવાને. આક્ષેપ મુકવામાં આવ્યો છે.

## આર્થીક સીદ્ધાંતો

મહાત્માજીના રાજકીય સીદ્ધાંતો કેટલા જ અગમ્ય અને ગહન તેમના આર્થીક વીચારો છે. મહાત્માજીના રાજકીય વીચારો પર જેમ અનેક સુંદર આદર્શ ઓઢાડવામાં આવી છે તેવી જ રીતે તેમના આર્થીક તત્વો પર પણ ક્ષુધાર્તોની સેવા ભાવ-નાની મોહક ચાદર બીછાવવામાં આવી છે. દરીદ્રનારાયણોની સેવાને નામે મહા-ત્માજીએ તેમના અનેક સીદ્ધાંતો જાહેર કર્યા છે. સંપત્તા, શોષણ અને સમુહને. માટે અજબ કાનુનો આ સમયના યુગાવ-તાર પુરૂષે આલેખ્યા છે. એક ઉદાહરણ લઇએ જુવાન સામ્યવાદીઓના એક નાના જુથને. જવાબ આપતાં મહાત્માજીએ કહ્યું હતું કે

> 'સમાજની મ્હારી કલ્પના એ છે કે આપણે બધાં સરખાં જન્મેલાં છીએ. એટલે કે આપણને સરખી તક મેળ-વવાનો અધીકાર છે. છતાં સૌની. શક્તી સરખી નથી. એ વસ્તુ સ્વ-ભાવતઃજ અશક્ય છે. દાખલા તરીકે સૌની ઉંચાઇ, અને બુદ્ધી સરખી ન હોઇ શકે એટલે કુદરતી રીતે **કેટલાકુની શક્તી વધારે કમાવાની હશે. અને કેટલાકની ઓછું કમાવાની. બુદ્ધીશાળી માણસોની શક્તી વધારે હશે. તેઓ પોતાની બુદ્ધીનો એ. માટે ઉપયોગ કરશે.**

અને પછી મહાત્માજીએ આગળ વધીને એ જુવાન સામ્યવાદીઓના સવાલના જવાબ. આપતાં જણાવ્યું કે—

> 'તેઓ જો રહેમ રાખીને બુદ્ધીને વાપરશે તો તેઓ રાષ્ટ્રની સેવા કરશે. એવા લોકો રક્ષક તરીકે જ રહી શકે, બીજી કોઇ રીતે નહીં!

અને પછી આ બુદ્ધીમાનો તરફ મહા ઉપકાર કરતા હોય તેમ મહાત્માજી આગળ ચાલતાં જણાવ્યું કે

> "હું બુદ્ધીશાળી માણસને વધુ કમાવા દઉં, હું તેની બુદ્ધીના વીકાસને રોકું નહીં. પણ જેમ બાપના બધા કમાતા દીક-રાની આવક કુંટુંબના સહીયારા

# [૨]

## રાજકીય આદર્શો

મહાત્માજી સત્ય અને અહીંસા અને આત્મજ્ઞાનના અહંગ પુજક હોવા છતાં આ માયાવી મનાતા રાજકારણમાં ઉંડો રસ લે છે. હીંદની સૌથી મ્હોટી રાજકીય સંસ્થા હીંદી રાષ્ટ્રીય કોંગ્રેસના તે સર્વ સત્તાવાન સરમુખત્યાર છે. તેઓ કહે છે કે 'સત્યની પુજા' તેમને રાજકારણમાં ઘસડી જાય છે. પણ રાજકારણના ક્ષેત્રમાં મહાત્માજી કેવું તત્વજ્ઞાન ધરાવે છે? હીંદના સ્વાતંત્ર્ય સંગ્રામ માટે મહાત્માજી કઇ વીચારસરણી ધરાવે છે?

સામાન્ય સમુદ સમજે છે કે મહાત્માજી પ્રજાસત્તાકવાદી હશે. કેટલાક તેમને અરાજકતાવાદી માને છે. પણ હીંદના કમનસીબે મહાત્માજી પ્રજાસત્તાકવાદી પણ નથી તેમ અરાજકતાવાદી પણ નથી. સીનોર ઝનારા જેવા પ્રજાસત્તાકવાદના એ પુજક નથી. કે લેનીન જેવા તે કામદાર વર્ગની સરમુખત્યારીના અનુયાયી નથી. કે પ્રીન્સ ક્રોપોટકીન જેવા એ અરાજકતાવાદી નથી. તેમને રાજાશાહી અપ્રીય નથી. તેમને નૃપતીના મનસ્વી વર્તન સામે રોષ નથી. મહાત્માજી એક જ વસ્તુ ઇચ્છે છે અને તે **સુધરેલા ભલા શાશકો:** પછી આ શાશક–રાજા હોય તો તેમને વાંધો નથી. તેમની મનોદશા પ્રમાણે તો માત્ર શાશક જો ભલો હોય તો પ્રજાની આકાંક્ષાનું પુર્ણવીરામ આવી જાય છે. રાજાની સંસ્થા સામે આ વીશ્વબંધુત્વના અનુગામીને જરા યે રોષ નથી. અને કદાચ કોઇ જન. સરમુખત્યાર થવાનું વચન આપે તો મહાત્માજી સરમુખત્યારીને સ્વીકારી પણ લે.

તેમના રાજકીય તત્વજ્ઞાનનો આ સંકેત છે. મહાત્માજીની આ મનોવાંછના છે. સારૂં સરકારતંત્ર (good government) એ તેમનો આદર્શ છે. બ્રીટીશ સરકાર સામે પણ તેમનો તેટલો જ વાંધો છે. બ્રીટીશ તંત્ર એ મહાત્માજીની મનોદશા પ્રમાણે સમુહને હીતકારક નહીં હોવાથી જ તેઓ તેને 'શેતાનીયત' ગણે છે.

સારી સરકારના આ વાંછુને કોઇ સંસ્થા સામે જરા ય વાંધો નથી, આથી જ જો કોઇ માલીક સારો હોય તો તે મહાત્માજીને મન આદર્શ બની જાય છે. મહાત્માજી માયસોર સ્ટેટને રામરાજ્ય મનાવે છે. એટલું જ નહીં પણ અમદાવાદના અનેક મીલમાલીકો પણ મહાત્માજીનું આવું સરટીફીકેટ મેળવી ચુક્યા છે.

મહાત્માજીના રાજકીય વીચારની આ ભુમીકા છે. પરોપકારી સરકાર તંત્રની તેમની ઇચ્છા કેટલાય સ્વરૂપે બહાર પડે છે. રામરાજ્યના આદર્શની ઉદ્‌ઘોષણા પછવાડે આ મહર્ષીનું આ જ પ્રતીબીંબ છે. ભલી સરકારનું સ્વપ્ન સેવતા મહાત્માજી આમ સંપુર્ણ સ્વાધીનતાવાદી પણ નથી કે નથી અરાજકતાવાદી.

મહાત્માજી એક બાજુ હીંદી મહાસભાની સ્વાધીનતાની લડત માટે સરદારી લે છે બ્રીટીશ શાહેનશાહતને શાબ્દીક પડકાર આપે છે, ઇંગ્લીશ પ્રજાની આ નોકરશાહી સામે તેમને ખુબ રોષ છે. આમ સંપુર્ણ સ્વાધીન ભારતની ઘોષણા કરનાર આ ભડવીર રાજવીઓને કહે છે કે તમારી સંસ્થા સામે તેમને જરા યે વાંધો નથી. એટલું જ નહીં પણ દેશી રાજ્યની પ્રજાના મામલામાં રસ નહીં આપનાર

બ્રીટીશ હીન્દના આ મહાન મુત્સદ્દીએ વતુ'ળ પરીષદની કાર્યવાહીમાં અને ચર્ચામાં મહાત્માજીએ હીંદના નરપીશાચ જેવા પતીઆશાઓ, અલ્વરો, અને રણજીતસીંહોના જાતીભંધુઓ સામે જરા યે શબ્દ નથી ઉચ્ચાર્યો.

આમ કોઇ મહાત્માજીને પ્રખર પ્રજાસત્તાકવાદી સમજે તો પોતેજ છેતરાશે. મહાત્માજી માત્ર છે ભલી સરકારતંત્રના વાંછુ. પછી તે સારો રાજા હો, સારો સરમુખત્યાર હો, કે પ્રજાસત્તાક હો.

પણ સામાન્ય કમઅક્કલ આદમી પણ સમજી શકે છે કે મદાંધ રાજાશાહીમાં કોઇ એકલડોકલ સારો નરેન્દ્ર નીકળે તેથી એમ ઠરતુ' નથી કે રાજાશાહી એ સારી છે. કોઇ મદાંધ રાજા નહીં નીકળે તેની જરા ય ખાત્રી મનસ્વી નૃપતીશાહીમાં નથી સમાઇ.

પણ મહાત્માજી તો રામરાજ્યના પુજક છે! અને છતાં હીંદી મહાસભાએ સ્વાધીનતાના શરૂ કરેલા નાટકી સંગ્રામનું નેતૃત્વ લઇને તેઓ પ્રજાસત્તાવાદનો બુરખો ઓઢે છે.

અને તેથી જ મહાત્માજીના સીદ્ધાંતોને અનેક જણ પરસ્પર વીરોધી કહે છે તેથી જ મહાત્માજીના પર ભલી નૃપતીશાહીના પુજક હોવાનો આક્ષેપ મુકવામાં આવ્યો છે.

## આર્થીક સીદ્ધાંતો

મહાત્માજીના રાજકીય સીદ્ધાંતો જેટલા જ અગમ્ય અને ગહન તેમના આર્થીક વીચારો છે. મહાત્માજીના રાજકીય વીચારો પર જેમ અનેક સુંદર ચાદરો ઓઢાડવામાં આવી છે તેવી જ રીતે તેમના આર્થીક તત્વો પર પણ ક્ષુધાર્તોની સેવા ભાવનાની મોહક ચાદર બીછાવવામાં આવી છે. દરીદ્રનારાયણોની સેવાને નામે મહાત્માજીએ તેમના અનેક સીદ્ધાંતો જાહેર કર્યા છે. સંપત્તી, શોષણ અને સમુહને માટે અજબ કાનુનો આ સમયના યુગાવતાર પુરૂષે આલેખ્યા છે. એક ઉદાહરણ લઇએ જુવાન સામ્યવાદીઓના એક નાના જુથને જવાબ આપતાં મહાત્માજીએ કહ્યું હતુ' કે

> 'સમાજની મ્હારી કલ્પના એ છે કે આપણે બધાં સરખાં જન્મેલાં છીએ. એટલે કે આપણને સરખી તક મેળવવાનો અધીકાર છે. છતાં સૌની શક્તી સરખી નથી. એ વસ્તુ સ્વભાવતઃ જ અશક્ય છે. દાખલા તરીકે સૌની ઉંચાઇ, અને બુદ્ધી સરખી ન હોઇ શકે એટલે કુદરતી રીતે **કેટલાકની શક્તી વધારે કમાવાની હશે, અને કેટલાકની ઓછું કમાવાની. બુધ્ધીશાળી માણસોની શકતી વધારે હશે. તેઓ પોતાની બુધ્ધીનો એ માટે ઉપયોગ કરશે.**

અને પછી મહાત્માજીએ આગળ વધીને એ જુવાન સામ્યવાદીઓના સવાલના જવાબ આપતાં જણાવ્યું કે—

> 'તેઓ જો રહેમ રાખીને બુદ્ધીને વાપરશે તો તેઓ રાષ્ટ્રની સેવા કરશે. એવા લોકો રક્ષક તરીકે જ રહી શકે, બીજી કોઇ રીતે નહીં'!

અને પછી આ બુદ્ધીમાનો તરફ મહા ઉપકાર કરતા હોય તેમ મહાત્માજી આગળ ચાલતાં જણાવ્યું કે

> "હું બુદ્ધીશાળી માણસને વધુ કમાવા દઉં, હું તેની બુદ્ધીના વીકાસને રોકું નહીં. પણ જેમ બાપના બધા કમાતા દીકરાની આવક કુટુંબના સહીયારા

ખાનામાં જમા થાય છે તેમ એમની વધારે કમાણીનો મોટો ભાગ રાષ્ટ્રહીત માટે જ વપરાતો હોવો જોઇએ. તેઓ પોતાની કમાણી રક્ષક તરીકે જ રાખી શકે."

[નવજીવન તા. ૨૯-૧૧-૩૧.]

મહાત્માજીએ જુવાન સામ્યવાદીઓના સીધા સવાલોના પ્રત્યુતરમાં આપેલો આ સંબાધુ જવાબ તેમની મનોસૃષ્ટી પર ઢંકાયેલા અસ્પષ્ટ વાદળોને સાગીન કરવા સમર્થ છે. ઉપલા શબ્દોમાં નથી કોઇ નીશ્ચીત યોજના કે નથી સમુહના સંતાપનો ઉકેલ.

આજે સમાજમાં શ્રમજીવી સમુદાય કાળી મજુરી કરીને રક્તનાં લીલામ કરી રહ્યો છે. ક્રીસાનોને સારો દીવસ જમીન પર જહેમત કરતાં પણ સુર્ય આથમે ખાવા માટે અન્ન સાંપડતું નથી. આજે ભણેલા ગણાતા મધ્યમવર્ગી માણસને પણ નોકરી માટે ફાંફા પડે છે. આમ સમુહનો વીશાળ ભાગ આજે ખુબ પીડાઇ રહ્યો છે. સારો દીવસ શ્રમ કરવા છતાં ક્ષુધાના સંતાપ તેમના ઝુંપડામાં સળગે છે.

શા માટે? કારણ કે આજે શ્રમજીવી સમુહ જે જે ઉત્પન્ન કરે છે તેનો લાભ સંપત્તીના સ્વામીનાથો લઇ જાય છે. કામદારો કરોડો વાર કાપડ ઉત્પન્ન કરે છે. તે ઉત્પન્નમાંથી નીતરતો સઘળો નફો પેલો મીલ માલેક સ્વાહા કરી જાય છે. જમીન પર રાત દીવસ શ્રમ કરતા ક્રીસાનોની સર્વ મહેનતનો લાભ જમીનદાર લઇ જાય છે. આમ જનતા આજે પણ અનાજ ઉત્પન્ન કરતી હોવા છતાં તે ક્ષુધાથી સળગે છે ત્યારે માલદારશાહી તેનો સઘળો લાભ ઉઠાવી જાય છે. સંપત્તીનો સ્વામીનાથ થઇ પડેલો આ ન્હાનકડો સમુહ આજે સમુહના શ્રમને ભોગે સૃષ્ટીમાં શક્ય હોય તેટલા ઉલ્લાસ માણી રહ્યો છે.

છતાં મહાત્માજી કહે છે કે તેમની ભાવી સમાજરચનામાં પોતાની બુદ્ધી અનુસાર વધુ કમાવાનો હક્ક છે. મહાત્માજીની મનોદશા પ્રમાણે આજે વધુ કમાતો નર વધુ બુદ્ધીમાન છે. પણ સમાજ સામે જરા નજર ફેંકો. અહીં શું બુદ્ધીમાનો કમાય છે?

અરે, પૃથ્વીના પાંચે ખંડોમાં જુવો. બુદ્ધીમાનોને તેમની બુદ્ધીમતા માટે માત્ર ખાસડાં મળ્યાં છે. જગતની વીચારક ગણાતી વ્યક્તીઓને જેલની જંજીરો જેવી પડી છે. કાબેલ ગણાતા નરોને ફાંસીએ ચડાવવામાં આવ્યા છે. એટલું જ નહીં પણ માણસને બુદ્ધીમતા અને કમાવાની શક્તી સાથે જરા યે સંબંધ નથી. પેલો બુદ્ધીહીન જમીનદાર તેની સંપત્તીના પ્રતાપે દરવર્ષે લાખ્ખો રૂપીયા તેના ખજાનામાં ભરી શકે છે. પેલા બુદ્ધીહીન માલદાર બાલકને કરોડો રૂપીયાનો વારસો મળે એ તદ્દન નીતીમય મનાવવામાં આવ્યું છે. તો બુદ્ધીનો કમાવાની શક્તી સાથે મહાત્માજી મનાવે છે તેવો સંબંધ હોત તો બુદ્ધીહીન સંપત્તીદારો શી રીતે સંભવી શકે.

તેમ જ આજે કોણ સંપત્તી મેળવી શકે છે? આજે સંપત્તી મેળવવામાં સફળ થયેલા

[અનુસંધાન પૃષ્ઠ ૧૬૯૫]

# "મીલની વીસલ"

વીસલ વાગી ને હું તો જાગી;
ઉઠોને રાજ !
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

મીઠાં પ્રભાત સુખ શોણલે સજાવે
ભયની ચીત્કારી વાગી, હું જાગી ઉઠોને રાજ !
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

સાંચાનો ઘોર ઘેરણુ નીદ્રા તજાવતી;
હૈયે ધડકાતી, મુંઝાતી, ઉઠોને રાજ !
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

વળા વીતે તો મીલ માલીક ચીડાશે
મોંઘી મજુરી કપાશે, શું થાશે, ઉઠોને રાજ !
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

દાનવ શા સાંચા જરી સાચવી ચલાવજો
યંત્રોમાં કાયા પીસાતી, ભીંસાતી, ઉઠોને રાજ !
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

ભુખ્યા વીકાળ શેઠ ઉભા અટારીયે
રજા ચીઠ્ઠી અપાશે, શું ખવાશે. ઉઠોને રાજ
મીલની મોંકાણુ ચીસ હૈયાં ચીરાય છે.

મીલના મજુર મ્હોત ત્હારી સમીપમાં
*ફુરીયાદે જાશે ખીજાશે, કસાશે ઉઠોને રાજ !*

રાષ્ટ્રીયશાળા, ભાવળા. શાન્તીકુમાર પંડ્યા.

[ ત્રીઅંકી

## પાત્રો

**શેઠ શામળદાસ**—મુંબાઇના એક લખપતી શાહુકાર ને રાજપુરમાં જીન, પ્રેસ અને મીલનો માલીક.

**માધવજી**—મીલનો મેનેજર.

**સૌ. રાધાબેન**—તેનાં પત્ની.

**કાંતા**—આશરે અઢારેક વરસની તેમની છોકરી.

**રમેશ**—શેઠ શામળદાસનો જરા દુરનો સગો, આશરે ૨૫ વરસનો વીલાયતથી તાજો ભણીને પાછો ફરેલો. મીલનો નવો વીવીંગ માસ્તર.

[ સ્થળ—રાજપુરની મીલના કંપાઉંડમાં આવેલા મેનેજર માધવજીના બંગલાનું દીવાનખાનું. સામેની બાજુએ એક મોટી ગાદી ને તકીઓ બીછાવેલા દેખાય છે—તેની બન્ને બાજુ પર થોડા નાના ગાદી તકીયા છે. વચમાં નાનું ટેબલ ને ખુરશી છે. જમણી બાજુ પર એક નવો સોફા, બે એક મખમલની જડેલી ખુરશીઓ અને બે એક સાદી ખુરશીઓ છે. વળી જમણી બાજુના ખુણા પર એક નાનું ગોળ ટેબલ છે અને બે એક નાની ટીપાઇઓ પણ પડેલી છે, પાછલી બાજુએ બે બારીઓ પડે છે તેમાંથી નજીકમાં થોડાં ઝાડ ને તેની પાર પાણીનું નાનું તળાવ ને મીલનું મોટું મકાન દેખાય છે.

[ થોડી જ વારમાં મુંબાઇથી કંઇક ઘણા જરૂરી કામસર શેઠ આવતા હોવાથી અને તેમણે, કેટલાક અમલદારોને ને નોકરોને તેમના દીવાનખાનામાં મળવાને બોલાવેલા હોવાથી સૌ. રંભાબેન આમતેમ હાંફળાં ફાંફળાં દોડીને બધો સામાન રામીની મદદથી જરા નવેસર ગોઠવતાં દેખાય છે. રામી સર્વ સામાન સરખુંક કર્યાં પછી ગાદી પર નવી ચાદરે



નાટક ]

: લેખક :
ચન્દુલાલ યાજ્ઞીક

સાવજીભાઇ–મીલના જુના મુનીમ.
વીરજી–રમેશના ખાતાનો એક જોબર.
લક્ષ્મણ, મેઘો, કાસમ } વીવીંગખાતાના મજુરો.
તુલસી–મકાનનો ભૈયો.
રામી–સૌ. રાધાબ્હેનની નોકર.

બીછાવની હોય છે, ત્યારથી પડદો ઉપડે]

રાધા–[રામીને] બસ હવે ગાદી તકીયા તો સરસ દેખાય છે ખરૂં ને?

રામી–હા રાધાબા.

રાધા–[પછી ટેબલ તરફ જોઇને] આ ટેબલ પર હું જરા ઠીક કરી નાંખું ને તું પેલી ટીપાઇ પર જુનાં છાપાં પડયાં છે તે અંદર લઇ જાજે [એમ કહીને ટેબલ તરફ જાય છે.]

રામી–સારૂં રાધાબા [એમ બોલી ટીપાઇ પરથી છાપાં ઉપાડીને ટીપાઇ સાફ કરી અંદર જાય છે.]

રાધા–પણ હજી કાંતા કેમ ન આવી?

[એટલામાં તુલસી ભૈયો મોટી ડાંગ લઇને આવી પહોંચે છે]

તુલસી ભૈયો–સલામ બાઇસહાબ.

રાધા–ઓહો, ભૈયા આવી પહોંચ્યા?

તુલસી–બડા શેઠ આનેવાલા હે તો મેં ભી હજર આ ગયા હું. કુછ કામ હોગા તો ફરમાનાજી બાઇસાબ!

રાધા–બોત ઠીક! કયું મીલમાં તો બધાં ઠીક હૈ ને?

તુલસી–[જરા નીસાસો નાંખી] નહીજી! કુછ કાંઇકી બાતમેં ગરબડ માલુમ હોતી હૈ, તો મેં સમજતા હું કે કુછભી બરાબર નહી ચલતા હૈ!

[ ત્રીઅંકી

પાત્રો

**શેઠ શામળદાસ**—મુંબાઇના એક લખપતી શાહુકાર ને રાજપુરમાં જીન, પ્રેસ અને મીલનો માલીક.
**માધવજી**—મીલનો મેનેજર.
**સૌ. રાધાબેન**—તેનાં પત્ની.
**કાંતા**—આશરે અઢારેક વરસની તેમની છોકરી.
**રમેશ**—શેઠ શામળદાસનો જરા દુરનો સગો, આશરે ૨૫ વરસનો વીલાયતથી તાજો ભણીને પાછો ફરેલો. મીલનો નવો વીવીંગ માસ્તર.

[ **સ્થળ**—રાજપુરની મીલના કંપાઉંડમાં આવેલા મેનેજર માધવજીના બંગલાનું દીવાનખાનું. સામેની બાજુએ એક મોટી ગાદી ને તકીઓ બીછાવેલા દેખાય છે—તેની બન્ને બાજુ પર થોડા નાના ગાદી તકીયા છે. વચમાં નાનું ટેબલ ને ખુરશી છે. જમણી બાજુ પર એક નવો સોફા, બે એક મલમલની જડેલી ખુરશીઓ અને બે એક સાદી ખુરશીઓ છે. વળી જમણી બાજુના ખુણા પર એક નાનું ગોળ ટેબલ છે અને બે એક નાની ટીપાઇઓ પણ પડેલી છે, પાછલી બાજુએ બે બારીઓ પડે છે તેમાંથી નજીકમાં થોડાં ઝાડ ને તેની પાર પાણીનું નાનું તળાવ ને મીલનું મોટું મકાન દેખાય છે.

[ થોડી જ વારમાં મુંબાઇથી કંઇક ઘણા જરૂરી કામસર શેઠ આવતા હોવાથી અને તેમણે કેટલાક અમલદારોને ને નોકરોને તેમના દીવાનખાનામાં મળવાને બોલાવેલા હોવાથી સૌ. રંભાબ્હેન આમતેમ હાંફળાં હાંફળાં દોડીને બધો સામાન રામીના મદદથી જરા નવેસર ગોઠવતાં દેખાય છે. રામી સર્વ સામાન સાફસુફ કર્યા પછી ગાદી પર નવી ચાદર

નાટક]

: લેખક :
ઇન્દુલાલ યાજ્ઞીક

માવજીભાઇ–મીલના જુના મુનીમ.
વીરજી–રમેશના ખાતાનો એક જોબર.
લક્ષ્મણ, મેઘો, કાસમ } વીવીંગખાતાના મજુરો.
તુલસી–મકાનનો ભૈયો.
રામી–સૌ. રાધાબ્હેનની નોકર.

બીછાવતી હોય છે, ત્યારથી પડદો ઉપડે]

રાધા–[રામીને] બસ હવે ગાદી તકીયા તો સરસ દેખાય છે ખરું ને?

રામી–હા રાધાબા.

રાધા–[પાછી ટેબલ તરફ જોઇને] આ ટેબલ પર હું જરાં ઠીક કરી નાંખું ને તું પેલી ટીપાઇ પર જુનાં છાપાં પડ્યાં છે.તે અંદર લઇ જાને [એમ કહીને ટેબલ તરફ જાય છે.]

રામી–સારું રાધાબા [એમ બોલી ટીપાઇ પરથી છાપાં ઉપાડીને ટીપાઇ સાફ કરી. અંદર જાય છે.]

રાધા–પણ હજી કાંતા કેમ ન આવી?

[એટલામાં તુલસી ભૈયો મોટી ડાંગ લઇને આવી પહોંચે છે]

તુલસી ભૈયો–સલામ બાઇસહાબ.

રાધા–ઓહો, ભૈયા આવી પહોંચ્યા?

તુલસી–બડા શેઠ આનેવાલા હૈ તો મેંભી હદર આ ગયા હું. કુછ કામ હોગા તો ફરમાનાજી બાઇસહાબ!

રાધા–બોત ઠીક! કયું મીલ[illegible] તો બધા ઠીક હૈ ને?

તુલસી–[જરા નીસાસો નાં[illegible]] નહીજી! કુછ કાંઇકી બાતમેં ગરબડ [illegible]સમ હોતી હૈ, તો મેં સમજતા હું કે [illegible]છી બરાબર નહી ચલતા હૈ!

કાંતા—કંઇ નહી પણ સ્વદેશી કાપડ તો છે ને! બેસો હવે ડાહ્યા થઇને પેલા કોચ પર.

રમેશ—[હસીને] ના રે તું કોચ પર બેસ. હું તો તારા ચરણકમળ આગળ...

કાંતા—વળી પાછા વાયડાઇ કરો છો કે?

[એમ કહીને રમેશનો હાથ પકડી તેને કોચ પર કાંતા બેસાડે છે ને કાંતા ચકળવકળ ચારે પાસ ને બારીમાંથી દુર સુધી જોયા પછી કોચ પર રમેશની બાજુ પર બેસે છે, તેઓ બન્ને એક બીજાને થોડા મહીનાની પીછાનથી ને રોજ મળવાથી ઠીક દોસ્ત થયાં હોય એમ લાગે છે]

રમેશ—[બેસીને થાક ખાતાં] તારો જુલમ પણ કંઇ શેઠના કરતાં કંઇ બહુ ઓછો નથી!

કાંતા—[જરા ગંભીર થઇને રમેશના દીલ પર સવારી કરવાની કોશીશ કરતાં ઘણા જ કોમળ અવાજથી] ઠીક, હવે મશ્કરી જવા દો ને!

રમેશ—[ગંભીર થતાં] હું તો ખુબ જ થાકી ગયો છું.

કાંતા—તો શું, માથું ફોડવાને પેલા જોબરોને તમારા મેલાઘેલા મજુરો સાથે બપોરે ને વળી રાતે પણ લમણાઝીક ક્યાં કરો છો?

રમેશ—[અનીમેષ વાત્સલ્યથી કાંતા પર મીટ માંડીને] કાંતા, તું તો બાળક જેવી વાત કરે છે. અમારી સભામાં કોઇ વખત પધારે તો તને બધી ખબર પડે!

કાંતા—મને તો બાપાજીની મનાઇ છે એટલે શું કરૂં? બાકી તમારાં ભાષણો સાંભળવાનું મન તો ઘણું યે થાય છે!

રમેશ—[વાત જાણે બંધ કરવા જતાં] કેમ હજી શેઠ નહી આવ્યા હોય? ગાડીનો વખત તો થઇ ગયો!

કાંતા—એ તો ગાડી મોડી થઇ હશે! સાચું કહીને રમેશભાઇ આ બધાનું પરીણામ શું આવશે?

રમેશ—પરીણામ તો શેઠના ને તારા પપાના હાથમાં છે!

કાંતા—[રમેશની વળી જરા પાસે આવીને તેના બટન હોલમાં ભરાવેલું ફુલ જરા ઠીક કરતાં] પણ હું એમ કહું છું કે આ કાંજીની બાબતમાં આટલી બધી જીદ કરવાની કંઇ જરૂર ખરી?

રમેશ—કાંતા, તુ તો ભોળી છે તને ખબર છે કે મજુરો તો ક્યારના યે શેઠની સામે ખુબ જ ધુંધવાઇ ગયા છે? ને થોડા મહીના પર તેમના પગારમાં શેઠે રાક્ષસી કાપ મુકયો ત્યારે મેં તેમને જેમ તેમ સમજાવીને રાખ્યા ન હોત તો તે વખતે જ હડતાલ પડત!

કાંતા—એ તો જાણું છું કે તમે શેઠને વીનવીને તેમના ધારેલા કાપમાં બેચાર ટકા કમી કરાવ્યા તેથી તમે મજુરોને સમજાવીને કામ પર રોખી શકયા!

રમેશ—પણ તે પછી તો આટલા મહીનામાં મજુરોના પગાર ને આર્થીક સ્થીતીનો મેં પુરો પાકો અભ્યાસ કર્યો છે. તેમના પગારમાં છેલ્લા બેચાર વરસમાં શેઠે ઘાતકી રીતે મુકેલા કાપનો હીસાબ કાઢયો છે તેથી હવે તો જ્યારે આ ગરીબ સ્ત્રી પુરૂષો અને બાળકોના લોહીના પરસેવાથી આ રાક્ષસી સાંચાકામ ચાલે છે તેઓના પર મારવાડીઓ અને પઠાણોનો ચાલુ ત્રાસ નીહાળું છું, તેમ જ તેમની ગંધાતી ચાલીઓમાં હાલ્લાં ખખડતાં જોઉં છું, ને પીધેલા મજુરોને તેમની બૈરી છોકરાંને મારતા જોઉં છું ત્યારે એ છેલ્લું સમાધાન કરવાને સારૂં મને મારા પોતાના પર અપાર ધીક્કાર આવે છે!

કાંતા—[રમેશના હાથની એક આંગળી સાથે રમતાં] પણ હું એમ કહું છું કે આ

કાંજીની બાબતમાં પણ આવું કંઇ સમાધાન થઇ શકે એમ નથી?

રમેશ–[ગુસ્સામાં કાંતાનો હાથ પકડીને જોરથી દાબીને] ખરી વાત તો એ છે કે કાપડમાં વધારે કાંજી સીંચવાથી તો મજુરોના બાપનું કંઇએ જાય એમ નથી પણ હવે પોતાનું પાકું જડબેસલાક યુનીયન (મજુર સંઘ) તેમણે......

કાંતા–તેમણે નહી તમે......

રમેશ–ઠીક મારી સલાહ ને સહાયથી તેમણે પાકું બનાવ્યું છે એટલે માત્ર પોતાના બાપી પેટને માટેજ નહી પણ આ કાપડ વાપરનાર આ દેશના લાખો ગરીબ ખેડુતોની ખાતર પણ તેમણે શેઠની સામે કમર કસવાનો ઠરાવ કર્યો છે!

કાંતા–પણ એ તો કારસ્તાન તો તમારૂં જ ને?

રમેશ–જરૂર મારી સમજાવટ તો ખરી જ! હું કેમ ન સમજાવું?

કાંતા–ને તમે તો શેઠના સગા કહેવાઓ ને શેઠે ખાસ ચાહીને તમને નીમેલા!

રમેશ–[જરા ઉશ્કેરાઇને] નીમેલા છે તે તો તેમનું કામ કરવા. પણ વીલાયતની ડીગ્રી લઇ આવીને ને હું એક હલકા કુકાનદારની માફક શેઠના હુકમથી ઘઉંના આટામાં લાકડાનો વેર મેળવી આપું તો મારા જેવો નીમકહરામ માણસ બીજો કયો કહેવાય?

કાંતા–[જરા અધીરી થઇને] પણ ખરૂં જોતાં તો તમે નીમક તો શેઠનું ખાઓ છો ને!

રમેશ–ને શેઠનો પૈસો આભલામાંથી આવે છે! તે તો આ હજારો મજુરોનાં લોહી ને હાડકામાંથી ને કાપડ વાપરનાર લાખો કંગાળ અર્ધ-ભુખ્યાં, નાગાપાગા ખેડુતોના પરસેવામાંથી આવે છે એટલે મારા સાચા શેઠ તો તે જ. મ્હારી અણસમજમાં ને એકવાર મજુરોનાં કાંડાં કપાવ્યાં પણ હવે આ વખતે તો લાખો ખેડુતોના પેટ પર પાટુ તો નહીં જ મારવા દઉં!

કાંતા–પણ આ બધી પંચાતથી તમારા મજુરોને તો કંઇ ફાયદો નહીજ ને?

રમેશ–કેમ નહી? આજે આપણા શેઠ બધારે નફો કરવા વધારે કાંજી નાંખે છે તો કાલે વળી પગાર કાપવા તૈયાર થશે માટે આજથી જ તેમની સામે લડવાની સારી તાલીમ આ અભણ મજુરોને મળી હશે તો વખત આવ્યે પોતાના પેટ પર કુહાડો પડશે તેની સામે ટક્કર ઝીલવાની ખરી તાકાત આવશે ને!

કાંતા–[જરા સ્નેહાળ કટાક્ષ મારીને] પણ આ બધી પંચાતમાં તમે તમારો તો કંઇ વીચાર કરતા જ નથી!

રમેશ–[હવે ઉશ્કેરાઇને ઉભો થતાં] મારો વીચાર કર તો પણ તરસાળો તો એ જ! હું વીવીંગ માસ્તર છું–કંઇ હજામ નથી, ને કપડું ખમી શકે તે કરતાં પણ વધારે કાંજી તો પહેલી જ ન ખાતી આવે છે ને તેમાં એક પા ટકાનો પણ વધારો કરૂં તો પહેલાં મારે ઢાંકણીમાં પાણી ઘાલીને ડુબી મરવું જોઇએ!

[આમ બોલતાં બોલતાં રમેશ ઉભો થઇને આમતેમ ચાલવા માંડે છે; તેની સાથે અનાયાસે કાંતા પણ ઉભી થઇને આમતેમ ફેરા મારવા માંડે છે]

કાંતા–[ચાલતે ચાલતે રમેશનો એક હાથ પકડીને] પણ તેમાં આટલા બધા ઉશ્કેરાઓ છો શાના જે!

રમેશ–[ઓચી તો ઉભો રહીને કાંતાના બે ખભા પર બે હાથ મુકીને] ઉશ્કેરાઉં નહી! મેં જ્યારે આ નોકરી લીધી ત્યારે કદી મારા સ્વપ્નામાં પણ નહતું કે આ

'દરીદ્રનારાયણ'ના અહર્નીશ પુજારી–રાત-દીવસ તકલી ચલાવનાર ને સારા દેશમાં ફરીને હજારો રેંટીયાનો પ્રચાર કરનાર ખાદીધારી બગભગત પોતાની જ મીલમાં પોતાના મજુરોનું આમ લોહી પીતા હશે. ને વળી જે ખેડુતોના પરદુખભંજક, તારણહાર થવાનો ડોળ કરે છે તેમના જ પેટ પર ધુળ જેવા પાપી પૈસા માટે આમ નીર્દય-પણે લાત મારતા હશે!

કાંતા–[રમેશના કપાળ પર હાથ ફેરવતાં] બસ હવે જરા શાંત થાઓ! શેઠની વાત આવે ત્યારે તો તમે હમેશાં છેક ૪૮ જીનથી એ વધારે ગરમ થઇ જાઓ છો!

રમેશ–[વ્હાલના ઉમળકાથી કાંતાનો બીજો હાથ પોતાના ગાલ પર દબાવતાં] એ સાળો ઢોંગી, લુચ્ચો, લફંગો, રાક્ષસ. બીજા મીલ-વાળા ગમે તે કરે તે હજુ પણ સંખાય પણ આ તો મુખમેં રામ બગલમાં છુરી-વાળા છોટા મહાત્માઓની સામે તો મારા દીલમાં અંગાર ઉઠે છે!

કાંતા–[પોતાના હાથ રમેશના ખભા પર મુકતાં] બસ હવે! પણ દશ ટકા કાંઇ વધા-રવાનું કહેતા હોય તો આજે ગડભાંગ કરીને પાંચ ટકે પતાવી દો!

રમેશ–[આંખમાંથી સ્નેહનાં અમી વરસાવી-ને કાંતાના ગળાની આસપાસ બે હાથ વીંટાળતાં] કાંતા તું તો ગભરૂ બાળક છે. કામદારોનો ઠરાવ થઇ ચુક્યો છે ને મેં પણ નીશ્ચય કરી દીધો છે!

કાંતા–[રમેશની આંખમાં મીટ માંડીને] શો? કેટલા ટકાનો?

રમેશ–[કાંતાના વાળ સુંઘતાં] એક ટકો તો શું પણ એક રતીપુર પણ વધારે કાંઇ ક્ષાપડમાં નંખાશે નહી!

કાંતા–[પોતાના હાથ રમેશના ગળાની આસપાસ વીંટાળતાં] ત્યારે શેઠ નહી જ માને તો શું કરશો?

રમેશ–તે મીનીટે જ મીલમાં સંપુર્ણ હડતાલ પડશે બીજાં બાનાં તૈયાર છે!

કાંતા–[રમેશને છેક છાતી સરસો ચાંપતાં] ને તમે શું કરશો?

રમેશ–[અઢળક વ્હાલથી (કાંતાની દાઢી ને વાળ બે હાથે દબાવીને તેનું મ્હોં પોતાની પાસે લાવતાં] હું? કેમ હું પણ હડતાલમાં જ સામેલ થઇશ!

કાંતા–[ગળગળી થતાં] ત્યારે તો શેઠ કંપાઉંડમાંથી તમને બ્હાર કાઢી મુકશે!

રમેશ–હાસ્તો મારો સામાન તો લગભગ પસાર પણ થઇ ગયો!

કાંતા–[અધીરે અવાજે] ત્યારે પછી રહેશો ક્યાં?

રમેશ–[કંઇક ગળગળો થતાં] કેમ ગામમાં કોઇ મકાનમાં–કે પછી મજુર કોઇ ચાલીમાં.

કાંતા–[રમેશને ભરપુર વાત્સલ્યથી આલીં-ગન આપતાં] ત્યારે મને છેક જ છોડી જશો એમ ને?

રમેશ–[કાંતાનું માથું પોતાની છાતી સરસું દબાવીને] તને કંઇ છોડાશે? તું મને કેટલી વહાલી છે તે તું ક્યાં નથી જાણતી?

કાંતા–[રમેશને ગળે વળગીને] પણ તમે આમ જઇને ધાંધલ કરશો પછી મળશો કેવી રીતે?

રમેશ–[કાંતાની આંખમાં મીટ માંડીને] જો કાંતા આપણો પ્રેમ કાયમ રહેશે તો દુનીયાના છેડા પરથી પાછાં કોઇ વખતે આવી મળીશું!

[એમ કહીને સ્નેહના તનમાં આવીને રમેશ કાંતાના ગાલ પર ખુબ આવેશથી ચુમી કરે છે ને બન્ને પ્રેમીઓ એક

બીજાને કેટલી યે વાર સુધી ચસચસીને ભેટી રહે છે.]

[એવામાં કંઇક અવાજ સાંભળીને રમેશ ચમકે છે. તે તરત કાંતાને છોડી દે છે.]

રમેશ—જો, બારીમાંથી શેઠ ને માધવજીભાઇ ને બધા આવતા દેખાય છે.

કાંતા—[રમેશને છેલ્લો કારમો કટાક્ષ મારતાં] ત્યારે હું અંદર જાઉં છું. [જતે જતે] આબા રાખજો.

રમેશ—[હાથ હલાવતાં] જરૂર, સાહેબજી.

[રમેશ થોડી વાર આમ તેમ આંટા મારે છે એવામાં શેઠ શામળદાસ, માધવજી, મુનીમ માવજીભાઇ ને બીજા એક બે માણસો બારણામાં આવી પહોંચે છે. રમેશ બારણા આગળ જઇ નમસ્કાર કરે છે.]

શામળદાસ—[ખુબ હસીને સાકર પીરસતાં] અહો રમેશ. તું તો આવી પહોંચ્યો છે ને શું?

રમેશ—હાજી.

માવજીભાઇ } જય જય!
માધવજી }

રમેશ—જય જય. [સર્વેને નમસ્કાર કરે છે]

કાંતા—[અંદરથી દોડતી દોડતી આવીને] પધારો કાકુશેઠ કેમ ખુશીમાં તો ખરાને?

શામળદાસ—ઓહો! તું તો ઘણી મોટી થઇ ગઇ! તારી બા શું કરે છે?

કાંતા—જરા રસોઇમાં છે. પછી આપને મળશે.

શામળદાસ—ઠીક. આવો ગાદી તકીયા પર બેસીએ.

માધવજી—હા જરા આરામ કરો. કાંતા, જરા પાણી લાવ તો.

કાંતા—તૈયાર છે બાપા. [ટીપાઇ પરથી પાણીનો લોટો લઇને પ્યાલામાં શામળદાસને પાણી આપે છે. ને પછી બધાને ગુલાબનાં ફુલની લ્હાણી કરે છે.]

શામળદાસ—[પાણી પીને] હા...શ ગામડાનું પાણી તો મીઠું સાકર જેવું છે.

કાંતા—[ગુલાબ શેઠને આપતાં] ને આ ગુલાબ કેવું છે?

શામળદાસ—[કાંતાના ગાલપર ટપલી મારતાં] તારાં ગુલાબનું શું પછુવું?

માધવજી—[કાંતાને] જા, અંદર જઇને તારી બાને જરા મદદ કરજે.

કાંતા—આ ચાલી [જાય છે]

શામળદાસ—[ખાદીની ટોપી ઉતારી ખાદીના અંગોછા વડે ક્લાઇ કરાવેલું સાફ માથું લુછતાં] કેમ રમેશ શું ચાલે છે?

રમેશ—[ગંભીર થઇને] ખાસ કંઇ નહી.

શામળદાસ—[જરા વાત્સલ્યથી] તને અહીંયાં કંઇ ખાવાપીવાની હરકત તો નથી પડતી ને?

રમેશ—ના જી. એક બ્રાહ્મણનો છોકરો રસોઇ બનાવે છે ને બાકી તો ઘણી વાર માધવજીભાઇને ત્યાં જમું છું.

શામળદાસ—એમ: ત્યારે તો સારઃ તું તો થોડા મહીનામાં ઘણો હોંશીયાર ને ખબરદાર થઇ ગયો છે ને શું?

માધવજી—[હસીને] એ તો બધાય મજુરોને એક લાકડીએ હાંકે છે! ખરો મેનેજર તો એ છે! [રમેશ મુંગો રહે છે]

શામળદાસ—[મીઠાશથી] આવો ત્યારે મારે ઘેર તો એકને બદલે બે મેનેજર થયા!

માવજીભાઇ—[ટાપશી પુરતાં] રમેશભાઇ થોડા વખતમાં ખબરદાર તો ઘણા થઇ ગયા.

શામળદાસ—[રમેશને] કેમ હવે મજુરોમાં પગાર બાબતમાં કંઇ અસંતોષ તો નથી ને?

રમેશ—[થોડીવારે] અસંતોષ તો છે જ પણ તે બાબતમાં કંઇ ખાસ ચળવળ નથી

શામળદાસ–[સહેજ ગંભીર થઇને] પણ મેં તો સાંભળ્યું છે કે એમણે પોતાનું પાકું યુનીયન સ્થાપી દીધું છે ને શું?

રમેશ–[જરા દૃઢ અવાજે] મેં જ તેમને સલાહ આપીને મદદ કરી છે.

શામળદાસ–[જરા વધતા જતા કઠણ અવાજે જાણે પહેલેથી જાણતા ન હોય એવી રીતે] એમ? ચાલો એમાં પણ કોઇ વખતે લાભ છે.

મધવજી–તે તો કોણ જાણે!

શામળદાસ–[મુત્સદ્દી અવાજથી] એમ કે કોઇ વખતે આપણી ને મજુરોની વચ્ચે કંઇ ગેરસમજ કે ટંટો થાય તો યુનીયનની મારફત રમેશ તેમને આપણી વાત સમજાવી શકે!

રમેશ–સમજાવું તો જરૂર પણ ગળે ઉતારી શકું કે નહી એ જુદી વાત છે.

[આ સાંભળીને માધવજી ને માવજીભાઇ એક બીજાની સામે આંખ મેળવે છે]

શામળદાસ–[જરા ચમકીને] એમ? પણ હું એમ કહું છું કે પગારની વાત તેં હુશીઆરીથી પાર ઉતારી તો હવે આવી કાંજીની નજીવી બાબતમાં તો મોટો શો વાંધો પડયો છે?

રમેશ–કાંજીની બાબતમાં મજુરો પોતે તો થોડું જ સમજે છે!

શામળદાસ–પણ એમના યુનીયને તો મોટા ઠરાવો મારા પર મોકલી આપ્યા છે ને?

રમેશ–[અધીરો થઇને] એ ઠરાવો મારી સમજાવટથી કર્યા છે.

શામળદાસ–[વળી ન જાણતા હોય એવો ડોળ કરીને કૃત્રીમ અવાજે] એમ? ત્યારે તો વાંધો તારો જ છે?

રમેશ–હાજી.

શામળદાસ–ત્યારે તો આપણે કાકા ભત્રાજા સહેજે ફેંસલો કરી નાખીશું! કેમ ખરૂં ને?

રમેશ–તે તો કોણ જાણે?

શામળદાસ–[કૃત્રીમ રીતે મીઠડા અવાજથી] જો રમેશ, તું તો જાણે છે ને કે હું તો **ગાંધી મહાત્માનો સીપાઇ છું ને મારે બધો ય વખત કોંગ્રેસના નાણાં ઉઘરાવવામાં ને ગામ ગામડે ફરીને ભુખે મરતા બીચારા લાખો ગરીબ માણસોના જીવારા માટે રેંટીયાનો પ્રચાર કરવા ગાળું છું!**

રમેશ–તે બધું હું જાણું છું ને તેથી જ મને નવાઇ......

શામળદાસ–[હવે વીજય મેળવવાની આશામાં જરા ટટાર થઇને] બાપુ જરા ધીરે. ત્યારે શું તું એમ ધારે છે કે મજુરોના પગાર કાપવાનું કે કાપડમાં વધારે કાંજી મેળવવાનું મને જરાકેય દીલથી ગમે છે?

રમેશ–[જરા નરમ પડીને] ગમે તો નહી જ.

શામળદાસ–[ખુશ થઇને] બરાબર.

રમેશ–એટલે તમને આવું કરવું ગમવું તો ન જ જોઇએ.

શામળદાસ–[જરા નાખુશી ગળી જઇને] ખેર, ત્યારે એટલું તો ખરૂં ને કે કંઇ કારણ વીના તો મારા જેવો કોંગ્રેસનો જવાબદાર કારભારી આવું પગલું તો ન જ ભરે ને?

[રમેશ ચુપ રહે છે.]

[માધવજી ને માવજીભાઇ રમેશની ચુપકીથી ચીડાઇને કંઇ બોલવા જાય છે પણ પછી શામળદાસના ઇશારાથી ચુપ રહે છે.]

શામળદાસ–[હવે વળી સંતોષનો ડોળ કરીને], ત્યારે જો રમેશ, જેમ મીલના હીસાબોના બે ટાંટીઆ મેળવવાને આપણે મજાર

ઘટાડવાની જરૂર પડી, કેમ ખરું ને માધવજીભાઇ?

માધવજીભાઇ–હાસ્તો નહીં તો મીલને તાળું વાસવું પડત.

[રમેશ શંકાશીલ નજર ચારે તરફ ફેરવે છે.]

શામળદાસ–તેમ હવે કાંજીની બાબતમાં વળી બીજું ગંભીર કારણ ઉભું થયું છે!

રમેશ–[ગુંચવાઇને] તેવું વળી શું કારણ છે?

શામળદાસ–[રમેશના કાનમાં કહેતા હોય તેમ ધીમા અવાજે] કોંગ્રેસવાળા કાપડના ભાવ ઘટાડવાનું કહે છે તેથી અમદાવાદમાં બધા મીલવાળાઓ કાંજીનું પ્રમાણ વધારે છે. ત્યારે આપણે શું કરવું તે તું જ કહે ને?

[રમેશ થોડીવાર ચુપ રહે છે.]

શામળદાસ–ખરી વાત છે કે ખોટી તે પુછ માધવજીને?

માધવજી–એ તો દીકરાઓ કેટલાએ મહીનાથી વધારીને બેઠા છે અને આપણે તેમ ન કરીએ તો પાછું દેવાળું કાઢવાનો વખત આવે ને......

શામળદાસ–[ઇશારાથી માધવજીને ચુપ કરીને] માવજીભાઇ પેલાં પત્રક હું લાવ્યો છું તે રમેશને બતાવો જોઇએ!

માવજીભાઇ–આ રહ્યાં! જુઓ રમેશભાઇ બીજા મીલવાળા કેટલા પ્રમાણમાં કાંજી ભેળવે છે તે!

રમેશ–[ફરીવાર દૃઢ નીશ્ચયી અવાજે] કંઇ મારે એ આંકડા જોવાની જરૂર નથી.

શામળદાસ–[જરા ગંભીર થઇને] ત્યારે મારી વાત તો બરાબર છે ને?

રમેશ–જરાયે નહી. હું તો વીવીંગ માસ્તર તરીકે એટલું જાણું કે અમુકથી વધારે પ્રમાણમાં કાંજી નંખાય તો કાપડ ચીંથરા ને કાગળ કરતાં પણ નમાલું નીવડે ને એવો માલ કાપડ તરીકે ગરીબ લોકોને પધરાવવો......

શામળદાસ–[વળી પાછો રમેશને જીતવાનો પ્રયાસ કરતાં] હવે એ બધી લપ્પન છપ્પન રહેવા દે ને! તારો જનમ થયો તે પહેલાંનો હું તો વીવીંગનું બધું જાણું છું પણ આવી હરીફાઇમાં આપણું કપડું અમદાવાદના ભાવે ખપે કેમ તેનો વીચાર કર્યો?

રમેશ–[નવા મુદ્દાના તાનમાં] એ દૃષ્ટીએ પણ જુઓ તો શું અમદાવાદના જેટલા દામ તમે મજુરોને થોડા પરખાવો છો? ત્યારે એમાં ફાયદો......

માધવજી–ફાયદો કેવો વળી? અહીંયાના ગામડીયા લોક પૈસા ઓછા લે. પણ કામ કેટલું ઓછું આપે છે ને બગાડે છે કેટલું તેનો ખ્યાલ તો કરશો કે નહી!

શામળદાસ–[જરા વીજયવંત આંખે] કેમ હવે તો સમજણ પડી ને?

રમેશ–આ બધી દલીલો મારે ગળે ઉતરતી નથી.

શામળદાસ–[ગુસ્સો રોકી રાખીને] એમ આકળો શા સારૂ થાય છે? [એટલામાં કાંતા ચ્હાના પ્યાલા રકાબી ને કીટલી લઇ આવે છે તે જોઇને] ઓહો! ચ્હા પણ આવી!

કાંતા–[ટીખળમાં] મારા મનમાં કે તમે બધા વાતચીતથી થાકીને છેક ઠંડા થઇ ગયા હશો તેથી જરા ગરમાવો કરવાને ચ્હા લઇ આવી!

શામળદાસ–તારા ડહાપણનાં શાં વખાણ? હવે જો રમેશ, તું એટલું તો કબુલ કરશે ને કે આ મુનીમ ને મેનેજર ને મને આ લાઇનનો તારા કરતાં તો બે દાકડા વધારે અનુભવ તો ખરો કે નહી?

રમેશ–[બેપરવાઇથી] તેની હું કયાં ના કહું છું?

શામળદાસ–ઠીક ત્યારે અમારૂં એટલું કહ્યું તું માની શકે કે અમારે પણ કંઈ પ્રાણ આવ્યા હશે ત્યારે હવે અમે કાંજી નાંખવાનું તને કહેતા હોઇશું!

રમેશ–[કડક અવાજે] હશે!

માધવજી–રમેશભાઇ! શેઠના બોલનો કંઇ તોલ કાઢો!

માવજીભાઇ–જુઓ રમેશભાઇ તમારા જેવા ભત્રીજા પર શેઠનો આટલો પ્રેમ છે, તેથી તમનેજ ખાસ સમજાવવાને માટે જ શેઠ મુંબઇથી આટલી મુસાફરી કરીને આવ્યા છે ત્યારે તેમનો કંઇ યે બોલ તો તમારે રાખવો જોઇએ!

માધવજી–રમેશ પર શેઠનો ભારે વીશ્વાસ છે તેથી જ વળી. નહી તો બીજો કોઇ હોય તો તો એક તારથી...[અહીંયા વળી શેઠ નીશાની કરે છે તેથી માધવજી ચુપ થાય છે.]

[હજી. રમેશ ચુપ રહે છે.]

શામળદાસ–કેમ રમેશ? હવે શું કહે છે?

રમેશ–આપની વાત સમજી ગયો.

માવજીભાઇ–તમારા મોંમાં સાકર.

માધવજી–શાબાશ રમેશભાઇ.

શામળદાસ–[માધવજીને]કેમ હું તમને નહોતો કહેતો...

કાંતા–[ખુશી થઇને] મારૂં ધારવું પણ ખરૂં પડયું!

રમેશ–[ચ્હાને અડકયા વીના] ઉભો થાવા જાય છે] ચાલો ત્યારે જય જય.

શામળદાસ–[રમેશનો ગંભીર ચ્હેરો જોઇને જરા ચીંતાતુર બનીને]. કેમ ત્યારે હવે ઉતાવળ શી છે? ચ્હા પી જરા આનંદ કર.

રમેશ–[કઠણ અવાજે] મને લાગે છે કે તમે બધાં કંઇ ખોટું સમજ્યા છો!

સર્વે–[આશ્ચર્યમાં પડીને] કેમ વળી શું છે?

રમેશ–[ઉભો થઇને ઘણાજ દઢ ને શાંત અવાજે] મેં તો એમ કહ્યું કે તમારો નીશ્ચય હું પુરો પામી ગયો પણ......

શામળદાસ–પણ શું?

રમેશ–પણ હવે મારો નીશ્ચય પણ પુરો મક્કમ થઇ ચુકયો છે!

શામળદાસ–એટલે?

રમેશ–એટલે એજ કે હું કે મારા મજુરો એક ટકા જેટલી તો શું પણ એક રતીપુર પણ વધારે કાંજી કાપડમાં ભેળવશું નહીં માટે આપને યોગ્ય લાગે તેમ કરશો.

શામળદાસ–[વીકાળ ક્રોધથી થડકતો અવાજ જેમ તેમ સ્થીર રાખતાં] પણ બેસતો ખરો. જરા વીચાર તો કર.

રમેશ–મારી વીષ્ટી પુરી થઈ હવે હું જાઉં છું!

માધવજી–ત્યારે શું અમે તમારા મનમ કંઇ ઘાસ કાપીએ છીએ શું?

રમેશ–તેવું હું કંઇ કહેતો નથી!

શામળદાસ–જો રમેશ તારી સામે મે ઘણી માયા રાખી છે. ખુબ ધીરજ રાખી છે..

રમેશ–તે માટે આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

શામળદાસ–ને જશમાં જુતીયાં આપે છે કે!

રમેશ–જશમાં જુતીયાં તો મને મળશે. આપની મીલનો નફો તો કાયમ રહેશે.

શામળદાસ–પણ આમ આકળો થઇને જાય છે કયાં?

કાંતા–ને આપ ચ્હા પીધા વીના જાઓ તો મારૂં અપમાન થાય!

રમેશ–[કાંતા તરફ સ્નેહાળ નજર નાંખીને] માફ કરજે પણ તું બધું જાણે છે.

શામળદાસ–[છેલ્લો પાસો ફેંકતાં] ઠીક હવે કાંજીનું તો થઇ પડશે પણ......

રમેશ–નહીંજી. આપનો નીશ્ચય વર્ત્યા પછી અહીંઆ એક પળ પણ થોભવું એ મને સુળીની માફક સાલે.

માધવજી-પણ જરા બેસીને શેઠની વાત તો પુરી સાંભળી લ્યો.

રમેશ-શેઠને વધારે તકલીફ આપવાનું મારૂં કામ છે. મારૂં સ્થાન હવે મારી મજુરસેનાના સંઘમાં છે. હું હમણાંજ મારો બંગલો ભૈયાને હવાલે કરીને રવાના થાઉં છું.

માવજીભાઇ-પણ તમારો પગાર ?

રમેશ-તેનું પછી થઇ પડશે. સર્વેને સલામ. કાકુ શેઠ, જયજય. બોલ્યું ચાલ્યું માફ કરજો. કાંતા સાહેબજી. [આટલું બોલી આવેશમાં બ્હાર નીકળી જાય છે.]

[રમેશનું આ નાટકી વર્તન જોઇને બધા ઘડીવાર સ્તબ્ધ થઇ જાય છે. શેઠ થાકીને તકીયા પર માથું ઢાળે છે. થોડીવારમાં બારીની પાછળ ઘણા માણસોની મેદની જામતી દેખાય છે. ને અવાજ સંભળાવા માડે છે.]

કાંતા-આ શું પપા, મીલમાંથી બધા માણસો બ્હાર નીકળતા દેખાય છે.

માવજીભાઇ } [સફાળા ઉભા થઇને]
માધવજી } હેં એટલામાં આ શું ?

[એટલામાં તુલસી ભૈયો હાંફળો ફાંફળો અંદર દોડી આવે છે.]

તુલસી-શેઠજી મીલમેં તો હુલ્લડ હો ગયા !

શામળદાસ-હુલ્લડ હડતાલ ! એમ ? રમેશે પાવર બતાવ્યો ખરો ! ઠીક ત્યારે તો હવે એ દીકરાને પણ જરા લડાઇનો સ્વાદ દેખાડવો પડશે. માધવજીભાઇ ! પોલીસને ખબર આપો જોઇએ ને માવજીભાઇ તમે બીજા કેટલાક ભૈયાની તજવીજ કરો !

[તરત બધા હાંફળા ફાંફળા થઇને દોડાદોડ કરવા માંડે છે ને માધવજી પોલીસમાં ખબર આપવા જાય છે એટલે પડદો પડે છે.]

## અંક બીજો

નવું પાત્રઃ-રઘા ભગત-અંત્યજ કામદારનો આગેવાન.

[સ્થળ-મીલના મોટા દરવાજા આગળ સવારના આશરે આઠ વાગ્યાનો સમય છે, રંગભુમીની પાછલી દીવાલમાં જરા દુર મોટો દરવાજો દેખાય છે. દરવાજો બંધ છે. પણ બાજુ પરનો એક નાનો દરવાજો ખુલ્લો છે. દરવાજાની ડાબી બાજુ પર મીલના કોટની સળંગ મીલની ઓફીસ આવેલી છે, તેની બારીઓને શળીયા જડેલા છે. ઓફીસનું મકાન એક માળનું છે ને તેની અગાશીમાં માણસોની થોડીઘણી અવરજવર વખતોવખત થાય છે.]

[દશેક દીવસથી રમેશની આગેવાની નીચે મજુરોએ સખત હડતાલ પાડેલી છે ને અત્યાર સુધીમાં મજુરોમાં ફાટ-પાડવાના તેમ જ બીજી રીતે તેમને હેરાન કરવાના બધા પ્રયાસો વ્યર્થ ગયા છે. પણ આજે પરગામથી મજુરોની કંઇ ટુકડી લાવવાની ગોઠવણ થયાના સમાચાર મજુરોને મળ્યા છે તેથી તેઓ દરવાજા આગળ રોજના કરતાં પણ વધારે સખત પીકેટીંગ કરવાની તજવીજમાં છે. તેથી વળી બીજી પાસ શેઠ શામળદાસે ને તેમના મેનેજર માધવજીએ દશ બાર ભૈયાને મોટા ડંડા આપીને મીલના બંધ દરવાજાની આગળ ગોઠવી દીધા છે અને આજે મામલો કંઇક ગંભીર બનવાની વકી હોવાથી છેક પરોઢીયાથી મીલની ઓફીસમાં શામળદાસ તેમ જ માધવજી આવીને બેઠેલા છે અને ઘણું વાર્યા છતાં મેનેજરની પુત્રી કાંતા પણ વારંવાર

અગાસીમાંથી તેમ જ ઓરીસની બારીમાંથી ડોકીયાં કરે છે.]

[હવે ભૈયાઓની આગળ ધીમે ધીમે મજુરોની પલટન પણ જામતી જાય છે–થોડી થોડી વારે વધારે આવતા જાય છે ને પડદો ઉપડે છે તે વખતે રમેશનો મુખ્ય મદદનીશ જોબર વીરાજી બધાને ગોઠવતો જાય છે]

[રંગભુમીના જમણા હાથના ખુણા પર એક ઝાડ આવેલું છે ને તેની ડાળીઓ ચારે બાજુએ પથરાએલી છે. ડાબી બાજુએ ખુલ્લી જગ્યા છે ને તે તરફથી જ માણસો આવતા જાય છે. લક્ષ્મણ અને મેઘો તો પોતપોતાનાં થોડાં થોડાં માણસો લઇને આવી પહોંચેલા છે તેમની સાથે વીરાજી વાત કરે છે.]

વીરાજી–કેમ મેઘાભાઇ! તમારા માણસ તો ખબરદાર છે ને?

મેઘો–તમારે મારા માણસની કંઇ ફકર કરવી નહી!

લક્ષ્મણ–ને ખરી મજા તો એ છે કે જેમ જેમ મુનીમ માવજી પોતાનો ઇસ્કુ ચલાવતો જાય છે તેમ તેમ લોક વધારે જોરમાં આવતાં જાય છે!

વીરાજી– તે શું તમ રે ત્યાં પણ કંઇ નવાજુની થઇ ખરી કે?

લક્ષ્મણ–ત્યારે! હું ગઇ કાલે રમેશભ ઇ સાથે બંગલામાં ગયેલો શાને સારૂ? મુનીમે ફરી ફરીને કેટલાય દીવસથી અમારી ઓરડીઓના શેઠ નાથા પટેલને ઉશ્કેરેલા તે શઇ કાલે સાંજે તો કહે કે હવડે ને હવડે જ બધા ઓરડીઓ ખાલી કરો!...

મેઘો–હેં! તેમાં તું દોડી પહોંચેલો કે?

લક્ષ્મણ–પણ રમેશભાઇએ તો જોતજોતામાં પટેલને એવા પાણી પાણી કરી નાંખ્યા–ને વળી અમારૂં પચીશ પચાશ મરણીઉ માણસ પણ હાજર હતું એટલે જો...

મેઘો–તે રમેશભાઇએ વળી એવી તે શી જુરકી અજમાવી?

વીરાજી–કેમ એ તો તમારા બેચર વાણીયા પર અજમાવી હશે તેજ હશે ખરૂં ને?

લક્ષ્મણ–હાસ્તો વળી! પટેલને શેકડું પરખાવી દીધું કે વધારે ગરબડ કરશો તો બધું માણસ ઝપાટાબંધ પોતપોતાને ગામ ચાલ્યું જશે ને ચઢેલા ભાડાના પૈસા તે બુડી જશે ને ભવીષ્યમાં બધી તેમના કરમ જેવી કોટડીઓ ઢોર બાંધવા પણ ખપમાં નહી આવે! ને વળી નાહક કનડગત કરશો તો આ બધું અભણ માણસ કંઇનું કંઇ...

વીરાજી–[જરા હસીને] એ તો ચાંઉદમા રતનની ધાક ન આપો ત્યાં સુધી પાધરૂં ન પડે તો?

મેઘો–[જરા હસીને] ને ખરેખર પેલા બેચર વાણીઆને રમેશભાઇએ પરમ દીવસે દમ ભરાવ્યો તે યાદ કરીને તો હજી હું હસું છું.

વીરાજી–ગરીબ બીચારો વાણીઓ! મેં પણ અમારા ઉકા મારવાડીને એવો જ દમ ગઇ કાલે આપ્યો કે જો વધારે માલ નહી ધારે તો બધા મજુર ગામેગામ ભાગીતો જશે તો આટલા મહીનાના ચઢેલા પૈસા પણ પાણીમાં જશે.

મેઘો–પણ પેલા વાણીઆને રમેશભાઇ તો ઉલટા જ બાઝયા! જાણે ચોર કોટવાળને દંડે એમ!

લક્ષ્મણ–તે વળી કેવી રીતે?

મેઘો–એને તો રમેશભાઇ કહે કે તમે તો મહાજનના શેઠ છો; તેથી તમારે તો મજુરોના ડેપ્યુટેશનના આગેવાન થઇને શેઠ

શામળદાસને કાંજીનો દગો બંધ કરીને હડ-તાલ પતાવવાને સમજાવવા જોઈએ ને તે વળી માવજી મુનીમના દેખતાં જ.

વીરાજી–ત્યાર તો મુનીમનું મોઢું સાચે જ ફેરો પાડી લીધા જેવું થઈ ગયું. હશે ને બીચારો ઉતાવળમાં ચ્હા પીતાં દાઝીને દુકાનેથી પોબારા જ ગણી ગયો!

લક્ષ્મણ–પણ વીરાભાઈ! હવે વાત વધી જશે શું?

વીરાજી–જુઓને મુનીમે પહેલા આપણામાં ફાટપુટ પાડવાની કોશીષ કરી ને પછી મકાનધણી ને વાણીયા મારવાડીને દબાવી જોયા કે કંઈ કરતાં યે આપણા રોટલા પાણી ટળે છે!

મેઘો–પણ એને ક્યાં ખબર છે કે જરૂર પડે તો વાપરવાને રમેશભાઈ પર મુંબાઈથી પૈસાનો વરસાદ વરસવા માંડયો છે!

વીરાજી–તેથી જ એક ઘાથી બે કટકા કરવાને આજે મુનીમ પહેલેથી પાકી તજ-વીજ કરીને સો બસો માણસની સામટી ટુકડી લેવાને રામપર ગયા છે ને [સામે ઉભેલા ભૈયાઓ તરફ આંખ ફેરવીને] આજે આ ભૈયાઓની પણ મોટી પલટન આપણી સામે જમાવી છે!

મેઘો–એ માણસો આવશે ત્યારે......

વીરાજી-ત્યારે વળી શું? આવશે તેવા પાછા જશે!

મેઘો–[જરા ગભરાટ બતાવીને] પણ કહો ન કહો પણ આજે પોલીસનો સખત બંદોબસ્ત થવાનો ખરો!

લક્ષ્મણ–તેમાં શું? પણ આપણે ક્યાં તલવારબાજી ચલાવવાના છીએ?

વીરાજી–પણ મેઘાભાઈની વાત સાચી છે કે આપણી પીકેટીંગની લાઈન તોડવાને આજે પોલીસ મારફાડ પણ કરશે. પણ હવે તેમના આવવાનો ટાઇમ તો થઈ ગયો.

લક્ષ્મણ–એ તો રામપરથી આવતી મુની મની સવારીની ખબર મેળવવાને ગયા છે તેમાં કંઈ વધારે વખત રોકાઈ ગયા.

[એટલામાં ડાબી બાજુમાં રસ્તા પર જરા દુર ધુળ ઉડતી દેખાય છે તે તરફ બધાનું ધ્યાન ખેંચાય છે.]

વીરાજી–મુનીમની પલટન આવી કે શું?

મેઘો–કે પછી પોલીસ?

લક્ષ્મણ–[ટુકડીઓને મોખરે ધ્વજાઓ નીરખીને ને વળી કંઈ સાંભળીને] કેમ, આપણી હડતાલની ધજાઓ નથી દેખાતી?

વીરાજી-હાસ્તો હવે તો રણગર્જનાનું ગીત પણ સંભળાય છે ને શું!

મેઘો–આમાં એક પલટન તો કાસમની.

લક્ષ્મણ–ને બીજી રઘા ભગતની લાગે છે.

વીરાજી–બન્નેએ ખરેખર આ વખતે તો કમાલ કરી છે!

[હવે બન્ને ટુકડીઓ પાસે આવતાં તેમનાં ગાયન સંભળાવા માંડે છે]

દુરથી ગાયન–

'જાગો કામદાર લોગ,' ના અવાજ આવે છે.

વીરાજી–ચાલો હવે તમે તમારી ટુકડીઓ સંભાળો જોઈએ! થોડા થોડા માણસો જમણી ડાબી બાજુએ છુટા રહેવા દો અને ચુનંદા પણ ઠરેલ માણસોને ભૈયાઓની આગળ લાઈનમાં ઉભા રાખીને તેમનાં હાથેહાથની એવી મજબુત સાંકળ જડી દો કે મુનીમનાં કાળાં મોંઢાં તો શું પણ ભલભલા હાથી પણ તેને તોડી ન શકે!

લક્ષ્મણ–બહુ સારૂં વીરાજીભાઈ.

[પોતાની ટુકડીની ગોઠવણ કરવા જાય છે]

મેઘો–જેવો હુકમ [જતાં જતાં વળી પાછો ફરીને] પેલી પોલીસ આવે છે વીરાભાઈ?

વીરાજી-તેમાં ગભરાઓ છો શાના?

[એટલામાં વળી કાસમ ને રઘા ભગતની ટુકડીઓના ગાયનનો અવાજ હવે નજીકથી સંભળાય છે.]

દુરથી ગાયન—

મારનેકા નામ મત લો આપ
મરના શીખ લો!

વીરાજી-સાંભળ્યું મેઘાભાઇ? રજપુત જેવા રજપુત થઇને પોલીસથી શું ગભરાઓ છો? મરવું છે તો એકવાર! પોલીસ તે તમને શું કરી નાંખવાની છે?

મેઘો-હાસ્તો [જવા માંડે છે. વળી પાછો ફરીને] વીરાભાઇ! રમેશભાઇ ક્યારે આવશે?

વીરાજી-હવે હરેક ઘડીયે આવવા જોઇએ. ચાલો હોશીયાર થાઓ જોઇએ!

[ મેઘો જાય છે ]

[હવે કાસમ ને રઘા ભગતની ટુકડીઓ છેક નજીકમાં આવી પહોંચે છે. તેથી પહેલાં આવેલાં માણસો તેમને મળવા આગળ આવે છે ને બધા ભેગા થઇને ગગનભેદી ગર્જના કરે છે ]

સર્વે— હડતાલવાલેકી જય!
હીન્દુ મુસલમાન કી જય!
રમેશભાઇની જય!

કાસમ-[આગળ આવીને] બોલો બીરાદરો! કાલે મેં કે—નારા લો જાવ!

રઘાભગત-[આગળ આવીને]
બગભગતની હુ ર...ર...ર...રે!
બગભગતની હાય હાય!

[રઘા ભગત જાતે ભંગી હતા. તેઓ કારખાનામાં જોડાયા તે પહેલાં ગામેગામ ભંગીલોકોમાં ફરીને તેમને ધર્મનો ઉપદેશ આપતા ને દારૂ તાડી છોડવાનો ઉપદેશ કરતા. આવા પ્રચારકાર્યને લીધે પોતાની કોમમાં ઘણા વગવાળા હોવાથી તેમને સોંઘા પગારથી સ્પીનીંગ ખાતામાં ભંગી મજુરોની ભરતી કરવાને મુનીમે રોક્યા હતા ને તેઓ જાતે કામ થોડું કરતાં હોવા છતાં તેમને કંઇક સારા પગારથી જોબર તરીકે રોકવામાં આવ્યા હતા. પણ તેમને રમેશના સાચા ટેકનો પાનો પુરેપુરો લાગી ગયો હતો અને પોતાના જાતભાઇઓને ને વળી બીજાને પણ અડગ રાખવામાં આ હડતાલ દરમ્યાન ઘણો સંગીન ભાગ ભજવી રહ્યા હતાઃ ને નવાઇની વાત તો એ હતી કે ઘણા ખરા હડતાલીયાથી જુદા પડીને તેઓ ગાંધીજીના ઉપદેશને અનુસરીને ઘણાં વરસથી શુદ્ધ ખાદી પહેરતા અને ઘેર વખત મળે ત્યારે જેમ માળા ફેરવતા તેમ રેંટીઓ પણ કાંતતા હતા. પણ તેમના આવા શુધ્ધ નીખાલસ ભાવને લીધે જ ખાદીધારી શેઠ શામળદાસનાં મજુરો પ્રત્યે પાપકર્મ ને તેમની કાંજીની દગાબાજી તેમના દીલમાં શલ્યરૂપે સાલતી હતી, ને તેથી રમેશે હડતાલ શરૂ થયા પછી તેમને બગભગતનો આપેલો ઇલ્કાબ રઘાના દીલમાં બરાબર વસી ગયો હતો ને તેનો નીરંતર સર્વે મજુરોમાં ઘણા જ ઝનુનથી પ્રચાર કરતા હતા.]

વીરાજી-[જરા હસીને] જરા હળવે રઘા ભગત! શેઠ ઓફીસમાં આવી પહોંચ્યા છે!

રઘો-તેમાં કોઇના બાપની ચોરી છે કંઇ? શેઠ સાંભળશે તો તેમને યે જરા ચાનક આવશે.

વીરાજી-[પછી કાસમ તરફ ફરીને] કેમ? તારા મુસ્લીમ બીરાદરો કેમ છે?

કાસમ–[હસીને] તૈયાર છે વીરાભાઇ! પાણીદાર ઘોડાની માફક હણહણી રહ્યા છે. છુટા મુકો તો પછી કહો તે કરે!

રઘો–વાહરે કાસમભાઇ! વળી પાછા ચંસક્યા કે?

કાસમ–[વીરાજી તરફ વળીને] મને આંખે રસ્તે ભગત સમજાવ્યા કરે છે કે મારીને નહી પણ મરીને જ બધી જીત મેળવાય પણ અમારા ફસ્લામીઓના દીલમાં તે આવી વાણીયાશાહી વાત કંઇ ઉતરે?

રઘો–વાહરે! ત્યારે રમેશભાઇનું બધું સાંભળેલું પાણીમાં જ ગયું કે?

કાસમ– તે ઠીક છે! સરદાર કહેશે તેમ તો કરીશું પણ દીલનો જુસ્સો કંઇ જાય કે?

વીરાજી–ચાલો તમારી મીયાં મહાદેવની જોડી ઠીક જામી છે! ચાલો હવે તમારી ટુકડીઓ પણ ગોઠવી દો જોઇએ!

રઘો–વીરાજી આજે તો મને પણ ચોકી કરવાને ઉભો રહેવા દો તો તમારો ઘણો જ પાડ માનું!

વીરાજી–વાહરે ભગત! તમારી ડાગળી ચસ્કી લાગે છે!

કાસમ–[હસીને] ભગત મને તો કહ્યા જ કરે છે કે આજે પોલીસની લાઠી વાગે તો હું સીધો સ્વર્ગે જાઉં!

રઘો–સ્વર્ગ તો ઠીક પણ આજે તો મુનીમ નવાં મેંઢાં લઇ આવે છે તેમની સામે ટક્કર ઝીલવાની ઠીક મઝા પડશે!

વીરાજી–ઠીક! પણ અમારે તમારી મુકાદમીનો ખપ વધારે છે તેથી તમે હમણાં તો લાઇનની બ્હાર જ રહેજો!

રઘો–જેવી આજ્ઞા! [જાય છે]

[થોડીવારે વીરાજી પોતાના ખાખી પાટલુન ને હાફકોટના લશ્કરી ઠાઠમાં આમતેમ પોતાની સૈનાને ગોઠવતાં ફરે છે એવામાં તુલસી ભૈયા દરવાજા આગળથી બ્હાર આવીને વીરાજીને મળવા આવે છે. તુલસીને જોઇને વીરાજી પણ આગળ આવે છે.]

વીરાજી–કયું ભૈયાજી! મારા કુછ કામ પડયા!

તુલસી–હાંજી! ખુશી તો હો! શેઠ સાહાબને કુછ પેગામ ભેજા હે!

વીરાજી–ફરમાવો.

તુલસી–શેઠ સહાબ કહતે હે કે આજ કુછ નયે લોગ આયગે...

વીરાજી–[આંખ ચમકાવી સાચી ખબર કઢાવવાને] અચ્છા નયે લોગ આતે હે! કીતને?

તુલસી–ઓ તો કુછ પુરા પત્તા નહી હે! મુનીમજી ગયે હે કુછ લાનેકું.

વીરાજી–તો પણ અંદાજ?

તુલસી–હાં કુછ પચાસ સો હોગા!

વીરાજી–[હસીને] તો હમકુ કયા હે? હમ તો બસ હરરોજકી માફક ખડા રહીશું? કંઇ થોડા ભાગ જાયગા?

તુલસી–તો રમેશ શેઠ આયા નહી હય અભી તક?

વીરાજી–નહી ભૈયાજી! એ બી મુનીમજીની જ તપાસમાં ગયા હે!

તુલસી–અચ્છા તો કુછ ગોળમાલ હોગા ઉસકે આગે શેઠજી ફરમાતે હે કે આપ લોગ સત્યાગ્રહકી બાતે કરતે હે તો ગાધીજીને તો......

વીરાજી–દેખો ભૈયાજી હમ તો કુછ બી કરતે હોંગે પણ શેઠજીને ગાંધીજીકા નામ લેના છાજતા નહી હે! કયા શેઠજી પે તે...

તુલસી–[હસીને] છોડોજી એ સબ બાત.

વીરાજી-[જુસ્સામાં આવીને] છોડે કયું? કપડામેં આટલી કાંજી મેળાવીને ગાંધીજીના નામ લેનેમેં શેઠજીકું શરમ નહી આતી હે?

તુલસી–દેખો વીરાજી! ઉસ્કે લીયે હમ તો જુમ્મેદાર નહી હે! આખર મેં શેઠજીને તો ઇતના કહા હે વો આદમી લોગ દુર ગાંવસેં આયગા ઉસ્કી પીછે પોલીસકી...

મેઘો–[ચમકીને પાસે આવીને] હેં ભૈયા પોલીસ? કેટલા પોલીસ આવશે?

વીરાજી–કેમ મેઘાભાઇ તમારી ડાગળી ચસ્કી કે શું? બ્હીક લાગતી હોય તો રવાના થાઓ!

મેઘો–[શરમાઇને પાછા જતાં] ના એ તો ખાલી જાણવાને. [જાય છે]

તુલસી–[કરડાગીમાં] દેખો તુમારે લોગ ભી બ્હારસેં કુછ ભી ઢોંગ બનાતે હેં મગર અંદરસે કોનને ડરતે હે!

વીરાજી–ભુલ્યા ભૈયાજી! ખાતરી કરવી હોય તો બોલાવું કાસમને!

કાસમ–[પોતાનું નામ સાંભળીને પાસે આવીને] કેમ વીરાજી! કંઇ કામ?

વીરાજી–ના આ તો ભૈયાજીને ફાળ પડી કે પોલીસ આવશે એટલે આપણી બધી નમાલી પલટન ઉભી પુંછડીયે ભાગી જશે.

કાસમ–[રૂઆબમાં આવીને] સાલે ભાગને વાલે કોણ હય ઇદર?

રઘા ભગત–[કાસમના જુસ્સાદાર બોલથી ખેંચાઇને] શું છે શું કાસમભાઇ?

વીરાજી–લ્યો વળી રઘા ભગતને પણ શુરાતન ચઢી આવ્યું?

[ભૈયાને પહેલાં ન જોયાથી રઘા ભગત તેની છેક સરસા થઇ જાય છે તેથી ભૈયો ચમકીને દુર ભાગવા માંડે છે]

તુલસી–એય ભગત દેખતે નહી કયા હમ ઇધર ખડે હેં!

રઘો–તો તમે ખડા હય તેમાં શું થઇ ગયું? અમે કંઇ હીન્દુ નથી કયા?

તુલસી–[તિરસ્કારથી] અરે ચલબે હીન્દુવાલે! દુરે હટ!

રઘો–[મીજાસમાં આવીને] જુઓ ભૈયા અમે કંઇ મીલકી નોકરીએ હમણું નથી તે તમારા ગમે તેવા બોલ સાંભળીએ! માટે વચારીને બોલજો!

વીરાજી–[હસીને] પણ ભૈયાજી રઘા ભગત ને એના આદમી લોક જબ વહાં ખડા રહેગા તો નવા લોકને દાખલ કરનેકે લીયે કયા કરેગા?

તુલસી–જભી તો કામ લકડીસે હે ભાઇ! તો ખાલી દીખાનેસેં તો તમ લોગ ભાગ જાયગા!

રઘો–ઠીક હવે ખરો મામલો તો આજે જાણ્યો છે તો હવે અમારૂં પાણી પણ દેખાવગા!

વીરાજી-બસ હવે ભગત તમારે કામે જાઓ! કહો ભૈયાજી બીજું કંઇ?

તુલસી–ઓર તો કુછ નહી! આપ લોગકે સામને ખડે રહેનેમેં હમારે દીલમેં તો બહોત રંજ લગતે હે મગર...

વીરાજી–[જરા ધીમેથી] દેખો ભૈયાજી! તમારા દીલમાં કંઇ લગતી હય!

તુલસી–[જરા પીગળીને] તો કયા હમ પાગલ હેં! તુમ લોગોંકી સાથ ઇતના વરસ મેં કામ કરને કે બાદ હમારે ભાઇ જેસે કામદારોકે સામને લાઠી ચલાનેકા હમકું કુછ થોડા પસંદ હય?

વીરાજી–[તુલસી પર નજર ફેરવીને] તો ફીર?

તુલસી મગર કરે કયા? પેટ તો હય!

વીરાજી–ત્યારે હમારે તો પેટને બદલે ખાડા હશે ખરૂં ને? તે અમે સેંકડો હડતાલીઆ જીવીએ છીએ તો તમારા થોડા ભૈયાનું પેટ નહી પુરે?

તુલસી–હમ સબ કુછ સમજતે હય! ઔર મેરે નવે સાથીદાર ઐસી બોત બાત કરતે હય! [પછી વીરાજીના છેક કાનમાં

બોલતાં] મગર અભી તક કુછ નહી હુઆ! [પછી જરા જોરથી] સમજે!

[એટલામાં ડાબી બાજુના રસ્તાપર ખુબ ધુળ ઉડતી દેખાય છે તે ઉપરથી રામપરથી નવા માણસો આવતા હોય એવો ભાસ થાય છે]

વીરાજી–દેખો ભૈયા સો વાતની એક વાત!

[ડાબી બાજુ તરફ આંગળી કરીને] મુનીમજીકે નયે આદમી ઉદર આતા હૈ! તો આખર મેં એટના યાદ રખના કે તુમારે જાઇસે અચ્છે પરદેશી લોગકુ અમારે સેંકડો ગરીબોંકે પેટ પર પગ મુકના અચ્છા નહી હૈ! જલ્દી નીકલકે હમારી સાથમેં આ-જાઓ! સમજે જી!

તુલસી-[ખાલી માથું ધુણાવે છે]

વીરાજી–ઔર તુમારે શેઠજીકુ કહેના કે હમ તો પાગલ લોક હય મગર ગાંધીજી ઔર સત્યાગ્રહકા નામ લે કર કપડેમે ઇતની કાંજી ડાલના એ તો ગરીબ બીચારે હજારો લોકોની રોટીમેં ધુળ નાંખવા જેવું છે, જાઇસે સફેદ ખાદી પહેરતે હો......

તુલસી–[હસીને] કભી કભી તો પહેરન ભી નહી ડાલતે હય!

વીરાજી–ઐસા સફેદ ઔર શુદ્ધ નામ ઔર કીર્તી વધારવા ને એ કાંજીકા ઝગડા એ સબ પાગલપન છોડ દો!

તુલસી–અચ્છા વીરાજી બહુત મહેરબાની! [આંખ ચમકાવીને જાય છે]

[હવે ૫૦–૫૭ ગામડી માણસોની હાર ધીમે ધીમે કારખાના તરફ આવતી દેખાય છે, તેમની છેક આગળ મુનીમ માવજીભાઇ અંગોછા વડે કપાળ પરથી પરસેવો લહોતા આવતા દેખાય છે. તેમની બાજુ પર દેવો નામનો રામ-પરનો એક રજપુત છે. તે તેમ જ તેનાં માણસોને કારખાનાંની કંઇ ગમ નથી ને માવજીભાઇ તેમને ખોટું સાચું સમજાવીને સારા શીરપાવની આશા આપીને અહીંયા દોરી લાવ્યા છે.]

[આ કાળાં મેદાને આવતાં જોઇને વીરાજી પડકાર કરવા માંડે છે તે સૌ લોક ઝીલે છે.]

વીરાજી–બોલો (કામદારોકી જય!)
(હડતાલવાલોકી જય!)
(રમેશભાઇકી જય!)

[સર્વે આ બુમો ઝીલે છે તે સાંભળીને હવે છેક પાસે આવી પહોં-ચેલા માવજીભાઇ છેક ઉકળી જાય છે ને સામો પડકાર આપે છે]

માવજીભાઇ–બોલો સર્વે રામપરવાસી-ભાઇઓ. શેઠ શામળદાસકી જય!
સદ્‌ સંતોકી જય!
શેઠ સાહેબકી જય.

દેવો ને તેના } [છેક લુખ્ખા ને નબળા
સાથીઓ } અવાજે] શેઠ શા...મ...ળ...દા...સ...ની જય.

[આ ટોળાની પાછળ તેના રક્ષણ સારૂ પોલીસની નાની ટુકડી પણ આવી પહોંચે છે ને સામે હડતાલી-આનું જુથ જામેલું જોઇને તેનો ઉપરી જમાદાર માવજીભાઇની પાસે આવી પહોંચે છે ત્યારે જમણી બાજુના ઝાડની બાજુએથી એચીંતો રમેશ સાઇકલ પર ધસી આવે છે ને જાણે અચાનક તે ને તેના હડતાલીઆઓ પાછળ ઉભેલા ભૈયાઓ અને આગળ આવેલા નવા રામપરના માણસોની વચ્ચે આવી જાય છે. રમેશને આમ નાટકી ચપળતાથી આવેલો જોઇને મજુરો ફરીથી હવે તો પુર જોશને દમામથી ગગનભેદી ગર્જનાઓ કરે છે]

મજુરો–બોલો કામદારોકી જય!
હડતાલવાલેકી જય!
રમેશ સહાયકી જય!
હીન્દુ મુસલમાનકી જય!

[આથી વળી છેડાઇને માવજીભાઇ વળી સામા પોકાર કરાવે છે]

માવજીભાઇ–બોલો રામપરવાસીભાઇઓ શેઠ શામળદાસની જય!

દેવો ને સાથીઓ–[અણધાર્યો મામલો જોતાં જરા ઢીલા પડીને છેક ધીમા અવાજે] શેઠ શા...મ...ળ...દા...સ...ની જય!

મજુરો–[કીલકીલાટ કરતાં] બગભગતકી જય!

[આ બધો ગરબડાટ જામતાં ડાબા હાથ પરની ઓરીસમાં ઘણી આંખો ટીકવા માંડે છે. તરત કાંતા અટારી પર ચઢી જાય છે ને જેવી રમેશને જુએ છે ને પછી તેની આસપાસ એક બાજુએ ભૈયાઓની અને બીજી બાજુએ પોલીસની લાઇન જુએ છે એટલે તે તો બાવરી બનીને બુમ પાડે છે.]

કાંતા–[દુરથી] રમેશભાઇ.....રમેશ..... રમેશ......

રમેશ–[થોડી વાર આગળ પાછળ જોયા પછી કાંતાની સામે જોઇને] કેમ કાંતા, શું છે?

કાંતા–[દુરથી] એક ઘડી અહીંઆ આવો એક વાત કહું......

રમેશ–માફ કર...કાંતા...પછી આવીશ...

[આ સાંભળીને કાંતા તો ગભરાટથી ગાંડી જેવી થઇને થોડીવાર માથે હાથ દઇને ઉભી રહે છે ને પછી નીચે દોડવા માંડે છે]

રમેશ–[કૃત્રીમ મીઠાશથી] પધારો માવજીભાઇ! અહોહો! રામપરથી કંઇ ઘણા જુર લઇ આવ્યા ને શું?

માવજીભાઇ–[ખુબ ગુસ્સાના આવેશમાં] તેમાં તમારે શું? તમને રામપરની શી ખબર? [પછી પોતાનાં માણસ તરફ જુએ છે.]

રમેશ–[બરફ જેવા ઠંડા અવાજે] આમ આકળા શું કરવા થાઓ છો! તમારા જેવા મહાપુરૂષોનાં પરાક્રમ તો કંઇ ઢાંક્યાં રહે? [પછી દેવા તરફ ફરીને] ને આ કોણ દેવાભાઇ કે?

માવજીભાઇ–[વળી વધારે ઉકળીને] ઓહો! તમારી સી. આઇ. ડી. તો સરકારથી પણ ભારે છે ને શું?

રમેશ–[કટાક્ષથી] ગમે તેવી તો યે કંઇ તમારા શેઠની સી. આઇ. ડી. ને પહોંચે?

માવજીભાઇ–[તોછડાઇથી] બહુ સારૂં હવે તમારાં માણસોને કહી દો કે હવે આ દરવાજા આગળથી ખસી જવામાં જ સાર છે!

રમેશ–અહોહો! કંઇ ઘોડે ચડીને આવ્યા દેખાવ છો ને શું? પણ દેવાભાઇને ને તેમના માણસોને ન્હાપાણી કે હુકોપાણી તો કરવા દેશો કે નહી?

માવજીભાઇ–તેની તમારે શી પંચાત? એ તો બધા સ્ટેશન પર પરવારીને.....

દેવો–હા પણ માવજીભાઇ જરા ચલમ...

માવજીભાઇ–[બાજી બગડતી જોઇને ખુબ ગભરાતાં] અરે દેવાભાઇ! અંદર ચલમ ને ન્હા-જે જોઇશે તે મળશે આ બુદ્દીને તમે ઓળખતા નથી?

દેવો–તે આ ભાઇ કોણ છે? માણસ તો સારા............

પીરાજી } [ખુબ હસીને માખલીઓ
રઘો } કુટતાં] શાબાશ! શાબાશ! દેવાભાઇની જય!

માવજીભાઇ–એ તો અમારી મીલનું તાળું વાસનાર જુના વીવીંગ માસ્તર!

રમેશ–તે હું જ. મારૂં નામ રમેશ. જય જય! તમને ને સર્વે રામપરવાસીઓને.

દેવો–ઓહો એમ? જય જય તમારે વીષે અમારા અહીંઆના કેટલાક સગાઓની મારફત ઠીક સાંભળ્યું છે! પણ...

માવજીભાઇ–[હવે તો ગુસ્સાથી તેમની આંખે અંધારાં આવે છે] બસ બસ! ખબરદાર દેવાભાઇ આ નાદાન માણસો સાથે વાત કરી તો!

દેવો–[જરા ચીઢાઇને] તેમાં આવડો બધો મીજાસ તે શાનો કરતા હશો? તમારૂં એવું શું ખાધું છે કે આટલી વાતે ન કરીએ? અમારા કંઇ થોડા દુશ્મન છે?

માવજીભાઇ–[મહામુશ્કેલીથી જરા સંયમ રાખીને] દુશ્મન તો હજારવાર....એ રમેશે તો આ બધા લોકોને ચઢાવીને હડતાલ પડાવી છે.

[રમેશ, વીરાજી વગેરે આ સંવાદ સાંભળીને ઘણી લ્હેરમાં આવે છે.]

દેવો–એમ? પણ ત્યારે આ બધા તો તમારા નવા મજુરો છે ને?

વીરાજી–[જોરથી હસતાં] હા...હા...... હા...હા...

માવજીભાઇ–[કચવાઇને] હા...ના...આ તો હડતાલીયા હુલ્લડખોર છે!

દેવો–[જરા સખ્ત અવાજે] માફ કરજો પણ માવજીભાઇ તમે તો એમ કહ્યું હતું કે હડતાલીઆ તો ગામ છોડીને ચાલી ગયાં છે......

વીરાજી } [વધારે હસતાં] હા...હા...
રધો } હા...ચાલી ગયા...હા...હા
લક્ષ્મણ } ...કાલા ભોળા...ચાલી ગયા
...હા...હા...

માવજીભાઇ–[જુદાણુ ફેરવી તોળતાં] હા...પણ તમને બધાને આવતા જાણીને ધીંગાણું કરવાને પાછા આવી પહોંચ્યા!

રમેશ–[જરા કડણ અવાજે જોરથી ધાંટો પાડીને સર્વે રામપુરવાસીઓને સંભળાવતાં] સોએ સો ટકા હડહડતું જુઠાણું...હડતાળીઆઓએ કદી પણ ગામ કે મીલનું પાસુ છોડયું જ નથી!

દેવો–[ઝંખવાણા પડેલા માવજીભાઇ સામે જોઇને] એમ? ત્યારે શું મુનીમ તમે અમને આ બધા ગરીબ લોકોના પેટ પર પગ મુકવાને બોલાવ્યા છે?

[આમ બાજી કથળતી જોઇને દેવાના એક ઉસ્તાદ મદદનીશ અમથાના કાનમાં માવજીભાઇ ફુંક મારે છે તેથી હવે તે આગળ આવે છે]

અમથો–દેવાભાઇ તમને વળી શું થયું છે? આપણા આટલાં બધા માણસો બે પૈસા કમાવાને આટલા ગાઉ આવ્યા ને હવે આવી કાલી કાલી વાતો શું કરો છો જો?

માવજીભાઇ–[ખુશ થઇને] શાબાશ!

રમેશ–કોણ તમે......

દેવો–અમથાભાઇ!

રમેશ–ઠીક અમથાભાઇ! રામ રામ!

અમથો–રામ રામ! પણ અમારે હવે વખત ગુમાવવાનું કામ નથી. અહીં આ શું બધા ઉભા રહ્યા છે–ચાલો રસ્તો કરો!

દેવો–પણ અમથાભાઇ! આ રમેશભાઇની વાત તો સાંભળો!

અમથો–સાંભળો તમે નવરા હો તો અમે તો મજુરી કરીને બે પૈસા કમાવા આવ્યા છીએ! કેમ ખરૂં ને?

સર્વે રામપુરવાસીઓ–રસ્તો, ચલાવો આગળ ધસો રસ્તો કરો.

માવજીભાઇ–શેઠ શામળદાસની જય.

સર્વે રામપુરવાસીઓ–શેઠ શામળદાસની જય.

[હવે જમાદાર આગળ આવીને જુસ્સાથી બધાને હુકમ કરવા માંડે છે ને તેમ

કરતાં નેતરની સોટી ચમકાવે છે. તેની બગલમાં મોટો ચાબુક પણ છે.]

જમાદાર–ચલાવો....હડતાલવાળા ખસી જાઓ રસ્તામાંથી...નહી તો પછી...

રમેશ–[મામલો પલટાતો જોઇને ચાલાકીથી એકદમ છલંગ મારીને પાસેના ઝાડની ડાળી પર ચઢી જાય છે ને તે ઉંચા સ્થાન પરથી બોલે છે] ખબરદાર મારા કામદાર બીરાદરો, હવે તૈયાર ને હોંશીઆર થાઓ. બધા હાથમાં હાથ ભરાવીને લોખંડની સાંકળની માફક, પથ્થરની દીવાલની માફક, મજબુત રહો. ને તમે સાચા હીંદુ હો કે સાચા મુસલમાન હો. સાચા ખેડુત હો કે બહાદુર રજપુત હો. તમે બાયલા હીચકારા ન હો પણ સાચા શુરા સત્યાગ્રહી હો તો તમારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી એક પણ માણસને તમારી વચ્ચેથી અંદર જવા ન દેશો. છતાં પાછળથી ભૈયા લાઠી મારે કે આગળ પોલીસ ડંડા લગાવે તો મરદની માફક સહન કરજો પણ સામુ એક કડવું વેણ બોલશો નહી ને એક કાંકરો સરખો પણ મારશો નહી.

[આ સાંભળીને સર્વે હડતાલીઆ પાકી સળંગ દીવાલ બનાવીને ઉભા રહે છે ને તેમનાં થોડાં ફાજલ માણસ બન્ને બાજુએ ઉભાં રહે છે,]

[પણ બીજી પાસ રમેશના આવા મરણીઆ શુરાતનના બોલ સાંભળીને રામપરના માણસો દંગ થઇને ઘડીભર ઉભા રહે છે. દેવો કંઇ બોલવા, કંઇ પુછવા માગતો જણાય છે. તે કંઇ હાથ ઉંચા કરે છે. પણ માવજીભાઇ ને પોલીસ હવે રમેશની ઉસ્તાદીને જરાયે વધારે અવકાશ આપવા દેવા ઇચ્છતા નથી તેથી જમાદારની ને અમથાની આગેવાની નીચે રામપરના માણસો આગળ વધે છે ને જમાદાર વીકાળ રાડ પાડે છે.]

જમાદાર–બસ હવે છેલ્લી તાકીદ દુર હઠો–જલ્દી...એકદમ

વીરાજી–[બાજુ પરથી] જમાદાર સાહેબ આ બધા કાચા પોચા માણસ ના સમજશો હો!

જમાદાર–[ખુબ ચીઢાઇને] એમ ત્યારે નહી હઠવાના?

લક્ષ્મણ—નહિ જ.

જમાદાર—એકવાર...બેવાર....ને ત્રણવાર.

[ત્રણ વાર કહેતાંની સાથે જ જમાદાર પોતાનો લાંબો ચાબુક વીજળીક ત્વરાથી પોતાની બગલમાંથી કાઢીને એવી ઉસ્તાદીથી વીંઝે છે કે સામેના ઘણા હડતાલીઆ તેના ખુની સપાટામાં આવે છે. એક બે તમ્મર ખાઇને નીચે પડે છે. ઘણાખરાને હાથે કે પગે સખત ચમકી લાગે છે.

રમેશ—[હજી ડાળ પરથી મોટો પોકાર નાખે છે.]

ખબરદાર! જમાદાર સાહેબ કયા કાયદા મુજબ તમે આ ચાબુક ફેરવો છો? મારા હડતાલીયા ભાઇઓ ખબરદાર શાંત રહો. સહન કરીને ખડા રહો!

જમાદાર–[હજી હડતાલીઆની સામે જોઇને ચીઢાઇ ફરી વાર ચાબુક ચલાવવાની ધમકી આપતાં] કાયદો બતાવું?...બીજી વાર?

[એમ બોલીને ચાબુક વીંઝે છે. એવામાં કોઇની કલ્પનામાં પણ કંઇ આવે તે પહેલાં તો રમેશ ધમ લઇને ડાળ પરથી ભુસકો મારીને પોતાના અનુયાયીઓની આગળ ને જમાદારની સામે આવીને પડે છે. પણ તેવામાં જ જમાદારના ચાબુકની આંટીમાં તે આવી જાય છે તેથી તેને

ચાબુકનો ફટકો વધારેમાં વધારે લાગે છે એટલું જ નહી પણ તેના જોરથી તે જોશથી જમીન પર પટકાય છે ને કોઇ તેને મદદ કરી શકે તે પહેલાં તે જમીન પર તમ્મર ખાઇને પડે છે.]

[ચારે પાસ હાહાકાર થાય છે]

વીરાજી—અરે......રમેશભાઇ !

રઘો—અરે...જો જો...પડયા...

દેવો—રમેશભાઇ કચ્ચરઘાણ...

કાસમ—અરે યાર રમેશભાઇ તો બેભાન થઇ ગયા......

[બધાનું કુંડાળું ચારે પાસ ફરી વળે છે ને ખુબ હાહાકાર થાય. છે કાંતા ક્યારની યે દરવાજાની અંદરથી અણસારથી બધો મામલો જોતી હતી તે રમેશને ચાબુક ફરી વળતી જોઇને ચીસ પાડી બ્હાર દોડી આવે છે]

વીરાજી—ખસી જાઓ.

દેવો-[પોતાનો ફેંટો ફાડીને પાટો બનાવીને] લ્યો આ પાટો બાંધી દો.

[વીરાજી ઝટપટ જમીન પર બેસી રમેશનું લોહીલુહાણ માથું પોતાના ખોળામાં લઇને પાટો બાંધવા માંડે છે તુલસી બૈયા એવામાં પાણી લઇ આવે છે.]

તુલસી—વીરાજી એમના મ્હોં પર પાણી છાંટો ! રમેશ સહાબ !

[એવામાં કાંતા દોડતી દોડતી આવીને ટોળામાં ઘુસી જાય છે.]

કાંતા—[જેમતેમ રડવું રોકી રાખીને] ખસી જાઓ જોઇએ વીરાજી ! લોહી નીકળ્યું આટલું બધું ?]

[બહુ રોકવા છતાં કાંતાની આંખમાંથી શ્રાવણ ને ભાદરવો ચાલે છે ને તે આસ્તેથી વીરાજીના ખોળામાંથી રમેશનું માથું પોતાના ખોળામાં લે છે ને તુલસી પાસેથી પાણી લઇને થોડું તેના મ્હોં પર છાંટે છે ને થોડુ તેને પીવરાવવાની કોશીષ કરે છે પણ તે બેભાન હોવાથી પી શકતો નથી.

[આમ બધા ઉભા છે તેવામાં માવજીભાઇ મારફત ખબર મળવાથી શેઠ શામળદાસ ને માધવજી પણ આવી પહોંચે છે. હડતાળીઆ શેઠની સાથે ઘણા ચીઢાયેલા હોવા છતાં અદબથી રસ્તો આપે છે]

શામળદાસ—રમેશને તો ઘણું વાગ્યું છે!

માધવજી—કાંતા તું અહીંયા ક્યાંથી ?

કાંતા—[ગુસ્સામાં ને શોકના આવેશમાં] ગમે ત્યાંથી.

માધવજી—ઠીક ભૈયાજી રમેશને સાચવીને આપણી મીલની હસ્પીતાલમાં લઇ જાઓ !

વીરાજી—ખબરદાર શેઠ ! રમેશભાઇનો ખાસ હુકમ આવા કંઇ અકસ્માત વખતે તેમને સીવીલ હસ્પીતાલમાં લઇ જવાનો છે !

શામળદાસ—તે ઘાયલ થાય ત્યારે પણ અમારો હક નહી કે ?

વીરાજી—નહી જ. તમે તો ધુતકારી કાઢયા ત્યારથી તમારા મટીને અમારા થયા.

શામળદાસ—ઠીક ભાઇ એમનું કહ્યું માનો. આપણો હાથ અત્યારે નીચો થયો.

માધવજી—ઠીક ત્યારે આપણી મોટરમાં તો મુકી આવીએ ને ?

વીરાજી—હા તેની ના નથી.

શામળદાસ—ત્યારે ભૈયા મારી મોટર મંગાવો જોઇએ !

તુલસી—જી. સહાબ.

દેવો—માફ કરજો શેઠ સાહેબ તમારા મુનીમે અમને બહુ જુલાણાં કહીને...

માધવજી—હવે ગઇ ગુજરી જવા દોને.

દેવો—ગઇ ગુજરી. કેમકે રમેશભાઇના અને આ ગરા હડતાલીઓના ખરા દુશ્મન

તોઅમે બન્યા. જો અમે આ ભાઇઓના પેટ પર પગ મુકવાને ન આવ્યા હોત તો આ ચાબુકોનો માર તેમને પડત નહી ને રમેશ સાહેબની જીંદગી જોખમમાં આવત નહીં.

શામળદાસ–મુનીમે તમને કંઇ સમજાવવામાં ભુલચુક કરી હશે...

દેવો–ભુલચુક નહી શેઠ, હડહડતું જુઠાણું.

મુનીમ–શેઠ સાહેબ......

માધવજી–[અણસારો કરીને વાત કરતા વારે છે એવામાં મોટરનો અવાજ થાય છે. મોટર આવે છે તેમાં વીરાજી, દેવો, તુલસી, બધા મળીને રમેશને આસ્તેથી સુવાડે છે ને તે ગોઠવાય છે એટલે આ ભાઇઓની સાથે કાંતા પણ મોટરમાં ચડી બેસે છે. મોટર તરત ચાલવા માંડે છે.]

માધવજી—કાંતા...તું ક્યાં......

કાંતા–રમેશભાઇને મુકીને પાછી આવું છું

માધવજી–પણ આટલા બધા માણસોમાં..

શામળદાસ–કંઇ નહી એનું દીલ દુખાય છે તો જવા દો એને. મોટરની સાથે પાછી આવજે બેન.

કાંતા -[આસું સારતે] સારૂ.

[મોટર ચાલે છે એટલે સર્વે ગગનભેદી ગર્જના કરે છે તેમાં ભૈયા પણ ભળે છે.]

બોલો કામદારોની જય!

રમેશ સાહેબની જય,

હડતાલવાલેકી જય,

હીંદુ મુસલમાનકી જય.

કાસમ, લક્ષ્મણ } [બાજુ પરથી જરા છુપાઇને] બગભગતની હાય હાય! બગભગતની હાય હાય!

[આ શબ્દો સાંભળીને સર્વે શેઠના સામે જુવે છે. તેથી શેઠ ચીઢાય છે ને વીકાળ આંખ કરીને પછી ફરી ફરીને અવાજની દીશામાં જોતા માધવજી ને મુનીમની સાથે ચાલી જાયછે.]

[પડદો પડે છે.]

## અંક ત્રીજો

[સ્થળ: મજુરોની ચાલીઓની પાસે બિક્ષુ શીવાનંદનો આશ્રમ. રમેશનો જખ્મ રૂઝાયા પછી થોડા દીવસથી ઇસ્પીતાલમાંથી નીકળી તે આ આશ્રમમાં રહેવા આવેલો છે.]

[દરમ્યાનમાં હડતાલ ત્રણેક અઠવાડીઆં ચાલ્યા પછી રમેશની ગેરહાજરીમાં જોઇતી મદદ તેમજ પ્રોત્સાહનને અભાવે મજુરોની હડતાળ ભાંગી ગઇ હતી. રમેશે પણ ઇસ્પીતાલના બીછાના પર પડયે પડયે તેમની લાચારી ને ભુખમરો જોઇને કકળતી આંતરડીએ તેમને શેઠ શામળદાસની શેતાની નીતિને શરણે થવાની સલાહ આપી હતી. તેથી ઘણાખરા તો પાછા મીલમાં દાખલ થઇ ગયા હતા. પણ વીરાજી જોબર, લક્ષ્મણ, ને ભૈયા વગેરે હડતાલના મુખ્ય આગેવાનોને શેઠે પાછા દાખ કર્યા ન હતા, તેથી હજી કામદારોના દિલમાં કુદરતી રીતે અસંતોષની જ્વાળાઓ સળગતી રહી હતી ]

[હજી સુધી શેઠ શામળદાસ પણ હડતાલ લંબાયાથી ને તે સંકેલાયા પછી પણ મીલને પાછી ઠેકાણે પાડવાને સારૂ ત્યાંજ રોકાઇ ગયા હતા. તેમણે ઘણીવાર માધવજી ને કાંતાની મારફત પોતાને મળી જવાને રમેશને સંદેશા કહાવ્યા હતા છતાં બીમારી ને નબળાઇનું બ્હાનું કાઢીને હજી રમેશ તેમનાં દર્શન કરવા ગયો ન હતો. પણ છેવટે શેઠને આજે રવિવારે મુંબઇ જવાનું હતું તેથી કંઇક ખાસ કામસર સ્ટેશન પર જતાં પાંચ દશ મીનીટ રમેશની ખબર પુછવાને તેની મઢુલીમાં ડોકીઉં કરશે એવી ખબર તેમણે મોકલી હતી.]

[રંગભુમિ પર મહુલીમાં રમેશનો બેસવાના ઓરડાનો વિશાળ ખંડ દેખાય છે. તેની પાછલી બાજુએ પડતી બે બારીમાંથી જરા દૂર મજુરોની મેલી ને ગંદી ચાલીઓ દેખાય છે–ને વચમાં દેખાતાં થોડાંઘણાં ઝાડની છાયામાં મજુરોનાં છોકરાં રમતાં દેખાય છે ને કિલકિલાટ કરતાં સંભળાય છે. ખંડમાં એક બે કંતાનની આરામ ખુરશીઓ પડેલી છે–એક ગાદી બીછાવેલી છે–બે ત્રણ લાકડાની ખુરશીઓ છે–ને બાકી બાજુપર થોડાંઘણાં આસન ને મૃગચર્મોનો નાનો ઢગલો કરેલો છે. ગાદીની બાજુપર બેસીને લખનાનું ટેબલ છે. તેના પર તેમજ ગાદી પર થોડીઘણી ચોપડીઓ, છાપાં વગેરે સાહિત્ય વેરાએલું પડયું છે. ખંડની ડાબી બાજુએ બ્હારથી આવવાનો દરવાજો છે અને જમણી બાજુ પરના બારણામાંથી ભિક્ષુના ઓરડામાં અને રસોડામાં જવાનો રસ્તો છે.]

[પડદો ઉઘડે છે ત્યારે રમેશ આમતેમ અસ્વસ્થ ચિત્તે આંટા મારતો દેખાય છે તે ઘડીભર કંઇક છાપું ઉભે ઉભે ઉઘાડે છે ને પછી તેને બાજુ પર ફેંકી દે છે. એવામાં જમણી બાજુ પરથી ભિક્ષુ શીવાનંદ દાખલ થાય છે.]

શીવાનંદ–કેમ ભાઇ! આજે તો રોજના કરતાં પણ કંઇ વધારે અસ્વસ્થ દેખાઓ છો!

રમેશ–[જરા નરમ પડીને નમસ્કાર કરતાં] હાજી હવે થોડી મીનીટમાં શેઠ સાહેબના મુખારવિંદનું દર્શન કરવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થવાનું છે તેથી મારી રંક બુધ્ધિ અકળાવિકળા થઇ જાય છે.

શીવાનંદ–શેઠ આવે તો ભલે પણ તમારાથી આવી નાજુક તબીયત, છતાં આમ દોડાદોડી થાય કે?

રમેશ–[વધારે નરમ પડી કંતાનની ખુરશી પર બેસતાં] માફ કરજો, ભિક્ષુજી. તમારી સલાહ તો ખરેખર સોનાની છે પણ મારી બીમારીથી તો મારૂં મગજ શાંત થવાને બદલે એવું નાજુક થઇ ગયું છે કે જરા જરામાં તે ખળભળી ઉઠે છે.

શીવાનંદ–[બીજી કંતાનની ખુરશી પર બેસતાં] કંઇ નહિ. અભ્યાસ ખંતથી ચાલુ રાખશો તો સમતા મેળવવી મુશ્કેલ નથી.

રમેશ–[શાંત થતાં] તમારાં વચન તો સોનાનાં જ છે.

શીવાનંદ—[વાત બદલતાં] તે શું શેઠ એકલા આવવાના છે શું?

રમેશ—નાજી. ઘણું કરીને તેમના મેનેજર માધવજીભાઇને [જરા અચકાઇને] તેમની છોકરી...

શીવાનંદ—[મોઢું મલકાવીને]...કાંતા! એમ એ પણ તમને મનાવવાને આવવાની છે શું?

રમેશ—જરા ગંભીર થઇને નજર નીચે [રાખીને] હાજી.

શીવાનંદ—ત્યારે તો તમારે ધર્મસંકટ પ્રાપ્ત થશે.

રમેશ—[આંખ નીચે રાખીને લાગણીના ઉભરાને શમાવતાં] હાજી.

શીવાનંદ–[જરા આંખ ચમકાવીને] કેમ રમેશ તમે આટલા ગંભીર...દુખી થઇ ગયા?

રમેશ—સાચું પૂછો તો આજને અવસરે એ આવે તે તો મને જરાય પસંદ નથી.

શીવાનંદ—[ગંભીર થઇને] એ તો એમ જ હોય. તમારે એની લાગણીનો પણ વીચાર કરવો તો જોઇએ જ ને.

રમેશ એ વીચાર તો કરી લીધો છે ને નીર્ણય પણ તમને જણાવી દીધો છે.

શીવાનંદ-તે તો ખરૂં છે. પણ હજી યે ફરી વીચાર થઇ શકે.

રમેશ-[મક્કમ અવાજે] કદી જ નહી.

શીવાનંદ-[ખુરશી જરા રમેશની પાસે ખસેડીને] જુઓ રમેશ આવી નાજુક બાબતમાં આકળા થવાની કંઇ જરૂર નથી. બધો વીચાર કરતાં તમે શેઠના આટઆટલા વીનય ને વાત્સલ્યભાવને માન આપીને મીલમાં પાછા જોડાઓ તો તેમાં કંઇ ખોટું તો ન જ કહેવાય!

રમેશ-[ઓચીંતો ઉભો થઇને બારીમાંથી આકાશ તરફ નજર નાંખતાં] એ તો વ્યાજબી છે પણ તમે તો જાણો છો કે મેં તો મારા દીલથી છેવટનો ફેંસલો કરી લીધો છે.

શીવાનંદ-બરાબર. પણ હજી શેઠ, માધવજીભાઇ ને વળી કાંતાની પણ વાત સાંભળીને વીચાર બદલવા જેવું લાગે તો તેમાં નામોશી ન સમજવી.

રમેશ-હા...ઠીક.

[એવામાં વીરાજી ને લક્ષ્મણ ડાબી બાજુના બારણામાં દેખાય છે.]

શીવાનંદ-પધારો વીરાજી, લક્ષ્મણ.

રમેશ-પધારો ભાઇઓ કેમ કંઇ ખાસ?

વીરાજી-ખાસ તો એ જ કે શેઠ હમણાં આવવાના છે તેથી તમને ફરીથી સમજાવવા આવ્યા છીએ.

આવ્યા પછી રમે.. થતાં] ઠીક આવી મદદ તેમજ પ્રોત્સાહનને અભોષ્ટેશભગુરીના હડતાળ ભાંગી ગઇ હતી. રમેશે પણ હડપીતાલના બીજાના પર પંડયે પડયે તેમની લાચારી ને ભુખમરો જોઇને કકળતી આંતરડીએ તેમને શેઠ શામળદાસની શેતાની નીતિને શરણે થવાની સલાહ આપી હતી. તેથી ઘણાખરા તો પાછા મીલમાં દાખલ થઇ ગયા હતા. પણ વીરાજી જેબર, લક્ષ્મણ, ને જેઠો વગેરે હડતાલના મુખ્ય આગેવાનોને

શીવાનંદ-ને હવે તમે બધા વાતો કરો. હું જરા અંદર જઇને તમારા મહેમાનો માટે કંઇક સામગ્રી તૈયાર કરૂં છું.

રમેશ—અરે...પણ?

શીવાનંદ-[હસીને] ચુપ! આ બાબતમાં તો મારા વચનનો અનાદર નહી થાય!

રમેશ-જેવી આજ્ઞા! પણ અમને કોઇને મદદ તો કરવા દેશો ને?

વીરાજી—મહારાજને અમે સામાન તો લાવી આપ્યો છે!

લક્ષ્મણ-ને તેમની તહેનાતમાં બે છોકરા પણ રાખ્યા છે!

રમેશ-એ...મ?

શીવાનંદ-[હસતે હસતે] હવે...બસ? લ્યો ત્યારે જય સચ્ચીદાનંદ. [જમણી બાજુએથી અંદર જાય છે.]

રમેશ--[થાકીને ગાદી પર બેસતાં] બેસો ત્યારે ભાઇઓ આપણે જલ્દી પતાવવું પડશે કારણ કે શેઠ હવે ગમે તે મીનીટે આવી પહોંચશે.

વીરાજી--[લક્ષ્મણની સાથે ગાદીની સામે બેસતાં] અમારી વીનંતી તો ટુંકી ને ટચ છે. અમને મીલમાં પાછા રખાવવાની તમે માગણી કરો ને તમે અહીંથી ચાલ્યા જાઓ એ અમારાથી ખમાતું નથી.

લક્ષ્મણ--એના કરતાં તો તમે જ્યાં જાઓ ત્યાં અમને પહેલેથી લઇ જાઓ કે

રોકાઇ ગયા હ.. દયો એ જ અમને તો ને કાંતાની મારફત

રમેશને સંદેશા કહાવ્યાં થઇને] તમારી ને નબળાઇનું બહાનું કાઢ. પણ તમે તેમનાં દર્શન કરવા ગયા છેવટે શેઠને આજે રવિવારે મુ હતું. તેથી કંઇક ખાસ કામસર જતાં પાંચ દશ મીનીટ રમે નથી પુછવાને તેની મહેલીમાં ડોકીજે ઉંચી ખબર તેમણે મોકલી હતી.

વીરાજી--એમ ! તો યે કામદારો કામદારોની વચ્ચે તો તમારા સીદ્ધાંત મુજબ પરસ્પર વફાદારીની તો ખરેખરી જરૂર છે.

રમેશ--તેની ક્યાં ના છે ?

વીરાજી--તો પછી મુખ્ય કામદાર બાતલ થાય તો પછી નાના કામદાર શું મ્હોં લઇને પાછા જોડાઇ શકે. ?

લક્ષ્મણ--હાજી. માથા વીનાનાં ધડ ને હાથ પગ શા કામનાં ?

રમેશ--બરાબર, પણ મને બાતલ કરતા હોય તો ને ?

વીરાજી--[ગળગળે અવાજે] મજુરોએ અનાડી બનીને હડતાલ તોડી નાંખી એટલે તમે તો બાતલ જ થયા ને ?

લક્ષ્મણ--તે વખતે તમારૂં મ્હોં હસતું હોવા છતાં તમારૂં હાઇ કેટલું બળ્યું હશે તે અમે ક્યાં નથી જાણતા ?

રમેશ--[ફીક્કું હસીને] પણ તેમાં હું કંઇ મજુરોનો નહી પણ શેઠની રાક્ષસી નીતીનો જ વાંક કાઢું છું.

વીરાજી--તે તો છે જ. પણ હવે આપની જ વાત કરો. ને ?

રમેશ- ઠીક મારી કરો. તમે જાણો છો કે મને પણ મીલમાં પાછો દાખલ થવાને શેઠે ઘણીવાર કહેવડાવ્યું છે પણ જો હું દાખલ નહી થાઉં તો તે કેવળ મારા અંગત મીજાસને લઇને જ.

વીરાજી--તો પછી જ્યાં તમે ત્યાં અમે. તમારા જેવા સીંહ સાથે કામ કર્યા પછી આ બધાં શીયાળવાં સાથે રહેવાનું અમને કેમ ગમે ? [આંખમાં ઝળઝળીઆં આવે છે.]

લક્ષ્મણ--તમારી સાથે ઉત્તર ને દક્ષીણ પુરવ કે પશ્ચીમ જ્યાં કહો ત્યાં આવવાને તૈયાર જ છીએ.

રમેશ--જુઓ ભાઇઓ ! તમારો આ સ્નેહ તો ખરેખર સોને મઢીને સાચવવા જેવો છે...પણ વ્યાજબી કે વહેવારૂ નથી.

વીરાજી--કેમ સાહેબ ?

રમેશ--કારણ કે જો શેઠના આમંત્રણ છતાં પણ મારા અંગત કારણસર ન જોડાઉં તો તેમાં તમારે સંડોવાવાની જરા યે જરૂર રહેતી નથી.

વીરાજી--પણ તમારા દીલમાં યે કંઇક કારણ હશે ને ?

રમેશ--[ખોટું હસવા જતાં] મારાં કારણો ? ઈ...અને ખરૂં જોતાં કંઇ જ નથી !

લક્ષ્મણ--એ...ટ...લે ?

રમેશ--[ગંભીર થઇને] જુઓ દોસ્તો ! ખરી વાત કહું ? હું તો ઉડતું પંખી છું... હજી ગધ્ધાપચીશીમાં છું...મારે આગળ ઘરાળ નથી ને પાછળ ઉલાળ નથી...

[બન્ને મજુરો ધ્યાન દઇને સાંભળે છે.]

રમેશ--મેં થોડાં વરસ મુંબઇની કોલેજમાં અભ્યાસ કર્યો... પછી થોડાં વરસ વીલાયતમાં તાલીમ લીધી...થોડો વખત આ ગામડામાં પણ અનુભવ લીધો...ને હવે તેનું માપ આવી ગયું એટલે વળી હવે કંઇ નવા સમુદર ખેડીશ.

વીરાજી--પણ પાછા કંઇ યે જશો તો યે નોકરી તો કોઇ માલમાં...મોડા વહેલા...

રમેશ--નોકરી કરીશ એમને ? ખરૂં કહું તો તેનો પણ મને કંઇ ભરોસો નથી !

વીરાજી--પણ....ત્યારે.....કંઇક તો કરશો જ ને ?

રમેશ--(હસીને) કંઇક તો જરૂર કરીશ જ પણ હું શું કરીશ તેનો ધડો નથી. કદાચ...મજુરોના સંબંધમાં પણ...ઘણું-ખરૂં રહીશ...કદાચ મુંબઇમાં તેમને માટે નીશાળો કાઢીશ...કોઇ શેઠનો વીવીંગ માસ્તર થવાને બદલે મજુર બાળકોનો પંતુજી થઇશ...કદાચ કામદાર મંડળનો વ્યવસ્થાપક કે મંત્રી થઇશ...કદાચ કે-

ઠેકાણે હડતાલ પાડીશ...કે કદાચ કોઇ રૂપસીના ઝંપાટામાં આવી જઇશ તો પછી ઠરી ઠામ માળો બાંધીને જંપા પણ જઇશ ને તેનો તેમજ કોઇ શેઠનો જીંદગીભરનો ગુલામ પણ થઇ બેસીશ. હવે સમજ્યા!

[આ સાંભળીને વીરાજી ને લક્ષ્મણ વીસ્મય પામીને એક બીજાના સામું જુએ છે.]

રમેશ-હવે સાંભળો ભાઇઓ સો વાતની એક વાત! હું એકલો અટુલો છું. તમે બન્ને કુટુંબી બચરવાળ માણસ છો. હમણાં બધાંને દેશ મોકલાવ્યાં છે તે કંઇ જીંદગી સુધી છુટાં ન રહી શકે!......

વીરાજી-તેમના કાગળોનો વરસાદ વરસે છે

લક્ષ્મણ-મારો તો નાનો કીકલો પણ દુર દુરથી ચીસટા પાડે છેઃ

રમેશ-[જરા મોં મલકાવીને] એમ નો? ત્યારે તરસાળો તો એ આવ્યો છે કે મારા જેવા ઢંગધડા વગરના એક મીત્રની પાછળ કંઇ જ ધોરણ કે કારણ વીના રખડવાની ખાતર તમે તમારા બધાની રોટીને ન જ તરછોડી શકો, તેમ કરો તો તમને ને મને પણ તમારાં બૈરી છોકરાંની કકળતી આંતરડીનો શ્રાપ લાગે!

[એટલામાં બારીની પાછળ મોટરનો ગરગડાટ સંભળાય છે એથી બધા ટટાર થાય છે]

રમેશ-[ઉભો થતાં] જુઓ શેઠ તો આવી પહોંચ્યા! હવે બધું મારા પર છોડીને તમે નીશ્ચીંત બ્હાર બેસો! કેમ બરાબર છે?

વીરાજી-[લાચાર ને ઉદાસ ચ્હેરે] તમે ...કહો...તેમ...

લક્ષ્મણ-પણ અમારું દીલ તો બળે છે:

રમેશ—[ઉભો થઇને] હાય...જરા મારો વીચાર કરો...મને આ મીલ...બધા મજુરો તમારા જેવા વફાદાર સાથીઓ...બંગલો... સાયબી...બધા સ્નેહ સંબંધ...એ બધું છોડી દેવાનું સહેલું લાગતું હશે?...

વીરાજી—તે તો ખરું જ.

રમેશ—ચાલો હવે દોડી પહોંચીને શેઠનું સ્વાગત કરીએ તમે પાસે જ રહેજો.

લક્ષ્મણ }
વીરાજી } —જેવી આજ્ઞા

[બન્ને જાય છે. રમેશ બારી આગળ જાય છે. મોટરની આસપાસ કામદારો ને બાળકોનું જુથ જામેલું છે. શેઠ, માધવજી ને કાંતાને શીવાનંદજી રસ્તો કરી આપે છે. એવામાં વીરાજી ને લક્ષ્મણ પણ મદદે આવી પહોંચે છે. શેઠ બધાને સાકર પીરસતા પીરસતા હસતે ચ્હેરે રમેશના મકાન તરફ આવી પહોંચે છે. આ બધું જોયા પછી રમેશ કોટ ને ટોપી પહેરીને દરવાજા આગળ જાય છે. જરા બહાર પણ નીકળે છે ને પછી પહેલી કાંતા પછી માધવજી ને પછી શેઠની સાથે રમેશ ખંડમાં દાખલ થાય છે. બીજી બાજુએથી શીવાનંદ આવી પહોંચે છે.]

શીવાનંદ—પધારો શેઠજી......માધવજીભાઇ...કાંતાબ્હેન! બેસો.

શામળદાસ—ઓહો! શીવાનંદજી તમારાં તો ઘણે વખતે દર્શન થયાં!

શીવાનંદ-હાજી આપણે ઉટડીયા મહાદેવની જાત્રામાં મળેલા પછી તો નર્મદા કીનારે ઘણું પર્યટન કરીને થોડા મહીનાથી જ પાછો આવી પહોંચ્યો છું!

માધવજી-જય જય શીવાનંદજી!.

કાંતા-[મુખ મલકાવીને] નમસ્કાર સ્વામીજી!

રમેશ-આ ગાદી પર પધારો!.

[સર્વે ગાદી તરફ આવે છે. શેઠ એક બાજુ પર ને માધવજી બીજી બાજુ પર બેસે છે. રમેશ એક છેડે બેસે છે કાંતા આમતેમ દોડાદોડ કરે છે. ઘડીક વાર બારીમાં ઉભી રહે છે. મજુર બાળકોની ચર્ચા જુએ છે. ઘડિક કંઇક છાપું લઇને તેમાં આંખ પરોવે છે.]

શામળદાસ–અમારા રમેશભાઇની તમે આટલી ખાતર બરદાસ કરી તે માટે મારે તમારો ઘણો જ આભાર માનવો જોઇએ.

શીવાનંદ–રમેશભાઇ તો પંચમહાભુત જેવા છે. હવા ને આકાશ જેવા. જ્યાં જાય ત્યાં તેમનું ઘર...ને કોઇને એ ભારે ન પડે.

રમેશ–શીવાનંદજીની કૃપા અઢળક છે.

શીવાનંદ–[જવાની તૈયારીમાં] ઠીક હવે મારે આપ મહેમાનોની રજા લેવી જોઇએ... જરા આપ સર્વેની સરભરા કરૂં!

શામળદાસ–શીવાનંદજી આ તો અન્યાય થાય છે. તમારાથી તે વળી એવી તકલીફ લેવાય?

શીવાનંદ–પણ આપ સર્વેએ મારી ગરીબની ઝુંપડી પાવન કરી તો સચ્ચીદાનંદની થોડી પ્રસાદીની કંઇ ના કહેવાય?

માધવજી–[શામળદાસ તરફ વળીને] હવે સાધુ મહારાજનો આટલો બધો આગ્રહ છે તો કંઇ અવીનય થોડો જ કરી શકાશે?

કાંતા–હારતો વળી! તે દીવસે આપણે શીરજોરી કરીને ચ્હા પીવડાવી હતી તો આજે તેમને ઘેર આપણે પણ પીવી પડશે તો!

રમેશ–ને વળી અહીંઆ તો મારા ઉપર શીવાનંદજી છે!

શામળદાસ–ઠીક ભાઇ [શીવાનંદ તરફ વળીને] જેવી આસા પણ હું ચ્હા નથી પીતો માટે તેની માફી આપજો.

શીવાનંદ–આપને માટે દુધ ખાસ તૈયાર રાખ્યું છે.

કાંતા–ને હમણાં મદદ કરવાને આવી પહોંચું છું સ્વામીજી!

શીવાનંદ–જરૂર! [જાય છે]

[પછી ગાદીની આસપાસ બેઠેલા ત્રણે જણ થોડી વાર ચુપ રહે છે માત્ર કાંતા ચકળવકળ આંખો ચારે બાજુ ફેરવ્યા કરે છે]

શામળદાસ–કેમ રમેશ પહેલી તારી તબીયતની તો વાત કર!

રમેશ–[અદબથી ઘણું ખરું નીચી આંખે રાખીને] સુધરતી જાય છે.

માધવજી–થોડું ઘણું ફરવા કરવા તો જાઓ છો ને?

રમેશ–આ કંપાઉંડમાં થોડું ઘણું સાંજે ફરૂં તે જ. પણ થોડી વારમાં હજી થાક ચ્હડી આવે છે. [આડું જુએ છે એટલે કાંતાનું એક કારમું કટાક્ષ તેના પર મંડાય છે.]

શામળદાસ–એમ? [પછી કૃત્રીમ વાત્સલ્યભાવથી) પણ ભાઇ તારા મીલના બંગલામાં આવીને રહ્યો હોત તો તને વધારે સગવડ ન મળત?

રમેશ–(*જરા કટાક્ષમાં*) *બંગલો...સારો?* એ વળી કયારથી?

શામળદાસ–[ગંભીર થયા વીના] જે મીનીટે પગ મુકે તે મીનીટથી તારો જ છે તે તું કયાં નથી જાણતો?

રમેશ હા એમ? એટલે હું પાછો નોકરી કરવાને કબુલ થાઉં તો ને?

માધવજી–પણ ભાઇ! નોકરીના મુચરકા લખ્યા વગર અમે તો તમારે માટે બધું તો તૈયાર જ રાખ્યું છે!

કાંતા–ને તમારા નહીં તો અમારા એ બંગલામાં કયાં જગ્યા નથી? પણ, તમારે આવવું નહીં તેનાં બધાં બ્હાનાં!

રમેશ–[ કાંતા પર એક ટીખળી નજર ફેંકીને ] એ તો છે જ.

શામળદાસ–ઠીક હવે મુદ્દાની વાત પર આવીએ. જોને રમેશ તને હવે થોડા દિવસમાં તો સારૂં થઇ જશે.

રમેશ–હાસ્તો.

શામળદાસ–ત્યારપછી શું કરવા ધાર્યું છે?

રમેશ–મુંબઇ જવાનું.

શામળદાસ–તે તો થોડા દીવસ હવા ફેર કરવાને પણ પછી?

રમેશ–[ નીચી આંખો રાખીને ] તે તો કોણ જાણે?

શામળદાસ–[ જરા ઠંડાં થઇને ] ના રે ના! પણ તેં હજી છેવટનો નીર્ણય ક્યાં કરી નાખ્યો છે?

માધવજી–નહીસ્તો!

રમેશ–[ હસીને ] અરે વાહ? માધવજી ભાઇ તો મારા નીર્ણય વીષે મારા કરતાં વધારે જાણતા લાગે છે!

શામળદાસ–[ જરા મ્હોં મલકાવીને ] હવે ટીખળ જવા દે ને! માધવજીભાઇ બીચારા તારા માટે કેટલા ઓછા ઓછા થઇ જાય છે. કેમ કાંતા?

કાંતા–[ જાણે સ્વપ્નામાંથી ઝબકીને જાગી ને ] હેં...હાસ્તો રમેશભાઇ બહુ એવા છે કે બધાને નકામા હેરાન કરે છે ને પોતે પણ હેરાન થાય છે.

રમેશ–પણ સૌથી વધારે હેરાન તો હું જ થાઉં છું ને?

શામળદાસ–[જરા રમેશ તરફ મરડાઇને] જલ્દી કર તો ભાઇ [ ઘડીઆળ તરફ જોઇને ] મારી ગાડીનો વખત પણ થવા આવ્યો [ એ સાંભળીને કાંતા શીવાનંદજીને મદદ કરવા રસોડામાં દોડી જાય છે. ]

રમેશ–[ બરફ જેવા ઠંડા અવાજથી ] શી બાબતમાં?

શામળદાસ–[ રમેશની આંખોમાં ધારીને ઉંડુ જોઇને ] રમેશ! તારા પર ઘણો ભરોસો ને મમતા રાખીને હું તને અહીંઆ લાવ્યો!

રમેશ–તે માટે આપનો ઉપકાર માનું છું.

શામળદાસ–[ માધવજીને જરા દુર જવાનો અણસારો કરીને ] બધી ગઇ ગુજરી હવે ભુલી જા! [ માધવજી ઉઠીને જરા ફરવાને બહાર નીકળી જાય છે. ]

રમેશ–[ ઠંડે અવાજે ] કબુલ!

શામળદાસ–પોલીસનો ઘા કંઇ સાલતો નથી ને?

રમેશ–[ કટાક્ષથી હસીને ] તે તો ક્યારનોએ રૂઝાઇ ગયો.

શામળદાસ–હડતાલ પણ રીતસર પતી ગઇ.

રમેશ–[જરા ગરમ થઇને ] ભુખમરાથી ભાંગી ગઇ ]

શામળદાસ–ઠીક એમ પણ મજુરોથી મને સંતોષ છે ને તેઓ પણ સુખી હશે.

રમેશ–એક અસંતોષ છે.

શામળદાસ–શો વળી?

રમેશ–વીરાજી લક્ષ્મણ જેવા તેમના જુના આગેવાનોને તમારા કારભારીઓએ બાતલ રાખ્યા છે તેનો.

શામળદાસ–[ જાણે જાણતા જ ન હોય એવો ઢોંગ કરીને ] ઓહો! એમ? તેની તો મને ખબર જ નહીં!

રમેશ–તેમાં વીરાજી વગેરેની પણ ભુલ છે. તેમણે પણ મારે વાદે હજી સુધી મીલમાં ન જોડાવાની જીદ કરી છે!

શામળદાસ–પછી તેં એમને સમજાવ્યાને?

રમેશ–બરાબર! તો મારી આપને છેલ્લી વીનંતી એ છે કે જો આપ તેમને કાલથી

દાખલ કરવાનો હુકમ આપશો તો તેમના ભુખે મરતાં બાળબચ્ચાં પર મોટો ઉપકાર થશે.

શામળદાસ–અરે પણ એમાં મોટી શી વાત છે? હમણાં જ નીકાલ! [મોટેથી બુમ પાડીને] અરે મહેતાજી!

માવજીભાઈ–[દોડતા દોડતા અંદર આવીને] જી સાહેબ?

શામળદાસ—જુઓ મહેતાજી કાલથી વીરાજી વગેરે જે હડતાલના માણસો હજી બાતલ રહ્યા છે તેમને કામ પર જુના પગારે ચઢાવી દેજો. સમજ્યા? તેમાં જરા પણ ગફલત ન થાય!

માવજીભાઈ–જી સાહેબ.

શામળદાસ–ઠીક જાઓ ત્યારે.

[માવજીભાઈ જાય છે.]

રમેશ–[આંખો નીચે રાખીને] આ મહેરબાની માટે આપનો અંતઃકરણપુર્વક આભાર માનું છું.

શામળદાસ–[કૃત્રીમ રીતે હસીને] હવે આવો બધો ખોટો વીવેક જવા દે ને મુદ્દાની વાત પર આવી જા.

રમેશ–કેમ મુદ્દાની વાત તો પુરી થઈ!

શામળદાસ–તારી વાત.

રમેશ–જુઓ શેઠ સાહેબ. હું રાત દીવસ ઘણો ઘણો વીચાર કરીને છેવટના પાકા... નક્કર નીર્ણય પર આવી ગયો છું કે...

શામળદાસ–પાછો આવી જશે એમ ને?

રમેશ–[જાણે તેમને સાંભળ્યા જ ન હોય તેમ] કે આપની મીલમાં ફરીથી કદી નોકરી ન જ કરવી!

શામળદાસ–[જરા ઝંખવાણા પડીને] ઓહો એમ? જેવી તારી મરજી ભાઈ! તું સુખી થાય તેમ કર! બાકી એટલું યાદ રાખજે કે......

રમેશ–હાજી.

શામળદાસ–કે તેં કાંઈની આ ધુળગજાની બાબતમાં હડતાલ પડાવી તે પછી તારે પડખે પણ ચડે તેવો બીજો કોઈ માલીક તને મળવો નથી!

રમેશ સાંભળી રહે છે.

શામળદાસ–એ તો તારા બાપની સાથે મારો જુનો સંબંધ ને તારા પર આટલો ભાવ ને વીશ્વાસ તેથી તારા આવા વીલાયતી હાડ છતાં પણ બીજા કેટલા ય હરીફોની ઉપરવટ કરીને આ નોકરી તને આપી!

રમેશ–[કટાક્ષમાં] હં...હં...

શામળદાસ–[જરા પાસે આવીને ધીમે અવાજે] આપણા મેનેજરની ખાસ ભલામણવાળા પણ કેટલા ય અરજદારો હતા પણ... [આડું અવળુ જુએ છે]

રમેશ–[જરા વીચારમાં પડીને આડુ અવળુ જુએ છે]

શામળદાસ–પણ...મેનેજરનો જ માણસ રાખું તો પછી તેના પર અંકુશ તો કંઈ રહે જ નહી ને! ને તું તો મારા વીશ્વાસનો ખાસ માણસ એટલે માધવજી પર ઠીક દાબ તો રહે ને?...એટલે તારી ખોટ આજે મને કેટલી સાલતી હશે તેનો વીચાર તો કર!

રમેશ–[ટટાર થઈને] આપના પાડની વાત મેં સાંભળી લીધી. હવે મારી વાત સાંભળી લ્યો. આપે મને મારા વીલાયતી હાડ છતાં રાખ્યો પણ તેમાં આપને કંઈ નીરાશ થવાનું કારણ નથી મળ્યું: કારણ કે નથી મારા કામમાં કંઈ ખોડ માલમ પડી કે નથી મારી પ્રમાણીકતા પર જરા યે લાંછન લગાડ્યું! પણ આપની ગાંધીશાહી, ખાદીશાહી રહેણી કરણી મને પસંદ નહી હોવા છતાં...

શામળદાસ–[જરા ચીઢાઈને] ઓ...હો!

રમેશ–[જાણે સાંભળ્યું ન હોય તેમ ન ગણકારીને] છતાં મેં ભોળપણથી એટલું તો માની લીધું કે તમારા

બધા ય વેપાર ધંધામાં, મીલના તેમ જ પેઢીના કારભારમાં તમે છેક ઉદારપણે નહી તો જે કરોડોના ભુખમરાની માળા ગાંધીજી ને તમે બધા જપો છો તેનો ખ્યાલ રાખીને કમમાં કમ ગામડાંના ગરીબ ખેડુત વર્ગ તરફ તો કંઇક રહેમીયતથી તમારૂં કામ લેતા હશો. મીલમાં કામ કરવા માંડયા પછી તો ઘણી યે વાર કંઇક નાની મોટી બાબતમાં મારી આ માન્યતાને આઘાત પહોંચેલો, છતાં તમારી સાથે તેનો સીધો સંબંધ નહોતો કલ્પી શકયો. પણ તમારા હાથ દસ્તક્વાળા કાગળો જ્યારે આ કાંજીની બાબતમાં......

શામળદાસ–[જરા હસીને] કાંજીરે કાંજી! કાંજીએ જ દાટ વાળ્યો.

રમેશ–કાંજીની બાબતમાં આવવા લાગ્યા ને જ્યારે હડતાલને દીવસે માધવજીભાઇના બંગલામાં તમારી સાથે છેલ્લી વાત થઇ ત્યારે મારા દીલને પણ કેટલો કારી જખમ લાગ્યો હશે તેનો આપ સહેજ ખ્યાલ કરી શકશો!

શામળદાસ–[ખોટું હસીને] માફ કરજે. ભાઇ! તું ભણ્યો પણ ગણ્યો નહી. હજી મારૂં કહ્યું માનીને બે વરસ આ મીલમાં કામ કર ને પછી અનુભવ લીધા પછી મને તારા વીચાર જણાવજે.

રમેશ–[જરા ઉકળીને] માફ કરજો! સાહેબ, આ મીલમાં જોઇતો અનુભવ તો મને મળી ચુકયો. પણ આપને ખોટું ન લાગે તો......

શામળદાસ–બોલ ભાઇ ખુશીથી...

રમેશ–જો આપ પ્રેમધર્મ ને દયાધર્મના પુરાં ભાષણો કરો છો ને ખાદીની પણ ધમાલ કરો છો તો જરા તમારાં મીલના કામમાં આ સીદ્ધાંતના અમૃતનું સીંચન કરશો તો દુનીઆનું વધારે કલ્યાણ થશે.

[એટલામાં કાંતા ને શીવાનંદ કંઇ ચ્હા દુધ ને નાસ્તાની સામગ્રી લઇ આવે છે.]

કાંતા–કેમ હજી તમારી વાતચીત થઇ કે નહી?

રમેશ–હાસ્તો વળી. હું માધવજીભાઇને બોલાવું. [ઉભો થવા જાય છે]

શીવાનંદ–વળી પાછા દોડાદોડ કરો છો કે? હું બોલાવું છું.

રમેશ–જેવી આજ્ઞા.

[માધવજી આવે છે એટલે બધાં ગાદીની આસપાસ કુંડાળુ વળીને બેસે છે ને થોડી વાર ખાવા પીવામાં બધા રોકાય છે.]

માધવજી–કેમ રમેશભાઇ! તમારા દીલનું કંઇ સમાધાન થયું કે નહી?

રમેશ–કેમ? સમાધાન તો તમારે ઘેર છેલ્લી વાર ચ્હા પીધી ત્યારનું થઇ ગયુ છે ને?

કાંતા–વાર રમેશભાઇ! એવા નકામા કટાક્ષ શાના કર્યા કરતા હશો તો?

શામળદાસ–એ તો માધવજીભાઇ! એ ભગવાન એના એ! રમેશ તો હવે મુંબાઇ જવાની તૈયારીમાં છે.

કાંતા–[જરા બ્હાવરી બનીને] એમ ક્યારે?

શામળદાસ–એ તો એ જાણે...થોડા દીવસમાં વધારે સારૂ થશે ત્યારે.

રમેશ–[જરા કરૂણ હાસ્ય કરીને] શેઠ સાહેબ એ પણ ખુબીની વાત છે કે છેલ્લી વાર તમારી બધાની સાથે ચ્હા પીધી ત્યારે મીલનો બંગલો છોડીને બ્હાર નીકળ્યો ને આજે વળી ચ્હા પીએ છીએ ત્યારે આ મીલને ને ગામને સદાને માટે નમસ્કાર કરીને ઉચાળા ભરવાની તૈયારી કરૂં છું.

કાંતા–હજી યે વીચાર કરવાને થોડા દીવસ તો છે ને?

[એવામાં માવજીભાઇ હાંફળો ફાંફળો તાર લઇને અંદર આવે છે.]

માવજીભાઇ–શેઠ સાહેબ, આપના નામનો આ અર્જન્ટ તાર છે.

શામળદાસ–[ચશ્માં ચઢાવતાં] એમ? લ્યોઇએ વળી શી લપ છે? [એમ બોલીને તાર ફોડે છે–વાંચે છે પછી એકદમ ખુશી થાય છે ને તે માધવજીને આપે છે.]

શામળદાસ–બ્હેન, તારા મ્હોંમાં સાકર!

કાંતા–કેમ કંઇ ખુશ ખબર છે?

શામળદાસ–[ખુબ આનંદના તાનમાં] તેં તો થોડા દીવસમાં વીચાર કરવાની વાત કરી પણ આ એક મીનીટમાં જ બધા સદંતર સમાધાનનો સંજોગ આવી પહોંચ્યા છે!

રમેશ–તે કેવી રીતે?

શામળદાસ–કાંજીનો ફેંસલો થઇ ગયો. કાલથી પાછું કાંજીનું જુનું ધોરણ ચાલુ થશે.

કાંતા–[ભાન ભુલીને રમેશનો હાથ જોરથી પકડીને હલાવતાં] બોલો રમેશભાઇ હવે તો બસ છે ને? ચાલો હમણાં આ મોટરમાં બેસીને પાછા બંગલામાં.

રમેશ–હવે જરા ધીરજ તો ધર! પણ એવા તે શા સમાચાર છે!

શામળદાસ—જો ને ભાઇ! બાબત એમ છે કે મુંબઇ અમદાવાદની અમારી એસોસીએશને આખી દુનીઆના રડતા ભાવને લીધે કાપડના ભાવમાં એક રતીપુર વધારો કર્યો છે એટલે હવે કાલથી કાંજી નાંખવાની જરૂર નહી રહે!

રમેશ–[લગભગ પીકાળ બનીને] એમ? આના પર આટલી બધી ખુશાલી ઉજવો છો એમ! વાહ! દરીદ્રનારાયણના પરદુખ ભંજન સેઠો!

માધવજી–પણ એસોસીએશન ભાવ વધારે તેમાં શેઠ શું કરી શકે?

રમેશ–તે હું ક્યાં કહું છું?

શામળદાસ–જો ભાઇ હવે તારા મુગ મુદ્દાનો કાંજીનો ડંખ પણ ન રહ્યો. પણ તું ગમે તેવા કડવા બોલ બોલે છે છતાં બાળક સમજીને હજી બધું જતું કરીને તારે માટે મારી મીલના દરવાજા ખુલ્લા રાખું છું.

માધવજી–પણ રમેશભાઇ આથી વધારે તમને શું જોઇએ?

રમેશ–[કટાક્ષથી હસીને] એકજ ચીજ.

કાંતા–તે વળી કઇ?

રમેશ–લીલુંછમ નારીએળ!

[બધાં ખડખડાટ હસે છે ને શેઠ વડીઆળ સામું જોઇને ઉભા થાય છે એટલે બધા યે સાથે ઉભા થવા માંડે છે]

શામળદાસ–ખેર! કાંજીની બાબત તો છેક અણધારી રીતે દુર થઇ એટલે મારા મનમાં એમ હતું કે હવે તો તારા દીલમાં કંઇ ડંખ નહી રહે!

રમેશ–[વધારે ગુસ્સાના આવેશમાં] પણ કાંજી કેવી રીતે જશે! ગરીબોને માટે કપાસનો ભાવ વધાર્યો હોત તો 'નહી' જ ને? કાંજીમાં છાની લુંટ હતી–હવે બધા શેઠીઆ મળીને ગરીબ લોકો પાસેથી લાખો રૂપીઆ ઉઘાડેછોક લુંટી લેશે ને પછી થોડા હજાર રૂપીઆ ખાદીને નામે થોડા ગરીબ ગરબાનું આઠ આઠ કલાક તેલ કાઢીને વહેંચી આપશે! શી ભુતદયા–શી દરીદ્રનારાયણની ભકતી ને સેવા!

માવજીભાઇ–હવે રમેશભાઇ બસ કરો! તમે હવે નોકર નથી પણ મોટા નાનાનો તો કંઇ વીવેક રાખો!

રમેશ–[વળી વધારે તતડીને] જુઓને માધવજીભાઇ! તમારે ત્યાં છેલ્લી વાર હું વીદાય થયો ત્યારે મારા દીલને જોસ કરી

ઘા લાગ્યા હતા તેવા જીંદગીમાં કદી લાગ્યા નથી–કદી લાગશે પણ નહી.

શામળદાસ–[ હસીને ] પોલીસની લાઠીનો પણ નહીં કે?

રમેશ–નાજી શેઠ સાહેબ! લાઠીનો ઘા તો રૂઝાઇ ગયો પણ તમારા સફેદ કાળજાનો ઘા તો દીલમાં ઉંડો ઉંડો લાગ્યો છે. તેમાંથી નીરંતર લોહી વહ્યા જ કરશે. તે તો કદી પણ રૂઝાશે નહીં!

શામળદાસ–[બારણા તરફ જતાં જતાં] નસીબ અમારાં બીજું શું?

રમેશ—[છેલ્લો ઘા કરતાં] ને શેઠ સાહેબ કલાપીનું એક થાનું કાવ્ય વાંચવાની કદી આપને ફુરસદ મળી છે?

શામળદાસ—ના ભાઇ! છોકરાં કલાપી વાંચે છે!

રમેશ–ત્યારે સાંભળો. એક માણસે ભુલેચુકે પણ એક પંખીને પથરો માર્યો–પછી તે માટે ઘણોએ પસ્તાયો–ને પછી એ પંખીની ઘણીએ સારવાર કરી—પણ પંખીનો વીશ્વાસ ઉડી ગયો–તેથી કદી પણ ફરીથી તેની સાથે ગેલ કરવાને પાછું આવ્યું નહી. તે કવીએ આ અમર કડીઓ લખી છે:–

રે! રે! શ્રદ્ધા ગત થઇ પછી
.પાછી કો'દી ન આવે
લાગ્યા ઘાને વીસરી શકવા
કંઇ સામર્થ્ય ના છે.

[આ કડીઓ સાંભળતાં શામળદાસ જરા ખોટું હસવા જાય છે–પણ કંઇ બોલ જીભ પર આવતા નથી. બીજાની આંખો જરા ભીની થાય છે]

શામળદાસ–ઠીક ભાઇ ત્યારે બોલ્યું–ચાલ્યું માફ કરજે. મુંબાઇ આવે ને કંઇ કામકાજ હોય, બીજી કંઇ મીલમાં નોકરી લેવી હોય તો ખુશીથી આવજે.

રમેશ–[નીચો વળી નમન કરતાં] આપની મહેરબાની, હું પણ ઘણું બોલ્યો છું માટે માફ કરજો.

શામળદાસ–તું તો બાળક છે. તને બધું માફ જ છે. ચાલો ભાઇ ત્યારે.

શીવાનંદ–શેઠજી જરા તમને ને માધવજીભાઇને આ મજુરોના મકાન તો સહેજ બતાવું?

[એમ કહીને શીવાનંદ, શામળદાસ, માધવજી વગેરે બધા બહાર જાય છે. પણ દરવાજા આગળથી રમેશને બહાર જતાં કાંતા અટકાવીને પાછો તેને ખંડમાં ખેંચી લાવે છે.]

કાંતા–એ બધાને આ ચાલીઓ જોતાં તો થોડી વાર લાગશે માટે મહેરબાની કરીને થોડી વાર બેસો તો ખરા.

[એમ કહીને બન્ને ગાદી તકીઆ પર બાજુબાજુમાં ગોઠવાય છે.]

રમેશ–બોલ કાંતા શું કહે છે?

કાંતા—હું શું કહું? તમારૂં હૃદય તો તમે છેક જ કહેણ કરી બેઠા છો એટલે તમે કંઇ કહેવાનું રાખ્યું નથી?

રમેશ—કાંતા મને નકામો ન સતાવ. મારૂં દીલ તો એવું કહેણ છે કે જરા જરામાં હાથમાંથી ચાલી જાય છે!

કાંતા–[ રમેશને નબળો પડતો જોઇને ] રમેશ, મને કંઇ યાદ કરો છો કે? આ બધી વાતમાં મારો કંઇ વીચાર કર્યો?

રમેશ—તને તો રાત દીવસ યાદ કરૂં છું. [કાંતાના હાથ પર હાથ ફેરવતાં] તારી છાયામાંથી દુર થયો ત્યારથી તો તારૂં વધારે રટણ કરૂં છું, કાંતા હવે તો તને મારી દેવી...સખી સખી તરીકે ખરા દીલથી પુજું છું...ચ્હાઉં છું.

કાંતા–[ રમેશના ખભા પર માથું મુકીને] ત્યારે પછી આમ મને એકલી કેમ મુકી



રમેશ—પણ આજે ખાસ મારી ચોક્કસ ખાતરી થઇ ચુકી છે કે હવે આ મીલમાં હજી પણ નોકરી કરૂં તો મારા પુરૂષત્વનો ને તારા સ્નેહનો પણ દ્રોહ કરૂં ને તું પણ મને નમાલો ગણીને છોડી દેશે. બીજી પાસ જો હું મરણીઓ અને હીંમતવાન બનીને મારા સાચા સીદ્ધાંત પ્રમાણે મુંબઇમાં કે બીજે ઠેકાણે પુરૂષાર્થ કરીશ. પછી કોઇ મીલનો વીવીંગ માસ્તર થઇશ કે કોઇ ગીરણી કામદાર મંડળનો લડાયક મંત્રી કે સરદાર થઇશ. આમ જો મારૂં શરીર જ નહી પણ મારી બુદ્ધી, હૃદય ને મારો ચૈતન્યમય આત્મા પણ જીવંત અને જ્વલંત રહેશે તો આ મારી કાંતા મને ગમે ત્યાં આવી મળશે, ખરૂં કે નહી?

કાંતા—[સ્નેહના ઉન્માદમાં રમેશને ભેટી પડે છે] ખરૂં જ.

રમેશ—[જરા અળગો થઇને] ને તું પણ કોલેજમાં ભણવાને પાછી મુંબાઇ તો આવશે જ ને?

કાંતા—હાસ્તો.

રમેશ—પણ બીજું પણ બને. હું જો વીવીંગ માસ્તર થવાને બદલે રાજકોજમાં પડું ને ગૃહસ્થને છાજે એવા પૈસા ના પણ કમાઉં તો તને તારો વીચાર ફેરવવાને તો પુરો હક પણ રહેશે. સમજી કાંતા?

કાંતા—[ચીડાઇને] એવું બે શું બોલતા હશો?

રમેશ—ખરૂં કહું છું. તું હજી બાળક છે. તું વધારે ભણશે—બીજા છોકરાઓ

સાથે દોસ્તી કરશે બીજા કોઇ પર કદાચ તારી નજર વધારે પણ ઠરે.

કાંતા–[રીસાઇ ને ઉભી થતાં] હવે હું તમારી સાથે નથી બોલવાની.

રમેશ–[ હાથ પકડીને સાથે ઉભો થતાં ] આ તો તને સંભવ સુચવ્યો તેમાં મોટાં રસાણાં માંડે છે.

કાંતા–[ બારીમાંથી જોતાં] બધા વડીલો આવી લાગ્યા.

રમેશ–[કાંતાની સાથે દરવાજા આગળ જતાં એક ખુણામાં જઇ કાંતાને ખુબ પ્રેમથી વળગી પડીને] મારી ગરીબની લક્ષ્મા, દેવી, રાણી હાલને માટે તો તને છેલ્લા સલામ...ફરી મળીશું ત્યારે ખરાં...[બન્ને ભેટતાં ખુબ ગળગળાં થઇ જાય છે ને બન્નેની આંખમાંથી આંસુ સરે છે. એવામાં પગરવ સંભળાતાં બન્ને છુટાં પડી જાય છે. સ્વસ્થ થઇને બ્હાર જાય છે. બારીની પાછળ મોટરનો ધમધાટ સંભળાય છે–મોટર રવાના થાય છે.]



શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞીક

[ને પછી રમેશ દોડતો દોડતો ઓરડામાં આવીને જોરથી ગાદી પર પડતું મુકે છે ને ડુસકે ડુસકે રોવા માંડે છે.]

શીતાનંદ—[દાખલ થઇને] અરે ભાઇ ભાઇ! આ શું? [વીચારમાં પડીને] જોરનો ઘણો ડોળ કર્યો તે હવે આંસુમાં ઓસરી જશે! [ટેબ્લો. પડદો પડે છે.]

[સંપુર્ણ]



સરકારી 'ફાર્મ' પર ટ્રેક્ટરથી ખેતી થઇ રહી છે તેનું એક દ્રશ્ય.

# રૂશીયન કિસાનોની 'આગેકદમ'

: લેખક :

'મજુર'

૧૯૧૭ માં જે ખેડુત જમીનદારોને નાશ કરીને જમીનનો માલીક બન્યો તે આજે આટલા અલ્પ કાળમાં પોતાની જમીનની–માલીકી ફગાવી દઇને, સહકારમય રીતે જમીનને યાંત્રીક બળ વડે ખેડીને સમાજવાદી ખેતીવાડીની ભુમીકા સર્જી રહ્યો છે.

## સમાજવાદી સંસ્કૃતીનું સર્જન

'**જમીન** તો વાયુ અને વારી સમાન ઇશ્વરી બક્ષીસ છે. જેઓ એના ઉપર જહેમત કરે તેનેજ તેનો ઉપભોગ કરવાનો હક્ક છે. જેને જેટલી જરૂર હોય તેટલું તે લે'–૧૯૦૫ માં ભરાયેલી ખેડુત પુરીષદના ભાષણમાંથી. (મોસ્કો)

રાજ્યક્રાંતી પુર્વેનું રશીયા એટલે ખેડુત દેશ. પ્રજાના ૮૨.૪ ટકા જેટલો વીશાળ

સમુદાય--જમીન પર જ જીવતો. યુરોપના અન્ય દેશોની સરખામણીમાં રૂશીયન ખેડૂત બહુ જ પછાત. ખેતીમાંથી આવક પણ ઓછી. એકરે પાકતું અનાજ પણ પ્રમાણમાં ઓછું. ખેતીની પદ્ધતી પણ અતી જુની એટલે અમેરીકા અને જર્મનીના એકરે ઉત્પન્ન થતાં અનાજની સરખામણીમાં રૂશીયાનો નંબર છેક છેલ્લો આવતો. આંકડાઓ પ્રમાણે યુરોપના અન્ય પ્રદેશોની સરખામણીમાં રૂશીયન ખેડૂતની આવક માત્ર અડધી ગણાતી.

## પુર્વ ઇતીહાસ

ઇ. સ. ૧૮૬૧ માં રૂશીયન ખેડુતોની આર્થીક સ્વતંત્રતાની કંઇક શરૂઆત થઇ. અર્ધગુલામી દશાના કાળા અંકોડા તુટયા. તેથી જ જમીનભુખ તેમને જાલીમ લાગેલી. ૧૮૬૦ થી ૧૯૦૦ સુધીમા ખેડુતની વસ્તીના પ્રમાણમા ૭૨ ટકાનો વધારો થયો પણ વ્યક્તી દીઠ આવતી જમીનનું પ્રમાણ ૧૨ એકરથી ઘટીને માત્ર ૭ એકર સુધી ઉતરી ગયું. એ કાળા સમયના રૂશીયન અર્થવીશારદો પણ કબુલ કરે છે કે સાત એકર જેટલી જમીન કોઇ પણ રૂશીયન કુટુંબને પોષવા માટે છેક અપુરતી હતી. સાંથે કે ભાગે જમીન ખેડયા શીવાય રૂશીયન ખેડુતોની પાસે અન્ય ઉપાય જ ન હતો. પરીણામે સાંથના ભાવ ઉંચા ગયા. છેક ૧૯૦૬ ની સાલ સુધી સાંથે જમીન મેળવવા માટે સ્પર્ધા ચાલતી. કેટલીક જગ્યાએ તો સાથના દર લગભગ ત્રણ થી દશ ગણા થઇ ગયા હતા.

## કંગાલ કીસાનો

રૂશીયાના કંગાલ કીસાનોની જમીન પણ ટકડે ટુકડે વહેંચાયેલી હતી. એક ટુકડો અહીં હોય તો બીજો ટુકડો બેથી ત્રણ માઇલના અંતરે આવેલો હોય!

વસ્તીના-વીકાસ-સાથે-ખેડાણ-જમીન નહીં જડતાં ગોચર જમીન પર જમીનદારોની લાલસભરી આંખ પડી. ગોચર જમીન ચાવવાના કામમાં વપરાતાં, ઘાસના ભાવ પણ વધ્યા. આમ બન્ને બાજુએથી રૂશીઅન ખેડુત ખુવાર બનતો ચાલ્યો.

દરેક દેશના દરીદ્ર ખેડુતોની માફક રશીયન ખેડુતો પણ શીયાળે ઉનાળે શહેરમાં શ્રમ કરીને જીવન ગુજારો કરવાં જતાં. પણ રૂશીયાના ઉદ્યોગો હજુ બાલક દશામાં ઉછરતા હતા. અને તેથી શહેરનો આશરો કંગાલ કીસાનો માટે નહીં જેવો જ હતો. હળ કે ઘોડા વેચીને જીવન ગુજારો કરવાની પ્રથા રૂશીયન કીસાન કુટુંબ માટે સામાન્ય હતી. હળ પણ લાકડાનાં જ વપરાતાં. ગામડાના સુતારે બનાવેલા પુર્વકાલીન હળ વડે ખેતી કરતા આ કીસાનોની આ કરૂણ વાર્તા આટલેથી નથી અટકતી. અનેકવાર દુષ્કાળનો દાનવ તેમના ઝુંપડાનું ખેદાન મેદાન કરી નાંખતો. અનેકવાર તીડનાં ટોળાં તેમના પાકને ઉભો ને ઉભો ખાઇ જતાં. છતાં જુલ્મી ઝારની જમીન મહેસુલ ઉઘરાવવા માટે કોસાક ઘોડેસ્વારો હંટર લઇને ગામડામાં ફેરી વળતા ત્યારે રાચરચીલું વેચીસાટીને પણ જમીન મહેસુલ ભરવું પડતું.

## શહેનશાહતનો સીતમ

એ કાળાં વર્ષોમાં વરસતા અપાર સીતમનો સામનો કરવા ખેડુતો અનેકવાર ઉભા થયા હતા, તેના જવાબમાં ઝારના દયાહીન સૈનીકો સીસાની સમસમતી ગોળીથી તેઓનું સ્વાગત કરતા. અનેકવાર આવાં છમકલાંઓનો લાભ લઇને રૂશીયન શહેનશાહતે કીસાનો પર ભયંકર જુલ્મ વર્ષાવ્યા હતા, પીશાચી જમીનદારની પીઠે ઉભા રહીને કંગાળ ખેડુતો પર પારાવાર સીતમ કરવામ



રૂશીયન રાજ્યવીપ્લવ પછી સુખી દીસતું રૂશીયન ક્રીસાન કુટુંબ.

જરાયે મણા નરીતી રાખી. તેથી જ આ સીતમગાર શહેનશાહત સામે લોકરોષ એટલો તો પ્રબળ પ્રગટ્યો હતો કે ૧૯૧૭ માં જ્યારે કામદારોએ વીપ્લવનો વાવટો રોપ્યો કે એક ક્ષણમાં રૂશીયાનો શોષાતો ક્રીસાન કામદારોની પડખે ઉભો રહીને જુલ્મી જમીનદારશાહીનો નાશ કરવા માટે એકાએક આગળ વધ્યો.

## જમીનદારોના જુલ્મ

ક્રીસાનોની કંગાલીયત એટલી બધી વધી ગઇ હતી કે બેકટીવ નામના રૂશીયન અર્થશાસ્ત્રીએ આ ચુસાતા ખેડુ સમાજ માટે લખ્યું હતું કે [૧૯૦૨]

> "આજે કર ભરવા માટે ક્રીસાન પાસે કશું નથી. મધ્ય પ્રાંતોમાં તો ક્રીસાનો પાસે પોતાની મીલકત જેવું જરાય નથી. એટલું જ નહીં પણ તેઓને ઝવવા જેટલું પણ જમીન પરગી ભાગ્યે જ મળે!"

આ દીશામાં રૂશીયન રાજ્યવીપ્લવની વીશ્વવીખ્યાત વ્યક્તી લીઓ ટ્રોટસ્કી તેના પીતાના ફાર્મ પર કામ કરતા ક્રીસાનોની કંગાલ દશાનું આબેહુબ વર્ણન તેમના આત્મચરીત્રમાં આલેખે છે. આ રહ્યા તે શબ્દો.

> 'વાવણી કરનારા ક્રીસાનોને ઉન્હાળાના ચાર મહીનાના માત્ર ૪ થી ૫ પાઉન્ડ મળતા (એટલે લગભગ ૫૨ રૂપીયા); સ્ત્રીઓને તો ૨૦ થી ૩૦ રૂબલ (એટલે લગભગ ૩૦ રૂપીયા) જ મળતા. ઉન્હાળાના અન્ત સુધી ખુલ્લા ખેતરમાં જ ઝુંપડાં બાંધીને આ ક્રીસાનોને રહેવું પડતું. વરસાદ પડતો ત્યારે ખેતરમાં બાંધેલા ઘાસના ઝુંપડાઓ એ જ આ ક્રીસાનો માટે એક આશરો હતો.

શાકભાજીનો સુપ અને બાજરીનો રોટલો આ ક્રીસાનોનું ભોજન હતું. માંસ તો કદીયે જોવા પણ ન મળે. તેમની પાસે માત્ર ખાવાને માટે શાક હોય. અનેક વાર ટોળે મળીને આ ક્રીસાનો મ્હારા પીતા પાસે ખોરાક સંબંધમાં ફરીયાદ કરવા આવતા. અર્ધા નાગા અને તાડથી ધ્રુજતા ખેડુતોની ફરીયાદ જ્યારે વધી પડતી ત્યારે પીત

ક્વચીત ક્વચીત તેમને માછલી આપીને સંતોષ આપતા. જાગીરદારોના ફાર્મ પર બધે જ આવી જ દશા હતી.

એક ઉન્હાળામાં જમીન પર કામ કરનારા બધા કામદારોને રતાંધળાનો રોગ લાગુ પડયો. રાત્રે દેખાય નહીં એટલે લાકડીના ટેકે ટેકે તેઓ ચાલતા. નીરીક્ષકે અભીપ્રાય આપ્યો હતો કે ખેડુતોના ખોરાકમાં ચરબીના ઉણપથી આ રોગ તેમને લાગુ પડયો હતો. આખા પ્રદેશમાં ખેડુઓનો આ જ ખોરાક હતો. કોઇ જગ્યાએ તો કીસાનોની દશા એથી પણ ખરાબ હતી.

## પહેલો ભડકો

ઇ. સ. ૧૯૦૫ માં સળગેલા વીપ્લવની આ ભુમીકા હતી. બેસુમાર સીતમને લીધે કંગાલ કીસાનો છેલ્લે પાટલે બેઠા હતા. પણ ૧૯૦૫ ની અંદર શરૂ થયેલો બળવો કચડાઇ ગયો. એના પછી તો કીસાનોની જાગ્રુતીનો અવરોધ કરવાને માટે અનેકવાર લશ્કરી હલો મોકલાયાં. ઝારની શહેનશાહતે ખેડુતોની સ્થીતી સુધારવા માટે જે જે પગલાં લીધાં, તે તે પગલાંઓ સફળ થવાને બદલે વર્ગ વીગ્રહને ઉંડો ઉતારતાં ગયાં. કીસાનોનો રોષ ધુંધવાઇ રહ્યો હતો અને ૧૯૧૭ માં વીપ્લવની ચીનગારી પડતાં સારૂં યે રૂશીયા સળગી ઉઠયું.

## સફળ વીપ્લવ

સહન કરવા પડતા સીતમોનો છેલ્લો સામનો કરવા માટે આખરે ખેડુત ઉઠયો. તેણે જમીનદારોની જમીન જપ્ત કરી. ઉમરાવોને એક દીવસમાં ઉખેડી નાંખ્યા. ૧૯૧૭ ની શરૂઆતમાં ખેડુતોનો ક્રોધનો દાવાનળ ફાટી નીકળતાં જાગીરદારો તો જીવ લઇને નાઠા. મોસ્કોની મહેફીલોમાં મોજશોખ કરતા ઝારના સહાયકો પાટનગરથી રસ્તે પડયા. કેટલાકોનો તો ત્યાં જ નાશ કરવામાં આવ્યો. વીપ્લવના એક જ સપાટે રૂશીયાની જાગીરદારશાહી ઉખડી ગઇ. જમીન ખેડે તેને જમીન સોંપાઇ. ૧૯૧૭ ના રાજ્ય વીપ્લવનું આ એક સુંદર પરીણામ! જાગીરદારોની જુલમ જહાંગીરીને ફના કરીને રૂશીયન ખેડુતોએ વીજય વાવટો ગામડે ગામડે ફરકાવ્યો.

રાજ્યક્રાંતીએ ખેડુતોને જમીન આપી. જાગીરદારોની જમીન, તેમના ઢોર, અને તેમના સાધનો એ સર્વ ગરીબ ખેડુતોમાં વહેંચી આપવામાં આવ્યાં. એટલું જ નહીં પણ જમીન મહેસુલના આકરા કર અદશ્ય થયા. રાજ્યક્રાંતીના એક જ સપાટે મધ્યકાલીન જાગીરદારશાહી નષ્ટ થઇ, અને નવયુગનાં સર્જન થયાં. પ્રગતીએ પગલાં મુક્યાં.

## આર્થીક વીપ્લવનાં બીજ

સાંથના સીતમનો નાશ પડતાં તેમ જ કરની રકમમાં પણ ખુબ ઘટાડો થતાં કીસાનોની સ્થીતીમાં સર્વલક્ષી પરીવર્તન થયું. તેઓ હવે જમીનના માલીક બન્યા હોવાથી ઉપજનો મ્હોટો ભાગ તેઓ પોતે જ વાપરવા લાગ્યા. આથી અનાજની તાણ પડવી શરૂ થઇ. શહેરમાં દરરોજ લાખ્ખોની સંખ્યામાં વસતા કામદારોને કેમ અન્ન પુરૂં પાડવું તે એક મહાપ્રશ્ન થઇ પડયો. દરેક દીવસે કામદારોની સંખ્યામાં વીપુલ વધારો થઇ રહ્યો હતો. અને અનાજની ઉણપ હવે તો શહેરોમાં ચોખ્ખી દેખાઇ આવતી.

જ્યારે સર્વ જણને પેટ ભરીને ખાવાનું મળવાનો પ્રબંધ થઇ રહ્યો હોય, જ્યારે ખેડુતો ને કામદારોને અર્ધા ભુખ્યા સુઇ જવાનું ન હોય, જ્યારે દરેકને ખાવાનું મળવું જ જોઇએ એ પ્રકારની ભાવના મુર્તીમન્ત બની હોય ત્યારે તે દેશોમાં અનાજની ઉણપ પડવા જ લા[illegible]

આમ રૂશીયામાં અનાજની માંગણી વધી હતી. એટલું જ નહી વીદેશથી આવતી વસ્તુઓમાં અનાજ એ મુખ્ય નીકાશ હોવાથી, તેમને લાખ્ખો ટન અનાજ પરદેશી બજારોમાં મોકલવું પડતું. જુલ્મી ઝારના સમયમાં પણ લગભગ ૧૨ મીલીયન ટન અનાજ વીદેશે વેચાઈ જતું. આમ જોઈતી જરૂરીઆતો માટે નીકાશને જાળવી રાખવાની ફરજ પડી. એટલું જ નહીં પણ આયાતને સમતોલ કરવા માટે પરદેશમાં અનાજ મોકલ્યા શીવાય રૂશીયાની સમાજવાદી સરકારને અન્ય માર્ગ હતો જ નહીં.

આમ સ્વદેશમાં વધેલી અનાજની માંગણીને પહોંચી વળવા તેમ જ નીકાશને જાળવી રાખવા માટે વધુ અનાજને ઉત્પન્ન કરવાનો પ્રશ્ન સમાજવાદી સરકાર સામે આવીને ઉભો કારણ કે જો વધુ અનાજ ઉત્પન્ન થાય નહીં તો આર્થીક જરૂરીઆતોને પહોંચી વળવું તદ્દન અશક્ય હતું.

## 'ટ્રેકટર' પ્રવેશ કરે છે

આ આર્થીક જરૂરીઆતમાં સહકારમય ખેતીના પદ્ધતીનાં બીજ રહ્યાં હતાં. ખેડુતોના પ્રતીનીધીઓને લાગ્યું કે જો હજુ પણ પુર્વકાલીન ઢબથી જ ખેતી કરવામાં આવશે તો વધુ અનાજને ઉપજાવવું અશક્ય છે. આથી જ તરત જ ટ્રેકટર દ્વારા ખેતી કરવાની વૃત્તીને અપનાવવાનો નીર્ણય કર્યો. ખેડુતોના પ્રતીનીધીઓ ગામડે ગામડે ફરીને ટ્રેકટર દ્વારા ખેતી કરવાની સુચના કરવા લાગ્યા. શહેરે શહેરે ટ્રેકટર પ્રયોગો દેખાડવામાં આવ્યા પોસ્ટર, સીનેમા, અને રેડીઓથી પ્રચાર કામ શરૂ કરવામાં આવ્યું.

સારાયે રૂશીયામાં એક જ ધ્વની ગાજી રહ્યો. વર્તમાનપત્રો, સભાઓ, અને સરઘસોનો એક જ સુર હતો. 'ટ્રેકટર વડે ખેતી કરો' સમુહને સમજાવવાને માટે, જમીનના માલીક બની બેઠેલા ખેડુતને સમજાવવા માટે ખેડુત અને કામદારોના પ્રતીનીધીઓએ સર્વ શક્ય સાધનનો ઉપયોગ કર્યો. આખી બોલ્શેવીક પારટીનું બળ ટ્રેકટર પધ્ધતીની પછવાડે મુકવામાં આવ્યું. દરેક સભ્યને પ્રચાર કરવાની આજ્ઞાઓ મળી. અને બહુ જ અલ્પ સમયમાં ટ્રેકટર પધ્ધતીમાં સમુહનો વીશ્વાસ પ્રગટ્યો.

પણ ટ્રેકટર વડે ખેતી કરવી હોય તો મ્હોટાં મ્હોટાં ફાર્મ સ્થાપવા પડે. જમીનના ન્હાના ન્હાના ટુકડા ન ચાલે. ખેડુતો જેઓ હમણાં જ જમીનના માલીક બન્યા હતા, તેઓ પોતાની જમીનને જોડી દઈને સહકારમય ધોરણે ખેત કરવા નારાજ હોય જ.

## ખેડુતો પલટાયા

પણ ખેતીવાડીનો વીપ્લવ ક્ષીતીજમાં પગ મુકી રહ્યો હતો. સરકારી ફાર્મ પર પાકતો સુંદર પાક તેમની આંખ સામે આકરૂં પ્રલોભન બનીને ઉભો હતો. ટ્રેકટર વડે થતી અદ્ભુત ખેતીના પ્રયોગો નરી આંખે નીહાળ્યા પછી ટ્રેકટર પદ્ધતી અપનાવવા તે કેમ ન પ્રેરાય?

આમ પ્રચાર અને પ્રયોગે સોવીયેટ ખેડુતોમાં મનપલટો આણ્યો. તેઓ ટ્રેકટર પદ્ધતીથી ખેતી કરવા કબુલ થયા. અને બહુ જ ટુંક સમયમાં સહકારમય રીતે પોતાની જમીનોના ટુકડાઓ ભેગા કરીને તેઓ ફાર્મ બનવવા લાગ્યા. આવાં ફાર્મ એટલે સહકારમય રીતે જોડાયેલાં ફાર્મ. આવાં ફાર્મને સરકાર તરફથી પણ સારી સહાય મળતી. સારાં બીયાંની તેને માટે વ્યવસ્થા થતી. એટલું જ નહીં પણ ટ્રેકટર ખરીદવાને પુરતા પૈસા નહીં હોય તો પૈસા પણ આપવામાં આવતા. આ પરીવર્તનનું વર્તુલ એટલું તો વીશાળ બની ગયું કે સરકારતંત્રને અમેરીકા માટે ઉત્પન્ન થતો ટ્રેકટરોનો મ્હોટો ભાગ રૂશીયાની સરકારને લેવો પડ્યો. એટલું જ નહીં પણ રૂશીયામાં સ્થપાયેલું ટ્રેકટરનું કારખાનું અત્યારે આખાયે જગતમાં ઉત્પાદનના મુકાબલે બીજો નંબર ધરાવે છે.

આમ ટ્રેક્ટર વડે ખેતી કરવાની શરૂઆતમાં ઘણી મુસ્કેલીઓ પડી. ઉત્સાહમાં અનેક ભુલો પણ થઇ. કેટલીક જગ્યાએ ખેડુતોને ફરજીયાત સહકારમય ખેતી કરવાને અનીચ્છનીય પગલાં પણ લેવાયાં. કેટલીક જગ્યાએ ટ્રેક્ટરનું બરાબર જ્ઞાન ન હોવથી તેના ઉપયોગમાં પણ મુસ્કેલીઓ નડી. પણ છતાં રૂશીયન કીસાનો આખરે આવી અકથ્ય સંકડામણોની સામે ઝુઝીને પણ સફળ થયા.

## ત્રણ વર્ષો પછી—

પરીણામે આજ ત્રણ વર્ષો પછી સમાજવાદીઓએ સેવેલું સ્વપ્ન આખરે સાચું પડયું છે. રૂશીયાની ખેતીવાડીમાં વીપ્લવી પરીવર્તન થયાં છે. આજે રૂશીયાની ભુમીનો વીશાળ ભાગ યાંત્રીક પદ્ધતી પર ખેડાઇ રહ્યો છે. અને ખેતી પણ સમાજવાદી પદ્ધતી પર મુકાતી જાય છે. આજે રૂશીયન વીપ્લવનો એક બીજો આદર્શ પુરો થાય છે. અને તેથી જ પાંચ વર્ષની યોજનામાં રૂશીઅન ખેતીવાડીને પણ સમુહ માલીકી તળે મુકવાનો આદર્શ પણ સફળ થવાની આંગ્લી સમીપ આવીને ઉભો છે.

રૂશીયાની ખેતીવાડી આજે વ્યક્તીગત માલીકીમાંથી સમુહ માલીકી નીચે જઇ રહી છે. જ્યાં એક ખેડુતનો એક ટુકડો હતો ત્યાં અત્યારે સમુહના મ્હોટા ફાર્મ છે અને થોડા જ વર્ષોમાં રૂશીયાની સર્વ જમીન હવે સમુહ માલીકી તળે મુકાઇ જતાં સમાજવાદી સર્જનનો અગત્યનો અંકોડો આમ આટલા અલ્પ સમયમાં સર્જાઇ રહે તે માટે રૂશીયાની બોલ્શેવીક પારટી ખરે ખર ગર્વ લઇ શકે. પાંચ વર્ષની યોજના સાથે શરૂ થયેલી આ યોજના હાલ તો સફળતાની અણી ઉપર છે. અને તેથી જ સોવીયેટની આ પ્રગતી જગતના શ્રમજીવીઓને માટે અતી આનંદની વસ્તુ થઇ પડી છે.



'ટ્રેક્ટર પ્રવેશે છે

# 'આત્માઓ સાથે'–

## કેટલાક આકરા અનુભવ

: લેખક :

ફ્રોલેઝ્મન

આકાશે વસતા આત્માઓ સાથે વાર્તાલાપ કરવાનો અમારી હોસ્ટેલમાં તો પવન વાયો હતો. પરલોક પધારેલાં સંબંધીજનો સાથે ટેબલ દ્વારા વાતચીત કરવાની વૃત્તી ખુબ જોરમાં હતી. સારી યે હોસ્ટેલના વીદ્યાર્થીઓમાં આ પ્રયોગો અતી પ્રીય થઇ પડયા હતા. 'અજાના મંઝીલ'ના ઓરડે ઓરડે પ્રેતાત્માના પડછંદા પડતા.

હું અને લક્ષ્મીરામ પ્રેમ પણ આ પવનથી ખુબ રંગાયા હતા. લક્ષ્મીરામ પ્રેમ તો આત્માઓમાં ઉંડો રસ લેતા.

તે ખુબ સુક્ષ્મતાથી આત્માઓનો અભ્યાસ કરતો. વળી સાહીત્ય પણ તેમણે સારા પ્રમાણમાં મંગાવ્યું હતું. એટલે મારે છુટકે ન છુટકે પણ તેમની દલીલો સાંભળવી પડતી.

લક્ષ્મીરામ પ્રેમ એટલે ઉત્તર હીંદુસ્તાનનો કુશાગ્ર વીદ્યાર્થી. કાનપુર તેમનું મુખ્ય વતન. હોસ્ટેલમાં સાથે વસતાં સહજ મૈત્રી જામેલી.

* * *

'આજ તો એક મીડીયમ (મધ્યસ્થ વ્યક્તી) મારી મુલાકાતે આવનાર છે.' લક્ષ્મીરામ પ્રેમે અતી આનંદપુર્વક મને સમાચાર આપ્યા.

'મીડીયમ'! મેં આશ્ચર્યથી ઉદ્ગાર કઢાડયો!

'હા, હા, મીડીયમ!'

'એટલે?'

'મીડીયમ–એટલે આત્મા જેના શરીરમાં સમાઇ જાય અને પછી તેના દ્વારા જે કહેવું હોય તે કહે!'

'ખરેખર?'

'હા'

'ત્યારે તો ત્રણ પગના ટેબલની જરૂર નહીં પડે?'

'ના'

'કેટલા વાગે?'

'આજે રાત્રીના નવ વાગે.'

'જરૂર?'

'હા, જરૂર.'

'ત્યારે તો હું જરૂર આવીશ.' લક્ષ્મીરામ પ્રેમને ખાત્રી આપી કોલેજની પ્રયોગશાળામાં હું પાછો ચાલી ગયો.

[ ૨ ]

મ્હારા કાંડાના ઘડીઆળમાં આઠ વાગ્યા. આવનાર મીડીયમની મુલાકાત લેવાને માટે હું જરા અધીરો બન્યો!

ટન્, ટન્, ટન્, ટન્, કૉલેજના ટાવરમાં નવ વાગ્યા. અને લક્ષ્મીરામ પ્રેમના ઓરડા તરફ આપમેળે હું વળ્યો.

આજના સીઆન્સને માટે લક્ષ્મીરામ પ્રેમે ખાસ વ્યવસ્થા કરી હતી. બત્તીનો પ્રકાશ ઇરાદાપુર્વક ઝાંખો કરવામાં આવ્યો હતો. બારીએ ભુરા રંગના પડદા ખાસ મુકવામાં આવ્યા હતા. ખુણામાં રાખેલી ધુપદાનીમાંથી ધુપનો સુવાસ સારા યે ઓરડામાં પ્રસરી રહ્યો હતો.

વચ્ચે એક ખાસ ગોળ ટેબલ રાખવામાં આવ્યું હતું. આ ગોળ ટેબલની આજુ-બાજુ સાત ખુરશીઓ ગોળાકારે મુકવામાં આવી હતી. અને ટેબલની ઉપર કેસરી રંગના પુષ્પનો એક મનોહર ગુચ્છ શોભામાં સારી વૃદ્ધી કરી રહ્યો હતો.

આખરે સામાન્ય વાતચીતો સમાપ્ત થતાં લક્ષ્મીરામ પ્રેમે એક ટુંક ભાષણમાં મીડી-યમની અમોને ઓળખાણ આપી.

સામાન્ય શબ્દોમાં તે વ્યક્તીએ આ તક આપવા માટે લક્ષ્મીરામ પ્રેમનો ઉપકાર માન્યો. અને ઉમેર્યું કે—

'દોસ્તો, પરલોક પધારેલા આત્માઓ સાથે વાતચીત કરવાનો પહેલો પ્રસંગ મને ચંદનગરમાં થયો હતો. અને ત્યાર પછી અતી અભ્યાસ અને સતત શ્રમ પછી આ શક્તી મેળવવા સમર્થ બન્યો છું. આ શક્તી પ્રાપ્ત કરતાં સહેજે બે વર્ષ લાગેલાં. મ્હારા શરીરમાં દરેક આત્માઓ આવી શકે છે. અને તેથી હું જો કે ઇંગ્લીશ શીવાય બીજી ભાષાઓ જાણતો નથી, છતાં જ્યારે અન્ય દેશના આત્માઓ મારા શરીરમાં આવે છે ત્યારે હું બીજી ભાષાઓમાં પણ વાતચીત કરી શકું છું.'

મીડીયમે થોડા શબ્દોમાં આટલી ઓળ-ખાણ આપીને મૌન પકડયું. લક્ષ્મીરામ પ્રેમે પછી આત્માઓને આમંત્રવાની સુચના કરી.

મ્હારા પીતામહના પીતાનું ધ્યાન ધર-વાની ઇચ્છા મ્હને સહજ થઇ. તેમનું ચીત્ર નજર સામે આણ્યું. 'પધારો પધારો' એ શબ્દ વડે આત્માને આમંત્રવાનું શરૂ કર્યું.

અન્ય વ્યક્તીઓ પણ તેમ જ કરવા લાગી. કોઇ સદ્‌ગત સસરાને તો કોઇ ભાઇને, તો કોઇ બ્હેનને બોલાવવા લાગ્યા.

દરેક ક્ષણે આત્માઓના દેશ તરફ આમં-ત્રણો છુટતાં જ ગયાં. જેમ જેમ આમંત્રણો વધતાં ગયાં તેમ તેમ મીડીયમની આંખ મીંચાતી ગઇ. તેનું શરીર જડ જેવું થતું ચાલ્યું. જાણે ખુરશી પર આ પાષાણ આકૃતી ચોઢી દીધી હોય તેવો દેખાવ થઇ રહ્યો.

મીડીયમની આ દશા જોતાં મ્હારા ગાત્ર તો શીતળ થવા લાગ્યાં. આ દશા પર લક્ષ્મીરામ પ્રેમનું ધ્યાન ખેંચ્યું. નીશ્ચેતન જેવા દીસતા આ અતીથી તરફ આંગળી ચીંધી મેં સુચના કરી કે, 'કદાચ હૃદય બંધ પડી જશે તો?'

'ના, ના, ગભરાઇશ નહીં,' પ્રેમે પ્રોત્સા-હન આપ્યું. મીડીયમ ખરા આવાં જ હોય છે. હવે આત્માઓને પધારવાનો સમય થયો હોય એમ લાગે છે!'

ધીમે ધીમે મીડીયમના હોઠ હાલતા ચાલતા જણાયા. આ રોમાંચક અનુભવમાં પીતામ-હના પીતા સાથે વાર્તા કરવાની મ્હારી ઇચ્છા તો તદ્દન મરી જ ગઇ.

અતીથી પર એક ક્ષણને માટે તો બધાની નજર સ્થીર થઇ ગઇ.

ટન્...ટન્...ટન્...ટન્ કૉલેજના ટાવરમાં ટકોરા થયા. મ્હારી હાથના ઘડીયાળ સામે મેં જોયું. ત્યાં તો મીડીયમમાંથી પ્રચંડ સ્વર સંભળાયો. અને હું ચોંકયો......

[3]

'મ્હારૂં નામ....છે. તમારા દેશનો હું મુળ માનવ છું. કેટલાય શતકોથી હું અહીં વીહર્યાં કરૂં છું'...મીડીયમમાંથી શબ્દ આવતા સંભળાવા લાગ્યા.

'જ્યારે તમારા પુર્વજોએ આ દેશ પર પગ પણ મુકયો ન હતો, જ્યારે તેઓ કૉકેશસ પહાડની ખીણોમાં ભટકતા હતા, ત્યારે અમો અહીં વસતા હતા. તે સમયમાં હીંદમાં વસ્તી માનવજાતીનો હું એક પ્રતીનીધી છું!'

મીડીયમના મુખે બહાર પડતા આ શબ્દો સાંભળી હું તો આભો જ બની ગયો. લક્ષ્મીરામ પ્રેમ પણ ચમકયો. ખુરશી શોભાવતા અન્ય વીદ્યાર્થીઓ જરા વીહ્વલ બની ગયા. તેમના સ્નેહીઓને બદલે હીંદમાં હજારો વર્ષ પહેલાં વસતો માનવભક્ષી જાતીનો કોઇ આત્મા અહીં આવ્યો જણાતો હતો.

ચોખ્ખા, અને ચોકકસ શબ્દો મીડીયમના મુખમાંથી નીકળતા હતા. તેનો અવાજ સ્પષ્ટ હતો. ભાષા સમજાય તેવી હતી.

'તમારા આર્યોને મ્હારા અસ્તીત્વની ખબર ન હતી, તમારા ઇતીહાસમાં મ્હારો ઉલ્લેખ પણ નથી. તમારા શબ્દકોષમાં મ્હારા માટે શબ્દ નહીં જડે છતાં એ હજારો વર્ષ પહેલાં હીંદમાં વસતી આ જંગલી જાતીનો હું પ્રતીનીધી છું!......

'ઘણા વરસોથી હીમાલયથી લંકા સુધીના સ્થળોમાં હું ભ્રમણ કરૂં છું. આ પ્રદેશમાં રહેવાની મ્હને તક મળી છે, અને તેથી જ આ ભુમીમાં બનેલા સઘળા બનાવોથી હું સારી રીતે માહીતગાર છું!...

'છતાં તમારા લોકો અમારા જેવું જીવન ગુજારતા આફ્રીકન બાંધવો માટે અસત્ય શબ્દો કહે છે. તેઓ એમને 'જંગલી' કહીને ઉદ્બોધે છે. તેઓ એમને માનવખાઉ વ્યક્તીઓ તરીકે વર્ણવે છે. તેઓ એમને સંસ્કાર વીહોણાં, સંસ્કૃતી વગરના, કોઇ પણ પ્રકારની સમાજવ્યવસ્થા વગરના વર્ણવી એમનું ઘોર અપમાન કરી રહ્યા છે. તેઓ અમારા જેવા મુગ્ધ વ્યક્તીઓને વર્ણવવાને માટે ફાવે તેવા ઉપનામો યોજીને અમોને અતી ઉંડું દુઃખ આપી રહ્યા છે.'

'તેથી જ હું તમોને એ શબ્દ કહેવાની તક શોધતો હતો અને આજે અનાયાસે આ તક મળતાં હું તેનો ઉપયોગ કરવા માંગુ છું!...'

તેના અવાજમાં મક્કમતા હતી.

'પ્રથમ તો અમારા વીશે તદ્દન અજ્ઞાન એવા ઓ અભ્યાસીઓ, શા માટે તમો આફ્રીકાના કોઇક અરણ્યમાં હજુ પણ વસતા એવા અમારા બાંધવોને જંગલી કહો છો? શું તેઓ તમારા કરતાં વધુ સુખી નથી! અમારા એ 'માનવભક્ષી' ગણાતા ભ્રાતાઓ તમારા કરતાં હજાર દરજ્જે સારા છે. તેઓ અરણ્યમાં ઉગતાં વૃક્ષફળ પર જીવે છે. તેઓ જાતમેળે બાંધેલા ઝુંપડામાં વસે છે! તેઓ નથી કોઇને લુંટી લેતા. નથી કોઇના શ્રમ પર મજાહ કરતા. તેમની સ્થીતી તો જુવો! આખો દીવસ અને રાત તેમને આશ્રય અને આહાર માટે કેટલો યત્ન કરવો પડે છે! વનચર પ્રાણીઓથી આત્મરક્ષણ કરીને મહા મુશ્કેલીએ જીવતા, તેઓ કેટલો શ્રમ કરે છે તેની તમોને કંઇ કલ્પના છે?...'

'ક્યાંથી હોય?...છતાં તમે તેમને જંગલી તરીકે આલેખો છો! તેમને માનવભક્ષી કહીને વગોવો છો પણ તમારી સમાજવ્યવસ્થા કરતાં આ સમાજવ્યવસ્થા કેટલીક દષ્ટીએ સારી હતી. આપમેળે જીવતા અમારા સમાજમાં સૌ સરખાં હતાં, કારણ કે મીલકતનો પ્રશ્ન ઉભો થતો જ ન હતો. અમારા કામમાંથી વધારે ઉત્પન્ન થતું જ ન હોવાથી અન્ય અમારી પાસેથી પડાવી લે એવી સંભાવના જ શકય ન હતી.'

'આ પ્રકારની સમાજવ્યવસ્થાને તમો પ્રાથમીક સામ્યવાદ કહો છો? કંઇક અંશે એ સાચું છે! પણ હું જગત આગળ એ સવાલ મુકવા માગું છું કે 'માનવ ભક્ષણ'ની અમારી વૃત્તીને તમો આટલી કેમ વગોવો છો? શું માનવભક્ષણ એ એટલું બધું ખરાબ છે? એ શું એવડું મ્હોટું દુષણ છે કે અત્યારે પણ અતી ઘૃણાપુર્વક તમો અમોને આ શબ્દથી સંબોધો છો?...

કલ્પના કરો કે આ કાળ શું હતો? એ વાતાવરણ શું હતું? તે વખતે આહારના સાધનો એટલાં તો અલ્પ અને કઠીન હતાં કે શત્રુને મારીને શેકી ખાવો એ અમારે મન આનંદનો અવસર હતો...'

પુર્વકાલીન માનવની વાગધારા આગળ ચાલી.

'અને, અત્યારે તમો શું કરો છો? તમારા સંગ્રામમાં મરણ પામતાં યોદ્ધાના શબને ગીધ કાગડાઓ માટે ઉજાણી કરવા મુકી જાવ છો. તમો તેના શરીરને પક્ષીઓને ખાવા સોંપી દો છો. અમારા યુગમાં આ શરીરોને અમો જ સ્વાહા કરી જતા...

અને આજે પણ અનાજ જો ઉત્પન્ન થયું ન હોત, જો આહારની અન્ય રીતો ન જડી હોત તો માનવ માનવભક્ષી જરૂર હોત!...

... તેના અવાજમાં રહેલી મક્કમતા જોઇને અમારા મનમાં જરાક વસવસો થયો...

પુર્વકાલીન માનવના અવાજના પડઘા ગાજી રહ્યા, તેના ઉચ્ચારણનો વેગ વધતો ગયો, તેનો અવાજ મ્હોટો બન્યો. આખો યે ઓરડો આ અવાજના પ્રતીઘોષથી ગાજી રહ્યો.

'અને આજે શું છે? તમો સુધરેલા ગણાવાનો દંભ કરો છો પણ તમારા સમાજમાં ક્ષુધાના વહની સળગે છે, તમારા દેશમાં ચાર કરોડ માનવ પાસે કામ નથી. તમારા પ્રદેશના કરોડો લોક અઢળક અનાજ પાકતું હોવા છતાં, પુષ્કળ આહાર યોગ્ય વસ્તુઓ ઉત્પન્ન થતા હોવા છતાં, અન્ન વગર મુઇ જાય છે, એટલું જ નહીં પણ તેઓના શરીર ટાઢમાં થીજીને ઠંડાં થઇ જાય છે......

છતાં તમો ખેપરવા બનીને ગીતાના શ્લોક વાંચો છો! અને વીશ્વબંધુત્વની વાતો કરો છો! અમો ભલે 'જંગલી' હોઇશું ભલે અમો માનવભક્ષી હોઇશું, ભલે અમારા શરીરને ઢાંકવાને પુરતાં કપડાં ન હતાં, ભલે અમારા પુરુષો તમારી માફક લગ્નના નાટક નહોતા કરતા પણ તમારી માફક અમો લુંટારુઓ ન હતા. તમો તો આજે અન્યના શ્રમે મોજવીલાસ માણો છો, તમો અન્યના પરીશ્રમે આનંદ કરો છો. એટલે તમારા જેવા સમુહને સ્વીકારતી સંસ્કૃતીના પુજકોને અમારી નીતીને જંગલી કહેવાનો જરા ય હક્ક નથી.'

મીડીયમની આંખો ઉઘડી. કંઇક ભારમાંથી તે જાગૃત થતો હોય તેવો તેનો દેખાવ થઇ રહ્યો. અમો તો દીંગ બનીને બેઠા હતા.

'આત્મા ગયા?'

'હા.' લક્ષ્મીરામ પ્રેમે કહ્યું. હીંદમાં વસ્તી કોઇ પુર્વ કાલીન જાતીના આત્મા અહીં પધાર્યા હતા.

'એ હો!' કંઈક અજાયબીથી મીડીયમે કહ્યું!

'ખરેખર!'

એટલામાં તો મીડીયમની આંખ ફરીથી મીંચાતી લાગી. તેમના નેત્રોની કીકી પર પોપચાં ઢળી ગયાં શરીર પાછું ચેતનાહીન થતું લાગ્યું.

[૪]

'અન્ય આત્મા પધારે છે.' લક્ષ્મીરામ પ્રેમે મ્હને ધીમેથી કહ્યું.

'મ્હને પણ એમ જ લાગે છે!'

'તે, મીડીયમ તદન પાષાણ જેવો જ બની ગયો છે!

'ખરેખર!'

'આ આત્મા કોણ હશે?'

'કંઈ કહેવાય નહીં. આજે કંઈ નવો જ અનુભવ મેળવવાનું આપણા નસીબમાં સર્જાયેલું છે!'

'પુર્વકાલીન માનવે તો ખુબ સંભળાવ્યું!'

મીડીયમના હોઠના ફફડાટે પાછું અમારૂં લક્ષ ખેંચ્યું. આ વખતે કંઈક અજબ સ્પષ્ટતાથી અવાજ સંભળાતો હતો.

એકધ્યાનપુર્વક અમો સૌ નીરખી રહ્યા, સ્નેહીજનોને બદલે આ તો કોઈ ગુલામોનો સ્વામી હતો.

'પધારો' કહીને લક્ષ્મીરામ પ્રેમે આવકાર આપ્યો.

'અને આપો ત્હમારો સંદેશ.' મેં વીનંતી કરી.

'દોસ્તો! હું તમોને શું કહું? મીડીયમ મારફતે આત્માએ બોલવા માંડ્યું. 'હું આજથી લગભગ બે હજાર વર્ષ પહેલાં ગુલામોના સ્વામી તરીકે ઓળખાતો. હું તો યુરોપમાં વસતો. તે સમયના લોકો ગુલામોને નીતીમય ગણતા. ગુલામો એ સંપત્તી ગણાતી. આ સંપત્તી જે વધારે હોય તો સંસ્કારીજન પ્રતીષ્ઠીત કહેવાતો. તેની શોભા દેટલા પ્રમાણમાં વધારે.

'ગુલામો રાખવા એ એ યુગમાં તો એક જરૂરીયાત હતી. આ સમયે એવી પદ્ધતી શોધાઈ. ખેતર પર કામ કરવાને માટે માનવની જરૂર હતી. આ માનવશક્તી અમોને ગુલામોમાં સાંપડી. અમારી વધુ તેજસ્વી સૈન્યકળાથી આ શશક્ત શરીરો પર અમો અમારૂં સ્વામીત્વ સ્થાપી શક્યા અને પછી ચાબુકના ચમત્કારથી અમો તેમના પર શાસન કરતા......'

આત્માના અવાજમાં કંઈક અભીમાનની છાયા હતી. મીડીયમ મારફત આત્માએ જરા અવાજ પલટાવીને ચલાવ્યું.

'પણ દોસ્તો,' મ્હને નવાઈ એ થાય છે કે આજે બાર બાર કલાક કામ કરાવીને લોહી ચુસતી આજની સંસ્કૃતીના પુજકો અતી તીરસ્કારપુર્વક અમારો ઉલ્લેખ કરે છે, એટલું જ નહીં પણ જાણે આખો યે યુગ ધૃણાજનક ન હોય, જાણે તે માનવકાળના ઈતીહાસના કલંકીત પાનાઓ ન હોય તેવી જ રીતે અમારા કાળનો ઈતીહાસ લખાયો છે કરેક સ્થળે અમોને દુષ્ટ, દયાહીન અને જુલમી તરીકે વર્ણવવામાં આવ્યા છે. શબ્દકોષના બધા યે અપશબ્દો અમારા માટે અતી છુટપુર્વક વેરી નાંખવામાં આવ્યા છે. એટલું જ નહીં પણ ત્હમારા મુડીવાદી સીદ્ધાંતકો જાણે અમો કંઈ ચાંડાલો હોઈએ તેમ જ ત્હમોને શીખવવાને યત્ન કરે છે."

"એટલેથી આ શોકકથા અટકતી નથી, પણ દોસ્તો, સમ્રાજના ગરીબો માટે સીતમ

વર્ષાવતા આ સજ્જનો શું જોઇને અમોને ધીક્કારતા હશે? કારખાનાની કાળી મજુરી પર મોજ કરતા આ સંપત્તીવાનોના સીદ્ધાંતવાદીઓ કયા મુખે અમોને પાશવી, જંગલી, અને પુર્વકાલીન તરીકે વર્ણવે છે?

આજે કારખાનામાં મજુરો એ ગુલામો કરતાં પણ અધીકતર ખરાબ નથી? ગુલામોને તો. અમારે પાળવા પડતા, તેઓ મરે ત્યાં સુધી અમારે ખવડાવવું પડતું તેઓના કપડાંલુગડાં એ સર્વ અમારે આપવું પડતું!

છતાં આજના મુડીવાદી સજ્જનો શી રીતે અમારા સામે તીરસ્કારભર્યું હાસ્ય કરતા હશે?

'દોસ્તો' આજે ગુલામીએ સ્વરૂપ બદલ્યાં છે. મુડીવાદીઓ કહે છે કે માનવ સ્વતંત્ર બન્યો છે. પણ એ સર્વ અસત્ય વાગ્છળ છે. ગુલામી જરાય પલટાઇ નથી. આજે માનવ શરીર પર આર્થીક ગુલામીની સાંકળ લાગુ પડી છે. આ સાંકળના અંકોડા અમારા યુગની ચાબુક કરતાં પણ વધુ બીષણ અને ભયંકર છે.

અમારા માટે નરપીશાચ એ શબ્દ તો સામાન્ય છે. પણ તમારા માલીકો એ નરપીશાચોની નરી આવૃત્તિ નથી તો બીજું શું છે? તમના પ્રમાણે અધીકાર કરતા આ સજ્જનો અનેકના જીવનને આગ લગાડે છે. કામદારોના જીવનની ખાનાખરાબી કરી રહ્યા છે. શ્રમવર્ગની આટલી અવનતી માટે તેઓ સીધા જવાબદાર છે.

આત્માના અવાજમાં ગંભીરતા આવતી જતી હતી. પ્રયાણની તૈયાર કરતો હોય તેમ આત્માએ કહ્યું કે—

'ગુલામ સ્વામીઓ ભલે નરાધમ હતા પણ આટલા દંભી તો ન હતા. અમારી યુગ સંસ્કૃતી ભલે દુષ્ટ હતી, પણ તે આટલી શેતાનીઅત ન હતી! અમો ભલે ગુલામોનું રક્ત ચુસતા પણ ત્યારે અમો વીશ્વબંધુત્વની વાતો નહેતા કરતા. અમારી સંસ્કૃતીમાં બે વર્ગ સીધા અને ચોખ્ખા હતા. તેના પર વ્યક્તીસ્વાતંત્ર્યની સફેદ ચાદર ન હતી. ચાલો, ફરી કોઇ વેળા આવીશ.

આત્માએ પ્રયાણ કર્યું. મીડીયમના નેત્રો ઉઘડયાં. શું બની ગયું તેથી સાવ અજાણ દીસતા મીડીયમે આત્માએ કહેલ હકીકત વીશે પુછ્યું. લક્ષ્મીરામે તેને પુરી હકીકતથી વાકેફ કર્યો.

'આજ કંઇ આવા જ આત્માઓ આવે છે!' મ્હારા અનુભવને મેં જરા શબ્દદેહ આપ્યો.

લક્ષ્મીરામે સંમતીદર્શક સ્વર ઉચ્ચાર્યો.

'હવે પ્રયાગ પુરો કરીયે તો ઠીક,' મેં જરા ડર રાખીને લક્ષ્મીરામને કહ્યું,

'અતીથી પણ આજ અસ્વસ્થ લાગતો હતો આવા આત્માઓના અનુભવ તેને માટે અસામાન્ય હતા. અને તેથી તે પણ આ પ્રયોગ પુરો કરવા માટે અતી આતુર જણાયો.

લક્ષ્મીરામે બટન દાબ્યું. ઇલેકટીક બત્તીમાંથી તેજની ધારા પડતાં પ્રયોગ પુરો થયો એવી સૌની પ્રતીતી થઇ.

: લેખક : સમાજવાદી

# રાજસત્તાનાં રૂપાન્તર

પ્રજાસત્તાક તંત્ર તો ખાલી શબ્દછળ છે. આ બુરખા નીચે રાજ્ય કરે છે સંપત્તીવાનો અને તેમના શાગરીદો.



ઇંગ્લાંડનો ખરો અધીષ્ઠાતા
સર નોરમન કેમ્પ

અત્યાર સુધીના પરીવર્તનો તો એકપક્ષી પરીવર્તનો છે. સીતમગારોએ સ્વરૂપ પલટ્યાં છે પણ ગુલામી તો અવીચળ રહી છે.

અઢારમી સદીની ઉષા સાથે યુરોપની ભુમી પર કંઇક અજબ પરીવર્તન પગલાં મુકી રહ્યું હતું. તેના સર્વલક્ષી આંદોલનોએ જીવનના સર્વ અંગો ઉપર અસર કરી હતી. સમાજ વ્યવસ્થાએ પલટો લીધો. ઉમરાવશાહીના નાશના નોબતડંકા ગડગડ્યા. ફ્રાંસમાં હત્યાકાંડ શરૂ થયો. અને વીપ્લવની વેદી પર લાખ્ખો પ્રાણોનું બલીદાન આપીને મુડીવાદી સમાજ રચનાનું સર્જન થયું.

યુરોપમાં ફ્રાંસના પ્રજાસત્તાકના તેજસ્વી ભાણું આગળ ઉમરાવશાહીનાં ઓજસ ઉતરી ગયાં. તેમની સત્તાના ટુકડા થઇ ગયા.



ઇંગ્લાંડનો બીજો સરમુખત્યાર
સર રેજીનાલ્ડ મેકેના.
ઇંગ્લાંડની એક મ્હોટી બેંકનો તે વડો છે.

કેટલાક આત્મરક્ષણને માં વીદેશ નાશી છુટ્યા. કેટલાકો પરદેશ ગયા. કેટલાકોએ નવી સમાજ રચનાને–નવી વ્યવસ્થાને અપનાવી. જાગીરદારોને જમીનદોસ્ત કરીને મુડીવાદીઓએ પોતાનો વિજય વાવટો સ્થળે સ્થળે ફરકાવ્યો. દીગન્તમાં તેના ડંકા વાગ્યા.

પણ રાજ્યસત્તાધીશોનાં આ રૂપાન્તર થતાં રાજ્યસત્તાનું સ્વરૂપ બદલાયું. આપખુદ મનસ્વી ઉમરાવશાહીને સ્થાને માંધાતા મુડીવાદીઓનાં શાસન આવતાં સત્તાતંત્ર (Government)નાં સ્વરૂપમાં ફેરો થયો.

## પ્રજાસત્તાકના પ્રારંભ

ઇતીહાસ આલેખે છે કે ફ્રાંસ, ઇંગ્લાંડ, અમેરીકામાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયાં. પણ પ્રજાસત્તા તો નામની પણ ન હતી. પ્રજાસત્તાકના માળખા નીચે મુડીવાદીઓ શાસનની મઝા માણતા. અત્યારનો ઇતીહાસ પણ ઉપલા સીદ્ધાંત સાબીત કરવાને સમર્થ છે અત્યારનું ઇંગ્લેંડ, અત્યારનું ફ્રાન્સ, અત્યારનું જર્મની એ સર્વ પ્રજાસત્તાક ગણાય છે. પણ અત્યારે આ પ્રજાસત્તાકનો પડદો એટલો તો આછો બની ગયો છે કે આ સરકારતંત્રના ખરા સંચાલકોને સમજવા તેમ જ તેમને ઓળખવા એ જરા યે મુશ્કેલ નથી.

'ઉમરાવશાહીમાંથી મુડીવાદી સમાજરચનાનું સર્જન થયું. અને મુડીવાદી સમાજરચનામાંથી હવે સમાજવાદી સમાજવ્યવસ્થા સર્જાશે. ઇતીહાસનો એ ક્રમ છે. કુદરતનો એ નીયમ છે. વીશ્વના વીકાસનો આ એક સંકેત છે.

**લેખક કહે છે કે–સમાજ પરીવર્તનનો એ વીલક્ષણ નીયમ છે કે સત્તાવાન વર્ગ પોતેજ તેના ભાવી નાશકર્તાને સર્જી રહ્યો છે. ઉદાહરણ તરીકે ઉમરાવશાહીએ મુડીવાદને જન્મ આપ્યો અને મુડીવાદે ઉમરાવશાહીનો નાશ કરી નાંખ્યો.**

પણ આમ નહીં સમજનારા આપણા અધ્યાપકો અને શાળાના શીક્ષકો તો જોરશોરથી પુકારે છે કે પ્રજાસત્તાકની સ્થાપના તો માનવની સ્વાતંત્ર્યભુખને આભારી હતી. આ ક્રમઅક્કલ અધ્યાપકો આલેખે છે કે હાલની સમાજવ્યવસ્થાનું સર્જન તો માનવના વીચાર પરીવર્તનને સંતોષવા થયું! આ ગોખણીઆઓ મુડીવાદી બુદ્ધીમાનોએ આપેલી વ્યાખ્યાઓને પોપટની માફક પુનઃ પુનઃ બોલી જઇને જણાવે છે કે હાલની સમાજ વ્યવસ્થા તો પ્રભુ સર્જીત, ન્યાયી, મંગળ અને હીતકારક છે! પણ પગ નીચે સળગતા અંગારને જોવા અશક્ત નીવડેલા આ ધુવડોના સતત પારાયણ છતાં પણ આમવર્ગની સ્થીતી તો પહેલાંના કરતાં પણ વધુ ભયંકર બની છે. તેમના રક્તચુસણનો વેગ ખુબ વધી ગયો છે. એટલું જ નહીં પણ પ્રજાસત્તાકના નામ નીચે મધ્યકાલીન આપખુદીને પણ એક બાજુ મુકી દે તેવી જાલીમ પીશાચલીલા આ મુડીવાદી માંધાતાઓએ આદરી છે. ઓરડીનન્સના અધીકાર વડે અનેકોને કારમા કારાગૃહમાં ધકેલી દેવામાં આવ્યા છે. અને ન્યાયની અદાલતના નાટક પછી અનેકને ફાંસીએ ચઢાવવામાં આવ્યા છે. ફ્રાન્સના 'બાસ્ટીલ' જેવાં કારાગૃહો તો કેટલાય ઉભાં કરવામાં આવ્યાં છે. આજના ઇતીહાસમાંથી ઉપલા વીધાનને સાબીત કરવાને માટે જોઇએ તેટલાં ઉદાહરણો જડી આવશે.

કારણ કે રાજ્યસત્તાધીશોના પરીવર્તન થવા છતાં સમાજરચનાનાં મુળ અંગો અભંગ રહ્યાં છે. વ્યક્તીગત માલીકીપણાની ભાવના ઉપર સમાજવ્યવસ્થાની આલીશાન મ્હેલાત ઉભી કરવામાં આવી છે. એટલું જ નહીં પણ આમવર્ગનું શોષણ તો એમ ને એમ ચાલુ રહ્યું છે. ખેડુતો પર જમીનદારના કર ચાલુ રહ્યા છે; અને કામદારોની કાળી મજુ-

પણ કાયમ રહી છે. આથી જ નવી સમાજ રચનાના પરીવર્તનથી મળતા લાભોમાંથી મહેનતુ માનવતા તો તદ્દન વંચીત જ રહી છે. અને છતાં આધુનીક સંસ્કૃતીને ન્યાયી, વ્યાજબી, મંગલ અને હીતકારક તરીકે આળેખવામાં આવે છે!

## મુડીવાદ રૂપ બદલે છે

પણ મુડીવાદી સમાજરચનાનાં પણ પરીવર્તન થવા લાગ્યાં છે, મુડી પણ હવે સ્વરૂપ પલટતી જાય છે. હરીફાઇના યુગ પછી એકહથ્થુ ઇજારાવાદ તરફ મુડીવાદીઓ વેગથી વળતા જાય છે. પરસ્પર હરીફાઇ કરીને માલના ભાવ ઘટાડવાને બદલે, એક બનીને ઉંચે ભાવે માલ વેચીને જનસમુદાયને ચીરવાની પદ્ધતીનો આદર વધતો જાય છે. નફાની ભુખ તેમને તેમ કરવાની ફરજ પાડે છે. એટલુંજ નહીં પણ જેમ જેમ હરીફાઇ ઉગ્ર બનતી જાય છે. તેમ તેમ મુડીવાદીઓ એકહથ્થુ ઇજારાવાદ તરફ આગળ વધતા જાય છે. આ ક્ષેત્રમાં સમા હરીફનો સામનો કરી, તેનો ધ્વંસ કરવાનો યત્ન કરી, અને તે જો શક્ય ન હોય તો તેની સાથે મળીને સામનો કરવાની પદ્ધતીને હમણાં ખુબ આવકાર મળ્યો છે. મુડીવાદી પ્રગતીનું આ અનીવાર્ય પરીણામ છે!

પણ આમ ઉદ્યોગપતીઓના વીકાસમાં ચરા ફની કલા સુધી મુડીવાદ આગળ વધે છે. આ કામ, હવે, બેંકો કરે છે. વીશાળ પ્રમાણમાં ઉદ્યોગ



**તેમજ મુડીવાદે કામદારવર્ગને જન્મ આપ્યો છે. એટલુંજ નહીં પણ મુડીવાદના વીકાસ સાથે કામદારવર્ગનું સંખ્યાબળ તેમજ સમુહબળ પણ વધતુ જાય છે અને જેમ મુડીવાદે ઉમરાવશાહીનો નાશ કર્યો તેમ કામદારો મુડીવાદનો નાશ કરશે.**



ચલાવવાને માટે જરૂરનાં નાણાં માટે હવે ઉદ્યોગપતીઓ બેંકરોના હાથ નીચે આવતા જાય છે. હાલ પણ હીંદની ઘણી ખરી મીલો બેંકમાં ગીરો મુકાઇ ગઇ છે. ઇંગ્લાંડના ઉદ્યોગોનું પણ એમજ છે. બેંકોના અધીકાર સામે ત્યાં, કોઇ શબ્દ બોલી શકે તેમ નથી.

સમાજની વ્યાપારસૃષ્ટીમાં ચાલતાં આ સંચાલને સત્તાતંત્રમાં પણ સીધી અસર કરી. સત્તાના સુત્રો ઉદ્યોગપતીઓના હાથમાંથી ખસ્યાં. ઇંગ્લાંડની સરકારનો વડો પ્રધાન ભલે રેમ્ઝી મેકડોનાલ્ડ હોય, પણ ખરી સત્તા તો પેલા જ્યુ સર નોરમન કેમ્પના હાથમાં છે. ઇન્ગ્લાંડની વડી બેંકનો આ વડો પ્રધાનમંડળને પલટાવી શકે છે. રાજાઓને રમાડી શકે છે, અને આખાયે ઇંગ્લાંડ ઉપર અધીકાર ભોગવે છે. હાલમાં પ્રધાનમંડળમાં થયેલા પલટા આ સત્યની સાક્ષી પુરે છે. (નવયુગમાં આવેલા 'બ્રીટીશ પ્રધાનમંડળના પલટા'વાળો ડા૦ પી. જે. ભટનો લેખ જુવો) અત્યારે ઇંગ્લાંડ પર બેંકરોએ અધિકારના અડ્ડા સ્થાપ્યા છે. તેઓ વ્યાપારી તેમ જ ઉદ્યોગપતીઓનો પરાભવ કરીને હાલ તો સત્તાના સુત્રો ઉપર નીરંકુશ સત્તા ચલાવ્યા કરે છે.

રાજ્યસત્તાનું આ શા શકસમુદાયનુ આ પરીવર્તન એ એકઅંગી પરીવર્તન છે. તે પગંપરી વર્તન નથી. જેમ ઉમરાવશાહીનો નાશ કરીને મુડીવાદીઓએ સત્તાસી

ધી, એવું વર્ગ પરીવર્તન નથી. આવા પરીવર્તન માટે તો વીપ્લવી આંદોલનોની જરૂર પડે. અને તેથી જ કોઇ પણ પ્રકારના આંદોલનો વગર આર્થીક આયુધ વડે અત્યારે બેંકરો સત્તાના સીંહાસન પર પોતાનું પ્રભુત્વ સ્થાપી બેઠા છે.

## અનીવાર્ય આંદોલનો

પણ મુડીવાદે નફાની ક્ષુધાને સંતોષવા માટે મ્હોટાં મ્હોટાં કારખાનાંઓ સ્થાપીને જગતના ચોપડે કદી નહી ચઢેલા એવા ઔદ્યોગીક કામદારવર્ગને જન્મ આપ્યો છે. સંચાને ચલાવવા માટે સેંકડો કામદારોને રોકવામાં આવ્યા છે. નફાની લાલચને સંતોષવા માટે મ્હોટાં મ્હોટાં કારખાનાંઓ ઉભાં થતાં જમીન પરથી મુક્ત થયેલા ખેડુતો (serfs) મશીન પર કામ કરતાં એક નવાજ માનવવર્ગનું ઘડતર થઇ રહ્યું છે! આ વર્ગ તે હાલનો કામદારવર્ગ.

સમાજરચનાના વીકાસનો આ અનીવાર્ય નીયમ છે. સત્તાવાન વર્ગ પોતાના નાશને આમંત્રતા વર્ગનો જન્મ આપે છે. જેમ ઉમરાવશાહીએ મુડીવાદને જન્મ આપ્યો, તેમ મુડીવાદને નાશ કરનાર કામદાર વર્ગનો જન્મ પણ મુડીદાર વર્ગ જ આપે છે. તેઓ જ પોતાના ભાવી મારાઓને જમીન પરથી મુકત કરે છે, અને કારખાનામાં લાવે છે. તેઓ જ તેમને નવી તાલીમ આપે છે, તેઓ જ તેમને અક્ષરજ્ઞાન આપે છે (કારણ કે અટપટા યંત્રને ચલાવવાને શીક્ષીત કામદારની જરૂર પડે છે) આમ તેઓ પોતાની સ્વાર્થવૃત્તીને સંતોષવામાં જ મહા બળવાન શ્રમજીવી સમુદાયને સર્જી રહે છે.

યંત્રપર તાલીમ લેતા કામદારો જ આ નવી સમાજરચનાના સર્જનહારો બનશે કારણ કે તેઓ શોષાતા આમવર્ગના પ્રાણવાન નેતાઓ છે. તેઓ જ તાલીમયુકત હોઇ સમાજરચનાનાં ભેદને જોઇ શકે છે. યંત્ર પર કામ કરતાં તેમના વીચારો અને ભાવનાઓ એક ક્ષણમાં પલટાઇ જાય છે, ઇશ્વરનો મોહ ઉતરી જાય છે. સંઘઠન તેઓ જ કરી શકે છે. અને સરખો પગાર અને સરખું કામ કરતા કામદારોમાં જ વર્ગભાવના જન્મ લે છે. તેઓ પહેલીવાર જ ભાન પામે છે કે સૃષ્ટીની સંપત્તી ઉત્પન્ન કરતા તેઓ જ સર્જનહારો છે!

આ ભાવનાવન્ત વર્ગ જ મુડીવાદનો નાશ કરવા નીમાર્યો છે. અને આથી જ મુડીવાદી સરકારતંત્રો કામદાર ચળવળ સામે પ્રખર અંકુશો મુકે છે. એટલું જ નહીં પણ તેમને છેતરવા માટે, તેમને ફસાવવા માટે, તેમની શકતીઓને અન્ય સ્થળે વાળી દેવા માટે ખોટા મજુરપક્ષો રચે છે. ઇંગ્લેંડનો મજુરપક્ષ એ એક તાજું ઉદાહરણ છે. વીલાયતનો 'મેકડોનાલ્ડ' એ મજુર મહારથી ન હતો પણ મજુરોના ગળાં પર છરી ફેરવનાર મુડીવાદીઓનો માનીતો ઠગ હતો. આવા મજુરવાદીઓ હીંદમાં છે. અને વીશ્વમાં દરેક સ્થળે હોય છે જ. ઑસ્ટ્રેલીયાનો સ્કલીન, જર્મનીનો ડૉ. બ્રુનીંગ અને અહીંના શ્રીયુત જોશી અને ગીરીઓ મજુરવાદના નામ નીચે મુડીવાદીઓનાં હીતને જ સંરક્ષી રહ્યા છે.

આમ જેમ જેમ મુડીવાદ આગળ પગલાં મુકતો જાય છે તેમ તેમ કામદાર સમુહનાં બળ વધતાં જાય છે. તેમનું સંખ્યાબળ પણ વધતું જાય છે અને પછી સતત અથડામણ તો આધુનીક રાજકારણનો પ્રધાનસુર થઇ પડયો છે. અત્યારે દરેક દેશોમાં મુડી અને મજુરી વચ્ચેનું સંઘર્ષણ એ કાયમી અંગ થઇ પડયું છે.

## હીંદમાં મુડીવાદ

ત્યારે સ્વાભાવીક સવાલ ઉપસ્થીત થશે કે જે સારી યે સ્રષ્ટીમાં ઉમરાવશાહીને ઉગતા ઉદ્યોગપતીઓએ તોડી નાંખી, પોતાનાં શાસન સ્થાપ્યાં તો હીંદમાં આ સ્વાભાવીક ક્રમ કેમ ન લાગુ પડયો? શા માટે હીંદના મુડીવાદીઓએ ઉમરાવશાહી સામે એકત્ર બનીને બંડ ન જગાવ્યું? શા માટે હીંદના ઉદ્યોગપતીઓએ સમુહની સાથે મળીને આ પેશ્વાઓ, મોગલો, જાગીરદારો વગેરેને જહન્નમમાં ન મોકલી દીધા? સ્વાભાવીક સમસ્યા ઉપસ્થીત થશે કે શા માટે વીસમીસદીના ૩૦ વર્ષ પણ વીતી ગયાં છતાં અહીં ઉમરાવશાહી અચલ તપી છે? આ પ્રશ્ન આપણે ઇચ્છીયે કે ન ઇચ્છીયે છતાં જોરથી આપણા નેત્રો સામે વીંઝાઇ રહ્યો છે. અને તેથી જ આ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવો જરૂરનો છે.

પ્રથમ તો હીંદમાં ઉદ્યોગપતીઓ હતા જ નહીં. જે કોઇ સંપત્તીવાનો હતા તે વેપારીઓ. વેપાર વણજ ખેડતા આ જવામર્દોને સત્તાના સુત્રો પર અધીકાર મેળવવાની ભાગ્યે જ જરૂર પડે છે. દેશ પરદેશ વચ્ચે માલની લેવડ દેવડ કરતા આ શેઠીઆઓને જમીનદારો સામે થવાની ભાગ્યે જ જરૂર પડે છે. અને આથી જ વેપારી મુડીદારોમાં ઉદ્યોગપતી જેટલી ધગશ કે તમન્ના હોતી નથી. જ્યારે વેપારી મુડીવાળાઓ તો ગમે તે સરકારતંત્ર સાથે સહકાર કરીને પોતાની દોલતનો ડુંગર મ્હોટો બનાવી શકે છે પણ ઉદ્યોગપતીઓને માટે તો ઉમરાવશાહીના નાશ શીવાય (કારણ કે તેના કારખાનામાં કામ કરવાને મજુરની જરૂર હોય છે અને મજુરી મેળવવા માટે તેને ખેડુતોને જમીન પરથી મુક્ત કરવાની ફરજ પડે છે) અન્ય ઉપાય જ હોતો નથી. તેથી ઉમરાવશાહીનો નાશ તો ઉદ્યોગપતીઓ માટે જીવન મરણનો પ્રશ્ન થઇ પડે છે અને તેથી જ તેઓ સમુહ વીપ્લવના નેતૃત્વ લેવા તત્પર બને છે.

આમ ઉદ્યોગપતીઓનો અભાવ, રાજકીય અસ્થીરતા, યંત્રવાદનું અનાગમન, અને ખેતીપ્રધાન દેશ એ સર્વ વસ્તુઓ ઉમરાવશાહીના લાંબા આયુષ્ય માટે સીધા જવાબદાર છે. હીંદની આબોહવા જ એવી છે કે ઉદ્યોગપતીઓને ઉગવા માટે સારૂં સ્થાન ન હતું. અઢળક અનાજ જયાં પાકતું હોય ત્યાં યંત્રવાદને આદર સ્વાભાવીક રીતે જ ઓછો મળે.

આમ ઉદ્યોગપતીઓ પ્રગટયા નહીં. યંત્રવાદ આવ્યો નહીં, અને રાજકીય અસ્થીરતાએ ઉમરાવશાહીને લાંબુ આયુષ્ય આપ્યું.

પણ ઉમરાવશાહી પણ નાશ પામી. જે કામ હીંદના ઉગતા ઉદ્યોગપતીઓએ કરવું જોઇતું હતું, જે કામ અન્ય દેશોમાં કારખાનાઓના માલીક ગણે જ કર્યું તે કામ હીંદના વીદેશી સંપત્તીવાનોએ કર્યું. ૬૦૦૦ માઇલથી વેપાર કરવા આવેલી વીદેશી પેઢીના લશ્કરો હીંદના દરેક ખુણામાં ફરી વળ્યાં. ઇસ્ટ ઇન્ડીયા કંપનીના સૈનીકોએ મધ્યકાલીન માયકાંગલા મહારાજાઓને પરાભવ કરીને પોતાનો વીજયી વાવટો ફરકાવ્યો. તેમણે આવીને ઉમરાવશાહીનો ઉચ્છેદ કરી નાંખ્યો. જાગીરદારોને જમીનદોસ્ત કર્યા. પણ આ કંપનીના કોઇ દીર્ઘદ્રષ્ટા રાજ્યમુત્સદ્દીએ શરાબ અને સુંદરીમાં મગ્ન રહેતા રાજવીઓની આગળ જરૂર પડશે એમ માનીને આ મંગળ પદ્ધતી પર અંકુશ મુકયો. અને તેથી જ અત્યારના સડેલ, અનાચારી, સ્વચ્છંદી રાજાઓ જીવતા રહેવા પામ્યા.

હીંદમાં ગાયકવાડો, નીઝામો, અને અલ્વ-રના પ્રભુજીઓ ટકી શકયા તેને માટે આ કારણો જવાબદાર છે. પણ વીદેશી સંપત્તીની વીજયવાર્તા સાથે સામ્રાજ્યના સર્જનનો પ્રશ્ન આપણી સમક્ષ ઉભો થાય છે.

## સામ્રાજ્યનાં સર્જન

હીંદ પર બ્રીટનનું સામ્રાજ્ય છે, મોરોક્કોમાં ફ્રાન્સનું સામ્રાજ્ય છે. હેઇટીમાં અમેરીકનો રાજ્ય કરે છે. સામાન્ય ઉપરછલ્લી નજરે જોઇએ તો એમ જ લાગે કે એક પ્રજા બીજી પ્રજા ઉપર રાજ્ય કરે છે.

પણ તેમ નથી. આપણે જોઇ ગયા કે દરેક દેશમાં પ્રજાસત્તાને બદલે હાલ તો વર્ગસત્તા પ્રવર્તી રહી છે. દરેક જગ્યાએ સંપત્તીવાન સમુદાય જ રાજ્ય કરે છે. એટલે હીંદમાં પણ બ્રીટનનો સંપત્તીવાન સમુહ જ રાજ્યઅધીકાર કરે છે,

ત્યારે સંપત્તીવાન સમુહ શા માટે સામ્રાજ્ય સ્થાપના કરવા પેરાય છે? શા માટે વીદેશમાં જઇને નબળી પ્રજાઓ પર તેમની સત્તા જમાવવા ઇચ્છે છે? ટુંકમાં શા માટે ઇંગ્લંડ હીંદ પર રાજ્ય અધીકાર ચલાવે છે?

કારણ કે અત્યારે બ્રીટન હીંદમાં ધન રોકીને વધુ નફો ઉત્પન્ન કરી શકે છે. એટલા માટે. તેના ઉદ્યોગમાંથી ઉત્પન્ન થતા માલને ખપાવવા માટે.

આ બે ઉદ્દેશો અત્યારે સામ્રાજ્ય સર્જનના મુખ્ય હેતુઓ છે જો કે હીંદના સામ્રાજ્ય સર્જનમાં બીજો હેતુ શરૂઆતમાં અતી પ્રાધાન્ય હતો છતાં અત્યારે તો હીંદમાં મુડી રોકી તેના પર અતી મોટા પ્રમાણમાં વ્યાજ મેળવવાની તેમની મનોચ્છા તેના મુળ સ્વરૂપમાં ચોખ્ખી દેખાય છે. હીંદમાં ઇંગ્લેંડે લગભગ૧૨૦૦મીલીયન પાઉન્ડ રોકયા છે. અને તેના પર લગભગ દર વર્ષે બે અબજ રૂપીઆ વ્યાજના ઉત્પન્ન કરે છે! અર્થગણીતના આ આંકડાઓ સંભવ છે કે એકદમ સત્ય નહીં હોય પણ હીંદના શોષણને આર્થીક સ્વરૂપની લગભગ તો છે જ.

આમ સામ્રાજ્યવાદ એ મુડીવાદના વીકાસની એક કક્ષા છે. પરદેશમાં મુડી રોકીને, આ વ્યાજ પર તમન્ના કરવાની પધ્ધતી એટલે સામ્રાજ્યવાદનું આર્થીક સ્વરૂપ.

સામ્રાજ્યવાદી રાષ્ટ્રો પાસે રાજ્યસત્તા સીધી ન પણ હોય. અત્યારે જર્મની પ્રજાસત્તાક હોવા છતાં તે અમેરીકન સામ્રાજ્યવાદીઓના સકંજામાં સપડાયેલું છે. ચીન પણ પરસ્પર સ્પર્ધા કરતા જાપાનીઝ, અંગ્રેજ, ફ્રેંચ, અને ઇટાલીઅન સામ્રાજ્યવાદીઓના સંડસામાં સપડાયેલું છે! તેમ જ ઇરાન અને અરબસ્તાન, અને દક્ષીણ અમેરીકા.

જ્યારે જ્યારે મુડીવાદ સામ્રાજ્યવાદની કક્ષા સુધી પહોંચે છે ત્યારે ત્યારે ઉદ્યોગોની ખીલવણી આપોઆપ જ વીશાળ પ્રમાણ ઉપર થયેલી હોય છે. પાસે પુરાંત મુડી ન હોય તો વ્યાજે પૈસા કયાંથી અપાય? અને પુરાંત મુડી સાથે પુષ્કળ ઉદ્યોગસંપત્તી આવશ્યક છે!

આના એક અનીવાર્ય પરીણામ તરીકે કામદારોનું સંખ્યાબળ અને પીઠબળ પણ આપોઆપ પ્રચંડ બને છે. તેમના આંદોલનોમાં ખુબ જોમ આવે છે. તેમની વર્ગભાવના પણ વીસ્તાર પામે છે. આમવર્ગના આંદોલનો સારા યે સમુહને ઘેરીને ઉભાં રહે છે. વર્ગીય સંગ્રામ તીક્ષ્ણ બનતો જાય છે. અથડામણો આકરી બને છે અને સંપત્તીવાનોને તેમના અધીકાર સલામત રાખવા માટે અનેક તરકીબો કરવી પડે છે. આમ મુડીવાદના વીકાસ સાથે વર્ગ વર્ગ વચ્ચેનું વૈમનસ્ય પણ ખુબ આગળ વધતું જાય છે.

એટલું જ નહીં પણ સામ્રાજ્યવાદીઓ પણ અન્ય દેશોમાં જઇ કારખાનાઓ સ્થાપે છે. પુવની કાળી મજુરીનો લાભ લેવા માટે તલસતા આ માંધાતાઓ અન્ય દેશોમાં પણ કામદાર ચળવળને જન્મ આપે છે. જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં ત્યાં તેઓ નવા વર્ગનું સર્જન કરતા જાય છે.

આમ એક બાજુ સામ્રાજ્યવાદીઓ પોતાની જાળ પાથરી રહ્યા છે. ત્યારે આ જાળને તોડી પાડનારા તત્વો પણ સાથે સાથે જ સર્જાતાં જાય છે. ઇતીહાસની આ વીલક્ષણતા છે! (અપુર્ણ)

# સુંદર સંતતિ અને તેનું નિયમન

**સ્ત્રી** સ્વતંત્રતાના યુગમાં ધર્મ, નીતી અને સમાજના નીયમો વીજ્ઞાનશાસ્ત્રનાં જ્ઞાન સાથે સમજી સ્ત્રીઓને પોતાને જોઇતા સુંદર બાળકો પેદા કરવા માટેજ, અને સ્વેચ્છાએ ન જોઇતાં બાળકોના ગર્ભ જ ન રહે તે માટેની સરળ ભાષામાં લખાએલી આ લેખમાળા અમે સમાજના સર્વ લોકોને માટે અને ખાસ કરીને માતાઓ પોતાને અશક્તીમાથી અને કુટુંબને ગરીબાઇમાંથી બચાવી શકે તેટલા ખાતર પ્રસીદ્ધ કરીએ છીએ જે આ જમાનામાં જનતાને ઘણીજ ઉપયોગી થઇ પડશે.


: : લેખક : :

શ્રી. માણેકલાલ વકીલ

એમ. એ., એલ્એલ્. બી., એફ્. એસ. એસ., એફ્. આર. ઇ એસ.


: લેખાંક બીજો :

## પ્રકરણ ૪ થું

### ઉત્પત્તીનાં સાધન તથા ગુણો

આ જગત સમય અને અંતરમાં અનાદી તથા અનંત છે, એટલે કે તેની શરૂઆત પણ કોઇ કાળે અથવા સ્થળે હોઇ શકે નહી અને તેનો છેડો પણ નથી. આકાશમાંના અનેક તારા આપણાં સુર્ય કરતાં મોટા વધારે તાપવાળા અને તેજસ્વી છે. છતાં આપણાં સુર્ય કરતાં એટલા બધા દુર છે કે તે આપણી આંખે નાના તેજસ્વી બીંદુ જેવા દેખાય છે. આપણો સુર્ય આપણાથી લગભગ નવ કરોડ ત્રીસ લાખ માઇલ દુર છે અને તારાઓ તેનાથી કેટલા યે ગણા વધારે દુર છે.

આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ તે આપણા સુર્યની આસપાસ ફરતા ગૃહો માંનો એક છે. તારાઓને પણ તેવા ગૃહ હોઇ શકે—

આપણી આ પૃથ્વી પરની અનેક વસ્તુ અને પ્રાણીઓ હાઇડ્રોજન નામના એક પ્રકારના વાયુમાંથી જુદા જુદા સંજોગોમાં તેના બારીકમાં બારીક ઇલેક્ટ્રોન (Electrone) એકત્ર થઇ તેમનું રૂપાંતર થઇ પોતાની મેળે ઉત્પન્ન થઇ શકે એમ રસાયણશાસ્ત્રીઓ માને છે અને સુર્ય, તારા વીગેરેમાં પણ તે જ વાયુમાંથી બનેલાં પદાર્થો હોવા જોઇએ.

સામાન્ય માણસ પણ એટલું તો જાણે છે કે અગ્નીના તાપમાં ઘણી શક્તી રહેલી છે. પૃથ્વીના, સમુદ્ર તથા નદીઓમાં પણ ઘણું જ પાણી છે. અને પૃથ્વીની આસપાસ નીરંતર પવન વીંટળાએલો રહે છે અને તે જુદી જુદી દીશામાં

વાય છે. સુર્યના તાપથી પૃથ્વી પરનાં ઝાડ-પાન તથા પ્રાણીઓને ગરમી મળે છે અને પાણી તથા હવા વીના તે જીવી શકે નહી.

મનુષ્યમાં આ બધું સમજવાની શક્તી મગજમાં રહેલી હોય છે તેથી તે આ પૃથ્વી ઉપર સૌથી ઉપલી પંક્તીનું અને સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ટ પ્રાણી ગણાય છે. માણસ, બીજાં પ્રાણીઓ તથા ઝાડપાન એ બધામાં એક જ સામાન્ય શક્તી રહેલી છે અને તે એ કે તેની જાતના બીમાંથી ઉત્પન્ન થયા બાદ તે શક્તી વડે જન્મતી વખતે કદમાં નાનું હોય તે વધીને અમુક હદ સુધી અમુક વખતમાં તે મોટું થઇ શકે છે. ઝાડપાન યાને વનસ્પતીના કરતાં માણસ તેમ જ બીજાં પ્રાણીઓમાં એક બીજી શક્તી રહેલી છે અને તે એ છે કે ઝાડપાન પોતાની મેળે એક જગ્યાએથી બીજી જગ્યાએ જઇ શકે નહી પણ પ્રાણીઓ એક જગ્યાએથી બીજી જગ્યાએ ચાલીને પોતાની મેળે પોતાની ખુશીથી જઇ શકે છે.

સર્વ વનસ્પતી તેમ જ પ્રાણીઓમાં પોતાની જાતનું સંરક્ષણ કરી તેને જાળવી રાખવાનો તેમ જ પોતાનાં ફળ યા બાળકો ઉત્પન્ન કરવાનો એવા બે સામાન્ય ગુણો રહેલા છે. પહેલા ગુણ વડે તેને ભુખ લાગે છે, ખોરાક લે છે અને કોઇ પણ જાતના જોખમથી તે પોતાની જાતને બચાવે છે. બીજા ગુણવડે તે ભવીષ્યની પ્રજા ઉત્પન્ન કરવાં પ્રેરાય છે.

નાનાં કદનાં અને સાદાં અવયવોવાળાં પ્રાણીઓ તેમ જ ઝાડપાનમાં નર માદાનો ભેદ હોતો નથી પણ પોતાનો જન્મ થયા બાદ વીકાસ પામવા ખોરાક લઇ કદમાં વધી પોતાની જાતનાં બી અથવા ઇંડાઓ અથવા બચ્ચાંઓ ઉત્પન્ન કરી તરતજ તે મરી જાય છે અને તેથી તેમનું આયુષ્ય ઘણું ટુંકું હોય છે. તેમની ઉત્પત્તી તેમ જ નાશ ઘણો જલ્દી અને ઘણા મોટા પ્રમાણમાં થાય છે. તે બાબત ચોમાસામાં ઉત્પન્ન થતાં જીવજંતુઓ ઉપરથી સમજી શકાય તેવી છે.

મોટા કદનાં ઝાડ તેમ જ પ્રાણીઓમાં નર માદાના ભેદ હોય છે અને તે દરેકના શરીરમાં ઉત્પન્ન થતું નર તેમ જ માદાનું બી એકઠાં થાય ત્યારે માદાના ઉદરમાં ફળ યા બાળકની શરૂઆત થઇ યોગ્ય સમય બાદ ભવીષ્યની પ્રજાનો જન્મ થાય છે. ઝાડપાનમાં નરનું બી માદા પાસે પવન મારફતે જઇ શકે છે. (દાખલા તરીકે નાળીએરી, કેળ વીગેરે): પ્રાણીઓની બાબતમાં નર અને માદાની જનનેંદ્રીયો સંભોગમાં એકઠાં થાય છે અને તેવા પ્રસંગે અનુકુળ સંજોગો હોય તો ઓધાન રહી છેવટે બાળક જન્મે છે.

# પ્રકરણ ૫ મું

## બાળકનું ઓધાન અને જન્મ

મોટાં પ્રાણીઓ તેમજ માણસજાતમાં નર માદાના સંભોગ વીના બાળકનો ગર્ભ અથવા ઓધાન રહી શકતું નથી તે સર્વ કોઇ જાણી શકે છે. નાની ઉમ્મરનાં છોકરાંઓ પણ ઢોર, કુતરાં, કબુતર વીગેરેના સંભોગથી કુતુહલને લઇને અજાણ્યા રહી શકતાં નથી. તેમને પણ ઝાડપાન ઉપરથી પ્રાણી વીજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન જુવાની આવતાં અગાઉની ઉમ્મરે માધ્યમીક શાળાઓમાં આપી શકાય છે પણ ઘણી વખતે અપાતું હોતું નથી તો પછી આ બાબતની સાદી સમજ દરેક સ્ત્રી પુરૂષની જાણ માટે આવાં પુસ્તકોમાં આપવાની જરૂર થઇ પડે છે.

સ્ત્રીની જનનેંદ્રીયના મુખ્ય વીભાગ યોની-માર્ગ, ગર્ભાશય તથા અંડાશય હોય છે.

સ્ત્રી દરેક મહીને રજસ્વળા અથવા રૂતુવતી થાય તેવખતે બેમાંથી એક અંડાશયમાંથી એક બી (ovm) સામાન્ય રીતે ગર્ભાશયમાં નળી વાટે દાખલ થાય છે અને તે ચાર પાંચ દીવસ બાદ પણ ગર્ભાશયમાં જ રહી જાય તો પછી પુરૂષ સાથે સંભોગ બાદ પુરૂષના એક વીર્યસ્રાવમાંના ૩૦ કરોડ જંતુમાનું (spermatozoa) કોઇ એક ગર્ભાશય મુખ તે વખતે ઉઘાડું હોવાથી ગર્ભાશયમાં દાખલ થઇ સ્ત્રીના બીજના સંયોગમાં આવે તો ત્યારથી ગર્ભ રહ્યો કહેવાય અને સાધારણ રીતે નવ માસ અથવા ૨૮૦ દીવસ બાદ સ્ત્રીને બાળક અવતરે–




સ્ત્રીઓના ગુહ્ય અવયવો

પુરૂષની ઇંદ્રી સંભોગ વખતે યોનીમાર્ગમાં જઇ ગર્ભાશયના મુખના સંબંધમાં આવે તો સંભોગ બાદ વીર્યસ્રાવ થતાં પુરૂષનું બી ગર્ભાશયમાં દાખલ થવાનો સંભવ ખરો. જો પુરૂષના બીજને ગર્ભાશયમાં દાખલ થતાં અટકાવી શકાય તો સ્ત્રીને ગર્ભવતી થતી અટકાવી શકાય. તેથી સ્ત્રીની નાજુક તબીયતને લીધે અથવા માબાપની ગરીબાઇને લીધે જ્યારે બાળક ન થવા દેવાની જરૂર જણાય ત્યારે પુરૂષના બીજને સ્ત્રીના ગર્ભાશયમાં દાખલ થતાં કેવી રીતે અટકાવી શકાય તે બાબત ઉપર ઘણા ડાક્ટરો શોધખોળ કરી રહ્યા છે અને ગર્ભ ન રહે તેને માટે જુદી જુદી જાતના અખતરા કરી રહ્યા છે. ઉપરની હકીકત ઉપરથી સમજાશે કે સાધારણ રીતે જુવાની અને ઘડપણ વચ્ચે કોઇ પણ પુખ્ત ઉમ્મરની *સ્ત્રીમાં દરેક મહીને રજસ્વળા થતી* વખતે અંડાશયમાં એક બીજ ઉત્પન થઇ ગર્ભાશયમાં તે ઉતરે છે અને તે બાદ તે બીજ ગર્ભાશયમાં રહી ગયું હોય તેવે વખતે પુરૂષ સંભોગ થાય તો જ સ્ત્રીને ગર્ભ રહે.

આથી જ્યારે સુંદર બાળક જોઇતું હોય ત્યારે નીચેની બાબત દરેક સ્ત્રી પુરૂષે ધ્યાનમાં રાખવી જોઇએઃ—

પુરૂષ તેમ જ સ્ત્રી બંન્નેની બને તેટલી પુરેપુરી તંદુરસ્તી હોવી જોઇએ અને કોઇ પણ પ્રકારની અશક્તી ન હોવી જોઇએ તેમ જ અશક્તી ઉત્પન્ન કરે તેવી ખાવાપીવાની વસ્તુઓનો ત્યાગ કરવો જોઇએ. આ ઉપરાંત ફીકર ચીંતાનો બોજો પણ મન ઉપર ન હોવો જોઇએ અને બને તેટલાં બન્નેનાં મન પ્રફુલ્લીત દશા અને આનંદમાં હોવાં જોઇએ. આથી સંભોગ વખતે ગરીબાઇને લઇને અથવા બન્નેમાંથી એકની પણ અને ખાસ કરીને સ્ત્રીની શારીરીક અશક્તીના વખતમાં બાળક તેમને ન જોઇતું હોય તેવે પ્રસંગે સંભોગ થાય અને બાળકનો ગર્ભ રહે તો તે ગર્ભ પણ પાછળની માતાની ચીંતામય દશામાં અને ગરીબાઇના ખોરાકમાંથી જોઇએ તેટલું પોષણ પામે નહી અને બાળક પુરેપુરૂં ખીલી શકયા વીના બની શકે તેટલું સુંદર અને સશક્ત જન્મી શકે જ નહી. પુરૂષની પણ ચીંતા વધે, સુવાવડના ખર્ચ

માટે પૈસા બચાવવાની જરૂર પડે અને કુંટુંબનાં માબાપ તેમ જ હયાત બાળકોના ભરણપોષણના ઉપર કાપ પડે અને સઘળાંઓને તંગી વેઠવી પડે અને તેમાંના નાજુક સ્થીતીનાં બાળક કદાચ બીમાર પડે તો કદાચ મરી પણ જાય. આમ એક ગર્ભ પોતે જ બરાબર માના ઉદરમા પોષણ ન પામતાં જન્મેલાં બાળકોની ગરીબાઇ તેમજ અકાળ મોતનું કારણ થઇ પડે. સાધારણ રીતે દરેક માબાપ એક, બે અથવા ત્રણ બાળકો પોતાના ગજા પ્રમાણે થવા દે એટલુ જ નહી પણ કોઇ પણ બે બાળકો વચ્ચે ઓછામાં ઓછું ત્રણ અને વધારેમાં વધારે પાંચ વરસનો અંતર રાખવા પ્રયત્ન કરશે કે જેથી સઘળાં બાળકોને સમાન વયનાં ભાઇ બ્હેનની સોબત ઘરમાં જ મળી શકે નહી તો નાશાળમાં તો સમાન વયનાં બાળકો એક જ ધોરણ અથવા વર્ગમાં એકઠાં તો થનાર છે જ.

# પ્રકરણ ૬ ઠું

## ગર્ભધારણ અટકાવવા માટેની રબ્બરની પેસરી (Rubber Pessry.)

છેલ્લાં પ્રકરણમા બતાવવામાં આવ્યું કે જે સ્ત્રીને બાળક ન જોઇતું હોય તેણે કાં તો પુરૂષ સાથે સમાગમ ન કરવો અથવા તે થાય તો પુરૂષના વીર્યમાના બીજને પોતાના ગર્ભાશયમાં દાખલ ન થવા દેવા સારૂ કાંઇ પણ ઉપાય યોજવો પરણેલાં સ્ત્રી પુરૂષો બીલકુલ સમાગમનો ત્યાગ કરે તે ઘણાખરાંઓને માટે બની શકે તેમ જ નવા અને જો કોઇ જોડું- જુવાન વયમાં તેમ કરવા પ્રયત્ન કરે તો પણ તેથી શરીરને અમુક હાની પહોંચે છે, અથવા માનસીક રાગ ઉભા થાય છે. અપરીણીત સ્ત્રી અથવા પુરૂષ અખંડ બ્રહ્મચર્ય પાળી શકે તેવે વખત પણ તેનામાં પુરેપુરી સમજ હોવી




જુદી જુદી જાતની પેસરીઓ

જોઇએ એટલું જ નહી પણ તે બ્રહ્મચર્ય શારીરીક હોવા ઉપરાંત માનસીક પણ હોવું જોઇએ અને તેટલા માટે તેની મગજશક્તી એવા કામ અથવા વીચારમાં રોકાયેલી હોવી જોઇએ કે જેથી તેનું મન હમેશાં શાંત અવસ્થા અથવા બીજા વીચાર અથવા કામમાં રોકાયેલું રહે. વીદ્યાર્થી અવસ્થામાં આવી રીતે મન તથા શરીર રોકાયલું રહી શકે. અને તેથી બ્રહ્મચર્ય પાળનાર વીદ્યાર્થી હમેશાં પોતાની એકાગ્રતા જાળવી શકે છે અને અભ્યાસ તેમ જ આચાર વીચારમાં ઉંચી દશાએ પહોંચી શકે છે. પણ સામાન્ય જનસમાજને તો પ્રાથમીક શીક્ષણ માટે બચપણમાં નીશાળે જવાનું પણ મળતું નથી. કાં તો ગામડામાં નીશાળ જ હોતી નથી અથવા હોય છે તો માબાપ એટલાં ગરીબ તેમ જ અજ્ઞાન હોય છે કે બાળકોને નીશાળે મોકલી શકતાં નથી.

સામાન્ય જનસમાજને માટે તો અજ્ઞાનતાને લઇને બ્રહ્મચર્ય લગભગ અસંભવીત જ હોય છે તેથી ઘણાખરાં પરીણીત જોડાંઓને કાંઇ બીજો જ ઉપાય જાણવો રહ્યો.

પુરૂષનું બીજ સ્ત્રીના કમળમુખમાં ન પહોંચે તેને માટે અનેક ઉપાયો મનુષ્ય જાતે અજમાવ્યા છે અને દેશ દેશનાં પુસ્તકોમાં સુચવવામાં આવ્યા છે. પણ સામાન્ય મનુષ્યોને માટે આ બધા ઉપાયો પુરેપુરી રીતે સમજવા તેમ જ અમલમાં મુકવા મુશ્કેલ છે તેથી અત્રે તો ઘણીખરી સ્ત્રીઓ જે ઉપાય કરી શકે તે ઉપાય જ માત્ર સુચવી શકાય. વધારે માહીતી માટે તો તેણે ડાકટરો અથવા સુયાણીઓની સલાહ લેવી કે જેને આ બાબતનું જ્ઞાન તેમ જ અનુભવ હોય.

જો સ્ત્રીનાં ગર્ભાશયના મુખ ઉપર કાંઇ પણ ચીજ આડે મુકી શકાય તો સંભોગની આખરે પુરૂષનાં વીર્યઆંવનું એક પણ બીજ ગર્ભાશયમાં દાખલ થઇ શકે નહી. આને માટે એક રબ્બરની ટોપી અથવા (pessary) સ્ત્રી પોતે જ મુકી શકે છે અને તેની સમજ આ નીચે આપવામાં આવી છે.

આવી રબ્બરની પેસરી જુદા જુદા ઘાટની હોય છે પણ એક જાડી કીનારી વાળી ટોપી જેવી હોય છે અને બીજી ધીતો દીવો કરવા માટે નાના પીતળના છાલીયા જેવી હોય છે જેનાં ચીત્ર આ સાથે બતાવ્યાં છે.

સામન્ય રીતે કોઇપણ રબ્બર પેસરી સ્ત્રીની યોનીમાં દાખલ કરવાની રીત એક સરખી જ હોય છે અને તે ગોઠવાયા પછી આ બાજુના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે પડી રહે છે.

સામાન્ય રીતે સ્ત્રીઓ જ્યારે સાંજના ત્રણ ચાર વાગે કામમાંથી પરવારી, હાથ મ્હોં ધુએ છે તે અગાઉ આ પેસરી દાખલ કરી મુકી હોય તો તે ત્યાં છે કે કેમ તે પણ તદ્દન ભુલી જાય છે કેમકે ગોઠવાયા પછી બરાબર માપસર હોય તો તેને કાંઇ પણ ચીજ અંદર છે તેવું જણાતું પણ નથી.

આ રબ્બરની પેસરી સામાન્ય રીતે પહોળાઇમાં ત્રણ માપની હોય છે અને પોતાની યોનીને કયું માપ બંધ બેસતું થઇ પડશે તે પોતે અજમાવી જોઇ શકે અથવા ડાકટર અથવા સુયાણીની સલાહ લઇ શકે. આ સલાહ લેવા માટે કાંઇ ફી તરીકે પૈસા આપવા પડે તો પણ તેટલું ખર્ચ સુવાવડના ખર્ચ કરતાં ઘણું જ નજીવું હોઇ શકે. પેસરી કેમ ગોઠવવી તે એકવાર સમજી ગયા પછી ફરીથી ડાકટર અથવા સુયાણીની સલાહની જરૂર તે માટે રહેતી નથી. પેસરીની પહોળાઇમાં ફેરફાર કરવાનું




જેલી લગાડવાની રીત

પ્રકરણમાં આ પવામાં આવશે. પણ આ બાબત ડાક્ટર અથવા સુમાણીની સલાહ લઇને નક્કી કરવું. મલમ અથવા જેલી ગર્ભાશય મુખ સુધી દાખલ કરવા માટે તેની ટયુબમાં માહીતી આપેલી હોય છે અને તેની સાથે આ ચીત્રમાં બતાવ્યા મુજબ કાચની નળી પણ મળી શકે છે.

આ ઉપરાંત પુરૂષે પોતાની ઇંદ્રી ઉપર રબરની કોથળી ચડાવીને પહેરે છે, અથવા સંભોગ આખરનો વીર્યસ્રાવ યોનીમાર્ગમાં થવા દેતા નથી.

સ્ત્રી અથવા પુરૂષ ઉપર શસ્ત્રક્રીયા કરીને અથવા સ્ત્રીના ગર્ભાશયમાં ગ્રાફનબર્ગની રીંગ (Grafenberg's Ring) દાખલ કરી ગર્ભાશયનું મુખ પહોળું રાખી અમુક વખત સુધી ગર્ભ ધારણ અટકાવી શકાય છે. વીજળીનાં x-Ray એક્સ રેથી પણ તેવી અસર થાય છે.

આ ઉપરાંત બીજી સવળી રીતીઓમાં ડાક્ટરની સલાહની જરૂર પડે છે અથવા કેટલીક અગવડ તેમજ અચોકસતા હોય છે. માટે વધારે માહીતી જેને જોઇતી હોય તેણે આ વીષયના જાણકાર ડાક્ટરની સલાહ લેવી એ જ જરૂરનું છે.

જે પુરૂષ યા સ્ત્રીને ગરમીના રોગો (ચાંદી, પ્રમેહ વીગેરે) થયાં હોય તેમણે ડાક્ટરની સલાહ તાબડતોબ લેવી. આ રોગો નાબુદ કરવા માટે દુનીયાના ડાક્ટરો તનતોડ મહેનત કરી રહ્યા છે અને મોટાં શહેરની ઇસ્પીતાલમાં મફત ઉપચાર કરવામાં આવે છે તેમજ ખાનગી ડાક્ટરો પણ દરદીના ગજા પ્રમાણે ફી લઇ સસ્તામાં દવા તથા ઇન્જેક્શનો આપી શકે છે. રોગી બાળકો ન ઉત્પન્ન કરવાં તે માબાપની ફરજ છે તેથી આ બાબતમાં કાંઇ પણ શરમ રાખ્યા વીના એકદમ ડાક્ટરની સલાહ લેવામાં ઢીલ કરવી જ નહી.

# પ્રકરણ ૮ મું

## સલાહ, સાધનો તથા દવાઓ મળવાનાં ઠેકાણાં

ગર્ભધારણ પર કાબુ રાખવાની સલાહ આજે દુનીયાના દરેક દેશમાં વીચારશીલ મનુષ્યો પુસ્તકો, છાપાંઓ તથા સંસ્થાઓ દ્વારા આપી રહ્યા છે. આવી સંસ્થાઓ અંગ્રેજોના વીલાયતમાં પણ દરેક મોટા શહેરમાં ચાલુ થવા લાગી છે. સ્ત્રીઓ આ બાબતમાં વધુ રસ લેતી થઇ છે કેમકે તે હવે સમજવા લાગી છે કે બાળકોનો બોજો પુરૂષના કરતાં પણ તેના શરીર ઉપર વધારે પડે છે.

હીંદુસ્થાનના દરેક પ્રાંતમાં તેમ જ મુંબઇ ઇલાકા તથા ગુજરાતમાં હજુ આવી સંસ્થાઓનો વીકાસ થઇ શકયો નથી અને તેટલા પ્રમાણમાં આ વીષય સંબંધીનું જ્ઞાન સામાન્ય પ્રજામાં ફેલાયું નથી.



વ્હર્લીંગ સ્પ્રે ડુશ (યોની ધોવા માટે)

વેજાઇનલ ડુશ

મુંબઇ શહેરમાં ગર્ભાધાન પરના કાનુની દવાઓ તથા સાધનો ઘણા દવા વેચનારાઓને ત્યાં મળી શકે છે અને બહાર ગામના મોટાં શહેરના દવાવાળાઓ તે મંગાવી શકે છે.

મુંબઇમાં (૧) યુજેનીક સોસાઇટી, ૫૫ ગીરગામ રોડ, મુંબઇ–૪. (૨) સમાજ સ્વાસ્થ્ય, નવી ભટવાડી, મુંબઇ–૪, (૩) સંતતીનીયમન ક્લીનીક, પાંજરાપોળ સામે ભુલેશ્વર, મુંબઇ, (૪) સંતતી નીયમન ક્લીનીક, ચર્નીરોડ સ્ટેશન સામે, મુંબઇ ૪ વીગેરે જગ્યાએ આ બાબતની સલાહ મળે છે તેમજ સાધનો આપવામાં આવે છે અથવા કયાંથી મળે તે જણાવવામાં આવે છે. જુદાં જુદાં લગભગ ૩૦૦ સાધનોની જાહેરખબર દવાવાળાઓ તરફથી આપવામાં આવે છે પણ ઘણાં ખરાં નકામાં નીવડે છે.

નીચેનાં સાધનો તથા દવાઓ ઘણાખરા મોટા દવા વેચનારાઓને ત્યાંથી મુંબઇમાંથી મળી શકે છેઃ—

| ચીજનું નામ | બનાવનારનું નામ | કીમત. |
|---|---|---|
| (૧) ડચ પેસરી | લેમ્બર્ટસ લીમીટેડ | રૂા. ૨ાા |
| (૨) ચેક પેસરી | જુદા જુદા બનાવનારાઓ | |
| | (૧) ચોલી કીનારીવાળી | સારી નથી નીવડતી |
| | (૨) સ્પ્રીંગવાળી કીનારવાળી | રૂા. ૧ાા |
| | (૩) નક્કુર રબ્બરની કીનારવાળી | રૂા. ૧ થી ૧ાા |
| (૩) પેટન્ટેક્સ (જેલી) | જર્મનીમાં બનાવેલી ટયુબ | રૂા. ૨ |
| (૪) Contraceptalene | લેમ્બર્ટ'સ લીમીટેડ | રૂા. ૧ |
| મલમ–બે આઉંસની | 60 Queen's Road | |
| ટયુબ | London E 8 | |
| Soluble Pessaries | Rendll's | |
| (૫) Bymeston | ~ambert | રૂા. ૧ાા ,, |
| (૬) (Wife's Friend) | 14 Chadwell St., | |
| Rendell's | London, | રૂા. ૧ાા ડઝન ગોળીના |
| (૭) (Lamberts) | Lambert's S. C. I. | રૂા. ૧ાા ,, |
| (૮) Contraps | J.M. Docker's Lindsey | |
| | House, Gunnersling | |
| | Lane London W. 3 | રૂા. ૨ાા ,, |
| (૯) Quinine and Urea | | |
| Hydrochloride Tablets | Parke Davis and Co., | |
| | 60-54, Break St., E. W. 3. | રૂા. ૧ાા ,, |

| | | | |
|---|---|---|---|
| (૧૦) Semori | જર્મન બનાવટ | રૂા. ૨॥ | ,, |
| (૧૧) Speton | જર્મન બનાવટ | રૂા. ૧॥ | ,, |
| (૧૨) Proseldis પ્રોસેલ્ડીસ | ઇંગ્લાંડમાં બનેલી. | રૂા. ૨॥ | ,, |

(૧૩) પેસરકામાં અડધો અડધ પાણી નાંખી રૂની પોટલી લુગડાંમાં બાંધી દર વખત મારેની પેસરી પોતાને હાથે બનાવી શકાય છે.

આ દવાઓ વાપરવાની રીત તે દવાની સાથેજ લખેલી હોય છે—

મુખ્યત્વે કરીને lactic acid, chiosol, Quinine વીગેરે જંતુ વીનાશક અથવા જંતુની ગતી અટકાવનાર ચીકણા પદાર્થ જેવા કે Cocoa Butter, Vaseline અથવા બીજી વસ્તુઓ આ દવાઓમાં વાપરવામાં આવે છે. કેટલીક સ્ત્રીઓને કોઇ કોઇ દવાથી બળતરા બળે છે અથવા બીજા કોઇ કારણે તે અનુકુળ હોતી નથી તેમ જ ડુસથી ધોવાની બાબતમાં પણ કેટલીક પ્રતીકુળતાઓ છે. આ સઘળી બાબતમાં જાણકાર ડાકટર અથવા સુયાણી સલાહની જરૂર છે.

## માનવ પ્રકૃતી

# અડધાં

:લેખક:
મસ્ત ફકીર



[કોઇ ખાસ વ્યક્તીને અનુલક્ષી હું આ લખતો નથી. માત્ર માનવ સ્વભાવની એક બાજુ અહીં રજુ કરું છું. કોઇએ પણ નકામી ટોપી ઓઢી લેવી નહી]

કેટલાંક માણસો અડધાં આવે છે. આ પરથી એમ નહી સમજવાનું કે માણસનાં ફાડચાં આવે છે. જો કે આપણાં પુરાણોમાં લખ્યા પ્રમાણે જરાસંધ એની માને પેટે બે ફાડચાંના સ્વરૂપમાં જન્મ્યો હતો. એ મોટો થયો ત્યારે દુશ્મન એનાં માથામાં તલવાર કે ફરશીનો ઘા કરે ત્યારે એના બદનના બે ભાગ છુટા થઇ જતા અને તે પાછા સંધાઇ જતા. આમ હોવાથી તે કદી મરતો જ નહી અને કોઇ દુશ્મન તેને હણી નહી શકવાથી એ બહુ ફાટયો હતો; તે એટલે સુધી કે તેના જમાનાના પ્રતાપી નર શ્રીકૃષ્ણચંદ્ર સામે પણ તેણે માથું ઉંચક્યું હતું, અને તમના સાથે ગાલીપ્રદાન સુધીની છુટ લીધી હતી. આખરે શ્રીકૃષ્ણે આપેલી સુચનાનુસાર ભીમે તેના માથામાં તલવાર મારી તેના શરીરનાં બે ફાડચાં વચ્ચે શીવલીંગ મુક્યું હતું, જેથી એ અડધીયાં પાછાં સંધાયાં નહોતાં અને આ રીતે જરાસંધ આખરે સ્વર્ગે સંચર્યો હતો.

### અધીં મગજશક્તી

પણ આજે જે જાતના માણસોની હું વાત કરવા માગું છું તે અડધાં એટલે અડધી મગજશક્તીવાળાં માનવીઓ માટે. વાંચકો પોતાની આસપાસનાં લોકોમાં નીરીક્ષણ કરશે તો આવાં અડધાં માણસો પુષ્કળ મળી આવશે.

## હીરો

પેલા કાઠીઅવાડના, ઘોઘે જઇ આવેલા અને ઘોઘાના કીસ્સાને બારણે હાથ દઇ આવેલા હીરાની વાત તો સૌ કોઇએ સાંભળી હશે. ભાવનગરના એક શેઠે પોતાની નવીના અતી આગ્રહને વશ થઇ પોતાના સાળા હીરાને ઘોઘે મોકલવાનો વીચાર કરેલો. અને ધણી ધણીઆણી હીરા વીષે વાતચીત કરતાં હતાં એ હીરો સાંભળી ગએલો, અને એ અડધી વાત સાંભળી રાતોરાત એ પગપાળો જ ઘોઘે ઉપડેલો અને ત્યાં પાછલી રાતે પહોંચી બંધ થઇ ગયેલા દરવાજાને હાથ લગાડી સ્હવારે શેઠ ઉઠે તે પહેલાં તો પાછો ભાવનગર આવી ગયેલો.

શેઠ શેઠાણી હજુ તો પ્રભાતમાં હીરાને ઘોઘે કોની સાથે રવાના કરવો એ વીચાર કરે ત્યાં તો હીરો હાંફતો હાંફતો આવી પહોંચ્યો અને છાતી કહાડી ધડ દઇને શેઠને ખબર આપી કે "ઘોઘે જઇ આવ્યો."

આનું નામ અડધું માણસ. આ જુના કીસ્સામાં લગરીકે અતીશ્યોક્તી નથી. એવાં માણસો આપણને ઘણાં મળી આવે છે.



## અણખીલેલાં

આવાં અડધાં માણસોની મગજશક્તી પુરેપુરી ખીલેલી હોતી નથી, કોઇપણ વાતને તે પુરેપુરી સાંભળતાં નથી, અને કામના પ્રમાણમાં ઉતાવળીઆં, ધાંધલીઆં વધારે હોય છે. જેનાં શરીર અને મનની સઘળી શક્તીઓ સંપુર્ણ ખીલેલી હોય એવાં જ માણસો આખાં માણસો કહેવાય. ઘણાંખરાં માણસો પા, અડધાં કે પોણાં હોય છે. સંપુર્ણ કોઇક જ હોય છે. સઘળી શક્તીઓ જેની બરાબર ખીલેલી હોય તેવાંઓમાં પણ કંઇક કચાશ રહી ગયેલી હોય છે અને તેથી જ મહાપુરૂષોમાં આપણે કંઇક કંઇક ચક્રમપણું જોઇએ છીએ.

## વીગતવાર

અડધાં માણસો પાસે કંઇ કામ લેવું હોય તો તેમને આખું કામ વીગતવાર સ્પષ્ટ રીતે સમજાવવું પડે, નહીંતર તે હુકમ અડધો સાંભળી ગોડનું ગોડ વેતરી આવે. મારે ત્યાં રામલો કરીને એક વાલીઓ નોકર હતો. તેને કંઇપણ કામ હું સોંપું તો

મારે તેને તે કેમ કરવું એ બે ચાર વખત સમજાવી તેના મંદ મગજમાં ભરવું પડતું, બે આની આપી તેને મારકેટમાં શાક લેવા મોકલું તો ખાસ તાકીદ કરવી પડતી કે તરકારી સારી તાજી જોઇને લાવજે. આમ કહેવાનું જો હું ભુલી જાઉં તો એ ભાઇ સાબ કાછીઓ તેનું મ્હોડું જોઇ જેવી આપે તેવી સડેલી કે વાસી તરકારી લઇ આવવાનો, અને ખરાબ શાક લાવવા માટે તેને ઠપકો આપીએ તો તે કહે કે "છેટ તુંએ મને કેવું ઉાક લાવવાનું તે કેવારે કીધેલું."

સ્વવારે તેને લુગડાં ધોવા આપું ત્યારે સાથે સાથે એ સુચના પણ કરવી પડે કે લુગડાંને "સાબુ જરૂર લગાડજે". જો સાબુની વાત કહેવી ભુલી ગયા તો એ બીચારો નળ પર જઇ પાણીની બાલદીમાં લુગડાં બોળી નીચોવી જેવાં મોકલ્યાં હોય તેવાં પાછાં લાવે. ઘેર કોઇ મળવા આવ્યું હોય ત્યારે ચાહ કોફી બનાવવાનું કે જેમાં જરા બુદ્ધી કે કળ. જોઇએ એવું કામ રામલાને કદી સોંપાય જ નહી, અને ન છુટકે કોઇ દીવસ સોંપવું પડે તો મ્યુનીસીપાલીટીના ઓવરસીયરની માફક એ ભાઇ ચાહ પુરેપુરી બનાવી લે ત્યાં સુધી એના માથા પર ઉભા રહેવું પડે, રામલાને કોઇને ત્યાં મોકલું ત્યારે ત્યાં જઇને શું કહેવું તે પોપટની માફક મારે તેને પઢાવવું પડતું.

## પ્રમાણીક

આવાં અડધાં માણસો કામ કરવામાં મશીન જેવાં હોય છે. તેમ તેમનામાં એક ગુણ હોય છે, અને તે એ કે તેઓ પુરેપુરાં પ્રમાણીક હોય છે. હરામખોરી કરવા જેટલી એમનામાં આવડત, પહોંચ કે અક્કલ હોતી નથી. જેમને આડધાં માણસો પાસે કામ લેવાનું હોય એવાં ઘરનાં શેઠાણી, પેઢીના શેઠ કે મુનીમની કમબખ્તી જ સમજવી. જેમ કોઇ અડીયલ ટટ્ટુ, ખચ્ચર કે ગધેડાં પાસેથી કામ લેતાં સંભાળ રાખવી પડે, તે જ પ્રમાણે આવાં અડધાંને કામ સોંપતાં બહુ જ સંભાળ રાખવી પડે.

## સગું હોય

ઘણેભાગે એવું બને છે કે આવું અડધું માણસ શેઠનું ભત્રીજું, ભાણેજ, જમાઇ કે ખુદ પુત્ર હોય છે. દુનીઆમાં બીજે કયાંય અડધીયાં માણસનો ઘડો નહી થતાં એવાં અડધાંઓ મુખ્યત્વે કરીને સગાંવહાલાં કે સસરાને ત્યાં જ નભે છે.




ટેલીફોનમાં નવી શોધ

# વૈજ્ઞાનીક જાદુગરોના દેશે—

## ટેલીફોનમાં નવી શોધ

ટેલીફોન પર નંબર ફેરવતી વખતે અનેકવાર ખોટા નંબર ભુલથી ફેરવવાથી અનેક અડચણ ઉભી થાય છે. આથી ટેલીફોનમાં એવો સુધારો કરવામાં આવ્યો છે કે નંબર ફેરવતી વખતે જ ટેલીફોન સાથે જ નંબર લખાતો જાય આમ થતાં ખોટા નંબર થવાની ધાસ્તી જરા પણ રહેતી નથી. અમેરીકાએ આ શોધને ખુબ અપનાવી છે.

## ખગોળશાસ્ત્રમાં એક ડુબકી

જો પૃથ્વી સ્થીર હોત તો પેલો ચંદ્ર આપણી આજુબાજુ બરાબર ગોળાકારમાં ફરત. પણ પૃથ્વી પણ ફરે છે અને ચંદ્ર પૃથ્વીની આજુબાજુ ભમે છે. પરીણામ એ આવે છે કે ચંદ્ર એક ગોળાકાર કક્ષામાં ફરવાને બદલે સર્પાકારે ગતી કરે છે. અને ચંદ્રના ઉદય અને અસ્તમાં જે સમય પડી જાય છે તેનું મુળ કારણ પણ ચંદ્રની પૃથ્વીની આજુબાજુની પ્રદક્ષીણાનું સર્પાકાર સ્વરૂપ છે.

અને ખરી રીતે જોઇએ તો ચંદ્ર પૃથ્વીની પ્રદક્ષીણા પણ કરતો નથી. તે


આપમેળે બારણું ઉઘાડતું વીજળીક યંત્ર

તો પૃથ્વીની સાથે સાથે સુર્યની પ્રદક્ષીણા કરી રહ્યો છે, અને સુર્ય પણ સાથે સાથે વીશ્વની વીશાળતામાં એટલો તો પ્રબળતાથી ફરી રહ્યો છે કે જો કોઇ બીજા તારા પરથી ચંદ્રની ગતી જોવામાં આવે તો એક ગોળાકારને બદલે એક વાંકીચુંકી લીટી જ દીસે.

ચંદ્રની ગતીએ વૈજ્ઞાનીકોમાં પારાવાર ચર્ચાને જન્મ આપ્યો છે. તેથી તેની ગતી ગોળાકાર છે કે કેમ તે ઉપર પુષ્કળ શંકાઓ ઉભી થઇ છે. પણ તેની સર્પાકાર (Spiral movement) ગતી છે એ પ્રકારની માન્યતાને પણ હજુ બધા વૈજ્ઞાનીકોની અનુમતી નથી મળી.

## પૃથ્વીનું વજન કેટલું !

આ યુગમાં પૃથ્વીના વજન વીશે કંઇક આલેખવું અનેકને અજાયબીભર્યું લાગશે. કહે છે કે પૃથ્વીનું વજન લગભગ ૬૦૦ માર્લીયન ટન ઓછું થયું છે. આનો અર્થ એ નથી કે પૃથ્વીનું વજન ખરેખર ઘટયું છે. માત્ર અત્યાર સુધી પૃથ્વીના થયેલા વજન કરતાં ડૉ૦ પાઉલ, આર. હીલે કરેલું વજન વધુ વીશ્વાસનીય છે. અત્યાર સુધી જે વૈજ્ઞાનીક પદ્ધતી પૃથ્વીનું વજન કરવા માટે વપરાતી હતી તે પદ્ધતી કરતા ડૉ૦ પાઉલની પદ્ધતી વધુ સારી અને ચોકકસ છે. આથી જ પૃથ્વીના વજન વીશે ડૉ૦ પાઉલે ઉચ્ચારેલો અભીપ્રાય અતી વીશ્વાસજનક છે.

## પૃથ્વીનું આયુષ્ય !

પૃથ્વીનું આયુષ્ય કેટલું ? ડૉ૦ આર્થર ઇ. ફે. કોવરીકના કહેવા પ્રમાણે આ વર્ષ પૃથ્વી પોતાની ૧૮૫૨૦૦૦૦૦૦ મી વર્ષગાંઠ ઉજવે છે. પૃથ્વીનાં પડ કેટલાં



કેમેરા સાથે આનંદ કરતા પ્રો. ઇન્સ્ટીન

ખવાયાં છે તે ઉપરથી તે આયુષ્યનો અંદાજ મુકે છે.

વીજ્ઞાન શીખવે છે કે જ્યારે પૃથ્વીનો પ્રારંભ થયો ત્યારે બધા જ પ્રાથમીક તત્વો (Elements) તેનામાં હતાં. આ તત્વો કાળે કરીને પલટાતાં જાય છે. આ રેડીયમ પછી ધીમે ધીમે સીસામાં (Lead) પલટાઇ જાય છે.

વૈજ્ઞાનીકોએ આ પ્રવૃત્તોનાં માપ કહાડયાં છે. તેઓ કહે છે કે આ ક્રમનો વેગ કાયમ રહ્યો છે. આથી એક યુરાનાઇટ (યુરેનીયમનો ક્ષાર) પદાર્થમાં કેટલું પરીવર્તન થયું છે તે માપવાથી પૃથ્વીના વર્ષનો અંદાજ આપવો શક્ય છે.

પ્રોફેસર કોવરીક યેલ વીશ્વવીદ્યાલયમાં વીજ્ઞાનના અધ્યાપક છે. અને તેથી તેમણે આપેલો અંદાજ સંભવ છે કે સત્ય પણ હોય..

## તારા ચમકે છે ખરા ?

આંગણે ઉભા રહી આકાશના ચમકતા તારાઓ જોવા એ તો દીંદમાં સામાન્ય છે. કેટલાક સ્ત્રીઓએ આ ચમકતા સીતા-

રાઓનું સુંદર વર્ણન કર્યું છે પણ પેલા અમેરીકન વૈજ્ઞાનીક ડૉ. જોન એ. એન્ડરસન જણાવે છે કે તારાઓ ખરેખર ચમકતા જ નથી. તેઓ અભીપ્રાય આપે છે કે હવાના આંદોલનો તારાના સતત તેજના પ્રવાહને છીનભીન કરી નાંખે છે, અને તેથી જ તારાઓ ચમકતા દીસે છે. આ હવાના આંદોલનો જે તારાઓના ચમકારના મુળ કારણો હોય છે તેને માટે પ્રોફેસર એન્ડરસનની પ્રયોગશાળામા અખતરા થઇ રહ્યા છે.

## આપમેળે બારણું ઉઘાડવાની યાંત્રીક રીત

અમેરીકામા એક વૈજ્ઞાનીકે એવી શોધ કરી છે કે હાથનું વીજળીક યંત્ર દેખાડતાં બારણાં આપમેળે ઉઘડી જાય. આ યંત્રમાં વીજળીક પ્રવાહ ઉત્પન્ન થાય તેવાં તત્વો રહેલાં છે. આ પ્રવાહ તરત જ બારણાંની સમીપ આવતાં એકદમ ચાલુ થઇ જાય છે અને પરીણામે બારણું આપોઆપ ઉઘડી જાય છે.

આ શોધનો ઉપયોગ વૈજ્ઞાનીકોએ નીચે પ્રમાણે કર્યો છે. તે પોતાની મોટરની આગળ આ યંત્રને ગોઠવે છે. મોટર ગેરેજ પાસે આવતાં, ગેરેજની સાથે જોડાયેલા વીજળીક યંત્ર સાથે આ યંત્રનો સંસર્ગ વીજળીક મોજાઓ વડે થાય છે અને તરત જ ગેરેજનું બારણું ઉઘડી જાય છે.

આ આખું યંત્ર વીજળીક મોજાઓ ઉપર રચાયું છે અને અમુક લંબાઇનાં મોજાંઓ આ યંત્રમાંથી ઉપજતાં હોવાથી આ વસ્તુ અતી સરળતાથી અને સહેલાઇથી થઇ શકે છે.

અમેરીકામાં આ શોધનો ખુબ વીશાળ પ્રમાણમા ઉપયોગ થઇ રહ્યો છે, અને સંભવ છે કે આ જાદુ જેવી દીસતી સુંદર શોધ દરેક દેશમા, ટુંકે સમયમાં જ પ્રસરી જશે.

## પ્રો. ઈન્સ્ટીનનો આનંદ

પ્રોફેસર ઇન્સ્ટીન વીશ્વના વીખ્યાત ગણીતવીશારદ છે તેમના નવા સીદ્ધાંતોએ ન્યુટનના ગુરુત્વાકર્ષણના સીદ્ધાંતોના ટુકડા કરી નાખ્યા છે. અને તેથી જ તેઓ અત્યારે વૈજ્ઞાનીકોની સૌથી ઉંચી કક્ષામાં છે.

આ વીભુતી પોતાના આનંદનો સમય કેમેરા વડે પસાર કરે છે તેમને ફોટોગ્રાફીનો અનહદ શોખ છે. કહેવાય છે કે વાયોલીન અને ફોટોગ્રાફી એજ તેમના આનંદ માટેનાં સાધનો છે.

# ગાંધીજીની મનોસૃષ્ટિ

[ પાના ૧૧૪૦ નું ચાલુ ]

સદ્દગૃહસ્થો (!) ની નામાવલી ઉપર એક નજર કરીએ તો જણાશે કે તેમની સંપત્તીનો માર્ગ અનીતી, અપ્રમાણીકતા અને કાવાદાવાથી ભરેલો છે. અલબત્ત આ ખટપટ, અને લુચ્ચાઇ કરવામાં બુદ્ધીની જરૂર તો પડે છે. પણ હું નથી માનતો કે મહાત્માજી બુદ્ધીમતાના આવા ઉપયોગને આવકારણીય ગણતા હોય ! દરેક દરેક શેઠીઆની સંપત્તીનો ઇતીહાસ આવા જ પાનાઓથી ભરેલો છે. ગેલસ્ટોય ખરું જ કહે છે કે 'કોઇ માણસ પ્રમાણીકતાથી પૈસાદાર થયો જ નથી ' છતાં મહાત્માજી તો માને છે અને મનાવવા માગે છે કે પોતાની બુદ્ધીના પ્રભાવથી જ આ સમુહ સંપત્તી પામી શક્યો છે.

મહાત્માજીની મનોસૃષ્ટીના આ ઉજળા ઓરંગા છે. મહાત્માજી મનાવવા મથે છે કે 'દરેકને સરખી તક મળવી જોઇએ, છતાં દરેકની શકતી સરખી નથી' પણ આ શબ્દનો અર્થ એ નથી થતો કે વધુ શકતીશાળી સદ્દગૃહસ્થોને અન્યને આધારે આરામ કરવાનો હક્ક મળી જાય છે. મહાત્માજીનું આ કથન તદ્દન સત્ય હોવા છતાં પણ સમાજમાં ચાલી રહેલા સીતમગાર શોષણનો એથી બચાવ ન થઇ શકે. સીંહ ભલે સુંદર હોય, સુંદર કેશવાળી હોય છતાં તેનો અર્થ એ નથી કે બીજા પ્રાણીઓનો આહાર કરવાનો તેને હક્ક છે. પશુસૃષ્ટીમાં ચાલતો આવેલ આ સામાન્ય નીયમ છે. પણ માનવજાતી હવે પગલાં આગળ મુકે છે. અને તેથી જ મહાત્માજી જેવી મહાન ગણાતી વ્યક્તીને માટે ખુબ માન હોવા છતાં પણ મ્હારે જણાવવું જ જોઇએ કે અહીં મહાત્માજીની વીચારસરણી ભુલ ભરેલી અને તદ્દન તર્કહીન (Ill-logical) છે. હવે કોઇ બળવાન માનવ પોતાના બળને પ્રતાપે અન્યના પર શીરજોરી કરવા જાય તે કાળ વહી ગયો છે

ગાંધીજી જો ખરેખર ક્ષુધાર્તોની સેવા કરવા માગતા હોય તો આ આમવર્ગની નરી નીર્ધનતાના મુળ તપાસવાં જોઇએ. જો ગાંધીજી હીંદના કરોડો કીસાનોને આર્થીક ગુલામીમાંથી મુક્ત કરવા માગતા હોય તો તેમણે આમવર્ગની આર્થીક ગરીબાઇના મુળને સ્પર્શવું જોઇએ.

આ દ્રષ્ટીએ આગળ વીચાર કરીએ તો તરત જ જોઇ શકશો કે કામદારોની નીર્ધનતાનું મુળ કારણ માલદારશાહીનું ક્રુર શોષણ છે! નફાના સંચયને વીશાળ બનાવવાને માટે, તેમ જ દોલતના ડુંગર મ્હોટા બનાવવાને માટે માલીકગણ આજે શ્રમજીવી જનતાને ખુબ નીચોવી રહ્યા છે! આ નીચોવણીમાંથી માલદારોનો નફો સર્જાય છે. અને તેથી જ જ્યાં સુધી નફાના આધાર પર જીવતી આ સમાજરચનાના ટુકડા કરવા મહાત્માજી તત્પર ન થાય ત્યાં સુધી ક્ષુધાર્તોની ગરીબાઇ સનાતન રહેવાની.

પણ જેમ સરકારતંત્રની દીશામાં પણ ગાંધીજી ભલા સરકારતંત્રના સીધા વાંચ્છુ છે તેમ અહીં પણ ભલા માલીકના આદર્શમાં તેઓ માને છે. અન્યના પરસેવાથી ઉત્પન્ન થતી સંપત્તીનો 'વીશાળ ભાગ જો '

માલીક ગણુ રાષ્ટ્રહીતના કાર્યમાં ખર્ચે તો પછી મહાત્માજીને મન પરમ સંતોષ છે. આ સંતોષનું સરટીફીકેટ આપવા તેઓ દરેક ક્ષણે તૈયાર છે! પણ આવી અગમ્ય ભાવી સમાજરચના વીશે કલ્પના કરતાં આ મહાન નરની વાચારસરણી અનેકો અંધશ્રદ્ધાથી અપનાવી લઇને પોપટની માફક પારાયણ કરી જાય છે તેથી જ આટલી ચર્ચા કરવાની જરૂર છે.

ગાંધીજીએ આમ આપેલા કીમીયામાં આમવર્ગ માટે તો આશાનું એક પણ કીરણ નથી. તેમના સંતાપના ઉકેલ માટે એક પણ દ્વાર નથી. એટલું જ નહીં પણ બુદ્ધીના પ્રશ્નને વધુ મહત્વ આપીને ગાંધીજી આ મુદ્દાને અન્ય કક્ષામાં લઇ ગયા છે. આ દ્રષ્ટીએ 'સીમેન્ટ' નામની નવલકથામાં એક પ્રસંગ યાદ આવે છે. આ નવલકથાનો આ પ્રસંગ આ ચર્ચાને અનુરૂપ હોવાથી આશા છે કે અસ્થાને નહીં જ મનાય.

વાત એમ હતી કે રૂશીયામાં એક મ્હોટો બંધ બંધાતો હતો. અને આ બંધ પર ઇંજનેરો અને કામદારો સારો ય દીવસ શ્રમ કરતા હતા. અને આખરે એ કામ સફળ થયું.

પછી કામદારોની સભામાં એક કામદારે વ્યાસપીઠ પરથી ગર્જના કરી.

બંધ કોણે બાંધ્યો?

કામદારે એ? પડઘા પડયા.

આ સાંભળી પેલા ઇંજનેરનું મગજ ઉકળી આવ્યું. તેણે વચ્ચે જ પોતાના મગજ તરફ આંગળી ચીંધી ને પુછ્યું પણ 'મ્હારા મગજનું શું?'

તરતજ જવાબ મલ્યો.

'કોઇ પણ વાદળી પાણી સુસન!'

(any sponge can absorb water). ઇંજનેર તો આ રોકડો જવાબ સાંભળીને લેવાઇ ગયો. તત્વ એમ છે કે કોઇ પણ ઇંજનેરે આ યોજના કરી હોત. પણ દરેક કાર્યની મુળ વસ્તુ તો શ્રમ (labour) છે. અને તેથી જ શ્રમજીવીઓનું સ્થાન બુદ્ધીજીવીઓ કરતાં ખુબ ઉંચુ છે.

પણ બુદ્ધીધન વધુ હોય તેથી અન્યનું શોષણ કરવાનો હક્ક મળી જાય છે એમ નાનવું એ નર્યું તર્કહીન છે. બુદ્ધી હો તો ભલે હો! પણ આ બુદ્ધીનો ઉપયોગ અન્યને શોષવામાં ન થવા દો.

અપુર્ણ.

# નવયુગનો નારી વિભાગ



જાન્યુઆરી '૩૨

एमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તંત્રી:
કુમારી અચુબહેન સોરવાળા

કાર્યદક્ષતાથી ઉકેલવામાં આવે છે કે સ્ત્રીઓની કીંમત સમાજમાં વધી ગઇ છે એટલું જ નહીં પણ તેમની પ્રત્યે સન્માનની દ્રષ્ટીથી જોવામાં આવે છે તે પણ આથી પુરવાર થાય છે. ઘુંઘટમાં રહેનારી અને સમાજની રૂઢીઓથી જકડાએલી સ્ત્રીઓ પરીષદો ભરી સમાજસુધારાના ઠરાવો પસાર કરે એ શું ઓછું પ્રશંસનીય છે ? આખા દેશમાં પછાત ગણાતી લોહાણા કોમ, જે કોમની સ્ત્રીઓ તરફ ઘરના નોકર કરતાં પણ વધારે ખરાબ વર્તન ચલાવવામાં આવે છે, જે કોમની અનેક સ્ત્રીઓ કાઠીઆવાડમાં સાસુ અને ધણીના સીતમોથી કંટાળી આપઘાત કરવાને પ્રેરાય છે તે કોમની યુવતીઓ સમાજના અન્યાયો અને બદીઓ સામે પરીષદો ભરી પોકાર કરે એ જરૂર સ્ત્રીઉન્નતીનું ચીન્હ ગણાય. લોહાણા યુવતીઓએ પોતાનું માનસ બદલી, લોહાણા સમાજમાં ક્રાંતી કરી સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાના જે આશયો સેવ્યાં છે તેમાં તેમને ફત્તેહ મળે એમ અમે ઇચ્છીએ છીએ. સમાજના જુના વીચારનાં ખેરખાંઓની ટીકાની દરકાર કર્યા વગર આ યુવતીઓએ મુંબઇમાં પરીષદ ભરવાની જે હીંમત બતાવી છે તેને માટે અમે તેમને અભીનંદન આપીએ છીએ, પણ સાથે સાથે એમ જણાવીએ છીએ કે આવી કોમી પરીષદોની અમે તદન વીરૂધ્ધ છીએ. થોડા દીવસ પહેલાં આણંદમાં પાટીદાર સ્ત્રીઓની પરીષદ ભરાઇ હતી તે પણ એક સીધ્ધાંતની દ્રષ્ટીએ વખોડી નાખવા જેવું પગલું હતું. આવી કોમી ભાવનાને લીધે અને અંદર અંદરના ઝગડાને લીધે અંગ્રેજોની હયાતી હીંદમાં કાયમી થાય છે. પોતાની સ્વતંત્રતા હણી લેનાર કારણને જડમુળથી ઉખેડી નાખવાને બદલે તેને ઉત્તેજન આપી શાહીવાદના હાથ આપણે મજબુત કરીએ છીએ. જો હીંદુએ હીંદુઓ જ એકત્ર થવાની વીરૂદ્ધ હોય તો મુસલમાનોની સાથે ઐક્ય થવાની આશા ક્યાંથી રખાય? અને ઐક્ય વગર પરદેશી ઝુંસરીમાથી દેશને મુક્ત શી રીતે કરી શકાશે? એક કોમમાં ભલે સુધારા થયા હોય, પણ જો તેમાં કોમીભેદભાવને અગ્રસ્થાન આપવામાં આવતું હોય તો તે કોમ ખરેખરી રીતે પછાત જ છે.

છેલ્લા વીગ્રહ વખતે આ ભેદભાવ કેટલેક અંશે નષ્ટ થયો હતો તેને આવી કોમી પરીષદો ભરી શું પાટીદાર અને લોહાણા બ્હેનો સજીવન કરવા માંગે છે? ખરી રીતે તો સ્ત્રીઓની પ્રાંતીક પરીષદો ભરાવી જોઇએ. નહી કે કોમી. એક વખતની પછાત કાઠીઆવાડી સ્ત્રીઓએ પ્રાંતીક પરીષદ ભરી સ્ત્રીઓનું ગૌરવ વધાર્યું છે, પણ કોમી પરીષદોને લીધે એક બીજાનું અંતર વધતું જાય છે. જો હીંદુ કોમ પણ આપસ આપસમાં સંગઠન કરી શકતી નથી તો બીજી બધી કોમોનું સંગઠન કેવી રીતે સંભવે? આ કોમી વીખવાદને લીધે તો ગાંધીજી ગોળમેજી પરીષદમાંથી તદન ખાલી હાથે આવ્યા! આટલા અનુભવ પછી પણ આપણે ન સુધરીએ તો આપણે ગુલામ રહેવાનેજ લાયક છીએ.

ખરી રીતે તો સ્ત્રીઓએ આવી જાતની કોમી સંસ્થામાં સભાસદ જ ન થવું જોઇએ. દરેક ઠેકાણે સ્ત્રી સંસ્થા કાઢી દરેકને [પછી તે બ્રાહ્મણ હોય કે અંત્યજ હોય તેમને] માટે દ્વાર ખુલ્લાં મુકી દેવાં જોઇએ. અમને દીલગીરી થાય છે કે લોહાણા જ્ઞાતીમાં જ જુદા જુદા તડ માટે જુદી જુદી સ્ત્રી સંસ્થા કાઢવામાં આવી છે અને કોઇ એક તડની સ્ત્રી બીજા તડની સંસ્થામાં જોડાવા માગે તો તેને સારૂ ના પાડવામાં આવે છે. આવી

નહીં તો એથીમાં ઓછી સેંકડે ૮૦ ૮૬ જેટલી છે. તેના છોકરાંઓની અને તેના ધર્મની કેમ કોઇને ફીકર પડતી નથી? શું એ બહેનો મનુષ્ય નથી? પરંતુ જેમાં સ્ત્રીની ગુલામીની જ માત્ર હીમાયત કરી શકાય, તેવા માનસની શ્રીમંત અને ઉપલા મધ્યમવર્ગની સ્ત્રીઓનું જ ભરણું હોય, તે મંડળ પાસેથી એટલી આશા રાખીએ કેમ શકાય? "પુરૂષો, સ્ત્રીઓના માર્ગદર્શક છે" એવું વાક્ય વીણાને મુખે બોલાવરાવી સ્ત્રીઓ પુરૂષો કરતાં બુદ્ધીમાં ઉતરતી છે એ મત નાટકમાં પ્રતીપાદન કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી બુદ્ધી વાળી છે એમ માનવામાં જ હીંદી સ્ત્રીઓની કમનશીબી છે. પોતે શું કરવું જોઇએ તેનો નીર્ણય કરવાની શકતી શું સ્ત્રીમાં નથી, કે તેણે પુરૂષોને પોતાને દોરનારની ઉપમા આપવી? સ્ત્રીને આવી હલકી પાડવાથી અમારી ખાત્રી છે કે ઘણી બ્હેનોનાં મન દુઃખાયાં હશે જ. પોતાને માટે કયો માર્ગ સારો છે તે નક્કી કરવાની શકતી પુરતા પ્રમાણમાં હવે સ્ત્રીઓમાં ખીલી છે, એટલે આવા અપમાનકારક શબ્દો ખાસ કરીને સ્ત્રીઓ માટે ચાલતી સંસ્થાદ્વારા સ્ત્રીઓ મારફત સ્ત્રીઓને કાને ન પડે તેજ ઇચ્છવા જોગ છે.

સ્ત્રી જાતીને માટે આવા અપમાનકારક વચનો બોલતાં પડે તેવો અપમાનકારક ભાગ ભજવવાની એ બ્હેને ના જ પાડવી જોઇતી હતી. આજની યુવતીઓમાં એટલી હીંમત તો હોવી જ જોઇએ. જે વીદ્યાલયમાં શીક્ષણ આપી સ્ત્રીઓની બુદ્ધીનું આવું જ દીગદર્શન કરાવવામાં આવે તો બહેતર છે કે બ્હેનોને અજ્ઞાન જ રાખવામાં આવે.

જેમ સરકારી તંત્ર દારૂ વગેરેના મહેસુલમાંથી મેળવેલા પૈસામાંથી કેળવણીખાતુ ચલાવે છે, તેમ સ્ત્રી જાતીને હલકી પાડનાર નાટક ભજવીને તેમાંથી પૈસા ઉભા કરી, તે સ્ત્રીઓને માટે વીદ્યાલય ચલાવવાના કામમાં વાપરવાના હોય તો અમે કહીશું કે એવાં વીદ્યાલય ઉભાં ન થાય તો પણ કંઇ ખોટું નથી. જેમ હીંદીઓને કેળવવા માટે સરકાર દારૂનાં પીઠાં ચાલુ રાખવા માગે છે તે જેટલું ખોટું હોઇ તેનો આપણે વીરોધ કરીએ છીએ, તેવું જ આ પણ હોઇ સામાન્ય સ્ત્રીસ્મુખે ગુજરાતી સ્ત્રી મંડળના આવા ઉપક્રમનો પ્રબળ વીરોધ કરવો જ જોઇએ.

સભા વખતે લાઠી ચાલે છે એ ખબરથી વીણા એટલી બધી ગભરાઇ ગઇ કે તે સભામાં જવાની હીંમત કરી શકી નહી. એવો દેખાવ નાટકમાં રજુ કરી સ્ત્રી મંડળે, ગયા યુદ્ધ વખતે ધોરસદમાં અને મુંબઇના આઝાદ મેદાનમાં તેમજ દેશભરમાં અનેક સ્થળે લાઠીના પ્રહાર મુંગે મોઢે વધાવી લેનાર બ્હેનોને તેમની એ બહાદુરી અને દેશભક્તી માટે પ્રમાણપત્ર (!) આપ્યું હોય એમ જ લાગે છે!

જે સમયે પ્રજા સ્ત્રીઓની બહાદુરીના અને હીંમતનાં એક અવાજે વખાણ કરી રહી છે, તેવે વખતે સ્ત્રીઓને કાયર અને ભીરૂ બનાવી સ્ત્રીઓની કીંમત ઘટાડવાનો જે પ્રયત્ન ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળે કર્યો છે તે તદ્દન વખોડી નાખવા જેવો છે. આશા છે કે આવું કોઇ પ્રત્યઘાતી નાટક ફરી કોઇવાર જનતા સામે મુકી એ મંડળ પોતાની હંસી ન કરાવે.

## જ્ઞાતી પરીષદો બંધ કરો

**હા**લમાં વારંવાર ભરાતી સ્ત્રી પરીષદો એ સ્ત્રીઓમાં આવેલી જાગૃતીના પુરાવારૂપ છે. એ પરીષદોનું કામ એટલા ખંત અને

તીરસ્કારની નજરે જોતાં હતાં, પણ આજે મને જ પ્રમુખસ્થાન આપ્યું છે. તે પરથી હું માનું છું કે, થોડે અંશે આ મંડળ આગળ વધ્યું છે." ભલે આટલી ઉદારતા સ્ત્રી મંડળના કાર્યકર્તાઓએ બતાવી હોય પણ તેમનું માનસ હજી બદલાયું હોય એમ અમને લાગતું નથી. ત્રણ જ મહીનામાં વીધવા થનાર જુવાન સ્ત્રીની જીંદગીની મહેચ્છાઓ લુંટાઇ જાય તો હૃદયમંથન થાય એ કુદરતી છે, પણ એકાએક તેનામાં ત્યાગવૃત્તી આવે એ ન માની શકાય તેવી વાત છે. આમા તો પરીણીત જીવનના ઉંબરે પગ મુકતાં જ આશાના અંકુરો ફુટે છે. એ અંકુરો અકાળે જ કરમાઇ જાય તો તે પોષનારને સંતોષ કયાંથી મળે? આવા અસંતોષમાં વીધવાઓને સબડવા દેવું તેના કરતાં તેના અભીલાષોને અંકુરોને સીંચનાર સાથી શા માટે મેળવી ન આપવા? સ્નેહલગ્નની વીધવાને પુનર્લગ્ન કરવા યા નહીં એ તેની મુનસફીની વાત છે, પણ લતાના [ નાટકનું વીધવા પાત્ર] મનની સ્થીતી અસ્થીર હતી તેવે વખતે આશાથી ભરેલા હૈયામાં એકાએક વૈરાગ્ય થવો એ જ અશકય છે. છતાં માત્ર લાગણીથી વશ થઇ જઇને તે ઉત્પન્ન કરાવવો એ કઠોરતા નહી તો બીજું શું? કોઇ બાઇને પોતાના પતી માટે પ્રેમ હોય તો કુદરતી રીતે જ તેને દુનીયાના મોહ પર કંટાળો છુટે પણ કાંઇ તે સમજાવીને તેના જીવનને નીરસ બનાવવું એમાં ડહાપણ નથી.'

છોકરીઓ કુંવારી રહે તો સમાજનો કોઇપણ જાતનો બાધ તેને સ્પર્શ કરી શકતો નથી જ્યારે વીધવાઓ પર તો અનેક બંધનો લાધવામાં આવે છે. એટલે હવે તો વીધવા માટે પુનર્લગ્નનાં દ્વાર ખુલ્લાં મુકી તેમને દુ:ખાગ્નીમાંથી ઉગારી લેવી જોઇએ છે.

ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળે ભજવેલા 'હૃદયપલટા'ના એ નાટકમાં સ્ત્રીઓને અપમાનકારક એવી બીજી વાત એ હતી કે સ્ત્રીઓના જાહેર જીવનની તેમાં ક્રુર હાંસી કરાવવામાં આવી હતી. જાહેર જીવનમાં ભાગ લેતી એક પણ સ્ત્રી પોતાના ગૃહકાર્ય તરફ બેદરકાર હોય એ અમે માની શકતાં નથી. જેમ પુરૂષો પોતાના ધંધામાંથી વખત કાઢી દેશસેવા યા સમાજસેવાનાં કાર્યો કરે છે, તેમ સ્ત્રીઓ પણ પોતાના ગૃહકાર્યમાંથી પરવાર્યા પછી આવાં કામને માટે વખત બચાવે છે. અનુકુળ સંજોગો હોય તો બે ત્રણ કલાક છોકરાંઓને માણસ પાસે મુકીને રાષ્ટ્રકાર્ય માટે જવામાં શું વાંધો છે? તેમજ બની શકે તો કોઇ કોઇ વખત પુરૂષો બચ્ચાંઓની સભાળ લે તો યે શું તેથી તેઓ નીચા થઇ જવાના હતા? દરેક કામ અરસપરસના સહકાર અને સહાયથી જ થઇ શકે છે. ગરીબ સ્ત્રીઓને તો પેટની ખાતર કમાવાં માટે દરરોજ મજુરીએ જવું પડે છે. અને તેમને છોકરાંઓને ઘેર મુકીને જ જવું પડે છે! છતાં તેવી સ્ત્રીઓનો કે એમના સંસારનો આવું સ્ત્રી મંડળ વીચાર સરખો યે ન કરે અને ઘરકામ એ સ્ત્રીઓનું જ કાર્યક્ષેત્ર એવી સંકુચીત ભાવનાનો પ્રચાર કરવા તૈયાર થાય તે તો ખરેખર ઘણું જ ભયંકર અને પ્રત્યાઘાતી જ કહેવાય. વળી જાહેર જીવનમાં ભાગ લેવાનું કાર્ય તો ફક્ત બે ટકાથી પણ ઓછી એવી શીક્ષીત સ્ત્રીઓમાંથી જે ઇચ્છે તેને, અને થોડીઘણી શ્રીમંત કે મધ્યમવર્ગની સ્ત્રીઓને તેમ કરવાનો અવકાશ તેમજ તક મળે તેમ છે પણ કામદારવર્ગની સ્ત્રીઓ તો કંઇ

નહીં તો ઓછામાં ઓછી સેંકડે ૮૦ ટકે જેટલી છે. તેના છોકરાંઓની અને તેના ઘરની કેમ કોઇને ફીકર પડતી નથી? શું એ બહેનો મનુષ્ય નથી? પરંતુ જેમાં રૂઢીની ગુલામીની જ માત્ર હીમાયત કરી શકાય, તેવા માનસની શ્રીમંત અને ઉપલા મધ્યમવર્ગની સ્ત્રીઓનું જ ભરણું હોય, તે મંડળ પાસેથી એટલી આશા રાખીયે કેમ શકાય? "પુરૂષો, સ્ત્રીઓના માર્ગદર્શક છે" એવું વાકય વીણાને મુખે બોલાવરાવી સ્ત્રીઓ પુરૂષો કરતાં બુદ્ધીમાં ઉતરતી છે એ મત નાટકમાં પ્રતીપાદન કરવામાં આવ્યો હતો. સ્ત્રીઓ પુરૂષો કરતાં ઓછી બુદ્ધી શાળી છે એમ માનવામાં જ હીંદી સ્ત્રીઓની કમનશીબી છે. પોતે શું કરવું જોઇએ તેનો નીર્ણય કરવાની શકતી શું સ્ત્રીમાં નથી, કે તેણે પુરૂષોને પોતાને દોરનારની ઉપમા આપવી? સ્ત્રીને આવી હલકી પાડવાથી અમારી ખાત્રી છે કે ઘણી બ્હેનોનાં મન દુઃખાયાં હશે જ. પોતાને માટે કયો માર્ગ સારો છે તે નક્કી કરવાની શકતી પુરતા પ્રમાણમાં હવે સ્ત્રીઓમાં ખીલી છે, એટલે આવા અપમાનકારક શબ્દો ખાસ કરીને સ્ત્રીઓ માટે ચાલતી સંસ્થા-દ્વારા ઓઓ મારફત સ્ત્રીઓને કાને ન પડે તેજ ઇચ્છવા જોગ છે.

સ્ત્રી જાતીને માટે આવા અપમાનકારક વચનો બોલવાં પડે તેવો અપમાનકારક ભાગ ભજવવાની એ બ્હેને ના જ પાડવી જોઇતી હતી. આજની યુવતીઓમાં એટલી હીંમત તો હોવી જ જોઇએ. જો વીદ્યાલયમાં શીક્ષણ આપી સ્ત્રીઓની બુદ્ધીનું આવું જ દીગ્દર્શન કરાવવામાં આવે તો બહેતર છે કે બ્હેનોને અજ્ઞાન જ રાખવામાં આવે.

જેમ સરકારી તંત્ર દારૂ વગેરેના મહેસુલમાંથી મેળવેલા પૈસામાંથી કેળવણીખાતું ચલાવે છે, તેમ સ્ત્રી જાતીને હલકી પાડનાર નાટક બતાવીને તેમાંથી પૈસા ઉભા કરી, તે સ્ત્રીઓને માટે વીદ્યાલય ચલાવવાના કામમાં વાપરવાના હોય તો અમે કહીશું કે એવાં વીદ્યાલય ઉભાં ન થાય તો પણ કંઇ ખોટું નથી. જેમ હીંદીઓને કેળવવા માટે સરકાર દારૂનાં પીઠાં ચાલુ રાખવા માગે છે તે જેટલું ખોટું હોઇ તેનો આપણે વીરોધ કરીએ છીએ, તેવું જ આ પણ હોઇ સામાન્ય સ્ત્રીસમુહે ગુજરાતી સ્ત્રી મંડળના આવા ઉપક્રમનો પ્રબળ વીરોધ કરવો જ જોઇએ.

સભા વખતે લાઠી ચાલે છે એ ખબરથી વીણા એટલી બધી ગભરાઇ ગઇ કે તે સભામાં જવાની હીંમત કરી શકી નહી. એવો દેખાવ નાટકમાં રજુ કરી સ્ત્રી મંડળે, ગયા યુદ્ધ વખતે બોરસદમાં અને મુંબઇના આઝાદ મેદાનમાં તેમજ દેશભરમાં અનેક સ્થળે લાઠીના પ્રહાર મુંગે મોઢે વધાવી લેનાર બ્હેનોને તેમની એ બહાદુરી અને દેશભક્તી માટે પ્રમાણપત્ર (!) આપ્યું હોય એમ જ લાગે છે!

જે સમયે પ્રજા સ્ત્રીઓની બહાદુરીના અને હીંમતનાં એક અવાજે વખાણ કરી રહી છે, તેજ વખતે સ્ત્રીઓને કાયર અને ભીરૂ બનાવી સ્ત્રીઓની કીંમત ઘટાડવાને જે પ્રયત્ન ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળે કર્યો છે તે તદ્દન વખોડી નાખવા જેવો છે. આશા છે કે આવું કોઇ પ્રત્યાઘાતી નાટક ફરી કોઇવાર જનતા સામે મુકી એ મંડળ પોતાની હંસી ન કરાવે.

## જ્ઞાતી પરીષદો બંધ કરો

હાલમાં વારંવાર ભરાતી સ્ત્રી પરીષદો એ સ્ત્રીઓમાં આવેલી જાગૃતીના પુરાવારૂપ છે. એ પરીષદોનું કેમ એટલા ખંત અને

કાર્યદક્ષતાથી ઉકેલવામાં આવે છે કે સ્ત્રીઓની કીંમત સમાજમાં વધી ગઇ છે એટલું જ નહી પણ તેમની પ્રત્યે સન્માનની દ્રષ્ટીથી જોવામાં આવે છે તે પણ આથી પુરવાર થાય છે. ઘુંઘટમાં રહેનારી અને સમાજની રૂઢીઓથી જકડાએલી સ્ત્રીઓ પરીષદો ભરી સમાજસુધારાના ઠરાવો પસાર કરે એ શું ઓછું પ્રશંસનીય છે ? આખા દેશમાં પછાત ગણાતી લોહાણા કોમ, જે કોમની સ્ત્રીઓ તરફ ઘરના નોકર કરતાં પણ વધારે ખરાબ વર્તન ચલાવવામાં આવે છે, જે કોમની અનેક સ્ત્રીઓ કાઠીઆવાડમાં સાસુ અને ધણીના સીતમોથી કંટાળી આપઘાત કરવાને પ્રેરાય છે તે કોમની યુવતીઓ સમાજના અન્યાયો અને બદીઓ સામે પરીષદો ભરી પોકાર કરે એ જરૂર સ્ત્રીઉન્નતીનું ચીન્હ ગણાય. લોહાણા યુવતીઓએ પોતાનું માનસ બદલી, લોહાણા સમાજમાં ક્રાંતી કરી સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાના જે આશયો સેવ્યાં છે તેમાં તેમને ફત્તેહ મળે એમ અમે ઇચ્છીએ છીએ. સમાજના જુના વીચારનાં ખેરખાંઓની ટીકાની દરકાર કર્યા વગર આ યુવતીઓએ મુંબઇમાં પરીષદ ભરવાની જે હીંમત બતાવી છે તેને માટે અમે તેમને અભીનંદન આપીએ છીએ, પણ સાથે સાથે એમ જણાવીએ છીએ કે આવી કોમી પરીષદોની અમે તદન વીરુધ્ધ છીએ. થોડા દીવસ પહેલાં આણંદમાં પાટીદાર સ્ત્રીઓની પરીષદ ભરાઇ હતી તે પણ એક સીધ્ધાંતની દ્રષ્ટીએ વખોડી નાખવા જેવું પગલું હતું. આવી કોમી ભાવનાને લીધે અને અંદર અંદરના ઝગડાને લીધે અંગ્રેજોની હયાતી હીંદમાં કાયમી થાય છે. પોતાની સ્વતંત્રતા હણી લેનાર કારણને જડમુળથી ઉખેડી નાખવાને બદલે તેને ઉત્તેજન આપી શાહીવાદના હાથ આપણે મજબુત કરીએ છીએ. જો હીંદુએ હીંદુઓ જ એકત્ર થવાની વીરૂદ્ધ હોય તો મુસલમાનોની સાથે ઐક્ય થવાની આશા ક્યાંથી રખાય? અને ઐક્ય વગર પરદેશી ઝુંસરીમાથી દેશને મુક્ત શી રીતે કરી શકાશે? એક કોમમાં ભલે સુધારા થયા હોય, પણ જો તેમાં કોમીભેદભાવને અગ્રસ્થાન આપવામાં આવ્યુ હોય તો તે કોમ ખરેખરી રીતે પછાત જ છે.

છેલા વીગ્રહ વખતે આ ભેદભાવ કેટલેક અંશે નષ્ટ થયો હતો તેને આવી કોમી પરીષદો ભરી શું પાટીદાર અને લોહાણા બ્હેનો સજીવન કરવા માંગે છે? ખરી રીતે તો સ્ત્રીઓની પ્રાંતીક પરીષદો ભરાવી જોઇએ. નહી કે કોમી. એક વખતની પછાત કાઠીઆવાડી સ્ત્રીઓએ પ્રાંતીક પરીષદ ભરી સ્ત્રીઓનું ગૌરવ વધાર્યું છે, પણ કોમી પરીષદોને લીધે એક બીજાનું અંતર વધતું જાય છે. જો હીંદુ કોમ પણ આપસ આપસમાં સંગઠન કરી શકતી નથી તો બીજી બધી કોમોનું સંગઠન કેવી રીતે સંભવે? આ કોમી વીખવાદને લીધે તો ગાંધીજી ગોળમેજી પરીષદમાંથી તદન ખાલી હાથે આવ્યા! આટલા અનુભવ પછી પણ આપણે ન સુધરીએ તો આપણે ગુલામ રહેવાને જ લાયક છીએ.

ખરી રીતે તો સ્ત્રીઓએ આવી જાતની કોમી સંસ્થામાં સભાસદ જ ન થવું જોઇએ. દરેક હેનાએ સ્ત્રી સંસ્થા કાઢી દરેકને [પછી તે બ્રાહ્મણ હોય કે અંત્યજ હોય તેમને] માટે દ્વાર ખુલ્લાં મુકી દેવાં જોઇએ. અમને દીલગીરી થાય છે કે લોહાણા જ્ઞાતીમાં જ જુદા જુદા તડ માટે જુદી જુદી સ્ત્રી સંસ્થા કાઢવામાં આવી છે અને કોઇ એક તડની સ્ત્રી બીજા તડની સંસ્થામાં જોડાવા માગે તો તેને સાફ ના પાડવામાં આવે છે. આવી

હીન મનોદશા ક્યાં સુધી રહેશે? શીક્ષીત બ્હેનોને અમારી ભલામણ છે કે આવા દરેક જાતના ભેદભાવને દફનાવવાનો તેઓ પ્રયાસ કરે. આવા ભેદભાવને માટે લોહાણા જ્ઞાતીનાં ઉગતાં યુવક યુવતીઓએ શરમાવું જોઇએ. હવે સામાજીક સુધારા કરીને જ બેસી રહેવાય એમ નથી, પણ રાજકીય ચળવળમાં ઝંપલાવવાનો વખત ચાલ્યો આવે છે. તેવે વખતે આવા સંકુચીત વીચારોને સ્થાન શા માટે હોવું જોઇએ? દરેક દેશની સ્ત્રીઓની ઉન્નતીનો ઇતીહાસ જોઇએ તો સંગઠન અને સહકારથી જ પોતાની લડતમાં તેમને ફતેહ મળી છે. હીંદી સ્ત્રીઓ પણ જ્ઞાતીના સંકુચીત કુંડાળામાંથી બહાર આવ્યા વગર સ્વતંત્રતાના લ્હાવા નહી લઇ શકે માટે અત્યારે તો દરેક પુરૂષ યા સ્ત્રીનો મુદ્રાલેખ હું અમુક જ્ઞાતીનો નહીં પણ હીંદી છું એ જ હોવો જોઇએ.

મુંબાઇમાં મળેલ લોહાણા યુવતી પરીષદના પ્રમુખ કાશી બ્હેન કોટકે બહુ સચોટ ભાષણ કર્યું હતું. તેમણે બરાબર જ કહ્યું કે દેશોદ્ધાર સાથે જ્ઞાતીઓનો ને સમાજનો ઉધ્ધાર થશે. રાજકીય સત્તા હોય તો ટરકીના માફક એક જ સપાટે સમાજોદ્ધાર કરી શકાય. કાશી બ્હેન કોંગ્રેસવાદી તરીકે જેલમાં જઇ આવ્યાં છે એટલે જ્ઞાતીના વાડાઓને ઉત્તેજન આપવાનું એમને જરાએ ગમતું નહી હોય. અસ્પૃસ્યતાનો પણ તેમણે તેમના ભાષણમાં ઉલ્લેખ કર્યો છે. તેમણે જ્ઞાતીની સંકુચીત ભાવનાને દબાવી દેવાની ખુલ્લા દીલથી ભલામણ કરી હોત તો તેની લોહાણા બ્હેનો પર સારી અસર થાત. ધર્મની વ્યાખ્યા આપતાં તેમણે જે દલીલ કરી છે તે ગમે તેવા ધર્મચુસ્તને પણ બુધ્ધીનો ઉપયોગ કરવાની ફરજ પાડે તેવી છે. કાશી બ્હેનનું ભાષણ યુવક પરીષદના સ્વાગત સમીતીના પ્રમુખના ભાષણ કરતાં બહુજ ઉદ્દામ હતું. નેણશીભાઇના ભાષણમાં તો જ્ઞાતીને બહુ પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું. તેમણે જ્ઞાતીના વડીલોની અને યુવકોના સહકારની જે વાત કરી છે તેથી અમને બહુ અજાયબી થાય છે. યુવકો પોતાની પસંદગીની જ્ઞાતીની બહારની કન્યા સાથે પરણવા ઇચ્છા દર્શાવે તો શું તેમના વડીલો તેમને સંમતી આપે ખરા? સારા કુળની યુવાન વીધવા પુનર્લગ્ન કરવા માટે પ્રયત્ન કરશે તો તેને જુના વીચારના વડીલો રજા આપશે? આ આશા તો ઝાંઝવાના જળ જેવી છે. સુધારાની બાબતોમાં ઘરડાઓના સહકારની તો સ્વપ્ને પણ આશા રાખી ન શકાય! કોઇક અપવાદ રૂપ ભલે હોય પણ સમાન્ય રીતે ઘરડાઓના જીર્ણ સંસ્કાર એક જ પ્રકારના હોય છે અને તે જરા જેટલા પણ સુધારાનો વીરોધ કરવાના.

અંતમાં આવી જ્ઞાતીની પરીષદો ભરાવવાનું જલ્દી બંધ થાય એમ અમો ઇચ્છીએ છીએ.

# ગોદાવરીનું પરિવર્તન

**સા**સુઓના અપાર સીતમોને સહન કરીને પણ જીવન ગુજારતી એક બ્હેન, ખંત, ધીરજ અને શીક્ષણની ધગશથી એક જુના વીચારવાળી સાસુમાં પણ પરીવર્તન આણી શકે છે એ વસ્તુ આ નવલીકામાં રજુ થાય છે.

: લેખિકા :

કુમારી અચુબ્હેન લોટવાળા

"**સરલા,** ઉઠ પારણુંના દર્શન કરવા જઇએ. જલ્દી કર નહી તો દર્શનનો લ્હાવો ગુમાવીશું. બધાંને દર્શન કરવા જતાં જોઇ મારૂં હૃદય ઉછાળા મારી રહ્યું છે. તારા જેવી નાસ્તીક પર મને તો ખરેખર તીરસ્કાર છુટે છે."

"મારે તમારા મંદીરમાં નથી આવવું. તમારે જવું હોય તો જાઓ. તમે જાણો છો કે મને તમારી મુર્તીપુજામાં શ્રદ્ધા નથી છતાં વારંવાર શા માટે મને સતાવો છો?"

આ વાતચીત ભુલેશ્વર પર આવેલા એક મોટા મકાનના ઓરડામાં ચાલી રહી હતી. સરલાની સાથે વાત કરનાર એની સાસુ ગોદાવરી તદ્દન જુના વીચારની અને લોકો જેને ધર્મીષ્ટ ગણે છે તેવી હતી ત્યારે એની પુત્રવધુ સરલા બહુ જ થોડું ભણેલી છતાં સંસ્કારવાળી અને ચતુર સ્ત્રી હતી. તેની સાસુ પોતાના ધાર્મીક વીચારો એના પર ઠસાવવાનો પ્રયત્ન કરતી હતી, છતાં તે પોતાના વીચારોમાં મક્કમ જ રહી હતી. એટલે હંમેશા ગોદાવરીએ તેને સતાવવાનું અને તેની પર સાસુપણું ચલાવવાનું શરૂ કર્યું હતું. તે પોતાના પુત્ર પાસે તેની વીરૂદ્ધ નીરંતર ફરીઆદ કરી સરલાને ઠેકાણે લાવવાની બાજી રમતી હતી પણ સરલાના સુભાગ્યે તેનો પતી સુરેશ સુધારાના વીચારવાળો હતો અને સરલાને તે આદર્શ નાગરીક બનાવવાની મહેચ્છા રાખતો હતો. એટલે ગોદાવરીનું કંઇ ચાલતું નહોતું. પણ જેમ જેમ તે પોતાની બાજીમાં નીષ્ફળ થતી ગઇ તેમ તેમ સરલા તરફનું વેર વધતું જતું હતું.

ગોદાવરી જ્યારે આ રીતે વર્તતી હતી ત્યારે સરલાએ કળે કળે સાસુના વર્તનમાં પરીવર્તન કરાવવાનો સંકલ્પ કર્યો હતો.

દર્શન વીના જીવનનો ઉદ્ધાર જ નથી એવું સરગ ભાવે માનનારી ગોદાવરીએ

સરલા પાસે પોતાનું ધાર્યું કરાવવા માટે આજે છેલ્લો પાસો નાખવાનો વીચાર કર્યો હતો અને તેમાં જો ન ફવાય તો ધર્મને નામે ઘરમાં ધાંધલ મચાવવાનો તેણે આખરી નીરધાર કર્યો હતો અને એ ઉદ્દેશથી જ સરલાને ઉપલા વચનામૃતો સંભળાવી રહી હતી. પરંતુ આજે સરલાનો એટલેથી જ છુટકો થવાનો નહોતો. ગોદાવરીની ધરગજનાનો હજુ તો એ આરંભ જ હતો.

"આજે તારી એ બધી પતરાજી ચાલવાની નથી. તારે મંદીરે આવવું જ પડશે, નહી તો વીપરીત પરીણામ આવશે. આ તે વૈષ્ણવનું ઘર છે કે ઢેડનું ?" ગોદાવરીએ ગર્જના કરી.

સરલાએ ધીરેથી દલીલ કરવા માંડી "સાસુજી, એમાં એટલું બધું ઉશ્કેરાવા જેવું શું છે ? હું દર્શન કરવા નહી આવું તો કંઇ કુટુંબની અધોગતી થવાની નથી ઉલટું મંદીરના બીભત્સ વાતાવરણમાં જવાથી જ આપણે આપણી અધોગતીને આમંત્રીએ છીએ."

સરલાનાં એ નમ્ર છતાં સીધાં વચનો સાંભળીને ગોદાવરી ત્રાડુકી: "મંદીરની પવીત્રતા પર તું આવો આક્ષેપ કરે છે ! તું મોટી સુધારાવાળાની દીકરી છે તે તને જોઇ. મારે ત્યાં તારી આવી રીત ચાલવાની નથી. તારા જેવીઓના બોલવાથી કંઇ ભગવાનનું મંદીર કલુષીત થવાનું નથી. ઉલટું તું જો પ્રભુમાં શ્રધ્ધા નહી રાખે તો સુખી નહી થાય એટલું યાદ રાખજે.

"જો એમ જ હોય તો પછી શ્રદ્ધાળુ લોકો દુઃખી શા માટે થાય? તમારી માન્યતા પ્રમાણે તો ભકતોને ત્યાં આનંદની છોળો ઉડવી જોઇએ, પણ વસ્તુસ્થીતી તો તેથી જુદી જ હોય છે. ઘણી વખતે ભકતોને ખાવાનાએ સાંસા હોય છે તેનું કારણ શું ? અને એ ભગવાનનાં મંદીરોમાં અનેક વખત દેવના જ દાગીના ચોરાઇ જાય છે. જો તમારા એ દેવમાં શકતી છે તો મંદીર લુંટવા આવનારને જ તે તારાજ કેમ કરતા નથી ?"

"હું એ લપન છપન સમજું નહિ. બસ તારે આજે દર્શન કરવા આવવું જ પડશે." ગોદાવરીએ હઠ ચાલુ રાખી.

"હું બહુ દીલગીર છું, પણ મારાથી આવી શકાય તેમ નથી." સરલાએ મક્કમતાથી કહ્યું. "આવતી કાલને માટે મારે વર્ગનું લેશન તૈયાર કરવાનું છે. એટલે એવી નજીવી બાબતમાં હું મારો વખત ગુમાવવા નથી માગતી. મારે તો શીખી ભણી મારી અજ્ઞાન બહેનોનો ઉદ્ધાર કરવો છે."

સરલાનાં એ વચનો સાંભળતાંજ ગોદાવરીએ કકળાટ શરૂ કર્યો. "તું મારી સામે થાય છે. મારૂં અપમાન કરે છે ? હાય હાય, આ તો કોઇ જુઓ." તે મોટે મોટેથી બોલવા ને રડવા લાગી. તેથી પાડોશીઓ ભેગાં થઇ ગયાં. રડતી કકળતી તે બોલે જતી હતી. "આજ કાલની વહુઓ એટલી ફાટી ગઇ છે કે વાત વાતમાં વડીલોનું અપમાન કરે છે, જે ઘરમાં વહુ મારા સામે થાય તે ઘરમાં મારાથી હવે રહેવાય જ કેમ!" અને વળી તે મોટેથી રડવા લાગી.

તેને રડતી જોઇ એક ઘરડી પાડોશણે બળતામાં ઘી હોમ્યું: "વહુ તમારૂં ન કેમ માને ? ન માને તો ચોટલો ઝાલીને ઘરની બહાર કાઢો એટલે તુરત સીધીસટ થઇ જશે."

એ વાક્ય પુરૂં થાય તેટલામાં જ સુરેશ આવી પહોંચ્યો. પોતાના ઘરમાં આ બધી

# ગોદાવરીનું પરિવર્તન

સાસુઓના અપાર સીતમોને સહન કરીને પણ જીવન ગુજારતી એક બ્હેન, ખંત, ધીરજ અને શીક્ષણુની ધગશથી એક જુના વીચારવાળી સાસુમાં પણ પરીવર્તન આણી શકે છે એ વસ્તુ આ નવલીકામાં રજુ થાય છે.

: લેખિકા :

કુમારી બચુબ્હેન લોટવાળા

"સરલા, ઉઠ પારણુાંના દર્શન કરવા જઈએ. જલ્દી કર નહી તો દર્શનનો લ્હાવો ગુમાવીશું. બધાંને દર્શન કરવા જતાં જોઈ મારૂં હૃદય ઉછાળા મારી રહ્યું છે. તારા જેવી નાસ્તીક પર મને તો ખરેખર તીરસ્કાર છુટે છે."

"મારે તમારા મંદીરમાં નથી આવવું. તમારે જવું હોય તો જાઓ. તમે જાણો છો કે મને તમારી મુતીંપુજામાં શ્રદ્ધા નથી છતાં વારંવાર શા માટે મને સતાવો છો?"

આ વાતચીત ભુલેશ્વર પર આવેલા એક મોટા મકાનના ઓરડામાં ચાલી રહી હતી. સરલાની સાથે વાત કરનાર એની સાસુ ગોદાવરી તદન જુના વીચારની અને લોકો જેને ધર્મીષ્ટ ગણે છે તેવી હતી ત્યારે એની પુત્રવધુ સરલા બહુ જ થોડું ભણેલી છતાં સંસ્કારવાળી અને ચતુર સ્ત્રી હતી. તેની સાસુ પોતાના ધામીંક વીચારો એના પર ઠસાવવાનો પ્રયત્ન કરતી હતી, છતાં તે પોતાના વીચારોમાં મક્કમ જ રહી હતી. એટલે હંમેશા ગોદાવરીએ તેને સતાવવાનું અને તેની પર સાસુપણુ ચલાવવાનું શરૂ કર્યું હતું. તે પોતાના પુત્ર પાસે તેની વીરૂદ્ધ નીરંતર ફરીઆદ કરી સરલાને ઠેકાણે લાવવાની બાજી રમતી હતી પણ સરલાના સુભાગ્યે તેનો પતી સુરેશ સુધારાના વીચારવાળો હતો અને સરલાને તે આદર્શ નાગરીક બનાવવાની મહેચ્છા રાખતો હતો. એટલે ગોદાવરીનું કંઇ ચાલતું નહોતું. પણ જેમ જેમ તે પોતાની બાજીમાં નીષ્ફળ થતી ગઇ તેમ તેમ સરલા તરફનું વેર વધતું જતું હતું.

ગોદાવરી જ્યારે આ રીતે વર્તતી હતી ત્યારે સરલાએ કળે કળે સાસુના વર્તનમાં પરીવર્તન કરાવવાનો સંકલ્પ કર્યો હતો.

દર્શન વીના જીવનનો ઉદ્ધાર જ નથી એવું સખ્ત ભારે માનનારી ગોદાવરીએ

સરલા પાસે પોતાનું ધાર્યું કરાવવા માટે આજે છેલ્લો પાસો નાખવાનો વીચાર કર્યો હતો અને તેમાં જો ન ફવાય તો ધર્મને નામે ઘરમાં ધાંધલ મચાવવાનો તેણે આખરી નીરધાર કર્યો હતો અને એ ઉદ્દેશથી જ સરલાને ઉપલા વચનામૃતો સંભળાવી રહી હતી. પરંતુ આજે સરલાનો એટલેથી જ છુટકો થવાનો નહોતો. ગોદાવરીની ઘરગર્જનાનો હજુ તો એ આરંભ જ હતો.

"આજે તારી એ બધી પતરાજી ચાલવાની નથી. તારે મંદીરે આવવું જ પડશે, નહી તો વીપરીત પરીણામ આવશે. આ તે વૈષ્ણવનું ઘર છે કે ઢેડનું ?" ગોદાવરીએ ગર્જના કરી.

સરલાએ ધીરેથી દલીલ કરવા માંડી "સાસુજી, એમાં એટલું બધું ઉશ્કેરાવા જેવું શું છે ? હું દર્શન કરવા નહી આવું તો કંઇ કુટુંબની અધોગતી થવાની નથી ઉલટું મંદીરના બીભત્સ વાતાવરણમાં જવાથી જ આપણે આપણી અધોગતીને આમંત્રીએ છીએ."

સરલાનાં એ નમ્ર છતાં સીધાં વચનો સાંભળીને ગોદાવરી ત્રાડુકી: "મંદીરની પવીત્રતા પર તું આવો આક્ષેપ કરે છે ! તું મોટી સુધારાવાળાની દીકરી છે તે તને જોઇ. મારે ત્યાં તારી આવી રીત ચાલવાની નથી. તારા જેવીઓના બોલવાથી કંઇ ભગવાનનું મંદીર કલુષીત થવાનું નથી. ઉલટું તું જો પ્રભુમાં શ્રધ્ધા નહી રાખે તો સુખી નહી થાય એટલું યાદ રાખજે.

"જો એમ જ હોય તો પછી શ્રદ્ધાળુ લોકો દુ:ખી શા માટે થાય? તમારી માન્યતા પ્રમાણે તો ભકતોને ત્યાં આનંદની છોળો ઉડવી જોઇએ, પણ વસ્તુસ્થીતી તો તેથી જુદી જ હોય છે. ઘણી વખતે ભકતોને ખાવાનાએ સાંસા હોય છે તેનું કારણ શું ? અને એ ભગવાનનાં મંદીરોમાં અનેક વખત દેવના જ દાગીના ચોરાઇ જાય છે. જો તમારા એ દેવમાં શકતી છે તો મંદીર લુંટવા આવનારને જ તે તારાજ કેમ કરતા નથી ?"

"હું એ લપન છપન સમજું નહિ. બસ તારે આજે દર્શન કરવા આવવું જ પડશે." ગોદાવરીએ હઠ ચાલુ રાખી.

"હું બહુ દીલગીર છું, પણ મારાથી આવી શકાય તેમ નથી." સરલાએ મક્કમતાથી કહ્યું. "આવતી કાલને માટે મારે વર્ગનું લેશન તૈયાર કરવાનું છે. એટલે એવી નજીવી બાબતમાં હું મારો વખત ગુમાવવા નથી માગતી. મારે તો શીખી ભણી મારી અજ્ઞાન બ્હેનોનો ઉદ્ધાર કરવો છે."

સરલાનાં એ વચનો સાંભળતાં જ ગોદાવરીએ કકળાટ શરૂ કર્યો. "તું મારી સામે થાય છે. મારૂં અપમાન કરે છે ? હાય હાય, આ તો કોઇ જુઓ." તે મોટે મોટેથી બોલવા ને રડવા લાગી. તેથી પાડોશીઓ ભેગાં થઇ ગયાં. રડતી કકળતી તે બોલે જતી હતી. "આજ કાલની વહુઓ એટલી ફાટી ગઇ છે કે વાત વાતમાં વડીલોનું અપમાન કરે છે, જે ઘરમાં વહુ મારા સામે થાય તે ઘરમાં મારાથી હવે રહેવાય જ કેમ?" અને વળી તે મોટેથી રડવા લાગી.

તેને રડતી જોઇ એક ઘરડી પાડોશણે બળતામાં ઘી હોમ્યું: "વહુ તમારૂં ન કેમ માને? ન માને તો ચોટલો ઝાલીને ઘરની બહાર કાઢો એટલે તુરત સીધીસટ થઇ જશે."

એ વાક્ય પુરૂં થાય તેટલામાં જ સુરેશ આવી પહોંચ્યો. પોતાના ઘરમાં આ બધી

ગોંધલ જોઇ તે અકળાયો, અને "મારા ઘરમાં આ શી ધમાલ છે?" કહેતો ગોદાવરીની પાસે જઇને તેણે એને સમજાવવા માંડીઃ "બા તમે આમ ઘરની ફજેતી શું કરવા કરો છો? એવું તે શું છે કે રડી કકળીને બધાંને ભેગાં કર્યાં છે?"

ગોદવરીએ ભેગા થયેલા બૈરાંના ટોળાની લાગણી ઉશ્કેરવાના હેતુથી કહ્યું: "આ તારી ઉખડેલ વહુ મારૂં બીલકુલ સાંભળતી નથી એને કહેને? મેં એને દર્શન કરવા આવવા કહ્યું તેના જવાબમાં એણે મને લાંબું ભાષણ સંભળાવ્યું. હું એ જરા પણ સહન કરવાની નથી. મારા ઘરમાં આવી નાસ્તીકતા નહીં ચાલે, સમજ્યો?"

સુરેશે એકઠા થયેલા ટોળાને સમજાવીને કાઢયું અને માતાને શાંત પાડતાં કહ્યું: "બા શાંત પડો. નકામો ઉદ્વેગ શું કામ કરો છો. તમને મંદીર ગમતું હોય તો ભલે જાઓ, પણ બીજાની પર તમે તમારા વીચારો શું કામ ઠસાવવા માગો છો? હવે જમાનો બદલાયો છે વ્યકતીગત સ્વતંત્રતા સહુને પ્રીય છે. એટલે તમારે દરેકને પોતાના વીચારો પ્રમાણે વર્તવાની છુટ આપવી જોઇએ."

સુરેશનાં એ વચનો સાંભળતાં જ ગોદવરી ત્રાહુકી ઉઠી "ત્યારે એમ જ કહે ને કે વહુને આટલી નફ્ટ બનાવનારો તું જ છે?"

"એમાં નફ્ટાઇ શાની? ઘરમાં તમે સગાંઓની લાજ કઢાવો અને બહાર દર્શન કરવા જતાં ગમે તેવા હલકટ લોકો ધક્કાધક્કી કરે અને બૈરાંની બીભત્સ મશ્કરીઓ કરતાં પણ ન શરમાય ત્યાં જવાતું મને બીલકુલ પસંદ નથી. મેં જ્યારે લાજનો રીવાજ ઘરમાંથી કાઢી નાંખ્યો ત્યારે 'વહુ બેશરમ થઇ જશે' એ કહેનાર તમે જ હતાં. અને હવે તમે એને હલકટ લોકોના સમાગમમાં લઇ જવા તૈયાર થયાં છો? તે એવે સ્થળે જાય તે મને તો પસંદ નથી અને એની ઇચ્છા પણ તે ત્યાં આવવાની નથી તો પછી તમે શું કરવા આગ્રહ કરો છો?"

આ સાંભળી બા ચુપ તો રહ્યાં પણ તે પછી તેમણે સરલા સાથે અસહકાર શરૂ કર્યો.

## [૨]

એ બનાવને બે વરસ થવા આવ્યાં દરમીયાન સરલાએ ખંતથી સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું એટલું જ નહી પણ થોડા દીવસથી તેણે પોતાની પાડોશણોને શીખવવા માટે એક વર્ગ પણ ખોલ્યો હતો. તે દરરોજ દરેકને ઘેર જઇ તેમને સ્ત્રી કેળવણીના ફાયદા સમજાવતી. આથી વર્ગમાં આવનાર સ્ત્રીઓની સંખ્યા દીવસે દીવસે વધતી જતી હતી. પોતાના વર્ગમાં પણ તે દરેકને અક્ષરજ્ઞાન આપવાની સાથે સાથે જ શીક્ષણ વગર સમાજમાં સ્ત્રીઓનું સ્થાન બહુ ઉતરતું થઇ ગયું છે અને યોગ્ય સ્થાનની પ્રાપ્તી માટે બહેનોએ શીક્ષણ મેળવવું એ ખાસ જરૂરનું છે, તે વાત એમના મગજ પર ઠસાવતી.

સરલાએ આ વર્ગ ખોલ્યાને એકાદ મહીનો થયો હશે તેટલામાં શ્રાવણ મહીનો બેઠો. આખો શ્રાવણ મહીનો મુંબાઇ શહેરની એના માળાની સ્ત્રીઓ જુગાર રમવામાં કાઢતી એટલે સરલાએ આ વખતે પ્રતીજ્ઞા કરી કે મારે હંમેશને માટે તેમને એ બુરા વ્યસનમાંથી છોડાવવાં. આ ઇરાદાથી સમજાવી સમજાવીને આખા માળાની સ્ત્રીઓને તેણે પોતાના વર્ગમાં ભેગી કરી આઓએ પુર-

સદનો વખત કેવી રીતે ગાળવો જોઇએ અને જુગારથી શું નુકશાન થાય છે તે સમજાવવા માંડ્યું, તે દરરોજ કહેતી: "બ્હેનો જુગાર રમવાથી તમને પોતાને જ નહી પણ સમાજને પણ તમે નુકશાન કરી રહ્યાં છો તેનો તમને ખ્યાલ છે? ઘણી બ્હેનોને જુગારની એવી ખરાબ લત લાગે છે કે પોતાની પાસે પૈસા ન હોય તો ઘરમાંથી ચોરી કરીને પણ રમવાનું ચાલુ રાખે છે. જે સમાજમાં આવી સ્ત્રીઓ હોય તે સમાજને નીચું જ જોવું પડે. જુગાર રમીને તમારા પૈસાનો તમે દુરૂપયોગ તો કરો છો એટલું જ નહી પણ તમારો અમુલ્ય સમય પણ ગુમાવો છો."

સરલાની એ વાત સાંભળીને એક દીવસ સુભદ્રાએ કહ્યું "ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે અમારે કંઇ ગમત જ કરવી જ નહી વળી આ રમતથી તો અમને કેટલીકને પૈસા પણ મળે છે."

સરલાએ શાંતીથી જવાબ આપ્યો, "ના મારૂં કહેવું એવું નથી, દરેક માણસે એકાદ કલાક તો નીર્દોષ રમતગમતમાં અગર ફરવામાં કાઢવો જોઇએ એવો મારો આગ્રહ છે, પણ તમારી માફક કલાકોના કલાકો આપી ખોટી રમતમાં ગુમાવવા ન જોઇએ. એથી કોઇકને થોડાક પૈસા પણ મળતા હોય છતાં તેથી ઘણાંને નુકશાન થાય છે તે ભુલવું ન જોઇએ."

"પણ તમારી માફક અમારે વેદીઆ ઢોર નથી થવું, અમને જુગારમાં મજાહ લાગે છે એટલે અમે તો અમારે રમશું જ." બાજુમાં બેઠેલી માણેક બોલી ઉઠી.

આવા તોછડા જવાબથી સરલા જરા પણ નાસીપાસ ન થતાં બોલી: 'બ્હેનો તમને નીર્દોષ રમતગમતનો શોખ હોય તો તો તેની ગોઠવણ કરવાને હું તૈયાર છું, પણ જુગાર કે જે અનેક કુટુંબની શાંતી હણનાર હળાહળ વીષ જેવો છે તેનો ત્યાગ જ કરો. જુગારથી પૈસા કમાવાનો તમને મોહ હોય તો હું તમને બીજા હુન્નરો શીખવવાને તૈયાર છું, તેથી થોડાને નહી પરંતુ બધાંને ફાયદો થશે. ફુરસદની વેળાએ હુન્નરો શીખી તમે કમાતાં થશો તો પુરૂષો પાસે હાથ ધરવાનો વખત નહી આવે. તમારામાં પૈસા કમાવાની આવડત નથી એ પુરૂષો જાણે છે એટલે જ તમને દબાવ્યા કરે છે. પણ તમે જો પૈસાની સ્વતંત્રતા મેળવશો તો પુરૂષો તમારા પર હકુમત ચલાવવાનું ભુલી જશે માટે તમે આજથી જ નીશ્ચય કરી મારા વર્ગમાં આવો તો હું એક મહીનામાં જ તમને બતાવી આપું કે તમે તમારા કુટુંબને અને સમાજને કેટલાં ઉપયોગી થઇ પડશો. તમારે તમારૂં સ્વમાન સાચવવું હોય અને સ્વતંત્રતા સંપાદન કરવી હોય તો વખતનો સદુપયોગ કરતાં શીખો એથી કુથલીમાંથી વખત પસાર કરતી બ્હેનોને તમે બોધપાઠ આપી શકશો."

એ સાંભળીને બે ત્રણ બ્હેનો બોલી ઉઠી; "સરલા બેન, આજે તમે અમને અજ્ઞાનતાના અંધકારમાંથી બહાર નીકળવાનો માર્ગ બતાવ્યો છે. અમે પાણી મુકીએ છીએ કે આજથી જુગાર રમશું નહી અને બીજી બેનોને નહી રમવા દેવાનો પ્રયત્ન પણ કરીશું. આજે અમને શીક્ષણની ઉપયોગીતા બરાબર સમજાઇ છે. તે દીવસે તમારા સાસુએ તમારી સાથે તકરાર કરી ત્યારે અમે તમારી મશ્કરી કરતાં હતાં કે આ વળી સ્ત્રીઓની ઉન્નતી કરવા નીકળી પડી છે! પણ હવે સમજી શકાય છે કે, રોજ દર્શન કરવા જવામાં અને કુથલી કરવામાં અમારો વખત ન ગુમાવ્યો હોત અને તમારી માફક શીખવા માંડ્યું હોત તો અમને ઘણો ફાયદો થાત.'

[૩]

**સરલા** ખંતથી પોતાનું કામ કરતી હતી, તેથી છેવટે તેની સાસુને પણ શીક્ષણની અગત્ય સમજાવા લાગી. સરલા તરફ એને ધીરે ધીરે મમતા પણ થતી ગઇ તેથી, જાતે ઘરની જોખમદારી ઉપાડી લઇ સરલાને વર્ગો ચલાવવાની સુગમતા કરી આપી. તેની સાસુમાં ધીમે ધીમે પરીવર્તન થતું હતું તે સરલાની ધ્યાન બ્હાર ન હતું. એક દીવસે તક મળતાં તેણે કહ્યું, "સાસુજી, તમે જાણો છો કે મંદીરના પુજારીઓ ઘણા હલકટ હોય છે. તમારી અંધશ્રદ્ધાને લીધે તમે તેમને ઉચ્ચ અને સારા માણસો ગણો છો, પણ એ લોકો તો ચારીત્ર અને સીદ્ધાંત વગરના પારકે પૈસે મજાહ કરનાર કીડા છે, આપણા મુડીવાદી ધર્મીષ્ટો પોતાને કમાઇ આપનાર મજુરોને સારા પગારો.આપવાને બદલે અંધશ્રદ્ધાથી આવા આળસુ બ્રાહ્મણોને પૈસા આપી તેમને ઉત્તેજન આપે છે એ જ ખોટું છે."

"પણ આપણા શાસ્ત્રમાં બ્રાહ્મણોને દાન આપવાનું ફરમાન છે તે શું ખોટું?"

સરલા–એ શાસ્ત્ર લખનાર કોણ બ્રાહ્મણો જ ને? અને શાસ્ત્રો એટલે પણ શું? તેમણે પોતાની સગવડ માટે ઉપજાવી કાઢેલું તરકટ! એ લોકો આપણી ધર્મપરની અંધશ્રદ્ધા જાણતા હતા એટલે પોતાને એટલા પવીત્ર અને પુજનીય આલેખવા શાસ્ત્રો લખ્યાં જેથી કોઇ એમને દુઃભવવાની હીંમત જ ન કરી શકે. છતાં હવે તો એ વર્ગની એટલી અધોગતી થઇ છે કે તેમના જેવા લુચ્ચા અને બદમાસ માણસો બીજા બહુ થોડા મળી આવે. દેશમાં કરોડો માણસોને એક વખત પેટ ભરીને ખાવાનાં પણ વાખા છે, તેવાઓને બે ટંક જમવાનું મળે તેવી વ્યવસ્થા કરવાને બદલે આવા બીજાની મહેનત પર જીવનાર ગોખાઓને આંખ મીચીને આપ્યે જ જવું એ મુર્ખતા નહી તો બીજું શું કહેવાય? પણ અજ્ઞાનતાને લીધે લોકો અવળા રસ્તા છોડતા નથી."

સરલાની ડાહી ડાહી વાતો સાંભળીને ગોદાવરીને તેની તરફ માન થયું હતું એટલે તેણે કહ્યું: સરલા, તારી આ વાતો સાંભળીને હવે મારાં જ્ઞાનચક્ષુ ખુલતાં જાય છે. તારૂં કહેવું મને અક્ષરસઃ ખરૂં લાગે છે. આપણી બુદ્ધીનો આપણે ઉપયોગ નથી કરતાં તેનું જ આ પરીણામ છે. એ હવે મારાથી સમજાય છે. તેથી હવેથી હું કદી મંદીરે નહી જાઉં." સરલા એ સાંભળી ખુશ થઇ ગઇ. તેણે કહ્યું: "સાસુજી આજે મારો આદર્શ ફલીભુત થયો."



# સોવીયેટનું સ્ત્રીત્વ



મોસ્કોના કાર— : લખીકા : —ખાનાનું એક દ્રશ્ય

શ્રીમતી બચુબ્હેન લોટવાળા

સોવીએટ રશીઆમાં સ્ત્રી અને પુરુષ વચ્ચે લેશ માત્ર પણ ભેદભાવ રાખવામાં આવતો નથી. ત્યાં દરેક જોખમદારીભર્યા હોદ્દાઓ સ્ત્રીઓને આપવામાં આવે છે. એક સ્ત્રી નાણાં ખાતામાં મોટામાં મોટો હોદ્દો ભોગવે છે. બીજા દેશમાં એલચી તરીકે પણ રશીઅન સ્ત્રીને મોકલવામાં આવે છે. કારખાનાઓમાં જુઓ કે કોઇપણ ઉદ્યોગના ક્ષેત્રમાં જુઓ ત્યાં સ્ત્રી અને પુરુષ બન્ને સાથે કામ કરતાં માલુમ પડશે. સ્ત્રી

કામદારોનું પ્રમાણ ઘણું મોટું છે. દર વરસે લાખો સ્ત્રીઓ કોઇપણ જાતનું કામ ઉપાડી લેવા બહાર પડે છે. તેમને માત્ર ખાણમાં કામ કરવાની અને કોઇ પણ જોખમદારીભરી પ્રવૃત્તીમાં ભાગ લેવાની સખત મનાઇ છે. બાકી તો તેમને સખત મજુરીવાળું કામ પણ કરવું પડે છે. કારણ કે રશીઆને પાંચ વરસમાં પોતાના દેશને યંત્રવાદના શીખરે પહોંચાડવો છે એટલે જ્યા સુધી દરેકની શક્તીનો ઉપયોગ ન થાય ત્યાં સુધી આટલા ટુંક વખતમાં ધારેલી યોજના શી રીતે પાર પડે ?

## પુરૂષો સાથે સરખાપણું

બીજા દેશોની સ્ત્રીઓ કરતા રશીઅન સ્ત્રીઓને પગાર પણ સારો આપવામાં આવે છે કારણ કે એ લોકોનો સીદ્ધાંત એવો છે કે પુરૂષોના જેટલું કામ કરનાર સ્ત્રીઓને પુરૂષોના જેટલો જ પગાર આપવો જોઇએ પણ પુરૂષોના કરતાં તેમનામાં જો ઓછી આવડત હોય તો તેમને ઓછો પગાર આપવો. પરંતુ સામાજીક વીમા [ સોશ્યલ ઇન્સ્યોરન્સ ] માં જરાએ અસમાનતા જોવામાં નથી આવતી.

## પ્રસુતીની અનુકુળતાઓ

સ્ત્રીઓ માટે પ્રસુતીને લગતા બહુ ઉદાર કાયદા ઘડવામા આવ્યા છે, કામદાર સ્ત્રીને સુવાવડ પહેલાં બે મહીના અને સુવાવડ પછી બે મહીના ચડતે પગારે રજા આપવામાં આવે છે ત્યારે ઓફીસમાં કામ કરનારી બાઇને તે માટે ફક્ત છ અઠવાડીઆં પહેલાં અને છ અઠવાડીઆં પછી એમ ત્રણ મહીનાની રજા આપવામાં આવે છે.. આ ઉપરાંત જેને હોસ્પીટલમાં સારવાર કરાવવી હોય તેમને મફત સારવાર કરાવવાની છુટ છે. આમ રાજકીય હક્કો તેઓ સંપાદન કરી શક્યાં તેટલા જ પ્રમાણમાં, સામાજીક જીવનમાં પણ તેઓ ફેરફાર કરાવી શક્યાં છે.

## રૂશીયાની લગ્નપ્રણાલીકા

લગ્ન અને છુટાછેડાના કાયદામાં તો એટલી બધી છુટછાટ થઇ ગઇ છે કે લગ્ન જેવી સંસ્થા રશીઆમાં છે કે નહીં એ વીષે પણ ઘણાને શંકા છે. અલબત લગ્ન તો લોકો ત્યાં પણ કરે છે જ પણ તે ફક્ત રજીસ્ટરથી લગ્ન નોંધાવ્યા પહેલાં એક બીજાને લગતી દરેક જાતની ખબર 'સ્ટેટ' ને આપવી પડે છે. પરીણીત જીંદગીમાં ઉપયોગી થઇ પડે એવાં ચીત્રો રજીસ્ટ્રારની ઓફીસમાં ટાગેલાં હોય છે જેથી એ જીંદગીને લગતું જવાબદારીનું જ્ઞાન દંપતી લગ્ન નોંધાવ્યા પહેલાં મેળવી શકે. લગ્ન માટેની એક અગત્યની અને જરૂરી કલમ એ છે કે, એક બીજાની તંદુરસ્તીથી બન્ને વાકેફ જોઇએ. જો બેમાંથી એક પણ તે માટે ખોટું નીવેદન કરે તો તે શીક્ષાને પાત્ર ગણાય. લગ્ન માટે તેમને ધર્મવીધી કરવી હોય તો તે માટે તેમને છુટ છે, પણ લગ્ન નોંધાવવાં એ ફરજીઆત છે. હીંદુસ્થાનની માફક લગ્ન કરી સ્ત્રી, પુરૂષને પોતાનું ગુલામીખત લખી નથી આપતી, પણ એક સ્વતંત્ર વ્યકતી તરીકે તેને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવાનો હક્ક છે. ત્યાં સ્ત્રીને એટલી બધી છુટ છે કે તેને ફાવે તો પોતાનું નામ બદલી પોતાના પતીનું નામ લખાવે, ન ફાવે તો માત્ર પોતાનું જ નામ રાખી શકે, પરણ્યા પહેલાંની જે મીલ્કત હોય તે એની પોતાની, પરણ્યા પછી બન્નેમાંથી ગમે તે કમાય પણ તે મીલ્કત બન્નેની ગણાય અને. બેમાંથી જો કોઇ બેકાર બને, અગર

અશક્ત થઇ જાય તો બીજું તેને પોષવાને બંધાએલું છે. લગ્નની બાબતમાં આટલી સ્વતંત્રતા મળવાથી ત્યાં સ્ત્રીઓને પુરુષોની ગુમાસ્તીના ભોગ નથી થવું પડતું.

## વ્યભીચારોનો વીધ્વંસ

ખ્યાલી કલ્પનાથી માનવામાં આવે છે તેવો વ્યભીચાર રશીઆમાં નથી ચાલતો. ઉલટું એવા વ્યભીચારીઓને સમાજ શીક્ષા કરે છે. નાયીકાઓ પણ ત્યાં બહુ જુજ પ્રમાણમાં છે, તેમજ તેમના પર કોઇ પોતાની છવીકા ચલાવતું નથી.

## લગ્નવીચ્છેદની સાનુકુળતા

રજીસ્ટ્રારની ઓફીસમાં બેમાંથી ગમે તે પક્ષ અરજી કરે તો તેમને છુટાછેડા મળી જાય છે. તેમનાં છોકરાંઓને માટે બધી ગોઠવણ કરાવ્યા પછી જ રજીસ્ટ્રાર છુટાછેડા આપી શકે છે. જો રજીસ્ટ્રારને કંઇ વાંધા ભરેલું લાગે તો છુટાછેડા માંગનારને કોર્ટમાં જવું પડે છે. ઉદ્યોગની ખીલવણીને લીધે પોતાના દેશની આર્થીક ઉન્નતી સાધવામાં રચ્યા પચ્યા હોવાને લીધે કૌટુમ્બીક સુખ તેઓ બહુ ભોગવી શકતાં નથી એ વાત ખરી, પણ તેઓ જાણી જોઇને કુટુમ્બની ભાવનાનો નાશ કરવા માંગે છે એ માન્યતા તદ્દન ભુલ ભરેલી છે. તેઓ સામાન્ય રસોડાની તરફેણ કરે છે તેનું કારણ સામુદાયીક ભાવના અને સગવડતા છે, નહી કે કુટુંબીજનો પ્રત્યેની બેદરકારી.

જ્યાં સ્ત્રીઓ આટલી હદ સુધી સ્વતંત્ર હોય તે દેશ આબાદ હોય એમાં નવાઇ શું? આવી જાતની સમાજરચના સામાન્ય રીતે બધા દેશોમાં અને ખાસ કરીને હીંદમાં થવાની ખરેખરી આવશ્યકતા છે.



# કૌમારે વૈધવ્ય

: લેખક :

ચીનુભાઇ ઠાકર

સીતમગાર હીન્દુ સમાજમાં લગ્ન પધ્ધતીના ક્રુર તાંડવને શબ્દદેહ આપવાનો શ્રીયુત. ચીનુભાઇના આ સફળ યત્નને પ્રસીધ્ધ કરતાં અમોને આનંદ થાય છે. પરાણે લગ્નવીહોણી રહેતી યુવતીઓના આકરા જીવનને દર્શાવતી આ નવલીકા જરૂર જ રસીક થઇ પડશે.

અણખીલી કળીની કુમાશ એના કાળજે હતી. એને ખીલવનાર કોઇ નહોતું! અણસુંધ્યા ફુલની સુવાસ એના હૈયે હતી. એનો રસ પીનાર રસમાળી નહોતો!

એને સૌ ગુલાબ કહેતા. અને એ હતી પણ ફુલ જેવી જ. ગુલાબમાં જ રમવા ગુલાબ સર્જાઇ હતી. પણ બીચારી બાળીકા! બધાય એનામાં કાંટા જ જોતા. અઢાર વર્ષની ગુલાબ! પણ એને કોઇ સંઘરવા તયાર નહોતું. રસને લુંટવા તો ઘણાય એ ઇચ્છતા. પાશવતાને હદ હશે ખરી?

સાધારણ માબાપની એ બાળીકા હતી. જમાનો બદલાતો હતો. દુનીયા આગળ વધતી હતી. પણ સમાજ? વીદ્યાચતુરની તો બહુ ઇચ્છા નહોતી. પણ ગુલાબ અભણ રહે એ સરયુને ન ગમ્યું. જમાનાના રંગમાં ગુલાબ રંગાઇ. માબાપે એને જ્ઞાન આપ્યું. કળાધરે કળા પુરવામાં વો કચાશ જ નહોતી રાખી.

ચાંદની રાતમાં ગુલાબ દીલરૂબા છેડતી ત્યારે રસ્તે જનારા રાહદારીયો પણ અટકી જતા. પણ એ તો પહેલાં. હવે ગુલાબ ગાતી નહોતી. સરયુ કોઇ વખત હઠ કરતી ત્યારે ગુલાબ દર્દમય વીરહગીત છેડતી. એના દીલમાંથી ઉંડાં ઉંડાં રૂદન નીકળતાં. સરયુ એ સમજતી. દીલનાં દર્દ કાંઇ ઢાંક્યા રહે છે? ત્યાર પછી સરયુ કદી એને ગાવા ન કહેતી,

"સરયુ!" વીદ્યાચતુર હતાશ થઇ એમને એમ પહેરે લુગડે જ ગાદીમાં પડતાં બોલ્યો.

સરયુ કાંઇ બોલી નહીં. દીવાનખાનાનું કમાડ ઝાલી એ પતીનું મુખ જોતી ચુપ જ ઉભી રહી.

"સરયુ!" વીદ્યાચતુર પાઘડી નીચે મુકતા ફરી બોલ્યો. "કંઇ રસ્તો તો બતાવ. હવે ગુલાબનું શું કરીશું? બહાર જાઉં છું તો લોકો ખાઇ જાય છે. કોઇની સાથે ઉંચું બેસાતું પણ નથી."

"હશે કોઇ નવરાઓ વગોવતા હશે." સરયુ છેડાઇ પડી. પણ પછી એનાથી ય ન રહેવાયું. "મારી ગુલાબે એમનું શું બગાડ્યું છે?" કહી એ રડી પડી.

"પણ તમે ય એવા છો. ધરી રહી ન્યાત. પરણાવી દોને બીજે!" સરયુ ફરી ગુસ્સે થતાં બોલી.

વીદ્યાચતુરે અશ્રુ છલકાતી આંખે સરયુ સામે જોયું. કેટલાય દીવસથી એ ગુપ્ત બને બીજે પરણાવવા કહેતી હતી.

એ કંઇ બોલ્યો નહીં. એમ જ બેસી રહ્યો. પરન્યાતમાં કન્યા આપવાનાં પરીણામ એ સમજતો હતો. પુત્રોને કોઇ કન્યા ન આપે. લગ્ન જેવા મંગલ અવસરે કોઇ ઉંબરે ય ન આવે. બીમારીના કરણ પ્રસંગે સ્નેહી સારવાર ન કરે. સમાજ વગરનાનાં સ્નેહી જ કોણ થાય? મરણ પ્રસંગે શબને અગ્નીસંસ્કાર કરવા સ્મશાન પહોંચાડવા કોઇ ખાંધ પણ ન આપે.

"ચાલો. નાહી લો, પાણી થઇ ગયું છે." કહી સરયુ પાણી કહાડવા ગઇ. પાણી કહાડીને સરયુ પાછી આવી ત્યારે પણ વીદ્યાચતુર એમ જ બેઠેલો હતો.

કપાળમાં કળનાં નીશાન અંકાઇ ગયાં હતાં. બન્ને આંખ નીચે સુકાએલા આંસુના ડાઘા હતા. એણે હજુ કપડાં પણ કહાડયાં નહોતાં. બીચારાને કાંઇ સુજતું જ નહોતું. શરીરમાં હવે તો લોહીએ નહોતું રહ્યું. હૃદયમાં દુ:ખ હતું. વીચારમાં ચીંતા હતી. જીવન શ્રમપુર્ણ હતું.

"ઉઠો નાહી લો ને! એમ બેસી રહે શું વળશે?" સરયુએ ફરી કહ્યું. એ પણ રડતી હતી. પાંત્રીસ વર્ષની સરયુ પણ યુવાનીના ઓજસ તો ત્યાંથી ક્યારના ય ઉડી ગયા હતા.

વીદ્યાચતુર કપડાં કાઢી ન્હાવા બેઠો એટલે સરયુ ગુલાબને બોલાવવા ઉપર ગઇ નીસરણીમાંથી જ બુમ મારી, "ગુલાબ? ઓ ગુલાબ?"

કાંઇ જવાબ ન મળ્યો.

ગુલાબ પલંગમાં ઉંધુ નાંખી સુતી હતી. મોટી તળાઇમાં એનો દુબંળ દેહ દેખાતો ય નહોતો.

"ગુલાબ?" સરયુએ ગુલાબનો હાથ ખેંચી ફરી બુમ મારી.

"શું છે બા, બોલને? આમ ધાંટા શું પાડે છે?" ગુલાબે સરયુનો હાથ છોડાવી બીજી બાજુ મોં ફર્યું.

સ્નેહાળ પ્રશ્નનો ઉદ્ધત જવાબ મળવાથી સરયુનો ઉગ્ર સ્વભાવ સળગી ઉઠયો. પણ એની ભુલે જ ગુલાબનું જીવન નષ્ટ થતું હતું એટલે એ ગમ ખાઇ ગઇ.

## [૨]

ગુલાબની આંખો રડી રડીને લાલ થઇ ગઇ હતી. પાલવ અને પથારી આંસુથી ભીંજાઇ ગયાં હતાં. આમ એ રડતી તો રોજે પણ આજ કાંઇ વીશેષ રડી હોય એમ લાગ્યું.

"ચાલ ખાવું છે કે નહીં?" આંસુ જોયા છતાં સરયુ એને દીલાસો ન આપી શકી "બળ્યું તારું ખાવાનું! બે ઘડી જંપીને સુતાં તે સુવાય નહીં દે!" મોંમાં પાલવનો ડુચો મારી ગુલાબ ફરકાં ભરવા લાગી. સરયુ ચાલી ગઇ.

નીચે વીદ્યાચતુર ક્યારનો ય પાટલા પર બેસી રહ્યો હતો. સરયુ રસોડામાં થાળી પીરસવા ગઇ. બેને બદલે આજ એક જ લાવી ગુલાબ માટે આ જ થાળી નહોતી.

"આજ તમે કેમ પીરસ્યું? વીદ્યાચતુરે સરયુને પુછ્યું.

"સરલા ક્યાં?'

"એની માશીને ઘેર ગઇ છે. સુશીલાને તેડી બપોરે પાછી આવશે."

"અને ગુલાબ?"

"મેડે સુઇ રહી છે."

"બોલાવને નીચે?"

"એ આજે ખાવાની નથી."

"કેમ નથી ખાવાની?"

"કહે છે કે બળ્યું તારું ખાવાનું! બે ઘડી જંપીને સુતાં તે સુવાય નહીં દે!"

વીદ્યાચતુર કાંઇ બોલ્યો નહીં. એ હાથ ધોઇ ઉભો થઇ ગયો. સુરયુએ જોયું કે બધું થાળીમાં એમ જ પડયું હતું. એણે પણ આજ ખાધું નહીં.

પહેલાં ગુલાબ ચીંતાનો વીષય હતી. એની ચીંતામાં એમનું લોહી ગયું. પછી આંખમાંથી આંસુ સારતા. છેવટ ગુલાબને એ જોતા ને રોતા. હવે આજથી ભુખ્યા રહેવાનું શરૂ થયુ! આજ એમનો પહેલો ઉપવાસ હતો.

મેડે બધા બેઠા હતા. એક બાજુ ગુલાબ હજુ એમ જ પલંગમાં સુતેલી હતી. રડતાં રડતાં એની આંખ મળી ગઇ હતી.

વીદ્યાચતુર આરામ ખુરસીમાં પડયો હતો. એના હાથમાં હમણાં જ પોસ્ટમાં આવેલું છાપું હતું. પણ ખોલીને વાંચવા જેટલી ય સ્ફુર્તી નહોતી. એમાં એનું મન જ નહોતું લાગતું. સમાજના વ્યવહાર સાચવવા સંસાર કર્તવ્યથી એ વીરક્ત થઇ ગયો હતો.

સરયુ પલંગ પર બેસી ગુલાબના વાળમાં આંગળીઓ ફેરવતી એનાં મોં સામું જોઇ રહી હતી..

"કેમ પણેથી પછી શો જવાબ મળ્યો? સરયુએ વીદ્યાચતુરને પુછ્યું. વીદ્યાચતુરે જવાબ ન આપ્યો.

"પણ તમે બોલો તો ખરા આમ ને આમ મુંઝાયા કરશો તો કાયા કયમ પોકશે?"

"એ તો કહે છે ગુલાબની વાત જવા દો તમારી સરલા નાંખવી હોય તો વીચાર કરીએ."

"પણ એમના કીશોરને બાવીસ થયાં ને સરલાને તો હજુ બારે નથી થયાં. કીશોરનેય ગુલાબ ન ગમી?

"એને કયમ ન ગમે માશી? એ તો પેલી ધનકોરજ એવી છે. સુશીલા અંદર આવતાં બોલી.

એની કેડે અને આંગળીએ બાળક હતાં. સાથે સરલા પણ હતી. "આવ સુશીલા, બ્હેન" સરયુ એનો હાથ પકડી પલંગ પર લઇ આવી. "કેમ અલ્યા મનુડા હવે તો કેડેથી નીચે ઉતર! પણ હેં સુશીલા એ ધનકોર શું કહેતી હતી?" સરયુએ સુશીલાને પુછ્યું.

"કહેશે! માશી એ નમારમુડીને ધંધો શો છે?"

"ના, ના, પણ કહે તો ખરી."

"એના વરને કહેતી'તી કે મારે તો ગુલાબ ધર્મેય ન જોઇએ. એને તો રાત્રે બાર બાર વાગે ગાઇને લોક ભેગા કરવા જોશે ને આખા ગામમાં ઉઘાડા માથે લુમશે. જુની આંખે એ નવા તમાશા મારાથી તો નહીં જોવાય, સમજ્યાને? એની સરલા ભલે નાખવી હોય તો નાખી જાય. નહીં તો મારો કીશોર કંઇ કુંવારો નથી રહેવાનો. હજુ તો વહુની સ્હેજ ઓંલાણી નથી. એટલામાં તો કેટલાય આંટા ખાઇ ગયા."

"માશી! પણ આજ ગુલાબ સુતી છે. કેમ? ગુલાબ ઉઠતો ખરી ક્યાં સુધી

ઘેરવું છે? અમે તને ચાહીને મળવા આવીએ તોય તાગથી તો ઉઠાયે નહીં'?

"બ્હેન એનું શરીર આજ ઠીક નથી." સરયુએ સુશીલાને કહ્યું.

સુશીલા અને ગુલાબને બ્હેનપણાં હતાં. ઉંમરમાં ય બન્ને સરખાં હતાં. પણ એમનું યૌવન ભુસાતું હતું. કારણ કે એક બે બાળકોની માતા થઇ હતી અને બીજીને માતા થવાના કોડ હતા. યૌવનની તો ત્યાં માત્ર છાયા જ રહી હતી.

સુશીલા અણુસમજુ નહોતી. એ સમજી ગઇ. પહેલાંની ગુલાબ એ આજ ગુલાબ નહોતી. લોકો તો હજુ નીશાળે જતી ગુલાબ હતી એવી જ એને સમજતા હતા. આજ કાલ કરતાં ગુલાબને ઘરની બહાર નીકળે દોઢ વર્ષ થઇ ગયું હતું. બહાર જાય તો બરોબરીયણો એના સામું જોઇ હસતી. "ગુલાબ હવે કયારે પરણે છે?" પુરૂષો એના સામું જોઇ નફટાઇથી પુછતા "આ કુંવારી છે?" અને વૃદ્ધાઓ તો મ્હોંડે મ્હોંડે કહેતી 'આ હેડંબાને સંઘરશે કોણ?' ગુલાબને બહાર જવું હોય તો વહેલી ભરભાંખરે જતી કે મોડી રાત્રે જતી અને તે પણ સરયુ કે વીદ્યાચતુર સાથે હોય તો જ. વૈધવ્યે વૈધવ્ય કરનાં કૌમારે, વૈધવ્ય વધુ વસમુ હોય છે.

"તો હવે તમે શું ધાર્યું છે?" સરયુએ વીદ્યાચતુરને પુછ્યું.

"સરલાને પરણાવી દઇએ."

"શું કહો છો?" સરયુએ બેબાકળી બની પુછ્યું.

"હા. નહીં તો એનીય એ દશા થશે."

"ત્યારે પરણાવી દઇએ!"

હાય! બીચારી ગુલાબ! ભણાવી ત્યારે માબાપને હૈયે આશા હતી કે ગુલાબ સુખી થવાની. પણ બધાની આશા શું ફળતી હશે? એ બીચારાંઓની ય આશા રહી ગઇ. જરૂર આશાથી વધુ ઉંચું શીખર નથી પણ નીરાશાથી વધુ ઉંડી એકકે ખીણ હશે? સાચે જ સમાજનાં બંધન તુટયાં નથી ત્યાં સુધી બાળાઓને ભણાવવાનું તો શ્રીમંતોને જ પરવડે.

## [૩]

સરલા પરણી ગઇ. વીદ્યાચતુરને ઘેર આવવું જોઇએ એથી વધુ સાજન આવ્યું હતું. લોકના થોક હતા. એમને ગુલાબ જોવી હતી. ગુલાબનો તમાશો જોવો હતો.

ગુલાબે ત્યારે સફેદ સાડી પહેરી હતી. ગુલાબ ત્યારે જંગલના ગુલાબ જેવી નહોતી. એ પરીમલ ને પમરાટ નહોતા! બગીચાનું ગુલાબ એ એ નહોતી. એને સંભાળી રસ સીંચનાર માળી નહોતો! એ તો ફુલદાનીનું સુકાતું ફુલ હતી. કોઇ સુંઘવા જ આવતું નહોતું!

શૃંગારનું એનામાં નામ નહોતું, રમવા આગાર જ કયાં મળતું હતું! કપાળમાં ચાંદલો નહોતો. સૌભાગ્યમાં ચંદ્ર જ ઓછો હતો! નાકમાં નથની નહોતી. નાથ વગર જ નેક ને નોક જતી હતી! ગળામાં હાર નહોતો. ઝુલવા કંઠની જ ઉણપ હતી!

જીવનમાં સાથ નહોતો! કૌમારે વૈરાગ્ય આવ્યો હતો. યુવાનીનું તોફાન નહોતું. ગંભીર શાણપણ આવ્યું હતું. વીલાસને એ ઇચ્છતી નહોતી. એને કૌમાર્યથી છુટવું હતું.

સ્ફુર્તીથી એ કામ કરતી. પણ દેહમાં આલસ્ય હતું. ચૈતન્યનો પુરનાર નહોતો! સ્થીર પગે એ દરેક ક્રીયામાં આગળ ઉભી રહેતી, પણ દીલમાં અસ્થીરતા હતી. આરામ

આપનાર રામ નહોતો! દરેકમાં એ ઉત્સાહ પુરતી પણ એના જીવનમાં શ્વાસ જ હતો. શ્વાસમાં જીવન નહોતું!

સ્ત્રીઓ અંદર અંદર પુછતી, "આ કોણ?"

પુરૂષો પુછતા, "ગુલાબ ક્યાં?"

નાની બ્હેન પરણી. મોટી હજુ કુંવારી જ હતી. સરલા સાસરે જતી અને ગુલાબ બારીમાં ઉભી રહી એને જતી જોયા કરતી. રોજને રોજ એ ગળતી હતી. સરયુથી આ જોયું ન જતું. રોજ એ વીદ્યાચતુરને કહેતી "તમે તો નહીં જ માનવાના? મારી ગુલાબનો જીવ લેવાના?"

"હા, હું જીવ લઉં છું" વીદ્યાચતુર કહેતો.

"જીવ ન લેતા તો બીજું શું કરો છો? છોકરાને કોઇ નહીં આપી જાય તો કંઇ દુનીયા ડુબી જવાની નથી. તમારી આબરૂ ને આબરૂમાં તો મારી છોકરી ખોઇ બેસીશ. ન્યાત બહાર પરણાવી દોને? અત્યારે સાળાઓનાં નાક કપાઇ જાય છે. પછી બાર ગજ લાંબા રહેશે. એ સાળાઓને ન્યાતનું પટેલપણું આપ્યું કોણે હશે!"

આમ પતીપત્નીને હવે તો રોજ કજીયા પહેલાંના સુખી દીવસો હવે નહોતાં

[૪]

આમ ને આમ બાર વર્ષ વીતી ગયાં. ગુલાબ હજુ પરણી નહોતી. સરલા બાર ને બદલે વીસની થઇ. આજે એ સાસરે જતી હતી. એનો ખોળો ભરેલો હતો. સરલા માતા બની હતી! પણ આનંદને બદલે વીદ્યાચતુર ને સરયુની આંખોમાં અશ્રુ છલકાતાં હતાં. બીચારાં રડે નહીં તો કરે શું? પચીસ વર્ષની ગુલાબ ઘર આંગણે સુકાતી હતી. અને નાની સરલા સાસરે જતી હતી. ગુલાબના કોડ અણપુર્યા હતા અને સરલા બાળક રમાડતી હતી!

સરલા આશીષ લેવા ગઇ, "બ્હેન, હું જાઉં છું?"

"ક્યાં જાય છે?" ગુલાબે પુછ્યું.

સરલા નીચું જોઇ રહી.

"બોલને ક્યાં જાય છે?" ગુલાબે એનો હાથ ખેંચી ફરી પુછ્યું.

"સાસરે" સરલા માંડ માંડ બોલી.

"સાસરે કેમ રહેવાય એ મને શીખવીશ ને!" ગુલાબના આંખમાં આંસુ હતાં.

સરલા બીચારી બોલે ય શું!

"જવા દો મારે મોડું થાય છે!" સરલાએ હાથ છોડાવી લીધો.

"પણ કહે મને શીખવીશને? મારે ય મોડું થાય છે. મારે સાસરે જવું છે."

સરલા સાસરે ગઇ અને ગુલાબ? એને ય મોડું થતું હતું.

એને સાસરે જવું હતું. આજ સ્હવારે એ કાંઇક ઘોળતી હતી.

"બા! આજ તો દવા બનાવું છું. આમને આમ તો હું મરી જઇશ."

ગુલાબ આજ ઉદાસ નહોતી. જાણે કોઇ ઉંડા દર્દની દવા મળી હોય તેમ તેના હૃદયમાં શાંતી હતી. સરયુ અને વીદ્યાચતુર બન્ને વહેમાયાં હતાં. પણ કોઇએ કાંઇ પુછ્યું નહીં. હવે તો ગુલાબના સામુંય નહોતું જોવાતું!

સરલા સાસરે ગઇ. ગુલાબ પણ સાસરે જવા સોડ તાણી સુતી.

# 'ગંગા સ્વરૂપ!'

:લેખિકા:
શ્રી. સુર્યલક્ષ્મી ધર્મદાસ ઠાકુર
તંત્રી: સ્ત્રીશકતી

ગંગાસ્વરૂપ! વર્ષો પહેલાથી વીધવાઓ માટે આ શબ્દ વાપરવાની પ્રણાલીકા ચાલી આવે છે. આ શબ્દથી ઘણીખરી સ્ત્રીઓના મગજ પર એવી જાતનો વીચાર આવતો હશે કે ગંગા સ્વરૂપ થયાં એટલે હવે તેમને કંઇ કરવાનું રહેતું નથી. તેઓ પોતાને મનથી બહુ જ નીચી કોટીની કલ્પે છે પણ એ કલ્પના કેવળ માનસીક છે, મનથી વીચારેલી છે, અથવા એમ કહીયે તો એક ઉપજાવી કાઢેલી ભાવના છે.

પણ ગંગા શબ્દથી તો મનમાં ખુબ ઉત્સાહ ઉત્પન્ન થવો જોઇએ. ગંગા બહુ પ્રતાપી નદી છે. યુગો પહેલાં ભગીરથ એને સ્વર્ગમાંથી પૃથ્વી પર લાવવાને માટે ભાગ્યશાળી થયો હતો. એના બે પુર્વજો એને લાવવાને નીષ્ફળ નીવડયા હતા. પુરાણોની આ કથા છે. તેથી તે તપસ્વીના નામથી આ નદી ભાગીરથી ગણાઇ.

ગંગા નદી હીમાલયમાંથી નીકળી હીંદુસ્તાનના ચોથા ભાગમાં ફરીને ઘુઘવતા મહાસાગરમાં મળે છે તે પહેલાં તો કેટલાયે સનાતનીઓ તે પાવન કરે છે, એમ માનવામાં આવે છે. નદી એટલે પ્રાણવંત જીવન. દરેક પળે પલટા લેતું, નવું નવું સ્વરૂપ સર્જતું જીવન એટલે નદીનો માર્ગ.

પવીત્ર ગંગાનો કીનારો, મૃગલાનાં ટોળાં, જાત જાતના પક્ષીઓ, સુંદર અવાજો, વૃક્ષોની ઘટાઓ અને પહાડની મનોહરતા એ સર્વ ગંગાનદીનાં ઓજસ એટલાં તો વધારે છે કે ગંગાનદીનું ઉપલું મહાન સ્વરૂપ જોતા ગંગાસ્વરૂપ બહેનો એ જગતને ખુબ જ ઉપયોગી થઇ પડવી જોઇએ. ધણીનું અવસાન થયું કે તુર્તજ એણે જગતની ગણત્રીના નામાવલીમાંથી પોતાનું નામ જાણે કાઢી નંખાવ્યું હોય તેમ તે એક ખુણો પકડી હું બહુ જ દુખી થઇ ગઇ, મારૂં કોઇ નથી વીગેરે શબ્દોથી પોતાના સબંધીઓને તેમ જ સમાજને બહુ જ કરૂણાજનક (દયાજનક) બનાવી દે છે. આવા ઉદ્દગારો મોઢામાંથી આવેશમાં કાઢવા એ નકામું છે. પરીણામે ઘણીખરી બાઇઓ સગાંઓ તેમજ સમાજને અપ્રીય થઇ જાય છે. એવી અપ્રીયતા ન થાય તેને માટે બહુ સંભાળ રાખવાની જરૂર છે. સ્ત્રી પતીની છાયા રૂપ છે એ વર્ષો પહેલાંની જડ ઘાલી બેઠેલી ભાવનાને ભુંસવી જોઇએ. હું પતીત છું, હું પતીત છું એ મગજમાથી કાઢી નાંખવું જોઇએ.

વીધવા એમ સમજે છે કે હું ઓશીઆળી છું. પણ એ કોઇની ઓશીઆળી નથી. એવી આત્મશ્રદ્ધા જગાવવી જોઇએ. એ બીજા બધાં કરતાં સમાજને ઘણી ઉપયોગી છે. એ જેટલી બને તેટલી સેવા સમાજને અર્પણ કરી શકે છે. ભણેલી જો હોય તો અભણોને વીદ્યાદાન આપે, નર્સ યાને ડાક્ટર હોય તો સમાજમાં અસંખ્ય બહેનો વગર મોતે મરે છે તેમને બચાવી શકે છે, વયોવૃદ્ધ હોય તો આખા ઘરના મનુષ્યોને

પોતાના વ્યક્તીત્વથી સદ્‌બોધ આપી શકે છે, ઘર સાચવે છે, નકામા ખર્ચો અટકાવી શકે છે. અભણ હોય તો કૃષીકામ કરી શકે. શક્તીપુર્વક ઢોર રાખીને પણ પોતે પોતાનું ગુજરાન ચલાવી શકે છે.

હવે નીખંળતાને છોડી દેવી જોઇએ. સ્વબળ પર ઝુઝવું જોઇએ. કોઇ હલકા વીચારનો માણસ છેડખાની કરે એટલે મારો ધણી નથી એટલે બધા મને સતાવે છે એવા વીચારોનું તો સ્વપ્નું પણ ના આવવું જોઇએ. ઘણાએ વર્ષથી કહેવત ચાલે છે કે અબળા પોતાના મનથી માને ત્યાં સુધી અબળા નહી તો એ પ્રબળા જ છે. વીફરાયેલી વાઘણ છે, એને કોઇ છેડી ના શકે. એણે ટુંકમાં 'હું ગંગાસ્વરૂપ' છું એવું મગજમાંથી કાઢી નાંખવું જોઇએ અને પવીત્રતાને જો હૃદયમાં સ્થાન હોય તો પવીત્ર હૃદય રાખી કર્તવ્ય-પરાયણ રહેવું એ જ ગંગાસ્વરૂપનો અર્થ છે.

ગંગા નદી વીધવા થયેલી નથી છતાં દુનીઆમાં એક પ્રકારની સ્ત્રીઓને કુમારીકા, બીજીને સૌભાગ્યવંતી, ત્રીજા પ્રકારનીને ગંગાસ્વરૂપ કહે છે. આ પ્રણાલીકા મનુના કાયદા જેવી છે. મનુના કાયદાને હું વખોડતી નથી પણ સ્ત્રીઓની બાબતમાં એમણે ઘોર અન્યાય કર્યો છે બાકી તો સ્ત્રી તેની તે જ. થોડા થોડા વખત પછી એના નામનું રૂપાંતર થયા કરે છે. એ રૂપાંતર કેમ થતું હશે એ કાંઇ કળી શકાતું નથી. જે સ્થીતી ગંગાસ્વરૂપની છે તે સ્થીતી કુમારીની છે. આજે સ્વતંત્રતાના જમાનામાં હું નીખંળ છું અને મારે કોઇનો આશરો જોઇએ. એ વીચારો કેવળ કાલ્પનીક છે. આપણે સમાન હકો માટે લડવાને મેદાને પડયાં છીએ. એ હકો મેળવવા છે. મનુષ્ય જન્મે છે ત્યારથી માંડીને તે છેવટ સુધીનો જો ઇતીહાસ જોઇએ તો બન્ને વ્યક્તીઓ (પુરૂષ અને સ્ત્રી) નું કર્તવ્ય એક સરખું છે. એકને બાહ્ય કાર્ય કરવાનું હતું જ્યારે બીજીને ગૃહકાર્ય કરવાનું હતું. સૃષ્ટીક્રમ શરૂ થયો ત્યારથી આજ દીન સુધી બેઉ પક્ષે એક સરખી રીતે કામ કર્યું છે. કેટલાક કાયદા કાનુનોની બાબતમાં પુરૂષોએ મુત્સદ્દીપણું વાપર્યું છે. જો ગંદી ભાષામાં કહીએ તો એને સ્વાર્થપણું પણ કહેવાય એ સ્વાર્થપણું હજુ પણ છુટતું નથી. અને વર્ષો પહેલાના ભોગવેલા હકો છોડતાં દુઃખદ સ્થીતી થાય છે. અપવાદ તરીકે કેટલાક પુરૂષો સ્ત્રીઓના હકને માટે મદદ કરી રહ્યા છે. પણ મોટા ભાગને તપાસીશું તો તેઓ એમ કહેતા જણાશે કે 'જગદમ્બાઓને એમની જગ્યાએ જ રહેવા દો ભાઇ, હવે તો જે નીતી આપણે અખત્યાર કરી રહ્યાં છીએ એ જ કરે છુટકો. પણ સંખ્યાબંધ ગામડાંઓમાં અભણ અને બીકણ પડેલી સ્ત્રીશક્તીને વીસારવાની નથી. તેમને તેમનામાં પણ જ્ઞાનજ્યોત જાગી છે. તે દીપકને તેલની જરૂર છે. તેને પવનના સપાટા બહુ લાગે છે. તે ખુલ્લા મેદાનમાં ઝાડો અને પહાડોની ઘટાઓ વચ્ચે રહેતી હોવાથી તેમને ખુબ વંટોળીઆ (પવન) લાગે છે. એ હવા ફુંકાતી રહે અને તેમની જ્યોત દીવસે દીવસે વધારે પ્રગટતી જાય એ કાર્ય માટે મેદાને પડવાનું કામ વીદ્યમાન સ્ત્રીશક્તીનું છે.

હીંદુસ્તાનની સ્ત્રીઓ અબાળ વૃદ્ધ કોઇ પણ પાછી પાની નહી કરે અને પુરૂષોની છાયા રૂપ છું, એ ભાવનાને હવે નહી પોષે અને તેને બદલે હું એક પુરૂષની સાચી સલાહકાર મીત્ર છું એવાં સ્વપ્નાં સેવે. અને એમ જ માને કે એમના હકોની સાથે હમે પણ હકદાર છીએ.

# બાળ સંભાળ

: લેખીકા :

શ્રીમતી એસ. બી.

રાજ્યસંસ્થા એ બીજું કશું જ નહીં પણ સત્તાધારી વર્ગોની કારોબારી કમીટી જ છે. વર્તમાનકાળની મુડીવાદી રાજ્યસંસ્થાવાળી વ્યવસ્થામાં રાજ્ય ચલાવનાર વર્ગો જનતાની નજરે ઓછામાં ઓછી લઘુમતી ધરાવનાર વર્ગ છે, એટલે સમાજનો વધુમાં વધુ મોટો સમુહ જે શ્રમપર નભનાર આમજનતાનો છે, તેમનાં બાળકોને શીક્ષણ આપવાના કાર્યને રાજ્યસંસ્થા પોતાની ફરજ ગણતી જ નથી.

## સરકાર અને બાળ સંભાળ

આ જાતની રાજ્યસંસ્થા માત્ર આમવર્ગનું શોષણ કરીને તેમજ તેમને હંમેશને સારૂ ગુલામી દશામાં જ રાખી મુકીને જ, પોતાના ખરેખરા સ્વરૂપમાં નભી શકે તેમ હોવાથી, તે સંસ્થા જનતાના વીશાળ સમુદાયનાં બાળકોની સંભાળ રાખવાની વ્યવસ્થાનો કેવળ બાહ્ય દેખાવ સુદ્ધાં કદી કરતી નથી.

તેને બદલે જો એવી જાતની રાજ્યસંસ્થા હોય કે જેમાં શાસનની સત્તા મુઠીભર માણસોના હાથમાં નહીં, પરંતુ જનતાની વધુમતીના હાથમાં હોય, તો જરૂર એવી રાજ્યસંસ્થા જનતાના શારીરીક તેમજ બૌદ્ધીક વીકાસની કાળજી રાખવી તેને પોતાનું કર્તવ્ય માને. તે ઉપરાંત આમવર્ગનાં આર્થીક હીતનું સંરક્ષણ કરે.

## શ્રીમંતોથી સરકારમાં શું થઈ શકે?

પરંતુ મુડીવાદી રાજ્યસંસ્થા તો કેવળ મુડીવાદીઓનાજ આર્થીક હીતનું સંરક્ષણ કરવાની ફરજ સમજે છે. કેમકે મુડીવાદી રાજ્યસંસ્થાઓનાં આર્થીક હીત, અને આમજનતાના આર્થીક હીત કદી પણ એક કક્ષાનાં હોઇ શકે જ નહીં; કેમકે શ્રીમંતો દ્વારા ચાલતી રાજ્યસંસ્થાઓનો સત્તાધારી વર્ગ હંમેશાં આમજનતાના શોષણ પર જ નભે છે અને તેમના શ્રમની શક્તીની લુંટમાંથી ઉત્પન્ન થયેલ અવશેષ મુલ્ય પર તેઓ જીવે છે, એટલે શ્રીમંતશાહીના આધાર પર ટકતી રાજ્યસંસ્થા વીશાળ જનસમુદાયની સંભાળ રાખવા માટે તેમજ તેમના શીક્ષણ માટે પોતાની સંપત્તી અને શક્તી કદી ખર્ચી શકે નહીં, અને તેમ કરવાનો કદી પ્રયાસ સુદ્ધાં કરે નહીં. આમ જનતા પેટ ભરીને પૌષ્ટીક પદાર્થ પામતી હોય, અને લખતાં વાંચતાં જાણતી હોય તેવી સ્થીતીમાં આ જાતની રાજ્યસંસ્થાઓની સલામતી રહેતી નથી, પરંતુ શોષણક્રીયાના સંચાને સતત ચાલુ રાખવાની સરળતા સાંપડે તેટલા માટે તેને અર્ધભુખી અને અજ્ઞાનના અંધારામાં રડવડતી રાખવામાંજ તેમના સ્વાર્થ સંરક્ષાય છે.

## બાલમજુરીના કલંક

એવી રાજ્યસંસ્થાઓ બાળકોની તંદુરસ્તી જાળવવી એને જો પોતાની ફરજ માનતી હોત તો, વર્તમાન વીશ્વમાં કારખાનાંના ગંદા વાતાવરણમાં અટવાતાં શ્રમજીવીઓનાં નાજુક બાંધાનાં બાળકો આપણી નજરે પડતાં ન જ હોત. એવી દલીલ તો કોઇ ભાગ્યે જ કરશે કે, દુધીઆ

દાંતવાળાં નાજુક બાળકોની તંદુરસ્તીને માટે અનુકુળ સુખાકારી ભર્યું વાતાવરણ મીલોમાં કે કારખાનાંઓમાં હોય છે. જો સરકાર તંત્રને તેની જવાબદારીનું ખરેખર ભાન હોત, તો આ કામદાર કુમારોની કત્લ આપણે કદી ન જોઇ હોત. પણ મુડીવાદીઓને તો બાળમજુરો રાખવા લાભદાઇ છે; જુવાન જવાબદોને બદલે બાળકોને પસંદગી આપવાનાં કારણો તો ચોખ્ખાં છે. આ યંત્ર યુગમાં તો મશીનરીની મદદથી હવે ઉત્પાદનનું કામ અતી સહેલાઇથી થઇ શકે છે. ઉત્પાદનની દ્રષ્ટીએ મશીન બાળક ચલાવે કે જુવાન ચલાવે તેમાં જરાય ફરક પડતો નથી.

## માલીકોના મલીન મનોરથો

તેમજ બાળકો સામનો પણ ન કરી શકે તેવી સ્થીતીમાં હોવાથી તેમજ ઓછા દામ આપવાં પડતાં હોવાથી મુડીવાદીઓ સ્વાભાવીક રીતે જ તેઓની પસંદગી કરે છે. તેમની તંદુરસ્તીના ભોગે પણ તેમને રોકવાનું આ જ કારણ હોય છે. જો સરકારતંત્ર પોતાની પ્રજાની કેળવણી અને તંદુરસ્તી પછવાડે ધ્યાન આપતી હોત તો બાળમજુરી પર તેને તરત જ પ્રતીબંધ મુકવાની ફરજ પડત.

## કેળવણી અને કામદાર બાળ

એમ દલીલ કરવામાં આવે છે કે મુડીવાદી સરકારતંત્રો પણ કામદાર બાળકો માટે શાળાઓ સ્થાપે છે. આ સત્ય છે. મુડીવાદીઓ જરૂર શાળાઓ સ્થાપે છે પણ આજે જે સંજોગોમાં જનતા જીવે છે તે સંજોગોમાં બાળકોને શાળાએ મોકલવાની તકનો જનતા લાભ લે એ અશક્ય છે. આજે તો કુટુંબની ભુખ ભાંગવા માટે માતપીતાને પોતાના પુત્રને ખેતરમાં કે કારખાનામાં કામ કરવા મોકલવો પડે છે. જ્યાં સુધી કામદારોની આર્થીક સ્થીતી ના સુધરે ત્યાં સુધી મુડીવાદીઓએ દયાવૃત્તીથી પ્રેરાઇને કાઢેલી આ સંસ્થાઓ તદન નકામી અને નીરૂપયોગી જ નીવડવાની. અને હાલના સરકારતંત્રના હાથે જનતાનાં બાળકો કેળવણી પણ કેવી મેળવવાનાં હતાં? આજે મુડીવાદીઓ જે કેળવણી આપશે તે કેળવણી એવી હશે કે જેથી તેઓ મુડીવાદીઓના ગુલામ જ રહે અને તેમના પર જુલ્મની સાંકળ વધુ ને વધુ મજબુત બને.

## ગુલામી મનોદશાનું સીંચન

આ પ્રમાણે જો મુડીવાદીઓ બાળકોને કેળવણી આપવાની પોતાની ફરજ સમજે છતાં આ ફરજ તેઓ એવી રીતે બજાવશે કે જેથી જનતાની ગુલામી શાશ્વત બને.

ઉપલા શબ્દોમાં મુડીવાદી સરકારતંત્ર કયા આદર્શો સેવે છે અને કેવી રીતે તેની ફરજ બજાવે છે તે જોવાનો આપણે યત્ન કર્યો છે. હવે કામદારોના સરકારતંત્રમાં આ કાર્ય કેમ થાય છે તે જોઇએ.

## કામદાર સરકારના શાસનમાં

કામદારોનું સરકારતંત્ર જેવું કે સોવીયટ રૂશીયામાં ઉત્પાદનના સાધનો પર જનતાનું સ્વામીત્વ છે. ત્યાં સરકારતંત્રની ફરજ લોકના શારીરીક અને માનસીક કેળવણી પર ધ્યાન આપવાની છે. આથી તેઓને તંદુરસ્તી અને કેળવણી પર ધ્યાન આપવાની ફરજ પડે છે. બાળમજુરી તેથી તેઓ બંધ કરશે જ. કામદારોને સારૂ શીક્ષણ મળે છે કે કેમ તેના પર તે નજર રાખશે. અને સમાનતા અને સહકાર શીખવતું શીક્ષણ આપશે. આ સરકારતંત્ર પોતાની સત્તા અવીચલ રાખવા માટે તેમજ પોતાના આર્થીક હીતનું સંરક્ષણ કરવા માટે જરૂર પ્રયત્ન કરશે. અને જો કામદારો તંદુરસ્ત અને અક્ષરજ્ઞાનયુક્ત હોય તો જ આ તંત્ર સંરક્ષાઇ શકે. તેથી આવા રાજ્યતંત્રની ફરજ હશે કે શીશુના સંરક્ષણ માટે પુરતી વ્યવસ્થા કરે.

ફેબ્રુઆરી : ૧૯૩૨




વર્ષ : ૩ જું. અંક ૧૧ મો:

# અ ભિ લા ષ.



કાલનાં એરણ પર યુગબળોના હથોડા નીચે નવી સભ્યતા ઘડાઇ રહી છે. જગતની વસમી વાસ્તવિકતાઓ વિસરી જવા માટે આશાવાદી ભેજાંઓએ ઉપજાવી કાઢેલી એ કલ્પનાસૃષ્ટી નથી. આદર્શવાદીઓનું એ ભાવના મૃગજળ નથી : માનવ વિકાસની એ ઇતિહાસસિદ્ધ ભુમિકા છે. સુર્યનાં ઉગમન સમી એ વૈજ્ઞાનિક અનિવાર્યતા છે. એનું તત્વજ્ઞાન આકાશી શુન્યમાંથી નથી સર્જાતું: પાર્થિવ સત્યોની એ અવગણના નથી કરતું: દૃશ્ય જગત, ઇન્દ્રીયના પ્રત્યયો : તજ્જન્ય માનસિક વ્યક્તિગત પ્રવૃત્તિઓ અને સામુદાયિક ભાવનાબળોના સંઘાતનો સમન્વય કરતું એ સમાજશાસ્ત્ર છે. આર્થિક વ્યક્તિવાદને બદલે સામુદાયિક અર્થવાદ એ એનો મુળગત સિદ્ધાંત છે. એ સભ્યતામાં સમાજની ખાતર જ વ્યક્તિ જીવશે અને તેથી જ વ્યકિતના વિકાસને અનુલક્ષીને સમાજ પોતાની સંપત્તી ખર્ચશે. જાતીય અસમાનતા એમાં અસ્તિત્વ નહીં ધરાવે. પ્રજાઓ અને રંગભેદના અળખામણા ઓળા એમાં નહીં પડે. વિજ્ઞાન ઉદ્યોગોને બહલાવશે અને ઉદ્યોગો સમગ્ર માનવતાના વિકાસને માટે સગવડ પુરી પાડશે. જમાનાજુની વર્ગવ્યવસ્થા એમાંથી અદ્રશ્ય થશે. મુડીવાદની આર્થીક અરાજકતાનો ભોગ બની રહેલી જનતાને એ નવયુગની ઝાંખી કરાવવી, એના રાહ પર જવાને પ્રેરવી, એ "નવયુગ"નો અભિલાષ છે.

# ગાંધીજીની

વ્યક્તીસુધારણ એ મહાત્માજીના તત્વજ્ઞાનની ભુમીકા છે અને તેથી જ મહાત્માજી આર્થીક આદેશોમાં વર્ગ-સહકારના સીદ્ધાંતો ઉચ્ચારે છે એમ લેખક જણાવે છે.

: લેખક :
પી. જે. ભટ્ટ

[૩]

પણ પરમપૂજ્ય મહાત્માજીના આર્થિક વિધાનોની અન્વેષણા કરતાં આપણે જોયું કે આ દ્રષ્ટિએ તેઓશ્રી માત્ર ભલી સંપત્તિશાહીના સીધા પૂજક છે. તેમના તપસ્વી માનસને માલદાર જો ભલો હોય તો અતી આનંદની વસ્તુ થઇ પડે છે. આ દ્રષ્ટિએ તેમનું તત્વજ્ઞાન **સમાજ-રચનાને** સુધારવાને બદલે **વ્યકુતીને** જ સુધારવા માટે યત્ન આદરે છે. એક વાક્યમાં આલેખીયે તો તેમના અભિપ્રાય પ્રમાણે આધુનિક સમાજમાં દીસતાં સીતમો, ત્રાસ, દુઃખ અને દર્દ એ સર્વ વ્યક્તિના વર્તનમાંથી જન્મેલા છે.

કાળની કિતાબ પર અત્યાર સુધીમાં વ્યક્તિને સુધારવા માટે બહાર પડેલા અનેક ધર્મપ્રવર્તકોના નામ નોંધાયા છે. સૃષ્ટિના સર્જનકાળથી આવા આવા યુગ પ્રવર્તકોએ સમાજરચનાને અંગે જન્મેલા સીતમનો સંહાર, વ્યક્તિઓને સુધારીને કરવાનો યત્ન કર્યો છે અને મહાત્માજીએ પણ અત્યાર સુધીમાં ઇતિહાસે નોંધેલા પેગમ્બરોને પગલે પગલે સંપત્તિવાનોને 'સારા થવાની સલાહ' આપીને પોતાને કૃતકૃત્ય મનાવ્યા છે.

મહાત્માજીના આ માનસનું મૂળ તેમના ધાર્મિક વાંચન અને તેના અનુ-સરણમાં રહેલું છે. તેઓ અધ્યાત્મ-વાદની ઉષ્મામાં જીવતાં હોવાથી વ્યક્તિના જીવન પરિવર્તન તરફ આપોઆપ ઢળી પડે છે. તેમને મન સમુહ એ એક Unit નથી પણ વ્યકિતઓનો શંભુમેળો છે. આમ મહાત્માજી માને છે કે જો સઘળી વ્યકિતઓ સુધરી જાય તો સમાજમાં સહન કરવા પડતાં કષ્ટ આપોઆપ ઓછાં થઇ જાય. અત્યાર સુધીમાં સઘળાં ધર્મપ્રવર્તકોએ આ જ માર્ગ સમુહને આપ્યો છે અને એ જ પુરાણા માર્ગ પર મહાત્માજીએ પણ પ્રસ્થાન કર્યું છે.

## જુનો ચીલો

અને તેથી જ મહાત્માજીએ સુચવેલા માર્ગમાં મૌલિકતા અતી અલ્પ પ્રમાણમાં દીસે છે. શતકો પહેલાં જે ઇસુ ખ્રીસ્તે યુરોપમાં આદેશેલું, એશિયાની દક્ષિણે

ગણુ સામે ત્હમારાથી મનમાંય રોષ ન ન રખાય! તેઓશ્રી અન્યની મહેનત પર જીવતા આપખુદ શેઠીઆઓને કહે છે કે ત્હમારે પણ યાદ રાખવું જોઇએ ત્હમારી સંપત્તિનો મ્હોટો ભાગ 'રાષ્ટ્રહિત' માં જ વપરાવો જોઇએ! આમ પરસ્પર આદેશે આપીને મહાત્માજી એક બાજુ કામદાર અને બીજી બાજુ ઉભેલા સંપત્તિના સ્વામિનાથો વચ્ચે પ્રેમનો પુલ બાંધી સહકારમય સૃષ્ટિના પ્રણેતા બનવાની આકાંક્ષા ધરાવે છે.

મહાત્માજીનો આ આદર્શ છે. વર્ગીય સહકાર (Class-cooperation)ના તેઓ અત્યારે વિશ્વના સૌથી અગ્રણી પ્રચારક છે. એટલું જ નહીં પણ અમદાવાદ મજુર મહાજનને તો તેમણે વર્ગસહકારના સિદ્ધાંતોથી તરબોળ કરી દીધું છે! આમ જ્યાં જ્યાં મહાત્માજીના આદેશનું અનુકરણ થઇ રહ્યું છે ત્યાં ત્યાં વર્ગીય સહકારનું ધોરણ તેમણે અપનાવવા યત્ન કર્યો છે. એટલું જ નહીં પણ કામદારો અને માલિકો વચ્ચે જ્યારે જ્યારે ઔદ્યોગિક કલહ જાગ્યો છે ત્યારે ત્યારે મહાત્માજીએ વચ્ચે પડીને સંદેશા દ્વારા કલહનો ઉકેલ કરવાનો નિર્ણય કર્યો છે. અમદાવાદના મજૂર મહાજનને અંગે ઉભા થયેલા સઘળા ઔદ્યોગિક કલહોનો આ પ્રમાણે જ નિકાલ કરવામાં આવ્યો છે.

મહાત્માજીના આ સિદ્ધાંત સત્ય છે કે અસત્ય, હિતકર છે કે અહીતકર, તે વિષે ચર્ચા કરવાનું આ સ્થાન નથી. સમુહને આ સિદ્ધાંત કેટલે સુધી લાભકર્તા નીવડશે તે ચર્ચવાનો પણ મ્હારો આશય નથી. હું તો માત્ર એટલું જ બતાવવા માગું છું કે મહાત્માજીનું વ્યક્તીને સુધારવાનું તત્વજ્ઞાન તેમને આપોઆપ વર્ગસહકાર તરફ વાળી દે છે. તેમની એ મુળ વૃત્તીનું આ એક અનિવાર્ય પરીણામ છે.

કેટલાક કહે છે કે મહાત્માજીની વર્ગસહકારની વાતો એ ખાલી દંભ છે. મહાત્માજી મુળથી ઉદ્દામ સુધારકવાદી (Militant reformist) છે. પણ અમદાવાદના મજૂર મહાજનનાં ઇતિહાસના પાનાં પાછા ફેરવીયે તો માલમ પડશે કે મહાત્માજીને ઉદ્દામ સુધારકવાદી તરીકે જરાયે ગણી શકાય તેમ નથી. મહાત્માજીએ કદીયે હડતાલના અસ્ત્રથી આખરી સામનો કરવાની સલાહ નથી આપી. પણ જ્યારે જોઇએ કે સત્યાગ્રહ એ વ્યક્તિના હૃદય પરિવર્તનનો માર્ગ છે ત્યારે ઉદ્દામ સુધારકવાદી તરીકે મહાત્માજીને ઓળખાવવા એ તેમને અન્યાય કરવા જેવું જ થાય.

આમ વર્ગીય સહકારની ભાવના સમુહને હીતકર હો કે નહીં છતાં મહાત્માજી જોરશોરથી તેનો જોરદાર પ્રચાર કરી રહ્યા છે. હાલ તો હિંદી રાષ્ટ્રિય મહાસભાએ પણ આ ભાવના અપનાવી છે એ બતાવી આપે છે કે હિંદી મહાસભાના અનુગામીઓ પર ગૂજરાતના આ તપસ્વિનો કેટલો બધો પ્રભાવ પડયો છે.

તેમના વર્ગસહકારના આટલા સજ્જડ પ્રચારને માટે સામ્યવાદી મનોદશાવાળા સજ્જનો એવું કારણ આપે છે કે મહાત્માજી જાણી જોઇને આ ભાવનાનું ઝેર સમુહને પાઇ રહ્યા છે. તેઓ કહે છે કે મહાત્માજી સંપત્તિવાન સમુદાયના શાગરિદ હોવાથી તેઓ સમુહમાં આ ભાવનાના તૂતને ફેલાવીને સમુહને શાંત રાખવા માંગે છે. ગમે તેમ હો. સંભવ છે કે મહાત્માજી સંપત્તિવાનોની દ્રષ્ટિએ જ

વર્ગીય સહકારની વાતનો પ્રચાર નહીં કરતા હોય, છતાં પણ તેનું ભૌતિક પરિણામ (Objective Result) તો સામ્યવાદીઓ શીખવે છે તે જ આવે છે. મહાત્માજીની આ સોનેરી સલાહ સમુહની રાજકિય જાગૃતિની જવાલાને ઠારી દે છે. તેમના આર્થિક અસંતોષને ઉગ્ર બનતો અટકાવે છે અને તેમના સંતાપ પર સંતોષની ચાદર પાથરે છે.

## મહાત્માજીનું વીશ્વબંધુત્વ

એક રાજપુરૂષ કરતાં મહાત્માજી સંત તરીકે સમગ્ર વિશ્વમાં ખુબ વિખ્યાત થયા છે! આ મહર્ષિએ 'સત્યને' નામે સેંકડો લડતો ઉપાડી છે એટલું જ નહીં પણ ગાંધીજીના શબ્દોમાં કહીયે તો 'તેમની સત્યની પુજા' તેમને રાજકારણમાં 'ધસડી' ગઇ છે. આ સત્યને ઓથે મહાત્માજીએ રાજકારણી સામનાનું નેતૃત્વ લઇને કાળાં કારાગૃહની દીવાલો પાછળ અનેકવાર પુરાવાનું પસંદ કર્યું છે.

અને મહાત્માજી સત્ય અને અહીંસાના સિદ્ધાંતોને જેટલા પોતાના જીવનતત્વ સમા ગણે છે, તેટલું જ મહત્વ ગાંધીજી વિશ્વબંધુત્વની ગાથાને આપે છે.

મહાત્માજીનું આ મંતવ્ય—તેમની વિશ્વબંધુત્વની વાતો એ સર્વ છતાં ગાંધીજી હિંદી રાષ્ટ્રિય મહાસભાનું નેતૃત્વ લઇને બ્રીટીશ સલ્તનત સામે શાબ્દિક સંગ્રામ ખેલી રહ્યા છે.

આ દ્રષ્ટિએ આપણે વિચાર કરીયે અને વિશ્વબંધુત્વની ભાવના મહાત્માજીના જીવન સાથે સરખાવીયે તો જણાશે કે ગાંધીજીના આ સિધ્ધાંતો અને તેમના રાજકિય વર્તનમાં સામ્ય નથી. વિશ્વબંધુત્વને આદર્શ તરીકે જાહેર કરનાર મહાત્માજીએ રાષ્ટ્રવાદને પૂર્ણપણે અપનાવ્યો છે, જો મહાત્માથી વિશ્વબંધુત્વના આદર્શ માટે ખરેખરા પ્રમાણિક હોય, જો તેમની પ્રેમભાવનાનું વર્તુલ સમગ્ર વિશ્વને ઘેરી વળતું હોય, જો તેઓ ખરેખર સમગ્ર માનવજાતી તરફ સમદ્રષ્ટિ ધરાવતા હોય તો તેઓ રાષ્ટ્રવાદી શી રીતે હોઇ શકે? રાષ્ટ્રવાદ અને વિશ્વપ્રેમ એ બન્ને સાથે જતાં નથી. જેઓ વિશ્વપ્રેમી છે તેમને રાષ્ટ્રવાદના સાંકડા વર્તુલો નથી સ્પર્શી શકતાં.

એટલું જ નહીં પણ મહાત્માજીની ધાર્મિક પદ્ધતી અહીં પણ તેમને અવળે માર્ગે દોરી જાય છે. આપણા સમાજના બે વર્ગો તો આંધળાને પણ દીસી આવે એટલા ઉઘાડા છે. દરેક વ્યક્તી કાં તો કચડાતા આમવર્ગની હોય છે કે કાં તો શોષક સમુદાયના સંઘની હોય છે. આમ મહાત્માજી આ બંને વર્ગથી પર બનીને, આ સતત સંગ્રામ ખેલતાં બળો ઉપર એકી સાથે શી રીતે સમભાવ રાખી શકે એ વસ્તુ જ મ્હારી સમજમાં ઉતરી શકતી નથી.

પણ મહાત્માજી લોકો માને છે એવા વિશ્વપ્રેમી જરાયે નથી. તેઓ તો હાજી શિપિંગ બીલની તરફેણ કરી, હુંડીના દરને રાષ્ટ્રિય પ્રશ્નનું સ્વરૂપ આપીને કયારનાય પ્રખર રાષ્ટ્રવાદી તરીકે જગત્-વિખ્યાત થઇ ગયા છે. વર્તુલ પરિષદની વિચારણામાં પણ મહાત્માજીએ આમ એક ઉદ્દામ રાષ્ટ્રવાદી તરીકે જ ભાગ લીધો હતો. મહાત્માજી સંત છે પણ તે રાજકિય સંત છે. મહાત્માજી વિશ્વપ્રેમી છે પણ તે રાષ્ટ્રીય વિશ્વપ્રેમી છે. અને તેમના વિશ્વબંધુત્વની મર્યાદાઓ હિંદની ભૌગોલિક સીમાને વટાવી નથી શકી.

પણ કદાચ કોઇ કલ્પના કરશે કે મહાત્માજી હિંદ દ્વારા શરૂઆત કરે છે. અથવા તો તે પ્રમાણિકપણે વિશ્વબંધુત્વમાં માન્યતા ધરાવતાં છતાં પણ તેઓ આ આદર્શને હિંદની ભૂમી પર પહેલો મુર્તિમંત માગે છે. આ દષ્ટિએ વિચાર કરીયે તો પણ મ્હારૂં વિધાન અસત્ય ઠરી શકતું નથી. રાષ્ટ્રીય સ્વાધીનતા એ વિશ્વપ્રેમ સ્થાપવાનો માર્ગ નથી. ઉલટું આ માર્ગે તો માનવજાતી આપ મેળે કરેલી ભૌગોલિક વાડમાં પુરાઇને વિભક્ત બની જાય છે.

## અહીંસા

તેમજ ગાંધીજીની અહીંસા તો બુદ્ધ ભગવાન કરતાં પણ વધુ આકરી મનાય છે. મહાત્માજી તેમના પ્રત્યેક લખાણમાં અહીંસા પર અતિ ભાર મૂકીને પ્રત્યેક પ્રસંગે તેમની એકધારી નિષ્ઠાની સમુહને ખાત્રી આપે છે. એટલું જ નહીં પણ મહાત્માજી જૈન સંપ્રદાયના આદ્ય પ્રવર્તક મહાવીર સમાન 'અહીંસા એ જ ખરી નીતિ છે' એમ મનાવવાનો યત્ન કરે છે.

જગત પણ મહાત્માજીને આ જ રીતે સમજે છે. પૃથ્વીના પાંચે ખંડોમાં અહીંસા અને સત્યના અનન્ય ઉપાસક તરીકે ગાંધીજી વિખ્યાતી પામ્યા છે. એટલું જ નહીં પણ પ્રચંડ આયુધો અને વિનાશક વિમાનોના આ યુગમાં એક વ્યક્તિ 'અહીંસા'ના સુત્ર પર આટલું વજન આપી, એક દેશની સૌથી આગેવાન સંસ્થાને અહીંસાના સુત્રને સ્વિકારવાની ફરજ પાડે તે વસ્તુ જ ગાંધીજીના ડંકા દીગન્તમાં વગાડવાને માટે પુરતી છે.

માનવસંહાર માટે યોજાએલા અને શોધાયેલાં આયુધો વધારવાને માટે સ્પર્ધા ચાલી રહી હોય, જ્યારે જગતના મહારાજ્યો દરેક પ્રકારનું લશ્કરીદળ વધારવાને માટે પ્રબળ પગલાં લઇ રહ્યાં હોય, જ્યારે રાયફલધારી યુવાનોની ભરતી એ દરેક રાષ્ટ્રનું સામાન્ય લક્ષણ બની ગયું હોય ત્યારે આ પ્રમાણે અહીંસાના સુત્ર ઉચ્ચારી ક્ષણભર સમગ્ર વિશ્વને પડકાર આપનાર આ નરવિભૂતી માટે સહજ માન થયા વગર કોઇને પણ ન રહે! વિશ્વ જ્યારે સંહારના શસ્ત્રોથી ખેલી રહ્યું છે, જ્યારે કઇ ક્ષણે યુરોપના રાજ્યો તીણી તરવારને મ્યાન મુક્ત કરશે તેવી ભીતી રખાતી હોય ત્યારે એશીયાનો એક આદમી સમગ્ર સૃષ્ટિને કહે કે 'તમારો માર્ગ મિથ્યા છે! સંહરના શસ્ત્રો નકામાં છે! માત્ર અહિંસા અને પ્રેમ એ જ શત્રુને જીતવાના સાચા માર્ગ છે' ત્યારે સામાન્ય માણસ પણ આ બળવાન વિભૂતીને મસ્તક નમાવે.

પણ મહાત્માજી ખરેખર અહિંસાન ઉપાસક છે? હિંદના આ નરવીર સામે સહજ દ્રષ્ટિ કરતાં સ્વાભાવિક સવાલ થાય છે કે ગાંધીજી ખરેખર અહિંસાના સંત છે? આ સાથે જ સ્વાભાવિક વિચાર સ્ફુરે છે કે મહાત્માજીની અહીંસાની ભક્તિ ખરેખર પ્રમાણિક છે?

જે નરવિભૂતીને સમગ્ર વિશ્વ નંદિનીય ગણે છે. તેની પ્રમાણિકતા સામે શંકા દર્શાવવાનું 'મહાપાપ' થઇજ કેમ શકે? ગાંધીજીના તત્વજ્ઞાનને સમજ્યા વગર અનુસરણ કરનારાઓ ઉપલા શબ્દોથી આપણી શંકાનું સમાધાન કરવા યત્ન કરે છે. પણ આ શંકાનું એમ સહજ સમાધાન થાય એ જરા યે શક્ય નથી. કેમ? ચાલો તેનો વિચાર કરીયે.

પ્રથમ તો જે પરમહંસ અહિંસાનો પેગામ આપે તે પરમહંસ હિંસાના સઘળાં

સાધનોથી અળગો રહે એજ બુદ્ધિયુક્ત ગણાય. આવતી કાલે કોઇ સત્યપ્રેમી આપણને એમ કહે કે તે તદ્દન અહીંસક છે તો સામાન્ય માણસ તરીકે હું એટલી આશા તો જરૂરજ રાખી શકું કે તે હિંસાના સાધનોથી અળગો રહે. એટલું જ નહીં પણ હિંસાના સાધનો મેળવવામાં કોઇને સહાય પણ ન કરે.

આ સાથે એક બીજી વસ્તુ પણ સાથે જ સમજી લેવાની જરૂર છે. જગતનું કોઇ પણ સરકારતંત્ર સ્નેહની ખીલવણી માટે નથી હોતું! સરકારતંત્ર પછી તેનું ગમે તે સ્વરૂપ હોય—પણ તે પાશવબળનું પ્રદર્શન છે. અને પાશવબળ પરજ તે ટકે છે. આમ હોવાથી સરકારતંત્ર માટે માંગણી કરવી તે અહિંસા અને પ્રેમના સિદ્ધાંત સાથે જરાયે સુસંગત નથી!

પણ આ વસ્તુને ક્ષણભર વેગળી કરીને સીધો સૈન્યનો સવાલ લઇએ. હવે સૈન્ય કદીયે પ્રેમના પ્રચારક નથી હોતાં. તે તો સત્તા અને પાશવબળના સીધાં પ્રદર્શન સમા છે. અને તેથી જ જો કોઇ અહીંસામાં માનતું હોય તો તે વ્યક્તિ શી રીતે સૈન્ય પર કાબુની વાત કરી શકે? આવી એકાદ વ્યક્તિની અહીંસામાં જો સાચી નીષ્ઠા હોય તો તેણે તરતંજ સૈન્યને વિખેરી નાંખવાની માંગણી કરવી જોઇએ. અહિંસાના પ્રમાણિક પુરૂષો કદી પણ હિંસાના સાધનો પર કાબુની વાત ન કરી શકે તે તો હિંસાના સાધનનો નાશ જ સુચવે.

પણ વર્તુલ પરિષદમાં મહાત્માજીએ આપેલા અનેક ભાષણોમાં હિંદી સૈન્ય પર અંકુશ ધરાવવાની વાત કરી છે. અનેકવાર આ અંકુશને હિંદીમય બનાવવા માટે તેમણે આગ્રહ કર્યો છે. અહિંસાના આ ઉપાસકે **હિંસાના સાધન-સૈન્ય** ઉપરનો અંકુશ હિંદને આપવાની માંગણી જેટલી શકય હોય તેટલી જોરદાર રીતે કરી છે અને તેથી જ મહાત્માશ્રીના અહિંસાના સિધ્ધાંતને તેમના જીવનપ્રણાલી સાથે સુસંગત નથી એવો આક્ષેપ મુકાય છે.

પણ મહાત્માજીની મનોસૃષ્ટિમાં આવા તો કેટલાય વિરોધો નજરે પડે છે. પણ મહાત્માજી જેવા મહાન ગણાતા નરવીરના સિદ્ધાંતોની સત્ય સંબંધી શંકા કરવી એ પણ અનેકને અનુચીત લાગે. છતાં તેના પર મૌન રાખવું એ આ યુગમાં બીરૂતાજ ગણાવી જોઇએ.



# ભૂખમરાન

# કેદી

—: પ્રયોજક :—
જી. પ્ર. મહેતા



મહાવ... ...
નીતિ છે' એમ મનાવવાનો ...

જગત પણ મહાત્માજીને આ જ સમજે છે. પૃથ્વીના પાંચે ખંડોમે અહીંસા અને સત્યના અનન્ય ઉપાસક તરીકે ગાંધીજી વિખ્યાતી પામ્યા છે. એટલું જ નહીં પણ પ્રચંડ આયુધો અને વિનાશક વિમાનોના આ યુગમાં એક વ્યક્તિ 'અહીંસા'ના સુત્ર પર આટલું વજન આપી, એક દેશની સૌથી આગેવાન સંસ્થાને અહીંસાના સુત્રને સ્વિકારવાની ફરજ પાડે તે વસ્તુ જ ગાંધીજીના ડંકા દીગન્તમાં વગાડવાને માટે પુરતી છે.

માનવસંહાર માટે યોજાએલા અને શોધાયેલાં આયુધો વધારવાને માટે સ્પર્ધા

ગણે છે. તે...
દર્શાવવાનું ...
ગાંધીજીના તત્વજ્ઞાનને અનુસરણ કરનારાઓ આપણી શંકાનું સમાધ... કરે છે. પણ આ શંકા... સમાધાન થાય એ જ... કેમ? ચાલો તેનો વિ...

પ્રથમ તો જે ... પેગામ આપે તે પ...



[ ફાટેલ તુટેલ કપડામાં 'ગરીબી' પ્રવેશ કરે છે. એનો ચહેરો સફેદ પુણી જેવો ફીક્કો છે. ભુખમરાની છાપ સાફ દેખાઇ આવે છે. 'ગરીબી' એક ખુરશી પર બેસે છે. બીજી બાજુથી દીમાક દેખાડતી 'લક્ષ્મી' હાજર થાય છે. મુડીવાદીના જેવો જાડો એનો દેહ છે. ]

લક્ષ્મી–[ચીડાઇને] અરે તું કોણ છે? અંહી તને કોણે બોલાવી છે?

ગરીબી–[શાંતીથી] હું મારી મેળે જ આવી છું.

લક્ષ્મી–ચાલી જા! તારા જેવી અભાગણીની સામુંયે કોણ જુએ!

ગરીબી–કેમ તમે મને ન ઓળખી? હું તો તમારી બ્હેન છું. તમે જ્યાં જ્યાં પગલાં પાડો છો ત્યાં ત્યાં મારે હાજર થવું પડે છે.

લક્ષ્મી–જુઠું બોલ મા! ઝાઝું બોલીશ તો જીભ જ ખેંચી નાખીશ. તું મારી બ્હેન? ઉંહ! [છણકો કરે છે]

ગરીબી–આપણે એક બાપનાં ફરજન્દ છીએ. લોભ આપણો પીતા...

લક્ષ્મી–બસ કર તારી લવારી! મારા કુતરાને જ તારી પર છોડી દઇશ એટલે તને એ ફાડી ખાય.

ગરીબી–તારા આ કુતરાથી હું ક્યાં અજાણી છું? તારા સૈનીકો, તારા ભાડુતી પોલીસો, બધાને મેં અનુભવ્યા છે.

[પાછળ લોકોનું ટોળું જમા થયું છે, એમાંથી તરેહ તરેહના અવાજો કાને અથડાય છે.]

એક અવાજ-હવે તો હદ થઇ! ભુખમરા સાથે ક્યાં સુધી દોસ્તી નભાવવી!

એક સ્ત્રીનો અવાજ–અમારાં બાળુડાંના પેટના ખાડા ક્યારે પુરાશે?

સહુ સાથે–અમને રોટી જોઇએ છે.

[લક્ષ્મી આ અવાજો તરફ બેપરવાઇ બતાવે છે. તેટલામાં લીમીટેડ કંપનીઓના ચાર મુડીવાદી ડાયરેક્ટરો પ્રવેશ કરે છે. તેઓ બધા પર ચરખી [illegible]

મારો વર સવાર સાંજ કાળી મજુરી કરે છે. છતાં અમારાં પેટ અન્ન વીનાનાં રહે છે

કામદાર—આ વીંછીઓને માતાનાં ધાવણ પણ ચુસી લેવાં છે! માણસોનાં લોહી પીવાં છે! ભાણામાં રોટી પણ રહેવા દેવી નથી! મારૂં મગજ હવે જાય છે. અમેરીકા એટલે સ્વતંત્ર દેશ એ ઉજળા નામે મને આંહી ખેંચ્યો. પણ હું તો આંહી છેવટ સુધી ગુલામ જ રહ્યો!

એક સામટા શ્રમજીવીઓના અવાજો—શું આપણે જરાયે દુનીયાની મઝા ન માણવી! આપણે માટે મઘમઘતી વસંત શું નકામી? ઘુઘવતો સાગર અને રૂપેરી પતરાં વેરતી ચંદ્રા આપણે ન અનુભવી શકીએ! નીલ આકાશ, પંખીઓના કીલ્લોલ, ગુલાબની પાંખડીઓ શું બધું જ માલેકો માટે! પુસ્તકો ઇજારો પણ આ મુડીવાદીઓ જ રાખે!

એક સામટા અવાજો—આપણે પગભર થવું જ જોઇશે! કામદારોને જીવવું છે.

એક કામદાર સ્ત્રી—[હતાશ થઇ] આપણી પાસે પીઠબળ કયાં છે? આપણે તો મુડીવાદીઓના તાંતણે જ લટકવાનું રહ્યું! તાબેદારી તો આપણો શ્વાસ છે.

એક સામટા અવાજો—શરમ છે! તાબેદારીની ઝબાન ફેંકનારને શરમ છે!

નીબંળ કામદાર—લડત ચલાવવાની તાકાત મારામાં તો નથી! માલીકો સામે કઇ રીતે મોર ભરાવવા? માલીકોની તહેનાતમાં ન્યાયાધીશો છે તેઓનો પડયો બોલ ઝીલનારા પોલીસો છે. લક્ષ્મી તેઓની બરદાસ્ત કરે છે. તેઓના તાબામાં છાપાંઓ છે! તેઓનો વાંસો થાબડનાર મોટી સરકાર છે. તેઓને સાંત્વન આપનાર દેવળો છે, અને આપણી પાસે અફીણ ખાવાનાએ કયાં દોરીયાં છે.

એક સામટા અવાજો—શરમ! શરમ! આવી બાયલી બોલી પર હજારો ફીટકાર!

નીબંળ કામદાર—હે પ્રભુ! અમારી સામું જરા જો!

નવજવાન કામદાર નેતા—[પ્રાર્થના કરનાર કામદારને ખેંચી લેતાં]—ઉભો થઇ જા નામર્દ! એ પ્રભુ પણ મુડીવાદી છે. લક્ષ્મીનંદનોએ આ પ્રભુને ખરીદી લીધો છે! આપણને મદદ કરશે આપણો જ સંઘ! આપણા ધગધગતા જુસ્સા આગળ મુડીવાદને ઓગળી જવું પડશે. આપણા સંઘબળની ઝાળથી મુડીવાદના મહેલ બળી ભસ્મ થઇ જશે! કામદારોની જાગ્રુતી એનો મૃત્યુઘંટ બજાવી રહી છે, આપણે કોઇ 'કાર્ય' ઉપર જ છાપો મારવાનો છે...બસ હડતાળ પાડો! હડતાળ! હડતાળ!

[કામદારોની આંખો લાલઘુમ બને છે. ચહેરામાં અજબ ચમક આવે છે. બધામાંથી એક પ્રકારનું 'નુર' ઝળકી ઉઠે છે.]

કામદારોનો નૌજવાન નેતા—બીક કોની? આપણે જ બધાં યંત્રો ચલાવીએ છીએ! આ યંત્રો બંધ થયાં એટલે મુડીવાદીઓના નફા પણ બંધ જ થવાના! આપણે જ 'સંઘ' છીએ! હાથમાં હાથ મીલાવી આપણે કાર્ય સાધીએ એટલે માલીકોના બાર વાગી ગયા. પછી દુનીઆ આપણી જ છે! સૃષ્ટીની સુરત બદલાવવા માટે હડતાળ પાડો! ઉજળા ભાવી માટે હડતાળ પાડો! જગતમાં શાંતી સ્થાપવા માટે હડતાળ પાડો!

[લક્ષ્મી દોડતી આવી પહોંચે છે, ગુસ્સામાં તે આમતેમ ફરવા માંડે છે.]

લક્ષ્મી—[ત્રાડ પાડી] 'હડતાળ' જેવો શબ્દ કોણ ઉચ્ચારે છે? એ રાજદ્રોહ કોની જીભે ચઢ્યો છે?

એક સામટા અવાજો—બુલંદ સુરે ગાવો હડતાળનાં ગાન!

લક્ષ્મી—[નેતા તરફ આંગળી ચીંધી] આ હરામખોર નહોતો ત્યારે તમે બધા સંતોષી દેખાતા હતા! કમનસીબ કામદારો! તમો જાણો છો આ આદમી કોણ છે?

અવાજો—એ કામદાર છે.

લક્ષ્મી—નહીં એ તો ચળવળખોર બદમાશ છે. એ તમોને નાહક ઉશ્કેરો છે! [સીટી પાડે છે. પોલીસો હાજર થાય છે] આ ગુમાની જવાનીયાને કેદ કરો!

કામદારોનો જવાન નેતા—મને ભલે કેદ કરો પણ ભુખમરાને કઇ રીતે ગીરફતાર કરશો? મને સાંકળોથી જકડો પણ કંગાળ રોજીને કઇ રીતે સાંકળશો?... **હડતાળ...હડતાળ..........**

લક્ષ્મી—એને કેદખાને નાખો!

[તેવામાં કામદારોનું જુથ નેતા આસપાસ વીંટળાઇ વળે છે અને બધા જ ત્રાડુકી ઉઠે છે.]

અવાજો—એની ઉપર હાથ નાખવાની કોનામાં તાકાત છે?......હજુ કાંઇ અમારાં મડદાં થયાં નથી. એને ગીરફતાર કરનાર કોણ છે આ જગતમાં! એ તો સંઘ વ્યક્તી છે-જનસંઘનો એ પુત્ર છે! [પોલીસો અને કામદારો વચ્ચે રકઝક થાય છે.]

કામદારો—એને છુટો કરો!......

લક્ષ્મી—[ડારો દેતાં]-શું તમો બધા કાયદાની સામે થશો?

[પોલીસો ફાવતા નથી. હાર ખાય છે.]

લક્ષ્મી—[ગુસ્સાના આવેશમાં] અમારા લાડકવાયા ન્યાયાધીશો તમને બધાને જેલ ભેગા કરશે, અમારાં છાપાંઓ તમારી જડ કાઢી નાખશે. તમારાં છોકરાંઓને ભુખે મરવાનો પ્રસંગ ઉભો થશે. છતાં શા માટે આવી જીદ કરો છો? તમારી સ્ત્રીઓને છાણીયાં લેવાનો મોકો ઉભો થશે. માટે માની જાવ નહીં તો આકરૂં પડી જશે. સારાયે અમેરીકને હું હથેળીમાં રાખું છું. હું એને ફાવે તેમ નચાવું છું.

અવાજો—[હોકારા પાડી] ધુતારી! તારી ઝબાનથી અમે લેશમાત્ર ડરીએ તેમ નથી. દગલબાજ લક્ષ્મી! તારી 'શેહ' હવે કોઇ કામદાર પર પડવાની નથી. અમારા બળના સ્તંભ પાસે ઉભા રહેવાનું તારૂં શું ગજું?

[લક્ષ્મી પલાયન કરી જાય છે.]

[કામદારોનાં જુથનાં જુથ કુચકદમ કરે છે. બધાના પગના પછાડમાં નવું જોમ દેખાઇ આવે છે—બધાના મુખમાંથી એક જ શબ્દ છુટે છે—'હડતાળ-હડતાળ' કાને અવાજ અથડાય છે—"જાગ્યા છે કામદારો! જાગ્યા છે ક્ષુધાર્તો! મુક્ત થયા છે ભુખમરાના કેદીઓ"—કુચ આગળ ધપે છે અને ક્ષીતીજ પરનાં અંધારાં અદ્રશ્ય થાય છે અને ગુલાબી રંગોની મેરોમાંથી ઉષા મલકી રહે છે.]



# યંત્રના ગુલામોને!



: લેખક :
એસ. ચે.

યંત્રવાદે માનવને ગુલામ બનાવ્યો છે એવો આક્ષેપ અનેકવાર કરવામાં આવે છે. આ દ્રષ્ટીએ લેખક આ અભ્યાસપુર્ણ લેખમાં યંત્ર વીરોધીઓની દલીલોની રસપુર્ણ ચર્ચા કરે છે. પહેલા લેખમાં લેખક માનવની શારીરીક અને યાંત્રીક શક્તીઓની રસીક તુલના કરે છે.

કેટલાક વિચારકો વારમવાર શિખવે છે કે યંત્રવાદ માનવને ગુલામ બનાવી રહ્યો છે. લેખક કંઈ યંત્ર ઉત્પન્ન કરનારા કારખાનાનો કામદાર નથી કે માલિક નથી. છતાં મ્હારા સમગ્ર દીવસના સામાન્ય વ્યવસાયમાં તો હું યંત્રનાં સંસર્ગમાં કેટલીય વાર આવું છું. ખાસ કરીને હું જ્યારે શહેરમાં વસુ છું ત્યારે તો આ 'અળખામણી' વસ્તુના સંસર્ગમાં સારી પેઠે રહું છું. એટલે જ યંત્રે અન્યને કેટલા ગુલામ બનાવ્યા છે તે વિષે જરા વિચાર કરૂં તો?

## ઉઠતાંની સાથે

પૂર્વ દીશા ઉષાના કિરણોથી ઉજળી બને ત્યાર પહેલાંના આછા અંધકારમાં મ્હારૂં ટાઇમપીસનું ટન્ ટન્ ટન્ કરીને મ્હને ઉઠવાનું આમંત્રણ આપે છે. યંત્ર સાથેનો આ મ્હારો પ્રથમ્ પરિચય. પણ મ્હારી ઇચ્છા હજુ શય્યા ત્યાગ કરવાની ના હોય તો ટાઇમપીસના બડબડાટની જરાય પરવા કર્યા વગર પડયો રહું. કદાચ ટાઇમપીસ વધુ ટક ટક્ કરે તો તેની પછવાડેની કળ દબાવીને તેને મુગું બનાવી શકું છું આમ કરીને વિજયનો આત્મસંતોષ પણ મેળવી શકું છું.

પણ નિયમીતતાના આદંર્શમા હું માનનારો હોવાથી એલારામના અવાજ સાથે હું જરૂર જાગૃત થાઉં છું. અને પ્રથમ્ દ્રષ્ટિ મ્હારી પત્નિ ઉપર જ પડે ને! તે એક બીજા યંત્રનો ઉપયોગ કરી રહી છે અને

આ યંત્ર તે સ્ટવ. સ્ટવ પર ગરમ થયેલા પાણી વડે સ્નાન કરીને સ્વચ્છ થઇ, જરા ચ્હા અને નાસ્તો લઇ ઘરકામના અન્ય વ્યવસાયમા હું ગોકાઇ જાઉં છું. આમ મ્હારા ઉઠવાની સાથે આ યંત્રનો સંસર્ગ સમાપ્ત થઇ જાય.

## ઓફીસે જતાં

મ્હારા કાંડા પર રહેલું ન્હાનું યંત્ર મ્હને જણાવે છે કે ઓફીસે જવાનો સમય થયો છે. ઓફીસે જવાને માટે આ શહેર બે પ્રકારની સગવડ આપે છે. ટ્રામ કે ટ્રેન. બન્ને યંત્રો છે. વીજળીની પ્રચંડ શકિત વડે ટ્રેન મીનીટોમાં માઇલો કુદી જાય છે. અને લગભગ વીસ મીનીટમાં તો વીસેક માઇલથી આવતી વ્યકિતને ઓફીસના છેક નજદિકના સ્ટેશન પર ઉતારી મૂકે છે.

જ્યારે સ્ટેશન સુધી જવાની ઇચ્છા ન થાય ત્યારે મ્હારા ઘરની સામેથી પસાર થતી ટ્રામના પ્રલોભનો પર વિજય મેળવવો અઘરો થઇ પડે છે, પણ આ માર્ગે વખતનો વધુ વ્યય થતો હોવાથી હું બનતા સુધી ટ્રામ માર્ગે ક્વચિત જ જાઉં.

ઓફીસમાં પ્રવેશતાં જ એક બીજુ યંત્ર (લીફ્ટ) મ્હને સીધું ઉંચે લઇ જાય. આમ દાદરના પગથીયા ગણવાને બદલે આ યંત્રની મદદથી ઓફીસના સ્થાન સુધી સીધા જઇ શકાય છે. જેવો હું ઓફીસમાં પ્રવેશું છું કે અન્ય યંત્રો જેવા કે ટાઇપરાઇટર, ટેલીફોન, કેલક્યુલેટરના ચિત્ર વિચિત્ર અવાજો ઇચ્છા હોય કે ન હોય તો પણ મ્હારા કર્ણપટ પર અથડાયા જ કરે. પણ આવા અવાજોથી હું હવે ટેવાયેલો હોવાથી મ્હને તે કંટાળો નથી આપતાં. ઉલ્ટાં મ્હારા કામને સરળ બનાવવા માટે હું તેમનો ઉપયોગ કરવા પ્રેરાઉં છું.

સંધ્યાકાળ સમીપ આવતાં મ્હારા ટેબલ પર પડેલી ન્હાની કેસમાં ચાવી ફેરવી (એ પણ યંત્ર જ છે ને!) હું પાછો ટ્રેનમા પ્રવાસ કરીને સ્વગૃહે સીધાવી જઉં

## આનંદના યંત્રો

સ્વગૃહે પણ કંટાળેલા મગજને આરામ આપવા રેડીયોની સ્વીચ ઉઘાડીને સંગીત સાંભળું છું. અને રેડીઓનો પ્રોગ્રામ મ્હને પ્રિય થઇ ન પડે તેવો હોય તો હું ફોનો-ગ્રાફ વગાડીને મ્હારા મગજને આનંદ આપી શકું છું. એટલું જ નહીં મ્હારા ટેબલ પર પડેલો વીજળીક દીવો સ્વીચ દબાવતા પ્રકાશ પાથરે છે. આ વિજળીક બત્તિમા નથી ઘાસતેલ પુરવાની જરૂર પડતી. કે નથી બત્તિ કાપવાની જરૂર પડતી. આમ વીજળીક યંત્ર સતત એકધારો પ્રકાશ પાથરીને મ્હારૂં કેટલુંય કામ સરળ કરી આપે છે. આમ મ્હારા દૈનિક જીવન પર દ્રષ્ટિપાત કરતાં મ્હને લાગે છે કે યંત્રના સંસર્ગથી મ્હને કંટાળો આવે છે તેના કરતાં મ્હને વધુ લાભ થાય છે. સ્ટવ મ્હને જલ્દી પાણી ગરમ કરી આપે છે. લીફ્ટ મ્હને જલ્દી ઉપર લઇ જાય છે. રેડીયો મ્હને બહુ જ ઓછા ખર્ચે સંગીત સંભળાવી સરસ આનંદ આપી શકે છે.

મ્હને નથી લાગતું કે હું યંત્રનો ગુલામ હું! છતાં હું ભલે તેના ગુલામોનો એક હોઉં, છતાં સારા યે દીવસભરમાં આ રીતે યંત્ર સાથે મ્હારો સીધો સંસર્ગ ભાગ્યે જ બે કલાક હોય અને હું માનું છું કે મ્હારા સમાજના વિશાળ સમુદાયને મશીનનો સંસર્ગ આથી પણ અલ્પ હોવો

જોઇએ. અમેરીકા તરફ નજર કરો. આ દેશે સૌથી વધુ યંત્રો અપનાવ્યા છે પણ ત્યાં પણ માનવ અને મશીનનો સંસર્ગ ત્રણેક કલાક કરતાં જરાયે વધુ નથી. આ વિધાન તો આંકડાઓ આપીને સાબીત કરી શકાય તેમ છે.

અને એ સર્વ સાથે માનવમા પ્રગટેલી નવી શક્તિઓનો વિચાર કરીયે તો? આ શક્તિઓની સરખામણીમાં શરીરની કુદરતી શક્તિઓ ક્યાંય પછાત પડી જાય છે એક ઉદાહરણ લઇએ.

એક દીવસ એક ગામડામાં હું પહોંચ્યો. મ્હારી પાસે મોટર હતી. પણ ગામવાસીઓએ તો મોટર કદી દીઠી પણ ન હતી. આ ગામ તદ્દન પૂર્વકાલિન હતું. આગગાડી વિષે કદીયે સાંભળ્યું ન હતું. તેના ઉત્પાદનની પધ્ધતિ મધ્યકાલિન જ હતી. એ જ બળદ અને એ જ હળ.

આ ગામના પ્રત્યેક માનવમાં કેટલી શક્તિ હતી? તે પોતાના શરીર વડે જ સઘળું કામ કરતો. તેનામાં સામર્થ્ય પ્રમાણે તે જમીન ખેડતો. કદાચીત બળદ વડે તે હળ હાંકતો કે સીમમાંથી ભાર ઉપાડી લાવતો. આ સિવાય તેની શારીરિક શક્તિ જરા યે વધુ ન હતી.

ધારો કે આવો એક ગામવાસી મુંબઇ આવે અને અહીં તે કારખાનામાં જોડાઇને આગળ વધે. તે એક ઇંજનેર બને કે વિજ્ઞાનમાં રસ લે તો?

## યાંત્રિક શક્તિના અમોઘ બળ

તરત જ તેની શક્તિના વર્તુલ વિશાળ થઇ જાય. તે સર્વલક્ષી વિકાસ સાધે. જે દ્રષ્ટિ પુરું માઇલ સુધી પણ નહોતી નિહાળી શકતિ એ દૃષ્ટિ ટેલીસકોપની મદદથી સો સો માઇલ સુધી જોઇ શકે છે; માઇક્રોફોનની મદદ વડે પોતાના અવાજ દશ હજાર માઇલ સુધી ફેંકી શકે છે. ટેલીફોનની મદદ વડે હવે તો છેક યુરોપ સુધી વાતચીત કરી શકે છે. પહેલાં જે પચાશ શબ્દો કાગળ પર માંડ માંડ લખી શકતો હતો તે આજે ટાઇપરાઇટરની મદદથી બસો જેટલા શબ્દો ચોખ્ખા લખી શકે છે. પહેલાં જે અધું મણ વજન પણ નહોતો ઉંચકી શકતો તે માણસ ક્રેનની મદદથી ટનના ટન ઉચકી શકે છે. પહેલાં જે પોતાના પગની મદદથી કલાકને બે માઇલ ચાલતો તે આજે મોટરની મદદથી કલાકના ૩૦ માઇલ સહેજે કાપી શકે છે. પહેલા જેની ગોફણ બહુબહુ તો બે ખેતરવા જતી તે આજે રાયફલ વડે સીસાની ગોળીઓ માઇલો સુધી મોકલી શકે છે.

એક ખેડૂત સાથે તેની સરખામણી કરો. ક્યાં ખેડુત અને ક્યાં આ પ્રચંડ વ્યક્તિ! ક્યાં ખેડુતનું સામર્થ્ય અને ક્યાં આનું સામર્થ્ય? આ વ્યક્તિ તેના યંત્રની મદદથી ખંડોને ખોદી વળે છે, ત્હેના યંત્રોની મદદથી પહાડો ખસેડી શકે છે, વિદ્યુત વેગની ઝડપે કુદકા મારે છે. આકાશમાં ઉડે છે. પાણી નીચે પેસીને માઇલોની મુસાફરી કરે છે. આ અદ્‌ભુત અને અજબ વ્યક્તિનું યાંત્રિક સામર્થ્ય જોતાં ખેડુતની શક્તિનું તેજ એકદમ ફીકકું પડી જાય છે.

છતાં વિચારકોનો વિશાળ સમુહ યંત્રના ઉપયોગ વિશે શંકાશીલ રહ્યો છે. યંત્રને માટે માનવે જે અણુમૂલ ભોગ આપ્યો છે તે ભોગના મુકાબલે યંત્રની કિંમત પુરતી છે કે કેમ તેનો નિર્ણય તેઓ હજુ પણ નથી કરી શકયાં.

[ ૨ ]

યંત્રો પર અનેક વિચારકોએ સીધા અને પરોક્ષ આક્ષેપો કર્યા છે. યુરોપના તેમજ એશીયાના કેટલાય તત્વ જ્ઞાનીઓએ આ વિષય ઉપર પોતાના વિચારો દર્શાવ્યા છે. હિંદમાં મહાત્માજી યંત્રવાદના પક્કા વિરોધી તરીકે પંકાયેલા છે. રૂશીયામાં ટોલસ્ટોયની તેવી ગણના થતી. પણ કોઇ વિચારકે અપૂર્વ કળાથી યંત્ર વિરુદ્ધના તેના ધિક્કારને વાર્તામાં ગુંથ્યો હોય તો તે પ્રખર કલાધર સેમ્યુઅલ બટલર છે. તેના અપ્રતિમ પુસ્તકનું નામ છે એરવોન.

## એરવોનની કથા

આ વાર્તાની વસ્તુ નીચે પ્રમાણે છે. એકદા એક પ્રવાસનો રસીયો ટેકરા ઓળંગતો અને ખાડીઓ કુદાવતો એરવોનમાં આવી પહોંચ્યો. સ્નેહથી તેનો સત્કાર થયો. પ્રવાસીને લાગ્યું કે એરવોનના લોક આતિથ્યમાં તો અદ્ભૂત છે. પણ એક દુર્ભાગી ક્ષણે તેના આનંદનો નાશ કરી નાંખ્યો. પ્રવાસીએ અજાણતા પોતાના ગજવામાંથી ઘડીઆળ કહાડયું. આ જોતાંજ તેનો યજમાન ત્રાડુકયો 'દુષ્ટ, એરવોનનો અતિથિ થઇને યંત્રનો ઉપયોગ કરે છે?'

પેલો મુસાફર તો યજમાનના આવા ઉદ્‌ગાર સાંભળીને આભો જ બન્યો. પણ તેની વિસ્મયતાનું આયુષ્ય અલ્પજીવી હતું. તેને કહેવામાં આવ્યું કે એરવોનમાં યંત્ર રાખવું એ એક ગંભીર ગુન્હો છે!

વસ્તુ એમ હતી કે એરવોનના લોક મૂળથી જ ઉદ્યમી અને મહેનતુ હતાં. આખરે શતકોના વહન સાથે યંત્રની શોધ થઇ. શોધની સાથેસાથે જ યંત્રો વધતાં ગયાં. એક યંત્રમાંથી બીજું યંત્ર શોધાયું. કોઇ બુદ્ધિમાને તેમાંથી ત્રીજું યંત્ર શોધ્યું અને તેમાં વળી બીજાએ સારો સુધારો કર્યો. પાંચમાંએ તેને પુર્ણ બનાવ્યું. યંત્રો એટલી તો પ્રગતિથી વધતા ગયા કે એરવોનના વતનીઓના એક વિભાગને યંત્રો આંખની કણીની માફક ખુંચવા લાગ્યાં.

આમ કરતાં કરતાં યંત્ર વિરોધીઓનો પક્ષ પ્રબળ થવા લાગ્યો. આ પક્ષે તાકાતના મુકાબલે સમસ્યાનો નિર્ણય કરવાનો નિરધાર કર્યો. યંત્રવાદીઓને પડકાર કર્યો અને પછી મહાભારતના યુદ્ધ કરતાં પણ અતિ ભીષણ એવું આંતરયુદ્ધ શરૂ થયું.

આ આંતરવિગ્રહમાં સખ્ત ખુવારી સાથે યંત્રવાદીઓનો પરાજય થયો. યંત્રવિરોધીઓની યશપતાકાઓ ગગનમાં વિહરવા લાગી. તેઓએ એરવોનમાં યંત્ર નાશનો પ્રારંભ કર્યો.

વિજયના ઉન્માદથી ઉકળેલા લોકના ટોળાઓએ જ્યાં જ્યાં યંત્ર દેખાયાં ત્યાં ત્યાં નાશની નોબત વગાડવા માંડી. આખરે યંત્રનાશનું કામ પુરું થયું અને એરવોનમાંથી યંત્રો અદૃશ્ય થવા લાગ્યાં.

એરવોનના યંત્ર વિરોધીઓએ કેટલાક યંત્રોને સંગ્રહસ્થાનમાં મૂકવાનો નિર્ણય કર્યો કે જેથી એરવોનની ભાવી પ્રજા જોઇ શકે કે યંત્રવાદથી કેટલો અનર્થ થયો હતો.

પેલા પ્રવાસી પાસેથી ઘડીઆળ લઇ લેવામાં અવ્યું. આ ઘડીઆળને સંગ્રહસ્થાનમાં લોકોને જોવા માટે મકવામાં આવ્યું અને પછી પ્રવાસી રહ્યા ત્યાંસુધી તેના પર સખત નજર રાખવામાં આવી.

પણ કર્તાએ કલ્પના કરી છે તેની વિરોધી કલ્પના આપણે કરીયે તો? ધારો. કે યંત્ર

[ અનુસંધાન પૃષ્ઠ ૧૩૨૧ ]

* * * * * * * *

# * નિર્ધનતાની પૂજા *

* * * : લેખક : * * *

* કુલેરછ્યન *

કુમાર—ઇંદ્રભાઇ, આજ કંઇ એકદમ સાદા પોશાકમાં ?

ઇંદ્ર—સાદો ? કાલે આપણમાં નહોતું સાંભળ્યું કે જ્યારે સમગ્ર દેશની વ્યક્તીઓ અન્નનાં અભાવથી મરી જતી હોય, જ્યારે સમુહ.ક્ષુધાના સંતાપથી સળગતો હોય, ત્યારે આપણને આવો ભભકાભર્યો પોશાક ન શોભે.

[સુધીર જોડાય છે. બગીચાના એક બાંકડા પર મિત્રમંડળ સ્થાન લે છે]

સુધીર—[બેસતાં] કેમ દોસ્તો ! આજે કયા વિષય પર વળી ઉતરી પડયા છો ?

કુમાર—[જવાબ વાળતાં] ખાસ કંઇ નહીં, પણ આપણાં, ઇંદ્રભાઇએ હવે સાદાઇ અપનાવવાનો નિર્ણય કરી નાંખીને આમવર્ગની ભારે સેવા કરવાનો નિરધાર કર્યો છે.

સુધીર—[ખડખડાત હસતાં] હા...હા ...હા. ગરીબ બિચારા રમા ભાભીને હવે સાડીઓ નહીં મળે !

ઇંદ્ર—[સુધીરની મશ્કરીથી ખીજવાઇને] વારૂં ! વારૂં !

સુધીર—કેમ નહી ? તમારો નિર્ણય કુંટુંબવ્યાપી નહીં બને ?

ઇંદ્ર—બને પણ !

કુમાર—[જરા વિચાર કરીને] પણ ઇંદ્રના નિર્ણયમાં અયોગ્ય એવું શું છે કે સુધીર, તું આમ મશ્કરી કરી રહ્યો છે ?

સુધીર—અયોગ્ય ! જરા યે નહીં. એમાં શું અયોગ્ય છે ! સાદા કપડાં પહેરવા એ વ્યક્તીગત પસંદગીની વસ્તુ છે. કેવાં કપડાં પહેરવા એ માનવ માનવના શોખની વસ્તુ છે. પણ તેથી સાદાઇ સદ્દગુણ બનતો નથી ! જ્યારે કોઇ એમ મનાવવા માગે કે સાદાઇ એ દરેક જણે અપનાવવી જ જોઇએ તો હું તેનો જરૂર વિરોધ કરૂં !

[ રમેશ કૉલેજના ટાવર આગળથી આવતો જણાય છે. મિત્રમંડળને જોતાં રમેશ પણ ત્યાં વળે છે. ]

કુમાર—[સુધીરને] ત્હને નથી લાગતું કે માનવ જરૂરીઆતો ઘટાડવામાં આવી

હોય તો સારૂં! જેટલી જરૂરીઆતો ઓછી તેટલો માનવ વધુ સ્વતંત્ર!

રમેશ–આજે જરૂઆતોનો પ્રશ્ન જ કયાં છે? સમુદ્રના ૮૦ ટકા જેટલા સમુદાય પાસે પ્રાથમિક જરૂરીઆતો પણ નથી તો પછી જરૂરીઆત ઓછી કરવાનો પ્રશ્ન જ ઉભો થતો નથી. આજે જરૂરીઆતો ઓછી કરી નાંખવાના પ્રોગ્રામને બદલે પ્રાથમિક જરૂરીઆતો કેમ મેળવવી તે જ પ્રશ્ન અત્યારે આપણી સમક્ષ ઉભો છે.

સુધીર–[પ્રોત્સાહન પામીને, જાણે ભાષણ ન કરતો હોય એવી છટાથી] મૂળ આ મુદ્દો છે. આ ઇંદ્ર ટાઇ પહેરવાનું છોડી દીધું—માથે મૂકેલી ટોપી કાઢી નાખી. આ સર્વની પછવાડે મૂળ વસ્તુ એ છે કે માનવે પોતાની જરૂરીઆતો ઘટાડવા પ્રયત્ન કરવો કે વધારવા?

રમેશ–બરાબર છે! ઇંદ્રના ઉદાહરણની નીચે આ જ ભાવના સમાયેલી છે. નિર્ધનતાના સિદ્ધાંતોનું તેમાં સીધું અનુકરણ છે.

ઇંદ્ર–[બચાવ કરતાં] બીરાદરો, આ સિદ્ધાંતોને નાહકના વગોવો છો. આપણી દરિદ્રતાનું મૂળ કારણ આપણા મોજશોખ છે. મહાત્માજી કહે છે કે જો આપણે મોજવિલાસો મુકી દઇએ તો દેશનું દારિદ્ર કયારનું ય ફીટી જાય! એટલું જ નહીં પણ દોસ્તો! હું તો માનું છું કે જેમ જરૂઆતો ઘટાડીયે તેમજ આપણે વધુ સુખી થવાના!

રમેશ–એટલે શું ઇંદ્ર એમ કહેવા માંગે છે કે માનવ જરૂરીઆતો પર સુખ અવલંબે છે? એમના મત પ્રમાણે જેમ જરૂરીઆતો વધારે તેમ વધુ દુઃખ જેમ ઓછી તેમ વધુ સુખ!

ઇંદ્ર–અલબત્ત! જેમ ઓછી જરૂરીઆતો તેમ તેને મેળવવાની જંજાળ ઓછી. અને ઓછી જંજાળ તેમ વધુ સુખ!

સુધીર–[વચ્ચે પડીને] ઇંદ્રને તો અક્કલજ નથી! જોયું તેનું તર્કશાસ્ત્ર! પણ સુખ ઉપજે છે શેમાંથી? વસ્તુઓના ઉપયોગમાંથી. ઉદાહરણ તરીકે આપણે સીનેમા જોઇએ અને આનંદ પામીયે. આ દ્રષ્ટિએ વિચાર કરીયે તો જેમ વસ્તુઓનો ઓછો ઉપભોગ એટલું આપણને ઓછું સુખ!

રમેશ–[જરા ઉકળી જઇને] ઇંદ્રની દ્રષ્ટિએ તો આ પ્રાણીઓ તો ખુબ સુખી છે. તેમને અન્ન શિવાય અન્ય કંઇની જરૂર પડતી નથી. એટલે તેઓ ખુબ સુખી ગણાવા જોઇએ.

સુધીર–વસ્તુ એમ નથી. જેઓ ગરીબાઇને આદર્શ ગણી રહ્યા છે, જેઓ આજે મરજીયાત નિર્ધનતાને સદ્ગુણ તરીકે વર્ણવી રહ્યાં છે, જેઓ આજે આપમેળે ઓછી કરેલી જરૂરીઆતોને આદર્શ તરીકે સીદ્ધ કરવાને આકાશ પાતાલને એક કરવાને મથી રહ્યાં છે, તેઓ જીવન સાથે સંકળાયેલા એક મુળ સિદ્ધાંતને સમજતાં નથી–કે સમજ્યાં છતાં પણ તેને અવગણી રહ્યાં છે.

કુમાર–એ કયો સિદ્ધાંત વળી?

સુધીર–કુદરતની શક્તિઓ ઉપર સ્વામિત્વ મેળવવાની માનવ તમન્ના!

ઇંદ્ર–એ બધું ધતીંગ છે!

સુધીર–[ચીઢાઇને] ધતીંગ? જેઓને આંખો છે તે તો જોઇ શકે છે કે આજે કુદરત અને માનવ વચ્ચે સતત સંગ્રામ ચાલી રહ્યો છે. એક પછી એક, એક પછી એક એમ માનવે કુદરત પર પોતાનું

સ્વામિત્વ સ્થાપ્યું છે. કોઇ સુભગ ક્ષણે એલી સામે દીસતી પ્રયોગશાળા જેવી કોઇ પ્રયોગશાળામાં શારીરિક સંતાપને સંહાર કરવાની પદ્ધતી શોધાઇ. આજે કેટલાય કાળના અથાગ પરિશ્રમ પછી મેળવેલા ફળ આપણે ભોગવી રહ્યાં છીયે! આજે પ્રત્યેક ક્ષણે માનવ કુદરત પર કાબુ મેળવવા મથી રહ્યો છે. અને તેથી જ નિર્ધનતાના આદર્શ રજુ કરનારાઓ આ મુળગત કલહનો વિસરીને 'રૂક જાવ'ની હાકલ કરી રહ્યા છે.

કુમાર–પણુ નિર્ધનતા ને આને શું સંબંધ?

રમેશ–[વચ્ચે પડીને] સંબંધ? કે માનવ પોતાની જરૂરીઆતો વધારવા મથે એ કુદરતી ક્રમ છે. એ સૃષ્ટિના વિકાસનો સંકેત છે! એ વિશ્વની ઉન્નતિનો મંત્ર છે!

સુધીર–[ચર્ચાને સમેટી લેતો હોય તેમ] પણ આપણે આ ચર્ચાનો અંત લાવીયે. આજે જરૂરીઆતો ઘટાડવી એટલે એમ થાય કે નિર્ધનતાને નિમત્રણ આપવું! આ નિર્ધતાને નિમંત્રણ આપવાથી શું લાભ? પ્રથમ તો તમો જોઇ શકો છો કે સમાજના વિશાળ સમુદાય માટે તો નિર્ધનતાના આદર્શનો પ્રશ્ન જ રહેતો નથી. તેમને માટે તો પ્રાથમિક જરૂરીઆતો કેમ મેળવવી તે જ મહાપ્રશ્ન છે. આજે તો તેઓ ફરજીયાત ગરીબાઇ ભોગવી રહ્યાં છે! એટલે તેમને માટે આ 'મરજીઆત ગરીબાઇ' શિખવી શકાય તેમ જ નથી. હવે રહ્યાં શ્રીમંતો અને મધ્યમવર્ગના માનવો. શ્રીમંતો 'ઓછું' ખર્ચ કરે, તો તેથી સમુહને કંઇ ખાસ લાભ થાય તેમ નથી. સઘળું ઉત્પાદન અવલંબે છે નફા ઉપર. એટલે જ્યાં સુધી નફાનું ધોરણ તુટે નહીં ત્યાં સુધી કામદારો કે ખેડુતોની સ્થિતિ સુધરે એવી જરાયે આશા નથી. માત્ર આ યુગમાં તો નિર્ધનતાના સિદ્ધાંત શિખવવા એ શ્રીમંતવર્ગને સીધી સહાય કરવા બરાબર છે. દાખલા તરીકે પેલો કારકુન સાદાઇના સિદ્ધાંત અપનાવીને ૪૦ રૂપીયામાં પુરૂ કરવા લાગી જાય એટલે મુડીદારને તો સંતોષી કારકુન મળી જાય. પેલા કામદારો પણ આ સિદ્ધાંત અપનાવી દે એટલે ઓછી મજુરીનો ઉકળાટ ઓસરી જાય. પેલા ખેડુતો તો એમ જ માને કે વાહ! તેમનું જીવન કેવું સુંદર છે! અને પછી આજના સંપત્તિના સ્વામીનાથો માટે તો કેવી મઝા થઇ પડે!

[એટલામાં કોલેજનો ઘંટ જોરથી વાગે છે. અને મિત્રો વિદાય લે છે—]

## 'સ્વદેશી'નું તૂત

[કૉલેજના ન્હાના ઉદ્યાનમાં મિત્ર-મંડળ પાછું એકઠું થયું હોય છે. વિચારોના વિરોધ છતાં પણ તેમની મૈત્રી એવી જ અખંડીત છે એવી પ્રતિતિ દરેકને થઇ શકે તેમ છે.]

કુમાર–સુધીર કાલે કહેતો હતો કે સાદાઇના સિદ્ધાંતો એ નર્યા દંભ છે; પણ હવે જ્યારે ઇંદ્ર સ્વદેશી કપડામાં સજ્જ થઇને આવે ત્યારે પણ તે તેની મશ્કરી કરે છે!

દીનેશ–વસ્તુ એમ છે કે, સાદાઇના સિદ્ધાંતો એ એક ધતીંગ છે તેમ સ્વદેશી એ પણ એવું જ એક તૂત છે!

કુમાર–તૂત શાનું! તું પણ સુધીર જેવો જ દીસે છે!

દીનેશ–તૂત નહીં તો? આજે કોઇ મને એમ કહે કે સ્વદેશીના અનુસંધાનથી

બ્રીટીશ સામ્રાજ્યવાદ ગંજીપાના બંગલાની માફક તૂકડા થઈને તૂટી પડશે તો હું તો તેને મૂર્ખ જ ગણાતું !

ઇંદ્ર–પણ એમ કોણ કહે છે ?

[એટલામાં સુધીર આવી પહોંચે છે અને જોડાય છે]

દીનેશ–કોણ ? મહાસભાના સર્વ નેતાઓ અને મહાસભાના સર્વ વર્તમાનપત્રોમાં આ વસ્તુની જોરશોરથી જાહેરાત કરવામાં આવી છે. પ્રત્યેક દીવસનું પ્રભાત પડતાં આ વાત એટલીજ આવેશથી નથી ચર્ચાતી ? વિઠ્ઠલભાઇ પટેલ પોતાના પ્રત્યેક ભાષણમાં આ વસ્તુ ફરીથી ફરીથી નથી કહેતા ?

કુમાર–પણ મ્હને લાગે છે કે બહિષ્કારની પ્રવૃતિથી સ્વરાજ્ય શક્ય ન હોય તો પણ ઘણે અંશે બ્રીટનની સરકાર ઉપર આપણે વજન તો જરૂર જ લાવી શકીશું !

સુધીર–વજન બજનની વાત જવા દો. [જરા મ્હોટા સ્વરે] એક વસ્તુ કેમ વિસરી જવાય છે કે આજે વિદેશમાંથી આવતાં માલ કરતાં **વિદેશમાંથી આવેલી સંપત્તિ** બ્રીટીશ સલ્તનતને સારો નફો આપી શકે છે ?

રમેશ–[પ્રોત્સાહન પામ્યો હોય તેમ] ખરેખર ! વસ્તુઓ કરતાં પણ જો વિદેશીઓની સંપત્તિ વડે અંહી કારખાના કાઢવામાં આવે તો તેમને નફો વધુ મળે એ વાત તો ચોક્કસ !

સુધીર–અને તમે તેમને તેમ કરતાં તો ન જ અટકાવી શકોને ! આજે આ દેશનો દીવાસળીનો ઉદ્યોગ સ્વીડનનાં સંપત્તિવાનોના હાથમાં છે અને છતાં તેઓ હિંદી ગણાય છે. આ પ્રમાણે અત્યારે કેટલીય પરદેશી ગીરો હિંદમાં તેમની વસ્તુઓ સ્વદેશીને નામે વેચે છે.

રમેશ–એટલું જ નહીં પણ અત્યારે સંપત્તિ અરસપરસ એવી રીતે સંકળાઇ ગઇ છે કે કઇ વસ્તુને સ્વદેશી કહેવી, અને કઇ વસ્તુને વિદેશી ગણવી એ જ અશક્ય થઇ પડયું છે !

સુધીર–આમ વિદેશી વસ્તુઓના બહિષ્કારની વાત તદ્દન અશક્ય છે. પણ હવે એ વસ્તુને અળગી કરીએ. બોલજો કુમાર, જ્યાં સુધી ત્હારા જીવનને લાગેવળગે છે ત્યાં સુધીમા કેટલી વસ્તુઓનો બહિષ્કાર શક્ય લાગે છે ?

કુમાર–[ક્ષણભર વિચાર કરીને] મ્હારા માટે ? આ પ્રશ્ન પર મેં ગંભીર વિચાર નથી કર્યો. પણ જો હું નિર્ણય કરૂં તો બ્રિટીશ માલ વગર ચલાવી શકું ખરો. દાખલા તરીકે હું આજે સ્વદેશી કપડાં પહેરૂં—

રમેશ–[મજાકમાં] અને પરદેશીની રેલ્વેમાં મુસાફરી કરૂં !

કુમાર–એવી કેટલીક બાબતો અશક્ય છે ! દાખલા તરીકે જે વસ્તુઓ આ દેશમાં ન બનતી હોય તે વસ્તુઓ તો વિદેશમાંથી મંગાવવી જ પડે ને !

ઇંદ્ર–દાખલા તરીકે કાંડાનુ ઘડીઆળ !

સુધીર–અહીં પણ ત્હમો પહેલાની માફક જ ભૂલ કરો છો ! આજે હિંદના વાપરનાર વર્ગને અપીલ કરવી, એ પદ્ધતી મુળથી જ ભૂલ ભરેલી છે. બહિષ્કારનો ખરો માર્ગ તો વિદેશી માલને ઉતરતો અટકાવવાનો છે. તેને માટે તો બંદરના કામદારોનું સંગઠન કરીને માલને ઉતરતો જ અટકાવવો જોઇએ. જાહેર પ્રજાને ખરીદવાની અપીલ કર્યા કરો. તેનું કંઇ જ પરિણામ નહીં આવે. પણ આ માર્ગ ન લઇને પાંચ દુકાનો પર પીકેટીંગ કરીને

સંતોષ-મનિષો એ માત્ર દંભ નથી તો બીજું શું છે?

કુમાર-કદાચ માની લઇએ કે—

રમેશ-[મજાકમાં] અને કલ્પી લઇએ કે—

કુમાર-રમેશ! ત્હને તો મશ્કરી જ સુઝે છે. આ અતી ગંભીર વસ્તુ છે. જો સુધીરનું કથન સાવ સત્ય હોય તો મહાસભાનો પ્રોગ્રામ નિરર્થક જ મનાવો જોઇએ!

રમેશ-તેમાં તે વળી શંકા છે? આવા અશક્ય પ્રોગ્રામને અબુદ્ધિયુક્ત રીતે અમલમાં મુકવાથી શું સાર્થક થવાનું હતું?

સુધીર-એટલું જ નહી પણ અસરકારક જકાતનીતિ શિવાય વિદેશથી માલ અહીં આવતો અટકે એવી આશા રાખવી એ આ આકાશમાં ફૂલ ઉગાડવાની જેવી વસ્તુ છે!

રમેશ-[મલકાઇને] કેમ હવે ઠેકાણે આવ્યા! દોસ્તો!

કુમાર-[ચીડાઇને] એમાં ઠેકાણે શું આવવાનું હતું! વિદેશી વસ્તુઓનો બાહ્ષ્કાર—

રમેશ-[ખીજવતો હોય તેમ] જરાયે અસરકારક નથી!

સુધીર-તેમજ આવી ચળવળદ્વારા સ્વરાજ્ય મળે તેવો સંભવ પણ મ્હને અતી અલ્પ લાગે છે!

રમેશ-જુનાં પીકેટીંગની નિષ્ફળ પ્રવૃત્તિ પછવાડે કેટલું બધું ધન વેડફી નાંખવામાં આવે છે!

સુધીર-અલબત્ત, પીકેટીંગ કંઇક અંશે સફળ થાય. પણ જ્યારે દરેક દરેક દુકાન પર પીકેટીંગ કરવામાં આવે તો જ. તેમાય પીકેટરોનું કહેવું ન માનનારા પણ સારા પ્રમાણમાં જરૂર જ નીકળે!

રમેશ-યુરોપીઅનો અને શ્રીમંતવર્ગ તો વિદેશી માલને ખરીદે જ એટલું જ નહીં પણ તેમના તરફથી આવાં બહિષ્કારનો ચોક્કસ વિરોધ જ થાય.

સુધીર-અને જ્યારે સમાજનો વિશાળ સમુદાયને કંઇ પણ ખરીદવાને માટે પૈસા જ નથી ત્યારે સ્વદેશી કે વિદેશીનો પ્રશ્ન કરી શક્તો જ નથી!

કુમાર-લ્યો! સુધીર ભાઇએ નિર્ણય કરી નાંખ્યો! ત્હમારૂ જો લોકો માને તો મ્હને કલ્પના નથી કે શું થાય? સારૂં છે કે તેં દાક્તરી લાઇન લીધી છે? જો વકીલ બન્યો હોત તો જરૂર જ 'નેતા' બની જાત!

રમેશ-અને ડોકટરો કંઇ નેતા નથી બની શકતા?

કુમાર-પણ તેમનું કામ જ એવું છે કે તેમનાથી રાજકિય પ્રવૃત્તિ સારી રીતે ન થઇ શકે.

સુધીર-અલબત્ત, અર્ધ રાજકિય પ્રવૃત્તિ સારી રીતે ન જ થઇ શકે-

ઇંદ્ર-પણ હાલ ડોક્ટરો કેટલા બધા રાજકિય પ્રવૃત્તિમાં પડયા છે? દાખલા તરીકે ડૉ. અન્સારી-

રમેશ-અરે નામાવલી કરવા ક્યાં બેસે છે? એવા તો કેટલાય છે પણ—

કુમાર-[વચ્ચે પડીને]હવે ચર્ચા વેગળી મૂકો. પણ પેલું પરીણામ આજે જણાવાનું હતું. ચાલો જલ્દી જઇએ!

ઇંદ્ર-હા. એ તો ભુલાઇ જ ગયું. ચાલો ઉતાવળા!

[મિત્રમંડળ પરિણામની કલ્પના આવતાં જરા ચિંતાતુર ચહેરે કૉલેજની ઑફીસ તરફ વિદાય લે છે.]

# ખાદી-કિસાનોની દ્રષ્ટિએ

> **કું**ગાલ કીસાનોની નીર્ધનતાને નાબુદ કરવા માટે ખાદીની ચળવળ લાભકર્તા થઇ પડે કે નહી તે ઉપર લેખક ચર્ચા કરે છે અને જણાવે છે કે ખેડુતોની નીર્ધનતાને હટાવવાના અન્ય ઉપાયો હવે યોજાવા જોઇએ.

: લેખક :

અભ્યાસી

**અનેકો** આ યુગને ખાદીયુગ તરીકે ઓળખવામાં ખુબ આનંદ લે છે. ગાંધીજીના ભક્તો-તેમના પરમ અનુયાયીઓ ખાદીને ખપાવવા માટે જહેમત ઉઠાવી રહ્યા છે. મહાત્માજીના આ માનીતા તરંગને પોષવાને માટે અખીલ હિંદ ચરખા સંઘની મ્હોટી સંસ્થા સ્થાપવામાં આવી છે. અને લાખ્ખોની મુડી રોકીને આ મરી ગયેલા ઉદ્યોગમાં પાછો પ્રાણ પુરવા માટે પ્રયત્ન કરવામાં આવ્યો છે. છતાં છેલ્લો દશ વર્ષનો ઇતિહાસ શીખવે છે કે મહાત્માજીના મનોરથો સફળ સ્વરૂપ નથી પામી શકયા. તેઓ જોઇ શકે છે કે તેમના અથાગ શ્રમ છતાં, અને અખીલ સંઘની સતત પ્રવૃત્તિ છતાં પણ ચરખાનું ચક્ર હજુ હિંદીઓના ઘરમાં નથી જ સ્થાન પામ્યું. 'તકલીધરો'ની ઘટતી સંખ્યા, તેમ જ ચરખા ચક્રનો ઘટતો ઉપયોગ પણ મહાત્માજીના મોહને ઉતારવાને શક્તિમાન નથી. પણ જાહેર જનતાએ ખાદીની પ્રવૃત્તિના અર્થશાસ્ત્ર ઉપર જરા ઉંડી નજર કરવાની જરૂર છે. સમય આવી પહોંચ્યો છે કે જ્યારે આપણે પાછા વળી, આપણી પ્રવૃત્તિઓના માપ કહાડીયે ! હું માનું છું કે ખાદીની પ્રવૃતિ વિશે વિચારણા કરવાની આ ઉત્તમ તક છે. આખો યે દેશ અત્યારે અમાપ રાજકિય ઉષ્માથી ખળભળી ઉઠયે છે. અત્યારે મહાસભાના નેતૃત્વ નીચે સારાયે દેશમાં અજબ આંદોલનો વ્યાપી ગયાં છે. તેથી જ આ ટાંકણે ખાદી પ્રવૃત્તિ વિશે વિચારણા કરવી એ આશા છે કે અસ્થાને નહીં મનાય.

## ખેડુતો અને રેંટીયો

પ્રથમ તો રેંટીયા પ્રકરણને ઉપાડીયે. મહાત્માજી અને તેમના બધા અનુયાયીઓ, કે ચરખાસંઘના ઉત્સાહીત સભ્યો બધા જ જોરશોરથી જાહેર કરે છે કે રેંટીયો એ તો ગરીબ ખેડુત માટે આશ્રયનું એક માત્ર સાધન છે. રેંટીયાચક્ર વિશે ચાલેલી લંબાણ ચર્ચાનો આ પ્રથમ મુદ્દો છે. મહાત્માજીની મનોદશા પ્રમાણે માની યે તો રેંટીયો એ ખેડુતોનો ગૃહઉદ્યોગ હોઇ, તેઓ કાપડના ખર્ચમાંથી મુક્ત બની શકે. તેઓ નીચે પ્રમાણે કારણો આપે છે.

"આપણા પ્રદેશનાં ખેડુતોને વર્ષના કેટલાક માસ ફરજીયાત બેકારી ભોગવવી પડતી હોય છે. તે જો આ સમયમાં રેંટીયો

અપનાવે તો તેમની કંગાલ કમાણીમાં સારો ઉમેરો થઇ શકે."

(બાબુ રાજેન્દ્રપ્રસાદ)

આ દ્રષ્ટિએ રેંટીયાના અમોઘ ગણાતા અસ્ત્રને અવલોકીયે તો જણાશે કે રેંટીયાને એક **વધારાના** ઉદ્યોગ તરીકે જાહેર કરવામાં આવ્યો છે. ચરખાચક્રના હિમાયતીઓ દલીલ કરે છે કે આપણા કંગાલ ખેડુતોને રેંટીયા દ્વારા જે કંઇ પણ આવક મળે, આ સાધન દ્વારા કંઇ પણ આર્થિક આશાયેશ મળે તો તે વસ્તુ અભિનંદનીય જ ગણાવી જોઇએ!

## દલીલોનો ઘોધ

એટલું જ નહીં પણ ખાદીના હિમાયતીઓ ઉપલી દલીલના સમર્થનમાં હિંદની કારમી દરિદ્રતાના આંકડાઓ ટાંકીને જાહેર કરે છે કે હિંદના ખેડુતને દરરોજ માત્ર સાત પૈસા જેટલી આવક છે. આવી આવકમાં '૬ પાઇ અથવા ત્રણ પાઇનો પણ વધારો થાય' એ અતી આનંદની યોજના મનાવવામાં આવે છે ખાદીવાદીઓ આ દીશામાં આખરે છેલ્લી દલીલ કરે છે કે, જ્યારે માણસની માસિક આવક માત્ર ત્રણ કે ચાર રૂપીયા હોય ત્યારે પાંચ કે છ રૂપીઆ સુધી લઇ જવી એ ખરેખર સારૂં નથી?

પણ ઉપલા શબ્દોનો શો અર્થ છે? ખરેખર રેંટીયો એ કિસાનો માટે આશિર્વાદ સમાન છે? ખરેખર રેંટીયો આમવર્ગને માટે આશાનું કિરણ છે? પણ સૌથી અગત્યનો પ્રશ્ન તો એ છે કે **ખેડુતની આર્થિક આવક વધારવાનો આ એક જ ઉપાય છે?**

ખેડુતો કંગાલ છે! ખેડુતો ગરીબ છે! ખેડુનો દરિદ્ર છે! આ સત્યની ના કોઇ પાડી શકે તેમ નથી! પણ સાથે સાથે જ સવાલ ઉપસ્થિત થાય છે કે ખેડુતો શાથી ગરીબ છે? અઢળક અનાજ ઉત્પન્ન કરનારો ખેડુત શા માટે અકથ્ય સંકડામણવાળું જીવન ગૂજારે છે?

## નિર્ધનતાના મૂળ

કિસાનોના સામાન્ય જીવન પર એક ઉડતી દ્રષ્ટિ નાંખીયે તો પણ તેમની નરી નિર્ધનતા માટે નીચલાં કારણો આપણી આંખ સામે અથડાય છે.

(૧) પૂર્વકાલીન ખેતીની પદ્ધતી.

(૨) દેવાનો સંચય.

(૩) સાંથનું મ્હોટું પ્રમાણ.

(૪) આકરૂં જમીન મહેસુલ.

આ સાથે એવાં બીજાં કેટલાંય કારણો છે કે જે કિસાનોની ગરીબાઇના કારણોની નામાવલીમાં સહેલાઇથી ઉમેરી શકાય. પણ આ વસ્તુનો આટલો નિર્દેશ એટલા માટે જ આવશ્યક છે કે જો ગાંધીજી અને મહાસભા આ ચારમાંથી એક પણ કારણ ઉપર પોતાનું લક્ષ કેંદ્રીત કરે તો કિસાનોની કંગાલ સ્થિતિમાં સાચી સહાયકર્તા નીવડે! આ દ્રષ્ટિએ ખાદીના એક વખતના પરમભક્ત શ્રી અનિલવરણ રૉય તેમના ખાદી ઉપરના અદ્વિતિય પુસ્તકમાં લખે છે કે—

## ખેતીમાં સુધારા કરો

જો ખેડુતોને વધારાનું કામ આપવાની જરૂર હોય તો, ખેતી સાથે સંબંધ ધરાવતા ઢોર ઉછેર, ડેરી, મરઘાં બતકોનો ઉછેર, ફળ અને ફુલની ખેતી, અને એવા બીજા ધંધા જુદી જુદી જગ્યાની અનુંકુળતા પ્રમાણે ખીલવવા તરફ ધ્યાન આપવું જોઇએ. આ બધાંથી આપણા

ખેડુતો અજાણ નથી, પણ તેમનામાં ભયંકર મંદતા, તથા નિરાધરિતા ફુરી જવાથી તેઓએ અસલ કલા અને જોમ ગુમ વ્યાં છે. એ જોમ અને એ કળા સજીવન કરી હાલના જમાનાનાં સાધનો અને જ્ઞાનનો ઉપયોગ કરવો જોઇએ. આ રીતે, આપણા લોકોની દુર્દશામાં સાચો સુધારો થઇ શકશે.

ખેતી કરવાના આ સુધારાની સાથે જ પરદેશમાંથી આવતી જુદી જુદી ચીજો આપણા દેશમાં બનાવવા માટે જો, ધીમે ધીમે કારખાનાંઓ કાઢવામાં આવે તો અત્યારે ખેતી પર આધાર રાખનારા ઘણું માણસો કારખાનામાં જોડાશે અને પરિણામે બાકી રહેલા ખેડુતો, વધારે જમીન અને વધારે કામ મેળવી શકશે. પછી કારખાનામાંથી ગામો તરફ પૈસાનો પ્રવાહ વહેશે અને ગમડાઓની સ્થિતિ સુધરશે. ખેતીનું ઉત્પન્ન વેચવા માટે સારા બજારો ઉભા થશે અને યંત્રોની મદદથી ખેતીમાં સુદ્ધાં સુધારો થશે. પોતાના કાચા માલ માટે ખેડુતોને સારો ભાવ મળશે તેમજ તેમને જોઇતો માલ તેઓ કારખાનામાંથી વધારે સસ્તી રીતે ખરીદી શકશે.

(ખાદીની કસોટી)

બાબુ અનિલવરણ રૉય તો પૂર્વકાલિન ખેતીની પદ્ધતી સુધારવા જ કહે છે. પણ જો કૃષિકાર ને તેમની નિર્ધનતાને માટે જવાબદાર કારણોની નામાવલી પર નજર કરીયે તો પણ જણાશે કે જો વ્યાજના આકરા દર પર અંકુશ મૂકવામાં આવે તો પણ કિસાનોની સ્થિતિ સારા પ્રમાણમાં સુધરી શકે તેમ છે.

## કિસાનોની દૃષ્ટીએ

તેથી જ કંગાલ ખેડુતને માટે રેંટીયો એ આશિર્વાદ સમાન છે, એમ કહેવું એ નર્યું તર્કહીન છે. જો ગરીબ ખેડુતોને **અન્ય વધારાનો ઉદ્યોગ** આપવાનો જ એક માત્ર આશય હોય તો અનિલવરણ રૉયના વિચારો પ્રમાણે ખેતીને અંગે કામ આવતા અન્ય ઉદ્યોગો અપનાવવા જોઇએ. તેને માટે ચરખાને પાછો અપનાવવાથી કંગાલ કિસાનોને રાહત મળવી જરાયે શક્ય નથી. આથી જ ચરખા માટેની ઉપલી દલીલ જરાય ટકી શકતી નથી.

આમ કિસાનોના લાભની દૃષ્ટિએ ખાદીની ચળવળને અવલોકીયે તો પણ આપણી ખાત્રી છે કે રેંટીયો તેમને સારી મદદ કરી શકે તેમ નથી. ત્યારે શા માટે કિસાનોને નામે રેંટીયા અને 'ખાદી' પ્રવૃત્તિનો આટલો આગ્રહ કરવો જોઇએ? .

તેમજ ખેડુતોને દલીલને ખાતર સ્વિકારી લઇએ કે વર્ષમાં અમૂક દીવસ ફરજીયાત બેકારી ભોગવવી પડે છે. તો પછી શા માટે આ દીવસોમાં ખેડુતોએ પોતાની સંસ્કારિતાને ખીલવવાને માટે આ આરામના સમયનો ઉપયોગ ન કરવો? અક્ષરજ્ઞાન વિહોણાં આપણાં ખેડુતોની સંસ્કારિતા (Culturcal develop-ment) ખીલવવા માટે ખેડુતોએ કેમ યત્ન ન કરવો? ખેતીનો જેને અનુભવ છે તે તો જોઇ શકે છે કે સામાન્ય રીતે આજના યુગમાં પૂર્વકાલીન પદ્ધતિ પર ખેતી કરતાં નવરાશનો ભાગ્યે જ સમય મળે છે. પણ અત્યારે તો જે સમય છે તે સમયનો આવો ઉપયોગ કરવો જોઇએ.

તેમજ આપણા ગરીબ ખેડુતોની કંગાલીયતને નાબુદ કરવાને માટે યત્ન કરવાની જરૂર છે. તેને માટે તેમની નિર્ધનતાને સર્જના કારણોને જડમુળથી ઉખેડવા જોઇએ. તેને માટે સઘળી રાજકિય પ્રવૃત્તિને કેંદ્રિત કરવી જોઇએ તો જ ખેડુતોનું હિત સચવાઇ શકે. —(અપૂર્ણ)

વિનોદ: કેવાં બાળકો સાથે? આ તો કોઇ મજુરનું જણાય છે. એને તું કયાંથી લાવી?

ઉષા: બાળક તરીકે સઘળાં બાળકો સરખાં જ હોય છે. શ્રીમંત કે મજુર એ તો માત્ર સમાજના ભેદ છે. વિનોદ, શું ત્હમે પણ એવા ભેદમાં માનો છો?

વિનોદ: પણ તું એને કયાંથી ઉપાડી લાવી છે તે તો કહે? તું શ્રીમંત પિતાની પુત્રી છે: ત્હારી પ્રતિષ્ઠાનો ત્હારે ખ્યાલ રાખવો જોઇએ હાં.

ઉષા: એ તો જેવા જેના વિચાર. એક વ્યક્તિ જ્હેને પ્રતિષ્ઠા માને છે ત્હેને બીજી દંભ અને કુપણ ગણે છે, અને એકનો આડંબર તેમજ તિરસ્કાર બીજાના હૃદયના સત્કાર રૂપ બને છે. માનવિ માત્ર પોતાના વિચારોમાં સ્વતંત્ર છે. ત્હમારી દષ્ટિમાં સમાજના એ આડંબરની છાયા જણાતી હોવાથી ત્હમને આ કુમળા શીશુનું ભાવિ જીવન નિરસ અને નિરર્થક જણાય છે.

વિનોદ: આ વિચારો જ ત્હારા અનુભવની ખામી સુચવે છે.

ઉષા: [વચ્ચેથી અટકાવી] નીસર્ગના આનંદનો તેમજ ત્હેની પ્રભુતાનો જે અનુભવથી વિનાશ થતો હોય તે અનુભવની મ્હને ઇચ્છા નથી.

વિનોદ: [સહજ ગુસ્સાથી] ઉષા આવાં સાહસથી ઘણી વખત અનિષ્ટ પરિણામો જન્મે છે; હશે હવે આ બાળકની વાત તો કર.

ઉષા: ગઇ કાલે નિત્ય નિયમ પ્રમાણે હું આપણી મીલના કામદારોની ચાલમાં ગઇ ત્યારે એક કરૂણ દેખાવે મ્હારા હૃદયમાં સખ્ત આઘાત કર્યો. આ બાળકની માતા પોતાના જીવનના અંતિમ શ્વાસો ગણી રહી હતી. ત્હેની આસપાસ બીજાં પાંચ બાળકો વિંટળાયલાં હતાં અને ત્હેનો પતિ સજળ નયને આ બાળકને ખોળામાં રાખી સાશ્વત વિદાય લેતી પતિ તરફ લાચારીથી જોઇ રહ્યો હતો.

વિનોદ: એમાં નવિનતા શું જોઇ? એ તો જગતનો ચાલતો આવેલો ક્રમ છે.

ઉષા: વિલાસમાં પ્રમત્ત રહેતા શ્રીમંતોને એ હૃદયવિદારક પ્રસંગોનો ખ્યાલ ન જ આવે પણ ત્યાં તો બન્નેનાં હૃદય રડી રહ્યાં હતાં જીવનભર મ્હેનત કરી દુ:ખના દરેક પ્રસંગે પરસ્પરનાં આશ્વાસનોથી સંતોષ માનનાર એ રંક પતિ-પત્નિનો વિયોગ મારે માટે તો અસહ્ય હતો! પોતાનાં કુમળા શીશુના વિચારો એ મરણશય્યાએ પડેલી માતાના વાત્સલ્યભર્યા હૃદયને વિદારી રહ્યા હતા.

વિનોદ: એટલે તું દયાની દેવી બની ત્હેને લઇ આવી એમ જ ને?

ઉષા: હા. [નિશ્વાસ મુકી] રંકનાં અશ્રુ એ જ શ્રીમંતોના આનંદનું સાધન છે. જ્હેના શ્રમથી અઢળક સંપત્તી મેળવી મહાલયોનાં નિવાસી બની શકાય છે તે સંપત્તીના સર્જકોના આર્તનાદે શ્રીમંતોના હૃદયમાં આનંદની ભરતિ આવે છે! સમાજનો આ કેટલો અન્યાય?

વિનોદ: ન્યાય અને અન્યાય જેવું આ વિશ્વમાં કાંઇ છે જ નહિ. ગરીબ તે જીવનભર ગરિબ રહેવાને જ સરજાયલો છે. મ્હેનત કરવી એ ત્હેનો ધર્મ છે અને દયા બતાવવી એ શ્રીમંતોનું કર્તવ્ય છે.

ઉષા: એને ગરીબ બનાવનાર કોણ? જે સમાજ અત્યારે સભ્ય હોવાનો આડંબર કરે છે તેજ સમાજની અવળી રચનાનો ભોગ થતાં તેમનાં જીવન અકાળે કરણજાત નકામાં થઇ પડે છે. ત્હેમની એ

કંગાલીયત માટે અત્યારનો દંભી સમાજજ જવાબદાર છે.

**વિનોદ:** સમાજ તો એ લોકોને પોષે છે. એની દયા પર તેઓ પોતાના જીવન નિભાવી રાખે છે.

**ઉષા:** દયા બતાવવી એટલે શ્રીમંતાઇનું પ્રદર્શન કરવું. બાકી તો કોઇ હૃદયની સાચી અનુકંપાથી દયા બતાવતું જ નથી. માત્ર નામનાની લાલચે જ તેઓ ઉદાર બને છે! એમાં પણ ત્હેમનો તો સ્વાર્થ જ છુપાયલો હોય છે. ગરીબ માણસ તરફ દયા બતાવવાથી તેઓ આળસુ બની જાય છે અને પછી શ્રીમંતો એમને નજીવી કીંમતે ખરીદી શકે છે. પણ તેથી તો દુનીઆમાં ગરિબાઇનું પ્રમાણ દિવસે દિવસે વધતું જાય છે.

**વિનોદ:** એ ત્હારી ભુલ છે. ગરીબાઇ વધવાનું કારણ ત્હેમનામાં થતી પ્રજાની અતિશય વૃદ્ધિ જ છે.

**ઉષા:** ત્યારે શ્રીમંતો કેટલા સંતતિ નીયમનમાં માને છે? કેટલા ત્હેનું પાલન કરે છે? કારણો દર્શાવિ દૂર રહેનારાઓ શા માટે જાતે ભાગ આપી એ અજ્ઞાન વર્ગમાં સુવિચારોનો પ્રચાર કરતા નથી?

**વિનોદ:** એ કામ શ્રીમંતોનું નથી. ગરિબોને ઝુંપડે ઝુંપડે ઉપદેશ માટે નીકળવાની ત્હેમને ફુરસદ નથી.

**ઉષા:** ક્યાંથી હોય? પોતાના અજબ સૌન્દર્યથી આકર્ષી મોહ અને વાસનાને પ્રેમના નામથી ઓળખાવનાર વેશ્યાઓના બાહુપાશમાં કલાકોના કલાકો વિતાવવામાં શ્રીમંતોને ફુરસદ મળે છે; ત્હેમની સાથે ફરવામાં તેઓને મહત્તા સમજાય છે પણ ગરીબના બાળકને બોલાવતાં તેઓ શરમાય છે—કલંકિત થાય છે! આ તમારા સમાજની સભ્યતા!

**વિનોદ:** પુરૂષોના વર્તન વિષે પ્રશ્ન કરવાની સ્ત્રીઓને કાંઇ જરૂર નથી. લક્ષ્મીનો સદુપયોગ કરવાનું અમે સારી રીતે જાણીએ છીએ જીવનની રસિકતા શામાં છે, ત્હેની સફળતા કેવિ રીતે મેળવી શકાય છે, તેમ જ લક્ષ્મી સુખનું સાધન કેવી રીતે બની શકે છે ત્હેનું અમને સંપૂર્ણ જ્ઞાન છે. તેમાં ત્હમારી સલાહની અમને બીલકુલ જરૂર નથી.

**ઉષા:** કેટલું અભિમાન! વિનોદ, શીક્ષણનો સદુપયોગ તો સારો કરતા જણાઓ છો! શ્રીમંતોનાં હૃદયોની પરીક્ષા દુષ્કર છે ત્હેનો મ્હને અત્યારે જ બરાબર પરીચય થયો; પુરૂષોમાં આડંબર કેટલો બધો છે ત્હેનો યે મને અત્યારે જ અનુભવ થયો. મ્હારા જીવનની આ સુખદ પળ ચીરસ્મરણીય રહેશે. વિનોદ, ગરીબોની સેવા એ જ મ્હારો જીવન-મંત્ર છે. એની સાધના માટે હું મ્હારૂં સર્વસ્વ સમર્પવા તૈયાર છું. નથી મ્હને લક્ષ્મીની પરવા કે નથી સંસારના ભોગ વિલાસની, વિનોદ ભાઇ! સુખેથી સિધાવો. મ્હારે તમારી સાથે વધુ ચર્ચામાં ઉતરવું નથી.

**વિનોદ:** [ સાશ્ચર્ય ] ઉષા! ત્હારા જીવનસાથી સાથે આવું વર્તન! તું આ સંબોધન કોને કરી રહી છે?

**ઉષા:** મ્હારો જીવનસાથી કોઇ નથી. મ્હેં તો જીવન સહચરી શોધી છે અને ત્હેના સહકારમાં જ હવે મ્હને સંતોષ થશે.

**વિનોદ:** શું તું આપેલાં વચનો ભૂલી ગઇ? ઉષા, મ્હારા હૃદયમાં ત્હારી પ્રતિમા આલેખાયલી છે ત્હેનું વિસ્મરણ કેવી રીતે થશે?

**ઉષા:** વિનોદભાઇ, એ છાયાને પકડવા દિવાના ન બનો. એક કલાક પહેલાંની ઉષા અત્યારે નથી. પહેલાં ઉષા ત્હમારી

હતી અને હવે તે આખા વિશ્વની થઇ છે. એના પર એક વ્યક્તિનો અધિકાર આ જન્મમાં હવે અસંભવિત છે.

વિનોદ: તો પછી લગ્નનું...?

ઉષા: એ બંધન શા માટે? જે પુરુષો જગતની સેવા કરવાના અભિલાષ ધરાવતી સ્ત્રીઓ પર પણ પોતાની સત્તા જમાવવાનો કોડ સેવે ત્હેવા નિષ્ઠુર પુરુષોને હૃદય આપવાથી શું ફાયદો?

વિનોદ: શું આ ત્હારો અંતિમ નિર્ણય છે ઉષા? ત્હારા નિર્મળ સ્નેહે અત્યાર સુધી મ્હારા જીવનને રસિકતા અર્પી હવે આ પ્રમાણે તલસાવે છે?

ઉષા: એ સાચી રસિકતા ન્હોતી પરન્તુ મ્હારા પ્રત્યેની વાસનાનાં જ આકર્ષણ હતાં ત્હેનું મ્હને અત્યારે ભાન થાય છે. વિનોદભાઇ, ખરેખર, કેટલીય સાચા પ્રેમની આરઝુ રાખનાર બાળાઓ પુરુષોના આવા આડંબરનો ભોગ થઇ પરીણામે ઉન્હાં અશ્રુ સારે છે! સ્ત્રી અને પુરુષ ઉભયના માર્ગો સ્વતંત્ર હોવા જોઇએ. સ્વેચ્છા પ્રમાણે પોતાના જીવનને દોરવાનો ત્હેમને અધિકાર છે.

વિનોદ: ઉષા, તું અત્યારે ઉત્તેજીત થઇ ગયેલી હોવાથી આવા વિચારો જણાવી રહી છે: જરા શાન્તિથી વિચારી જોજે કે જીવનનો આનંદ શામાં રહેલો છે?

ઉષા: એ માર્ગ તમે જ સ્વીકારો મ્હેં તો મ્હારા જીવનનું ધ્યેય નક્કી કરેલું છે. સેવા એ જ મ્હારો આદર્શ છે. હવે વિશ્વ મારૂં પ્રિયતમ. એ પ્રિયતમનાં મધુર સંબોધન અને દૈવિ પ્રેમ એ જ મ્હારા જીવનનો ઉલ્લાસ અને ત્હેની સફળતા.

[વિનોદ સ્હામે તીક્ષ્ણ દ્રષ્ટિપાત કરી મજુરના બાળકને લઇ ઉષા ચાલી જાય છે વિનોદ સ્તબ્ધ બની પાછળ જોઇ રહે છે.]

[પડદો પડે છે.]

## પ્રવેશ બીજો

પાત્રો: વિલાસ અને રામદાસ.

સ્થળ: દિવાનખાનું.

[રામદાસ હિસાબ તપાસી રહ્યા છે: વિલાસ પ્રવેશે છે]

વિલાસ: આ શું ચોવીસે કલાક હિસાબની જ ધૂન! જીન્દગીમાં આરામ જ નહિં, તમારા મેનેજર શું કરે છે ત્યારે?

રામદાસ: [ચોપડામાંથી હળવેથી ઉંચું જોઇ] મેનેજર જે કાંઇ કરે તે આપણે તપાસવું તો જોઇએને? વ્યવસ્થામાં શું ખામી રહી છે તે જાણ્યા શીવાય ત્હેની સુધારણા કેવી રીતે થઇ શકે.

વિલાસ: હું તો ત્હમને જ આટલી ચીંતાનો બોજો ઉપાડતા જોઉં છું બીજા ય મીલમાલિકો છે તો ખરા પરન્તુ તે તો આખો ય દિવસ આનંદ કરે છે.

રામદાસ: આનંદ સમયે આનંદ અને કામને સમયે કામ જોઇએ. હમણાં હમણાં મીલમાં મ્હોટી ખોટ જણાય છે ત્હેને પહોંચી વળવા માટે મેનેજરે કામદારોમાં કાપકુપ કરવાની યોજના તૈયાર કરી છે ત્હેના જ વિચારો મ્હને આટલા મુઝવી રહ્યા છે.

વિલાસ: એમાં વળી મુંઝાવાનું શું હતું? યોજના પસાર કરી દો એટલે ખોટ સરભર થઇ જશે.

રામદાસ: પરન્તુ એ ખોટ આવવાનાં કારણો તો તપાસવાં જોઇએ ને? ઉડાઉ અને બીનજરૂરી ખર્ચને લઇને જો ખોટ

આવતી હોય તો પછી કામદારોએ શા માટે સહન કરવું જોઇએ?

**વિલાસ:** આપણે તો થોડા ખર્ચે મ્હોટો ફાયદો કરવો જોઇએ. ઓછી સંખ્યાના કામદારોથી જો વધુ કામ થઇ શકતું હોય તો પછી ગમે તે યોજના પસાર કરવામાં શું અડચણ?

**રામદાસ:** ત્હારા આ વિચારો નવિન નથી અત્યારે લગભગ દરેક કારખાનાંવાળા આ જ વિચાર રાખે છે પરન્તુ તેઓ ભૂલી જાય છે કે એ કામદારોના શ્રમથી જ તેઓ મહાલયોમાં વસી એશઆરામ ભોગવી શકે છે.

**વિલાસ:** સંપત્તીના બળે સર્વ પ્રમોદો સહજ થઇ પડે છેઃ જો શ્રીમંતો ભોગ-વિલાસો નહિં ભોગવે તો ત્હેમની લક્ષ્મીનો બીજો ઉપયોગ પણ શું?

**રામદાસ:** એ તો સામાન્ય દલીલ છે. ત્હને ખબર છે કે દુનિયામાં કેટલી ગરીબાઇ વ્યાપી રહી છે? અરે! દૂર શા માટે જવું જોઇએ; આપણા દેશની જ સ્થીતિનો વિચાર કરને. હિંદુસ્થાનમાં જ અત્યારે હજારો માણસો ઘરબાર વિનાના છે, ત્હેમને પ્હેરવાને વસ્ત્ર નથી કે ભોજન માટે અન્ન નથી! ભુખ શમાવવા પોતાના વ્હાલાં બાળકોનું વેચાણ કર્યાના દાખલા પણ બની રહ્યા છે! જ્યાં આટલી કંગાલીયત છે ત્યાં શ્રીમંતો જો પોતાની સંપત્તીનો વ્યય ભોગવિલાસની તૃપ્તી માટે જ કરે તો એ ત્હેનો સદુપયોગ નહિ પરંતુ માત્ર દુરૂપયોગ જ છે.

**વિલાસ:** અનાદિ કાળથી જ રંક અને શ્રીમંત એ બે વર્ગો સરજાયલા છે. એક સ્વામી છે અને બીજો સેવક છે.

**રામદાસ:** એ તો માત્ર સમાજે રચેલા ભેદ છે; સ્વાર્થી જાળ છે અને પોતાની સત્તા સ્થાપવા માટે શ્રીમંત વર્ગે નિર્ણીત: કરેલ પ્રથા છે.

**વિલાસ:** ત્યારે શું શ્રીમંતોએ પરોપકારીના નમુના બની, પોતાની સંપત્તી ગરીબોને વ્હેંચી આપી પોતે બાવા બની જવું કેમ?

**રામદાસ:** નહિંજ. એવા પરોપકાર તો વેરીની ગરજ સારે છે. ગરીબોને કામે લગાડવા. ત્હેમનાં આશીક્ષીત બાળકોમાં કેળવણીનો પ્રચાર કરવો અને ત્હેમની સ્ત્રીઓને બાળસંરક્ષણ વિગેરેનું શીક્ષણ આપવું એ જરૂરનું છે. એમ કરવાથી જ દિનપ્રતિદિન તેમની દશામાં સુધારો થતાં હાલની કંગાલીયત ચાલી જશે. માત્ર દયા બતાવી ટુકડો રોટલો નાખવાથી તો ત્હેમનામાં આળસ આવે અને કામ કરવાની વૃત્તી જ ન થાય.

**વિલાસ:** આનંદ અને વિલાસો માટે જ માનવ-જીવન છે. ત્હેને સંયોગો સાનુકુળ હોવા છતાં પણ કરમાવવું એ આત્મહત્યા છે. ત્હમારૂં તો આખું યે જીવન આ કામદારોની પાછળ જ ગયું છે. [પાસે જઇ શરિર પર હાથ ફેરવતાં] અધિક શ્રમથી ત્હમારી તબીયત કેટલી નબળી પડી ગઇ છે. તેનો તો વિચાર કરો? શાન્તીથી કોઇ દિવસ જીવનનો ઉલ્લાસ અને આનંદ પણ ભોગવ્યો છે?

**રામદાસ:** આટલી આટલી વયે પણ ત્હારા વિલાસો હજી ન શમ્યા? ત્હને એ જ જીવનમાં આનંદ જણાય છે? શારિરીક વાસનાઓને શાન્ત પાડવામાં જ જો ત્હારા ઉલ્લાસ અને આનંદની પૂર્ણાહુતિ થતી હોય તો મ્હારે એ બંધનો નથી જોઇતાં. વિચાર કર ઘરમાં એક પુત્રી બાળ વિધવા છે. બીજીને સંસારનું સુખ નથી અને ત્રીજી મ્હારી લાડકી ઉષા એ

જ મ્હારા સંતોષનું કારણ માત્ર છે: મ્હને તો ત્હેની સેવા ભાવના જોઇને આનંદ અને ઉલ્લાસ થાય છે :

**વિલાસઃ** સહન કરવા માટે તો માત્ર અમે જ સરજાયાં છીએ! પુરૂષોને પોતાના કામ ધંધામાંથી જીવનભર ફુરસદ ન મળે એટલે અમારે પણ નીરસ જીવન વિતાવવાનું એમ જ ને? ત્હમારો સ્વાર્થ અને અમને શીક્ષા! સંસારનો આ પણ અજબ ન્યાય!

**રામદાસઃ** વિલાસ, વયના પ્રમાણ સાથે માનવજીવનમાં વિલાસોની ઓટ થવી જોઇએ હો!

**વિલાસઃ** ત્હમારા આવા બોધથી જ ઉષા બગડતી જાય છે. આખો દિવસ ગરિબોના લત્તામાં ફર્યા કરવું, ત્હેમનાં બાળકોને સાચવવાં એ જ હવે તો એનો ધંધો થઇ પડયો છે. એ દિવસથી વળી એ લગ્ન નહિં કરવાની નવી જીદ લઇ બેઠી છે!

**રામદાસઃ** માતાને ઉદાહરણ રૂપ પુત્રી બને છે! આટલી મ્હોટી ઉમ્મરે તું વિલાસો વાંચ્છે છે, ત્યારે ત્હારા જ દૂધથી પોષાયલી ત્હારી પુત્રી વિરાગ ઇચ્છે છે! શું એ સ્ત્રીજાતિ નથી?

**વિલાસઃ** ત્હમને ઉષાનો કાંઇ દોષ જણાવાનો નથી જ. ગરીબોને ઝુંપડે ઝુંપડે રખડવું એ શું આપણી પ્રતિષ્ઠાને છાજે છે? ત્હેનાં સાસરીયાં પણ તેથી શરમાય છે. વિનોદ જેવો શ્રીમંતનો છોકરો બીજે ક્યાં મળવાનો હતો? પણ ઉષાએ તો ત્હેને ય ના પાડી દીધી કેટલી ઉચ્છ્રંખલતા!

**રામદાસઃ** ઉષાના કોઇ પણ કાર્યમાં હું આડે આવનાર નથી, હું તો સારી રીતે જાણું છું કે ઉષાની સેવાભાવનાથી મ્હારી પ્રતિષ્ઠા વધે છે છતાં ત્હેનાં સાસરીયાંને તે અયોગ્ય જણાય તો ભલે તેઓ ઉષાને પોતાની પુત્રવધુ તરીકે ન સ્વીકારે!

**વિલાસઃ** પણ વિનોદને લગ્નની સાફ ના પાડી તેણે એનું કેટલું અપમાન કર્યું તે ખબર છે?

**રામદાસઃ** એ ખબર રાખવી એ મ્હારૂં કામ નથી ત્હેના જીવનના પ્રશ્નમાં મ્હારી દર્મ્યાનગીરી ન હોઇ શકે. ત્હેની ઇચ્છા પ્રમાણે વર્તવા તે સ્વતંત્ર છે.

**વિલાસઃ** પણ આ તો સ્વતંત્રતા ન કહેવાય. પિતા તરીકેની ત્હમારી ફરજ વિસરી જતાં ત્હેની ઉચ્છ્રંખલતાને પુષ્ટી આપો છો. એ જાણો છો?

**રામદાસઃ** પિતા તરીકે જો મારી ભુલ થતી હોય તો માતા તરીકે તું સુધાર. ઉષાને સ્હમજાવ અને લક્ષ્મીની લાલચ આપી ત્હેને સંસારમાં નાંખવાના પ્રયાસો કર. એટલે તું જીતી અને હું હાર્યો; બસ્સ?

**વિલાસઃ** એમ? તો હવે અલ્પ સમયમાં જ જોઇ શકશો કે ત્હેના અત્યારના વિચારો ક્યાં સુધી સ્થીર રહી શકે છે.

[ચાલી જાય છે.]

**રામદાસઃ** [સ્વગત] માતા અને પુત્રીમાં કેટલો બધો ફરક! એક વિલાસ અને સ્વાર્થની પ્રતિમા ત્યારે બીજી વિરાગ અને સેવાની જ્વલંત મુર્તિ!.

[હીસાબના ચોપડા તપાસવામાં પુનઃ મશગુલ બને છે.]

[પડદો પડે છે.]

## પ્રવેશ ત્રીજો

**પાત્રો**—માયા, ઉષા અને પાછળથી વિલાસ.

**સ્થળ:**—ખાનગી ઓરડો.

[બાળકને પારણામાં સુવાડી ઉષા હેને જોવામાં તલ્લિન બનેલી છે. માયાના પ્રવેશથી તે અજાણ છે.]

**માયા:** ઉષા, આ શું કરે છે? આખો દિવસ આ કંગાલ છોકરાની પાછળ હેરાન શીદ થાય છે? કાંઇ વિચાર આવે છે કે નહિ?

**ઉષા:** એમાં વળી વિચાર શા આવવાના હતા? આ બાળક મ્હને ઘણું જ વ્હાલું લાગે છે એટલે ત્હેની સાથે ખેલ્યા કરૂં છું એમાં ત્હમને શું હૈરાનગતિ થઇ? માયા બ્હેન જો તો ખરી એ કેવું મધુર સ્મીત કરે છે!

[બાલકને ચુમે છે અને માયા સ્હામે હસતિ હસતિ જોઇ રહે છે.]

**માયા:** આ ચાળા હવે છોડી દે. થોડા દિવસમાં તારે સાસરે જવું પડશે. ત્યાં એ બધું નહિ ચાલે, સમજી?

**ઉષા:** જ્યાં મારી સેવાવૃત્તીને પોષણ ન મળતું હોય ત્યાંના વિશ્રામો મારે નકામા છે. મ્હારી આ જીવનચર્યાથી જ્હેની પ્રતિષ્ટાને હાની પહોંચતી હોય ત્હેનો સંસર્ગ પણ મ્હારે નથી જોઇતો બ્હેન!

**માયા:** વિનોદને શું ઉત્તર આપશે? એ તો ત્હારી પાછળ દિવાનો છે. એને રીઝવવા ખાતર પણ આ બધા વિચારોને તીલાંજલી આપવી પડશે.

**ઉષા:** માયા બહેન, વિનોદને ઉત્તરો અપાઇ ચુકયા છે: લક્ષ્મીનંદન વિનોદ ત્હારી બ્હેનના સાચા હૃદયનો દિવાનો નથી. એ તો ત્હેના સૌન્દર્યનો ઘેલો છે, ત્હેના દેહને એ વાંચ્છે છે, આત્માનાં પુજન એને નથી રૂચતાં.

**માયા:** શ્રીમંતોના પુત્રો તો સદા વિલાસી જ હોય. ઉષા, તું તો ભોળી જ રહી. વિનોદને હજી ઓળખી શકી નથી. ખરેખર એના નામ પ્રમાણે જ વિનોદ તો સાચો વિનોદી જ છે.

**ઉષા:** શ્રીમંતોના વિલાસો ભલે ત્હેમના હૃદયને આનંદ આપ્યા કરે: મ્હારે એ વિલાસોના કારણભુત નથી બનવું. વિનોદની ઉષા બની મ્હારે પરાધિન નથી બનવું.

**માયા:** એમાં પરાધિનતા શાની? વિનોદની સંપત્તી ત્હારા ચરણોની સેવા કરશે: અને વિનોદ......

**ઉષા:** [ત્હેને અટકાવી] મ્હારા પર સત્તા ચલાવશે કેમ નહી?

**માયા:** સત્તા અને અધિકાર એ તો અત્યારના યુગમાં એક જાતનો ભ્રમ ઉત્પન્ન કર્યો છે!

**ઉષા:** ભલે એને જગત ભ્રમ કહેતું હોય પરંતુ ત્હમે જ ઉત્તર આપશો કે પરણવું શા માટે?

**માયા:** કેવો વિચિ પ્રશ્ન!

**ઉષા:** શું મારો પ્રશ્ન વિચિત્ર છે? બહેન, જીવનનો પ્રાધાન્ય પ્રશ્ન લગ્ન હેના પ્રત્યે બેદરકારી બતાવવી એટલે માનવ જીવનના સ્વભાવ જન્ય આનંદના વિનાશની પ્રસ્તાવના! ત્હમે જ કહોને કે મધુ બ્હેનનાં લગ્ન કરીને શુ ફાયદો કાઢયો? એક જ વર્ષમાં એ બિચારીને સમાજની ભયાનક યાતનાઓ સહન કરવા સજ્જ થવાની ફરજ પડી. વિધવાનાં કલંકિત

નામથી તે હવે તો જીવનભર નિંદવાની! જ્યાં આવાં પરીણામો આવવાનાં છે ત્યાં પછી પરણવાના કોડ શા માટે સેવવા જોઈએ? માયા બ્હેન, ત્હારી સ્થીતી જ તું વિચારી જોને પરણતાં પહેલાં ત્હારા પતિ કેટલા નમ્ર હતા અને હવે તો જાણે પ્રકોપની મુર્તિ જ!

**માયા:** આવા આવા વિચારો કરવા બેસીએ તો આ દુનીયામાં રહેવાય જ નહિં. અમે બંને ભલે દુઃખી થયાં પણ તું તો સુખી જ થઈશ કારણ કે વિનોદ શોખીન અને શ્રીમંત યુવક છે.

**ઉષા:** એ જ ત્હારી ભુલ છેઃ શ્રીમંતાઈ અને શોક્ષણ હંમેશાં ભાગ્યે જ એક દિશામાં ગતિ કરે છે.

**માયા:** એ ગતિનું ત્હારે શું કામ?

**ઉષા:** ત્યારે શું તું એમ જ માને છે કે મ્હને લક્ષ્મીની લાલચ છે અને વિનોદના પિતાની સંપત્તીથી આકર્ષાઈને જ હું ત્હેની સાથે લગ્ન કરવા તૈયાર થઈ હતી?

**માયા:** ત્યારે શું વિનોદને તું ના પાડીશ?

**ઉષા:** ના પાડીશ શું? ના પાડી પણ દીધી. (સ્હામે જોઈ હસે છે)

**માયા:** [આશ્ચર્ય સાથે] ગજબ કર્યો! આવા મોટા શ્રીમંતના પુત્રને ના પાડી? ત્યારે તું શું કરીશ?

**ઉષા:** જગતની સેવા, માયા બ્હેન, વ્યક્તિગત પ્રેમને મ્હેં તીલાંજલી આપી છે અને વિશ્વપ્રેમનો સ્વિકાર કર્યો છે વિશ્વ મ્હારૂં પ્રિયતમ છેઃ મ્હારા પ્રેમનાં વિશુદ્ધ ઝરણાથી હું એ પ્રિયતમને પ્રસન્ન રાખીસ અને જીવનની સાચી રસિકતાનો આસ્વાદ લઈશ. સંસારના મોહ મ્હારે નથી જોઈતા, લક્ષ્મીની મ્હને લાલસા નથી અને ભોગવિલાસોમાં મ્હને આનંદ નથી!

**માયા:** પણ આવો આકરો નિર્ણય કરવાની ત્હને શાથી જરૂર પડી?

**ઉષા:** જગતના પુરૂષવર્ગના અંકુશેથી તેઓ સંસાર જીવનમાં મુગ્ધ હરીણીઓના માત્ર શીકારી જ છેઃ બીનના નાદે ચંચળ મૃગોને હણનાર પારધીનાં પગલે અનુસરનારા છે. પુરૂષો જ્યાં સુધી પોતાની સ્વાર્થી વૃત્તીઓ, અને ભયાનક વાસનાઓનો ત્યાગ ન કરે ત્યાં સુધી નારીવર્ગે સાશ્વત કૌમારના રાહ સ્વીકારવા એ જ શ્રેયસ્કર છે.

**માયા:** લગ્ન એ તો પવિત્ર વસ્તુ છેઃ લગ્નથી જીવનનો વિકાસ થાય છે અને પ્રભુતાના પ્રાંગણમાં વિહાર કરાય છે.

**ઉષા:** ના એ વ્યાખ્યા ખોટી છે; માત્ર સ્ત્રીઓને ઠગવા માટે જ જોડી કાઢવામાં આવી છે. બે હૃદયના તાર એકત્ર બની એક જ રણકાર કહાડે ત્હેનું નામ લગ્નઃ અત્યારનાં લગ્નનો અર્થ તો કેવળ વ્યભિચાર જ થાય છે. દેહની વાસના અને સૌન્દર્યના ભોગ એ એનાં સાધન છે. નથી એમાં રહ્યાં હૃદય કે આત્માનાં પુજન કે નથી એમાં સૌન્દર્ય સત્કારની ભાવના. વિનોદને તો મ્હારી સેવાવૃત્તી યે ન ગમે!

**માયા:** ન જ ગમે શ્રીમંતની પત્ની ગરીબોનાં બાળકોની ચાકર બને એ ત્હેનાથી કેમ સહન થાય?

[વિલાસ પ્રવેશે છે]

**વિલાસ:** એમાં પરાધિનતા શાની? ઉષા, દિવસે દિવસે તું તો ઘણી સ્વચ્છંદી બનતિ જાય છે હોં!

**ઉષા:** ત્હમને પણ મ્હારી સ્વતંત્રતા વસમી લાગી કે શું? પુત્રીની સ્વતંત્રતા માતાથી સહન ન થાય એ તો આશ્ચર્ય!

**વિલાસ:** તું તો હદ વટાવતી જાય છે! આવતી કાલની શ્રીમંત પત્નિને આવી

ઢીલકી સેવા શોભે? મજુરનાં બાળકની નોકરડી બનવું તે શું સારૂં કહેવાય?

- **માયા**. [વિલાસ સામે જોઇ]: એના મગજમાં, કોણ જાણે શું ભૂત ભરાયું છે કે ગરીબ બીખારડાંને જોઇને એ ઘેલી જ બને છે.

**વિલાસ:** એમાં આપણી શોભા નહિં અને વિનોદકાન્ત જેવા શ્રીમંતની પ્રતિષ્ઠા નહિં.

**ઉષા:** એ શ્રીમંતાઇની જાહેરાત સાંભળી મ્હારા કાન પણ બ્હેરા થઇ ગયા! વિનોદ શ્રીમંત હો કે રંક હો ત્હેની મ્હારે શું દરકાર!

**વિલાસ:** કેમ નહિ; થોડા જ દિવસમાં તું એની સાથે લગ્નથી જોડાઇ ત્હેની સ્વામિની બનીશ પછીથી ત્હારે કેમ કાંઇ દરકાર નહિં?

**ઉષા:** હું તો ક્યારની ય સ્વામિની બની ચુકી છું: મ્હેં તો પ્રિયતમાપદનો સ્વીકાર ક્યારનો ય કર્યો છે!

**માયા:** કોણ જાણે આ સૂત્ર ક્યાંથી શીખી લાવી છે કે વિશ્વ મ્હારૂં પ્રિયતમ છે, મ્હારે એક જ વ્યક્તિની સેવા શા માટે કરવી જોઇએ?

**વિલાસ:** પણ શ્રીમંતોની સાથે લગ્ન કરવામાં સેવાનો પ્રશ્ન જ ક્યાં રહે છે? નોકર–ચાકરો કામ કરનાર હોય; પછી શાની કમીના રહે?

**ઉષા:** સ્ત્રીનો પુરૂષ સ્વીકાર કરે એ ત્હેનો મહાન ઉપકાર અને એ ઉપકારની રૂણી સ્ત્રી ત્હેની આજ્ઞામાં રહે ત્હેને આધીન રહે એ આપણા સમાજના લગ્નના આદર્શ!

**વિલાસ:** [તનડીને] એ કાંઇ નહિં ચાલે. ત્હારૂં તત્વજ્ઞાન ત્હારી પાસે જ રહેવા દે. સ્ત્રીઓને લગ્ન કર્યા શીવાય ચાલે નહિં એટલે વિનોદ સાથે ત્હારે પરણ્યા શીવાય ચાલવાનું નથી. સંસારમાં સ્ત્રીને માટે લગ્ન એ તો અનિવાર્ય વસ્તુ છે. એનો નિરોધ નારાથી થઇ શકે જ નહિ.

**ઉષા:** પણ મ્હારે એ પરાધીનતાની જંજીરો નથી સ્વીકારવી, મ્હારે એ જીવનનો લ્હાવ નથી લેવો. વૈભવ નથી મ્હાણવા. વિલાસ મને પ્રિય નથી અને સમાજમાં મ્હારે શ્રીમંતાઇનો ગર્વ બતાવવો નથી.

**વિલાસ:** [અધિક ગુસ્સાથી]: એ કોઇ પણ દલિલ ચાલવાની નથી. કાલથી જ ત્હારે બ્હાર જવાનું નથી. કામદારોની ચાલીઓમાં ભટકવાનું નથી અને બીખારણોને એકઠી કરી ત્હેમનાં છોકરાં ઘરમાં લાવવાનાં નથી: જરા શ્રીમંતની પત્ની થવાની લાયકાત મેળવતી જા.

**ઉષા:** મ્હારે એ લાયકાત નથી જોઇતિ: [વિલાસના સ્હામું જોઇ રહે છે.]

**વિલાસ:** કેટલી વિચીત્ર છોકરી?

[પડદો પડે છે.]

## પ્રવેશ ચોથો.

**પાત્રો:** ઉષા અને વિનોદ.
**સ્થળ:** અભ્યાસનો ઓરડો

[ઉષા અને વિનોદ સ્હામ સ્હામાં ખુરસી પર બેઠેલાં છે.]

**વિનોદ:** શું ત્હારો આ અંતિમ નિર્ણય છે?

**ઉષા:** વારંવાર એ સવાલ પુછવાની શું જરૂર? લગ્નના બંધનમાં શા માટે બંધાવું જોઇએ? મને એનાથી કાંઇ ફાયદો જણાતો નથી.

**વિનોદ:** લગ્નને બંધન કોણ કહી શકે છે? એની ભાવના પવિત્ર છે; સ્ત્રી અને પુરૂષની મીત્રતા એ લગ્નનો આદર્શ છે.

એક ખૂણો પણ ખીલંબ થશે તો આ અપરીમિત સાગરમાં તે સમાઇ જશે.'

'હં, પછી?'

'મેં મ્હારા જીવનની જરા પણ પરવા કર્યા વગર અંદર ઝંપલાવ્યું અને વેગથી તેની પાસે જઇને તેની કમર પર લાઇફ બોટ વીંટાળી દીધો. અન્ય ખલાસીઓ પણ ત્યાં સુધીમાં આવી પહોંચ્યા. અને બોટની મદદ વડે અમે તેને કીનારા પર આણ્યો.

'કેમ ભાઇ, ત્હમારે શું કહેવું છે?'

'હું જીવું છું.' સુધીરે ટુંકો જવાબ વાળ્યો.

'મુર્ખ,' સાહેબડાએ ગુસ્સે થઇને કહ્યું 'આ સાગરતટના બંધ ત્હમારા જેવાને સારૂ આપઘાત કરવા માટે નથી બંધાયા. સમજ્યા! જીવન જો ખરેખર અકારૂં થઇ પડ્યું હોય તો બીજી જગ્યા શોધી લો. આ બાજુ ન આવતા. સમજ્યા, અને...

'યાદ રાખો કે આપઘાત કરવામાં નિષ્ફળ નિવડશો તો સાત વર્ષની સજા ઠોકાઇ જશે. જાવ, આજ હું ત્હમને જતા કરૂં છું. ફરીથી આવો નિષ્ફળ યત્ન નહીં કરતા."

[૩]

સુધીર ઇચ્છે કે ન ઇચ્છે છતાં આ બનાવે જાહેર પ્રજાનું ખુબ ધ્યાન ખેંચ્યું. સુધીરના યત્ન માટે અનેક શબ્દો લખાયા, કેટલાક છપાયા. અને કેટલાક વંચાયા.

વસ્તુ એમ બની હતી કે સુધીર જરા વિખ્યાત હતો. જીવનનો અંત લાવવા સુધીર કેમ પ્રેરાયો તે વિશે અનેક અટકળો થતી. શહેરના સઘળાં વર્તમાનપત્રમાં સુધીરના આપઘાતની વસ્તુ ખુબ ચર્ચાઇ હતી.

આ બધાને પરીણામે કોઇ પત્રકાર સીધો સુધીર પાસે પહોંચ્યો.

'આવો, કંઇ કારણ? સુધીરે ઉપલા શબ્દોથી સ્વાગત કર્યું.

'કહે છે કે ત્હમોએ આપઘાત કરવાનો યત્ન કર્યો?'

'હા.'

'એ તમે જ છો કે જેણે સમુદ્રમાં ઝંપલાવીને પોતાના જીવનનો અંત આણવાનો યત્ન કર્યો?'

'હા.'

'ત્યારે ત્હમો તેનું કારણ મ્હને કહી શકશો ખરા?'

'કંઇ કારણ?'

'અનેક કલ્પનાઓ થઇ રહી છે!

'ત્હમો જાણો છો કે હું એક કામદાર છું?'

'ના.'

'સામાન્ય રીતે ત્હમારા પત્રો અમારા વર્ગ ઉપર પડતી આપત્તિઓ નથી છાપતાં?'

'ના.'

'કેમ?'

'તે સાથે અમારા વાંચકવર્ગને ખાસ સંબંધ નથી'

'ત્યારે હું જણાવીશ કે મ્હારા આપઘાતનો યત્ન મ્હારા વર્ગના જીવન સાથે સીધી રીતે સંકળાયેલો છે.

'કેવી રીતે?'

'એ ત્હમોને નહીં સમજાય!'

પત્રકાર નો નફ્ફ્ન શાંત જ પડી ગયો. તેને લાગ્યું કે અહીં આવવામાં તેણે ગંભીર ભુલ કરી હતી, અકથ્ય અકળામણમાં તે અટવાઇ પડ્યો.

'ત્હમને શું મળે છે?'

'એસો રૂપીઆ'

'તે ત્હમને પુરતાં થઇ રહે છે?'

'મહાપરાણે માંડ માંડ થાય!'

'ધારો કે ત્હમને માત્ર ૨૪ રૂપીઆ પગાર મળતો હોય, કલ્પો કે ત્હમારે આટલી અલ્પ આવકમાં આખા કુંટું-બનું પોષણ કરવાનું હોય! વીચાર કરો કે ત્હમારા બાલકોને મીલમાં ૬ કલાક કામ કરવા જવું પડતું હોય, ધારો કે ત્હમારી સ્ત્રીને દીવસના દશ કલાક કામ કરવું પડતું હોય?

પત્રકારની આંખે અંધારા આવવા લાગ્યા. આ મધ્યમવર્ગી માનવનું હૃદય ઉભરાઇ ગયું. તેની દયાવૃત્તી કંઇક સતેજ થતી જણાઇ, પણ સુધીરનો પ્રવાહ તો આગળ જ ચાલ્યો.

મી. પત્રકાર, આવી ત્હમારી સ્થિતિ હોય, ત્હમારા માથે પઠાણ વ્યાજ માંગતો ઉભો હોય, ત્હમારે આઠ ફીટ લાંબી ઓર-ડીમાં ગોંધાઇ રહેવું પડતું હોય, ત્હમારૂં બાળક દવા વગર મૃત્યુ પામે. ત્હમારી સ્ત્રી પાંડુરોગથી પીડાઇને મરી જાય,— અને ત્હમને કામ પરથી નીકળી જવાની નોટીસ મળે......

પત્રકારની આંખમાં પાણી આવ્યા.

'અને ત્હમો મહીનાની આખરે પંદર રૂપીયા લઇને ઘેર આવો કે પઠાણ લપડાક લગાવીને તે પૈસા લેણાં પેટે લઇ જાય અને ભાડું ઉઘરાવનો ભૈયો ત્હમારા આગળ આંટા મારે, એટલુંજ નહીં પણ અન્ન વગર ત્હમારે રસ્તામાં રઝળવું પડે, ભાડું નહીં આપવા માટે ત્હમારી આ ન્હાની ઓરડી પણ લઇ લેવામાં આવે, અને રસ્તામાં રખડતા રખડતા ત્હમો તાવથી જ પટકાઇ પડો, કોઇ રસ્તે જતો માણસ ત્હમને ઇસ્પીતાલમાં જઇને નાંખી આવે ત્યાં ત્હમો જરા સાજા થતાં ત્હમોને બહાર કાઢી મુકે.—

'મી. પત્રકાર, ત્હમારી આંખમાં પાણી આવે છે. પણ આ દશા આજે હજારો કામદારો છે 'પરેલ' બાજુ કદી ત્હમે પગલા મુકયાં છે! અમારા લોકની ગોઝારી ચાલોને ત્હમે કદી જોઇ છે? અમારા વર્ગના સ્ત્રીપુરૂષોને શરીર તુટી જાય ત્યાં સુધી શ્રમ કરતાં નીહાળ્યાં છે?

'ના. ત્હમે એ કદી જોયાં નહીં હોય! ત્હમારી બાજુ તો સ્વર્ગ વસે છે. આ કામદાર લત્તામાં જીવતું દોજખ ઉભું થયું છે.'

'આજે પાંચ માસ થયાં હું એક જ અવાજ સાંભળું છું! આ શબ્દો સાંભ-ળતા હું ધ્રુજી ઉઠું છું. આ શબ્દો મ્હને કંપાવી મુકે છે!'

આજે દરેક ઉદ્યોગોમાંથી કામદારોને રજા આપવામાં આવે છે. આજે દરેક ફેકટરી, મીલ, કે પ્રેસમાંથી આ જ ગમ-ગીન સ્વર સંભળાય છે!

મી૦ પત્રકાર, ત્હમો જ્યાં કામ કરો છો, ત્યાં કદી નીચે કામ કરતાં કંગાળ કામદારોની સ્થિતિ જોવા ત્હમોએ યત્ન કર્યો છે? ત્હમારા પોતાના જ પ્રેસના માણ-સોનું જાલીમ શોષણ ત્હમે નીહાળ્યું છે?'

સુધીર તો આજે બોલતો જ જતો હતો. પત્રકારના કપાલ પર કરચલીઓ ઉંડી ઉતરતી જતી હતી!

'અને એ બધું શા માટે? સંપત્તિએ સરજાવેલા સઘળા સુખને યથેચ્છ માણનારા માલીકો કહે છે કે નફાનો પારો અની નીચે ઉતરી ગયો છે! આજે દરેક કારખાનામાં કામદારોના પગાર ઘટાડવાનો વા વાયો છે. તમારા શેઠીઆઓના નફાના સંચયને સ્થીર રાખવા માટે કામદારોની કંગાલ કમાણી પર કાપ મુકવાના અખતરા અજમાવ્યા છે. એ સીવાય તમારી પાસે બીજો ઉપાય જ નથી!

આજે આ દેશમાં ૪ કરોડ માણસ પાસે કામ નથી. દર પાંચ માણસે એક માણસ બેકાર છે. આ સ્થીતીમાં તમારો માલીકવર્ગ શું પગલાં લે છે? દરેક જગ્યાએથી તે પગાર ઘટાડે છે! દરેક જગ્યાએ કામદારો ઓછા કરે છે! એ મુડીવાદનો માર્ગ છે!

મી૦ પત્રકાર, આજની એ સંસ્કૃતી છે. તમારા વર્તમાનપત્રો અમારી ગરીબાઈને આલેખવામાં નહાનમ સમજે છે. અમારા દુઃખ જગત આગળ જાહેર કરતાં તમોને આંચકો થાય છે!

'એ તો જ્યારે કામદાર મશીનમાં કચડાઈ જાય, ત્યારે જ કદાચ એક ફકરો તમારા પત્રમાં આવે!

ત્યારે તમે પુછશો કે મેં કેમ આપઘાત કર્યો! પણ મી૦ પત્રકાર તમોને નથી લાગતું કે કામદારસમુદના આ ધીમા ખુન થઈ રહ્યા છે. તેના કરતાં તેઓ આપઘાત કરે કંઈ જ અયોગ્ય નથી :



—કામદાર રશીયાના—
—સ્ત્રી અને પુરૂષ—

# રશીયા

છેલ્લા તેર વર્ષમાં સોવીયેટ સમાજે નીતીભાવનાની કેટલીય કક્ષાઓ વટાવી છે. તેઓએ એક રીતે કહીયે તો 'કુદકા' માર્યા છે. તેથી જ સોવીયેટ શાશનમાં પ્રવર્તતી નીતીભાવના પર સ્વાનુભવથી લખાએલા મીસીસ લીંકોન સ્ટેફેન્સના લેખનો અનુવાદ અહીં રજુ થાય છે. આ ભાવના અનુકરણીય છે કે કેમ તે તો ભાવી સમાજનો પ્રશ્ન છે પણ જાણવા જેવી તો જરૂર છે.

સોવીયેટ રશીયામાં ગયા વર્ષમાં દક્ષિણ દેશના ખેડૂતોએ આખાયે ઉન્હાળામાં એક ખાસ પોષાક અપનાવ્યો હતો. પોષાકમાં આ દીસી ઉઠતાં પરીવર્તન માટે કોઇ પ્રશ્ન કરે તો તરત જ પ્રત્યુતર સંભળાતો કે 'અમો તો સમુહ માલિકિનાં ખેતરો પર કામ કરીયે છીએ. અને તેથી બીજા સામાન્ય ખેડુતો જેવા અમો ન ગણાઇ જઇએ તેટલા માટે આ ખાસ પોષાક પહેરીએ છીએ.'

આ જ ભાવના જીવનના બીજા અંગોમાં પણ પ્રવર્તે છે. એક નજર ફેંકો કે તેઓ જુદા તરીકે આવે. જાતીય ભેદ, પ્રેમ, પ્રણય, કુટુંબ, એ સર્વ ભાવનાઓમાં રશીયાની વર્તમાન વ્યક્તિ વિશ્વથી ભિન્ન માલુમ પડે છે જ. આપણે રશીયન જીવનને સ્પર્શતી એક જ ભાવના લઇએ. આ ભાવના તે નીતિ ભાવના.

છેલ્લા ૧૩ વર્ષમાં રશીયાની નીતિભાવના કેટલીય કક્ષાઓ કુદી ગઇ છે. કેટલાંય પરિવર્તન આ ભાવનામાં થયેલાં છે. રશીયામાં રાજ્ય કરતો સામ્યવાદી

લેખક: મીસીસ લીંકોન સ્ટેફેન્સ

# ના. સ્ત્રીઓ, પુરુષો અને નીતિભાવના

—નવીન સમાજનું કાર્યબિંદુ—

પક્ષ સમયે સમયે પોતાના સભ્યોના જીવનની નિરીક્ષા કરે છે. કોઇ પણ સભ્યના રાજકિય વર્તન કે તેમના વ્યક્તિગત જીવનમાં જો કોઇ દોષ માલુમ પડે તો તેને તરત જ પક્ષ બહાર કરવામાં આવે છે. રાજકિય જીવન ઉપરાંત વ્યક્તિગત જીવન પર પણ સખત દેખરેખ રાખવામાં આવે છે. આવા દોષોની લાંબી નામાવલીમાં ઝાલફાઇ, વ્યવસ્થા વિહોણું જીવન, સ્વચ્છંદતા, બલાત્કાર [જેમાં એક સામટા અનુક્રમે લગ્ન અને છુટાછેડા સમાઇ જાય છે.] અથવા ફોસલામણુ વીગેરેને સમાવી દેવામાં આવ્યા છે. આવું જીવન ગાળનારાઓને પક્ષ વિદાય આપે છે. એટલું જ નહીં પણ વિપ્લવનો સામાજીક હેતુ સામે સભ્યોનું આવું વર્તન એ એક દ્રોહ સમાન છે એમ જ તેઓ માને છે અને આદેશે છે.



રશીયાની એક કામદાર માતા

## જાતીયભાવના અને લેનીન

'ખરેખર તરસ લાગે તો તેને છીપાવવી જ જોઇએ' લેનીને કલારા ઝેટકીનને

પેલા પ્રસિદ્ધ થયેલા પત્ર લખનાં લખેલું. 'પણ સામાન્ય સંજોગોમાં માનવ શું તરસ છીપાવવાને માટે રસ્તાની કોરે ભરાયેલા ખાબોચીયામાંથી પાણી પીયે છે? કેટલાના ઓષ્ટથી અશુદ્ધ બનેલા પવાલીમાં કોઇ વ્યક્તિ પાણી પીવાનું પસંદ કરશે? પ્રણયનું સામાજીક સ્વરૂપ અતી અગત્યનું છે. પાણી પીવાની વસ્તુ તે માત્ર વ્યક્તિગત વસ્તુ છે. પણ અહીં બન્ને પ્રણય કરે ત્યારે તેઓ નવજીવનને સર્જે છે. અને તેથી સમાજના હીતની દ્રષ્ટિએ આ વસ્તુને વિચારવી જોઇએ...

'હું એક ક્ષણને માટે પણ સન્યાસવૃત્તિ શિખવવા નથી માંગતો. સામ્યવાદે જીવનમાં શક્તિદાતા બનવું જોઇએ. જુવાનીને સારી કસરતો, તંદુરસ્તી, તાકાતદાયી પ્રવાસો અને પરિશ્રમોની જરૂર છે. તેના માનસ માટે સર્વલક્ષી અભ્યાસની જરૂર છે. તેના બળવાન માનસ માટે શક્તિવંત શરીર હોવું જોઇએ. આપણને સાધુઓ પણ નથી જોઇતા તેમજ વિલાસી જુવાનોની પણ જરૂર નથી...... ..

## પ્રણયનું સામાજીક સ્વરૂપ

તમે આપણા જુવાન સાથી 'એ' વીશે જાણો છો. તેનામાં શક્તિ હોવા છતાં તે કંઇ જ નહીં કરી શકે એવી મ્હને બીક રહે છે. તે પ્રણયના કુદકા મારે છે નથી રાજકિય લડતનો અર્થ સરતો કે વિપ્લવનું હીત નથી સચવાતું. વિપ્લવ આજ દરેક વ્યક્તિનું એક લક્ષ માગે છે. જનતા અને વ્યક્તિએ પોતાની સર્વ શક્તિઓ આ આદર્શની સાધના ઉપર એકત્રીત કરવાની છે. શ્રમજીવીઓનો સમુદાય આજે પ્રગતિમાન વર્ગ છે. તેને ઘેન ચડાવવાને માટે દારૂનો નશો કે જાતિય સ્વચ્છંદ અત્યારે ન જ સહન થઇ શકે. સોવીયેટ સમાજ નિર્મળતા માગી રહ્યો છે.'

જુવાનોને નીતિભાવનાને પંથે વાળવાના ઉદ્દેશ કરતાં જાતિય સહવાસથી ઉપજતાં સામાજીક પરિણામોની દ્રષ્ટિએ લેનીન અને રૂશીયાના અન્ય નેતાઓએ સમાજજીવનને સ્પર્શતા આ સવાલનો ઉકેલ કરવા યત્ન કર્યો. આજે આપણા મુડીવાદી વિશ્વમાં જે સ્વચ્છંદ અને શરમભરેલું જણાય તે આજે રૂશીયામાં દીસી આવે છે; કારણ કે રૂશીયાએ સરલ, સીધી, અને અતી ભૌતીક દ્રષ્ટિએ જાતિય પ્રશ્નનો ઉકેલ આણ્યો છે.

## સ્ત્રી પુરૂષનો સંબંધ

આગગાડીમાં સ્ત્રી પુરૂષો સાથે જ પ્રવાસ કરે છે. એક જ ઓરડામાં સ્ત્રી પુરૂષો સાથે જ સુવે છે, પરસ્પર પરવા કર્યા વગર કપડાં બદલે છેઃ અને નાગાં ન્હાય છે. એટલું જ નહીં પણ કોઇ પણ સંકોચ વગર જાતિય બાબતો જ્યાં ચર્ચાઇ રહી હોય ત્યાં તેઓ સાથે જ જાય છે. એટલું જ નહીં પણ સ્ત્રીઓને ગુપ્ત ગણાતા રોગનો ચેપ આપવાના અક્ષમ્ય ગુન્હાઓના કેસો ન્યાયાધીશીઓમાં ચાલી રહેલા હોય ત્યારે પ્રેક્ષક સમુદાયને પસંદ પડે તે સવાલો પુછવાની પરવાનગી હોય છે. ડોકટરો કે નર્સો પણ છુટથી જવાબ આપવામાં જરા પણ આનાકાની નથી કરતાં.

એટલું જ નહીં પણ રશીયાના કેટલાક ગામડાઓમાં તો યુવાનો અને યુવતીઓ કેટલીય વાર સાથે એકાંતમાં વિહરે છે. અને કદાચ કોઇને અજાયબી થશે પણ રૂશીયાના કેટલાક ગામડાઓમાં તો અતિથિને સ્નાન કરાવવાને માટે ઘરની સ્ત્રીઓને મોક-

માં આવે છે. એક અમેરીકન એન્જી-..રને આવો અનુભવ થયેલો. એક ગામડામાં રાત રહેતાં સવારે ખેડુતની બાવીસ વર્ષની ખુબસુરત બાલા તેને સ્નાનગૃહમાં સ્નાન કરાવા લઇ ગઇ. કોઇ પણ પ્રકારના સંકોચ વગર એ'ન્જીનીયરને સ્નાન કરાવ્યું. અમેરીકન તો તદ્દન આભો જ બની ગયો. આવા તો કેટલાય દાખલાઓ રૂશીયાના આધુનીક ઇતિહાસના પાનાઓ પર ઉભરાય છે.

## વીશુદ્ધીના દંભ નથી

રૂશીયાના સદ્‌ભાગ્યે ત્યાં સાદાઇ અને વિશુદ્ધિના દંભી વાયરા નથી વાયા. ત્યાં જાતિય જ્ઞાન પર જોરદાર અંકુશો નથી મુકાયાં. આ જ્ઞાનના પ્રચારને અંકુશમાં મુકવા માટે કાળા કાનુનો નથી કરવામાં આવ્યા. રૂશીયાનું જીવન એટલે નયું સત્ય. તેના પર આડંબરના ઓપ નથી.

રૂશીયામાં તહમોને નાગાં ચિત્રો જોવા નહીં મળે. જાતિય સંબંધ દર્શાવતા નઠારાં ચિત્રો વેચતો કોઇ ભટકતો તહમોને નહીં અથડાય. રૂશીયાના વર્તમાનપત્રોમાં લગ્ન કે છુટાછેડાના સમાચાર શોધ્યા પણ નહીં સાંપડે.

ખાનગી વ્યક્તિઓના જીવનને લગતાં ભવાડાં નહી વાંચવા મળે. લોકોને વ્યક્તિઓના ખાનગી જીવન જાણવાની પરવા જ નથી. અન્ય કેમ રહે છે તે જોવાની જીજ્ઞાસા નથી. સ્ટેલીનની પત્ની કેમ જીવન ગાળે છે તે જાણવા જરા યત્ન કરો? કોઇ તહમને તે સંબંધી કંઇ માહીતી નહીં આપી શકે. તેમ જ રૂશીયાના પાટનગરના રાજમાર્ગોમાં ભટકતી બાળાઓ પણ નહીં દેખાય. બરલીનની રૂપસુંદરી સમી લલનાઓ ત્યાં શોધો પણ નહીં સાંપડે. સૌન્દર્યના લીલામ કરતી લલનાઓ રૂશીયામાં દીવો લઇને શોધો તો પણ ન જડે.

એક જ ઉદાહરણ આપું. એક અમેરીકન સ્ત્રી અખબાર નવેશ પોતાના પત્રને માટે જાતિય તત્વોવાળી વાર્તાઓ માંગતી હતી. તે દરેક દરેક સંસ્થા પાસે પહોંચી વળી. એટલું જ નહીં પણ વેશ્યાના ધામ ગણાતાં સ્થળોમાં તે ગઇ તો આ વેશ્યાઓ હવે ધંધો શીખતી તેને જણાઇ. સ્વાભાવીક પ્રશ્નના પ્રત્યુત્તરમાં તેમણે જણાવ્યું કે હવે તેને આ નવો ધંધો સરસ લાગે છે! ભુતકાળને ભુલવા તેઓ યત્ન કરે છે. એટલું જ નહીં પણ જાહેરમાં પરસ્પર હાથ જોડીને ચાલતાં એક દંપતી સામે પોલીસના ભવાં ચઢતાં તેણે જોયાં ત્યારે તો તેની ખાત્રી જ થઇ ગઇ. રૂશીયન પાસે જઇને આ અખબાર નવેશ અબળાએ પુછ્યું કે 'તહમારા દેશમાં જાતિય તત્વોવાળી વસ્તુઓ કયાંથી મળશે? શું? પેલા સામ્યવાદીએ પડકાર કર્યો! જાતિય તત્વો! ઓહ! તહમો માતા અને પુત્રની સંબંધને જાતિય તત્વ તરીકે પીછાનો છો?

## છતાં ચુંબન માટે દંડ

એક બીજો અનુભવ કહું! અમેરીકનોની એક પારટી સાથે સહેલગાહે અમે નિકળ્યાં હતાં. રસ્તામાં એક અમેરીકને પોતાની પત્નિને ચુમી લીધી. કમનશીબે તે જ ક્ષણે પોરટરે બારણું ઉઘાડયું. અમેરીકનને ૨૫ રૂબલનો દંડ કરવામાં આવ્યો. અને પછી ક્રોધ કરતા અમલદારે ઉચ્ચાર્યું કે "આ સ્ત્રી જો તહમારી પત્નિ ન હોત તો તહમારો પચાસ રૂબલ દંડ થાત. આ પ્રદેશમાં પ્રવાસ કરતાં તહમારે વ્યક્તિગત સંબંધનું પ્રદર્શન કરવાનું નથી! પ્રદર્શન કરો તો

અમારા કાયદાનો ત્હમો ભંગ કરો છો અને તે માટે ત્હમારે સહન કરવું પડશે.'

પણ આ વસ્તુ પહેલાં હંમેશા આવી ન હતી. જ્યારે રાજ્યક્રાંતિ થઇ ત્યાર પછીના થોડાં વર્ષો સુધી તો સ્વચ્છંદતાનું જાલીમ જોર જામ્યું હતું. રસ્તે અકસ્માત મળતા યુવાન સાથે સુવાની કોઇ પ્રમદા આનાકાની કરે તો તેના કાર્યને મુડીવાદી વર્ગની પ્રણાલિકાની પુજા તરીકે ઓળખાવવામાં આવતું. સ્વચ્છંદતા તેના પુર બ્હારમાં હતી. પણ પછી તો સમાજવાદના સર્જનનો કાળ શરૂ થયો. આંતરિક વિગ્રહના ઓઘ ઉતરતાં, અને દુષ્કાળના દાવાનળ પર પડદો પડતાં આખરે સ્વચ્છંદતા ઓસરતી ચાલી. સર્જનનો સાદ સંભળાતાં રૂશીયન યુવાનોએ જાતિય વિલાસ અળગો કર્યો. જેમ જેમ સામાજીક ભાવનાઓ વિકસતી ગઇ, જેમ જેમ પ્રગતિના નવા કાંગરા વટાવતાં ગયાં તેમ તેમ રૂશીયન જુવાન તોફાન મુકી નવી સમાજરચનાની સંસ્કૃતિને ચણવાને માટે તત્પર થયો. અને સાથે સાથે એક પતિ અને એક પત્નિના આદર્શ ઉંડા ઉતરતા ગયાં.

રાયઝાનોફ નામના સામ્યવાદીએ લખ્યું કે 'આપણે જુવાન સામ્યવાદીઓને શીખવવાની જરૂર છે કે લગ્ન એ બે પગાળા પ્રાણીઓ વચ્ચેના માત્ર સંબંધ નથી પણ તેને અંગે સામાજીક જવાબદારીઓ પણ સંકળાયેલી છે.

## લગ્ન એટલે ?

લગ્ન એટલે? સારાયે જગતને મુઝવતો આ પ્રશ્ન છે! અમેરીકામાં આ વિષય પર અનેક દ્રષ્ટિબિંદુએ અનેક ગ્રન્થો લખાયાં છે. પોપથી માંડીને જજ લીંડસે જેવા પ્રગતિમાન વિચારકોએ તેના પર વિચારો વેર્યા છે. પણ મુડીવાદી સંસ્કૃતિ આ અળખામણા પ્રશ્નનો જરા પણ ઉકેલ નથી આણી શકી. આ જ પ્રશ્ન નવી સર્જાતી સમાજવાદી સંસ્કૃતિ આગળ મુકાયો. છેક તાર્તાર, તુર્કોમાન, સાઇબીરીયા, જેવાં પ્રદેશોના પ્રગટ થતાં વર્તમાનપત્રોના પાનાઓ આ ચર્ચાઓથી ઉભરાવા લાગ્યા. પ્રત્યેક પ્રદેશમા લગ્નસંસ્થા સંબંધી જાલીમ ઉહાપોહ થઇ ગયો. લગ્નની ભાવના દરેક દ્રષ્ટીએ જોવામા આવી. તેનું પૃથક્કરણ કરવામાં આવ્યું. એટલું જ નહીં પણ કેટલીય વિચાર કર્યા પછી પણ સોવીયેટના પ્રતીનીધીઓએ લગ્નની વ્યાખ્યા બાંધવા માટે છેક અસમર્થ નીવડયાં. પરિણામે હજુ પણ લગ્ન કોને કહેવું તે ઉપર સમાજવાદી સંસ્કૃતિના અગ્રણી વિચારકોએ એકમત નથી બાંધ્યો.

પરિણામે સમાજવાદી સંસ્કૃતિની લગ્નની ભાવના નિશ્ચિત નહીં હોવાથી દરેક પ્રાન્તની અદાલતોએ જરૂરીયાત પુરતી વ્યાખ્યાઓ ઘડી લીધી છે. સામાન્ય રીતે રૂશીયામાં લગ્ન નોંધવાની જરૂર પડે છે. જો કે કોઇએ લગ્ન ન નોંધાવ્યા હોય તો તેમને સાથે રહેવા બદલ કારાગૃહ બતાવવામાં નથી આવતું.

## છુટાછેડાનું પ્રમાણ

છુટાછેડા પણ સ્વતંત્ર અને સરળ છે. લગ્ન કરતાં જેટલી વાર લાગે તેટલી જ વાર છુટાછેડા મેળવતાં લાગે છે. બીજો પક્ષ સંમત હોય કે ન હોય પણ જો એક પક્ષ લગ્નબંધનના વિચ્છેદની માંગણી કરે તો તેને નીઃસંકોચ મળવી જ જોઇએ એ પ્રકારની ભાવનાંનો ત્યાં અમલ ચાલે

છે. જો બન્ને પક્ષો સંમત હોય તો પછી કામ તરત જ પતી જાય છે. પણ લગ્ન-વિચ્છેદ થાય કે રહે પણ પુત્ર પરિવારના પોષણનો બધો ભાર કાં તો માતાએ કે કાં તો પિતાએ લેવો જ જોઇએ!

જ્યારે જ્યારે કોઇ જુવાન છોકરી આઠમી કે દશમી વાર લગ્નનું પ્રમાણપત્ર મેળવવાં કે છુટાછેડા લેવા આવે ત્યારે સહેજ ઠપકો કદાચ પેલા કારકુન પાસેથી સાંભળવો પડે. પણ સલાહ આપ્યા શિવાય તેની પાસે સત્તા જરાયે વધુ નથી. જો જુવાન બાલાની મરજી હોય તો તેની આડે આવવાનો કોઇને જરા પણ અધિકાર નથી!

પિતાને પણ જવાબદારીનો અસ્વિકાર કરે જરાયે પાલવે તેમ નથી. જો સ્ત્રી કહે કે 'અમુક પુરૂષ આ બાલકનો પિતા છે' તો તે પુરૂષને પોતાની કમાણીનો અમુક ભાગ તો આપવો પડે આમ પિતા એ જવાબદાર જીવન ગાળી શકતો નથી. તેનાથી ઉત્પન્ન થયેલા બાલકોને સંભાળવા જ પડે છે. પછી લગ્ન સંબંધ કાયમ હો કે ન હો!

## ભૂતકાળ તરફ જોઇએ ત્યારે

**રાજ્ય** વિપ્લવે આણેલાં ભવ્ય પરીવર્તનને નિહાળવા માટે મ્હોને ગમગીન ભુતકાળ યાદ કરવો જોઇએ. એ તે કાળ હતો કે જ્યારે રૂશીયન બાળા પરણે નહીં ત્યાં સુધી પિતાની મિલ્કત મનાતી. પરણે એટલે પતિની મિલ્કત ગણાતી. એટલું જ નહીં પણ તિરસ્કાર એ તેમના તરફ દર્શાવવામાં આવતી વર્તણુકનો બીજો શબ્દ હતો. તેમના ઉપર કેટલાય જુલમ ગુજરતાં. પ્રહાર કરવો એ તો રૂશીયન પતિદેવને માટે સામાન્ય વસ્તુ હતી. તેમને હલકાં ગણવા એ તો રૂશીયન-પતિને માટે સામાન્ય મનોદશા હતી. એટલું જ નહીં પણ જો આવો ગેરકાયદેસર ગણાતો જાતિય સંબંધ કદાચ થઇ જાય તો તે બાલાના ભાગ જ મળે. આ પરિસ્થિતિ સાથે રૂશીયન રાજ્યક્રાંતિએ સ્ત્રીત્વને આપેલા હક્કો સરખાવીએ ત્યારે જ સ્ત્રીત્વમાં જાગેલા ભવ્ય પરિવર્તનની કંઇક ઝાંખી થાય છે!

રાજ્યક્રાંતિની સાથે સાથે સ્ત્રીત્વને સરખા હક્કો મળ્યાં. જીવનનાં દરેક દીશામા અને દરેક અંગમા સ્ત્રીઓ સમાન હક્ક ધરાવવા લાગી. અને તરત જ નીરક્ષરતાને નાબુદ કરવાને માટે પ્રખર આંદોલનો ઉપાડવામા આવ્યા. આ આંદોલનોની અસર બ્યાપક સ્વરૂપ લેવા લાગી. જે કામ સ્ત્રીઓને કરવું પડતું તે કામ હવે સામુદાયિક રસોડે થવા લાગ્યું. એટલે સ્ત્રીત્વે ગૃહકાર્યને મૂકી દઇને આગળ વધવા યત્ન કર્યો. તેઓએ ઘર બહાર કામ શોધવા માંડ્યું. જીવનના સઘળાં દ્વારો સ્ત્રીત્વ માટે ઉઘાડી દેવામા આવ્યા. જેઓ ઇચ્છે તેમને માટે જગાઓ કરવામા આવી. નવો જુવાળ શરૂ થયો.

## સ્ત્રીત્વને મળેલાં હક્કો

સ્ત્રીત્વે પછી સમાજવાદી સર્જનમા પોતાનો ફાળો નોંધાવવા માંડ્યો. ગૃહકાર્યને અળગાં કરીને તેઓ સંસ્કૃતિના ચણતર માટે તત્પર થયાં અને તેમાજ રાજ્યક્રાંતિની સફળતા સમાયેલી છે;

રૂશીયન સ્ત્રીત્વને સઘળું અનુકૂળ હતું. બાળકોની સંભાળ બાલરક્ષણ માટે યોજાએલી સંસ્થાઓ લે છે ગરમાગરમ ભોજન સામુદાયિક રસોડેથી નિયમિત મળી શકે છે. તેમ જ જીવનની અન્ય જરૂરીઆતો પણ સહજ સાંપડે છે! આ પરિ-

સ્થિતિમાં રૂશીયાનું સ્ત્રીત્વ સહજ રીતે જ મળેલી સાનુકૂળતાનો લાભ લઇને આગળ વધે જ !

રૂશીઆની સ્ત્રીઓને વધુ બાળકોની પણ જરૂર નથી! ત્યાં સંતતિનિયમનની સલાહ અને માહિતિ મફત મળી શકે છે. આને માટે કુશળ ડોક્ટરો અને કુશળ નર્સોની ખાસ વ્યવસ્થા કરવામાં આવી છે. એટલું જ નહીં પણ લગ્ન પહેલાં પણ 'જાતિયજ્ઞાન સંબંધી સર્વ માહીતી મેળવવાને માટે ભૂલતાં નહીં' એવી જાતના પોસ્ટરો લગ્ન કરાવનાર રજીસ્ટારની કચેરીમાં જ બધા વાંચી શકે તેવી સ્થિતિમાં મુકવામા આવ્યાં હોય છે. આવી સગવડો ઉપરાંત પ્રસુતિ સમયે સ્ત્રીત્વને સહજ સગવડો મળે છે. પુરતાં પગાર સાથે સાથે તેમને કામ પરથી રજા મળે છે. પણ પ્રસુતિની વાત બાજુએ રાખીએ તો પણ ગર્ભપાત કરાવ્યા પછી પણ સ્ત્રીઓને ત્યાં પુરતાં પગારે રજા મળે છે. આવી સહજ સગવડો રૂશીયા સીવાય અન્ય દેશોમા કદીય ન જોઇ શકો.

## સ્ત્રીત્વની ચળવળનું સ્વરૂપ

અને સ્ત્રીત્વની ચળવળ ત્યાં 'ફેમીનીસ્ટ' અથવા સ્ત્રીઓની સર્વોપરિતા ઇચ્છની ચળવળ નથી. 'અમો પુરૂષોની સામે સ્ત્રીઓને મુકવા નથી માંગતા. અમો સ્ત્રી હોવાને કારણે જે સ્થાનિક સરકારતંત્રમા સ્ત્રી પ્રતિનિધિની વરણી નથી કરતાં તેના જાતિય સ્વરૂપને લઇને કોઇ પણ સ્ત્રી આગળ ન જ જઇ શકે.' એક બાઇએ પેલી અમેરીકન અખબાર નવેશને સંભળાવેલું.

બીજી બાઇએ ઉમેર્યું' કે 'જુવો ભાઇ, મ્હારી નિરક્ષરતા નાબુદ થઇ ગઇ છે. હવે જ્યારે કાગળ આવે છે ત્યારે તે વંચાવવા માટે પડોશીની પુછપરછ નથી કરવી પડતી! તેમજ હવે અમો પુરૂષોથી ડરતા નથી. અમો કોઇથી ડરતા નથી. હવે કંઇ કામ માટે પુરૂષોની પરવાનગી માંગવી નથી પડતી!

સ્ત્રીઓને હવે પતિદેવોની સાથે જ ફરવું જોઇએ એવું પણ નથી! તેઓને માટે જુદી કલબો છે!

કુટુંબભાવના તો પ્રત્યેક પળે અદશ્ય ન થતી હોય તેમ જ દીસે. મુડીવાદી જગત જેને કૌટુંબિક ભાવના તરીકે પીછાને છે, જે વસ્તુને તેઓ સુંદર ગૃહજીવન માને છે, જે પ્રણાલિકાને મુડીવાદીઓ કેટલાય નામોથી નવાજે છે, તે ગૃહજીવનની પ્રણાલિકાના કોટના કાંગરા વિદ્યુત વેગથી ભાંગીને ભૂકો બનતાં જાય છે. કારણ કે પુરૂષ લગભગ ઘર બ્હાર જીવન વિતાવે છે. તેનું આનન્દ અને આશાયેશનું વિરામસ્થાન કલબ હોય છે. અને હવે પાંચ વર્ષની પ્રચંડ યોજનાનો અમલ શરૂ થતાં, લગભગ બે હજાર વર્ષથી ચાલી આવતી રવિવારની રજા ભૂતકાલની અભરાઇએ ઉંચી ચઢાવવામાં આવી છે. હવે દર પાંચ દીવસને અંતે આરામનો એક દીવસ આવતો હોવાથી સ્ત્રી અને પુરૂષ કામદારના રજાના દીવસો પણ કદાચ જુદાં આવે. આમ રજાના દીવસે પણ પતિપત્નિને મળવાના સંભવ પણ વેગળો ગયો છે. આ સંજોગોમાં કુંટુંજીવન કાર્ડના ઘરની માફક તત્કાળ તૂટી પડશે એમ દરેક જણ માને છે.

## કુટુંબભાવના અદશ્ય થાય છે

સોવીયેટના સિદ્ધાંતવાદીઓ આ શકયતાથી છેક જ અપરિચિત છે એમ જરાયે નથી. પણ કુંટુંબભાવના જીવો કે મરો, તેને આયુષ્ય મળો કે તેના નાશ

થઇ જાવો એ સંબંધી સોવીયેટ વિચારકો બહુ અલ્પ વિચાર કરે છે. તેમના મંતવ્ય પ્રમાણે સમાજમાથી કુટુંબભાવના તો અદ્રશ્ય થઇ જાય તો તેથી સમાજને જરાયે અનિષ્ટ થશે એમ તેઓ નથી માનતાં.

આ ઉલ્લેખ પરથી એમ નથી સમજવાનું કે રૂશીયન માતપિતાઓ લાગણી શુન્ય જીવનાં પુતળાં સમા છે! કોઇ પણ સમારંભ ત્હમોને ઉપલી કલ્પનાને અસત્ય ઠેરવવા પુરતી છે. રૂશીયન માતપિતાઓ પોતાના પરિવાર પર અજબ સ્નેહ ધરાવે છે. પોતાના બાલુડાઓને રમતાં જોવામાં આ સોવીયેટ માતાપિતાઓ ખુબ આનંદ લે છે. ખાસ કરીને સોવીયેટના સ્વતંત્ર કીસાનો તો પોતાના શાળામાં શીખતા બાળકો પર અદ્ભૂત સ્નેહ દાખવે છે અને તેમના નવીન અનુભવ સાંભળવાને માટે રૂશીયન બાલકને કોઇ 'ડેડી' (Daddy)ની તાણ પડી હોય એમ કોઇના અનુભવમાં શોધ્યું નહીં સાંપડે!

## બાળકોની ચોકી

**બાળકો** એક રીતે તો તેમના માતપિતાઓ ઉપર ચોકી રાખે છે. શાળામાંથી પાછા આવીને પોતાના માતપિતાને સામ્યવાદના સિદ્ધાંતો શીખવે છે. એટલું જ નહીં પણ પાંચ વર્ષનો પ્લાન ચાર વર્ષમા પુરો કરવાની ધગશ જરા પણ ધીમી ન પડે તે માટે સાવચેતીનો શબ્દ પણ ઉચ્ચારે છે. આમ બાળકો પોતાના સર્જનહારો ઉપર જ ચોકી કરે છે.

રૂશીયામાં બાળકો આમ કુટુંબના એક અવિભક્ત ભાગ જેવાં છે. તેમનું જીવન પણ સમાજ સાથે સંકળાયેલું છે. તેઓ સમાજજીવનમાં બહુ ઉંડો રસ લે છે. એટલું જ નહીં પણ તેઓ સામ્યવાદના સિદ્ધાંત પ્રચારની પણ એક પ્રાણવંત સંસ્થા સમા છે.

સામ્યવાદના સિદ્ધાંતોનો આ માર્ગદ્વારા પ્રચાર એટલો તો અસરકારક છે કે અસંખ્ય માતપિતાઓના ઘરમાં આ જ માર્ગદ્વારા માર્ક્સના સિદ્ધાંતોએ પ્રવેશ કર્યો છે. લેનીનના વિચારોને આ માર્ગે કેટલાય નવા અનુગામીઓ મળ્યાં છે. અને તેથી જ સોવીયેટના શિક્ષણ સંચાલકો આ માર્ગ ઉપર અતુલ કાળજી દાખવી રહ્યા છે.

## નવસૂજન પગલાં મૂકે છે

સોવીયેટ શાશનમા સંપૂર્ણ સ્ત્રી સ્વાતંત્ર્ય છે. આર્થિક, સામાજીક અને રાજક્રિય. બાલાઓ પરણે છે પ્રેમને ખાતર. દંપતિજીવન ગાળે છે તેના વિશિષ્ઠ સુખને લઇને. એ શિવાય તેમને માટે લગ્ન સંબંધના ખાસ આકર્ષણ એક નથી. પૈસા એ આકર્ષણની વસ્તુ તરીકે ક્યારનીયે અદ્રશ્ય થઇ ગઇ છે. એટલે હવે માત્ર સ્નેહ એ લગ્ન સંબધ માટે એકલું આકર્ષણ રહ્યું છે! અને તેથી જ વિદેશના પ્રવાસીઓ કહે છે કે રૂશીયામા તો નવીન નીતિના નવસંર્જન થઇ રહ્યાં છે.



# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## ફ્રાંસ અને જર્મની

જર્મની અને ફ્રાંસ વચ્ચે જામેલા વૈમનસ્ય પર 'ડેલી એક્ષપ્રેસ' નામનું પત્ર સારો પ્રકાશ પાડે છે. યુધ્ધદંડ નહીં આપવાની જર્મન વડા પ્રધાન ડૉ. બ્રુનીંગની જાહેરાતથી સમગ્ર વિશ્વમા આર્થિક તેમ જ રાજકીય ખુબ ખળભળાટ જામ્યો છે. તે દ્રષ્ટિયે નીચલી હકિકત આશા છે કે વાંચક સમુદાયને અતી રસપ્રિય થઇ પડશે.

તેનો રાજદારી ખબરપત્રી લખે છે કે–

> 'ફ્રાંસના આર્થિક આધિપત્યની આંકાક્ષાનો બીજો ભોગ જર્મની તો નહીં થઇ પડે? મ્હને ખબર મળી છે તે પ્રમાણે ફ્રાંસ જર્મનીની આર્થિક અવદશાનો લાભ લઇને આ પરાજીત પ્રદેશ ઉપર પોતાના આર્થિક અડ્ડા જમાવા માંગે છે. મધ્ય યુરોપના અન્ય આશ્રિત રાજ્યો સમું જર્મનીને બનાવી દેવાની ફ્રાંસની મહત્વાકાંક્ષા કંઇ ગુપ્ત નથી. અત્યારે બાલ્કન અને મધ્ય યુરોપના રાજ્યો પર ફ્રાંસ જેવું આધિપત્ય ભોગવે છે તેવું જ આધિપત્ય ફ્રાંસને જર્મની પર ભોગવવું છે.

ફ્રાન્સ એમ માને છે કે છેલ્લા ૬ માસથી જે વસ્તુને માટે તે સતત યત્ન કરતું હતું તે સિદ્ધ કરવાની ક્ષણ સાનિધ્યમાં આવી પહોંચી છે. જર્મનીની આર્થિક સ્થિતિ પ્રત્યેક દીવસે કથળતી જાય છે. એ સ્થિતિનો પુરો લાભ લેવા તે ઇચ્છે છે.

## છુપા સંદેશા

પણ આ સર્વમા સૌથી સનસનાટી ફેલાવનારી તો એ વસ્તુ છે કે ફ્રાન્સના પ્રતિનિધિઓએ નાઝીસ પક્ષના નેતાઓ સાથે છુપી મંત્રણાઓ આરંભી છે. ફ્રાંસની સરમુખત્યારીની સ્થાપનાની સામે થનાર એક જ પક્ષ હોવાથી હવે ફ્રાંસના ખાંધીઆઓએ તેમને સંતોષવાની નવી બાજી ગોઠવવા માંડી છે.

> બરલીનની શેરીઓમા એમ સંભળાય છે કે ફ્રાન્સના પ્રતિનિધિઓએ નાઝીસ પક્ષના નેતા હેર હીટલેરને કેટલીક શરતે આર્થિક સહાય આપવાની ઇચ્છા બતાવી હતી. બદલામાં નાઝીસ પક્ષ ફ્રાંસની પરોક્ષ સરમુખત્યારીનો અવરોધ કરવાની નીતિ ગ્રહણ ન કરે એવી માંગણી ફ્રાંસે કરી હતી.

ફ્રાંસના આ ગુપ્ત મંત્રણા પરથી પેરીસના એક અગ્રણી વર્તમાન પત્રે

આક્ષેપ્યું હતું કે જર્મન સરકારતંત્રમાં હીટલેર પક્ષે ભાગ લેવો જ જોઇએ. આવો 'સદકાર' આ પત્ર જણાવે છે કે ફ્રાન્સ અને જરમની વચ્ચે સરળ રૂમજુતી આણી શકશે.'—ડેઇલી એક્ષપ્રેસ.

## આબાદ અમેરીકામાં—

આબાદ દીસતા અમેરીકામાં આધુનીક મુડીવાદી સંસ્કૃતીએ કેવો કારમો કેર વર્તાવ્યો છે તેની કલ્પના નીચેના શબ્દોમાંથી મળી રહે છે.

'અમેરીકામાં ૭૦૦૦૦૦૦ બેકારોની સંખ્યાનો આંક અતી ઓછો છે એમ માનવાને આપણી પાસે હવે દરેક કારણ છે. ૧૯૩૦ ના ડીસેમ્બરથી તે ૧૯૩૧ ના જુલાઇ સુધીમાં કામદાર સંસ્થાઓ સાથે જોડાયેલા કામદારોની બેકારીનું પ્રમાણ ૧૬૬ થી વધીને ૧૮૯ થયું હતું. લેબર ઓફીસ તરફથી બહાર પડેલા આંકડાઓ બતાવે છે કે ગયા વર્ષ કરતાં આ વર્ષમાં બેકારી ૧૨ ટકા વધી છે, જ્યરિ ફેક્ટરી પરના કામ કરતાં કામદારોની સંખ્યામાં ૨૧ ટકા ઘટાડો થયો છે.'

ઉપલા શબ્દોમાં લેબર રીસર્ચ નામનું લંડનમાંથી પ્રસિધ્ધ થતું વર્તમાનપત્ર જણાવે છે. આગળ લખતાં આ પત્રમાં જણાવવામાં આવ્યું છે કે—'૧૯૨૯ની સાલની સરખામણીમાં કામ કરતાં કામદારોની સંખ્યા ઘટીને ૭૦ ટકા થઇ છે. અમુક કલાક પુરતું કામની સંખ્યા ખુબ વધી છે. લોહાના મોટા કારખાના માત્ર ત્રણ જ દીવસ જ ચાલે છે. રબ્બર કંપની અને સ્ટાંડર્ડ ઓઇલ કંપનીમા અઠવાડીયામાં માત્ર પાંચ દીવસ જ કામ લેવામાં આવે છે.

સરકારી આંકડાઓ પ્રમાણે મોટર ઉદ્યોગના ૪૪ ટકા તેમજ રેડીયો ઉદ્યોગના ૩૪ ટકા, કાપડ અને રંગના ઉદ્યોગના ૨૭ ટકા, વીમાની ઉદ્યોગના ૨૫ ટકા કામદારો બેકારો છે. નોકરી પર રહેલાં કામદારો પણ ઘણાંખરાં પાંચ દીવસ જ રોજી પર હોય છે.

આ ઉપરાંત અમેરીકામાં યાંત્રિક વિકાસ સાથે માનવ મજુરોની કિંમત ઘટતી ચાલી છે. અત્યારે ઓટોમેટીક વીજળીક બલ્બ બનાવવાનું યંત્ર લગભગ ૨૦૦૦ જેટલા વીજળીક કારખાનાનું કામ કરી શકે છે. આ પ્રમાણે જો જોઇએ તો દરેક ઉદ્યોગમાં સ્થપાતાં નવીન યંત્રો માણસના કામને મારતા જાય છે.'

અમેરીકાની ઉત્પાદક શક્તિ સારી વધી છે પણ સાથે સાથે જ મુડીવાદી સમાજરચનાથી કામદારોની સ્થિતિ કેટલી કષ્ટમય બની ગઇ છે તેની સહેજ ઝાંખી ઉપલા વાક્યોમાંથી મળી રહે છે.

## રૂશીઆમાં ફરજીઆત મજુરી!

ઉપલા આક્ષેપનો જવાબ વાળતાં બ્રીટનના ટીમ્બર ઉદ્યોગના એક વડા મી. ઇ. પી. ટેટ્સેલે જાતે તપાસ કરીને કેનોન સ્ટ્રીટ હોલમાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે—

'તદ્દન વાહીયાત અને બીન સત્તાવાર સમાચારો ઉપરથી ભયંકરમા ભયંકર કલ્પનાના કમઠાણ રચનારાઓ આ દેશને રૂશીયાથી આવતા લાકડા પર પ્રતિબંધ મૂકવાથી થતું નૂકસાન જોઇ શકે તો સારૂં! એટલું જ નહીં', પણ ઉત્તર યુરોપના જીવન સુધારવાને મથતા આ માનવસમુહની સ્થિતિ થોડી ઘણી પણ જો

સુધરવા પામી છે, તેને આવું પ્રચારકાર્ય અને પગલું કેટલું હાનીકર્તા છે તે વસ્તુની તેમને ઝાંખી ક્યારે થશે?

આ ઉદ્યોગમાં પચાસ વર્ષનો મ્હને અનુભવ છે. અને મ્હારા નિરિક્ષણમાં મેં ક્યાં પણ ફરજીયાતપણું જોયું નથી. અમોએ જે જે સ્થળો જોયાં ત્યાં ત્યાં મજુરો અમને અતી સંતોષી દેખાયા. કામદાર વર્ગમાં જરા પણ અસંતોષ હોય તો આટલી વ્યવસ્થા અને નિયમિતતા આવડા વિશાળ ઉદ્યોગમાં હોઇ શકે જ નહીં!

સામાન્ય વાતચીતમાં જણાયું કે ત્યાં આહારની વસ્તુઓમાં જરાયે ઉણપ નથી માત્ર કેટલાક કામદારો માંસનો ખોરાક વધુ આવે એમ ઇચ્છતાં. પણ આ ઉપરાંત મેં આહારને અંગે અસંતોષનો એક શબ્દ પણ સાંભળ્યો નથી.

'રૂશીયાના કામદાર વર્ગના જીવન સાથે આપણે સરખામણી ન કરી શકીયે પણ રૂશીયામા જે યાંત્રિક વિકાસ ચાલી રહ્યો છે તેથી જનતાના જીવનમાં જરૂર જ સર્વવ્યાપી સુધારો થશે જ.'—લીબર્ટી

બ્રીટનના ટીમ્બર ઉદ્યોગના વડા રેટ્મેલનો ઉપલા શબ્દો બતાવી આપે છે કે રૂશીયા સામે ફરજીયાત મજુરી કરાવવાનો મુકાયલો આક્ષેપ કેટલો હીન અને અસત્ય હતો!

## આર્થિક મંદી અને હેનરી ફોર્ડ

જગતની આર્થિક મંદી ઉપર બોલતાં હેનરી ફોર્ડે જણાવ્યું હતું કેઃ—

'આ વખતની આર્થિક મંદી સામાન્યપણે સુખકર્તા છે. આપણી અસત્ય આબાદીની મોહજાળ ચાલ્યા કરી હોત તો જેટલું નૂકસાન નીપજત તેના કરતાં ઓછું નૂકસાન આ મંદીથી થશે. આબાદીના કાળમાં જેટલી વ્યકિતઓ જીવી શકત તેના કરતાં વધુ વ્યક્તિઓ આ કાળને વટાવી શકશે. આપણી આબાદી એ આબાદી જ ન હતી. તેજીનો ટાંઇમ તે તેજીનો વખત જ ન હતો. તેણે પ્રજાની ભાવનાને સખત ફટકો માર્યો હતો.'

આ મંદી ક્યારે તુટશે તે સંબંધી તેમણે કહ્યું કે

(૧) જ્યારે લોકો એમ માનતા અટકી જશે કે શૂન્યમાંથી પણ કંઇક મેળવવું શકય છે.

(૨) તેમ જ કામ શોધી આપવાને માટે અન્યના પર આધાર રાખવાનું મૂકી દે ત્યારે.

(૩) જ્યારે જાહેર જનતા જોઇ શકે કે જીંદગીનું ખરૂં ધન એ જીંદગી છે અને ધન નથી.

હેનરી ફોર્ડને એમ પુછવામાં આવ્યું કે હાલની વિશાળ પ્રમાણ પર ઉત્પાદન કરવાની પધ્ધતિમાં ફેરફાર કરવાની જરૂર પડશે કે?

જવાબ વાળતાં મોટરકાર ઉદ્યોગના આ મહારથીએ જણાવ્યું કેઃ—

'અત્યારે વિશાળ પ્રમાણ પર ઉત્પાદન કરવાની પધ્ધતાને અટકાવવાથી કે ઉત્પાદન ઓછું કરવાની પધ્ધતી લાભને બદલે નૂકશાન વધુ કરશે. માંગણીને પહોંચી વળી શકાય તેટલું ઉત્પાદન થતું જ નથી......અત્યારે કેટલીક આર્થિક અસત્યોને તોડી પાડીને જો કામ કરવામાં આવે તો આપણું સામાજીક તંત્ર સારી રીતે ચાલી શકે. વિશાળ ઉત્પાદનની પધ્ધતી માટે મશહુર બનેલા હેનરી ફોર્ડના

કારખાનાના વ્યવસ્થાપકોએ ફોર્ડની પૂર્ણ સંમતીથી કામદારોના પગારમાં **દસ ટકાનો ઘટાડો** કર્યો છે. એ જાણવું એ ઉપલા વિધાન સાથે સુસંગત થઇ પડશે !

## રૂશીઆની નવી યોજના

'ન્યુઝ ઓફ ધી વર્લ્ડ'ના ખાસ ખબરપત્રી જણાવે છે કે રૂશીયાએ બીજા પાંચ વર્ષની યોજના અપનાવવાનો નિર્ણય કરી નાંખ્યો છે. એટલું જ નહીં પણ કોમરેડ સ્ટેલીનના નેતૃત્વ નીચે બીજા પાંચ વર્ષની યોજનાના ખાસ લક્ષણો પણ ચર્ચાઇ ગયાં છે.

આ યોજનાના વિશિષ્ઠ લક્ષણો તરીકે સમુહને જરૂરી સાધનોને વિશાળ પ્રમાણ ઉપર ઉત્પન્ન કરવાનો આશય છે. એટલું જ નહીં પણ અત્યાર સુધીમાં બંધાયેલા વિશાળ ઉદ્યોગો સાથે સાથે બરાબર ઉપયોગ કરીને સમુહના સામાન્ય સુખને સ્પર્શતી વસ્તુઓના ઉત્પાદન પર ખાસ ભાર મૂકવામા આવનાર છે.

નવી યોજના પાંચ વર્ષ પ્રયત્નની છે. અને આ યોજનાના પરિણામે સમુહને જરૂરી સઘળાં સાધનો મળશે એવી આશા સોવીયેટના સંચાલકોએ આપી છે.

અલબત્ત હંમેશની મુજબ આત્મભોગની હાકલ પણ સાથેસાથે જ આપવામાં આવી છે અને એવી આશા રાખવામાં આવે છે કે રૂશીયન સમુહ પણ એટલા જ ઉત્સાહથી આ નવા પ્રોગ્રામને અપનાવી લેશે.

## શસ્ત્ર સ્પર્ધા

'સ્પેક્ટર' નામના અગ્રણી વર્તમાન પત્રમાં લખતાં સર વીસ કાઉન્ટસે સીલ 'પૃથ્વી પર શાંતિ' નામના લેખમાં લખે છે કે—

શસ્ત્ર સ્પર્ધા એ સંપૂર્ણ આધુનીક વસ્તુ છે. વધુ ચોક્કસ બનીયે તો માત્ર આ સ્પર્ધાએ ૬૦ શીયાળા વિતાવ્યા છે ફ્રાંકો-જર્મન યુધ્ધ પહેલાં 'સશસ્ત્ર શાંતિ' વિષે કોઇ જાણતું ન હતું.....

અત્યારે યુરોપ ૫૩૦૦ લાખ પાઉન્ડ શસ્ત્રો પાછળ ખર્ચાય છે એટલું જ નહીં પણ હવે તો વિજ્ઞાને સમગ્ર પરિસ્થિતિને પલટાવી નાંખી છે કિંમત કરતાં પણ તેનું આ સ્વરૂપ વધુ ગંભીર અને બીહામણું છે....અત્યારની યુદ્ધકળામાં એટલું તો પરિવર્તન થઇ ગયું છે કે ૧૯૧૮ માં રણાંગણને વિદાય આપનારા સૈનિકો હવે ભાગ્યે જ આ નવી પદ્ધતિને સમજી શકે......માનવ પ્રગતિ આજે હિતકર્તા થવાને બદલે શ્રાપ સમાન નથી થઇ પડી? વિજ્ઞાન અને યુધ્ધના સંયોગે એવા તો યાંત્રિક રાક્ષસને જન્મ આપ્યો છે કે જેની સામે થવાની આપણી શક્તિ બહુ જુજ નથી?

## મંચુરીયા અને જાપાન

મંચુરીયા પર જાપાને અત્યારે તો સંપુર્ણ સ્વામીત્વ સ્થાપ્યું છે. આ ફળદ્રુપ પ્રદેશ પર આર્થીક અધીકાર હોવા છતાં જાપાનને તેના પર સીધો રાજકીય અધીકારના અંકુશ નાંખી, પ્રજાસંઘના સઘળા વીનંતીઓને ઠોકરે મારી છે. આ દ્રષ્ટીએ, એ આખીયે ઘટનાને સર્જતી ભુમીકા—જાપાની આર્થીક હીતનું એક અવલોકન આશા છે કે રસપ્રદ થઇ પડશે. 'કરન્ટ હીસ્ટરી' નામન સત્તાવાર ગણાતા માસીક પત્રમાં હાવર્ડ યુની-

**વરસીટીના ઈતીહાસના અધ્યાપક આરથર એન. હૉલકોમ્બે લખે છે કેઃ–**

મંચુરીઆની ભૂમી પર જાપાનનું આર્થિક હીત વિદેશ સાથેના વેપારના આંકડાઓમાંથી સહેજે મળી રહે છે. ઇ. સ. ૧૯૨૯ની સાલમાં મંચુરીયાના પ્રદેશનો વિદેશનો વહેપાર ૫૪૦૦૦૦૦૦૦ ડૉલરની કિંમતનો લગભગ હતો. આમાથી ૨૧૬૦૦૦૦૦૦ ડૉલર જેટલો તો હીસ્સો જાપાનનો હતો. ચીન સાથેના વહેપારનો હીસ્સો ૧૪૪૦૦૦૦૦૦ જેટલો જ હતો. રૂશીયા સાથેના વહેપારનો હીસ્સો ડૉલર ૩૬૦૦૦૦૦૦ હતો. અને ગ્રેટબ્રિટન, નેધરલેંડસ અને અમેરીકાનો હિસ્સો તો રૂશીયા કરતાં પણ અતી ઓછો હતો. ઈટાલી સાથે તો નહીં જેવો જ વહેપાર છે.

મંચુરીયાના મુખ્ય બંદરો ત્રણ. આ ત્રણ બંદરોમા ૬૩ ટકા જેટલા માલની લઇજાવ જાપાની સ્ટીમરો દ્વારા થાય છે. ૧૨ ટકા વાણીજ્ય ચીનના વહાણોમાં થાય છે. ૧૧ ટકા બ્રીટીશ સ્ટીમરો મારફત થાય છે. જ્યારે મંચુરીયા સાથે ખેણાતા વાણીજ્યમાં માત્ર ૭ ટકા જ અમેરીકન વાવટા નીચે ચાલતા વહાણો દ્વારા થાય છે.

મંચુરીયામાં રોકાયેલી જાપાની થાપણ ૧૯૩૦માં ડૉલર ૯૩૦૦૦૦૦૦૦, હતી. બધું મળીને ૧૦૦૦૦૦,૦૦૦ ડૉલર જેટલી જાપાની સંપત્તિ મંચુરીયામાં રોકાયેલી છે. આ ઉપરાંત દક્ષીણ મંચુરીયન રેલ્વેમાં જાપાને ૨૫૦૦૦૦૦૦૦ ડૉલર રોક્યા છે. અને એટલું જ નહીં તેની પરોક્ષ દેખરેખ નીચે ચાલતી ચીનાઇ રેલ્વેઓ પણ ૧૫૦૦૦૦૦૦૦ ડૉલર જેટલું ધન રોકાયું છે. પણ આ ઉપરાંત જાપાનની અન્ય કોરપોરેશનોએ રોકેલી મુડી ૨૦૦૦૦૦૦૦૦ ડૉલર જેટલી થવા જાય છે.

મંચુરીયામા રોકાયેલી જાપાની મુડીના આ અબ્જોની સંખ્યામા રમતા આંકડા આધુનિક જાપાની આક્રમણ પર પુરતો પ્રકાશ નાંખે છે. જ્યારે આ મુડી પર આક્રમણ કરવામાં આવે ત્યારે કેલોગ કરાર હો કે ન હો, નવ સત્તાની સંધી હો કે ન હો પણ જાપાન પોતાના લશકરી બળથી જરૂર આક્રમણ કરે જ. અને તેથી જ નિર્બળ ચીનની અસહાયતાનો લાભ લઇને મંચુરીયામા જપાને પોતાનું સૈન્ય ઉતાર્યું છે.

## બર્મા અને હીંદ

**વિલાયતમા** મળેલી વતુંલ પરિષદે બર્માની વિશાળ ભૂમીને હિંદથી વિભકત કરી નાંખવાનો નિરધાર કર્યો છે. આ સુચના ઉપર વતુંલ પરિષદની સંમતી માની લેવામાં આવી છે એટલું જ નહીં પણ બર્માને કેવાં સુધારા આપવા એ સંબંધી બીજી બરમી વતુંલ પરિષદ લંડનમાં મળી હતી અને તે પણ વડાવઝીર મેકડોનાલ્ડના મોહક ભાષણથી તા. ૧૩–૧–૩૨ ના દીને પુરી થઇ. આ પરિષદથી સંતોષ કોઇને થયો ન થયો છતાં હવે બર્માને વિભકત કરવાના પ્રશ્ન પર આખરી પડદો પડી ચુકયો છે. પણ છતાં બર્માના રાષ્ટ્રવાદી સભ્ય યુ માંઉગ માંઉગ જીએ હિંદી મહાસભા સમક્ષ કરેલા નિવેદનમાંથી

નીચલા ફકરાઓ અતી રસપ્રદ જરૂર થઇ પડશે.

"બર્માને જુદું પાડવાના સવાલ સાથે જુદા જુદા અને અગત્યના મુદ્દાઓ સંકળાયેલા છે. અને તેથી આવા ગંભીર પ્રશ્નનું સામાન્ય પૃથક્કરણથી આપણને સંતોષ નજ થાય. બર્માને ઓછામાં ઓછા જોખમ સાથે વધુમાં વધુ રાજકિય હક્કો મળે તેવી યોજના માટે હજુ સુધી આપણામાંથી કોઇએ ગંભીર વિચાર નથી કર્યો.

બર્મા જો જુદું પડી જાય તો તે રાષ્ટ્રિય સ્વરાજ્ય કે સંસ્થાનિક સ્વરાજ્યની છાયા પણ મેળવ્યા શિવાય તદ્દન અજાણ્યા પંથમાં ધસડાઇ જશે. બર્માને જુદું પાડતી વખતે કંઇક સુધારા આપવામાં આવે. પણ રાજકિય અને આર્થિક અધિકાર વિહોણાં આ સુધારાઓ ભલે ચકચકિત દીસે પણ તે તદ્દન નકામા જ નિવડવાના. ઇંગ્લેંડ બર્માને કદી પણ આર્થિક અને રાજકિય અધિકાર આપી શકે એમ જ નથી. અને આપવાનો ઇરાદો પણ નથી. બર્માના રાષ્ટ્રજીવનને સંકલતો આ પ્રશ્ન છે અને બર્માને જુદું પાડવામા સંમતિનો સ્વર ઉચ્ચારનારાઓ આ વસ્તુને વિસરી જાય છે..

આર્થિક અધિકાર વિના રાજકિય અધિકાર કંઇ કામના નથી. ઇંગ્લાંડ બર્માને જુદું પાડવા સાથે આ આર્થિક અધિકાર આપવા તત્પર છે?......તેથીજ સારામા સારો રસ્તો એ છે કે સંસ્થાનીત બંધારણનો કારણ કે તેમ કરવાથી સ્વીકાર કરવો આપણને આગળ વધવાની સર્વ તક સાંપડે છે તેમ જ...બર્માનું રાષ્ટ્રિયત્વ સચવ ઇ શકશે.

સમુહ બંધારણથી બરમા પ્રાંતીક સ્વરાજ્ય પામી શકશે અને તેમાંથી તે પોતાના ભાવીના નિર્માતા બની શકશે. હિંદી મહાસભાએ દરેક સંસ્થાને ફેડરેશનમાંથી મુક્ત થવાનો હક્ક કાયમ રાખ્યો છે. આ જોતાં ભાવીમાં બર્માને સ્વતંત્ર બનવું હોય તો પણ કંઇ વાંધો નડી શકે તેમ નથી.





# 'પેટભરા તું પાછો જા!'

—✠—

## પુરાણીને ઉદ્બોધન

—✠—

પુરાણી ! ત્હારૂં સ્વાર્થી પુરાણ,
પેટભરા તું પાછો જા!
શ્રદ્ધાળુની શોષણ ખાણ,
પેટભરા તું પાછો જા!

સ્વાર્થપટુની ધરખમ પેઢી,
પાપ પુણ્ય વિશ્વ વેપાર;
જગજુનાં પોથાં પંપાળી,
વચનનો કરતો વ્યભિચાર,

ધર્મઘેલડાં સૂણતાં સાર
હૈયાહીણાંને અમૃત વાણ
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણ
પેટભરા તું પાછો જા!

કર્મકુંડળી ગૃહગણત્રીએ, અર્ધદગ્ધને દીધી આશ
ભૂચરનો ભગવંત બનીને, ભાવિના દીધા વિશ્વાસ

ત્હારી પૂર્ણ કરવા અભિલાષ
છુપા કંઇક તણા લીધા નિશ્વાસ

પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણ
પેટભરા તું પાછો જા!

દેવતમાં તું દેવ ખપવા, આડંબર માથા રાખે
ખાસકું ફેરી પુરાણુ પોથો, અગમ નિગમ તું હાંકે
અજબ ભાષાની ભૂરકી ભાખે
જગત જુઠાણું કેમ સાંખે !
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણું
પેટભરા તું પાછો જા !

સૃષ્ટિ પરથી સ્વર્ગે વિચરવા, ગજબ ટીકીટો કાપે
રાય રંકને પાવન કરવા, 'પુણ્ય' પરવાના આપે.
સદેહે સ્વર્ગ પાવન કરવા
ધર્મધ્વજ દંડ પ્રથમ પકડાવે.
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણું
પેટભરા ! તું પાછો જા.

અધર્મી આચરે ધર્મ ધતીંગો, અંધજનો ના પાખે
દુર્વ્યસનમાં દ્રવ્ય વાપરે, વેશ્યા મંદિર સ્થાપે
પ્રભુને પોથીમાં સંતાડે
કે દેવ મંદિરમાં દટાવે.
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણું
પેટભરા ! તું પાછો જા.

"ધાનના ઢગલા ત્હારે, મારે કણ ના ખાવા વારો
અક્ષાણુ ત્હને સેવનારા, મારૂ પેટ ન કો પુરનારો
તું ફોલી ફોલી ફુંકનારો
દીનરાત ચક્કી હું પીસનારો.
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણું
પેટભરા તું પાછો જા !

"મ્હેલ મંદિરો વસવા ત્હારે મ્હારે ઝુંપડે બેસવા ન વારો
ફુલશૈયા કંટક સમ ખુંચે મ્હારે ઓટલો સુવા ન સારો
હું સુકી ધરતી તોડનારો
ત્હારે ભોજનના રસથાળો.
પુરાણી ! ત્હારૂં સ્વાર્થ પુરાણું
પેટભરા તું પાછો જા !

રાષ્ટ્રીય શાળા, બાવળા ]
શાન્તિકુમાર-પંડ્યા



—જર્મન—
—જવાંમર્દ હીંડનબર્ગ—

# જર્મનીના

મહાયુદ્ધમાં પરાજ્ય પામ્યા પછી જર્મનીની સ્થીતી છેકજ કથળતી ચાલી છે. તેની આર્થીક સ્થીતી એટલી તો ખરાબ છે કે કામદારોના વીશાળ સમુહને સરકારી સદાવ્રતની સહાય લેવી પડે છે. આ અસીમ યાતનાએ જર્મનીમાં રાજકીય ઉષ્માને જન્મ આપ્યો છે.

સારૂં યે જર્મની આજે આમવર્ગના ઉંડા આર્તનાદથી ખૂબ ખળભળી ઉઠ્યું છે. મધ્યયુરોપના એક સમયના અતી પ્રભાવશાળી મનાતા આ પ્રદેશના સંતાનો આજે ક્ષુધાના કારમા સંતાપથી છેક જ સળવળી ઉઠયાં છે. ૮૦ લાખ જેટલા જોરદાર ગણાતા જર્મન જવામર્દોને શરીર ટકાવવા માટે સરકારી સદાવ્રતની સહાય લેવી પડે છે! જર્મન કામદારો ઉપર તો કાળી આફત ઉતરી છે. તેમના કંગાલ પગારોમાં પણ દશ ટકાનો કાપ મૂકવામાં આવ્યો છે. સારૂં જીવન ગાળવાને ટેવાયેલા કામદારોમાં આ વસ્તુ ખુબ જ ભાળખામણી થઇ પડે તે સ્વાભાવિક મનાય.

અને તેથી જ વર્ષની શરૂઆત સાથે કામદાર વર્ગના આંદોલનોએ-શ્રમજીવીસમુહની ચળવળોએ સખત સામનો કરવા માટે કમર કસી છે. નવા વર્ષની શરૂઆત સાથે અથડામણો હવે ઉગ્ર બનતી જાય છે. રૂટરના તાર પ્રમાણેઃ—

બરલીન તા. ૧.

સામ્યવાદીઓ ગઇ રાત્રીએ બહુ જ પ્રવૃત્તિમય હતાં. નાપાનીસ એલર્ગીના

# આંદોલનો

સામ્યવાદીઓના બળ જર્મનીમાં ખુબ જામ્યાં છે. આ બળો અત્યારે તો સારીયે સમાજરચનાને પડકાર આપી રહ્યાં છે. તેમના આંદોલનોને આધુનીક ઇતીહાસકાર મી. લીંડસે હોબેને આલેખ્યા છે. તે લેખનો સરળ અનુવાદ અહીં રજુ કરવામાં આવ્યો છે.

મથકના બારણાં બે સામ્યવાદીઓએ તોડી નાંખ્યા. કેટલાય ઘરો પર પોસ્ટરો મુકવામાં આવ્યાં હતાં આ પોસ્ટરોમાં આ લખ્યુ હતું કે 'કામદારો, સશસ્ત્ર બનો. ૧૯૩૨ નું વર્ષ એ ભૂખમરાના હુકમો સામે અને સરમુખત્યારી સામે બળવાનું વર્ષ નીવડશે.'

(ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ.) તા. ૨-૧-૩૨.



—નાઝીસ—
પક્ષના નેતા હેર હીટલેર

આ ઓછા શબ્દોમાં અપાયેલી આગાહી કદાચ સાચી પણ નીવડે ! જર્મની પર અત્યારે દરેક બાજુથી દુઃખનો ડુંગર તૂટી પડયો છે. જર્મન કામદારો પર કેટલાય પ્રકારના સંતાપ ઉતર્યા છે, અને તેથી જ તેમના આંદોલનો દર્શાવતો મી. લીંડસે હોબેનનો મનનીય લેખ અમો વાચક સમુદાય માટે નીચે રજુ કરીયે છીયે. આશા છે કે આધુનિક ઉગ્ર વાતાવરણને અનુલક્ષીને આ અહેવાલપૂર્ણ લેખ અતી રસિક થઇ પડશેઃ—

તંત્રી

કામદારોનાં ધિંગાણા શિવાય જર્મન શહેરોનું કોઇ પણ સપ્તાહ ભાગ્યે જ પસાર થતું હશે! અનાજની દુકાનો લુંટવાના બનાવ વિહોણો દીન જર્મનીના આધુનિક ઇતિહાસમાં ક્વચીત જ દેખાય. રસ્તાની આડે બંધ બાંધવા, વાડ ઉભી કરવી, બારીઓ ભાંગવી, સામ્યવાદી વાવટાઓ હલાવવા, અને કવચીત ખુનખાર ઝપાઝપી એ સર્વ વસ્તુઓ જર્મનીમાં તો સામાન્ય બની ગઇ છે.

બરલીનના સુંદર દીસતા રસ્તાઓ, અને મોહક મંજીલોમા ત્હમો આનંદ માણતા હોવ તો ત્હમોને આની જરાય ખબર નહીં પડે. બરલીનની વિલાસી વિભાગ ઉન્ટર ડેન લીન્ડેનમા ત્હમો ભમતાં હોવ તો આ દૃશ્ય જોવાના કદીયે નહીં મળે. આ વિભાગ સુધી આવાં છમકલાની અસર નથી પહોંચતી.

આ છમકલાંઓ એકાએક બહાર આવે છે. શાંત જ્વાળામુખી એકાએક ધગધગતો લાવા વર્ષાવે તેમ અચાનક આ છમકલાઓ થાય–થોડી ક્ષણો સુધી ભારે ધીંગાણું મચાવે–અને પછી અદૃશ્ય થઇ જાય. આ પ્રવૃત્તિ હવે કયે સ્થળે દેખાશે તેની કલ્પના કોઇને નથી! એક વર્ણન આપું!

## સંધ્યાને સમયે

સંધ્યાનો સૂર્ય આથમે કેટલીય ઘડીયો વીતી ગઇ છે. સ્પોર્ટસ્પલાસ્ટમા સામ્યવાદીઓની સભા મળી છે. લાખ્ખો મજુરો–બેકાર અને કામ કરતાં ભેગાં મળ્યાં છે. પોલીસો પણ અતી મુંઝવણમાં પડ્યા છે. 'શું થશે' તેની બીતિ દરેકને લાગી રહી છે. પોલીસ પણ ઠામઠામ પથરાયા છે. રસ્તા પર, બાઇશીકલ પર, મોટર સાયકલ પર પોલીસો તત્પર ઉભાં છે. કમર પર રીવોલ્વર લટકાવીને 'તાત્કાલિક પરિસ્થિતિને પહોંચી વળવાને માટે પોલીસો તૈયાર છે.

આ તૈયાર ઉભેલી પોલીસ ટુકડી ઉપરાંત બીજો બંદોબસ્ત પણ પુરતો કરવામાં આવ્યો જ છે. એક ક્ષણમા પોલીસ દળ સુવ્યવસ્થિત થઇ જશે તેવી રીતે તૈયાર ઉભું હોય છે અને સભા શરૂ થાય છે.

પોલીસદળની પરવા કર્યા વગર કામદારો ત્યાં આવે છે અને પછી કડકમાં કડક ભાષણ ત્યાં અપાયા જ કરે છે. અને સભા પૂરી થાય છે.

ટ્ર્....ટ્ર્....ટ્ર.....કોઇ ખુણામાંથી અવાજ આવ્યો. કટ્ લઇને ફ્લેશ લાઇટો ચમકે છે. પેલા વિભાગ પર પ્રકાશના પુર રેલાવવામાં આવે. પણ તરત જ ધીંગાણું જામે. લાકડીની રમઝટ રેલાય. બેદરકાર રીતે પોલીસ ઉભો હોય કે તેના માથા પર પ્રેક્ષકની લાકડી તરત જ તૂટી પડે. એટલું જ નહીં પણ પાસેના મકાનમાંથી પણ પોલીસો પર પથરા મારવામાં આવતા જ હોય.

પોલીસો પણ તેમના દંડુકાનો ઉપયોગ બરાબર કરતા જ હોય. તડાક્ તડાક્ કરતા તેમના દંડુકાઓ કોઇના માથા પર, કોઇના બરડા પર, કોઇના શરીર પર ઝપાઝપ પડતા જ હોય.

નહાસભાગ શરૂ થાય. ૨ ત્રે એક વાગતા શાંતિ પથરાય. ઘવાયેલાઓને ઇસ્પિતાલમાં ખસેડવામાં આવે. પોલીસપક્ષમા પ્રાણહાની કદાચ થઇ પણ હોય જ. એકાદ સારજન્ટે સ્વર્ગ ભણી ગતી કરી હોય. આ બાજુ સભામાં આવેલા બે ચાર એકારોએ પણ હમેશને માટે શાંતિ મેળવી જ હોય! હાડકાં રંગાય તે ન્નફામાં;

ઉન્હાળાનું આ અઠવાડીયું છે. કેસલમાં આ બનાવ બન્યો હતો. જર્મનીના દરેક શહેરમાં આ સામાન્ય છે.

## પોલીસો અને બેકારોની અથડામણ

બેકાર સામ્યવાદી કામદારો વિરોધ બતાવવા કે સરકારના આપખુદ હુકમનો સામે રોષ બતાવવા શેરીમાં સરઘસ કહાડે. આ સરઘસને આગળ વધતું અટકાવવા માટે પોલીસ પારટી મળે. રસ્તાના કોઇ જગ્યાએ બન્ને દળ ભેગાં મળે જ. પત્થરની ફેંકાફેંકીથી અરસપરસ સ્વાગત થાય. ઉપરથી પોલીસ પારટી પર ફુલનાં કુંડાઓ, ભાંગેલી ખુરશીઓ અને એવા સધનોનો વર્ષાદ વરસાવવામાં આવે. કોઇ અજાણ્યા સ્થળથી આવતી ગોળીનો પોલીસ કેપટન ભોગ થઇ પડે. છમકલું તરત જ જામે. દુકાનો લુંટાવા લાગે ટેલીફોનના તાર ઝણઝણી ઉઠે. અને આખરે શાંતિ પથરાય. વધુ પોલીસ આવતા લોક વિખરાઇ જાય. કેટલાક પકડાય. અને કેટલાક ન્હાસી છુટે.

જર્મનીનું બીજું મુખ્ય શહેર સેકફર્ટમાં પણ આવું જ બને છે. પોલીસો સાથે અથડામણ, છમકલાં એ જર્મનીમાં સામન્ય થઇ પડયાં છે. પોલીસો પણ રીવોલ્વરની રમઝટ તો જરૂર જ રેલાવે પણ પ્રમાણમાં પ્રાણહાની અતી ઓછી! બરલીન શહેરમાં પણ આવાં છમકલાંઓ અને તોફાનો થાય છે પણ પ્રવાસીને તો ભાગ્યે જ ખબર પડે છે. જર્મનીના મુખ્ય વર્તમાનપત્રોમાં પણ ભાગ્યેજ આવા સમાચાર છપાય. તેઓ આવાં બનાવોને ખાસ મહત્વ નથી આપતાં.

વાત એમ બને છે કે સામ્યવાદીઓના સરઘસની સામે પોલીસે પગલાં ભર્યાં હોય તો તેની સામે પાછો વિરોધ જાહેર કરવા કે 'સખ્ત નાપસંદગી' જાહેર કરવાને માટે પાછા સામ્યવાદીઓના જુથ જામે. પાછા પોલીસો આવે–પાછી અથડામણ થાય અને આમ પરસ્પર પ્રતિરોધ અણઅટકયો ચાલ્યા જ કરે.

આ અથડામણમાં ખુબ રંગ જામે છે. વ્યવસ્થિત રીતે અથડામણ આરંભાય. રસ્તાની વચ્ચે વાડ બાંધીને પોલીસને આવતી અટકાવવાનો યત્ન થાય. રસ્તામાં તારની વાડો બાંધે. આ સર્વ વસ્તુએ છતાં પોલીસ તેમના સુંદર સાધનોથી બેકારોના ટોળાંને વિખેરવા જરૂર જ સફળ થાય. પણ સફળ થઇને આશાયેશ લેવાનો પ્રસંગ તેમને ભાગ્યે જ સાંપડે. કારણ કે થોડા વખત પછીથી તેવા જ પ્રકારના છમકલાંમા તેમને ભાગ લેવાને જવું જ પડતું હોય. પોલીસો પણ હવે તો ટેવાઇ ગયાં છે.

જર્મનીના પ્રત્યેક શહેરમાંથી આવા સમાચારો મળ્યાં જ કરે છે. જર્મન વર્તમાનપત્રોના પાને પાને આવા છમકલાંઓના સમાચાર સાંપડે છે. છતાં સામાન્ય રીતે જો કોઇ ઉપરછલેથી જોઇ જાય તો જર્મની તદ્દન શાંત જ માલમ પડે. ઉન્ડર–ડીન–લીંડેનમા વસતા કોઇ પણ પ્રવાસીને કદીયે કલ્પના નહીં આવે કે જર્મની પ્રચંડ પરિવર્તનને આંગણે ઉભું છે. સામાન્ય જર્મનને આવા સમાચારથી જરાયે ક્ષોભ નથી થતો. તે તો આવા છમકલાને સાધારણ ગણતાં શીખી ગયો છે.

## જર્મન કામદાર વીભાગમાં–

પણ જર્મની–ખરૂં જર્મની જોવાની જેની જીજ્ઞાસા છે તે તો કામદાર વિભાગને જરા જોઇ લે! ત્યાં ઘોડેસ્વાર પોલીસ,

પાયદળ પોલીસ, મોટર પોલીસ વગેરે જોવાના મળે. જ્યાં જ્યાં નજર નાંખો કે પોલીસ જ નજરે પડે. અત્યારે જાણે કોઇ વિદેશીએ જર્મન પર સત્તા ન સ્થાપી દીધી હોય તેવો જ દેખાવ ત્યાં જતાં પ્રવાસીને લાગે. તોફાન કરતાં લોકોને અટકાવવાને માટે પોલીસો જાણે તૈયાર જ ન ઉભા હોય તેમજ લાગે. આખાયે વાતાવરણમાં અશાંતિએ તે' અડ્ડો નાંખ્યા છે. અને તેથી જ ચારે બાજુ ભયગ્રસ્ત દશા ચોખ્ખી દીસી આવે છે.

જર્મનીના કેટલાક શહેરોમાં તો વાતાવરણ એટલું તો ભયગ્રસ્ત હોય છે કે કોઇ વિભાગમાં સહેજ ધડાકો થતાં પણ વાતાવરણમાં ભય વ્યાપી જાય છે. 'બળવો જાગ્યો?' 'ધિંગાણું મચ્યું?' એ શબ્દો સામાન્ય થઇ પડે છે અને પોલીસપક્ષ પણ તાત્કાલિક પરિસ્થિતિને પહોંચી વળવા માટે તૈયાર હોય છે.

### રાજકીય ઉષ્માનો જન્મ

આજે સમગ્ર જર્મનીની આ દશા છે. ૧૯૨૪ ની આફતકારી નાણાંનીતિમાંથી જર્મની જ્યારે ઉઠ્યું હતું ત્યારે જુદી દશા હતી. આજે તેથી તદ્દન જુદી દશા છે. ત્યારે ક્ષીતિજમા સારા સમયની આશા હતી. આજે તે આશાઓ અદૃશ્ય થઇ ગઇ છે. ત્યારે બેકારોને માટે સરકારી સદાવ્રત હતાં. આજે આ સહાયમાં કાપણી કરકસર કરવામાં આવી છે. ત્યારે જર્મન ઉદ્યોગપતિઓને માટે કંઇક સારા દીન હતાં. આજે આ ઉદ્યોગપતિઓને કેમ નિભાવવું એ પ્રશ્ન થઇ પડયો છે આજે આર્થિક આફત ઉંડી ઉતરતા જર્મન જનતામાં રાજકિય ઉષ્મા જાગી છે.

## ૨. જર્મન કામદારોની કંગાલીઅત

**પ્રવાસીની** નજરે કદી નહીં પડતા એવા કેટલાક લત્તાઓ બરલીનમાં છે. યુરોપ કે અમેરીકાના માલેતુજાર મુસાફરો કદીય આ સ્થળોની મુલાકાત નથી લેતાં! કદીય "કલ્પના હોય કે ગરીબ જર્મની જોવાની ત્હમારી ઝંખના હોય તો સ્લેશર નામના સ્ટેશન પર જાવ. આ સ્થળ એ બરલીનના વિશાળ નગરનો એ બદસુરત વિભાગ છે. આલીશાન મકાનો કે ઝગઝગતી વિજળીની રોશની જોવાની ત્હમને ત્યાં નહીં મળે! મ્હોટા મંઝીલો નહીં દેખાય. સ્વચ્છ રસ્તાઓ પણ ત્યાં નહીં દેખાય. આ બરલીનનો કામદારોનો વિશાળ વિભાગ છે.

એક આંકડાશાસ્ત્રીને વિચાર આવ્યો કે અહીં બધા સામ્યવાદીઓ જ કેમ વસે છે? તેને સહજ કલ્પના થઇ કે આ વિભાગમાં સામ્યવાદનું જોર કઇ વસ્તુને આભારી છે. અને તેથી તેણે તેના માપ કહાડયા. આર્થિક પરિસ્થિતિના અભ્યાસ તરફ તેણે વળવા માંડ્યું!

અને તેના સંશોધનના પરિણામે તેને જણાયું કે તેણે જોયેલા ૩૧૦ કુટુંબોમાંથી માત્ર કુટુંબના વડીલ વર્ગની અર્ધ સખ્યાને જ નોકરી હતી. આમાના કેટલાક તો અમુક કલાકો જ કામ કરીને જીવન નિર્વાહ કરતાં. કેટલાક તો વર્ષો સુધી ધંધા વગર રખડતાં હતાં. કેટલાંક તો છેક ૭ વર્ષથી બેકાર બનેલા હતાં.

પેલા ઘરે તરફ એક દ્રષ્ટિ કરો એટલે જણાશે કે એક ઓરડામાં સાત સાત માણસ સુવે છે! આ ઉપરાંત ઘણાં કુટુંબો ૫૦ સેન્ટના ભાડાથી કોઇ છોકરાને સાથે સુવા દે છે. બધા મળીને ૯૦૦૦૦ જેટલા ઓરડીઓમાં સ્નાન માટેની ઓરડીઓ માત્ર ૨૫૩ છે.

જર્મનીની અપાર કંગાલીઅતના કેટલાક નમુના આ રહ્યા. જર્મન કામદારોના જીવન એટલે ગરીબાઇનું જીવન્ત સ્વરૂપ. તેમના રહેવાના મકાનો, તેમના વસવાના સ્થાન, તેમના ભોજન, અને તેમનું કામ ત્હમે નરી આંખે નિહાળો તો ત્હમારા હૃદયના કટકા થઇ પડશે. અમેરીકાના કામદારો તો એથી પણ વધુ ખરાબ દશામાં વસે છે. અને આંકડાની અથડામણમાં ન પડીયે તો પણ તેમની હીન દશાના અનેક પ્રમાણો આંખોને મળી રહે છે. બરલીન શહેરની જેવી દશા છે, તેવી જ દશા જર્મનીના અન્ય શહેરોની છે. રાઇનલેન્ડના મુખ્ય શહેરો પર પણ કંગાલીઅત તેના કારમાં પગલાં મુકી રહી છે. એટલું જ નહીં પણ સમગ્ર જર્મનીની અત્યારે આ જ દશા છે!

## મૂળ કારણો

અત્યારે પણ જર્મનીમાં એમ મનાય છે કે લડાઇ પહેલાના દીવસો ખૂબ સારા દીવસો હતાં. અત્યારે પણ આ શોકકથાની શરૂઆત આ ઉજળા દીવસોની યાદ કરીને કરવામાં આવે. પણ જો આંકડાઓથી સત્યને તારવવામાં આવે તો જર્મન કામદારોની સ્થિતિ લડાઇ પહેલાના કરતાં સારી જ છે, અત્યારે તેમને ઓછા કલાક કામ કરવાનું હોય છે. માંદગીનો વીમો, પેન્શન, વિગેરે કેટલાય લાભ તેમને મળે છે જ. આ લાભો ગયા જગદ્વ્યાપી સંગ્રામ પહેલાં ન હતાં. પણ આ દીસતાં લાભો આશાનું એક પણ કિરણ પ્રગટાવી શકે તેમ નથી. તેમની પર અત્યારે દુઃખનો દાવાનળ તૂટી પડયો છે. આજે એકાદ જર્મન કામદારને જરા વધુ પગાર મળતો હશે, પણ તેની દ્રષ્ટિ સમીપ ઉભેલી ભૂખની ભૂતાવળ નજર આગળ હમેશાં ઉભી જ હોય છે. તેની નજર આગળ ન્હાનાં ન્હાનાં છોકરાંઓને મરતાં તેણે જોયાં છે. તેઓ તેમની આંખે તેમના માતપિતાઓને ક્ષુધાથી આપઘાત કરતાં નીહાળ્યાં છે. તેમના ભાઇઓ દુઃખ અને દર્દથી પીડાઇને મરતાં જોયાં છે. આ પરિસ્થિતિમાં જર્મન કામદારને માટે આનંદ જેવું જીવનમાં બહુ ઓછું છે!

તેમ જ મધ્યમવર્ગની દશા પણ અત્યારે ખુબ કથળી ગઇ છે! આજે શિક્ષણ સંસ્થાના અધિકારીઓને મળો તો તેમના મુખારવિન્દ પર વિષાદની કાળી છાયા જરૂર જ દેખાશે! 'આ યુવાનો શું કરશે?' એવો સવાલ કદાચ જ પુછાય તો બહુ જ ગંભીરાઇથી તેઓ જવાબ આપે કે તેઓ સરકારી સદાવ્રતની સહાય લેશે. આ પરિસ્થિતિમાં આશાનું એક પણ કિરણ તેમને ક્યાંથી દેખાય?

જાણીતા શરાફો અને બરલીનના ધનવાનો કહે છે કે જો યુદ્ધદંડ નાબુદ કરવામાં આવે તો જ સ્થિતિ સુધરી શકે તેમ છે. પણ જાહેર પ્રજા માને છે કે તેમની આવી ભયંકર દુર્દશા માટે યુદ્ધદંડ એકલાં જવાબદાર નથી! આ પરિસ્થિતિમાં કેટલાંક મોસ્કો તરફ નજર નાંખે છે. કેટલાક કહે છે કે પરદેશ વસવા માટે જવું જોઇએ. કેટલાક પ્રખ્યાત રાજપુરૂષ બિસ્માર્કનું એક સુત્ર ઉચ્ચારીને કહે છે કે 'જર્મ-

નીએ કાં તો માલ કે કાં તો માનવ વિદેશે મોકલવા જોઇએ.' પણ વિદેશ સાથેનો વહેવાર જરા હમણાં સુધર્યો છે. છતાં ડોલર ૧૫,૦૦,૦૦,૦૦૦ ની આખરે ખોટ આવી છે. અને હવે અન્ય સંસ્થાનોમા જઇ શકે તે પણ સંભાવના અતી ઓછી છે!

જર્મનીનું ક્ષેત્રફળ ૧,૮૧,૦૦૦ માઇલ. તેનું વસ્તી એટલે ૬૫૦,૦૦,૦૦૦. જર્મન વસ્તીવિજ્ઞાસના આંકડાઓ બતાવે છે કે ૪૧૫,૯૨૪ જેટલા જન્મ મૃત્યુ કરતાં વધારે છે. છતાં જર્મનો આ આછાં દીસતાં જન્મપ્રમાણુના વધ જોઇને ગભરાય છે.

આ પ્રમાણે વિશાળ કુંટુંબના પિતાને ખાસ વિશિષ્ટ સહાય આપવાનો સરકારનો યત્ન આવા કુટુંબોને પરોક્ષ ઉત્તેજન આપી રહ્યા છે.

## હાય બેકારી!

બરલીનની શાળાના અધ્યાપકો સાથે ત્હમે કદાચ મુલાકાત લો તો પણ તેમના મુખ પર જડાયેલી વિશાદની છાયા ત્હમોને જરૂર જ માલમ પડશે. તેઓ શિક્ષણસંસ્થામા અજબ ઉત્સાહ દાખવતાં છતાં, આ વિદ્યાર્થીગણના ભાવી માટે તેઓ નિરાશાના સુર જ ઉચ્ચારે છે. જર્મન વિશ્વવિદ્યાલયોમાંથી પ્રત્યેક સત્રે બહાર



કસરત કરતાં આવા બાલકોને શરીર ટકાવવા માટે સદાવ્રતની સહાય લેવી પડે છે.

છતાં જર્મન સરકારતંત્રની એક વિશિષ્ટતા છે કે વિસ્તૃત કુટુંબને તે સહાય આપે છે, જો કોઇ દંપતીને ફરજંદ થાય તો તેમને તરત જ આર્થિક સહાય આપવામાં આવે છે. દરેક બાલક દીઠ આ આર્થિક સહાય વધારવામાં આવે છે અને

પડતાં હજારો જુવાન જર્મન જવામર્દોને માટે આધુનિક જર્મની કંઇ કરી શકે તેમ નથી. સરકારતંત્ર તેમને સદાવ્રતની સહાય આપીને જીવાડે છે. આવા યુવાન સમુદાય આખરે સામ્યવાદ કે હીટલેરવાદ તરફ તરત વળી જાય છે!

આજે આ વિદ્યાર્થીગણમા સામ્યવાદ તરફ ખુબ પ્રિતી છે તેનું આ એક કારણ છે!

આજે જર્મન બેકારોને જીવાડવાને માટે જર્મન સરકારને ૨૨૫,૦૦૦ ડોલર ખર્ચવા પડે છે. આ ઉપરાંત ખાનગી સદાવ્રતોની સંખ્યા તો જુદી! છતાં પણ બેકારોની પ્રત્યેક દીવસે વિપુલ બનતી સંખ્યાના શરીર સાચવી શકાય તેટલા પૈસા જર્મન સરકાર પાસે નથી!

એટલુંજ નહીં પણ કેટલાય બેકારોને તો મ્હોટાં મ્હોટાં કુટુંબના પોષણ તરફ લક્ષ આપવાનું છે. બેકારોની સરકારી નામાવલી પર અત્યારે ૪૬૫૫૦૦૦ ની સંખ્યા ઉભી છે. આ શિયાળામાં આ સંખ્યા સામટી વધી છે. દરેક દરેક કારખાનાએ કામદારોની સંખ્યા ઘટાડી છે. દરેક દરેક ઓફીસે શ્રમજીવીઓની સંખ્યા પર કાપ મુકયો છે. એટલે આ સર્વ સમુદાય સામ્યવાદમાં જ ઉગરવાનો આરો જુવે છે. તેઓ માને છે કે એકલા સામ્યવાદમાંના સીધા અનુસરણમાં જ આ કરૂણ પરિસ્થિતિનો અંત આવે છે. જર્મન જનતાની દ્રષ્ટિએ સામ્યવાદ એ એકલું જ અસરકારક ઔષધ છે. અને તેથી જ સામ્યવાદી પક્ષનું બળ મ્હોટાં પ્રમાણમાં વધ્યું છે અને પ્રત્યેક દીવસે વધી રહ્યું છે.

## ક્ષીતીજમાં

આ અત્યારના રંગો છે. જર્મન સમાજની સ્થિતિ સુધરે એ અત્યારે તો જરાયે શક્ય નથી. એટલું જ નહીં પણ ક્ષીતીજમાં આફતના ઓળા ઝઝુમી રહ્યાં છે. પ્રત્યેક દીવસે જર્મન જનતાની દુર્દશા ઉંડા મુળ નાંખતી જાય છે. પ્રત્યેક પ્રભાતે બેકારોની દશા હજુ પણ ખુબ બેહાલ બનતી જાય છે. આ પરિસ્થિતિમાં જર્મનીની આધુનિક સમાજરચના કયાં સુધી ટકી શકશે તે એક કલ્પનાની વસ્તુ થઇ પડી છે.



બાળકો માટે સામુદાયીક સ્નાનગૃહ

જર્મન જનતાનું જીવન આજે અકથ્ય સંકડામણથી ખૂબ ખળભળી ઉઠયું છે. લેનીન લખે છે કે જ્યારે જનતાનું જીવન સહનશીલતાના આખરી કક્ષા પર પહોંચે છે ત્યારે ધુંધવતો વિપ્લવ આવીને સમાજના અસહ્ય સંતાપનો નાશ કરે છે.! આવું જ કંઇ જર્મન ઇતિહાસમાં બનશે ખરૂં? કંઇ પ્રચંડ પરિવર્તન કરવાની આવી જ કંઇ તમન્ના જર્મન જનતાને ઘેરી વળશે ખરી?

# ૩. નાઝીસપક્ષનું નેતૃત્વ

ઉપલા લેખમાં જર્મન પ્રદેશની જોરદાર જણાતી સામ્યવાદી ચળવળનું શબ્દચિત્ર આપવામાં આવ્યું છે. તે સાથે સાથે જ જર્મન રાજકારણને રચતાં એક બીજું જ બળ–એક નવો જ રાજકિય પક્ષ–હીટલેરવાદની પણ ટુંક સમિક્ષા કરી, આ બન્ને અંતીમ ગણાતા રાજકિય બલોના પરસ્પર ઘર્ષણમાંથી શું પરિણામ આવશે તેનું કંઇક માપ કહાડવા યત્ન કરીયે.

હીટલેરીઝમ–એ શબ્દ તેના નેતા હેર હીટલેર પરથી યોજાયો છે. આ નેતા અત્યારે જર્મનીના એક મ્હોટા રાજકિય પક્ષનો સર્વ સરમુખત્યાર છે. અને તેઓ 'નેશનલ શોશાયલીસ્ટ'ના નામથી જર્મનીમા ઓળખાવે છે.

આ પક્ષના સિદ્ધાંત બળ જેવું કંઇ નથી! તેમની પાસે ખાસ તત્વજ્ઞાન જેવું પણ કંઇ નથી! તેઓ અમૂક સિદ્ધાંતોમાં પણ માનતા નથી. માત્ર તેઓ આધુનિક વર્ગરચનાનો વિનાશ કરવા નથી માગતા. તેઓ વર્ગીય સમાજરચના ટકાવી રાખીને, તેમાં થોડા સુધારા વધારા કરીને સરકારતંત્રને ચલાવવા માગે છે.

તેમના રાજકિય આદર્શોમાં તેઓ માને છે. પાર્લામેન્ટરી પદ્ધતી તદ્દન નિષ્ફળ નિવડી છે. એટલે પાર્લામેન્ટરી પધ્ધતીના ભાંગીને ભુક્કા કરી નાંખીને તેઓ હીટલર પારટીની સરમુખત્યારી સ્થાપવા માગે છે. તેઓ આમ એક રાજકિય પક્ષની સરમુખત્યારી સ્થાપીને શાશન કરવા ઇચ્છે છે.

તેમના પોગ્રામમાં તેઓ વરસેલ્સની સંધીદ્વારા યુધ્ધ દંડ આપવાની ચોખ્ખી ના પાડે છે. એટલુ જ નહીં પણ વરસેલ્સની સંધીની રૂઇએ જર્મની ઉપર મુકાયેલા આકરાં પ્રતિબંધો પણ ઉખેડી નાંખવાની હાકલ કરે છે. આમ જો હીટલર પારટીનુ રાજ્ય સ્થપાય તો સંભવ છે કે આંતરરાષ્ટ્રિય રાજકારણ પર તેની ભારે અસર થાય.

હીટલેર પારટીનું બળ મુખત્વે મધ્યમ વર્ગના યુવાનોમાં છે. હીટલેર પારટીના ઉદ્દામ પોગ્રામમાં તેમને માટે આકર્ષણ મળી રહે છે. અને તેથી સેંકડો યુવાનો હેર હીટલેરના પક્ષમા જોડાયા છે.

હિટલર પક્ષની મુડીવાદી મનોદશા તેના સહાયકોની નામાવળીમાંથી પણ મળી આવે છે. હેર હીટલરના પક્ષમા માજી કૈસર કુટુંબનો પાટવી રાજકુમાર, મુખ્ય સેનાપતિઓ, અને બરલીનના ઉદ્યોગપતિઓ છે. જર્મનીનો પેલો પ્રખ્યાત ખજાનચી હેરાશાસ્ટ પણ આ પક્ષમા જોડાયા છે. એટલે આ એકજ વસ્તુ બતાવી આપે છે કે જર્મનીનો આ રાજકિય પક્ષો કયા વર્ગની તાબેદારી ઉઠાવી રહ્યો છે. સંપત્તિવાનોનો આ સાચો સહાયક અનેકવાર જનતાનું ભલું કરવાની દંભી વાગ્જાળ

પાથરે છે. પણ જર્મનીના રાજકિય પક્ષના આ ઉદ્દામ આગ્રણુના પક્ષમા કામદાર સમુદાયે જરાયે સાથ નથી આપ્યો.

મધ્યમવર્ગની રાષ્ટ્રભાવના પર આ પક્ષ અત્યારે જીવી રહ્યો છે. બરલીનના સંપત્તિવાનોની સહાય ઉપર આ પક્ષ અત્યારે ખુબ પ્રચાર કરી રહ્યો છે. તેના ઉદ્દામ વચનો, અને મ્હોટી મ્હોટી વાતો મધ્યમવર્ગી માનસમા આશાનો ઉન્માદ પ્રગટાવે છે. અને તેથી જ જર્મનીમા અત્યારે આ પક્ષનું જોર ખુબ ગણવામા આવે છે.

પણ જ્યારે ભાવી તરફ સહેજ કલ્પના કરીયે, અને આવતા ઇતિહાસના ઝાંખા દીસતાં અક્ષરો ઉકેલવાનો કંઇક યત્ન કરીયે તો માલમ પડશે કે હીટલેરવાદ જર્મનીમા લાંબુ જીવી શકે તેમ નથી. કારણ કે આધુનિક જર્મનીની આકરી પરિસ્થિતિમાં હિટલરવાદે આપેલા વચનનો ચોથો ભાગ પણ આ પક્ષ પાળી શકે તેમ નથી. આથી જ જર્મન સામ્યવાદીઓ આ પક્ષ માટે બેદરકારી દર્શાવી રહ્યાં છે. તેઓ માને છે કે સંપત્તિવાનોની સીધી સરમુખત્યારી સ્થપાય તો પણ જર્મનીનો આ પરિસ્થિતિનો જરાય ઉકેલ આવી શકે તેમ નથી.

અત્યારે તો જર્મન હીટલરવાદીઓ અને જર્મન સામ્યવાદીઓ વચ્ચે રીવોલ્વરની રમઝટ ચાલી રહી છે. અથડાઅથડીના ધમસાણ તો જર્મન શહેરોમાં સામાન્ય થઇ પડયાં છે. પણ તે છતાં પણ જર્મન સામ્યવાદીઓના જોર પ્રત્યેક દીવસે વધતાં જાય છે એ વસ્તુ જર્મન રાજકિય પરિસ્થિતિને ઘેરી વળેલા ધુમ્મસમાંથી પણ સ્પષ્ટ દીસી આવે છે. અત્યારે સામ્યવાદીઓ અને હીટલરવાદીઓ વચ્ચે ચાલતાં સતત ઘર્ષણનો લાભ લઇને સમાજ સત્તાવાદના સીધા પ્રતિનિધિએ શાસન કરી રહ્યાં છે. પણ જેમ જેમ ક્ષણો વીતતી જાય છે તેમ તેમ હવે પરિસ્થિતિ ચોખ્ખી પડતી જાય છે. અને સમગ્ર દેશમાં હવે એ જ પક્ષ રહેશે એવી ખાત્રી દરેકને થઇ ગઇ છે!

આમ જર્મન રાજકિય વાતાવરણ પરથી અચોક્કસતાના ગાઢાં વાદળાં હટતા જાય છે. સાથે સાથે જ છેલ્લી ક્ષણ હવે પાસે આવી પહોંચતી હોય એમ જણાય છે. છેલ્લા ભડકા માટે જર્મની તૈયારી કરી ન રહ્યું હોય એમ જ દીસે છે!

## ૪. યુદ્ધદંડ અને જર્મની

**જર્મની** આજે ભયંકર આર્થિક આપદમાં ઝડપાઇ ગયુ છે. એમ તો સર્વ કોઇ કબુલ કરે છે! ફ્રાન્સના અર્થવિશારદો પણ આ સત્ય સ્વિકારે છે. ઇંગ્લાંડ, અમેરિકા, અને ફ્રાંસના અર્થસંપત્તીના સંચાલકો કેટલાય વર્ષોથી જર્મનીના જુલ્મી યુદ્ધદંડ પર વિચાર ચલાવી રહ્યાં છે એટલું જ નહીં પણ જર્મનીની પ્રત્યેક દીવસે કથળી જતી સ્થિતિ ઉપર ખુબ ધ્યાન આપી રહ્યાં છે.

આ પરિસ્થિતિમા યુદ્ધદંડ વિષે ખુબ ઉહાપોહ થઇ રહ્યો છે. જર્મનીનો પ્રત્યેક રાજપુરૂષ કહે છે કે જો જર્મનીને સામ્યવાદી વિપ્લવમાંથી ઉગારી લેવું હોય, જો આવતા આર્થિક ઝંઝાવાતમાંથી બચાવી લેવું હોય, જો આધુનિક સમાજરચનાને

કાયમ રાખવી હોય તો અત્યારે એક માત્ર ઉપાય યુદ્ધદંડને નાબુદ કરવાનો છે. દરેક દરેક જર્મન ખજાનચીએ વારમ્વાર આ નગ્ન સત્ય જાહેર કર્યું છે. એટલું જ નહીં પણ યુદ્ધદંડ નાબુદ થવો જ જોઇએ એ પ્રકારની સામાન્ય માગણી દરેક દરેક રાજકીય પક્ષે કરી છે. આ સર્વ ઉપરાંત હિટલરવાદીઓ અને સામ્યવાદીઓએ તો છડેચોક જાહેર કર્યું છે કે જો તેઓ સત્તામાં આવશે તો પહેલી જ તકે વરસેલ્સની સંધીના કકડા કરી નાંખશે.

## એક વર્ષના આરામની નીષ્ફળતા

આ બધી પરિસ્થિતિને ધ્યાનમાં રાખીનેજ અમેરીકન અધિષ્ઠાતા મી૦ હુવરે એક વર્ષના યુદ્ધવિરામની જાહેરાત ગયા જુલાઇ માસમાં કરી હતી. આ જાહેરાત કર્યા પછી તરત જ સારાયે યુરોપમાં આનંદ અને આશાયેષની લાગણી પ્રગટી હતી. પણ આર્થિક સ્થિતિ એટલી તો ખરાબ થતી ચાલી છે કે આ એક વર્ષનો આરામ પણ જર્મનીના આર્થિક દુઃખને દૂર કરવાને અશક્ત નીવડયું હતું.

યુદ્ધદંડ સાથે સંકળાયેલા ઇતિહાસ પર જરા ઉડતી નજર કરી જઇએ તો જણાશે કે વરસેલ્સની સંધીને આધારે અબજોના આંકડામાં રમતો આ યુદ્ધદંડ જર્મની ઉપર ઠોકી બેસાડવામાં આવ્યો છે. અને હવે એવી પરિસ્થિતિ ઉભી થઇ છે કે જે ધન જર્મની, ફ્રાંસ અને ઇંગ્લેંડને યુદ્ધ પેટે આપે છે તે જ ધન મિત્રરાજ્યોએ કરેલા મહાન દેવાં પેટે અમેરીકાને પાછા મળે છે. આમ જર્મની તેની કારમી કંગાલીઅત છતાં શક્ય હોય તેટલું ધન આજે મિત્રરાજ્યોને દંડ પેટે આપે છે અને એ જ ધન પાછું અમેરીકા તરફ પ્રસ્થાન કરે છે. આમ યુદ્ધદંડની સાકળના અંકોડા આંતરરાષ્ટ્રીય લેવડદેવડથી ખુબ મજબુત બન્યા છે.

હવે વસ્તુ એમ છે કે મિત્રરાજ્યો [ઇંગ્લાંડ, ફ્રાંસ, ઇટાલી] જર્મનીના યુદ્ધદંડને નાબુદ કરે તો અમેરીકાને આપવું પડતું ધન તેમને જ આપવું પડે. તેથી તેઓ એમ કહે છે કે જો અમેરીકા મિત્રરાજ્યોનું દેવુ માફ કરે તો તેઓ જર્મનીનો યુદ્ધદંડ માફ કરે.

આમ જર્મનીના યુધ્ધદંડ સાથે મિત્રરાજ્યોના દેવાને સબંધ છે. પણ આથી એમ નથી ઠરતું કે યુદ્ધદંડની રકમ સાથે મિત્રરાજ્યોની આ મહાન માંગણી સંકળાયેલી છે! જર્મન સામ્રાજ્યને સ્વાહા કરી જનાર ઇંગ્લેંડ કઇ દ્રષ્ટિએ અમેરીકા ઉપર દોષ મુકી શકે? સીરીયા અને અરેબીયાના એક ભાગ ઉપર ફ્રેંચ સ્વામિત્વ સ્થાપનાર ફ્રાંસ શી રીતે અમેરીકા ઉપર દોષ મુકી શકે? છતાં બંને પ્રદેશના પત્રકારો જર્મન યુધ્ધદંડ માટે અમેરીકાને જ જવાબદાર ગણાવ્યા કરે છે,

## યુદ્ધદંડ આપવાની ના

આખરે જેની આશા રખાતી હતી તે બન્યું છે. જર્મન ખજાનચી અને વડા પ્રધાન ડો. બ્રુનીંગે જગત સમક્ષ એક નિવેદન રજુ કરતાં જર્મન પ્રજાની આ યુદ્ધદંડ નહીં આપવાની અશક્તિ જાહેર કરી છે. જર્મન પ્રજા તરફથી બોલતાં આ રાજ્યમુત્સદ્દીએ ઉપલા વચનો ઉચ્ચારતા પહેલાં તે સંબંધી પુરતો વિચાર કર્યો જ હશે, એટલું જ નહીં પણ જર્મન પ્રજાની આર્થિક અવદશાના

આપ આ મહારથીએ કરીને જ આ પગલું ભર્યું હશે.

ગમે તેમ હોય તો પણ જર્મન પ્રજાની આર્થિક અવદશા હવે સહન-શીલતાની છેલ્લી કક્ષા પર પહોંચી છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે. તેથી જ જર્મન વડાપ્રધાન બ્રુનીંગને ઉપરની જાહે-રાત કરવાની ફરજ પડી છે. સમાજ સત્તાવાદીઓએ હમેશા યુદ્ધદંડ નાબુદ કરવા સામે જર્મનીની પ્રતિષ્ઠાને મુકી છે. પણ આ પ્રતિષ્ઠાના પ્રશ્નને પણ વેગળો કરી દઇને, જર્મન નાણાખાતાંના વડાએ જગત સમક્ષ ચોખ્ખા શબ્દોમા સંભળાવી દીધું છે કે 'યુદ્ધદંડ આપવાની અમારી શક્તિ નથી.'

આ જાહેરાત જોતાં જ ફ્રાન્સના પ્રધા-નમંડળમાં ખૂબ ગભરાટ વ્યાપ્યો છે. જર્મ-નીની બીક ધરાવતાં આ વિજેતાને જર્મન રાષ્ટ્રની આ રાજરમત લાગે છે. પણ તેને પણ જર્મનીની આર્થિક અવદશાની ખાત્રી થઇ છે. કારણ કે થોડા દીવસ પહેલાં જ ફ્રાંસના નાણાખાતાના સચિવ ફ્લાદીને જાહેર કર્યું હતું કે 'જો જર્મની' યંગ યોજનામાં મુકરર થયેલી બીન શરતી વાર્ષિક રકમ' આપે તો બે વર્ષ સુધી દંડવિરામ જાહેર કરવા તત્પર હતું. આમ જર્મનીની આર્થિક અવદશાને સ્વિકારીને ફ્રાંસની સરકારે જર્મન પ્રજાને આ સબંધી રાહત આપવાની આશા બતાવી હતી. પણ હવે જ્યારે જર્મનીએ આ જાહેરાત કરી છે ત્યારે સંભવ છે કે સમગ્ર ફ્રાંસમાં આ સામે રોષનો દાવાનળ સળગશે. પણ છતાં પણ ફ્રેંચ સરકારતંત્રના સંચાલકો સારી રીતે સમજે છે કે જર્મની પાસે હવે તીજોરીમાંથી પૈસા લઇ શકાય તે અશક્ય છે! જ્યારે જર્મની પાસે પૈસા આપવાની જ શક્તી જ ના હોય ત્યારે આ યુદ્ધદંડની આકરી રકમ શી રીતે અપાઇ શકવાની હતી! તેમજ ઇંગ્લાંડ પણ એમ આશા રાખતું હોય કે યુદ્ધદંડની રકમ મળી શકશે તો તે એક ખાલી કલ્પના છે. બ્રીટનના આગેવાનો પણ એક વસ્તુ સમજે છે કે જર્મનીનું આર્થિક તંત્ર તુટી પડે તો પછી બોલ્શેવીઝમને લંડન પહોંચતા બહુ વાર નહીં લાગે.

## મ્હોટી બીક

ફ્રાંસ અને ઇંગ્લાંડ આગળ આ જ પ્રશ્ન એ એક મુખ્ય પ્રશ્ન છે! જર્મનીની આર્થિક અવદશા માટે આ બન્ને રાષ્ટ્ર-માંથી કોઇ રાષ્ટ્રને પડી નથી! પણ અત્યારે વિજેતા ફ્રાંસને તેમ જ સામ્રાજ્યવાદી બ્રીટનને એક જ બીક લાગે છે અને તે જર્મન વિપ્લવની. સંપત્તિના આ સંચા-લકો સારી રીતે સમજે છે કે જર્મનીને જો રાહત આપવામાં નહીં આવે તો જર્મ-નીનું આર્થિક તંત્ર તુટીને ટુકડા થઇ પડશે. એટલું જ નહીં પણ લાલ સામ્ય-વાદનો વિજય ડંકો બરલીનમાં વાગતા, લંડન અને પેરીસ પર પણ તેની પ્રચંડ અસર થશે જ.

લાલ જર્મની! એ આજે સામ્રાજ્ય-વાદીઓને થથરાવી રહ્યું છે! સામ્યવાદ એ ફ્રાંસ અને બ્રિટનના સામ્રાજ્યવાદી-ઓની શાંતિના કડકા કરી રહ્યો છે. અને તેથી જ જર્મનીને વિપ્લવના માર્ગે વળતું અટકાવવાને, સામ્યવાદી રાજ્યક્રાંતિથી અળગું કરવાને માટે ફ્રાંસ અને ગ્રેટ-બ્રિટન જર્મન જાહેરાતથી છંછેડાઇ ન પડતાં જાનેવારીની ૨૫ મી તારીખે મળનારી પરિષદમા કંઇક ઉકેલ જરૂર

કહાડશે. એટલું જ નહીં પણ ફ્રાંસ અને ગ્રેટબ્રિટન બન્ને જર્મનીને આર્થિક રાહત આપવા આતુર છે કારણ કે જર્મન પ્રજાના રાજ્યવિપ્લવની બીક જર્મનીમા રોકાયેલી સંપત્તિ કરતાં પણ મોટી છે.

નકુ જો જર્મન વિપ્લવના માર્ગે વળે તો ફ્રાંસ કરતાં અમેરીકા અને ઇંગ્લેંડને આર્થિક નુકસાન થાય એમા કોઇ પ્રકારની શંકા જ નથી. ગ્રેટબ્રિટનના લગભગ ૮૦ મીલીયન પાઉન્ડ જર્મન ઉદ્યોગોમા રોકાયેલાં છે, એટલું જ નહીં પણ અમેરીકાએ કેટલાય વર્ષોથી આ અડ્ડો નાંખ્યા છે. જર્મન બેંકો પર આર્થિક અધિકાર તો કયારનો ય જામ્યો છે. આ પરિસ્થિતિમા જર્મનવિપ્લવની બીક એટલી તો પ્રબળ અને પ્રચંડ છે કે અમેરીકા પણ યુધ્ધદંડને અંગે મિત્રરાજ્યોને દેવાના ભારમાંથી મુક્ત કરે.

આ સર્વ ઉપર આંતરરાષ્ટ્રીય સ્પર્ધા અને સમગ્ર વિશ્વ ઉપર સ્વામિત્વ સ્થાપવાના અમેરીકાના અભિલાપ ખુબ અસર કરી રહ્યાં છે. સમગ્ર જગત ઉપર પોતાનો આર્થિક અધિકાર જમાવવાના અમેરીકાના કોડ હજુ પૂર્વની માફક જ પ્રબળ છે! એટલે તે મિત્રરાજ્યોના દેવા માફ કરે કે કેમ તે એક શંકાની વસ્તુ છે? એટલું જ નહીં પણ સંભવ છે કે અમેરીકા મિત્રરાજ્યોનુ અથાગ દેવું માફ ન કરીને ઇંગ્લેંડ અને ફ્રાંસને મુંઝવણમાં પણ મુકી છે.

પણ આમ જ્યારે જર્મન જાહેરાત ઉપર કલ્પના કરીયે છીયે ત્યારે જર્મનીમા આ રાહત બહુ મોડી થઇ પડશે એવી સ્પષ્ટ અનુમાન શકય બન્યા છે. જર્મન-પ્રજાની દશા હવે એટલી તો અસહ્ય થઇ પડી છે કે હવે યુદ્ધદંડ હમેશને માટે નાબુદ થાય તો પણ જર્મનપ્રજાની આર્થિક અવદશા જરાય સુધરે તેવી આશા કોઇ રાખે તો તે નકામી જ નિવડશે.

યુદ્ધદંડ હવ માફ કરવાનો માર્ગ લેવામાં ખુબ વિલંબ થયો છે, આ વિલંબને માટે સમગ્ર વિશ્વના મુડીવાદી જગતને જરૂર શોષવું પડશે.

નવીન દ્રષ્ટીબીંદુ રજુ કરતો લેખ

# ચિત્રપટ ની કળા

રોમાન્સના રંગ—વસ્તુનો સ્પર્શ—
તકેનાતમાં કલા—કુનીતાની છાયા—
— આપણી ફીલ્મો —

—લેખક—
જીતુભાઇ પ્ર. મહેતા

જગતમાં એક એવી જગ્યા છે કે જ્યાં દરેક ક્ષણે અજાયબીઓ જન્મ લે છે. આ જગ્યા પર પવન ફુંકાય છે, અને સાથોસાથ પ્રકાશ ફેલાય છે—એક બાજુ રેતીનું સુકું રણ પડ્યું છે—બીજી બાજુ ફુલોથી લથબથ થએલા બાગ ઝગારા મારી રહ્યા છે, બધી ઋતુઓ આંહી એક સાથે ઉતરે છે. અને ફ્રેન્ચ, જરમન, ઇગ્લીશ, આફ્રીકન, અમેરીકન—આ બધી ઢબનાં મકાનો આંહી મોજુદ છે. દરેક દેશના લોકો આંહી નજરે પડે છે—મકાન નાશબની પાછળ કાળો હબશી સફેદ દાંત બનાવી રહ્યો છે.

આ ભૂમિ હોલીવુડના નામથી ઓળખાય છે. અને ચિત્રપટના ઉદ્યોગ માટે આ જગ્યા મશહુર છે, એ આજે સહુ કોઇ જાણે છે. ટોકીની શરૂઆત થઇ ત્યારે હોલીવુડે બોલતી ફીલ્મોમાં સંગીતને અગ્રસ્થાન આપવા માંડ્યું. અને 'મ્યુઝીકલ કોમેડી' ધડાધડ બહાર પડવા લાગી. ૧૦૦ ટકા ગાતી, નાચતી અને ૧૦૦ ટકા શોર બકોર મચાવતી... એક સાથે પચાસ ઉઘાડા પગ ઉછળ્યા! ફોંપડનની પ્યાલીઓ ભરાઇ, સ્ત્રી પુરૂષની ગોદમાં સમાવા લાગી. અને બેઘું 'જાઝ' સંગીત બધાને હલબલાવી રહ્યું!...

## રોમાન્સના રંગ

આ પછી ટોકી પર રોમાન્સના રંગ છંટાયા...ચાંદની આછો પ્રકાશ વેરી રહી હોય. બાલકનીમાં કોઇ માશુકનો ચહેરો મલકી રહ્યો હોય અને બાલકનીની હેઠળ હાથમાં વાજીંત્ર રાખી કોઇ આશક ઘાયલ 'સેરીનેડ' સંભળાવી રહ્યો હોય! પછી મીલાપ અને ચુંબનોની ચોરાચોરી...... રોમાન્સના છાંટણાં પછી ગુન્હેગાર ટોળીની ફીલ્મો ચમકવા માંડી. કોઇ જંગમાં આવેલું એકાન્ત મકાન...આસપાસ અંધારું ટાંકણી પડે તોએ અવાજ થાય એવું શાંત વાતાવરણ...કેમેરા મકાનના અનેક ખુણાઓ બતાવે છે...મકાન ફરી સ્થીર થાય છે... ત્યાં દુર દુર ટક ટક અવાજ સંભળાય છે. ટોર્ચનો ઝળકતો લીટો પડે છે. બુટનો ચમચમાટ કાને અથડાય છે. અંધારામાં મારામારી ધમાધમી બોલે છે. કોઇ શેરલોક

હોમ્સ બહાર પડે છે...અને ગુનેગારને 'ઇલેક્ટ્રીક ચેર' ઇનામમાં મળે છે... આમ 'ગેંગસ્ટર' વસ્તુ પછીથી સામાજીક વસ્તુ સાથે 'માઇક'ને જોડવામાં આવ્યું.

.....................................

ઇબસને 'ઢીંગલી'ને ઘરની બહાર કાઢી તે પછી તે પાછી ફરી જ નથી. બહારનું જગત પણ એને સુખ બક્ષી શક્યું નથી. ચળકતાં પીણા અને પ્રેમમાં પણ એ જીવનને ડુબાવી શકી નથી. જબ્બર ટોળામાં એ આકરું એકાન્ત અનુભવી રહેલ છે. જમાનની ચાતુરી પાછળ એને નર્યો દંભ માલુમ પડયો છે. સદ્‌ગુણની જેમ જ દુર્ગુણથી એ ભારે કંટાળી ગઇ છે.........

આ પ્રકારની સ્ત્રી આજે યુરોપના સાહિત્યમાં દેખા દે છે. અને ચિત્રપટના પાત્રોમાં પણ આ પ્રકારની સ્ત્રી હાજર થએલ છે. હોલીવુડની સામાજીક ફીલ્મોમાં, ઇંગ્લીશ નાટકોમાંથી પણ સ્ત્રી આવો જ ધ્વની સંભળાવે છે. એની બેઆરામી છુપાતી નથી. ......'કોમેડી' માં બીટીશ ફીલ્મોએ સારું સ્થાન મેળવ્યું છે...

પણ આંહી બધે જ મુડીવાદી.

## વસ્તુનો સ્પર્શ

સમાજના પડઘા ઝીલાય છે. પાત્રાલેખનમાં—વસ્તુના સ્પર્શમાં, 'મોડલ'ની પસંદગીમાં, વાર્તાલાપમાં બધે જ. એટલે તો સોવીયેટના એક કાબેલ ડાયરેક્ટરને હોલીવુડે બોલાવી પાછો કાઢેલો. એમ બન્યું કે થીઓડોર ડ્રેસરની લખેલી નવલકથા "અમેરીકન ટ્રેજડી" ટોકીમાં ઉતારવાની યોજના એક જાણીતા ફીલ્મ કંપનીના માલીકોએ કરી. અને એનું ડાયરેકશન સોવીયેટ ડાયરેક્ટરને સુપ્રત કરી દેવું એમ નક્કી થતાં એને આમંત્રણ આપવામાં આવ્યું—પણ જ્યારે આ રશીઅન ડાયરેક્ટરે પોતાની રીતે જ આ વસ્તુને "ટ્રીટ" કરવાની વાત સંભળાવી ત્યારે મુડીવાદી માલેકોને એ 'હેંડલીંગ'ની કલ્પના માત્રથી કમકમાં આવ્યાં ને ગરમાગરમ ચર્ચા ચાલી—રશીઅન ડાયરેક્ટર એકનો બે ન જ થયો—કારણ કે એના ક્ષેત્રમાં એ સ્વતંત્ર હોવો જ જોઇએ! અમેરીકન ફીલ્મમાલેકોને ખ્યાલ નહોતો કે સોવીયેટનો કલાબાજ આ જાતનો હતો હશે—તેઓએ તો એમ ધારી લીધેલું કે તે અચ્છી ફીલ્મ 'ટેકનીક' લાવી આપશે. અને ડોલરો ગજવામાં નાખી દેશે.

આ બધાનું પરિણામ એ આવ્યું કે રશીઅન ડીરેક્ટરે માલીકોના કહ્યા પ્રમાણે એ ફીલ્મની વસ્તુને ઉતારવાની સાફ ના પાડી અને તે ફરી રશીઆ ઉપડી ગયો. અને કોઇ અમેરીકન ડીરેક્ટરે આ ફીલ્મ ઉતારી છે. પણ આ નવલકથાના લેખક થીઓડોર ડ્રેસરને આથી કરમો અસંતોષ થયો છે કારણ કે એની માનીતી નવલકથાના જુસ્સાને સા વમારી નાંખવામાં આવ્યો છે અને એક 'ગેંગસ્ટર' વસ્તુની માફક એનું 'હેંડલીંગ' કરવામાં આવ્યું છે. ડ્રેસરે આ માટે અદાલતને પણ શોધી હતી. આ દાખલો આપવાનું કારણ એ છે કે જ્યાં જ્યાં કલા મોજુદ હોય છે ત્યાં ત્યાં દરેક વર્ગ પોતાનું પ્રતિબીંબ પાડવા મથે છે. સોવીયેટની ચિત્રપટ કલા માત્ર ઝગઝગતા પોશાકની સ્ત્રીઓને જ અપનાવતી નથી. માત્ર એક કુટુંબ—કે એક વ્યક્તિની લાગણીઓને જ એ ઝીલતી નથી. માત્ર બેચાર શખ્સોના પ્રેમકીસ્સાને જ ઓળખતી નથી......અને એટલે જ હોલીવુડના ડાયરેક્ટરો અને સોવીયેટ ડાયરેક્ટરો વસ્તુને જુદી જ રીતે સ્પર્શે છે.

## તહેનાતમાં કલા

સોવીયટે તો કલાને પણ 'પાંચ વર્ષની યોજના' ની તહેનાતમાં ખડી કરેલ છે. એટલે જ ત્યાંની ફીલ્મોમાં યોજનાને આગળ ધપાવતાં પાત્રો નજરે ચડે છે. બીચારા કામદેવ તરફ આંખી કોઇ મીટ માંડી જોતું નથી. સોવીયટના જાણીતા ડાયરેક્ટર પુડોવ કીનની એક ફીલ્મકૃતિને સેન્સરે નાપાસ કરી હતી કારણ કે એમાં રોમાન્સનો રંગ ઘેરો બની ગયો હતો. હોલીવુડના ડાયરેક્ટરોને પણ કબુલ કરવું પડયું છે કે રશીયન ડાયરેક્ટરો "ફીલ્મ ટેકનીક"માં ઉંડા ઉતરે તેમ નથી, અલબત્ત તેઓ કલા અને પ્રચારને જુદા પાડતા નથી એટલે કે કલા દ્વારા પ્રચારકાર્ય જ સાધે છે પરંતુ એ વખતે તેઓ ભુલી જતા નથી કે 'ટેકનીક' પણ જરૂરનું છે. સોવીયટ ફીલ્મના કેટલાક 'શોટસ' મુડીવાદી માનસમાં લાંબે વખતે ઉતરે છે. એ પચાવવા માટે અમુક પ્રકારની દ્રષ્ટિ જરૂરની છે. સોવીયેટના ફીલ્મ ડીરેક્ટરો પક્કા "માર્કસીસ્ટ" હોય છે એટલે તેઓનો સ્પર્શ વૈજ્ઞાનિક હોય છે. એમાં ક્ષતિ હોવા સંભવ નથી. સમુહ વ્યક્તિની ભાવના તેઓ બરોબર સમજે છે.

આ પ્રકારનાં દ્રશ્યો સોવીયેટ ફીલ્મમાં ચમકે છે. જુના વખતમાં જ્યાં હળથી ખેતી થતી ત્યાં આજે પોલાદી ટ્રેકટરો હણહણી રહ્યાં છે. એક સાથે ચાળીસ કે પચાસ ટ્રેકટરો વસી રહ્યાં છે. ધરતીમાંથી ધુળના ગોટેગોટા નીકળે છે, ટ્રેકટર હાંકનારા શ્રમજીવીઓના ચહેરા ઉત્સાહ ભરેલા, ઉજળા દેખાય છે. સ્ત્રીઓ પણ કામમાં તલ્લીન છે, અને કીલ્લોલ કરી રહેલ છે—ખેડુતનાં છોકરાંઓ પણ આ દ્રશ્યનો અભ્યાસ કરી રહ્યાં છે—બીજી બાજુ કારખાનાનાં એન્જીનો ઝડપથી ચાલી રહ્યાં છે. કામદારો બીક કે ડાઘ વિના ગાતાગાતા કામ કરી રહ્યા છે. અત્યારનવાર કારખાનાનાં ચોગાટમાં પણ કામદારો અને સ્ત્રીઓ મીઠી વાતો કરે જાય છે. નિશાળના બોર્ડ પર 'યંત્ર' નું ચિત્ર છે. નિશાળની દીવાલો પર 'પાંચ વર્ષની યોજના' ના આંકડાઓ છે. બાલકોની પાટી' ઉપડે છે. કારખાનાં જોવા—છોકરાંઓ મત દેકે જાય છે. "આ મોટરોના આંકડા ચાર વર્ષમાં જ પુરા થવાના" વગેરે વગેરે–આમ ઔદ્યોગીક પ્રગતિનો પરચો સોવીયેટ ફીલ્મ બનાવે છે...અને ચિત્રપટની આસપાસ જનસમુહના હિસ્સાથી છલોછલ ભરેલી વસ્તુ ગુંથવામાં આવે છે. જરમનીના મશહુર 'યુફા' સ્ટુડીઓ પર સોવીયેટ 'ટેકનીક'ની ખુબ જ અસર થઇ છે.

## કવીતાની કાયા

કલાના નવા નવાં સ્વરૂપો સર્જવાનું પણ તેઓ ભુલતા નથી. મારો દોસ્ત લંડનમાં હાલ વસે છે તેણે રશીયન ડાયરેક્ટર આઇઝેનસ્ટાઇનની કૃતિ "સીલ્વર લાઇનીંગ" નામની નવીન ફીલ્મ જોઇ છે–અને નીચે પ્રમાણેનું અચ્છું વર્ણન તે લખી જણાવે છે. "સામાન્ય વાર્તાને બદલે આઇઝેનસ્ટાઇને ચાર moods ને કેમેરાદ્વારા અદ્દભુત Emotional expression માં દર્શાવ્યા છે. પ્રથમ ઝંઝાવાત, પછી વિરામ, પછી વિષાદ અને ત્યાર પછી ઉલ્લાસ–પ્રચંડ વાવાઝોડું, ઝુલતાં ઝાડનાં ઝુંડ, વિચ્છિન્ન થતાં પ્રબલ મોજાં અને સુસવાટ કરતો વાયુ ને ધસતાં વાદળાં...પછી લાંબા ઝાડનાં પાણીમાં મુંજતાં પ્રતિબિંબો આસ્તે આસ્તે સ્થીર સીધી લીંટીઓ બનતાં—અનાવી વિરામ પર ઉતરે છે—ડાયરેક્ટરનો ઇરાદો musical images"ને ચિત્રમય (Pictorial) કરવાનો છે, અને એમાં તે અદભુત કૌશ-

સ્યથી સફળતા પ્રાપ્ત કરે છે–સ્થીર જલ, પ્રતિબિંબો, આછાં વાદળાં, સ્થીર તરૂવરો ને, કુદરતની અખંડ એવી નિઃસીમ શાન્તિ–શોકનું વાતાવરણ, એક યુવતીનાં કરૂણગીતનાં આંદોલનો તથા સર્વત્ર શ્યામરંગી છાયાઓથી સરજ્યું હતું—ને વરસાદના ફોરામાં આકાશનાં આંસુ સુચવ્યાં હતાં પણ આખરે તેજનો એક ગોળો ઉડી આકાશમાં પેસે છે. સર્વત્ર પ્રકાશ ફેલાય છે. તરૂઓ આસ્તેથી ડોલે છે, પુષ્પો ઉડે છે. ને બધે હાસ્યની ધવલિમા છવાઇ જાય છે. એક શ્વેતવસના ગોરી આનંદનું ગીત ગાય છે અને ફીલ્મ પુરી થાય છે.'' કવિતાને કાયા આપવાનો આ ફતેહમંદ પ્રયાસ છે. મેઘધનુરંગી કલ્પનાને આથી કલેવર સાંપડે છે. અને કોણ એમ કહે છે કે સોવીયેટના ડાયરેકટરોમાં કલા નથી? ટેકનીકની દ્દષ્ટિએ, નવા સ્વરૂપની દ્દષ્ટીએ, આ ફીલ્મ જગતના ચોકમાં કલાનો ચંદરવો પાથરે છે. એટલે જેઓ એમ માને છે કે સોવીયેટ હેઠળ 'વ્યકતીત્વ' ખીલવવાનો મોકો મળતો નથી એ વાત કેટલી ગલત છે ! આઇઝેનસ્ટાઇનની છાપ સારીયે ફીલ્મમાં સાફ દેખાઇ આવે છે. અને આવા અખતરા ત્યાં થયે જ જાય છે.

## આપણી ફીલ્મો

આપણી દેશી ફીલ્મોએ આજ સુધીમાં ટેકનીકની દ્રષ્ટીએ જરૂર પ્રગતિ કરી છે, બાકી તો આપણા ફીલ્મ ઉદ્યોગને વખોડવાની લગભગ ફેશન થઇ ગઇ છે. કોઇ અમેરીકા રહી આવી ત્યાંના ફીલ્મ ઉદ્યોગને ધ્યાનમાં રાખી હીંદી ફીલ્મો સામે માત્ર ટીકાનાં તીર છોડે છે. ટીકા અલબત્ત જરૂરની છે પણ ઘણીખરી ટીકાઓ obvious? હોય છે. હોલીવુડ ગયા સિવાય પણ એમ કહી શકાય કે "દેશી ફીલ્મોમાં કાંઇ દમ નથી" આપણે ત્યાં ફોટોગ્રાફી અચ્છી હોય છે, ડાયરેકશન પણ કોઇ કોઇ વાર કાબેલ હોય છે, પણ વસ્તુની ચુંટણી બરોબર હોતી નથી. ખાસ કરીને ટોકી આવ્યા પછી તો વસ્તુ અને વાર્તાલાપ પર ઘણો આધાર છે. ભાષાની ભભક વિનાની 'ટેકનીકલ' ખુબીઓ લુખ્ખી લાગે છે, કટાક્ષ અને રમુજ એ ખાસ કરીને વાર્તાલાપને ખુબ Engaging બનાવે છે.

આપણી ટોકીના સંગીત અને નાટકીઆપણા વિષે એટલું બધું કહેવાઇ ગયું છે કે એ વિષે મૌન રાખવામાં જ મજા છે.

બાકી જ્યાં સુધી સમાજ રચના પરિવર્તન પામે નહીં ત્યાં સુધી 'એક જ વ્યક્તિ'ના પરાક્રમ આપણે જોયે છુટકો. સાત ભાગ સુધી 'વીલન'ના આક્રમણ સામે શિયળનું રક્ષણ કરતી નાયિકા, દુષ્યંતને ખુશ કરતી શકુંતલાઓ, પોચા પ્રેમ ખાતર જાન વેડફી દેતાં યુગલો,...એ બધાં રૂપેરી પડદા પર પસાર થયા કરવાનાં...જીવનનો ઉલ્લાસ માણવાની પુરી મુરાદ છતાં જેઓને ભૂખમરાના સાથી બનવું પડે છે, કવિતા અને કલ્પનાના ઝરણ વહેતાં હોય છતાં કોઇ શ્રીમંત માલીક ખાતર જેઓને હિસાબના ચોપડા લખવા પડે છે, ઇશ્કનું પ્યાલું પીવાની ઇચ્છા હોય, મુંવાળા સહચારના સ્વપ્નાં સેવી રહ્યા હોય, છતાં જેઓને માત્ર રાતના ઠંડા પથ્થરનો સહવાસ સેવવો પડે છે. એવાં ચિત્રો–એવી વસ્તુ અત્યારની કલાથી પર રહે છે, મુડીવાદ હેઠળના જીવનમાં તેઓને સ્થાન નથી. મુડીવાદી કલા પણ એનાથી અભડાઇ જાય છે......પણ તેઓની અવગણના લાંબા કાળ સુધી ટકી શકે તેમ નથી......

આજે જગત ચિત્રપટની કલા પાસેથી પણ નવીનતા માગી રહ્યું છે, એ ભુખ ક્યારે સંતોષાશે?

# યંત્રના ગુલામોને : [ પાના ૧૨૫૦ નું ચાલુ ]

વાદીઓ સફળ થયા હોત તો? એરવોનનો ઇતિહાસ કંઇક જુદો જ હોત.

## બીજું પુસ્તક: 'યંત્ર અટકે છે'

પણ એરવોનમાંથી પ્રેરણા પામીને મી. ઇ. એમ ફોસ્ટરે 'યંત્ર અટકે છે' એ નામનું એક પુસ્તક લખ્યું છે. આ પુસ્તક પણ એરવોનના જેટલું જ પ્રજાપ્રિય થઇ પડયું છે. લેખકની કલ્પનાના ઉડ્ડયન જ સામાન્ય માનવને મુગ્ધ કરી શકે તેમ છે. એક ઉદાહરણ લઇએ.

કલ્પો કે એક આવાસને તમો નિહાળો છો. મધપુડાના ખાના સમી આ ઓરડી છે. બારીઓ કે બત્તિથી ત્યાં પ્રકાશ પુરવામા નથી આવ્યો છતાં તે શાંત પ્રકાશથી ઝળહળી રહી છે. હવાને માટે કંઇ જ નથી છતાં હવા સ્વચ્છ છે. ઓરડામાં ગાયનવાદનનું એક પણ યંત્ર નથી છતાં આખો ઓરડો મીઠા સુરથી ગુંજી રહ્યા છે.

મધ્યમાં આરામ ખુરશી પડેલી છે. તેની બાજુમાં વાંચવાનું ન્હાનું મેજ છે. આરામ ખુરશીમાં એક સ્ત્રી બેઠેલી છે. સફેદ પુણી જેવું તેનું મુખ થઇ ગયું છે. આ ઓરડા પર આ સ્ત્રીનું આધિપત્ય છે.

આખા ઓરડામાં વિજળીક બટનોની મ્હોટી સંખ્યા તમારી નજરે ચડે છે. વિજળીક યંત્રોની મદદથી સ્ત્રી ઇચ્છીત વસ્તુ મેળવી શકે છે. તરત જ તેના સ્નાન માટે ગરમ પાણીથી ભરેલું ટબ બહાર આવે. બીજું બટન દાબે કે સ્વચ્છ ટુવાલ અને સાબુ આવે. એક બટનથી તેમનુ ખાવાનું તૈયાર થતું હતું. બીજા બટનથી તેને વર્તમાનપત્રો વાંચવા મળતાં હતાં.

ટુંકામાં જે જે વસ્તુ જોઇએ તે તે વસ્તુઓ વિજળીક બટન દબાવતાં આવે એવી આ ઓરડીમાં વ્યવસ્થા હતી.

માનવયત્નને તો આ પ્રદેશમાંથી વિદાય મળી હતી. માનવ ઉપયોગની સર્વ વસ્તુઓ યંત્રદ્વારા જ થતી. કલ્લોલ એ આ માનવોનો માત્ર વ્યવસાય હતો. આવાં માનવીઓ સાક્ષાત પરમેશ્વરની માફક યંત્રની પુજા કરતાં.

પણ ધીમે ધીમે ઉદ્યમનું સ્થાન આળસ લેવા લાગ્યું. યંત્રોની નિરીક્ષા કરનારાઓ અને આ સ્વર્ગના સંચાઓ ચલાવનારાઓ ધીમે ધીમે આળસુ બન્યા. પરિણામ એ આવ્યું કે આજે પ્રકાશ ન આવે તો બીજે દીવસે સંગીન ન સંભળાય. ત્રીજે દીવસે એથી પણ વધુ ખરાબ પરિણામ આવ્યું–યંત્ર ચાલ્યું જ નહીં. યંત્ર અટકી ગયું. શહેરમાં અંધકાર વ્યાપી ગયો. પ્રકાશ ચાલ્યો ગયો. સંગીતના સુર સંભળાતા બંધ થઇ ગયા. સમગ્ર સમાજમાં વિહવળતા વ્યાપી ગઇ.

અપુર્ણ

# નવયુગનો નારી વિભાગ



ફેબ્રુઆરી '૩૨

એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે<br>
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને<br>
શ્રીયુત રાઘાભાઇ આણંદજી ચાવડા<br>
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તંત્રી:<br>
કુમારી બચુબહેન લોટવાળા

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## સોદીનો વેપાર :

સોદીનો વેપાર જે આજે વરસો થયાં પૂર્વમાં જ નહિ પણ પશ્ચીમમાં પણ એકસરખો ચાલ્યા કરે છે તેની વિગતો એકઠી કરવાના હેતુથી ગઇ લડાઇ પછી ૧૯૨૦ માં પ્રજાસંઘે એક તપાસ સમિતિ નીમી હતી. પ્રથમ તો તે સમિતીએ યુરોપના દેશોમાં જ તપાસ કરવી એવો ઠરાવ પ્રજાસંઘે કર્યો હતો પણ બીજા દેશોના કહ્યા મુજબ એશીઆના દરેક દેશમાં પણ જઇ વિગતો એકઠી કરવાનું સમિતિના સભ્યોને કહેવામાં આવ્યું; તે મુજબ ગયે મહીને એ સમિતિ હીંદ આવી પહોંચી છે, સોશીઅલ પ્યુરીટી લીગ અને વીજીલન્સ એસોસીએશનની સહાયથી આ સમિતિ સ્ત્રીઓ અને છોકરાંઓના વેપાર સંબંધી સઘળી માહીતિ મેળવશે પણ યુરોપ જઇ આ પ્રશ્ન પર ચર્ચા કરતી વખતે સમિતિના સભ્યો આ વેપારનું મુખ્ય કારણ કે જે આર્થીક પરિસ્થિતિ છે તેના પર વિચાર કરશે કે કેમ તે વિષે અમને શંકા છે.

એ લોકો તેને અટકાવાને માટે કાયદાઓ ઘડશે, પણ જ્યાં આર્થીક પ્રશ્ન ઉપસ્થીત થતો હોય ત્યાં કાયદાથી શું થાય? જ્યાં સુધી સમાજરચનામાં ફેરફાર નહિ થાય, ત્યાં સુધી આ વેપારને જડમૂળથી કોઇ ઉખેડી શકે તેમ નથી. મુડીવાદીઓ કામદારોની પ્રમાણીક મજુરીના પૈસા પર તરાપ મારે છે તેમ સાધારણ માણસો સ્ત્રીઓને અને છોકરાંઓને વેચીને કમાણી કરે છે આ વેચાએલી સ્ત્રીઓને વધારે ગુલામી કરવી પડે છે. અને વધારે જુલ્મ ખમવો પડે છે એટલો જ ફેર છે.

તપાસ સમિતિ આ પ્રશ્નનો એક જ તોડ કાઢી શકે. અને તે એ કે, સ્ત્રીઓને ફોસલાવી મોટી મોટી લાલચ આપી લઇ જનારને સખ્ત શિક્ષા કરવાનો કાયદો કાઢીને તેમજ ફસાયલી સ્ત્રીઓને જુદા જુદા ટાપુઓમાં લઇ જઇ તેમની પ્રત્યે જે અમાનુષી વર્તન ચલાવવામાં આવે છે તે તદ્દન બંધ કરાવીને. આ માટે એક પેટા સમિતિ નીમાવી જોઇએ! જે સમિતિ તે ટાપુઓમાં જઇને બરાબર તપાસ કરે અને નિરાધાર સ્ત્રીઓ પર જુલ્મ ગુજારનારને યોગ્ય શિક્ષા કરે.

આ વેપાર સદંતર બંધ કરવાનો ઉપાય તે *મુડીવાદી સમાજરચનાનો નાશ.* જ્યાં સુધી વર્તમાન સમાજરચનામાં ક્રાંતિ નહિ થાય, ત્યાં સુધી કારખાનાઓની, જમીનોની અને દરેક જાતના ઉદ્યોગોની માલીકી એક વ્યક્તીના હાથમાં રહેવાની જ. અને જ્યાં માલીકીનો પ્રશ્ન આવે ત્યાં અન્યાય તો સંભવે જ. જ્યાં સુધી મુડીવાદનો મૃત્યુઘંટ વાગ્યો નથી ત્યાં સુધી એક કરોડપતિ રહેશે અને બીજો ભુખે ટળવળતો મળી આવશે. આવી જાતના આર્થીક અન્યાયને લઇને જ સ્ત્રીઓને પણ અધોગતિના માર્ગમાં તણાવું પડે છે. ગરીબાઇ જ એક સ્ત્રીને અધમ ધંધો સ્વી-

કરવાની ફરજ પાડે છે, ગરીબાઇથી જ સ્ત્રીઓ બદમાસોની જાળમાં ફસાઇ જઇ ગમે ત્યાં પેટના ખાડા પુરવા માટે જવા તૈયાર થઇ જાય છે. ભુખમરાથી અને દરીદ્રતાના કાળા કેરથી મરણીઆ થઇ સારી સ્ત્રીઓ પણ ભ્રષ્ટ થાય છે, સમાજના અન્યાયની હોળીમાં પોતાના ચારીત્રને હોમી દેવા કટાળીને જ તેઓ તૈયાર થાય છે.

આ વેપાર અટકાવવાની અને સ્ત્રીઓનો ઉદ્ધાર કરવાની ખરી રીત તો હાલની સમાજ-વ્યવસ્થા પલટાવી તેને સમાજવાદી ધોરણે મુકવી તે છે. તે વખતે ય દરેક સ્ત્રીને કામ કરવાની ફરજ પડશે ખરી, પણ તેમના પર કોઇ પણ જાતનો જુલ્મ કરવામાં નહિ આવે. જ્યા માલીકપણું કરવાનું ન હોય પણ સમભાવની સામુદાયિક લાગણી ફેલાએલી હોય ત્યાં જુલ્મને સ્થાન કયાથી હોય? સુવ્યવસ્થિત સમાજવાદમાં બેકારીનું નામ નીશાન ન મળે અને સ્ત્રીઓને કામ કરી પૈસા મળતા હોય તો ગમે તેવો અધમ ધંધો સ્વીકારવાની તેમને જરૂર ન પડે. સમાજવાદમાં સામાજીક, રાજકીય કે આર્થીક બંધનોથી સ્ત્રીઓ જકડાએલી ન રહે એટલે દરેક ક્ષેત્રમાં તેઓ પૂર્ણ સ્વતંત્રતા ભોગવી શકે. અમે ઇચ્છીએ છીએ કે તે માટે પુરતુ પ્રચારકાર્ય થાય અને સ્ત્રીઓને પૂર્ણ સ્વતંત્રતા મળે, તેવા માર્ગ લેવાય. છતાં હાલ તુરત આ સમિતિ બરાબર માહીતી મેળવી લોહાનો વેપાર ખેડનારાઓને માટે સખતમાં સખત કાયદાઓ ઘડી તેનો બરાબર અમલ થાય એટલી વ્યવસ્થા કરી શકે તો પણ ઠીક.

## વીધવાને ન્યાય આપો :

વડી ધારાસભામાં ગઇ તા. ૨૬મીએ હરબીલાસ સારડાના હીંદુ વિધવાને પતિની મીલ્કતની વારસ ઠરાવવા માંટેના ખરડા પર ચર્ચા ચાલી હતી. આ ખરડાની કલમો એ છે કે જે પતિના મરણ વખતે, કુટુંબની મીલ્કતના ભાગલા પાડેલા ન હોય તો તે વિધવા બાઇ પોતાનો પતિ જીવતો હોય ને જે ભાગ તેને મળે તે ભાગની કાયદેસર વારસ કહેવાય. અને મરણ વખતે તેનો પતિ કુંટુંબથી જુદો થઇ ગયો હોય તો પતિની બધી મીલ્કતની વારસ તે બાઇ થાય. અત્યાર સુધી એવું હતું કે જે મરનારે વિલ ન કર્યું હોય તો તેના લાંબેના પિત્રાઇઓ વારસ ઠરે, જ્યારે વિધવા થનાર બાઇને ફક્ત નીર્વાહ પુરતા પૈસા મળે. આ કેવો અન્યાય! એક માણસ જીવતો હોય ત્યારે તેના પિત્રાઇઓ તેના સુરમાં રાજી થાય, તેની મુસ્કેલીમાં પોતાનું મોઢું ન બતાવે એવા સ્વાર્થી અને લુચ્ચા પિત્રાઇઓ તેના પૈસા કાયદાની મદદથી લઇ જઇ મોજ માણે અને બાઇ બીચારી જે પોતાના પતિની સુખદુઃખની સાથી હોય તે તેમની દયા પર મુકાય એવો અન્યાયી કાયદો જલ્દી તુટે એમ અમે ઇચ્છીએ છીએ. આ ખરડો પ્રથમ સીલેકટ સમિતિમાં મોકલવામાં આવશે; આશા છે કે ત્યાં જરાપણ ખામી હોય તે સુધારીને પસાર કરવામાં આવે. તે દરમ્યાનમાં આ બીલની તરફેણમાં મત એકઠા કરવાનો શ્રી હરબીલાસે પ્રયત્ન કરવો જોઇએ.

સર બ્રેકામે (ઓફીસીઅલ મેમ્બર) તેમના ભાષણમાં કહ્યું કે જ્યાં સુધી સરકારની ખાત્રી નહિ થાય કે લોકોનો મોટો ભાગ આ બીલની તરફેણમાં છે ત્યાં સુધી સરકાર તેને ટેકો આપશે નહિ. આવી આડખીલી તો દરેક સામાજીક સુધારાના પ્રશ્ન વખતે સરકારે નાંખી છે. આ ઉપરથી આપણે એટલું જ સમજવાનું કે જ્યાં

સુધી આપણા હાથમાં પુર્ણ સત્તા નહિ હોય ત્યાં સુધી પરદેશી સરકાર આપણને પછાત રાખવાનો જ પ્રયત્ન કરશે. પરદેશી સરકાર તરફથી લેશમાત્ર પણ આશા રાખવી વ્યર્થ છે માટે સારદા બીલ વખતે તેના તરફેણમાં પ્રજાએ પોકાર કરી સરકારને તે પસાર થવા દેવાની ફરજ પાડવામાં આવી હતી તે પ્રમાણે જ આ બીલમાં પણ થવું જોઇએ. પોતાના પતિના છતે પૈસે એક વિધવા રખડતી ભીખારણ જેવી થઇ જાય છે; સગાંઓના ગુલામ તરીકે જીવન ગાળે છે અને છેવટે કેટલીક વિધવાઓ તેમના જુલ્મથી કંટાળીને અધમ ધંધો લઇ બેસે છે. તેમની કકળતી આંતરડીને રાહત આપવાને બદલે આમ નીરાધાર કરનાર કાયદાને દફનાવી દેવો જોઇએ.

આ અન્યાય માટે લોકો પોકાર કરશે તો સરકારને નમ્યા વિના છુટકો નથી. જ્યાં સુધી ધારાસભા કે વડી ધારાસભામાં સરકારી અમલદારોનું જોર છે ત્યાં સુધી આપણને જ બેવકુફ રાખવાનો તે લોકો પ્રયાસ કરશે એટલે કોઇએ પણ એકપક્ષી ગોળમેજી પરિષદમાં નક્કી કરેલું બંધારણ કોઇ હીસાબે માન્ય કરવું જોઇએ નહી એવો લોકમત બંધાય તો તેમાં કંઇ નવાઇ નથી. વડી ધારાસભામાં સરકારને હાજી હા કરનારા દેશી રજવાડાને એટલા મોટા પ્રમાણમાં પ્રતિનીધિત્વ આપવામાં આવ્યું છે કે કોમવાદીઓ તેમની સાથે થઇ જઇને કોઇપણ પ્રજાકીય માંગણીને ઉડાડી દે. આવું બંધારણ આપણા શીરે લાદવામાં આવે તે પુર્વે આ બીલ પસાર થઇ જાય એવી અમે આશા રાખીએ છીએ અને ઇચ્છીએ છીએ કે દરેક સંસ્થા એકી અવાજે આ બીલની તરફેણમાં પોકાર કરી સરકારના હાથ નીચા નાંખે.

# ધાર્મિક મનોદશાનો નાશ કરો

: લેખીકા :
શ્રી વીજયવતી દરૂ

હીંદુ સમાજમાં અજ્ઞાનતાના પાયા ઉપર ઉભી થયેલી ધાર્મિક મનોદશાને લીધે, સ્ત્રી સમાજને નિરંતરની ગુલામગીરીઓ રહી પુરૂષ વર્ગ તરફથી અનેક પ્રકારના સામાજીક જુલ્મો સહન કરવા પડે છે. તે જુલ્મો દુર કરાવવા માટે સૌથી પહેલી જરૂર એ મનોદશાને જ તોડી પાડવાની છે.

પુરૂષોના સ્વાર્થની વાતો જાહેરમાં આવે છે, ત્યારે ત્યારે તે સંબંધમાં વીચાર કરવાનું મન થાય છે. અને જ્યારે જ્યારે એને લગતા વીચાર કરવા બેસીએ છીએ, ત્યારે પુરૂષો કેટલી હદ સુધી સ્વાર્થી છે એ જણાઇ આવ્યા વીના રહેતું નથી. થોડા વખત પહેલાં વીલાયતમાં પત્રકારીત્વનાં ધંધામાં પડેલાંઓને સારૂ. એક પત્રકાર સંઘે પેન્શનને લગતી યોજના ઘડી હતી તેમાં સંઘના સભ્યને ૬૫ મે વર્ષથી અઠવાડીયાના પંદર રૂપીઆ પેન્શન મળવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આવું પેન્શન કમીમાં કમી પાંચ વર્ષ સુધી તો સહુને મળવાનું; પછી ભલે સભાસદ એક વર્ષ પેન્શન લઇને ગુજરી જાય તો પણ એનાં સગાંને બાકીનું પેન્શન મળે. આ યોજનામાંથી પત્રકારીત્વના ધંધામાં પડેલ સ્ત્રીઓને બાતલ કરવામાં આવી છે. એનું કારણ એજ કે, 'તેઓ વધારે લાંબું આયુષ્ય ભોગવે છે!'

લાંબુ આયુષ્ય ભોગવવું એ સ્ત્રીઓને માટે અપરાધ લેખનારા પુરૂષો, બીજી તરફથી જ્યારે જગતમાં મનુષ્યો લાંબુ આયુષ્ય કેમ ભોગવે એને લગતા વીચારો કરે, લેખો લખે અને શોધખોળ કરે, ત્યારે ખરેખર તેમના પ્રમાણીકપણા માટે કોને શંકા આવ્યા વીના રહે?

અને ત્યારે શું વીલાયત જેવા સ્ત્રીપુજક ગણાતા દેશના પુરૂષ પત્રકારો એમ માને છે કે પુરૂષ પત્રકારોના પૈસા પેન્શન તરીકે ઓછા ખર્ચાય તે માટે સ્ત્રીઓએ પોતાનાં જીવન ટુંકાં કેમ બને, તેવા ઉપાયો શોધવા ' ! એના કરતાં તો પુરૂષોએ સ્ત્રીઓનાં જીવન વધારે લાંબાં કેમ હોય છે, તેનાં કારણોની નીષ્ણાત પુરૂષો પાસે તપાસ કરાવરાવીને, તે રસ્તે પોતાના આયુષ્યની મર્યાદા વધે તેમ કરવાના પ્રયાસ કર્યા હોત તો વધારે સારૂં થાત નહીં, એમ કોણ કહેશે? પણ પુરૂષજાતીની સ્વાર્થી અને સંકુચીત દષ્ટી જોતાં તેમને એવો માર્ગ સુજે, એ માનવુંજ વધારે પડતું છે.

આ ઉપરથી પણ સ્ત્રીઓને જે એક નવો બોધ મળી શકે તેમ છે તે એ કે, આપણો ઉદ્ધાર કરવા માટે આપણે જાતેજ તૈયાર થવું પડશે. પુરૂષોમાંના કેટલાક આપણે માટે માન બતાવશે, કોઇ કોઇ આપણાં સામાજીક કષ્ટો દુર કરાવવાની લડત પણ કરશે, પરંતુ પુરૂષો જ આપણા હક્ક અધીકારો ઉપર કાબુ ધરાવી બેઠેલા હોવાથી, એ કાબુ છોડતાં તેમને ભારે પડવાનું જ, એટલે

તેમનો મોટો ભાગ આપણી ઉન્નતીની લડતમાં આડો આવે તો તેમાં કશીજ નવાઇ નથી; એ વાત આપણે પુરેપુરી રીતે સમજી લેવી જોઇએ છે.

આપણી ઉન્નતીના કામની વચ્ચે નડનારી મુશ્કેલીઓનો વીચાર કરવા બેસતી વખતે, કેટલીક મુશ્કેલીઓ તો આપણી જાતે ઉભી કરેલી છે એ વાત ભુલવા જેવી નથી. એ મુશ્કેલીઓ, આવતા જન્મમાં સુખ મેળવવાની અંધશ્રદ્ધાભરી માન્યતામાંથી જન્મે છે. અને એ માન્યતા ધાર્મીક મનોદશામાંથી ઉત્પન્ન થએલ છે. પરંતુ આ દુનીયાની બીજી તરફ કોઇક સ્વર્ગ છુપેલું છે, અને તેમાં જઇને આનંદ ભોગવવા માટે, વર્તમાન જીવનમાં કષ્ટ વેઠી, જે દુનીયાને આપણે જાણી તેમજ જોઇ શકીએ છીએ, તેને નર્ક જેવી બનવા દેવું એ મોટામાં મોટું પાપ છે, એટલુંજ નહીં પણ આત્મહત્યા કરવા જેવું છે.

અલબત્ત કેટલાક લોકોને આ અંધશ્રદ્ધાભરી વ્હેમી માન્યતાઓ ચાલુ રહે તેમાંજ હીંદુ સમાજનો ઉદ્ધાર દેખાય છે. કારણ એમાં તેમનો સ્વાર્થ છે, અને સ્ત્રી જાતી પાસેથી ગુલામડીઓ અને દાસીઓ જેવાં કામ લેવાની સગવડ મળી શકે છે. આવી માન્યતાઓને પોષનારા પુરૂષો કેવળ જુના વીચારના સનાતનીઓ અથવા તો અભણુજ હોય છે, એવું પણ નથી હોતું. પોતાને સુધારકમાં ખપાવનારા, જાહેર ભાષણો કરનારા, લાંબા લાંબા લેખો લખનારા અને સ્ત્રીજાતી પ્રતી માન રાખવાની ડીંગો મારનારા, એવા કેટલાય પત્રકારો મારાં લખાણોની સામે થતાં દેખાયા છે! કારણ ગમેતેવો પણ પુરૂષજાતીનો મનુષ્ય, છેવટે તો સ્વાર્થી મનુષ્ય જ છે ને? અને તે પોતાના બધા વીચારો અને લેખો કરતાં અંગત સુખ સગવડનેજ વધારે મહત્વ આપતા હોય છે. ભલે પુરૂષોમાંના કેટલાક આ વાત છુપાવવા ફાંફાં મારે. પરંતુ તેમના એકેકે એક કામમાં એ ભાવ જણાઇ આવ્યા વીના રહેતો નથી.

આવા ખોટા ધર્મભાવને લીધે સતીપણાની જે વ્યાખ્યાઓ રચવામાં આવી છે, અને જે દંતકથાઓ તેમ જ લોકકથાઓ ઉપજાવી કાઢવામાં આવી છે, તેમ જ એ વાર્તાઓ સ્ત્રીઓના હૃદયમાં તાજી ને તાજી જ રહે તેને માટે જે નીરંતર પ્રયાસો પુરૂષજાતી તરફથી કરવામાં આવે છે તેને લીધે આપણી ગુલામી મનોદશા વધારે અને વધારે મજબુત બનતી જાય છે! સ્ત્રીઓ માટેનાં અનેક વ્રતો અને તહેવારો જુઓ! તે પ્રત્યેકની પાછળ પુરૂષજાતીના જ લાભ અને ભલાની કલ્પના વ્યાપી રહેલી જણાય છે!

એ તમામ કથા, વાર્તાઓ અને વ્રતોમાં કયાંય પણ એવું બતાવવામાં આવ્યું છે ખરૂં કે એથી સ્ત્રીજાતીની વ્યક્તીગત સ્વતંત્રતા સચવાય છે, સ્ત્રીજાતીના અધીકાર લુંટાતા બચે છે, સ્ત્રીજાતીની તંદુરસ્તી સચવાય છે, કે એમને સુખ સગવડ સાંપડે છે? ના, ના, અને નાજ. અરે શીયળ જેવું જે અમુલ્ય ધન સાચવવા સ્ત્રીઓએ મહાન આત્મભોગ આપ્યા છે, તેની પાછળ રહેલી પવીત્ર ભાવનાને પણ પુરૂષોની સંકુચીત દષ્ટીએ, એવું હલકું રૂપ આપ્યું છે કે, શીયળ એ પ્રત્યેક સ્ત્રીના પતિની મિલકત છે, અને તેથી તેને સાચવવું એ પતિભક્તિમાંનો એક મહાન પ્રયોગ છે! આથી વધારે અવનતિ કરનારી અધમ કલ્પના બીજી કઇ હોઇ શકે?

એટલે સ્ત્રીઓની ઉન્નતિ માટે વિચાર કરનારી બહેનોએ સહુથી પહેલું કામ તો

એ જ કરવું જોઇએ છે કે, ધર્મના નામની અનેક રેટીયાળ કલ્પનાઓને મુળમાંથી જ ઉચ્છેદી નાંખવી. અલબત્ત એ કલ્પનાઓ જમાનાઓની જુની છે, તેથી જન્મેલી માનસીક ગુલામી પણ સૈકાઓથી મજબુત થતી ગઇ છે, એટલે તેને તોડી પાડવા માટે ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર પડવાની જ. તો પણ તેમ કર્યા વીના, સ્ત્રીજાતીમાં સ્વમાન અને સ્વાશ્રયની વૃત્તિ આ દેશમાં દેખાવાની નથી જ, એ વાત પણ ભુલવા જેવી નથી.

વીચાર કરનારાં નિર્મળ મનોવૃત્તિવાળાં સ્ત્રી પુરૂષો એ વાત બરાબર સમજી શકે છે કે, અનેક સામાજીક જુલ્મો આવી ખોટી ધાર્મીક મનોદશામાંથી જ જન્મે છે અને પોષાય છે.

[ ૨ ]

બાલ્યકાળમાં સ્ત્રીઓએ માબાપની આજ્ઞાને આધીન જીવવું, પરણ્યા પછી પતી અને સાસરીયાંની આજ્ઞામાં રહેવું, અને વીધવા થયા બાદ દીકરાઓની આજ્ઞા સહન કરવી; આમ કહીને હીંદુ શાસ્ત્રકાર પુરૂષ કહેવા શું માગે છે? સ્ત્રીજાતી પ્રાણવીહીન પુતળાં જ છે; એમને લાગણી નથી. વીચાર કરવાની શક્તી નથી, પોતાના સંરક્ષણની તાકાત નથી; એવી અનેક નીર્બલતાનું આરોપણ કરી, તેમને દયાજનક અબળા બનાવી, તેનો લાભ લેવાની સ્વાર્થી વૃત્તી શીવાય આવી કલ્પના કરનારાઓનો બીજો કયો સદ્હેતુ જણાય છે? પુરૂષો જ તેનો કશો બચાવ કરી શકતા હોય તો બેલાશક બહાર આવે મારૂં એમને તે માટેનું નોતરૂં છે.

જે પુરૂષોએ સ્ત્રીઓને માટે એમ કહ્યું હોય કે, "તેમને સ્વતંત્ર સત્તા હોવી ન જોઇએ. પુરૂષજાતી શીવાય પોતાનો પ્રથક વીચાર કરવાનો તેને અધીકાર હોવો ન જોઇએ, પુરૂષજાતીમાં જ તેણે તન્મય બનવું જોઇએ, પાતીવ્રત્ય ધર્મ એ જ સ્ત્રીનો એક માત્ર ધર્મ છે અને એ નારીધર્મ પુરૂષધર્મની કોઇપણ રીતે સમાન છે એવું તો માનવું જ નહીં." તેવા પુરૂષોને ભલે સ્વાર્થી હીંદુ પુરૂષો ત્રીકાલદર્શી મહર્ષીઓ કહે કે અનંતકાલદર્શી બીજા કંઇક કહે, સ્ત્રીઓએ તો ધર્મને નામે આવાં ઝહેર તૈયાર કરનારા એવા પુરૂષોને પોતાના દુસ્મનો, અને એકલપેટા જ માનવા અને મનાવવા જોઇએ. તેમ જ આવાં લખાણોવાળાં ગમે તે પુસ્તકો હોય, તેની અવગણના જ કરવી જોઇએ.

કારણ એવા જુનાં થોથાં–પોથાંમાં લખી રાખેલી પતીવ્રતા સ્ત્રીનાં લક્ષણોની જુની વ્યાખ્યાઓ શોધી શોધીને, ભાવનગરના પેલા સંકુચીત વૃત્તીના બોહરા સનાતનીઓ, બીચારાં ભોળાં સ્ત્રીપુરૂષોને મનાવવા મથે છે કે: 'પતી સ્ત્રીને ઇશ્વરતુલ્ય હોઇ પતીપત્ની વચ્ચે પુજ્ય પુજક ભાવ અથવા સેવ્ય સેવક ભાવ હોવાથી, તેઓના સમાન હક્કો વીષેની જે ચર્ચા સુધારક સજ્જનો કરી રહ્યા છે તે અસ્થાને હોઇ કેવળ અનુચીત છે.'

આવી વાતો કહેવા નીકળેલા અજ્ઞાન મન્યો પોતાની મદદે આવી વહેમી વાતો શીવાય બીજો કશો આધાર બતાવી શકતા નથી, જ્યારે જગતમાં નીત્ય બનતા જતા નવા નવા બનાવો, સ્ત્રી અને પુરૂષ વચ્ચે સમાન હક્કની ચર્ચા કેટલી બધી ઉચીત છે તે સાબીત કરી આપતા આવે છે.

પણ કેટલાક પોતાની કુટપટ્ટીએ દુનીયાને માપવા નીકળેલા અક્કલના અધુરા વહેંતીઆઓ, આના કરતાં પણ ચાર ડગલાં આગળ વધે છે; અને ધર્મના ઓઠા નીચે

પોતાનાં નીર્માલ્ય સ્વાર્થ વૃત્તીને ઢાંકવા મથતા, જનતાને શાસ્ત્રોને નામે સલાહ આપતાં શરમાતા નથી કે "ગૃહીણીધર્મના પરીપાલન માટે ગૃહકાર્યમાં ઉપકારક એવું શીક્ષણ પીતા આદીએ કન્યાને ઘરમાં જ આપવું. કારણ સમગ્ર સ્ત્રીજાતી માટે ગુજરાતી તથા ઇંગ્રેજી શીક્ષણ શાળાઓમાં લેવાનો શાસ્ત્રો સ્પષ્ટ નીષેધ કરે છે!"

[૩]

**આ**વા પુરૂષોનો બોધ જે જાતી ગ્રહણ કરે તેનો નાશ ન થાય તો બીજું થાય જ શું? એ વીચાર કોને થયા વીના રહેશે? સનાતનીપણાનો દાવો કરનારા, કેટલાક હઠગ્રાહીઓ એવું કહેવાની પણ ધૃષ્ટતા કરતાં ડરતા નથી કે:

"આઠ વર્ષની અવીવાહીતા કન્યા ગૌરી કહેવાય છે. નવ વર્ષની રોહીણી તથા દશ વર્ષની કન્યા કહેવાય છે: આથી અધીક વર્ષની કન્યા રજસ્વલા કહેવાય છે. આવા પ્રકારની રજસ્વલા સ્ત્રી જેના ઘરમાં છે તે માતા, પીતા તથા જ્યેષ્ટ ભ્રાતા નર્કમાં જાય છે. તેથી કન્યા રજસ્વલા થયા પહેલાં તેનો વીવાહ કરી દેવો યોગ્ય છે. આઠ વર્ષની અવસ્થામાં કન્યાનો વીવાહ ઉત્તમ છે. કન્યા રજસ્વલા થયાં પહેલાં તેનો વીવાહ કરી દેવો જોઇએ, એવો સર્વ શાસ્ત્રનો અભીપ્રાય છે."

શાસ્ત્રોને નામે આવાં જુઠાણાં ચલાવનારાઓને એટલીએ ક્યાં ગતાગમ છે કે, તેમનાં આવાં પોલ વૈદક નજરે ચાલે તેમ નથી. એટલું જ નહીં પણ જે 'સર્વ શાસ્ત્રો'ને નામે પોતે તોપ મારે છે તેમાં યે આવું પાપ કરવાની માબાપોને સલાહ જ આપી નથી. મનુસ્મૃતીમાં લખ્યું છે કે: બ્રહ્મચારીએ ગુરૂને ઘેર રહી ત્રણ વેદ સંબંધી વ્રત છત્રીસ વર્ષ પર્યંત પાળવું, અથવા અઢાર વર્ષ પર્યંત પાળવું. [અ. ૩. શ્લો. ૧] તે પછી ગ્રહસ્થાશ્રમમાં પડવું [શ્લો. ૨] સંપુર્ણ અંગોવાળી સ્ત્રી પરણવી [શ્લો. ૧૦] આમ શાસ્ત્ર અને ધર્મને નામે ઢીંગ મારનારાઓ ફાવી ન જાય તે માટે જરૂરનું છે કે, સ્ત્રીઓની ઉન્નતી માટે એમના મગજમાંથી, ખોટી ધાર્મીક મનોવૃત્તીનો નાશ કરવો. અને તેને બદલે સાચી ધર્મભાવના [Sense of Duty]નું બીજારોપણ કરવું.

એ ધર્મભાવના આ છે; સ્ત્રીજાતીની પોતાની તરફની ફર્જ, કુટુંબ અને દેશ તરફની ફર્જ, પોતાને ખોળે જે બાળકો ઉછરતાં હોય તે જેમ કુટુંબનું નામ અજવાળે તેમ દેશનું નામ પણ રાખે તેવાં બનાવવાની ફર્જ, બાળકો ખોટા વહેમી, નીર્માલ્ય, સ્વાર્થી અને ખરાબ ન બને તે જોવાની ફર્જ, મોક્ષ મેળવવા માટે સ્વર્ગ નામનું કોઇ બીજું સ્થાન છે જ નહીં, માટે પોતાના ઘરને જ સ્વર્ગ સમું બનાવી, સંસારમાં સ્વર્ગસુખની પ્રાપ્તી થાય તેવા પ્રયાસ કરવાનાં ફર્જ આવી દૃઢતે મગજમાં ઠસવાથી સ્ત્રીજાતી પુરૂષોના સાથી તરીકે તેમજ દેશના ઉદ્ધારક તરીકે કામ કરવામાં કેવી મદદગાર થઇ શકે છે તેનાં દૃષ્ટાંત પશ્ચીમની સ્ત્રીઓ પાસેથી જોઇએ તેટલાં મળે છે.

મારી ખાત્રી છે કે, કેટલાક વહેમી લોકો આમાં ધર્મ સામે બળવાની ભાવના જોશે. ભલે જુએ. હું ધર્મ સામે બળવો કરવાની જ હીમાયત કરું છું. કારણ કે અત્યારે હીંદુ સમાજમાં ધર્મને નામે પુરૂષજાતી સ્ત્રીઓ ઉપર કેવા ભયંકર અત્યાચારો કરી રહી છે, તે પણ મેં બતાવ્યું જ છે એવા અન્યાયના પાયા ઉપર ખડા થયેલા, એક જાતી ઉપર બીજી જાતીનો અધીકાર સ્થાપીત કરવાની ઉંચનીચની ભાવના ઉપર રચાયલા ધર્મને તો જેમ બને તેમ વહેલી સુરંગ લાગે તેમાં જ જગતનું અને સ્ત્રીજાતીનું કલ્યાણ છે.

# મણીનું વેર

## [ ટુંકી વાર્તા ]

: લેખિકા :
બચુબેન

નીર્ધન મણી પોતાના ગરીબ પતીને મદદ કરવા મજુરીનો માર્ગ સ્વીકારે છે. ત્યાં શ્રીમંતાઇના મદવાળી શેઠાણીની ક્રૂરતાથી એનો આત્મા જાગૃત બને છે, અને પોતાના મૃતપુત્રના વેરનો બદલો લેવાનો તે કેવો નીશ્ચય કરે છે તે વાંચો.

દસ વરસ થયાં મગન 'ગોલ્ડન મીલ' માં કામ કરતો હતો. તેને ૨૫ રૂપીઆ પગાર મળતો હતો. તેમાંથી તેને પોતાનું, તેની પત્નિનું અને એક છોકરાનું ગુજરાન કરવાનું હતું. દસ વરસ સુધી લાલભાઇ શેઠની પ્રામાણીકપણે નોકરી કરવા છતાં તેના પગારમાં પાંચ રૂપીઆ પણ વધારવાની શેઠે ઉદારતા બતાવી ન હતી. તે માટે શેઠને અરજી કરવાના વિચારો બે દીવસથી મગનના મનમાં ઘોળાયા કરતા હતા. તેણે બે દીવસના વિચારને અંતે અરજી તૈયાર કરી અને સુઇ ગયો.

બીજે દીવસે સવારના પાંચ વાગે તે સફાળો ઉઠયો અને પોતાનું નીત્યકર્મ કરવામાં રોકાયો. મગન માંદો હોય કે સારો હોય, રાતના વ્હેલો સૂતો હોય કે મોડો સુતો હોય પણ તેને પાંચ વાગે તો ઉઠવું જ પડતું; કારણ કે એ મૂડીવાદનો ગુલામ એક કામગાર હતો. સાત વાગે તે મીલમાં હાજર ન થાય અને બરાબર ૧૦ કલાક તેનું તેલ ન નીકળે તો મીલમાલીક એનો પગાર કાપી લેતાં પાછી પાની ન કરતે. કામદારો કંઇ માણસો છે કે એનાં સંજોગોનો સ્હેજ પણ વિચાર કરવાની મીલમાલીકોના તુમાખી અમલદારોને જરૂર જણાય? ·

ચાલીમાં રહેતા મજુરોની સવારના કેવી ધાંધલ હોય છે અને તેમને કેવી હાડમારી ભોગવવી પડે છે તેનો ખ્યાલ મગન જેવા કામદારો શિવાય બીજા કોને હોઇ શકે? ચાલીમાં સગવડનાં ઓછાં સાધનો રાખવામાં આવે છે એટલે સવારના એક કલાકમાં બીચારા બધા પરવારે નહિં તો એમ ને એમ મીલમાં જવું પડે.

મગન પગાર વધવાની આશામાં ને આશામાં આજે માલમાં હમેશ કરતાં વ્હેલો આવ્યો. માલિકની નીષ્ઠુરતાનો મગનને હજી બરાબર અનુભવ નહોતો એટલે એ આનંદના પુરજશમાં હતો.

સાડાદશ વાગે તેણે મીલના વ્યવસ્થાપકને અરજી મોકલી ત્યારે તેને ખ્યાલ નહોતો કે મૂડીવાદના રાજમાં ગરીબના નશીબમાં નીરાશા જ હોય છે. આખા દીવસ દરમ્યાન કંઇક અનેરાં સ્વપ્નાં સેવતો મગન જ્યારે તેની અરજી નામંજુર થઇ છે એવી તેને ખબર પડી, ત્યારે પટકાઇ પડયો. થોડા વખત પછી ભગ્નહૃદયે તે ઘેર જવા નીકળ્યો. તે વખતે તેનું મગજ એટલું શુન્ય થઇ ગયું હતું કે રસ્તામાં એક માણસે તેને ન બચાવ્યો હોત તો મોટરની અડફટમાં આવી તેનું તત્કાળ મરણ થાત.

જેમતેમ તે ઘેર પહોંચ્યો. પત્નિને વાત કરતાં તે ખુબ રડયો. આશ્વાસનના બે શબ્દો શિવાય ગરીબની ગૃહદેવી બીજું શું કરી શકે? અંતે તેણે સંકલ્પ કર્યો કે મારે પણ નોકરી કરી થોડા પૈસા લાવવા. પોતાની પત્નિના આ નીશ્ચયને તેણે સંમતિ તો આપી પણ પોતાના મનનો ઉભરો તેણે ઠાલવવા માંડયો.

"મણી, પૈસાદારો આવા હૃદયહીન હશે તેની મને કલ્પના ન હતી. ૧૦ વરસની નીમકહલાલીભરી નોકરી કર્યા પછી પાંચ રૂપીઆ પણ વધારી આપવાની ના પાડે તેના સ્વાર્થાંધ શેઠની પ્રમાણીકપણે નોકરી કરવાની કોની ધીરજ રહે? એને ત્યાં તો લાંચીઆં અને મસ્કામારૂ મુકાદમ અને વ્યવસ્થાપક હોય તે જ ટકે. આપણી પર તાગડધીન્ના કરનાર માલેક ૩૦ રૂપીઆમાં આપણો સંસાર કેમ ચાલે છે તે પુછવાની પરવા પણ શા માટે કરે? પોતાના છોકરાઓને ૩૦ રૂપીઆ કરતાં પણ વધુ રકમ હાથ ખરચી માટે આપનાર મૂડીવાદી માબાપો પોતાના મજુરોને અને તેના બચ્ચાંને પુરતું ખાવાનું આપતાં પણ અચકાય છે. પોતાના છોકરાને ત્રીસ રૂપીઆ એશઆરામ અને નાટક સીનેમાને માટે જોઇએ છે ત્યારે મારા જેવા એક મજુરને ત્રીસ રૂપીઆમાં ત્રણ જણનું પોષણ કરવું પડે છે એ વિચાર કોઇ દીવસ આવા અધમ માલેકોને આવતો હશે ખરો? કામદારોની મજુરી પર જીવનાર, તેમના લોહીનું પાણી કરનાર મૂડીવાદની શુદ્ધ ઠેકાણે લાવવી જોઇએ."

મગન આ શબ્દો બોલતાં એટલો બધો ઉશ્કેરાએલો હતો કે તેને શાંત કરવો મુશ્કેલ હતો; તેણે પાછું બોલવાનું શરૂ કર્યું: અમે મૂડીવાદીઓને મોટા નફા કરી આપીએ છીએ છતાં અમારી સાથે તેઓ કુતરા જેવું વર્તન રાખે છે. જ્યાં સુધી મૂડીવાદીઓના જેટલો જ કામદારોનો હક્ક સાબીત નહિ થાય ત્યાં સુધી હું મૂડીવાદીઓને જંપવા દેવાનો નથી. જ્યાં સુધી આ અન્યાયી સમાજરચનામાં ફેરફાર નહિ થાય ત્યાં સુધી મજુરોમાં હાલની વ્યવસ્થા સામે અસંતોષ ફેલાવવાનું કામ હું ઉપાડી લઇશ."

મગન આમ બોલતો વધુ ને વધુ ઉશ્કેરાતો હતો પણ મણીએ તેને જેમ તેમ સમજાવી શાંત કર્યો અને સુવડાવ્યો.

* *

બીજા દીવસથી મણી નોકરીની શોધમાં નીકળી, ચાર દીવસના અથાગ પ્રયાસ પછી એક શેઠને ત્યાં છોકરાં સંભાળવાનું કામ તેને મળ્યું. પોતાના એકના એક સાત વરસના લાડકવાયા પુત્રને પાડોશીને ભરોસે મુકી કામ પર જતાં મણીને આઘાત થયો પણ સંજોગવશાત તેને તેમ કર્યા વગર છુટકો ન હતો.

મણીને નોકરી રહ્યાને છ મહીના થવા આવ્યા. તે દરમ્યાન મણી શેઠાણીના દીકરાનો અને બીજાજનો અનેકવાર ભોગ થઇ પડી

હતી. ત્યારે બીજી બાજુ મગન સતત પરિશ્રમથી કામદારો પર પોતાનું પ્રાધાન્ય જમાવી રહ્યો હતો.

પોતાના છોકરાને ભણાવવાની મણીને બહુ ઉમેદ હતી પણ પૈસાના અભાવે તે પોતાની ઇચ્છા પર પાડી શકી ન હતી. પોતે તેની પુરતી સંભાળ લઇ શકતી ન હતી તેથી તેમજ પુષ્ટીકરક ખેરાકના તેમજ રૂતુ અનુસાર કપડાંને અભાવે તે બહુ નબળો પડી ગયો હતો. એક દીવસે સાંજે તે વરસાદમાં રમતો હોવાથી તેને રાતે તાવ ચઢ્યો.

મણીને આખી રાતનો ઉજાગરો હોવા છતાં અને તેના પુત્રને તાવ પણ ઉતર્યો ન હતો છતાં, પગાર કપાઇ જવાની બીકે તે નોકરીએ ગઇ.

બપોરના એક કલાક વ્હેલી રજા માંગવા ગઇ ત્યારે સવારથી ધુંધવાઇ રહેલાં બાઇ સાહેબ ત્રાડુકી ઉઠ્યાં: "તને શરમ નથી આવતી સવારે આટલી મોડી આવી છતાં પાછી વ્હેલી ઘેર જવા તૈયાર થઇ છે?"

મણીએ ડરતાં ડરતાં કહ્યું: "બાઇ મારી સ્થિતિનો તો વિચાર કરો; મારા છોકરાને તાવમાં તરફડતો મુકી હું તમારી સેવામાં હાજર થઇ છતાં તમે જશને બદલે જુતીયાં આપો છો?"

"વારૂ, વારૂ, આજે જવા દઉં છું પણ બીજીવાર મોડી આવી તો આખા દીવસનો પગાર કાપી લઇશ સમજી?" શેઠાણીએ પોતાની નીર્દયતાનું દીગ્દર્શન કરાવતાં મણીને ધમકાવી.

* * *

**પ**ણ બીજે દીવસે તો મણીના પુત્રની માંદગીએ ગંભીર સ્વરૂપ પકડયું, તેથી તે બાઇ પાસે રજા લેવા ગઇ.

ત્યાં જતાં તેને ખબર પડી કે શેઠાણીના નાના પુત્રને થોડો તાવ આવ્યો હતો.

બાઇના ઓરડામાં પ્રવેશ કરતાં જ બાઇએ તેના પર ગાળોનો વરસાદ વરસાવ્યો.

મણીએ અપમાન ગળી જઇને દયામણા સ્વરે કહ્યું: "બાઇ મારા છોકરાની સ્થિતિ ગંભીર છે અને હું તેને જરા પણ એકલો મુકીશ તો મારો એ રતન જેવો છોકરો હું હંમેશને માટે ગુમાવી બેસીશ તેથી હું તમારી પાસે બે દીવસની રજા લેવા આવી છું."

આ સાંભળતાં જ શેઠાણીએ ચંડીકા સ્વરૂપ ધારણ કર્યું: "શું તને બે દીવસની રજા જોઇએ છે? આંધળી છે તને દેખાતું નથી કે બાબો માંદો છે. એ તને યાદ કરી રડે ને એને વધારે તાવ આવે તો મારા શું હાલ થાય?"

શેઠાણીની આ નિષ્ઠુર દમદાટી સાંભળી અત્યાર સુધી મનને કાબુમાં રાખનાર મણીના હૃદયમાં માતૃત્વ તેના શુદ્ધ સ્વરૂપમાં ખીલી ઉઠ્યું. તેનો મીજાજ હાથથી ગયો. તે બોલી ઉઠી: "શું હૃદય તમને જ છે, લાગણીનો ઉભરો તમને જ ઇશ્વરે આપ્યો છે? શું પૈસાવાળાને જ પોતાના છોકરાની ફીકર થાય અને ગરીબે તો પોતાનાં છોકરાંને જાનવર ગણી ઉકરડે નાખી દેવાં એવી તમારી સલાહ છે? પૈસાદારોનાં છોકરાં લોહી અને માંસનાં બનેલાં છે અને ગરીબોનાં છોકરાં માટીનાં બનેલાં છે એ ઘમંડ તમારા મનમાં હોય તો કાઢી નાંખજો. તમારાં અને અમારાં સંતાનો એક જ રક્તનાં બનેલાં છે ફક્ત સંજોગોવશાત્ સ્થિતિમાં ફેર છે. અને એ સ્થિતિ લાવનાર તમારા જેવા સ્વાર્થી, મૂડીના પુજારીઓ છે. સમાજની પદ્ધતિમાં જ્યારે ક્રાંતિ થશે. ત્યારે તમારા અને અમારા સંજોગોમાં લેશમાત્ર પણ ફરક નહિ હોય તેની ખાત્રી રાખજો."

"બસ, એક શબ્દ પણ વધારે બોલી તો ધક્કો મારી બહાર કઢાવીશ." શ્રીમંતાઇના મદમાં ગર્ક બનેલી શેઠાણી તાડુકી ઉઠી. મણી જેવી નોકરડી એની સામે બોલે તે એનાથી સહન ન થયું. "મારા છોકરાને ખાતર તું જે બોલી તે અત્યારે ધ્યાનમાં નથી લેતી પણ તને એક કલાકની યે રજા હું આપવાની તો નથી જ."

"તો બાઇ હું પણ દીલગીર છું." મણીએ દ્રઢતાથી કહેવા માંડયું, મારાથી હવે વધુ વખત અહિં રોકાઇ શકાય તેમ નથી. રજા આપો તો મોટી મહેરબાની. નહિં તો હું મારા પેટના બાળકને તમારી નોકરી માટે એકલો મરવા નહિં દઉં."

અને શેઠાણીએ પોતાનું પોત હવે બરાબર પ્રકાસ્યું: "આજથી તને નોકરીમાંથી બરતરફ કરવામાં આવે છે, એટલું જ નહીં પણ મારા માંદા છોકરાને મુકીને જાય છે એટલે તારો આઠ દીવસનો ચડેલો પગાર પણ તને નહિ મળે." નોકરી જાય તે તો ઠીક પણ ચડેલો પગાર જાય તે નિર્ધન મણિને પરવડે તેમ નહોતું. એટલે શેઠાણીની છેલ્લી ધમકી સાંભળતાં જ મણી ગળગળી થઇ ગઇ. આંખમાં અશ્રુ સાથે તે બાઇને આજીજી કરવા લાગી, પણ ગર્વીષ્ઠ શેઠાણીના પાષાણ હૃદય પર તેની જરા યે અસર ન થઇ.

મણીની આંતરડી વધુ કકળી ઉઠી અને ઉન્માદીનીની માફક તે બોલવા લાગી. "તમારે તો ચાર છોકરાં છે, છતાં તમારો એક છોકરો માંદો પડતાં તમે અરધાં અરધાં થઇ જાઓ છો તો મારો તો એકનો એક છોકરો, અમારા જીવનનો આધાર, અમારી આશાનું કીરણ આમ મૃત્યુશય્યા પર પડયો હોય ત્યારે શું એને વીલો મુકી દઉં? તમે માતા હોઇ માતાના હૃદયને પણ પીછાની શકતાં નથી? પૈસાની ખુમારીમાં પૈસાદારોની ન્યાયની વૃત્તિ તો જડ થઇ ગઇ હોય પણ હૃદય પરે કાટ ચડી ગયો છે એનો તો મને આજે જ સાક્ષાત અનુભવ થયો. પ્રમાણીકપણે અને ખરી લાગણીથી તમારા છોકરાંઓને સંભાળવાનો મને તમે આ બદલો આપો? મારી ગરીબની મજુરીના પૈસા કાપી લઇ મારા પુત્રને અકાળે મારી નાખવા તમે તૈયાર થયાં છો? મારા આનંદની એકની એક અમુલ્ય વસ્તુ તમે આજે લૂંટી લેવા માંગો છો, પણ યાદ રાખજો કે તમે જ તમારી પડતીને આમંત્રી રહ્યાં છો." આટલું બોલી તે ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ.

* * *

બે દીવસના અથાગ પ્રયત્ન છતાં લક્ષ્મીની મદદને અભાવે મણીના જીવનનો દીવો હોલવાઇ ગયો. મણીના છાતીફાટ આક્રંદથી તેના પાડોશીઓનાં હૃદય પણ ખળભળી ઉઠયાં. પહેલાં તો બધાને લાગ્યું કે તે ગાંડી થઇ જશે, પણ થોડીવારમાં જ તેનું દુઃખ વેરના આવેશમાં બદલાઇ ગયું. તે એકદમ બરાડી ઉઠી: "હું આજથી પ્રતિજ્ઞા કરૂં છું કે કામદારોમાં મુડીવાદ સામે જંગ જગાવવાનાં બીજ રોપીશ ત્યારે જ હું જંપીશ." મગનનું હૃદય પણ એટલું બધું ઘવાયું હતું અને ક્રોધાગ્નિથી એવું બળતું હતું કે તેમાંથી જ્વાળા પ્રગટવાનું જ બાકી હતું. તેણે અડગ જમાવી બેઠેલા મુડીવાદને જડમુળથી ઉખેડી નાખવાના પ્રયત્નરૂપે મણીને કામદાર સ્ત્રીઓનું સંગઠન કરવા આગ્રહ કર્યો અને પોતે પુરૂષો માટે જે મંડળ કાઢયું હતું તેમાં જ સ્ત્રીઓનું સંગઠન કરી જોડાઇ જવાની મણીને સુચના કરી. આ સુચના મણીએ સ્વીકારી અને બીજે દીવસથી જ કામદાર સ્ત્રીઓને તેણે સમજાવવા

માંડય : મુડીદારો પોતાની મુડીના જોરે કામદારો પર જે જુલ્મો ગુજારે છે તે મુંગે મોઢે સહન કરવાનો વખત વહી ગયો છે. આપણે સખત મજુરી કરી ગંધાતી અને ઢોરોને રાખવા લાયક ચાલીઓમાં રહી હાડમારી ભોગવીએ, આપણાં છોકરાંને ભુખે ટળવળવા દઇએ અને આપણાં બાળકોને શિક્ષણ વગર તદન હેવાન જેવા રાખીએ, ત્યારે આપણા બની બેઠેલા માલીકો બહુ જ થોડું કામ કરી નફાના પૈસા પોતે પડાવી લઇ, મોજ-શોખમાં લખલુટ પૈસા ખરચે એ અન્યાય ક્યાં સુધી ચાલવા દેવો ? મીલની માલીકી આપણા બધાંની થવી જોઇએ અને તેમાંથી નફારૂપે મળતા પૈસા સરખેભાગે આપણે જ વ્હેંચી લેવા જોઇએ.

આપણા હક્કો સંપાદન કરવા આપણે સંગઠન કરવું જોઇએ. આપણે કામદારોનું મંડળ સ્થાપી મુડીવાદીઓ સામે બળવો જગાડવાની તૈયારીઓ કરવી જોઇએ. અંદર અંદરના ઝગડાઓ દફનાવી દઇ આપણે સામુદાયીક હિત માટે લડીશું તો આપણે જરૂર આપણો આશય જલ્દી પાર પાડીશું."

મણીને તેના કામમાં સ્ત્રીઓ તરફથી બહુ સારો સહકાર મળ્યો પોતાના પુત્રનું વેર લેવાના નિશ્ચયથી હવે મણી પોતાના એ મંડળમાં પુરજોરથી કામ કરી રહી છે.

# બાળ-સંભાળ

: લેખિકા :
શ્રીમતી એસ. એ. ડી.

પ્રજાને સારૂ રાજ્યતંત્ર છે, નહીં કે રાજ્યતંત્રને સારૂ પ્રજા છે. આજનું બાલક તે આવતી કાલનો નાગરિક છે. તેથી જ જો રાજતંત્રની એવી ઇચ્છા હોય કે સઘળા નાગરિકો સારા બને તો તેની વર્તમાન ફરજ, રાષ્ટ્રના બાલકોને કેળવણી આપવામાં સમાયેલી છે એ જ તેની પહેલી ફરજ છે.

યુરોપના પ્રખર વિચારક વીલસન તેના અપ્રતિમ પુસ્તક 'રાજ્યતંત્ર'માં આલેખે છે કે "આધુનીક રાજ્યતંત્ર સમાજથી અળગું જતું રહ્યું છે." રાજતંત્ર માટે આધુનિક વિચારો નીચે પ્રમાણે મનાય છે. રાજ્યતંત્ર વ્યક્તિસમુહની સેવાને અર્થે સ્થપાયું છે. રાજ્યતંત્ર માટે એમ માનવામાં આવતું કે એ તો વ્યક્તિથી પરની વસ્તુ છે. પણ હવે એ માન્યતાના તૂટીને ટૂકડા થઇ ગયા છે. 'રાજ્યતંત્ર' એ દૈવી સંસ્થા છે એમ આ યુગમાં તો મૂર્ખાઓ જ માને છે. જનતાએ હવે જાણ્યું છે કે સરકારતંત્ર સમાજને હિતકર થઇ પડે તેવી સંસ્થા છે. તેથી જ સમયને અનુસરીને સરકારતંત્રમાં પણ સુધારા કરીને તેના જીર્ણ થઇ પડેલા અવશેષોને છેદીને પણ પ્રગતિકારક બનાવવા માટે પ્રયત્ન થયા છે. સમાજના હિતને માટે સરકારતંત્ર છે, નહીં કે સરકારતંત્ર અંગે સમાજ છે. એ સિદ્ધાંત હવે સર્વમાન્ય થઇ પડયો છે.

આ દ્રષ્ટિએ રાજ્યતંત્રની બાળકો અંગેની શું ફરજ છે. તે વિષે જરા વિચાર કરીયે.

પ્રથમ તો માતસંભાળ. સારી સંતતિને માટે માતાનું શરીર તંદુરસ્ત હોય એ આવશ્યક છે. આ દ્રષ્ટિએ સશકત સ્ત્રીત્વ એ તંદુરસ્ત બાલકો માટે અનિવાર્ય અગત્યનું છે. આ દ્રષ્ટિએ મફત દવાખાનાઓ, અને સારાં પ્રસુતિગ્રહો હોય એ અતિ આવશ્યક છે. કારણ કે જો માતાનું શરીર જ તંદુરસ્ત નહીં હોય તો પછી બાળક કદી પણ સારૂં થઇ શકે તેવો સંભવ જ નથી.

આ મથાળા નીચે આરોગ્યનો આકરો અને અટપટો પ્રશ્ન આપણી દ્રષ્ટિ સમીપ ઉભો થાય છે. આથી એક પગલું આગળ મુકીયે તો આપણે યાદ રાખીયે કે બાળકની આજુબાજુની વસ્તુઓ સઘળી આરોગ્યમય હોવી જોઇએ. બાળક જન્મે પછી તેને ગોઝારી ચાલીની ગંધાતી હવાને શ્વાસમાં લેવાની હોય, તો પછી બાળકોની તબીયત સારી કેવી રીતે હોય શકે? તેથી જ તેની આજુબાજુના સંજોગો એવા હોવા જોઇએ કે જેથી બાળકો વિકાસ સાધી શકે એટલું જ નહીં પણ આગળ વધવાની આંકાક્ષાઓ પણ તેમનામાં જન્મે.

તેમજ માતાઓનો શ્રમ કરવાનો સમય ઘટાડવો જોઇએ. પુરૂષોને મુકાબલે તેમના કામ કરવાના કલાકો ઓછા હોવા જોઇએ.

કારણ કે તેમને બાળકો પર પણ ધ્યાન આપવાનું હોય છે. આમ વિચારતા સ્ત્રીત્વની તંદુરસ્તીને ખાતર કામ કરવાના કલાકો ઓછા હોય તે જ યોગ્ય મનાય. બાળમજુરી તો તદ્દન બંધ જ કરવી જોઇએ એટલું જ નહીં પણ બાળમજુરીને લગતા સખત પ્રતિબંધક ધારાઓ ઘડવા જોઇએ.

દરેક સ્થળે કામદાર સમુહની સંખ્યા વિશાળ હોય છે. આ વિશાળ સંખ્યાને અનુલક્ષીને કામદાર સમુહના હીતની અવગણના જરાયે સહન કરી શકાય નહીં. કારણ કે તેમના પર તો રાજ્યતંત્ર અવલંબે છે.

તેમજ ગરીબ અને અનાથની સંભાળ રાખવી તે પણ સરકારતંત્રની સીધી ફરજ છે. આ ફરજ તેણે બજાવવી જ જોઇએ. પૃથ્વીમાં સંભાળની સૌથી વધુ જરૂર તો દીન અનાથોને છે. આ અનાથોની સારી સંભાળ રાખવી જોઇએ અને માતાપિતાઓના અવસાનથી તેમને ઓછું ન આવે તેટલા માટે ખાસ કાળજી લેવાવી જોઇએ. તેઓ આપમેળે કમાઇ શકે તે દ્રષ્ટિએ તેમનું શિક્ષણ હોવું જોઇએ. જો આમ કરવામાં નહીં આવે તો તેઓ તેમના અસ્તિત્વને જ નકામું ગણશે. અને જગતમા આત્મઘૃણા (Self-disgust) જેટલી ખરાબ વસ્તુ અન્ય કંઇજ નથી એ સુત્ર ખાસ યાદ રાખવાની જરૂર છે.

મફત અને ફરજીયાત શિક્ષણની આધુનિક કાળમાં એક સારી જરૂરીઆત તરીકે ગણના થઇ ચુકી છે છતાં ઘણા દેશોએ આ સિધ્ધાંતને સ્વિકાર્યો નથી. શહેરોમાં પણ મફત નિશાળો નથી. તો પછી હિંદનાં અનેક ગામડાઓની તો વાત જ શી કરવી? ખરેખર આ આદર્શને માટે ખુબ યત્ન કરવાની જરૂર જ છે.

રાજ્યતંત્રની ફરજ માત્ર કેળવણી આપવાથી પુરી થતી નથી. આ ઉપરાંત સરકારતંત્ર પાસેથી કેટલી ય અપેક્ષાઓ રાખી શકાય. એક ઉદાહરણ લઇએ. દાખલા તરીકે દારૂ સામે પ્રતિબંધ મુકાય એવી આશા રાખવાનો આપણને અધિકાર છે. જો આવા ધારાઓ ન હોય તો સંભવ છે કે પ્રજા દુર્ગુણને માર્ગે વળે અને પછી સર્વ નાશની શરૂઆત થાય.

આપણે જોઇ ગયા કે આટલી વસ્તુઓ તો રાજ્યતંત્રે કરે જ છુટકો. પણ કેટલા દેશોએ ઉપલી જરૂરીઆતોને અમલમાં મૂકવા યત્ન કર્યો છે. બહુ જ થોડાં! કદાચ રશીયાના સમાજવાદી રાજ્યતંત્રને બાદ કરીયે તો એક પણ નહીં. કેટલ‌ક આમાંથી અમુક સિદ્ધાંતોને પાળે છે. અને અન્યને અભરાઇ પર ચઢાવે છે. પણ જો ખરે જ પ્રજાહિતકારક સ્વાધીન શાસનતંત્ર સ્થાપવું હોય તો ઉપલા સિદ્ધાંતોનું સીધું અનુસરણ એ પ્રથમ પગલું છે.

રૂશીયા આજે પાંચ વર્ષની યોજના પ્રમાણે સઘળી જરૂરીઆતો મેળવી ચુક્યું છે. ગઇ કાલનું રૂશીયા એ ગરીબ, વિભક્ત, શિક્ષણહીન, પછાત પ્રદેશ હતો. આજનું રૂશીયા એ બળવાન, તંદુરસ્ત, કેળવણીયુક્ત અને તદ્દન આધુનિક યુગને અનુરૂપ છે. પણ આવતી કાલનું રૂશીયા તો આથી પણ વધુ સુંદર અને સરસ થશે. વર્તમાન રૂશીયા ભાવી માટે ખૂબ કામ કરી રહ્યું છે. અને તેમ જ થવું જોઇએ. કારણ કે જો વર્તમાન ભાવી વિશે બેપરવા રહે તો કદીય પ્રગતિ સાધી શકે નહીં. તે કદી પણ ઉંચી સંસ્કૃતિ ન જ મેળવી શકે.

આપણા કમનશીબે હિંદ દેશ પર કોઇ ધ્યાન આપતું નથી. હું એમ કહેવા ઇચ્છું છું કે હિંદીઓના હિતની અવગણના થઇ રહી છે. આ દશામાં આ દેશ કદી પણ વધુ સારી સંસ્કૃતિ ખીલવી શકે નહીં. તે કદી પણ સારી રીતે વિકાસ સાધી શકે નહીં. હિંદ આજે બ્રીટીશ તાજનું ઝળકતું જવાહીર મનાય છે. પણ આજે આપણા શાસકો તેમના સ્વાર્થની દ્રષ્ટિએ જ આપણા પર શાસન કરે છે. તેમને માટે તો આ પ્રદેશ અતૂલ સમૃદ્ધિને શોષવાનો દેશ છે. પણ દીલગીર! આપણા પ્રદેશમાં આપણે આપણી સંભાળ પણ લઇ શકતા નથી!

તેથી પહેલો ઉપાય આ વિદેશી શોષણપદ્ધતીનો નાશ કરવાનો છે. એક વખત આપણે સંપૂર્ણ આઝાદી મેળવી લઇએ તો આપણે આ પ્રદેશને અનુરૂપ પાંચ વર્ષની યોજના જરૂર રચી શકીશું. ત્યારે રૂશીયાની સ્વર્ગસમી દીસતી સૃષ્ટિ અહીં પણ ઉતારી શકીશું.

# શનફી

: લેખિકા :

શ્રીમતી ચંદ્રીકાબ્હેન

આજે ચીનમાં એક જીવન્ત ચીનગારી આ ઉજ્જવળ દેશના ઇતિહાસને વધુ ઉજ્જવલ બનાવી રહી છે. આ વિરલ વ્યક્તિ ચીનવાસીઓને બારણે બારણે જઇને આઝાદીની રોશની પ્રગટાવી રહી છે, શતકોથી ઓલવાઇ ગયેલા સ્વાતંત્ર્યદીપને પુનઃ પ્રજ્વલિત કરવાના રાષ્ટ્રવાદીઓના ભગીરથ યત્નો સાથે આ અદ્દભૂત અબળાની જીવનકથા સંકળાયેલી છે. આ બાળા તે આધુનિક ચીનની અહોમાન્ય અબળા શનફી.

તેનો અદ્દભૂત સ્વાત્મભોગ, તેની નિસ્વાર્થ સિધ્ધાંતભક્તિ, અપ્રતિમ દેશપ્રીતિ, અજેય ઉત્સાહ અને સતત શ્રમ વડે આ અબળાનું નામ આધુનિક ઇતિહાસ સાથે સંકલીત થયું છે. તેથી જ અત્યારે ચીનની આ યુવાન અબળા ચીની પ્રજાનો પ્રેમ સંપાદન કરી શકી છે. શીથીલ થઇ પડેલા સર્વલક્ષી આઝાદીના આંદોલનોને આ વિભૂતિ વેગ આપી રહી છે. ચેતનહીન દીસતા ચીનાઇ કિસાનોમાં તે પ્રાણવાયુ પુરી રહી છે અને તેથી જ કાળની કિતાબ પર શનફીનું નામ સુવર્ણના અક્ષરોથી અલંકૃત રહેવા નિર્માયું છે.

એક કાળ એવો હતો કે જ્યારે રેશમી અચ્છાદનથી શનફી પોતાની કાયાને ઢાંકતી. શ્રીમંત કુટુંબના લાડીલા ફરજંદ તરીકે તે ઉછરી હતી. ન્હાનપણમાં શ્રીમંતાઇ સર્જી શકે તે સઘળા સુખ આ બાળાને મળી શક્યાં હતાં. આબાદ કુંટુંબમાં ઉછરતી આ બાળાના પગને શિષ્ઠ સમાજની સભ્યતા પ્રમાણે ટુંકા કરવા માટે લોખંડના બુટ પહેરવા પડતા. જુના વિચારોના અનુયાયી એવા તેના પિતાને ખાતર શનફીએ આ અસહ્ય વેદના ખમીને પણ પરાણે પગને ન્હાના બનાવ્યા. અને તેના પિતાએ પણ જુને ચીલે ચાલીને શનફીના લગ્ન એક તાકાતહીન તરૂણ સાથે કરી નાંખ્યાં. આ વખતે શનફીની ઉમ્મર માત્ર અગીઆર વર્ષ હતી.

તેના પિતાના મૃત્યુથી તેના નાજુક પગ પરનું લોખંડનું બંધન રદ થયું પણ તેથી કંઇ આરામ થયો નહીં. શનફીના પગનાં તળીયાં તાકાત ગુમાવી બેઠાં હતાં. અને તેથી અન્ત સુધી શનફીના પગ 'શિષ્ઠ'જ રહેવા પામ્યા.

શનફીના શિક્ષણનો આરંભ લગભગ ૧૨ વર્ષની વયે થયો. અહીં પણ તેની સુશિક્ષિત માતાની સહાયથી સ્વાધીનતાના સિદ્ધાંતો ઝીલ્યા, અહીં પણ આ ન્હાની બાળાએ અન્ય લોકને શિખવ્યું કે 'ગુલામી અસહ્ય છે માટે ચીનની મુક્તિ માટે આગળ ધપો' પરીણામે શાળામાં રાજકિય હડતાલો પડવા માંડી. શનફી એ શાળાની રાજકિય પ્રવૃતિનું કેંદ્ર થઇ પડી અને તેથીજ અધ્યાપકોએ શનફીને શાળામાંથી કાઢી મૂકી.

પણ માતા તેમજ શનફી સત્તાધીશોના આ ઘૃણાજનક વર્તનથી જરાય ડર્યા વગર આગળ વધ્યાં. બાલકો અને બાલિકાઓની સંયુક્ત શાળામાં પછી શનફીને મૂકવામાં આવી. પણ ત્યાં તો શ્વસુર પક્ષનું બીજું વિઘ્ન ઉભું થયું. તેમણે શનફીની

માગણી કરી. પણ માતાએ અદાલત સમક્ષ જઈને આ લગ્ન બે વર્ષ માટે અટકાવ્યાં.

પણ તેના શ્વસુર પક્ષના માણસો પ્રપંચ-લીલામાં પૂર્ણ હતાં. તેઓએ એક છટકું રચીને શનરીનું હરણ કર્યું. બળજબરીથી તેઓ તેને સાસરે લઈ ગયા. પણ શનરીએ અન્નત્યાગનું અસ્ત્ર અજમાવ્યું આખરે ન છુટકે તેની સાસુને શનરીની પ્રવૃત્તિ પર મૂકાયેલા પ્રતિબંધોને કાઢી નાંખવા પડયા અને આખરે આ અબળા સાસરેથી નાશી છુટી.

આ ૧૯૨૬ ની સાલ હતી. ચીનમાં વિપ્લવની આગ ભભુકી રહી હતી. પરિવર્તન પગલાં મૂકતું હતું. ચીનમાં ચારે દીશાએથી સંહાર અને સર્જનનો નાદ સંભળાતો હતો, અને લગભગ અઢાર વર્ષની વયે તો શનરીએ ચીનના સ્વાતંત્ર્ય જંગમાં ઝુકાવી દીધું.

આ સંગ્રામ ખેલતાં તેને તેનો જીવન-સાથી મળ્યો. કિસાનોના એક નેતા સાથે શનરી સ્નેહના તાંતણે બંધાઇ. અને સાદાઇથી તેમણે તેમની સ્નેહમૈત્રીને લગ્નગાંઠનું રૂપ આપ્યું.

આમ શનરી સ્વાતંત્ર્ય જંગમાં ઘુમતી હતી. ત્યારે ચારે બાજુએથી આતતાયીઓના પુર ઉલટયાં હતાં. ઉત્તરચીનના ક્રુર ચાંગ-સો-લીનની સેના યાંગસ્ટે નદીની આસપાસ કાળો કહેર વર્તાવી રહી હતી. અને તેથી શનરીને પોતાની રાજકિય પ્રવૃત્તિ પર ગુપ્તતાની ચાદર ઓઢાડવાની અનિવાર્ય ફરજ પડી.

ત્યાર પછીનો ઇતિહાસ તો ચીનના કલંકનો ઇતિહાસ છે. રાષ્ટ્રિય પક્ષે દેશને ભયંકર દગો કર્યો. આમવર્ગની આઝાદીના આદેશ રખડતા મૂકયા. એટલુંજ નહીં પણ ૧૯૨૭ ના વર્ષમાં નાનકિંગની રાષ્ટ્રિય સરકારે આમવર્ગના આઝાદીના સંગ્રામને દગો દઇને સામ્રાજ્યવાદીઓ સાથે સંતલસ કરવી શરૂ કરી. ચિઆંગ-કૈ-શેક પણ રાષ્ટ્ર-ભાવનાનો ત્યાગ કરીને વિદેશીઓ સાથે મળી ગયો. આ જોઇ શનરીનું હૃદય ઉકળી આવ્યું. તેણે તરત જ રાષ્ટ્રિય પક્ષ સામે ગુપ્ત પ્રચારકામ કરવું શરૂ કર્યું.

આમ કિસાનોની મધ્યમાં જઇને દગા-ખોર, નામધારી રાષ્ટ્રિય સરકાર સામે સંગઠીત ચળવળ કરવાની શનરીએ શરૂઆત કરી. પણ આ શરૂઆત યશસ્વી ન નીકળી. વેશધારી ગુપ્તચરોને શનરીના ગુપ્ત પ્રચારની માહીતી મળી ગઇ. આથી કિસાનોનો હલ્લો સફળ થાય ત્યાર પહેલાં લશ્કરી દળની મદદથી કિસાનોને કચરી નાંખવામાં આવ્યા. અને શનરીના પતિનું શરીર ગોળીઓથી વીંધી નાંખવામાં આવ્યું.

પતિનો આવો અંજામ આવેલો જોતાં વિરબાળા શનરી જરા યે ગભરાઇ નહીં. તેણે તેની પ્રવૃત્તિ અણનમ ચાલુ રાખી. કિસાનોમાં તે કિસાનબાળા માફક રહેવા લાગી. કામગરોમાં તે કામદારની માફક ફરવા લાગી. નાનકિંગની સરકારની જરાયે પરવા કર્યા વગર શનરી શહેરે શહેર ફરવા લાગી અને રાષ્ટ્રિય સરકારના દંભ ઉઘાડા પાડતી ગઇ!

પણ કિસાનપક્ષનો પરાજય થતાં શનરી કેદ પકડાઇ ગઇ. ૬ માસના કારાવાસમાં તેને અકથ્ય સંકડામણો સહન કરવી પડી. પણ આ વિરબાળાની સિદ્ધાંત-ભક્તિ કંઇ ડગી જાય તેમ ન હતી. તેણે પોતાનો અવિરત શ્રમ ચાલુ રાખ્યો.

આખરે અશક્તિએ શનરીની શક્તિને હણી લીધી. અને ઇસ્પીતાલમાં આશ્રય લેવાની આ બહાદુર બાળાને જરૂર પડી. ઇસ્પીતાલમાં પણ ચીનની આ અદ્દ્ભુત અબળા માર્કસે શિખવેલા સિધ્ધાંતોનું મનન કરતી હતી. તેનું મનન અને તેનું અધ્યયન એક સરખાં ચાલુ હતાં. અને તેથી અત્યારે પણ ચીનની અનેક સુકુમારીઓમાં શબ્દ ઉઠે છે કે શનરી, શનરી આઝાદ રહો.

# સ્વદેશી ભાવના

લેખીકા :
શ્રી. લીલાવતીબ્હેન જેકીસનદાસ વસાણી



**સ્વ**દેશી એટલે પોતાના દેશમાં બનેલી વસ્તુઓ અને પરદેશી એટલે પારકા બીજાના દેશમાં બનેલી વસ્તુઓ, સ્વદેશીવ્રતનો સંપૂર્ણ અર્થ તો એ જ થઇ શકે કે પોતાના દેશમાં બનેલી જ વસ્તુઓ વા-પરવાની ભીષ્મપ્રતીજ્ઞા લેવી તે.

સાંપ્રત કાળમાં આ-પણે સૌએ સ્વદેશીવ્રત-ની મહાન ભીષ્મપ્રતિજ્ઞા લેવાની પ્રથમ પંક્તિએ ખાસ આવશ્યકતા છે. કારણ કે આપણા લાખો, કરોડો અને અબજો રૂપીઆ પરદેશી વસ્તુઓના મોહમાં અને ફેશનમાં ધસડાઇ ગયા, તણાઇ ગયા !!! આપણે ભિખારી અને કંગાલ ફકીર જેવા બન્યા ! આપણને આપણી ભૂલ આજ ત્રણસો વર્ષથી પણ ન સુઝી?

આપણા ભારતવર્ષના ભાઇ બ્હેનોના દુઃખની વાત તો હું શું આલેખું ? ભારતવર્ષના મારા કેટલાંએ ભાંડુઓને પૂરૂં ખાવાનું એ મળતું નથી, પહેરવાને વસ્ત્ર સરખું એ મળતું નથી, અરે ! અફસોસ છે કે આપણાં આ અર્ધભૂખ્યાં ભાંડુ-રાંની આવી સ્થિતિ કરનાર આપણી આ પરદેશી વસ્ત્રની ફેશન છે. માટે તેનો સત્વરે સદાને માટે પરિત્યાગ કરીને સ્વદેશીવ્રત ધારણ કરવાની આપણે માથે આવી પડેલી મહાન ફરજને અદા કરવાને માટે આપણા આખા ભારતવર્ષે કટીબધ્ધ થઇ જવું જોઇએ.

સ્વદેશી વસ્તુઓ પ-રદેશી વસ્તુઓની હરિ-ફાઇમાં કદાચ ઉતરતી હોય કે કિંમતમાં મોંઘી હોય, છતાં પણ આપણે તો સ્વદેશી વસ્તુઓ જ વાપરવી જોઇએ. હું મારા સ્વદેશીવ્રત અને સેવાધારી ભાઇ બ્હેનોને પૂછું છું કે તમારાં બાળકો લુલાં, લંગડાં, પાંગળાં, આંધળાં, અપંગ, રોગી, કદરૂપા, કે બેડોળ હોય અને બીજાનાં બાળકો સારાં, દેખાવડાં, સ્વરૂ-પવાન અને બધી રીતે આકર્ષક હોય, છતાં પણ તમને કુદરતી રીતે હૃદયથી વ્હાલભર્યો ઉમળકો કોના પર આવશે ? તમારાં બાળકો ઉપર કે અન્યના બાળકો ઉપર ? હું ખાત્રી આપીને કહું છું કે, તમને ગમે તેવાં પણ તમારાં જ બાળકો ઉપર જે ઉમળકો, પ્રેમ, લાગણી વગેરે થશે, તે અન્યના બાળકો ઉપર કદી થનાર

જ નથી, તો પછી આપણા દેશની વસ્તુઓ તમને મોંઘી લાગે, આપણા દેશની ખાદી તમને જાડી, અને ખરબચડી લાગે અને પરદેશી કાપડ અને વસ્તુઓ તમને પ્યારી લાગે, એ તો આપણાં વહાલાં બાળકો ઉપરનો પ્રેમ છીનવી લઇને પરાયાં બાળક ઉપર પ્રેમ કરવા બરાબર થયું ને? બીજું શું કહેવાય?

અર્વાચીન કાળમાં અનેક આર્યો અને આર્યાઓ અવનવા, અનેરા વ્રતો આદરે છે પરન્તુ તે પૈકીનું મોંઘું, અમુલ્ય, અને આજના જમાનામાં સત્વરે આદરવાનું વ્રત તે તો સ્વદેશી વ્રત જ કહેવાય. આપણને જો આપણા દેશ તરફનું સ્વમાન, લાગણી, પ્રેમ અને ગર્વ હોય તો આપણે પહેલામાં પહેલી તકે જ સ્વદેશીવ્રતની ભીષ્મપ્રતિજ્ઞા લેવી જોઇએ. આપણા લાખો, કરોડો, ભાંડુઓ ભૂખે મરે, ટાઢે ઠરે, અને તરફડતાં મરે, તેની દયાજનક સ્થિતિ તરફ નજર સરખીએ ન કરતાં આપણે સુખેથી ખાઇ, પીને પરદેશી વસ્ત્રો પહેરીને મલકાઇએ એ કેટલું બધું શરમ ભરેલું કહેવાય તે સૌએ વિચારી લેવાનું છે. આપણામાં સાચી અને સચોટ સ્વદેશભક્તિ હોય, સ્વદેશાભિમાન હોય, તો દેશનો એક પણ ભાંડુ જો ભુખે સુવે તો આપણને અન્ન ખાવાને પણ અધિકાર નથી તો પછી પરદેશી કાપડ પહેરવાનો કે પરદેશી વસ્તુઓ વાપરવાનો અધિકાર તો ક્યાંથી જ હોય?

હું મારા ભારતવર્ષના ભાઇ બ્હેનોને ભાર મુકીને કહું છું અને વિનંતિ કરૂં છું કે–તેમણે સૌએ આજની ધન્ય ઘડીથી સ્વદેશીવ્રતની ભીષ્મપ્રતિજ્ઞા લઇ લેવી અને તે જીવનપર્યંત નિભાવવા ભગીરથ પ્રયત્નો આદરવા, તેમજ પોતાના સબંધમાં આવતા દરેકને એ વાત સમજાવી સ્વદેશીવ્રત ધારી બનાવવામાં પોતાનાથી બનતા પ્રયાસો કરી દેશ સેવામાં ફાળો આપવા ચુકવું નહિં. અંગ્રેજો, ફક્ત પોતાના દેશમાં બનેલી ચીજો જ વાપરવી એ ઉપદેશ પોતાના દેશ ભાઇઓને આપી રહ્યા છે તો શું આપણામાં એટલું પણ સ્વદેશાભિમાન નથી કે આપણે આપણા દેશમાં બનેલી ચીજો જ વાપરીએ? બ્રિટન જેવા ધનવાન તેમજ સ્વતંત્ર દેશને લોકોમાં સ્વદેશીની ભાવના જગાડવાની આવશ્કતા લાગે તો હીંદ જેવા ગરીબ દેશની પરતંત્ર પ્રજાને પોતાનો પૈસો લુંટાઇ જતો અટકાવવાનો માર્ગ અવશ્યક ગ્રહણ કરવો જ જોઇએ. સ્વદેશી ચીજોને આપણે ઉત્તેજન આપશું તો આપણા દેશના ઉદ્યોગો વધશે તેથી આપણે સુખી થઇશું અને ભવિષ્યમાં આપણે બીજા દેશોની સાથે હરીફાઇમાં ઉતરી શકશું.

# તાકાત અને તંદુરસ્તી

## સ્વચ્છ વારીનું મહત્વ

લેખકઃ— ડાક્ટર

**સ્વ**ચ્છ જળ એ તો જીવનને માટે એક પ્રાણતત્વ છે. માનવને આહાર વગર અમુક દીન ચાલી શકે. પણ પાણી વગર કેટલા કલાક ચાલે ?

તમે યત્ન કર્યો છે ? તમે બહુ દઢ થાવ તો અઢાર કલાક જળ વગર ચલાવી શકો. પછી તો કંઠ શોષાઇ જશે, ગળું સુકું થઇ જશે અને આપોઆપ 'પાણી' 'પાણી' એવો તમે પોકાર કરશો. એક ઘુંટડા માટે તમે તરફડીયાં મારશો.

પાણીનું આટલું મહત્વ હોવા છતાં કેટલી વ્યક્તિઓ પાણી પીતી જરા યે વીચાર કરે છે? એટલું જ નહીં પણ આ પાણી સ્વચ્છ હોવું જોઇએ તેની દરકાર પણ કરે છે?

**સામાન્ય** રીતે ગુજરાતમાં પાણીને સ્વચ્છ કરીને પીવાનો રીવાજ છે. જુનાકાળમાં તો જાડાં ગરણાથી લોકો પાણી ગાળતાં. અત્યારે પણ ગરણાથી પાણી ગળાય છે. પણ આ સંબંધી વધુ સંભાળ રાખવાની જરૂર છે.

'સ્વચ્છ પાણી એ તમારા જીવન તત્વને સુંદર બનાવે છે. તમારા શરીરને શુદ્ધ કરે છે. શરીરના અંગેઅંગની ક્રીયાને ચાલુ રાખે છે. આપણા દરેક પીંડને તે સજીવ રાખે છે.

અસ્વચ્છ પાણી તમારા શરીરને બગાડે છે. તમારા પેટના વ્યાધી ઉત્પન્ન કરે છે અજીર્ણ અને અળખામણા ઓડકારને જન્મ આપે છે. શરીરના આંતરીક સંચાલનને પારાવાર હાની કરે છે. દેહના દરેક પીંડને તે નુકસાન કરે છે.

**યાદ** રાખો કે જેમ હવામાં જંતુ ઉછરી શકે છે તેમ જ પાણીમાં પણ પારાવાર જંતુઓ ઉછરે છે.



આવાં તો કેટલાંય પ્રાણીઓ આંખથી અદ્રશ્ય રહીને જળમાં વસે છે

આ જંતુઓ પાણીને સ્વચ્છ કરવામાં આવે તો મરી જાય છે અને શરીરને હાની નથી કરતાં પણ જો અસ્વચ્છ પાણી પીવામાં આવ્યું તો જરૂર તેઓ હાની કરે છે.

વિદેશી વૈજ્ઞાનિકોએ સાબીત કરી આપ્યું છે કે આંતરડામાં ઉત્પન્ન થતા કૃમીઓ (કરમીયાઓ) અસ્વચ્છ પાણી પીવાથી જ થાય છે. અને ડોકટર સમુદાયની કોઇ પણ વ્યક્તિને

પુછશો તો તે એક લાંબી નામાવલી જરૂર જ રજુ કરી શકશે.

**આ**થી જ પાણીને શુદ્ધ કરીને પીવાની જરૂર છે. અશુદ્ધ પાણીમાં કચરો ઉપરાંત જંતુઓનું અસ્તિત્વ જીવને માટે જોખમકારક હોવાથી જ શુદ્ધ પાણીના મહત્વ પર ખુબ ભાર મુકવો જરૂરનો છે.

ત્યારે બીજો પ્રશ્ન એ છે કે પાણી કેટલું પીવું ?

પાણીને લેવાનું કંઇ માપ નથી. અમેરીકાનો પ્રસીદ્ધ કસરતબાજ બરનાર મેકફેડન ના કહેવા પ્રમાણે તો પાણી પીવાય તેટલું પીઓ. તે સલાહ આપે છે કે જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે જરૂર પાણી પીઓ. સલાહના આ શબ્દો ખુબ વીચારવા જેવા છે.

**તરસ** લાગે ત્યારે જરૂર પાણી પીએ એ શબ્દનો અર્થ દીસે છે એના કરતાં વધુ ગંભીર અને વધુ મહત્વનો છે.

આપણા જીવનમાં જાણે અજાણે પણ કેટલીક કુટેવો આપમેળે દાખલ થઇ જાય છે, દાખલા તરીકે શાળામાં ભણતો વીદ્યાર્થી વર્ગ ચાલતો હોય અને તરસ લાગી હોય તો પણ પાણી પીવાનું જરૂર મુલતવી રાખે. ઓફીસમાં કામ કરતો કારકુન પણ તેમ જ કરે છે. કામદારો પણ તેમ જ કરે છે. આમ તરસ લાગી હોય છતાં આપણને તેની અવગણના કરવાની ટેવ પડી હોય છે.

આ ટેવ પછી મ્હોટી ઉમ્મર થતા વધુ મજબુત બને છે.

પરીણામે તરસની લાગણીને ઉત્પન્ન કરતાં જ્ઞાનતંતુઓ તદ્દન બુઠાં બની જાય છે અને આથી જ્યારે શરીરને પાણીની જરૂર હોય ત્યારે પણ તરસ આપણને લાગતી નથી. યોગ્ય સમયે તરસ નહીં લાગવાનું આ એક મુખ્ય કારણ છે.

પરીણામે શરીરને જ્યારે પાણીની જરૂર હોય ત્યારે તે મળતું નથી. અને ઘણી વખત જ્યારે જરૂર નથી હોતી ત્યારે તેને પાણી મળે છે.

યાદ રાખો કે આ બન્ને વસ્તુઓ અહીતકર છે. પાણીની તરસ લાગે ત્યારે તરત જ પાણી પીવું જોઇએ. અને જ્યારે તૃષા જરા યે ન હોય ત્યારે પેટમાં પાણી નાખવાથી જરાયે અર્થ નહીં સરે.

તેમજ કેટલાક જ્યારે ભુખ લાગે ત્યારે પાણી પી લઇને ચલાવી લે છે. આ એક અતી ખરાબ ટેવ છે. જ્યારે જ્યારે ક્ષુધા ત્હમારાં બારણાં ખખડાવી રહી હોય ત્યારે ઠંડા પાણીથી તેનો સત્કાર કરતા ના, એમ કરશો તો ત્હમારે પછી ખુબ પસ્તાવું પડશે.

**આ**થી જ તૃષાની લાગણીને પણ કેળવવાની જરૂર છે. આજના યુગમાં અકુદરતી વાતાવરણ વચ્ચે વસતાં આપણે સૌએ-લગભગ ૯૫ ટકાએ ખરી તૃષાની લાગણી ગુમાવી દીધી છે. અને તેથી જ તેને વ્યવસ્થીત રીતે ખીલવવાની જરૂર છે. કારણ કે સારા અને સુંદર શરીરમાં તૃષાને પણ તેનું કુદરતી સ્થાન મળવું જ જોઇએ.

તેમ કરવા માટે પ્રથમ તો જ્યારે તરસ લાગે ત્યારે પાણી પીવાની ટેવ પાડવી જોઇએ. તરસની લાગણીની જરા યે અવગણના કરવી એ યોગ્ય નથી. અને તેથી જ ત્હમો ત્હમારા કામ કરવાનો સમય હોય કે ન હોય છતા ત્હમો તરસ લાગે ત્યારે જરૂર પાણી પીયા કરો.

એટલું જ નહીં પણ આ સોનેરી સીદ્ધાંત ત્હમારા અન્ય બાંધવો પાસે પળાવા પ્રયત્ન કરો. જો ત્હમો વીદ્યાર્થી હો તો અન્ય વીદ્યાર્થીગણને સ્વચ્છ પાણી વડે તરસને છીપાવવાની સલાહ આપો. જીવનના કોઇ પણ વીભાગમાં ત્હમો હો પણ જો આ સલાહ અનુસાર વર્તશો તો ત્હમોને ખુબ લાભ થશે.

**કદી** ન વીસરતાં કે ત્હમારા આરોગ્ય માટે આ સૌથી અગત્યની વસ્તુ છે.


માર્ચ: ૧૯૩૨
વર્ષ: ૩ જું. અંક: ૧૨ મો.

# આજનો યુગધર્મ

**અ**નંત કાળસરિતાને ઓવારે પ્રચંડ યુગપ્રવર્તક મોજાંનો પ્રખર ઘુઘવાટ પ્રત્યેકના કર્ણપટે અથડાઇ રહ્યો છે. નવસૃજનનો શબ્દ વિશ્વના પ્રત્યેક સ્થળમાં સંભળાઇ રહ્યો છે. સૃષ્ટિમાં સૃજન અને સંહારનું સત્ર આરંભાયું છે. દુઃખ અને દર્દ, શોક અને સંતાપથી પીડાતા શરીરોમાં નવી આશા જાગી છે. તેમના દુર્બળ દેહોમાં પ્રાણ આવ્યો છે. આતતાયીઓનો નાશ કરવાની વૃત્તિ જન્મી છે. આમવર્ગમાં આત્મશ્રદ્ધા પ્રગટી છે.

**ન**વી સંસ્કૃતિનાં સર્જનકાળનો આ યુગ છે. નવી અસ્મિતા આ ક્ષણે સર્જાઇ રહી છે. પ્રગતિનો પ્રચંડ સુર છે. પ્રાણતત્ત્વ સચેતન છે. તેની તે સાબીતી છે.

**સૃ**ષ્ટિમાં સર્વ સમાન હો, મહેનતુ માનવતા તેના શ્રમનું ફળ મેળવો, બુદ્ધિને વિકાસની પુર્ણ તક મળો એ તેના મુળગત સિદ્ધાંત છે. સર્વને સમાન તક એ તેનો સિદ્ધાંત છે. માનવ માનવ વચ્ચેનો સંબંધ સ્નેહના તાંતણે બંધાઓ એ તેનો આદર્શ છે.

**આ**થી જ પ્રગતિ જેને પ્રિય છે, સામાજીક અસમાનતા નીચે જે શોષાઇ રહ્યા છે, આર્થિક રચનાના પ્રખર તાપ જેને સહન કરવા પડે છે, અન્યાયોથી જેનું હૃદય આજે રડી ઉઠે છે તેઓ સર્વ સૃષ્ટિ ઉપર નવી અસ્મિતા ઉતારવા મથતા બલોને સાથ આપે, નવી સંસ્કૃતિના સર્જનમાં સહાય આપે એ જ આજનો યુગધર્મ છે.

# ગાંધીજીની

**મ**હાત્માશ્રીની સમાધાન-પ્રીયતા વૃત્તી ઉપર વીવેચન કરતાં લેખક આલેખે છે કે મહાત્માજીએ ઉપાડેલા પ્રત્યેક આંદોલનો ઉપર આ વૃત્તીએ અસર કરી છે અને તેથી જ મહાત્માજીએ ઉપાડેલા સઘળાં આંદોલનો સમાધાનમાં પરીણમ્યા છે.

:લેખક:
પી. જે. ભટ્ટ

**ગરીબોના** બેલી તરીકે મહાત્માશ્રી સકળ સૃષ્ટિમાં ખુબ[illegible] વિખ્યાત થયા છે. જગતની કંગાલીયત [illegible]ફે તેમની નજર પડતાં તેમનું અંતર કકળી[illegible] ઉઠે છે. અને તેથી જ તેમણે તેમની સહ[illegible]ભુતિને પ્રત્યક્ષ સ્વરૂપ આપવા સાદાઈનો પોશા[illegible]ક અપનાવ્યો છે. સાદી રહેણીકરણી સ્વિકા[illegible]રી છે, અને ઝગવગભર્યાં મકાનોનો ત્યાગ ક[illegible]રી કંગાળ ઝુંપડામાં રહેવાનું પસંદ કર્યું છે[illegible]

જ્યાં જ્યાં ગરીબાઈ છે, જ્યાં જ્યા[illegible] કંગાલીયતે મૂળ નાંખ્યાં છે. ત્યાં ત્યાં [illegible]આવી વીરલ વ્યક્તીઓ જન્મી છે અને જીવી[illegible] છે. ગરીબો સામે દયાની દ્રષ્ટિએ નિહાળ[illegible]રી, તેમને આર્થિક સહાય આપનારી, તે[illegible]મને માટે જીવન ખરચી નાખનારી અનેક વ્ય[illegible]ક્તી-ઓની 'ઉજળી' તવારીખથી ઇતિહાસ ભરચક ભરેલો છે. હરૂન-અલ રશીદ, ટોલસ્ટોય. અને હિંદના કબીરથી માંડીને અનેક સંતો આ 'સદ્‌ગુણ' માટે પ્રસિદ્ધિ પામ્યા છે. એટલે મહાત્માશ્રી-પણ જ્યારે સંપત્તિ સર્જી શકે તેવા સુખનો ત્યાગ કરીને સાદાઈના સિદ્ધાંતોને અપનાવે ત્યારે ખરેખર જગતના લોક પાસેથી સન્માન અને સત્કાર જરૂર જ માગી શકે!

પણ એકવાર જ્યારે વિચાર કરીયે કે જ્યારે સમગ્ર જગત મોહક સાધનો અને આનંદને ઉત્પન્ન કરતી વસ્તુઓ પાછળ વેગથી દોડતું હોય, જ્યારે સંગીત, સીનેમા, અને સહેલો એ કેટલાય માનવોનું લક્ષબિંદુ થઇ પડયું હોય ત્યારે ગુજરાતનો એક સુકલકડી માનવ

# મનોસૃષ્ટિ

**મ**હાત્માજીના સાદાઇના સીદ્ધાંતોનું પૃથક્કરણ કરતાં લેખક આલેખે છે કે નીર્ધનતાના આદર્શમાં ગરીબાઈનો ઉકેલ નથી. લેખકની વીચારસરણી પ્રમાણે આવો આદર્શ સહન કરવા પડતાં અનેક કષ્ટો પર સંતોષની ચાદર પાથરે છે.

—સિધ્ધાંતોની— —સમીક્ષા—

વિશ્વને પડકાર આપીને કહે છે 'સૃષ્ટિના ભૌતિક સુખ મેળવવા એ અવળો માર્ગ છે' ત્યારે અન્ય કશું નહીં તો પણ માત્ર એ માનવની હિંમત માટે પણ સામાન્ય માનવને માન થયા વગર ન જ રહે. આમ મહાત્માજીની વિશ્વવિખ્યાતિનો એક મુખ્ય આધારસ્તંભ તેમની પારાવાર સાદાઇ છે. અને તેમની સરળ રહેણીકરણી યુરોપમાં વસતા અનેકોનાં મન આકર્ષી શકે છે.

દરેક પેગમ્બર એમ માને છે કે તેણે જાહેર કરેલી પ્રણાલિકા જ સાચી છે. દરેક તત્વજ્ઞાની એમ માને છે કે તેણે રજુ કરેલા તત્વજ્ઞાનમાં જ સૃષ્ટિના સુખનો માર્ગ આવી રહ્યો છે. દરેક રાજકિય વિચારક એમ જ માને છે કે તેની જ નીતિ સાચી છે. અને તેના મંતવ્ય પ્રમાણે જો રાજકારણ ચાલે તો સૃષ્ટિમાં સ્વર્ગને ઉતારવું એ જરાયે અશક્ય નથી. આ દ્રષ્ટિએ વિચારતાં મહાત્માજી પણ પોતે રજુ કરેલા તત્વજ્ઞાનમાં અજબ આત્મશ્રદ્ધા ધરાવતા હોય તો તે ક્ષમ્ય છે.

**પ**ણ મહાત્માજી આ દ્રષ્ટિએ ગરીબાઈનો ઉકેલ કરવાને બદલે, તેનો જડમૂળથી નાશ કરવાને બદલે, કંગાલને સહન કરવા પડતા સિતમને હળવા કરવાની યોજના ઘડે છે. "ખેડૂત બહુ ગરીબ છે! ઠીક,... તેણે નવરાશના સમયમાં ચરખો ચલાવી વધુ કમાવું જોઇએ! એ મહાત્માજીનો માર્ગ છે. મૂળને સ્પર્શવાને બદલે તેઓ ઉપરછલ્લેથી જ ઉકેલ આદરે છે. સમાજ વ્યવસ્થા એ

ગરીબાઇની જન્મદાતા છે. એ અળખામણા સત્ય સામે આંખમીંચામણા કરીને થોડી પણ રાહત મળતી હોય તો તે સ્વિકારી લેવાની તેમની પ્રણાલી છે. જમીનદારી વ્યવસ્થામાંથી ખેડુતોની ગરીબી જન્મે છે એ સત્ય આંધળાને પણ દીસે એવું હોવા છતાં, મહાત્માજીએ ખેડુતોને સહન કરવાં પડતાં કષ્ટનો ઉકેલ 'ચરખા'નો મંત્ર આપીને સાધવાનો યત્ન કર્યો છે. દરરોજ દશ દશ કલાક કામ કરતાં કામદારોની ગરીબાઇ મશીન મુડીવાદી સંસ્થામાંથી જન્મી છે એ વસ્તુ તો પૃથ્વી પર વસ્તી પ્રત્યેક વ્યક્તીને પ્રત્યક્ષ છે. અહીં મહાત્માજી મુડીવાદનો નાશ કરવાને બદલે કામદાર સમુહને દાર તોડી છોડી દેવાનો આદેશ આપે છે. આમ મૂળને કદી પણ નહી સ્પર્શવાની મહાત્માજીની પ્રણાલી તેમણે ઉપાડેલા અનેક આંદોલનોમાંથી નીતરી આવે છે.

આ વૃત્તિની અનેક જીવન્ત સાબીતીઓ તેમના જીવનમાંથી જડી આવે છે. દક્ષિણ આફ્રિકામાં રંગભેદ નાબુદ કરવાની માંગણી કરવાને બદલે તેમણે માત્ર 'અમુક કરો' સામે જ લડત ઉપાડી હતી. ચંપારણ્યમાં પણ ગીરમીટીયાઓની ગુલામી નાબુદ કરવાના સુત્રો આપવાને બદલે આ વિલક્ષણ સંતે તેમની સ્થિતિની માત્ર ' તપાસ ' માટે માંગણી કરી હતી. બારડોલીમાં પણ તેમના અનુયાયીઓએ જમીન મહેસુલમાં ઘટાડો માંગવાને બદલે 'વધારેલું' જમીન મહેસુલ 'ન્યાયી છે કે અન્યાયી' તે વિષે સરકારી તપાસ માંગી હતી. આમ દરેક પ્રશ્નના મૂળને કદી પણ નહીં સ્પર્શવાનો મહાત્માજીનો અજબ નિશ્ચય તેમણે અપૂર્વ આત્મશ્રદ્ધાથી ટકવી રાખ્યો છે અને તેમના લાખ્ખો અનુયાયીઓ મહાત્માજીએ બતાવેલા માર્ગે ચાલ્યા જાય છે.

સમાજના વિશાળ સમુદાયને સતત સહન કરવી પડતી ગરીબાઇનો ઉકેલ કરવાને બદલે મહાત્માજીએ પોતે જ કંગાળની માફક વસવાનું સ્વિકારી લીધું છે. સંભવ છે કે મહાત્માશ્રી કંગાલયતના આદર્શમાં પ્રામાણિકપણે માનતા હોય. સંભવ છે કે મહાત્માશ્રી પરમહંસની માફક એમ જ કલ્પતા હોય કે સકળ જગતનાં સુખ એ મિથ્યા છે અને માત્ર સાદું અને ઓછી જરૂરીઆતોવાળું જીવન એ જ એ સત્ય અને સાચું ધ્યેય હોય તો પછી. તેમણે તે ધ્યેય ઉપર મુસ્તાક રહીને તેમના અનુયાયી ગણને પણ તેમ કરવાની ફરજ પાડવી જોઇએ. પણ એટલું જ નહીં પણ જ્યારે નિર્ધન જીવનના આ પ્રખર પુજક 'રેશીયા' અને 'હાજી શિપિંગ બીલ' માટે લડત કરે ત્યારે ખરેખર આપણને અજાયબી લાગે છે. સાદા જીવનમાં માનનારી આ અજબ વ્યક્તિ જરૂર પડે તો વિશ્વના વૈજ્ઞાનિકોએ ઉપજાવેલા અટપટા યંત્રોનો ઉપયોગ કરે છે. રેડીયોદ્વારા પોતાનો સ્વર અમેરીકા સુધી ફેંકે છે. તેમની તહેનાતમાં અધુનિક સંસ્કૃતિએ સર્જેલા સગવડનાં સઘળાં સાધનો ખડાં ઉભાં છે અને છતાં આ વ્યક્તિ નિર્ધન જીવનના સંદેશ જગતને સુણાવે છે.

તેથી જ સામ્યવાદીઓ આક્ષેપ કરે છે કે મહાત્માજી ભલે પ્રમાણિક હોય, ભલે તેમની ગરીબાઇની પૂજા શુદ્ધ, સાત્વિક હોય, ભલે તેઓ ખરેખર એમ જ માન્યતા ધરાવતા હોય પણ ત્યાં સુધી સમાજને લાગે વળગે છે ત્યાં સુધી તેમનું વર્તન દ્રષ્ટિના શ્રમજીવીઓના દુઃખના ઉકેલ કરવાને બદલે તેમના ઉપર અસત્ય આદર્શના ઓછાડ ઓઢાડે છે.

## સમાધાન પ્રિયતા

**મહાત્માજી**ની બીજી લાક્ષણિક વૃત્તિ તેમની સમાધાન પ્રિયતા છે. મહાત્માજીની આ વૃત્તિ ખુબ પ્રબળ છે. આ પ્રબળ ઇચ્છા સર્વ ક્ષેત્રવ્યાપી બની છે. તેમણે ઉપાડેલા સઘળા આંદોલનો પર તેની અસર થઇ છે. દરેક દરેક લડત સમાધાનમાં જ પરીણમી છે. દક્ષિણ સત્યાગ્રહનો ઇતિહાસ જુવો. ચંપારણ્યની લડત નિહાળો કે ખેડાનો સત્યાગ્રહનો સંગ્રામ તપાસો પ્રત્યેક સ્થળે આખરી પરિણામ સમાધાનમાં જ આવ્યું છે. દરેક દરેક આંદોલનોનો આ આખરી સ્ટેજ આવ્યો છે. કારણ કે મહાત્માશ્રીના માનસમાં સમાધાનવૃત્તિ ખૂબ વણાઇ ગઇ છે.

શત્રુના વચન પર વિશ્વાસ, અજબ આશાવાદ સાફ હૃદય એ સર્વ વસ્તુઓ તેમની સત્ય શોધનું પરોક્ષ પરિણામ છે. જગતનું ભલું કરવા બહાર પડેલા સજ્જન પુરૂષ અન્યને પણ પોતાના માપે જ માપે છે. જેવા મહાત્માશ્રી પોતાને સજ્જન સમજે છે તેમજ અન્યને પણ સમજે છે. એટલું જ નહીં પણ જે થોડું મળતું હોય તો તેથી સંતોષ માનવાની તેમની ટેવ છે. આથી જ મહાત્માશ્રીના 'સમાધાનો' જગમશહુર બન્યાં છે.

સમાધાનવૃત્તિએ તો કેટલીય વાર મહાત્માશ્રીની સમગ્ર વ્યુહરચનાને પલટી નાંખી છે. છેલ્લા દીલ્હી સમાધાનનો દાખલો લઇએ તો મહાત્માશ્રીએ વૉઇસરૉયના વચન પર આધાર રાખીને સમાધાન કરી નાખ્યું હતું. મહાત્માજીને ઓફીશીઅલની શુભ દાનતમાં આકસ્મિક વિશ્વાસ પ્રગટયો અને દીલ્હીની તહકુબીના કરાર સર્જાયાં.

પણ સમાધાનને સર્જનારાં મૂળ કારણો ગમે તેમ હોય, પણ આ આખાયે પ્રસંગને સમજવા માટે, તથા તેના અસ્તિત્વ માટે મહાત્માશ્રીની અમર્યાદીત સમાધાનવૃત્તિ પણ ખૂબ જવાબદાર છે, અને સંભવ છે કે મહાત્માશ્રીને સ્થાને જો કોઇ અન્ય નેતા હોત તો આવું તામ્રપત્રરીબરૂંયું' તરનામું કરત કે કેમ તે એક શંકા જેવું છે. ગમે તેમ હો પણ દીલ્હી સમાધાન વખતે મહાત્માજીના સમાધાનીભર્યા માનસે અજબ અસર કરી છે.

તેમની આ વૃત્તિ અનેકવાર ઉગ્ર આંદોલનો પર ઠંડુ પાણી ઢોળી દે છે. રાજકીય ઉષ્મા પર સમાધાનનો બરફ પથરાતા આંદોલનો ઓસરી જાય છે. અને અનેકવાર પછી શત્રુ પક્ષ જ્યારે સમાધાનની શરતો ન જાળવે ત્યારે મહાત્માશ્રીએ આ લડતો પાછી ઉપાડી છે. દક્ષિણ આફ્રીકાના સત્યાગ્રહનો સંગ્રામ બબ્બે વાર આરંભવો પડયો હતો, અને હિંદમાં પણ આ અહિંસક સંગ્રામ બબ્બે વાર આદરવાની ફરજ પડી છે. મહાત્માજીનું માનસ આમ એક વસ્તુને અંતિમ સ્થાન સુધી લઇ જઇ શકતું જ નથી. જરા શત્રુ સારા શબ્દો બોલે કે નમ્ર ભાવ દર્શાવે કે મહાત્માજી એ શબ્દો ઉપર મુસ્તાક રહીને સમાધાન કરવાની તરત જ સરદારી લઇ નાખે છે.

આર્થિક ક્ષેત્રોમાં પણ મહાત્માજીની સમાધાનવૃત્તિની અસર જોઇ શકાય છે. અમદાવાદના મજુર મહાજનનો પહેલો સિધ્ધાંત લવાદપંચનો છે. આ મજુર મહાજન હમણા હમણા પોતાની પ્રત્યાઘાતી ચળવળો વધારી રહ્યું છે, પણ મહાત્માજીએ આપેલા આદેશ પ્રમાણે 'લવાદપંચનું' સુત્ર દરેક સ્થળે આગળ કર્યું છે.- જ્યાં સુધી લવાદપંચથી કામ સરતું હોય તો મજુરોને ઉદ્દામ પગલાં લેતા અટકાવવા એ જ મહાત્માની મનોવાંછના છે.

[ અનુસંધાન પૃષ્ટ ૧૪૨૯ ]

# યંત્રના



## યંત્ર સંસ્કૃતિના બચાવ માટે બહાર પડેલા લેખકોની સમીક્ષા


: લેખક :
એસ. ચે.


**ગયા** લેખાંકમાં લેખકે યંત્રવાદ વિરુદ્ધ લખાયેલાં અપ્રતિમ પુસ્તકો 'એરવોન' અને 'યંત્ર અટકે છે' એ પુસ્તકોની સમીક્ષા કરી હતી. આ લેખના અનુસંધાનમાં લેખક બીજા પુસ્તકોની સમિક્ષા કરે છે અને પછી યંત્રવાદીઓએ આપેલી દલીલોનો જવાબ આપવા યત્ન કરે છે.

—તંત્રી.

એરવોન તો વિશાળ વાચક સમુદાયને કદાચ કલ્પનાનું પુસ્તક લાગે. 'યંત્ર અટકે છે' એ માત્ર મશ્કરી સમાન લાગે. બન્ને અપ્રતિમ પુસ્તકોનાં મહત્વ કદાચ ઓછાં અંકાય. પણ યંત્રવાદ સામે કલમ કસનારાઓએ સિદ્ધાંતોની દ્રષ્ટિએ ખુબ શબ્દ વેર્યા છે. આધુનિક વિચારક તરીકે પંકાયેલા કેટલાક પુરૂષોએ પણ 'યંત્રવાદ માનવને અધોગતિને માર્ગે લઇ જાય છે,' એમ આલેખ્યું છે. અને આવા લેખકમાં એક મી. ઓસ્ટીન ફ્રીમેન છે. તેમણે પોતાના અપ્રતિમ પુસ્તક 'સામાજીક પતન અને પુનરુત્થાન'માં યંત્રવાદ સામે ખુબ વરાળ

# ગુલામોને

**યંત્રવાદ માનવહીત કરે છે કે કેમ તે સમસ્યા પર લેખક પ્રગટ થયેલા પુસ્તકોની ટુંકી હાસ્યપુર્ણ સમીક્ષા કરીને સાબીત કરે છે કે યંત્ર સંસ્કૃતીએ માનવ સંસ્કારીતાની ખાલવણીમાં ખુબ સહાય કરી છે.**

કાઢી છે. જાતિય જ્ઞાન માટે જાણીતા થયેલા હેવલોક એલીસે ખાસ આ પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખી નાખ્યો છે. જગતના વર્તમાનપત્રકારો કહે છે કે યંત્રવાદ સામે સિંદ્ધાતની દ્રષ્ટિએ લખાયેલાં પુસ્તકોમાં 'સામાજીક પતન' યંત્રવાદીઓના ટુકડા કરી નાખે છે! ભાષા, દલીલનું બળ, અને સચોટ શૈલીથી લખાયલું આ પુસ્તક વાંચીને નબળો પોચો માણસ તો તરત જ યંત્રોને ભેગળાં કરવાનો નિર્ણય કરી નાખે. તેની વસ્તુ નીચે પ્રમાણે છે.

શ્રી ફ્રીમેનના વિચારો પ્રમાણે યંત્રવાદના આગમન પહેલાં ગૃહઉદ્યોગ માનવ જરૂરીઆતો પુરી પાડતો. જરૂરીઆત અને ઉત્પાદન વચ્ચે આ પ્રમાણે સમતુલના રહેતી. જેટલી ખપત તેટલું જ ઉત્પાદન થતું. પણ ધમધમ કરતું યંત્ર આવતા સમતુલના તુટી ગઇ. ખટ્ ખટ્ ખટ કરતાં યંત્રો ચાલવા લાગ્યાં. પાણીના ધોધની માફક માલ ઉત્પન્ન થવા લાગ્યો. યંત્રને આંગણે પાકો માલ ગંજાવર રીતે ખડકાવા લાગ્યો. માલ ખપે કે ન ખપે પણ અરાજક રીતે માલ ઉત્પન્ન થતાં સમતુલના તુટી પડી. માણસને માટે માલ ઉત્પન્ન કરવાને બદલે માલ ખપવવાને માણસો શોધવાની તાલાવેલીમાં મુડીવાદીઓ રોકાઇ ગયાં. ઘરાકો દુકાનદારોની પાસે આવવાને બદલે માલદારો ઘરાકોની પાછળ ભ્રમવા લાગ્યા.

ફ્રીમેન માને છે કે જેમ જેમ યંત્રવાદી વધુ ને વધુ યંત્રો યોજતા જાય છે, જેમ જેમ માનવશક્તિનું સ્થાન કાળાં યંત્રો લેતાં જાય છે તેમ તેમ પરિસ્થિતિ ખુબ દર્દભરી થતી જાય છે. બેકારીના ઉન્હા નિશ્વાસો સૃષ્ટિને ઘેરી વળે છે. ક્ષુધાના સંતાપ સમાજ પર ઉતરે છે. ભૂખ્યા વરૂઓની માફક માનવ ભટકે છે. અને તેમ કરતાં માનવ સંસ્કાર ખોઇ બેસે છે. સ્વાશ્રય અને આત્મશ્રદ્ધા વ્યક્તિથી અળગા ખસે છે. યંત્ર સાથે કામ કરતાં માનવ નિયમનનો ગુલામ બની જાય છે. આ દર્દભરી ગુલામી ભોગવતાં માનવ નીચી કક્ષાઓ પર ફેંકાતો જાય છે. એક વાકયમાં આલેખીયે તો યંત્રવાદ માનવને સૃષ્ટીના શિખર ઉપરથી ફેંકી દઇને ગુલામીની ઉંડી ખાઇમાં ફેંકી દે છે. તેનાં તત્વો તુટી પડે છે. સત્ન

# ..................અને સમુદ્રમાં

: પ્રયોજક :
જીતુભાઇ પ્ર. મહેતા

**જીવન એને આકરૂં લાગ્યું–જનસમુહના ટોળામાં એ એકાન્ત અનુભવતો–કારખાનામાં એ અનરો બની ફરતો–પણ જ્યારે એનાં પડળ ખુલ્યાં ત્યારે એને બધે જ દેખાયું–સંઘબળ.**

આયલરો ફેરી નાગ માફક ફુંફાડા મારી રહ્યાં હતાં–એની ભુખને સંતોષવા આગવાળાઓ એના ડાચામાં કોલસા ઠોંસી રહ્યા હતા. આગવાળાઓની આંખ પણ અંગાર માફક લાલઘુમ બની ગઇ હતી. આયલરની વરાળ ધક્કા મારી મારી એન્જીનને ચલાવી રહી હતી. મશીનો બધાં જબરો શોર કરી રહ્યાં હતાં પણ કામદારોની જીભે તો તાળાં દેવાઇ ગયાં હોય તેવી રીતે મુંગામુંગા તેઓ મજુરી કરતા હતા. મીલની બહાર વસંત ઋતુનું સામ્રાજ્ય સ્થપાયું હતું. પંખીઓ પાંખરવા માટે પીછાં ફુલાવી રહ્યાં હતાં–આ ખુશનુમા વાતાવરણ મીલની અંદર ન ઘુસી જાય તે માટે મીલમાલીકે ખાસ કાળજી લીધી હતી. ગીરણીની અંદર તો ચોવીસ કલાક વીજળીની બત્તીઓ જલતી હતી.

એક ઇટાલીઅન છોકરી લોકગીત ગાઇ રહી હતી. મશીનના ભેંગા અવાજમાં પણ એનો મીઠો કંઠ તરી આવતો, એ ગાણામાં દર્દ છુપાયેલું લાગતું–જીવનનો ઉલ્લાસ માણવાની અશક્તિ એ હલકમાંથી છુપી છુપી સંભળાતી હતી. અધીરીના ઉમળકા એમાં લપાએલા હતા, પણ જ્યારે મીલના ભાગીદાર મી. ગોલ્ડસ્ટોન દેખરેખ માટે લટાર લેતા ત્યારે એમનો ઘોઘરો અવાજ આ મધુર કંઠને દાબી દેતો !

“એલા એય આંહી આવ–આ કચરો જમા કર! કામ લાગશે !”

મી. ગોલ્ડસ્ટોનનો મુખ્ય શોખ મજુરોને ટોકવાનો હતો. કોઇ પણ બ્હાનું કાઢી એ મજુરોની ટાલ પાડી નાખતા.

ઉત્પાદનના ખાતા પાછળ ગોલ્ડસ્ટોન સંભાળ રાખતા. એણે નાનપણથી આ ધંધાનો અનુભવ લીધો હતો એટલે એમની રમુજમાં પણ કપડાનું નામ કોઇપણ રીતે સામેલ થતું. વાત કરતાં કરતાં એમનો હાથ તરત જ મુછ પર જતો. “પૈસા કાંઇ અમસ્થા કમાવાય છે ?...મારે કેટલું ધ્યાન રાખવું પડે છે.”......

નેપોલીઅનની અદાથી એ ગીરણીમાં ઉભા રહેતા–એમના આવવાની ખબર પડતાં કામદારોની આંગળીઓ ઝડપી બનતી. અને યંત્ર પણ ઝપાટો પકડતાં–મજુરો એની હાજરીમાં શોષાઇ જતા, અને કેટલાક તો ધ્રુજવા માંડતા.

“કેમ આજે કેટલા તાકા તૈયાર થયા ?” આટલી પુછપરછ કરી તેઓ પોતાની ઓફીસ

# એ શાસેલ થયો.........

—ટુંકી વાર્તા—
સમજુતીઓના જગતમાં

**ભાવનાનાં પુસ્તકોએ એને મુંઝવી માર્યો–ચીંતનના ચક્રાળમાં એ સપડાયો–સંસ્કૃતીનાં એને ઘેન ચઢયાં–પછી નશો ઉતર્યો અને કચડાએલાં માનવ સમુદાયમાં એ ભળ્યો.**

ગયા–પણ અંદર દાખલ થતાં જ એણે જે જોયું એનાથી એની આંખ ફાટી ગઈ! ગુસ્સાથી એનું શરીર થરથરવા લાગ્યું.

એની ઓફીસની ખુબસુરત બારીમાં પચીસ વરસનો કામદાર ડેવીડ બેઠો હતો, અને બહારનું સુંદર દ્રશ્ય નીહાળી રહ્યો હતો. ડેવીડ ભણેલો હતો–એને વાંચવાનો બહુ શોખ હતો. અત્યારે પણ એની બાજુમાં લીલા પુઠાંવાળી ચોપડી પડી હતી. ડેવીડ દેખાવડો જણ હતો. પણ એનાં મલીન કપડાં એ ઢાંકી દેતાં–

"બેવકુફ બચ્ચા! અહીં શું દાટયું છે! કેમ હવા આવી બહુ ગમે છે?" ચોપડી પર નજર પડતાં ગોલ્ડસ્ટોને એને ઉંચકી લીધી. અને લેખકનું નામ વાંચ્યું. "રસ્કીનની આ ચોપડી તને પૈસા નહીં આપે! શું આવી વાહયાત ચોપડીઓ વાંચવા તને મીલમાં રાખ્યો છે? શરમાતો નથી?"

"મને મજુરી માટે રાખ્યો છે એ હું બરોબર જાણું છું."

"ત્યારે છાનોમાનો કામ કરી મરને! તારી આ ચોપડીમાં શું છે?"

"ઉમદા વિચારો–સંસ્કૃતી......"

"એ તારા રસ્કીન બસ્કીનને ચુલામાં નાખ! જો તારે આમ નોકરી કરવી હોય તો એ મારે લગીરે નહીં પોસાય! કામ પર તારૂં મગજ ચોટતું નથી એ હું જોયા કરૂં છું. મીલમાંથી છુટયા પછી જે વાંચવું હોય તે વાંચજે અને એ પણ પૈસા કેમ જમા કરવા, ડીવેડન્ટ કેમ ઉભાં થાય એ પાપેતું... સાહીત્ય વાંચજે. વિચાર સંસ્કૃતીને શું ઘોળીને પીવાં છે! અમારી હાલત પહેલાં તારા જેવી હતી અને આ રસ્કીન વાંચ્યા સીવાય અમે આજે આ હોદ્દો ભોગવીએ છીએ! સમજ્યો?" ડેવીડે ગોલ્ડસ્ટોનને નીરખી નીરખીને જોયા. ગોલ્ડસ્ટોનનું પેટ સાફ કહી આપતું હતું કે એમાં શેમ્પેઇનના કેટલાંયે પ્યાલાંઓ રેડાયાં છે. એની આંખમાંથી હવસ બહાર કુદી આવતો.

"ડેવીડ, જો હું તને સાફ જણાવી દઉં છું કે તારે તારી આદતને ઠેકાણે લાવવી જ પડશે–નહીં તો?".....................

* * *

એ દીવસે ડેવીડે તન તોડી કામ કરવા માંડયું. અને તમ્મર આવવા લાગ્યાં પણ એની અવગણના કરી એ તો મજુરીમાં જ રચ્યોપચ્યો રહ્યો. એને કપાળે પરસેવો બાઝી ગયો–"સંસ્કૃતી–સીદ્ધાન્ત–" વિચારસરણી_

વગેરે શબ્દો એના મગજમાં હથોડા માફક અથડાવા લાગ્યા–કલાબાજ સ્ટફીનનું નામ એને મુંઝવવા લાગ્યું...આખરે વ્હીસલ વાગી–છેલ્લાં તરફડીયાં મારી યંત્રો શાન્ત બની ગયાં. મજુરો અત્યારે મનુષ્યો બન્યા–બધા ગેલ કરવા લાગ્યા–હસવા લાગ્યા–ઝબાનની ઝડીઓ વરસવા લાગી, અને કેદખાનામાંથી છુટતા હોય તે રીતે છુટકારાનો દમ ખેંચી તેઓ હવા પ્રકાશમાં બહાર પડયા. ડેવીડના દીલના ધબકારા પણ ધીરા પડવા માંડયા. માંદા માણસની માફક એણે લથડીઆં લેતાં એના ઘરનો રસ્તો સાધ્યો.

સંધ્યાની લાલી એને ન દેખાઇ ! એ તો કામદારોનાં જુથનાં જુથ પાછળ તણાવા લાગ્યો. કામદારો બધા એક જ લત્તામાં વસવાટ કરતા હતા.

જ્યારે ડેવીડ એના ઘરમાં દાખલ થયો ત્યારે એની મા મીણબત્તી સળગાવી રહી હતી. ડેવીડ કાંઇપણ બોલ્યા વીના ખાટલા પર પડયો, એની આંખમાંથી અશ્રુની ધારા વહેવા માંડી.

" બેટા ડેવીડ " માતાએ સાદ પાડયો પણ જવાબ ન મળ્યો.

" ડેવીડ !"

" આવું !–"

" તારૂં ભાણું કાઢયું છે. મોં ધોઇને જલદી આવ."–

ડેવીડની મા ડેવીડના વાળને પંપાળવા માંડી.

" આમ ચાલ બેટા ! તારા બાપ હારે બે બોલ તો...તને ખબર છે એને બહુ માઠું લાગે છે ! જ્યારથી એ માંદગીમાં પડયા છે ત્યારથી એનું હૃદય બહુ પોચું થઇ ગયું છે. આજેજ ડાકતર સાબ કહેતા હતા કે તારા બાપની તબીયત વધુ ને વધુ ખરાબ થતી જાય છે. જા દીકરા એની હારે જરા વાતચીત કર."

" ભાણું ઉકેલ્યા પછી એમ કરીશ."

ડેવીડે જેમ તેમ કરી ખાવાની વસ્તુને પેટમાં પધરાવી દીધી. આ બધો વખત એની મા તો કાંઇક ને કાંઇ બોલે જ જતી હતી પણ ડેવીડની જીભ શીવાઇ ગઇ હતી ભાણું ખતમ કર્યા પછી પણ ડેવીડ મુઢની જેમ બેસી રહ્યો–અને જ્યારે એની માએ વાત યાદ આપી ત્યારે બાપને મળવા તે ઉઠયો.

ડેવીડનો બાપ ગ્રેંટ યાહુદી હતો. અમેરીકાના એક કારખાનામાં એણે ચૌદ વર્ષ સુધી એકધારી નોકરી બજાવી હતી અને આજે તે મોતને બીછાને પડયો હતો. જ્યારે એ પહેલાં ગીરણીમાં દાખલ થયો ત્યારે એનું શરીર તંદુરસ્ત હતું. લાલ લોહી એની ચામડીમાંથી ઝગારા મારતું ! પણ ચૌદ વર્ષના કારખાનાની જીંદગીએ એની તંદુરસ્તીને લુંટી લીધી, એના અંગેઅંગમાં ધીરે ધીરે સડો પેસવા લાગ્યો, પહેલાં એનાં ફેફસાંને અસર થઇ, પછી પેટમાં શુળ શરૂ થયાં–અને અંતે એનું હૃદય પણ સાવ બોળું પડી ગયું, દાક્તરને પણ અજાયબી લાગતી કે ગ્રેંટ કઇ રીતે હજુ જીવી શકે છે. ગ્રેંટ બીછાનામાંજ ચોવીસે કલાક વીતાવતો–ભયંકર દર્દોની છાપ એના ચહેરા પર સાફ દેખાતી. જ્યારે ડેવીડ અંદર આવ્યો ત્યારે એનામાં કાંઇક ચેતન આવ્યું.

"કેમ ડેવીડ આજે ખુબ કામ કર્યું લાગે છે?"

મૃત્યુની વાટ જોતાં ગ્રેંટે મોં પર સ્મીત લાવવા પ્રયાસ કર્યો.

"હા !" ડેવીડે ટુંકામાં પતાવ્યું.

"ભલા તને કામ તો ફાવી ગયું છે ને!"

"હા."

"તારા ઉપરીએ પગારમાં વધારો કરી આપવા વચન આપ્યું હતું એનું શું થયું ?" ગ્રેટે સવાલ પુછયો.

"કંઇ નહી."

ગ્રેંટને એમ બીક લાગી ગઇ કે એનાથી વધારે પડતું પુછાઇ ગયું છે. ડેવીડના ચહેરા તરફ એણે નજર દોડાવ્યા જ કરી.

"ડેવીડ! ઘરમાં આવીને તરત જ તારા બાપને કેમ મળતો નથી?"

"થાકી ગયો હોઉં છું."

"ડેવીડ મને ઉડાવ નહીં!...પહેલાં તો તું રોજ મારી પાસે બેસતો! હવે તને તારા બાપ પર કંટાળો આવ્યો હોય એમ લાગે છે"—

"શા માટે?" ડેવીડે પુછ્યું—

"એની મને શી ખબર! મેં તો યાથ તે બધું તારે માટે કર્યું, કારખાનામાં જ્યારે હું પસીનો પાડતો હતો ત્યારે તારું ભાવી જ મને યાદ રહેતું–બેટા! તું સુખી થા એ જોવાની મારી મુરાદ હતી. પણ હું એમાં પાછો પડ્યો છું! મારી મનની મુરાદ મનમાં જ રહી ગઇ! બીજાઓ છોકરાને કોલેજમાં મોકલે છે અને મારી હાલત... ડેવીડ હું તો મોતને કાંઠે બેઠો છું. તું જીવન પ.સેથી કાંઇક સારું જરૂર પડાવજે!"

"હા."

"તું શા માટે મારી સાથે વાત પણ કરવા તૈયાર નથી? મ.રી સામું તો જો!"

ડેવીડે ગ્રેંટ સામું જોયું પણ એને કાંઇ સ્પષ્ટ દેખાયું જ નહી.

"ડેવીડ! તું મને ધીક્કારે છે કારણ કે હું માંદો મરું છું, પથારીવશ છું, તારે મારું પણ ભરણપોષણ કરવું પડે છે–તું એમ ન માનતો કે હું આ બધું જાણતો નથી. પણ મંદવાડ એ કાંઇ મારો દોષ નથી. હું આમાંથી સારો પણ થઇ જાઉં— તો પછી હું પણ કાંઇક પૈસા લાવીશ."

"મેહરબાની કરી એવી વાતો ન કરો" બન્ને મુંગા બેસી રહ્યા–ડેવીડ ઉઠવા જતો હતો ત્યાં ગ્રેંટે ડેવીડનો હાથ પકડયો.

"તું આજે કેમ આવીને દેખાણો નહીં તો— મને કહે તો ખરો!" બુઢ્ઢાએ વીનંતી કરવા માંડી"

"મેં જણાવી દીધું છે કે હું થાકી ગયો હતો."

"એમ શા માટે"—

"આજે મારે કારખાનામાં જામી ગઇ!" ડેવીડે કહી નાંખ્યું—

"કોની સાથે વળી?"

"અમારા ઉપરી ગોલ્ડસ્ટીન સાથે"—

"અરે છોકરા તેં તારા ઉપરી સાથે મારામારી કરી! તને શું થયું છે?.નોકરી ખોઇ બેસીશ તો શું કરશ? કોઇ જગ્યાએ તને નોકરી કરતાં આવડતું જ નથી. ૭ માસ પણ તું એક જગ્યાએ ટકી રહ્યો નથી. તને બીજાની જેમ નોકરી નભાવતાં. કેમ આવડતું નથી?"–ડોસો એક સાદે બોલી ઉઠ્યો.

"મને છોડી દો. હું ફાવે તેમ"–રોષથી ડેવીડ બહાર ચાલી નીકળ્યો.

* * *

ડેવીડ એની નાની બારીમાં બેસી રહ્યો.. વંટોળીઆની માફક એના વીચારો કુદકી ફરવા લાગ્યા અને ઉંચે ઉડવા લાગ્યા. એનું મગજ જલદ બન્યું, એ ધવાયો હતો.

ડેવીડની મા ઘરનું કામ અટોપી છોકરા પાસે છાનીમાની આવીને ઉભી રહી. ડેવીડના મીજાજથી એ અજાણી ન હતી. ડેવીડના માથા પર હાથ ફેરવી તે બોલી.

"કેમ ડેવીડ તને થયું છે શું?"—

[અનુસંધાન પૃષ્ઠ ૧૪૩૧]

# ચીનના ઉગ્ર આંદોલનોના ચાર માસ

પાંચેક વર્ષ પહેલાં ફરીથી અને નાનકીંગ સરકારે ચીનાઇ વિદ્યાર્થીઓની જે ચળવળને દાબી દીધી હતી તે ચળવળ હવે ચીનમાં ફરી શરૂ થઇ છે અને એ રાષ્ટ્રીય ચળવળને દોરનાર કોઇક નેતા નીમવા માટેની ભાંજગડમાં તેઓ પડયા છે. સપ્ટેમ્બરની ૧૮ મી તારીખે જાપાની લશ્કરની ટુકડીએ મુકડન પર અધિકાર જમાવ્યો, તે દિવસથી દબાઇ ગયેલી વિદ્યાર્થીઓની ચળવળે ફરી પાછું આગળના જેવું સ્વરૂપ લેવા માંડયું છે. શાંઘાઇના ૪૫,૦૦ વિદ્યાર્થીઓએ એક મહાન હડતાળ પાડી નાનકીંગ સરકારી રાજનીતિ સામે વિરોધ દર્શાવ્યો છે. સરકારી કાયદાનો ભંગ કરવા માટે આ ચળવળ ડીસેમ્બર તારીખ ૧૫ મીના દિવસે શાંઘાઇમાં સમસ્ત-ચીન વિદ્યાર્થી પરિષદ ભરવામાં આવી. આ પરિષદ ખુલ્લેખુલ્લી રીતે, કોઇ પણ જાતની છુપાવટ વિના ક્રાન્તિકારી ચળવળનો કાર્યક્રમ ઘડવામાં પ્રવૃત્ત થઇ અને તેમાં ચીન પાસે 'લીગ ઓફ નેશન્સ'ની શાન્તિ સ્થાપક સંસ્થામાંથી વિદાય લેવાની માગણી કરી-કારણ કે ચીને લીગ ઓફ નેશન્સની



ટીએનસીન શહેરની અંદર રસ્તામાં બંધ બાંધીને જાપાનીઝ સૈન્યે લીધેલા કબજાનું દ્રશ્ય.

## રાષ્ટ્રીય ભાવનાના પુનરુત્થાન

**મંચુરીયા પર જાપાનના લશકરી પ્રસ્થાને સમગ્ર દેશના ૪૭૦૦૦૦૦૦ શરીરોમાં રાષ્ટ્રભાવનાની જ્વાળા સળગાવી છે. ચીનના વિદ્યાર્થીઓએ સામ્રાજ્યવાદી જાપાન સામે શસ્ત્ર ઉચકવા હાકલ પાડી છે. નાનકીંગની નબળી નીતિને પલટાવવા ચીનનો વિદ્યાર્થી સમુહ જંગમાં ઝુકાવે છે. તે આંદોલનોનો આ રસીક અહેવાલ અત્રે રજુ થાય છે—તંત્રી.**

મંચુરીઆની બાબતમાંની માગણીનો અસ્વીકાર કર્યો. તે ઉપરાંત પરદેશ મંત્રી ડો૦ વેલિન્ગ્ટન કુજેની ઉપર મંચુરિયાની બાજી માટે જાપાનના મંત્રી સાથે ખાનગી ગુફતગુ ચલાવવાનો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો તેને બરતરફ કરવા માટેનું પણ કારણ ગણવામાં આવ્યું. આજે નાનકીંગને હજારોની સંખ્યામાં વિદ્યાર્થીઓએ ઘેરો ઘાલ્યો છે. હવે તે લોકો કાકલુદીભરી અરજીઓ નથી મોકલતા પણ પગ પછાડીને તે માગણી વિષે પડકાર કરે છે. ડીસેમ્બરની પાંચમી તારીખે પેકીંગ યુનિવર્સિટીના એકસો અને પંચાશી વિદ્યાર્થીઓને "વિદ્યાર્થીસંઘ"નું સર્વસ કહાડવા માટે સર્વસમાંથી એંચીને માર મારવામાં આવ્યો હતો અને પાછળથી તેમને પકડવામાં આવ્યા હતા. સરકારી સત્તાધીશોએ તેમને કેદ કર્યા હોવાથી સેન્ટ્રલ યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ તેમની યુનિવર્સિટીના પ્રમુખની ઓફીસો પર દરોડો પાડયો. પરન્તુ તેને શોધી નહિ



Q જનરલ ચાંગ-કાઇ-શેક

શકયા હોવાથી તેના ખાનગી મંત્રીને મારી મારીને અધમુવો કરી નાખ્યો. રસ્તામાંની પોલીસ સામે મોરચા માંડી તેમની સાથે જંગ મયદાનમાં પડયા, યુદ્ધ કર્યું અને પોલીસના વડાને કબજે કર્યો. તે સાથે બીજા એક પોલીસ અમલદારને પણ કેદ કરીને કોઇ અનામી બેદી જગ્યાએ તેને કેદ કર્યા.

શાંધાઇના વિદ્યાર્થીઓના પ્રચંડ લશ્કરમાં અવિરત જાગ્રતિનો આ વેગ આવ્યો અને તેમની ચળવળ તથા સરઘસને દાબી દેવા માટે નાનકીંગ સરકારે "માર્સલ લૉ" જાહેર કર્યો હોવા છતાં યે તેઓએ પોતાના ક્રાન્તિકારી કાર્યક્રમને ચાલુ રાખ્યો. હજારો વિદ્યાર્થીઓ આ ક્રાન્તિકારી લશ્કરમાં જોડાવા લાગ્યા અને લડત જોશભેર ઉપડી. નાનકીંગ જવા માટે સીનાનના વિદ્યાર્થીઓ સ્થાનિક સરકારી લશ્કર સાથે લડયા અને નાનકીંગ જવા માટેની ગાડી પર પહોંચ્યા. પેકીંગ અને ઉત્તર તરફના સ્થળોમાંથી હજારો વિદ્યાર્થીઓએ ગાડીઓમાં ઉપડવાની તૈયારી કરી. સરકારે ન

# જ્યારે ચીનાઈ વિદ્યાર્થીઓ જંગ ઝુકાવે ત્યારે....



Q શાંઘાઇમાં પોતાના દેશની સરહદનો બચાવ કરતા ચીનના સૈનીકો—

સમસ્ત વિદ્યાર્થી ચળવળના કેન્દ્ર સ્થાન રૂપ ગણાતા શાંઘાનમાં પરદેશ મંત્રીએ અને ચીનાઇ અમલદારોએ સંયુક્ત થઇ આ વિદ્યાર્થી ચળવળને તદન દાબી દેવા માટે યોજના રચી છે. જ્યારે ચીઆંગ–કાઇ–શેકના અંગત અને ખાનગી મંત્રીએ તા૦ ૯ હી ડીસેમ્બર ના શાંઘાઇ આવી વિદ્યાર્થી ઓને એવા ખબર આપ્યા કે જનરલ ચીઆંગ તેમને આવી જાતની ચળવળ કરવા માટે બિલકુલ છૂટ આપશે નહિ અને તેને ગેરકાયદેસર ગણશે. અને હેના જવાબમાં હજારો અને લાખો વિદ્યાર્થીઓએ સંઘબળ જમાવી સમસ્ત ચીન યુવક પરિષદના રૂપમાં એકત્રીત થઇ સરઘસો ઉપર સરઘસ કહાડવા માંડયા. હમણાની ચળવળ તો એકદમ જોર પર ચઢી છે. ક્રાન્તિના ઘનઘોર રંગે રંગાયેલી આ ચળવળ હવે તદ્દન "એન્ટી નાનકીંગ"–નાનકીંગ વિરો-

પાડી હોવાથી ટ્રેઇનનો વ્યવહાર અટકાવવા માટે હજારો વિદ્યાર્થીઓ રેલ્વે સડક ઉપર લાંબા થઇને સુતા અને આવી રીતે ટ્રેન-વ્યવહાર અટકાવીને આગળ વધવા લાગ્યા. હેન્કાઉન વિદ્યાર્થીઓને કોઇ પણ જાતનું સરઘસ કહાડવા માટે ત્યાંના અમલદારે મનાઇ કરી.

ધક બનતી જાય છે. આરસો વિદ્યાર્થી સ્વં-યંસેવકોનું એક મંડળ પોતાને-Dare to-Die Corps-'કેસરીયા કરનારાં' કહેવરાવી મન્ચુરીઆ જવા માટે તા૦ ૬ ઠ્ઠીએ ઉપડયા. અને સીતસીહાર આગળ જાપાન સ્હામે યુદ્ધ કરી રહેલા જનરલ મા-ચાન-શેનની સેનામાં જોડાઇ ગયા. આ "કેસરીયા" કરનારા નવજવાનોએ જાહેર કર્યું કે તેઓ મંચુરીઆ જઇ ત્હેમના સરકારના શરમજનક કાર્યોને ખુલ્લા પાડી ત્હેમના દેશને પરદેશી ધુંસરીમાંથી ઉગારવાના છે. તેઓ જાન આપશે-લડશે. આનો જવાબ સ્થાનિક સરકારે "મારો મારો!"થી આપ્યો છે. ચાંગશા શહેરમાં ડીસેમ્બરની શરૂઆતમાં, સરઘસ કહાડતાં સાત વિદ્યાર્થીઓને એકદમ ગોળીબારથી ઠાર કરવામાં આવ્યા છે. અને નાન્કીંગના ખબર પણ એમ કહે છે કે ત્યાં પણ સંખ્યાબંધ વિદ્યાર્થીની કત્લ ચાલી રહી છે.

ચીનમાં આજે ૨૫૦,૦૦૦ યુવકો આ જંગમાં ભાગ લઇ રહ્યા છે. ચીનાઇ લોકોમાં એક પ્રકારનું ઝનૂન છે. અને વગર ભણેલાઓમાં લડાયક જુસ્સો ખૂબ જ ભરેલો છે. આવા પ્રકારના લોકો ૯૨ થી ૯૫ ટકા ચીનમાં હોવાથી તે પ્રજાને આઝાદી અપાવવા માટે ખૂબ જ લાભદાયક થઇ પડે છે. અને આથી ચીનાઇ વિદ્યાર્થીઓની ચળવળ એકદમ પ્રગતિના પંથે કુચકદમ કરી રહી છે. ૧૯૧૯ ની સાલથી થયેલી શરૂઆત ઘણીજ પ્રગતિકારક નીવડી છે. એ બધી પ્રવૃત્તિ વિદ્યાર્થી નવજુવાનોએ જ ઉપાડી લીધી છે-તેમણે જ આ ક્રાન્તિકારી યુદ્ધની ઘોષણા કરી જંગમાં ઝૂકાવ્યું છે. તેમણેજ મજૂરવર્ગને તૈયાર કરવાની શરૂઆત કરી, આ મજુરોને લીધે ૧૯૨૫-૨૭ ના સમયમાં રાષ્ટ્રીય સેનાને ઘણો સારો ફાળો મળ્યો. આખા દેશમાં આ મજૂર સૈનિકોની વ્યવસ્થાએ ક્રાન્તિ કરી નાખી. આ બધા મજૂર સૈનિકોને વિદ્યાર્થીસંઘે સામ્યવાદના સિદ્ધાન્તો સમજાવી તૈયાર કર્યાં છે. આમાંના ઘણાખરા "રેડ આર્મી"માં જઇ આવ્યા છે. તેઓ સામાજિક ક્રાન્તિમાં ખૂબ ફાળો આપી રહ્યા છે. અને આખા દેશમાં સોવીયેટ ચળવળને મદદ કરતા સામ્યવાદના સિધ્ધાન્તોનો પ્રચાર કરી રહ્યા છે.

**નાનકીંગ સરકારે** યુવાન વિદ્યાર્થીઓની ચળવળ જે આખા દેશમાં પૂર જોશમાં સળગતા અંગારની માફક ફેલાઇ રહી હતી તેને હોલવી નાખવાનું મુખ્ય કારણ એ જ કે તેની વ્યવસ્થા સામ્યવાદના સિદ્ધાંતો પર રચવામાં આવી હતી. એથી હજારો વિદ્યાર્થીઓને ચીન સરકારે કતલ કરી નાખ્યા છે. જ્યાં જુઓ ત્યાં આ ચળવળ દાબી નાખવા માટે ચીન સરકારે વિદ્યાર્થીઓના ખુનની નદી વહેવરાવી છે. છેલ્લા પાંચ વર્ષથી આ લડતમાં હજારો ભણેલા ગણેલા સંસ્કારી જુવાનો-વિદ્યાર્થીઓ અને તેથી પણ વધુ સંખ્યાના વ્યવસ્થિત સૈનિકોને ક્રાન્તિની ભિષણ જ્વાલા ફેલાવવા માટે ચીન સરકારની બંદુક અને તલવારના ભોગ થવું પડયું છે. ધનવાન કુટુંબોમાંના જુવાન વિદ્યાર્થીઓએ ખૂબ ખર્ચ કરી પોતાના મુડીવાદને સલામત રાખવા માટે કુમીંગટાંગને ટેકો આપ્યો છે. અને ત્હેમના અભ્યાસ માટે ખૂબ ખર્ચ કર્યો છે. પરંતુ આમાંના ઘણા માણસો તો અર્ધમુડીવાદી વર્ગમાંથી આવતા હોઇ, જેમાં નોકરીયાત અને ન્હાના વ્યાપારીઓ

અને ધનવાન ખેડુતો પણ આવી જાય છે તે પણ પોતાથી બનતો હિસ્સો આપે છે. તેઓને આજની ક્રાન્તિમાં ઉજળું ભાવી દેખાતું નથી. ત્હેમની મનોદશા પોતાની અસલ સ્થિતિ તરફ વળેલી હોય છે. ત્હેમને તો "મુડીવાદ"ની અસર જ નથી થતી. તેઓ તો આર્થિક અને રાજકીય પરિસ્થિતિમાં શાન્તિ વ્યાપે અને પુનઃ વ્યાપાર ધંધા શરૂ થાય એવી આશા રાખે છે. પરન્તુ બીજી બાજુ શ્રમજીવી સમુદાય તો એકદમ ક્રાન્તિનો આશ્રય લઇ ત્હેમાંથી જ દેશના ઉદ્ધારની આશા રાખે છે. આ લોકોમાં સામ્યવાદ શિવાય અન્ય કોઇ સુત્ર જ નથી હોતું. તેઓ એમ માને છે કે સામ્યવાદની તલવાર વિના વિજય અશક્ય છે. સામ્યવાદ આવશે અને શ્રમજીવી સમુદાયને મુક્તિ મળશે.

## કમ્યુનીસ્ટ ચીનાઇ—

સામ્યવાદી એવી ક્રીસમનો આદમી છે કે તે બીજાઓથી જુદી જ જાતનો હોઇ બહાર તરી આવે છે. એટલું તો ચોક્કસ કે તે બીજા કરતાં વધારે ઉત્સાહશક્તિવાળો વધારે આત્મશક્તિવાળો અને વધારે 'આગળ ધસો'ના જુસ્સાવાળો છે. આથી સામ્યવાદી વિદ્યાર્થીઓને નવી જાતનો મજબુત ટેકો મળે છે. તેઓ સામ્યવાદી મંડળને દિનપ્રતિદિન મજબુત કરતા જાય છે. આજે જનરલ ચાંદકાઇ-શેકે આખી વિદ્યાર્થી પરિષદને ગેરકાયદેસર ગણી છે.

હમણા છેલ્લા કેટલાક મહિનાઓ દરમિયાન, 'સીનો જપાનીસ' ઝકમક પહેલા દબાઇ ગયેલી વિદ્યાર્થીઓની ચળવળનો અંગાર ફરીથી કાઢી નીકળ્યો. રાષ્ટ્રીય જુસ્સામાં એકઠા થતા ચાઇનીઝ મજુરો આ યુદ્ધમાં પોતાના નામો નોંધાવવા લાગ્યા. દાખલા તરીકે બ્રેલ્જીઅન સોશીઅલ ડેમોક્રેટ ડૉ૦ હેન્રી વેન્ડરવેલ્ડ મહેમાન તરીકે ૧૯૩૦ માં ચીનમાં આવ્યા ત્યારે તેને છૂપી પોલીસના માણસોના રક્ષણ હેઠળ રહેવાનું હતું. કારણ કે શાંગહાઇના વિદ્યાર્થીઓની ચળવળ પૂરજોશમાં ચાલી રહી હતી. ત્હેને ચીનાઇ યુનિવર્સિટીઝમાં ભાષણો કરતી વખતે પણ નાનકીન સરકારની છૂપી પોલીસના રક્ષણ હેઠળ રહેવું પડતું હતું. તેણે ત્યાં સોવીયેટ સંઘ અને સામ્યવાદની વિરૂદ્ધ ભાષણ આપ્યું હોવાથી હજારો યુવાનોનું લોહી ત્હેનો જવાબ લેવા ઉછળી રહ્યું હતું. તે વખતે ત્યા છૂપી પોલીસ હોવા છતાં પણ ત્હેને ત્યાંના વિદ્યાર્થી સંઘે-૨,૦૦૦ જવાનોએ ત્હેને "સામ્રાજ્યવાદીનો ભટકતો કુતરો" કહીને સંબોધ્યો હતો. આખા હોલમાં જબરજસ્ત ઘોંઘાટ કરીને ત્હેને સખ્ત રીતે સામ્યવાદના સિદ્ધંતો ફેલાવતા હેન્ડબીલો બ્હેંચીને અપમાનિત કર્યો હતો. તેવી જ જાતનું અપમાનભર્યું સ્વાગત અમેરીકન વાઇ. એમ. સી. એના મીશીનરી શેરવુડ એડી જેઓ પેકીંગ નેશનલ યુનિવર્સીટીના હોલમાં ભાષણ કરવાના હતા ત્હેને પણ મળ્યું હતું. કારણ કે ત્હેણે પણ તેવી જ જાતનું સામ્યવાદના વિરોધક તત્ત્વોવાળું ભાષણ કર્યું હતું.

**૧૯૩૦ માં શાંગહાઇની** પાંચ જુદી જુદી કોલેજોને સામ્યવાદના ઉભરાતા જુસ્સા માટે બંધ કરવામાં આવી હતી. અને ૧૯૩૧ માં બીજી ઘણી કોલેજો તે જ કારણને લીધે બંધ કરવામાં આવી હતી. તેમાંથી એક તો લેબર યુનીવર્સિટી

મળ્યું હતી કે જેમાં મજૂરને લગતો પ્રશ્ન બરાબર શ્રીજીવટથી ચર્ચવામાં આવતો હતો. તેમાં પણ સામ્યવાદના અંગારા કાઢી નીકળ્યા હોવાથી તે પણ બંધ કરવામાં આવી હતી. ત્હેના પ્રમુખે તો ભયંકર પગલાં લઇ એ ચળવળને દાબી નાખવાની યોજના કરી. એક દિવસ પ્રભાતે ચાર વાગ્યે આ પ્રમુખ સાહેબે મીલીટરી પોલીસને અને હથીયારબંધ પોલીસની એક ટુકડીને બોલાવી અને જે સ્થળે ચારસો વિદ્યાર્થીઓ નિદ્રાને ખોળે પડ્યા હતા, પ્રભાતની ઠંડી લ્હેરનો લ્હાવ લેતા હતા ત્હેમને એકાએક પૂરા કપડાં પહેરવા દીધા વિના બહાર ખેંચી કહાડ્યા. ત્હેમને મોટર લોરીમાં બકરાના ટોળાં મિસાલ ભરી દીધા. અને ત્હેમને જેમ આવે તેમ આખા શાંગહાઇમાં અહીંતહીં વીખેરી ફેંકી દીધા–' ચીનમાં વિદ્યાર્થીઓ કોલેજ પાસેની "ડોમીટરીઝ" માં રહે છે અને ત્હેને બદલે ભાડારૂપ અમુક રકમ આપે છે. તેઓ ગરીબ ગામડામાંથી વિદ્યા ઉપાર્જન કરવા માટે અહિં આવ્યા હોય છે અને તેઓ પોતાનું જીવન ઘણી જ કરકસરથી વીતાવતા હોય છે. લેબર યુનિવર્સિટીના પ્રમુખ મહાશયે ઘણા વિદ્યાર્થીઓને હાંકી મુક્યા અને ત્હેમને રસ્તા ઉપર ભુખે તડફડતા મારી નાખવામાં આવ્યા. આવી જાતનું દર વર્ષે બન્યા જ કરે છે. આવી રીતે હજારો ગરીબ વિદ્યાર્થીઓને ચીનના શાહીવાદની જુલ્મભરી ચક્કીમાં પીલાઇ જવું પડે છે. ત્યાર બાદ યુનિવર્સિટીમાં ગણ્યાગાંઠ્યા વિદ્યાર્થીઓ વસતા.

રોજીંદા ચીનાઇ પેપરોમાં હજારોની સંખ્યામાં થતા જુવાન ચીનાઇ વિદ્યાર્થીઓના ભયંકર મોતની વિગતો જાહેર કરવામાં આવતી. એ વિષે છેલ્લામાં છેલ્લું ચીનાઇ વાઇ. ડબલ્યુ. સી. એનું "ગ્રીન ઇઅર સપ્લીમેંટ" વિદ્યાર્થીઓની ચળવળ વિષે એક લેખ પ્રગટ કરી તેમાં જણાવે છે કે ન્હાના બાલકોને, ઉછરતી પ્રજાને, આવતી કાલના નાગરીકોને બળવાખોરમાં ગણી કહાડી તેમને ખરાબમાં ખરાબ રીતે મારી નાખવામાં આવ્યા છે. "લશ્કરીઓનો નાશ હો !" "શાહીવાદનો નાશ હો !" એવી બુમો પાડનારને કરૂણ રીતે મારી નાખવામાં આવે છે.

આવી રીતે જુવાનો કરતાં જુવાન છોકરીઓએ પણ પોતાના જાનની આહુતિ આપી પોતાની ફરજ અદા કરતી કહેવામાં આવે છે. ઘણીવાર છાપામાં એવી ખબર આવે છે કે "બોબ્ડ બાલવાળી" સામ્યવાદી બાલિકા અથવા તો બોબ્ડ બાલવાળી જુવાન શિક્ષિકાની ધરપકડ કરવામાં આવી છે. ઘણીવાર બીજા દેશના વર્તમાનપત્રો માં પણ એવા ધગધગતા રીપોર્ટો આપવામાં આવે છે. તેમની હોસ્ટલમાં જપ્તી આવે ત્યારે સામ્યવાદી સાહિત્ય ખોળી કહાડીને સરકારને સોંપી દેવામાં આવે છે. લાલ પુસ્તકો જોઇએ ત્હેને "સામ્યવાદી" ધારી ખેંચી લેવામાં આવે છે. જો કે પછી ભલે તેમાં સામ્યવાદ વિષે એકપણ હર્ફ આપવામાં આવ્યો ન હોય. રાતા રંગમાં બંધાયેલી કિતાબોથી પોલીસ ચોંકતી રહે છે. અને "લાલ પુંઠા"ની ચોપડીઓના માલિકો આવા રંગ માટે જીંદગીનો જુગાર ખેલે છે. જો કે આ ચોપડીઓમાં હેન્રી ફોર્ડ કે નેપોલિયનનો અહેવાલ હોય છે. સામ્યવાદ પક્ષ પોતાના સિદ્ધાન્તો પ્રસારવા માટે તરેહતરેહના નુસ્ખાઓ રચે છે. તેઓ ભળતા નામોથી ચોપડીઓમાં હળાહળ પ્રચારકાર્ય કરે છે. "ફ્રેન્ડ્ઝ ચોઇસ" નામની પુસ્તીકામાં બે પાના ફેરવ્યા

બાદ સામ્યવાદના સિદ્ધાન્તોની હારમાળા માલુમ પડે છે. આ રીતે નવલકથા અને ઇતર સાહિત્યમાં પણ સામ્યવાદી રંગના છાંટણા છંટાયા છે. લોકગીતોમાં કેટલીક વાર પ્રચારકાર્ય છુપાયેલું હોય છે. આ રીતે બુખારીનના સિદ્ધાન્તો "એ. બી. સી. ઓફ કમ્યુનીઝમ"નો પ્રચાર ચાલૂ જ હોય છે. આ બધી રીતિ જુવાન ચીનાઇ વિદ્યાર્થીઓને પોતા તરફ આકર્ષે છે. આર્થિક કારણો ઉપરાન્ત ચીના વિદ્યાર્થીઓનો ઉત્સાહ આ વિદેના "રોમાન્સ" પર નિર્ભર છે.

ચીનાઇ જુવાન એમ બેધડક માને છે કે "લીગ ઓફ નેશન્સ" સાથે નાનકીંગ સરકાર સારાં કરે એ અચ્છી વાત નથી.

ક્યાંગ્સીમાં સ્થપાયેલી સોવીયેટ સરકાર ચીનાઓને સહાય માટે હાથ લંબાવે છે, વિદ્યાર્થીઓએ જે હડતાળની ઝાલર સમગ્ર ચીનમાં ઝણઝણાવી હતી એના પરિણામે ૪૫,૦૦૦ વિદ્યાર્થીઓ આજે રખડતા માલુમ પડે છે. આ ભટકતા વિદ્યાર્થીઓ નાનકીન સરકારની સ્હામે વિરોધ દર્શાવવા કારખાનાના મજુરોને હડતાળની એથ લેવા પોકાર કરે છે. આ ચળવળને દાબી દેવાની યોજનામાં સૈન્યની જરૂર પડશે અને આવી રીતે આગળના સમયના પેકીંગ સરકારના સ્મરણ તાજા કરશે. પણ આવી જાતની રીતો ભુતકાળમાં સફળ નીવડી નથી. આજની ચળવળને પહોંચી વળવાં માટે ત્હેમની પાસે સૈન્યબળ શિવાય અન્ય કૈં બળ નથી.

પરદેશીઓએ પોતાના સૂર આવી જાતની ચળવળને દાબી નાખવાના ચીનાઇ સરકારના અવાજ સાથે સહકાર સાધવા બહુ સફાઇપુર્વક ફુંકવા માંડયાં છે. ગમે તેમ આજની વિદ્યાર્થીસંઘની ચળવળ પુરજોશમાં પ્રકટીને ચીનાઇ સરકારને હંફાવી રહી છે. —બ.

## [ ૨ ]

દરેક કાળા વાદળાને રૂપેરી કોર હોય છે. આવું જ ચીનમાં થતું આપણે જોઇ શકીયે છીયે. આંતરવિગ્રહથી અસહાય બની ગયેલા, અને વિદેશી સંપત્તિવાનોના દમામથી ચુસાઇ ગયેલા ચીનાઓમાં આઝાદીની ઉગ્ર તમન્ના જન્મી છે. મંચુરીઆના ફળદ્રુપ પ્રદેશ પર જાપાનીઓના આક્રમણનું આ એક રૂડું પરિણામ આવ્યું છે. પાંચ વર્ષ પછીથી શત્રુનો સામનો કરવા માટે ચીનના સરદારો પાછા એકત્ર બન્યા છે. અને જાપાન સામે જોરદાર જંગ મચાવવાની ચીની સેનાપતિ ચાંગ-કૈ-શેકે હાકલ પાડી છે.

શાંત જ્વાળામુખી એકાએક ફાટી પડે તેમ ચીનના ચારે ખુણામાં રાષ્ટ્રિયત્વની આગ ભભુકી ઉઠી છે. દશે દીગન્તમાં રાષ્ટ્રભાવનાનું મોજું ફરી વળ્યું છે. ચીનના ૪૭૦૦૦૦૦૦૦ શરીરોમાં સામાન્ય શત્રુ સામે અંત સુધી ઝુઝવાની તમન્ના પ્રગટી છે અને શાંઘાઇમાં સામનો કરવા માટે નાનકિંગના બહાદુર સૈનિકો બહાર પડી રહ્યા છે. સખત તોપના મારા નીચે પણ ચીનના રાષ્ટ્રધ્વજને ઉડતો રાખીને ચીનના સૈનિકોએ અપાર શુરવીરતા બનાવી છે.

તેથી જ ચીનના છેલ્લા ચાર માસના ઇતિહાસની થોડી સમિક્ષા કરી જાળવી એ આશા છે કે અતિ રસિક થઇ પડશે.

## છેલ્લાં ચાર માસમાં–

શાંઘાઇથી ઉત્તરના વિદ્યાર્થીઓનાં વિશાળ ટોળાની સતત માગણીને માન આપીને પરદેશખાતાના પ્રધાન ડૉ. સી–ટી–વાંગને રાજીનામું આપવાની ફરજ પડી. વિદ્યાર્થીઓના આવા દેખાવો તો ચીનમાં સામાન્ય મનાય છે. પણ તેઓ રાષ્ટ્રિય રાજકારણ પર પણ અસર કરી શકે છે તેનું આ એક ઉદાહરણ છે. ચીનમાં વિદ્યાર્થીગણ રાજકારણ પર અજબ અસર ધરાવે છે. રાષ્ટ્રિય નેતાઓ ઉપર તેમની ચોકી આકરી હોય છે. અત્યાર સુધીમાં વિદ્યાર્થીઓની આ ઉદ્દામ ચળવળને કચરી નાંખવાને માટે નાનકિંગ પક્ષે અનેકવાર યત્ન કર્યો છે પણ તેઓ સખત જુલ્મનીતિ છતાં પણ ઉદ્દામ ભાવના ટકાવી શક્યા છે.

પરદેશખાતાના પ્રધાનના રાજીનામા પછી પણ આ સ્થાન ઉપર કોને નિમવો તે એક મહાપ્રશ્ન ચીનની નાનકિંગની સરકાર સમક્ષ ઉભો થયો. ચાંગ કૈ–શેકે જીનીવામાં ચીનનો કેસ અતિ સફળતા-પુર્વક રજુ કરવાને માટે પ્રસિદ્ધ બનેલા ડૉ. સીને લેવાની ભલામણ કરી તેમજ અમેરીકામાં ચીનના એલચી તરીકે વસતા ડૉ. યુને પણ વિનંતિ કરી. પણ બન્નેમાંથી એકેએ આ સ્થાન લેવાની ના પાડી. આ ઉપરાંત નાનકિંગ સરકારનું આ ખાતું કોઇ ઉદ્દામ વ્યક્તિને સોંપાઇ એવી વિદ્યાર્થીઓની તેમજ કેન્ટન નિવાસીઓની ઇચ્છા હતી આમ એ એક મહીના સુધી તો પરદેશખાતાની ઓફીસ પ્રધાન વગર જ રહી અને કોઇ ક્ષી કામ ચલાઉ પરદેશ-ખાતાનો પ્રધાન બન્યો.

## કેંટન પક્ષનું જોર

આ વખતે ચીનમાં બે વિભાગ પડી ગયા હતા. નાનકિંગની મધ્યસ્થ સરકાર સામે ખુલ્લો બળવો કરીને કેંટનમાં નવી રાષ્ટ્રિય સરકારની સ્થાપના કરી હતી. મેડમ સુન યાટ સેન અને યુજેન ચેનના નેતૃત્વ નીચે કેંટનમાં નવી સરકાર સ્થપાઇ હતી. આ સરકારતંત્રનો જો કે સ્વિકાર નહોતો થયો છતાં પણ નાનકિંગ સરકાર તેના અપાર સૈન્ય છતાં પણ તેને દાબી દેવા અશક્ત હતી. એટલે કેંટન અને નાનકિંગના લશ્કરો વચ્ચે સતત ચકમક ચાલ્યા કરતી હતી.

પણ મંચુરીયા પર લશ્કરી આક્રમણ થતાં બન્ને પક્ષોને લાગ્યું કે હવે એ મતભેદને અળગા કરીને એક થવાની જરૂર છે. અને તેથી ઓક્ટોબરની ૨૭ મી તારીખે શાંઘાઇમાં એક સમાધાન પરિષદ ભરાઇ હતી.

## સમાધાનની શરતો

આ સમાધાન પરિષદમાં કેંટન અને નાનકિંગ સરકારતંત્રના પ્રણેતાઓ પધાર્યા હતા. એટલુંજ નહીં પણ મુખ્ય મુખ્ય સેનાપતિઓએ પણ હાજરી આપી હતી. આ સમાધાન પરિષદમાં કેંટન પક્ષની માંગણી એ હતી કે—

> 'ચીનના નાનકિંગ સરકારના વડા તરીકે સેનાપતિ ચાંગ–કૈ–શેકે રાજીનામું આપવું એટલુંજ નહીં પણ તેમના હાથમાં સૈન્યનું સંચાલન પણ ન સોંપવું.'

જો નાનકિંગ સરકારના મહારથીઓ કેંટન સરકારની આ શરત કબુલ કરે તો તે જ ક્ષણે કેંટન સરકારે વિખરાઇ જવાનું કબુલ કર્યું હતું.

આ દીવસો અતિ શંકાના હતા. વાતાવરણમાં એવી વાર્તાઓ ગુંજતી હતી કે એક જ ક્ષણે આ સમાધાનનો તાર જગતને જાણવાને મળશે. પણ સેનાપતિ ચાંગ–કૈ–શેક એમ નમતું આપે તેમ ન હતો. સત્તાના શિખર ઉપર બેસનાર આ વીરનરને એની આપખુદ સત્તાને છોડવી સહેલી ન લાગી. કેંટનના અગ્રણીઓનું એમ કહેવું હતું કે—

> ' ચીની પ્રજાના પ્રમુખ વયમાં વૃધ્ધ અને સર્વ પક્ષનું સન્માન પામી શકે તેવી વ્યક્તિ હોવી જોઇએ. લશ્કરી સત્તાથી તે નિરાળી હોવી જોઇએ અને લોકતંત્રની ભાવનાનો તે પુજક હોવો જોઇએ.'

આ માપ પર તપાસતાં માત્ર ૪૪ વર્ષનો ચાંગ–કૈ–શેક ' વયમાં વૃદ્ધ ' તો ન જ ગણી શકાય. તેમ જ લશ્કરી શાળામાં ઉછરેલા આ નરે આપખુદીને અપનાવી હતી. એટલે લોકતંત્રના આદેશોમાં તેની કેટલી શ્રદ્ધા હોઇ શકે તે સહજ સમજી શકાય છે. આથી જ કેંટનના અગ્રણીઓ સેનાપતિ ચાંગ–કૈ–શેકના રાજીનામા ઉપર મુસ્તાક રહ્યા.

પણ આખરે કેંટનની સરકારના અગ્રણીઓની આશા સફળ થઇ. મંચુરીયામાં જેમ જેમ જાપાનીસ સરકારે મથકો ઉરાડવા માંડ્યા તેમ તેમ ચગ–કૈ–શેકની નીતિ અતી અપ્રિય બનતી ચાલી. લોકો કડક નીતિ માંગી રહ્યા હતા. જાપાનના આક્રમણ સામે જોરદાર જવાબ આપવાની તેમને ઉત્કંઠા હતી. એટલે આખરે કેંટન પક્ષનો વિજય થયો અને છેક જાનેવારીમાં ચાંગ-કૈ–શેકે પ્રમુખપદના હોદ્દા ઉપરથી રાજીનામું આપ્યું.

આમ નાનકિંગ અને કેંટન સરકાર એકત્ર મળી ગયાં. સન ફો નામના ચીનના ઉદ્દામ વિચારકની પ્રમુખ તરીકે વરણી થઇ. અને યુજેન ચેનના હાથમાં પરદેશખાતાના સુત્રો સોંપાયાં.

પણ મંચુરીયાના પ્રશ્ને નાનકિંગની નવી સરકાર પર પણ અસર કરી. પ્રમુખ સન ફો અને પરદેશખાતાનો પ્રધાન યુજેન ચેન બન્ને ઉદ્દામ વલણની તરફેણમાં હતા. પણ પ્રધાનમંડળમાં તેમની લઘુમતિ હોવાથી તેઓએ આખરે રાજીનામું આપ્યું.

પણ ત્યાં તો શાંઘાઇની ચીની પ્રજા પર તોપો વછુટવા માંડી. બોંબના ગોળા ધડાધડ પડ્યા. અને ચેપાઇના લશ્કરે અજબ બચાવ કર્યો. તરત જ નાનકિંગનો ઉત્સાહ પલટાઇ ગયો. નિરાશામાંથી આશા જન્મી. યુધ્ધ જાહેર કરવાની તૈયારીઓ થઇ. ચાંગ–કૈ–શેકે રણે ચઢવાના આમંત્રણ મોકલ્યાં અને જે સરદારો અત્યાર સુધી પરસ્પર આથડતા તે સરદારો ચાંગ–કૈ–શેકની સરદારી નીચે એકત્ર મળ્યા.

—પ.



# "સમદશા"

એ પંખીડાં સુખથી ઉડતાં, આમથી તેમ આહા!
સ્વચ્છંદે તે વિહરી દિવસે, જંપતાં આ સ્થળે હા!
કેવાં મીઠાં મધુર કવનો, સુણતો હું તમારાં,
દુઃખી આવું મુજ હૃદય કો, જંપતું એ સુણીને...

વર્ષો વીત્યાં બહુ બહુ અરે, આપણી આ સ્થિતિમાં,
આજે ના એ ગત ક્ષણ વળી, શુન્યતા છે ગતિમાં;
દેખું છું હાં દુઃખિત હૃદયે, પંખીડું એકલું ત્યાં,
શું પંખી પણ જીવનભરમાં, સુખ પામી શકે ના?...

મૃત્યુ થાતાં તુજ સખિ તણું, ગઈ ક્ષણો એ કલહની,
શું નિર્મિ છે તુજ જીવનમાં, વેદના આ વિરહની?
શું સુણાવે કવન મુજને, હાય હૈયું બળે છે,
પ્રેમીઓ શું જગતભરમાં, આ જ્વાળે જળે છે?...

ગજાનન, ભ. જોષી

# વિન્ધ્યાચળની...

વીસમી સદીમાં વસીને ટોલ્સ-ટોયના સિદ્ધાંતને અમલમાં મુકવા ઇચ્છનાર વ્યક્તિની સાહસ કથા.

વીનુ એટલે સાહસોની જીવંત મુર્તિ. તેના સાહસને ન હતી સીમા, કે ન હતી તેના આવેગોની આડે ઉભનાર કો વ્યક્તિ. કલ્પનાનાં ઉડ્ડયન સાથે ઉડતાં તેને આનંદ આવતો. તરંગો સાથે તણાતાં તેને મઝા પડતી. ગમે તે સ્થાનમાં એકલા ભમવામાં તેને ઉલ્લાસ લાગતો. જગતની વીલક્ષણ વ્યક્તિઓમાં સહેલાઇથી સ્થાન પામી શકે એવી તેના સગાંઓને ખાત્રી હતી.

રાજકીય તત્વજ્ઞાનમાં ટોલસ્ટોય તેને પસંદ પડતો. વીસમી સદીની શરૂઆતના આ વિદ્વાન વિચારકે રજુ કરેલા વિચારો અનેક યુવાનો માટે પ્રેરણાના ઝરા હતા. માનવશ્રમમાં સમાયેલા શોષણ સામે ઉકળતા યુવાનોને માટે ટોલસ્ટોયના વિચારો અતી સહાયકર્તા હતા. સંપત્તિવાનો સામે જોતાંજ સળગી ઉઠતા યુવાનોને માટે ટોલસ્ટોયની કૃતીઓ કંઇક અંશે તેમના આવેગોને સંતોષ આપતી. તેમનામાં ક્રોધ પ્રગટાવતી. નવો માર્ગ બતાવતી.

આ વાતાવરણમાં વીનુએ ટોલસ્ટોયનું 'માનવશ્રમ' ઉપરનું પુસ્તક વાંચ્યું. તેમાં આલેખ્યું હતું કે—

'જે કામ પોતાથી થઇ શકતું હોય તે અન્ય પાસે કરાવવું તે પાપ છે.'

ટોલસ્ટોયના આ શબ્દોએ વીનુના જીવન પર જોરદાર અસર કરી.

'પુર્વકાળમાં પાછા ચાલો' ટોલસ્ટોયના શબ્દદેહની આ આજ્ઞા હતી. 'તમારી જરૂરીઆતો જાતે જ મેળવો.' તમારી જરૂરીયાતો એવી ન હોય કે જેથી અન્યને તમારૂં કામ કરવું પડે એ તેની સ્પષ્ટ આજ્ઞા હતી.

અને ટોલસ્ટોય શીખવતા કે જ્યારે માનવ પોતાની જ મહેનત ઉપર જીવતાં શીખશે ત્યારે રાજ્યસત્તાની જરાયે જરૂર નહિ રહે.

આ શબ્દોમાં રહેલી ભાવના સામાન્ય મનુષ્ય પર પણ અસર કરે તો વીનુ તો સાહસની પ્રતીમા હતો.

લેખક: પી. જે. ભટ્ટ

# ...............છાયામાં

મહાન પર્વતની પછવાડે વસીને ત્યાં ઉપર પુર્વકાલીન સંસ્કૃતિને ઉતારવા મથનાર વીનુની જીવનકથા.

## ૨. વિંધ્યાચળમાં

કહે છે કે વિંધ્યાચળ એક વિશાળ પર્વત છે. તેના ટેકરાની માલા આ બાજુ છેક પશ્ચિમઘાટ સુધી વીસ્તરે છે. ઉંચે તે છેક હિમાલયની તળેટીને સ્પર્શે છે. આ વિશાળ પર્વતના કેટલાય ટેકરાઓ ઉપર ગાઢાં વન આવેલાં છે. આ વનમાં ન્હાના ન્હાના ઝરણાં વહે છે. અને એ ન્હાના ઝરણાં પોતાના ઝમઝમતા નીર નર્મદામાં નાંખે છે.

આવા એક ઝરણાને કાંઠે ઉભા રહીને વીનુએ વિચાર કર્યો. 'આ સુંદર સ્થળ ઉપર કોઇનાં શાષન નથી. આ સુમનોહર ટેકરી ઉપર કોઇનો અધીકાર નથી...આ પાણી ઉપર કોઇનુ સ્વામિત્વ નથી. ટોલસ્ટોય શીખવે છે કે માનવે આપમહેનત પર જ જીવવું જોઇએ. શા માટે મ્હારે અહીં ન વસવું ?'

...થોડા દિવસ પસાર થઇ ગયા અને ઝુંપડી ઉભી થઇ...થોડા દિવસ વધુ વહી ગયા અને...ત્યાં એક નાનકડું ખેતર જગતે જોયું. વીનુ વીસમા સદીનો હતો. કુદરત ઉપર વિજય મેળવવાની સ્વાભાવિક વૃત્તિ તેનામાં સહેજ હતી.

થોડા કાળમાં આ સદીનો રોબીન્સન ક્રુઝો તે બની ગયો.

થોડા દિવસ ગયા. ક્ષણો સરતી ગઇ. અને વિંધ્યાચળની આ એકાંત ટેકરી પરનું જંગલ અદ્રશ્ય થવા માંડયું. ધીમે ધીમે ઝાડ કપાતાં ગયાં; ધીમે ધીમે ખેતર તૈયાર થતું ગયું અને અનાજ ઉગવા લાગ્યું.

અનાજના કણ સાફ થયા. અને વીનુ ખરેખર એક પુર્વકાલના માનવ પ્રમાણે રહેવા લાગ્યો. તેના જીવનની જરૂરીઆતો તે જ ઉત્પન્ન કરતો. તે જ પ્રમાણે તે રહેતો. વનના વનફળમાંથી તે આહાર ઉપત્ન્ન કરી લેતો. ઝાડના છાલથી તે શરીર ઢાંકતો. પોતે બનાવેલી ઝુંપડીમાં વસીને જંગલી પ્રાણીઓથી તે પોતાના શરીરને સંરક્ષતો. હવે તેના ખેતરમાં

ધાન્ય દેખાયું હતું તેથી તેને માટે અનાજનો આહાર મળ્યો. એમ કરતાં મહીનાઓ વીતી ગયા. ટોલસ્ટોયનો સીદ્ધાંત તેને સરસ લાગ્યો. કેવું સરસ જીવન! આપમેળે પોતાની જરૂરીઆતો ઉત્પન્ન કરવી...કોઇ કોઇને શોષે નહીં...કોઇ કોઇની મહેનત ઉપર જીવે નહીં... આવો સરસ આનંદ!

વીનુને લાગ્યું કે 'તે ટોલસ્ટોયના આદર્શ' ખરે જ જીવનમાં ઉતારી શકયો છે. માનવે ઉભા કરેલા દુઃખના ડુંગર દુર ખસ્યા છે. કારખાનાની કમકાળ વેગળી ખસી છે ધુમાડ વાળાં શહેરો અને અસ્વચ્છ ગામડાંઓ આઘે ગયાં છે. ગરીબાઇના પ્રશ્નનો ઉકેલ આવી ગયો છે.

ક્ષણભર વીનુને લાગ્યું કે ચાલ જગતને જઇને જાહેર કરૂં કે સુખી થવાનો સંકેત મને મળ્યો છે! હા! હા! હા!!

આનંદથી તેનું મન નાચી ઉઠયું.

## ૩. પ્રગતીના પંથે

પ્રગતિ!

પ્રગતિ!

પ્રગતિ!

કુદરતના બળો ઉપર કાબુ મેળવવાની માનવવૃત્તિએ વીનુ પાસે આગળ પગલાં મંડાવ્યાં. તેના ટેકરા પરની ઝુંપડી હવે જરા વધુ સારી બની. વરસાદનું પાણી અંદર ન આવે માટે સારી બ્યવસ્થા કરી. હવે તો વીનુએ સારી રીતે રહેવા માંડ્યું. અગ્નિની સહાય લઇ તેણે આજુબાજુની જગ્યા સ્વચ્છ કરી.

અને તેમાં એક કારમા કારાગ્રહમાંથી ન્હાસી આવેલી એક વ્યક્તિ આશ્રય શોધતી આવી. વીનુએ તેને સન્માન આપ્યાં.

સાથી મળતાં તેના આનંદનો પાર રહ્યો નહિ. ટુંકામાં તેણે ટોલસ્ટોયના વિચારો સાથીને સમજાવ્યા. સાથીને ટોલસ્ટોય કરતાં અન્ન માટે વધુ પરવા હતી. આથી વીનુ સાથે રહેવા તેણે કબુલ કર્યું. ''મે ધીમે એક બોટ બનાવી. વીનુ અને સાથી બોટમાં બેસી પેલી ન્હાનકડી નદીમાં જરા આગળ જઇ આવતા.

પ્રગતિએ વીનુના જીવનમાં પગલાં મુકયાં હતાં. આ પગલાંનો રણકાર હવે જોરથી સંભળાતો હતો.

ટેકરા ઉપર વધુ ને વધુ વસ્તુઓ આવતી ગઇ. પચાસ માઇલની મુસાફરી કરી તેના સાથીએ અનાજ વેચીને કપડાં આણ્યાં હતાં.

તેના સાથીએ કહ્યું કે "વધુ અનાજ વેચીયે તો વધુ કપડાં આવે."

વીનુએ કહ્યું "અલબત્ત, વધુ ખેડીયે તો વધુ અનાજ થાય!"

"અને વર્ષમાં બે વાર પાક ઉતારીયે તો?" સાથીએ સવાલ કર્યો.

વીનુની અકકલને જરા ઝણઝણાટી લાગી. વિચારશકિતએ મંથન શરૂ કર્યું. 'બે વખત પાક ઉગાડીયે તો?...શા માટે નહી?...તે પછી ખાતરનો ઉપયોગ કરવો પડશે–પાણી માટે બ્યવસ્થા કરવી પડશે...તો પછી યંત્ર કેમ ન વાપરવાં? ...અમેરિકામાં એક જ માણસ યંત્રની મદદથી ૫૦૦ એકર જમીન વાવી શકે છે—અને ખેડી શકે છે, તો અહીં શા માટે નહીં?...આવું એક યંત્ર હોય તો આ આખી ભુમી ખેડાય...અહો! હો! કેટલું અનાજ ઉત્પન્ન થાય, તેની આંખે અંધારાં આવ્યાં. ટોલસ્ટોયની પ્રતીમા આંખ આગળ આવી. ગરીબાઇના આદેશ

યાદ આવ્યા. કારખાનું યાદ આવ્યું. કચ-દાના કામદારો યાદ આવ્યા.

તેની આંખોમાં અંગાર સળગી ઉઠયો. મશીન! મશીન! ત્હારો શબ્દ પણ ન જોઈએ!

એટલામાં સાથી આવ્યો. આજે સાથીએ લાકડાનો હળ જોડયો હતો. કેળવેલી જંગલી ગાયની મદદથી જમીન ખેડવાની શરૂ કરી હતી.

'હું ખેતરમાં જાઉં છું વીનુ!' સાથીએ બુમ મારી.

ઠીક! વીનુએ જવાબ આપ્યો. પણ હળનો હળવો અવાજ તેના મગજ પર પાછો અથડાયો.

પાછી વિચારમાળા શરૂ થઇ! 'હળ આખરે તો એક યંત્ર જ ને......હળ શા માટે? બધા જ જો હળનો ઉપયોગ મુકી દે તો!–વનના વનફળ તો કેમ ખવાય? તેમાં સૃષ્ટિનું પુરૂં પણ શી રીતે થાય?

વિચારસૃષ્ટી આજે વેગથી વીનુને વલોવી રહી હતી.

'હળ એ પણ યંત્ર...ટ્રેકટર તે પણ યંત્ર, તો પછી જો હળ વાપરવામાં અન્યાય નથી તો ટ્રેકટર કેમ ન વાપરવાં?'

'એક માણસ અમેરીકામાં ૫૦૦ એકર જમીન ખેડે છે......એ બધા ટ્રેકટરના પ્રતાપ...ત્યારે શા માટે ટ્રેકટરનો ઉપયોગ ન કરવો?

આ સવાલનો જવાબ તેને મળી શકયો નહીં. બે હાથે માથું દાબીને તે બેઠો. આમતેમ આંટા મારવા શરૂ કર્યા!

એક કલ્પના આવી. "હાશ!" કહી તે ઉભો થયો. તેના મોઢા ઉપર હાસ્ય ઝળકયું. જાણે એક મહાન ભેદ જાણ્યો ન હોય તેમ તે ઉલ્લાસથી નાચી ઉઠયો.

સાથી સાંજે આવ્યો. વીનુ તો કુદતો હતો. તેને મન તો આજે આનંદની પરિસીમાં હતી.

સાથીને તેના કાનમાં કંઇક કહ્યું. થોડા અક્ષરોમાં કંઇક વાત કહી. સાથીના મ્હોં ઉપર પણ આનંદ પ્રગટયો. વીનુ ભાઇ, એ વાત તદ્દન ખરી લાગે છે પણ હું તો અહીં જ રહીશ. જો કે ત્હમો કહો છો તેમાં મ્હારી બુદ્ધિ બહુ લાંબી ચાલતી નથી–ત્હમો કહો છો કે હાલની ગરીબાઇ યંત્રોના ઉપયોગને લીધે નથી પણ યંત્રોના મુડીવાદી ઉપયોગમાં રહેલી છે તે વાત મ્હારા મગજમાં નથી ઉતરતી. પેલું ટ્રેકટર. ત્હમો કહો છો કે આજે ૫૦૦ ખેડુતો એક ટ્રેકટર વસાવે તો એક જ જણને કામ કરવું પડે. બાકીના ૪૯૯ આરામ કરી શકે. એક જ માણસ ૫૦૦ એકર જમીન ખેડે તો ૪૯૯ ખાય શું?"

"ભાઇ, તેમાં જ ત્હને ભુલ દેખાય છે. હું જે કહું છું તે એ છે કે ૫૦૦ ખેડુતો ભેગા મળે, અને તે એક ફાર્મ સ્થાપે અને ઉત્પન્ન થયેલું અનાજ સરખું વહેંચી લે. **તો કેટલા ઓછા શ્રમે અનાજ ઉત્પન્ન થઇ શકે તેનો ત્હને ખ્યાલ આવે છે?"**

"અલબત્ત! અલબત્ત!" સાથીએ જવાબ આપ્યો.

## ૪. વીચીત્ર મુલાકાત

સાથી–વીનુભાઇ! વીનુભાઇ! કોઇ આપણા ટેકરા ઉપર આવતું જણાય છે!

વીનુ–દીસે છે તો કોઇ સાહેબ જેવું! છે તો કોઇ દેશી માણસ.

બે જણા સાહેબના ટોપલાં મુકીને આવી પહોંચ્યા. તેઓ જમીનના મુલની આંકણી કરનારા અમલદારો હતા.

કોઈએ તેમને આ ટેકરા ઉપર આવેલ ખેતરો વિષે ભાળ આપી હતી.

"તમે આ ખેતર કેટલા વર્ષોથી ખેડો છો?"

"બે વર્ષથી!"

"પહેલા કોણ ખેડતું હતું?"

"કોઇ નહીં!"

"એટલે?"

"કોઇ નહીં?"

"અણખેડ જમીન હશે!" બીજા સાહેબડાએ વચ્ચે નાખ્યું.

"કોની પરવાનગીથી જમીન ખેડો છો?"

"કોઇની નહીં"

"એટલે?"

"કોઇની નહીં" વીનુએ ઠંડે પેટે જવાબ આપ્યો.

સાહેબડો આકળો થઇ ગયો. ટેકરા તરફ જોયું. ખેતરમાં અનાજના ડુંડાં ઝુમી રહ્યાં હતાં. આંખોમાં લોભ આવ્યો. પેલી ન્હાની સરિતા પણ વહેતી હતી.

કેવી સુમનોહર જગ્યા!

સુંદર!

"કેટલી કીંમત થાય?"

"છે તો જંગલમાં."

બન્ને સાહેબડાઓએ વચ્ચે વાત આરંભી. પોતાનું કામ શરૂ કર્યું.

"૪૦૦ રૂપીઆ મુકો."

"ના એ તો વધુ થાય!"

"ત્યારે ત્રણસે કરો!"

"અહ્યા કેટલો પાક આવે છે?"

"અમારા શરીરને સંતોષી શકે તેટલો."

"એટલે?" કુતુહલતા વધી.

"તમો કંઇ ભણ્યા છો?" વીનુને સવાલ પુછયો.

"અલબત્ત."

"હું" બે સાહેબડા સાથે બોલી ઉઠયા!

"હા" જવાબમાં રહેલી શીતલતા કુતુહલવૃત્તિને વધુ ઉશ્કેરી રહી હતી.

વીનુએ ટુંકામાં પોતાનું આગમન કહ્યું. તેણે કહ્યું કે આ ટેકરા ઉપર આપમહેનતથી તેણે ખેતર બનાવ્યું છે. આપમહેનત વડે તેણે આ અનાજ વાવ્યું હતું. આપમહેનત વડે તેણે આ ટેકરાને ફળદ્રુપ બનાવ્યો હતો!

વીનુનું નીવેદન સાંભળીને સાહેબે કહ્યુ, "ઠીક, તમારી જમીનની કિંમત અમે ૨૫૦ રૂપીઆ ઠરાવીએ છીયે. તમારે માત્ર ૨૫ રૂપીઆ કર આપવો પડશે!"

"શા માટે?"

"શા માટે?" સાહેબે પ્રતીઘોષ કર્યો.

"કેમ વારૂ?" વીનુએ શબ્દો બદલ્યા.

"કારણ કે સરકાર તમારૂં સંરક્ષણ કરે છે. જુઓ, ઉંચે આકાશમાંથી આવીને શત્રુઓ તમારા ઉપર બોંબ ન નાંખે તેટલા માટે સરકાર મ્હોટું હવાઇવીમાન રાખે છે. ખૈબર પાસ ઉપરથી અફઘાનો ચઢી આવી તમારા ખેતરનું ખેદાનમેદાન ન કરી નાંખે તેટલા માટે સરહદ ઉપર સૈન્ય રાખે છે–"

"અને તમને ખબર નહીં હોય કે તમોને લશ્કરી તાલીમ આપવા માટે એક નવી કોલેજ કાઢવામાં આવનાર છે!" સાહેબડાએ સરકારના અસ્તીત્વને માટે કારણો રજુ કરતાં કહેવા માંડયું.

"અને કદાચ જો દર્દ તમારા શરીરને મુકવી નાંખતું હોય તો તેને નીવારવાને સરકાર હોસ્પીતાલો બાંધે છે. તમો સઘળાં અક્ષરજ્ઞાન લઇને ઉન્નત બની શકો તેટલા માટે સરકાર શાળાઓ બંધાવે છે–"

"અને–પણ ભાઇ મ્હારે કોઇની સાથે દુશ્મનાવટ નથી. મ્હારા ખેતર ઉપર કોઇને બોંબ ફેંકવાની પરવા નથી. કોઇને મ્હારા

ખેતર ઉપર ચઢી આવવાનો અવકાશ નથી. મ્હારે ત્હમારી શાળા નથી જોઇતી, તેમજ ત્હમારી ઇસ્પીતાલોની પણ જરૂર નથી. વીનુએ વચ્ચેથી જ ઉપાડ્યું."

"હું અરાજકતાવાદમાં માનું છું. અહીંઆ એકાંત અરણ્યમાં હું એકલો વસું છું તેમાં ત્હમારી સરકાર સાથે મ્હારે શું સંબંધ? ત્હમારી સરકારના સૈન્યની મ્હારે જરૂર નથી તેમજ–"

'પણ આ જંગલ ઉપર અમારો અધીકાર છે' બીજા સાહેબડાએ વચ્ચેથી નાખ્યું.

"શી રીતે?"

"શી રીતે?"—ત્હમારા પુર્વજો ઉપર વિજય મેળવીને, તમારા પિતામહોને પ્લાસીના યુધ્ધમાં નસાડી મુકીને સરકારે તેમનો વાવટો અહીં ઉરાડ્યો છે અને તેથી આ જંગલ ઉપર સરકારનો અધીકાર છે!"

"હું માનતો હતો કે આટલી ભુમિ સ્વતંત્ર છે!"

"મુર્ખા–આખી પૃથ્વિ આજે જુદી જુદી સરકારોએ વહેંચી લીધી છે," અને ધીમેથી પછી કાનમાં કહ્યું કે "અને આજે તેઓ ફરીથી વહેંચવા તત્પર થયા છે."



સોવીયેટના નેતાઓ

# સમા

## રશીયા

: લેખક :

રશીયા એટલે પ્રતિક્ષણે પ્રગતિના પગલાં મૂકતો પ્રદેશ. જ્યાં જ્યાં નજર નાખો ત્યાં ત્યાં પ્રગતિની સમધુર ઝાલર ઝણઝણતી સંભળાય છે. જ્યાં જ્યાં દ્રષ્ટિ ફેંકો ત્યાં ત્યાં પાંચ વર્ષની પ્રચંડ યોજનાને ચાર વર્ષમાં પુરી કરવાની તમન્ના દીસે છે. આદર્શ ભક્તિ, અપુર્વ ત્યાગ, અનહદ શ્રમ, અને અરતમ ઉત્સાહ એ સર્વના વિરલ સંયોગથી રશીયાનું વાતાવરણ આજે અતિ રોમાંચક બન્યું છે.

## શિક્ષણમાં પ્રચાર

સમગ્ર રશીયામાં અને તેને અંગે સંકલીત બનેલા અન્ય રાષ્ટ્રોમાં શિક્ષણ પદ્ધતિને સામ્યવાદી ભૂમિકા ઉપર મૂકવામાં આવી છે. ખેડુતોને સવાલ કરો તો તે પણ સામ્યવાદી ઢબમાં જ ત્હમારી સાથે વાત કરે. જુવાન કામદારોના રક્તમાં સામ્યવાદ તો અતિ ઉંડો ઉતરી ગયો છે. યંત્રપ્રેમે રશીયન સમાજને ગાંડો બનાવ્યો છે. રશીયાના જુવાન જવામર્દોને યંત્રવાદની તાલાવેલી લાગી છે. જ્યાં જ્યાં જુવો ત્યાં ત્યાં યંત્રવાદની પુજા જ માલમ પડે છે. યંત્રકળા ઉપર કાબુ મેળવવાના મનોરથ પ્રત્યેક વ્યક્તિમાં વિલસી રહ્યા છે.

જ્યારે સમગ્ર મુડીવાદી જગત વિશ્વવ્યાપી આર્થિક મંદીના આકરા તાપ નીચે ત્રાસી રહ્યું છે, ત્યારે રૂશીયાઇ સીમામાં સમાજવાદી સંસ્કૃતિનું ચણતર વેગથી આગળ વધી રહ્યું છે.

## સમાજવાદી ખેતીવાડીનું સર્જન

સમગ્ર ઉદ્યોગોની લોક માલિકીનું તત્વજ્ઞાન ગુજરાતમાં કંઇક જાણીતું થયું છે. કારખાના સ્થપાતાં શ્રમજીવી સમુદાય ઉભો થયો છે અને સાથે સાથે શ્રમજીવીઓનું તત્વજ્ઞાન-સમાજવાદ પણ પ્રસરવા લાગ્યું છે. પણ સમાજવાદના તત્વજ્ઞાનના બીજા સિદ્ધાંતો સાથે અનેક હજુ અપરીચીત છે. આ સિદ્ધાંતો તે સમાજવાદી ખેતીવાડી

# જવાદની એક આશા.

## ની ભાવી પ્રજા

પ્રવાસી

એટલે કે જમીનની વ્યક્તિગત માલિકિને બદલે લોકમાલિકિ આ સિદ્ધાંતને મૂર્તિમંત કરવાનું અતિ મુશ્કેલ કામ સોવીયેટના સંચાલકો અમર્યાદિત મુશીબતો વચ્ચે પાર પાડી રહ્યા છે. જમીનને જીવની માફક ચાહનારા રશીયન કિસાનોને સમજાવીને લોકમાલિકિની ભાવનાના અનુગામી કરવા એ ખરેખર મહાન કાર્ય છે. પાંચ વર્ષની યોજનાનું બીજું કંઇ પણ પરિણામ ન આવ્યું હોત, તો પણ આ આટલાં જ સુંદર પરિણામથી તે સફળ ગણાઇ શકત. કારણ કે સમાજવાદના સિધ્ધાંતોની પ્રગતિનું તે એક મુખ્ય સિમાચિન્હ (mile-stone) છે. પાંચ વર્ષની યોજનાએ આ વસ્તુને શક્ય કરી છે, અને સોવીયેટ રશીયામાં સમાજવાદી ખેતીવાડી અપૂર્વ વેગથી પ્રગતિના પગલાં મૂકી રહી છે. એ એક જ વસ્તુ સમાજવાદની આખરી સફળતાની સાચી સાખીની છે.



ટ્રેક્ટર હાંકતી રશીયન અબળા

## પ્રચારનાં પરીણામ

સ્વાભાવિક સવાલ થાય છે કે જમીનને પ્રાણથી પણ વહાલી ગણનારા ખેડુતો પોતાની માલિકિ ફગાવી દઇને પણ લોકમાલિકિના વિશાળ ફાર્મમાં શી રીતે જોડાય છે? જે જમીનની આપ માલિકિ માટે તેમણે બળવો કર્યો, જેની સાધના માટે તેમણે ઝારશાહીને ઉખેડી નાખી, તે જમીન માલિકિનો ત્યાગ કરવા તેઓ તત્પર છે. આ અતિ અજાયબીભર્યા પરિવર્તનનો એક જ સંકેત છે–પ્રચારકામ! પ્રચારકામ! પ્રચારકામ!

સામ્યવાદી શિક્ષણ આજે પ્રત્યેક ઘરમાં પ્રવેશ્યું છે. સામ્યવાદી બાલકો, સામ્યવાદી જુવાનો, સામ્યવાદી યુવતીઓ આજે સામ્યવાદના પ્રખર પ્રચારકો બન્યા છે. આ પ્રચારને પરિણામે શોણિતનો એક છાંટો પણ પાડયા વગર સમાજવાદી ખેતિવાડીનું સર્જન સફળતાથી શક્ય બન્યું છે.

સામ્યવાદીઓ પ્રચારકલામાં બહુ પાવરધા ગણાય છે પણ ખેડુતોને સમજાવવાની તેમની પ્રચારક કલા તો ખરેખર અતિ અજાયબ છે. દરેક ખેડુતને ઘેર સામ્યવાદનો પ્રચાર પહોંચે તેવી વ્યવસ્થા તેઓએ કરી છે. એક ઉદાહરણ લઇએ, વર્ષમાં અનેકવાર કારખાનામાં કામ કરતા કામદારો ગામડામાં જાય છે. આ કામદારો ખેડુતોને મળે છે. પરસ્પર વાર્તાલાપ જામે. સ્વાભાવિક રીતે વાર્તાલાપ આ ઢબ પર હોય. 'જુઓ ઉદ્યોગો ઉપર લોક માલિકિ સ્થપાઇ ગઇ છે, ત્યારે ખેતિવાડીમાં ક્યારે પરિવર્તન સ્થપાશે?' આમ તેમને સિદ્ધાંતની સમજણ આપવામાં આવે. પછી જુવાન અને પ્રચારમાં નિપુણ એવા સામ્યવાદીઓ ખેતીવાડી પર લોકમાલિકિ સ્થાપવાથી થતાં ખાસ લાભ વિશે ભાષણો પણ આપે, શાળામાં બાળકોને પણ આ જ શીખવવામાં આવે છે. એટલે બાળક દ્વારા પણ પ્રચાર થાય. એટલું જ નહીં પણ સાંજે કદાચ શ્રમથી કંટાળીને ખેડુત રેડીયાની સ્વીચ ઉઘાડે કે મોસ્કોનો કોઇ પ્રખ્યાત 'કોમરેડ' સમાજવાદી ખેતીવાડી પર ભાષણ આપતો જ સંભળાય સવારમાં ઉઠીને વર્તમાનપત્ર વાંચે કે ત્યાં પણ તેને તે જ વસ્તુ જોવા મળે. ઘરમાં, શેરીમાં, તેની કલબમાં, સીનેમામાં એ સર્વમાં તેને સમાજવાદી ખેતિવાડીના કુચકદમ જ જોવાની સાંપડે!

આ પ્રમાણે સતત પ્રચારની ધારી અસર સોવીયેટના સંચાલકો નિપજાવી શકે છે. અને દરરોજ સેંકડો ખેડુતો પોતાની જમીન 'લોક માલિકિ' તળે મૂકતા જાય છે. પ્રચારકલા એ તેમનું સુત્ર છે અને તેમાં તેમને સફળતા વરી ચૂકી છે.

## ઉત્પાદનનો મંત્ર

સામ્યવાદીઓ 'ઉત્પાદન' (Production) ઉપર ખુબ જ ભાર મૂકે છે. સમાજવાદી રૂશીયામાં તો આ શબ્દ સાથે સુંદર ભાવ સંકળાયેલો છે. દરેક વ્યક્તિ અતિ માનપુર્વક આ શબ્દ ઉચ્ચારે છે. 'ત્રણ વર્ષ પહેલાં જ્યારે પોલીટેકનીકલ શાળા સ્થપાઇ હતી. ત્યારે આ શાળાના વિદ્યાર્થીઓને વારંવાર ફેકટરીઓની મુલાકાતે લેવી પડતી. આ મુલાકાતનો ઉદેશ બાલકોનો યંત્રો સાથે સંસર્ગ સ્થાપવાનો હોય છે. આમ તેમને મશીન સાથેનો પહેલો પરિચય થાય છે.

બાળકોમાં શરૂઆતથી જ યંત્રપ્રેમ ઉત્પન્ન કરવો એ આ પદ્ધતિનો મુળ આદર્શ છે. અનુભવના ઇતિહાસ ઉપર નજર કરતાં સોવીયેટ કેળવણીના સુત્રધારો ગર્વપુર્વક કહે

શકે કે તેઓ તેમાં સફળ થયા છે. અત્યારે રૂશીયન બાળકનો આદર્શ એંજીનીયર થવાનો છે. જેમ જર્મનીમાં એક વખત એવો હતો કે દરેક બાળક લશ્કરી અમલદાર થવા મથતો તેમ આજે સોવીયેટ શિક્ષણ લેતો બાળક એંજીનીયર થવાની આકાંક્ષા ધરાવે છે. તેમની સામ્યવાદી કેળવણી તેમને આ પ્રકારની પ્રેરણા પાઇ રહી છે.

## ઉગતી પ્રજામાં પ્રચાર

શહેર શહેરે બાળકોના સરઘસો તો સામાન્ય થઇ પડયાં છે. આ બાળકો મ્હોટા મ્હોટા વાવટાઓ લઇને બહાર પડે છે. આ વાવટાઓ પર કોતરેલું હોય છે કે 'પાંચ વર્ષની યોજના ચાર વર્ષમાં પુરી કરો.' 'નિરક્ષરતાને નાબુદ કરો' 'યંત્રકળા શિખી લો' એવા સુત્રો તો હોય છે જ. આવા સરઘસોની ધારી અસર થાય છે. અને સોવીયેટના સંચાલકો એમની પ્રચારકલામાં સફળ થયાં છે.

શાળામાં ઇતિહાસ પણ જુદી જ ઢબે શિખવાય છે. સમગ્ર ઇતિહાસને કાર્લ માર્કસના સિદ્ધાંતોને અનુલક્ષીને ફરીથી લખવામાં આવ્યો છે. 'અત્યાર સુધીનો ઇતિહાસ તે જુદાં જુદાં વર્ગો વચ્ચેના સતત અથડામણનો ઇતિહાસ' છે. એ ભુમિકા ઉપર ઇતિહાસ ફરીથી આલેખાયો છે. આમ રૂશીયન બાળકોનું ઇતિહાસનું જ્ઞાન જુદી તરેહનું તદ્દન ભિન્ન, અને વર્ગ ભાવનાવાળું છે. એટલું જ નહીં પણ તેઓ શીખે છે કે રૂશીયાના તેઓ જ નવા વિધાતા છે સમાજવાદી સંસ્કૃતિ તેમને વારસામાં મળવાની છે અને આ સંસ્કૃતિના આદર્શોને પર્ણ કરવાનું તેમનું કામ છે.

જુવાનોમાં ધર્મ વિરોધી પ્રચાર પણ પુરજોશમાં ચલાવવામાં આવે છે. શાળામાં જે પ્રકારનું શિક્ષણ આપવામાં આવે છે તેની અસર સારી થાય છે. લેનીનગ્રાડમાં એક ધાર્મિક માતાને આવો કડવો અનુભવ થયેલો કહેવાય છે. તેની દશ વર્ષની બાલીકાએ શાળામાંથી આવીને તરત જ પ્રશ્ન પુછયો "મા, હમ.રો ઇશ્વર ક્યાં છે? બતાવ જોઉં! પણ હું જાણું છું કે ઇશ્વર છે જ નહીં! માતા તો બિચારી સ્તબ્ધ જ થઇ ગઇ. એટલું જ નહીં પણ પ્રત્યેક શહેરે શહેરે અને ગામડે ગામડે પોસ્ટરો મૂકવામાં આવ્યાં છે. કે 'ધર્મ એ દમનનીતિનું હથિયાર છે' તેમ જ પાદરીઓ મુડીવાદીઓના મિત્રો છે.

દારૂની બદી સામે પણ આ જ ઢબનું પ્રચારનું હથિયાર ઉગામવામાં આવે છે. 'દારૂ એ ધર્મનો દોસ્ત છે' એ અક્ષરોવાળું પોસ્ટર સીનેમામાં પણ હમારી આંખ સામે અથડાય. કદાચ હમો સીનેમાથી છટકી જાવ તો રેડીયોની ઝબાન હમને યાદ આપે. સંભવ છે કે રેડીયાથી ન્હાશી છુટવા માટે હમો સ્વીચ બંધ કરીને બેસો તો પછી હમારા બાળકો હમને એ વસ્તુ જરૂર કહે. આ પ્રસંગે અતિ ધિરજ અને ખંતપૂર્વક વ્યવસ્થિત પ્રચાર કરવાનાં સુંદર પરિણામો નજરે નીહાળી શકાય છે. જુવાન સામ્યવાદીઓએ 'વોડકા' (રૂશીયન દારૂ) ને વેગળો કર્યો છે.

## શસ્ત્ર શીક્ષણ

સમગ્ર રૂશીયા શસ્ત્રવિદ્યાનું શિક્ષણ લઇ રહ્યું છે. લડાઇની કળા આ પ્રદેશમાં પુરજોશથી શિખવાઇ રહી છે. સામ્યવાદીઓ માને છે કે સમાજવાદી સંસ્કૃતિ અને મુડીવાદી સંસ્કૃતિ એક સાથે શાંતિપુર્વક ન જ સ્થાઇ રહી શકે. એવી તેમની દૃઢ માન્યતા છે. આ માન્યતા સમાજવાદી સીમામાં બહુ ઊંડી ઉતરી છે. તેથી જ દરેક શહેરમાં લશકરી

શિક્ષણ અપાય છે. નાટકમાં આને માટે જાહેર અપીલો બહાર પાડે છે. ‘હમારી સમાજવાદી પિતૃભુમિનું રક્ષણ કરવા માટે દરેક ક્ષણે તત્પર રહો’ એ સામાન્ય સુત્ર ઘણે સ્થળોએ આલેખાયેલું જોશો. નાટક ચાલતું હોય ત્યારે વિરામને સમયે ઝેરી ગેસ વાળી લઢાઇ કેમ થાય છે. તેનો એક દેખાવ પણ હોય. લઢાઇ ક્યારે થશે એ કોઇ જાણતું નથી. પણ તેને માટે સુસજ્જ રહેવાની તેઓ સાર્થકતા માને છે તેઓ કહે છે કે ગમે તે ક્ષણે વિદેશી સંપત્તિ વાનો ભાડુતી લશ્કરો વડે સોવાયેટ રશીયા ઉપર આક્રમણ કરે. લેનીનના સુત્રો ટેઓ ટાંકીને કહે છે કે “જો વિપ્લવમાં સ્વરક્ષણ. કરવાની તાકાત ન હોય તો તે ટકી શકે જ નહીં આથી તો તે પ્રત્યેક- શહેરમાં લશ્કરી કામ શિખવાને, તેમજ લશ્કરી તાલીમ લેવાને ખાસ કક્ષણો હોય. છે. આવી એક કક્ષમાં અત્યારે ૧૧૦૦૦ ૦૦૦ સભ્યો છે. તેઓ રસાયણિક યુદ્ધની. તાલિમ લઇ રહ્યા છે. આવી તાલીમ લેવી એ રશીયન યુવાનને માટે અતિપ્રિય વસ્તુ છે.

આમ સમગ્ર રશીયામાં પ્રચંડ પરિવર્તન. જોશભેર ચાલી રહ્યું છે. પ્રચારકલા એ તેમનું આયુધ છે. યુવાનવર્ગ એ તેમની આશા છે.



‘યુવાનો એ તેમની આશા છે, પ્રચાર એ તેમનું આયુધ છે’

# ખાદી-કામદારોની દ્રષ્ટિએ

: લેખક :

'અભ્યાસી'

ગયા અંકમાં કીસાનોની દ્રષ્ટિએ ખાદીના અર્થશાસ્ત્રનું અવલોકન કર્યું હતું. તેમાં આપણે જોયું હતું કે ખેતીની પધ્ધતીમાં સુધારા કરવાથી, કે મધ્યકાલીન હળની પધ્ધતિનો ત્યાગ કરવાથી, યાંત્રિક ખેતીવાડીની પધ્ધતિને અપનાવવાથી જ તેમજ ઉંચી જાતના બીજથી વાવણી કરવાથી ખેડુતની આવક લગભગ પાંચ ગણી કરી શકાય એમ છે. આ આર્થિક કંગાલિયતના સળગતા સવાલ પર આપણે ઉંડો વિચાર કરીને અભિપ્રાય જાહેર કર્યો હતો કે ખેડુતોની નીર્ધનતાને નિર્મુળ કરવાને માટે ખેતીવાડીની સાથે સંકળાયેલા પેટા ઉદ્યોગોને ખૂબ ઉત્તેજન આપવું જોઇએ. સાથે જ એક વખતના ઉગ્ર ખાદીપ્રચારક 'અનીલવરણ રોય'ના શબ્દો ટાંકીને બતાવ્યું હતું કે ખેડુતોની કાળ નિર્ધનતાને નાબુદ કરવાને આ જ એક માત્ર ઉપાય છે. ચરખાપ્રવૃત્તિની અને ખાદીના ખોટા પ્રચારથી કંગાળ કિસાનોની ગરીબાઇ એક તલપૂર ઘટી શકે તેમ નથી.

હવે આ લેખમાં કામદાર સમુહની દ્રષ્ટિએ ખાદી અને ચરખા પ્રવૃત્તિનો વિચાર કરવાનો યત્ન કરીયે. હિંદમાં લગભગ ૭૦ લાખ જેટલા શ્રમજીવીઓ છે. ૩૩ કરોડની વિશાળ વસ્તીમાં ૭૦ લાખ જેટલા શ્રમજીવીઓની સંખ્યા વધુ મ્હોટી ન જ મનાય. છતાં હિંદની આઝાદીની લડતમાં અતિ અગત્યનો ભાગ આ વર્ગ ભજવે એમ હોવાથી તેમની દ્રષ્ટિએ ખાદીની ચર્ચા કરવામાં આવે તો ઠીક જ મનાશે. કામદાર વર્ગ સાથે નવું તત્વજ્ઞાન જન્મ્યું છે. નવી સંસ્કૃતિ સર્જાઇ છે. નવી ભાવનાઓ જન્મી છે. તેથી ચરખા અને ખાદીની સમાજવાદનાં દ્રષ્ટિબીંદુએ સમાલોચના કરવી જરૂરની છે.

કામદાર સમુહની દ્રષ્ટિએ ખાદી પ્રવૃતિ કે ચરખાનો ગૃહઉદ્યોગ તદ્દન નવો જ છે. યંત્રવાદના સીધા પરિણામ તરીકે જન્મેલા કામદાર વર્ગને પૂર્વકાળમાં આ ઉદ્યોગ સાથે જરાયે સાનીધ્ય ન હતું. કારીગરો મટીને તેઓ કામદાર બન્યા. અને આમ કામદાર વર્ગમાંથી પાછા કારીગર થવું એ તેમને અશક્ય જ છે. ખેડુત જેવું વ્યક્તિલક્ષી જીવન તેઓ ગુજારતા નથી. કપાસ કંઇ તેમને આંગણે ઉગતો નથી. આમ ચરખાના ગૃહઉદ્યોગને કામદારવર્ગના જીવન સાથે જરાયે સંબંધ નથી.

તેમજ યંત્ર ઉપર અતિ કામ કરીને થાકી ગયેલો કામદાર ઘેર આવીને ચરખાચક્રની પૂજા કરે તે પણ જરાયે

સંભવીત નથી. કામદાર સમુહમાં સ્ત્રી, પુરૂષ અને બાળકો સર્વે જણ યંત્રો ઉપર કામ કરતાં હોવાથી તેમનાં કુટુંબોમાં ચરખો કદી સ્થાન પામી શકે તેવી એક પણ સંભાવના નથી. આ સંજોગોમાં કામદારવર્ગ કે તેમાંનો કોઇ પણ વર્ગ ચરખાચક્રને અપનાવે એવી આશા રાખવી એ માત્ર સ્વપ્નદ્રષ્ટાઓ જ સેવી શકે.

તેમજ દીવસભર કામ કરીને શોષાતા કામદારવર્ગને સાંજે ઘેર આવીને ચરખાચક્રને ચલાવવાનો આદેશ માત્ર હૃદયહીન માનવો જ આપી શકે. અઠ્ઠાવીશ સંચાકામથી શોષાતા સમુદને નવરાશનો પ્રશ્ન જ રહેતો નથી. ૧૨ દીવસમાં માત્ર એક જ દીવસ રજા ભોગવતા આ સમુદને ચરખો ચલાવવાનો આદેશ કેમ જ આપી શકાય? જેના દીલમાં દયા વસી છે, જે માનવ સંતાપ જોઇને અકળાય છે, તેવી વ્યક્તિઓ કામદારવર્ગને ચરખો ચલાવવાના આદેશ ન જ આપી શકે.

ચરખા પ્રવૃત્તિથી આર્થિક સ્થિતિ સુધરશે એવું પ્રલોભન પણ શ્રમજીવી સમુદને સ્પર્શી શકે તેમ નથી. ખેડુતો કરતાં પ્રમાણમાં તેમની સ્થિતિ સારી હોવાથી, તેમજ આખા કુટુંબના માણસો કામ કરતાં હોવાથી ચરખામાંથી મળતી નજીવી આવક તેમને આકર્ષી શકે તેમ નથી. તેથી જ આટલો વ્યવસ્થિત પ્રચાર છતાં કામદારવર્ગ ખાદી અને ચરખા-પ્રવૃત્તિથી બહુ અળગો રહ્યો છે.

છતાં ગુજરાતના પાટનગરમાં કાપડની મીલમાં કામ કરતા કામદારોમાં ચરખા-પ્રવૃત્તિના પ્રચાર કરવાને માટે પ્રખર યત્ન આરંભાયો હતો. આ સતત પ્રચારની નિષ્ફળતા તેમને નિરાશ કરી શકતી એ જ શોકની બીના છે. અમદાવાદના કામદારોમાં ખાદીપ્રવેશ કરવાના યત્નમાં મળેલી સંપુર્ણ નિષ્ફળતા ખાદીભક્તોની આંખ ઉઘાડવા સમર્થ નથી એ જ ખરેખર કરૂણાજનક છે. પણ આ અખતરા અને આ યત્નો બનાવી આપે છે કે કામદાર સમુહમાં ચરખાચક્ર કે ખાદીને સ્થાન આપવાનો યત્ન કરવો તે માનવયત્નને માત્ર વેડફી નાંખવા બરાબર છે.

કામદારવર્ગની મુક્તિ ચરખામાં સમાયેલી છે એવો આદેશ કરવામાં આવ્યો છે. યંત્રવાદના આગમન અને તેના વિકાસ સામે રોષથી જોતા સજ્જનો (!) શિખવે છે કે ચરખાપ્રવૃત્તિ એ કામદારવર્ગ પણ જો ઉપાડી લે તો યંત્રવાદ પર સજ્જડ ફટકો પડે. પણ કામદારવર્ગની દ્રષ્ટિએ જોઇએ તો ચરખાપ્રવૃત્તિથી તેમનું આર્થિક કે સામાજીક હિત જરાયે સચવાતું નથી. શારીરિક દ્રષ્ટિએ ચરખા-પ્રવૃત્તિને કામદારવર્ગ ઇચ્છે તો પણ આદર આપી શકે તેમ નથી. આર્થિક દ્રષ્ટિએ ચરખાપ્રવૃત્તિને અપનાવવાથી તેમની આર્થિક સ્થિતિમાં એક દોકડો પણ વધુ મળી શકે તેમ નથી.

કામદારવર્ગની આર્થિક સુધારણા ચરખાપ્રવૃત્તિથી જરાયે શકય નથી. તેઓના પગાર વધારવામાં આવે તો જ તેમની આર્થિક આવક સુધરી શકે. કામદારો ખરેખર કંગાળ છે. પણ તેમની કંગાલિયતનો ઉકેલ ચરખાથી નહીં થઇ શકે. તેને માટે તો અન્ય કારણો તરફ જ વળવું પડશે તેમનામાં શિક્ષણપધ્ધતિને દાખલ કરી, ઉગ્ર આર્થિક લડતો ઉપાડીને તેમની સ્થિતિ સુધારવી જોઇએ. વર્તમાન પરિસ્થિતિમાં આ એક જ ઉપાય છે.

યંત્રવાદની ઉષ્મામાં જીવતા કામદાર-વર્ગમાં ચરખો શી રીતે સ્થાન મેળવી શકે? તેમની આંખ નીચે કરોડો વાર કાપડ કામદારો બનાવી રહ્યા છે. તેમની ચોતરફ યંત્રો ધમધમી રહ્યાં છે. યંત્ર ઉત્પાદનની અજેય શક્તિનો સંસર્ગ સેવતા કામદારો જોઈ શકે છે કે જો ઓછી મહેનતે વધુ કાપડ ઉત્પન્ન કરવું હોય તો યંત્રવાદ એ એક જ માર્ગ છે. યંત્ર ઉપર કામ કરવામાં તેનામાં નવી શક્તિ પ્રગટે છે, નવી ભાવના જન્મે છે. સમુહ સાથે કામ કરવામાં તે નવા તત્વ-જ્ઞાનને સૂજવે છે. વ્યક્તિલક્ષી મટી જઈને તે સમુદાયમાં ભળી જતાં શીખે છે તેથી જ કામદાર સમુહ મધ્યકાલિન ચરખાપ્રવૃત્તિને અપનાવે એ આશા જ અસ્થાને છે.

જે વસ્તુ ચરખાના અર્થશાસ્ત્રને લાગુ પડે છે. તે જ વસ્તુ ખાદીના અર્થશાસ્ત્રને પણ લાગુ પડે છે. જેમ ચરખો કોઈ પણ કામદારને એક પાઈનો પણ વધારો આપવા અશક્ત છે તે જ પ્રમાણે ખાદી પણ કામદારોના ગજવામાં ત્રાંબીયાંને વધુ કરવા અશક્ત છે. ઘણાને ખબર નહીં હોય પણ મેં તો નરી નરી આંખે નીહાળ્યું છે કે કાપડની મીલમાં કામ કરતો કામદાર ઈંગ્લીશ ટવીલનાં ખમીસ પહેરે છે. તેના બદન પર માંચેસ્ટરમાં બનેલી ખરબચડી ખાદી હોય છે. સ્વાભાવિક સવાલ પુછશો તો તરત જ તમોને જવાબ મળશે કે બજારમાં વિદેશી માલ સસ્તો મળે છે! યાદ રાખો! કાપડ ઉત્પન્ન કરનારા કામદારોનો આ અનુભવ છે. તો પછી અન્ય કામદારોની કલ્પના જ શું કરવી? જ્યારે અહીંની મીલમાં બનતા માલને તેઓ અપનાવી શકતા નથી, ત્યારે ખાદી કેવી રીતે ખરીદ કરી શકવાના હતા?

સામાન્ય રીતે દરેક જણ એ તો કબુલ કરશે જ ખાદી એ અતિ મોંઘી વસ્તુ છે ખરીદનારમાં સ્વદેશીભાવના જો જીવંત ન હોય તો સો વાર જેટલી પણ ખાદી ખપે કે કેમ તે શંકા છે. આમ કામદાર સમુહ ખાદી પહેરી શકે એમ કેવી રીતે માની શકાય?

કેટલાક દલીલ કરે છે કે જો કામદારો ખાદી પહેરે તો ઉદ્યોગવાદના કેટલાંક અનિષ્ટો જરૂર દુર થઈ શકે! હું આવી દલીલ કરનારને પુછીશ કે ઉદ્યોગવાદના અનિષ્ટોનો નાશ ખાદીથી શી રીતે થવાનો હતો? ખાદી એવી કઈ જાદુઈ શક્તિ વડે કામદારોનાં કષ્ટ દૂર કરી શકે તેમ હતી? ખરેખર રીતે જોઈએ તો ખાદીમાં એવી જરાએ શક્તિ નથી. ખાદીના પોશાકથી અંતર ઉજ્જવળ બનતું હોય એમ કોઈ માની શકશે નહીં. ખાદીના પોશાકમાં એવી કોઈ પણ પ્રકારની મોહની નથી કે જેથી આ વસ્તુ શક્ય બને. માત્ર ગરીબ કામદાર સ્વદેશી ભાવનાથી પ્રેરાઈને ખાદી ખરીદે તો માત્ર તેની કંગાળ આવકમાંથી તે માત્ર થોડા પૈસા જ ખોઈ બેસશે.

આ યુગ પ્રગતિનો છે. યંત્રવાદનાં વહેણ ધસમસતાં આવી રહ્યાં છે. યંત્ર-ઉત્પાદનનો વેગ સમગ્ર હીંદને ઘેરી વળ્યો છે, અને તેથી જ આ યુગમાં ચરખો અને ખાદીના આદર્શ આપવા એ માત્ર શબ થઈ પડેલા શરીરમાં અકુદરતી રીતે પ્રાણવાયુ પુરવા બરાબર છે. ચરખો કે ખાદી બન્નેમાંથી એકે કામદારોની કંગાલિયત નિવારી શકે તેમ નથી. એટલું જ નહીં પણ તેમની આર્થિક, સામાજીક, કે રાજકિય લડતમાં જરાયે મદદરૂપ નીવડે તેમ નથી.

# શસ્ત્રબંધીની

: લેખક :

આંતરરાષ્ટ્રિય પરિષદો માટે પ્રખ્યાત બનેલા જીનીવામાં, શસ્ત્રબંધીની પ્રથમ પરિષદ પ્રચંડ પ્રચાર કામ કર્યા પછી ગયા માસની શરૂઆતમાં મળી હતી. લગભગ ૨૦૦૦ જેટલા પ્રતિનિધિઓએ હાજરી આપી. શાંઘાઇમાં સંગ્રામ શરૂ કર્યા પછી પોતાની શાંતિવૃત્તિની વિશ્વને ખાત્રી આપવા માટે જાપાને લગભગ ૯૦ જેટલા પ્રતિનિધિઓને પરિષદમાં મોકલ્યા હતા. એટલું જ નહી પણ પ્રજાસંઘ સાથે અસહકાર કરતા સમાજવાદી રશીયાના પ્રતિનિધિઓએ પણ હાજરી આપી હતી. અમેરિકા શિવાય પૃથ્વીના લગભગ પ્રત્યેક દેશના પ્રતિનિધિઓએ ત્યાં શબ્દો ફેંક્યા. શસ્ત્રોમાં ઘટાડો કરવાની સામાન્ય વૃત્તિની પ્રતિતિ કરાવવા આખરે આ પરિષદ આ વર્ષે મળી.

## કટોકટીનો અવસર

કમનશીબે પ્રજાસંઘની આકરી કસોટીનો આ અવસર છે. ચીન જાપાનની અથડામણની એરણ ઉપર પ્રજાસંઘની કસોટી થઇ રહી છે. આ યુદ્ધ અટકાવવાને પ્રજાસંઘ તદ્દન નિષ્ફળ નિવડ્યું છે. એટલું જ નહીં પણ જાપાનને તલવાર ઉગામતું અટકાવવામાં તેણે પરોક્ષ સહાય કરી છે. પ્રજાસંઘના મહાન ગણાતા મહારથીઓની નરી નિષ્ફળતાનો પડછાયો શસ્ત્રબંધીની પરિષદ પર પથરાયો છે. અત્યારનો અવસર એ કટોકટીનો અવસર છે. ચીન–જાપાન અથડામણમાંથી વિશ્વવ્યાપી યુદ્ધ શરૂ થશે એવી ભીતિ પ્રત્યેકને લાગી છે. શસ્ત્રબંધીની સમસ્યાનો ઉકેલ કરવા બેઠેલા પ્રતિનિધિઓના માનસમાં યુદ્ધભયે મુંઝવણ નાંખ્યાં છે. આ સંજોગોમાં શસ્ત્રબંધીની પરિષદનું મહત્વ ઘણું ઘટી ગયું છે. વાતાવરણમાં રાજકિય ઉષ્મા પથરાતાં શાંતિવાદનો દેખાવ કરવો એ અશક્ય બન્યું છે. આજે સમગ્ર વિશ્વનો વિચાર કરતા વર્ગને શસ્ત્રબંધીના પરિષદ સફળ થાય કે નહીં તેની જરાએ પરવા નથી. પણ પ્રજાસંઘ જાપાનને નમાવી શકે છે કે કેમ તે જોવાને જ તેઓ આતુર છે. આમ આ અમંગળ અવસરે શસ્ત્રબંધીની પરિષદના સફળતાના માર્ગમાં અનુલંઘનીય મુશ્કેલીઓ ઉભી કરે છે.

શસ્ત્રબંધીના પ્રોગ્રામ માટે સામ્રાજ્યવાદીઓમાં એકાએક ઉપજેલા ઉત્સાહ માટે અનેક તર્કવિતર્કોને સ્થાન મળ્યું છે. ઘનઘોર યુદ્ધ ખેલ્યા પછી યુરોપના મહારાજ્યો એકદમ શસ્ત્રો ઘટાડવા માટે પ્રેરાય એ વસ્તુ જ એટલી અસ્વાભાવિક છે કે અનેક વ્યક્તિઓએ જુદાં જુદાં કારણો આ અકુદરતી દીસતી અભિલાષા માટે આપ્યાં છે. આવા કેટલાક કારણોની સમાલોચના કરી, શસ્ત્રબંધીના નાટક પછવાડે સમાયેલો શબ્દછળ ખુલ્લો પાડવો એ જ આ ન્હાનકડા લેખનો એક માત્ર ઉદ્દેશ છે.

મુડીવાદી વિચારકો કહે છે કે જગતના સામ્રાજ્યવાદીઓ શાંતિ માટે પ્રામાણિક યત્ન કરે છે. પણ જ્યાં સુધી અન્ય ઉપર આક્રમણ થઇ શકે એટલું સૈન્ય એક રાષ્ટ્ર પાસે હોય ત્યાં સુધી શાંતિ સચવાઇ રહેશે એવી જરાયે સલામતી નથી. માટે જ આવી પરિષદ જરૂરની

# શબ્દ જાળ

'સત્યશોધક'

છે. પ્રત્યેક રાષ્ટ્રના સામ્રાજ્યવાદી પ્રધાનો અત્યારે એમ જ કહે છે કે આક્રમણ કરવાની અમારી વૃત્તિ નથી, પણ અમારા ઉપર આક્રમણ થાય તો અમો સ્વરક્ષણ કરી શકીયે એ જ ઉદ્દેશથી જ સૈન્ય નિભાવવું પડે છે. આ પ્રકારની દલીલ કરીને અત્યારે સ્વરક્ષણના ઓથા નીચે દરેક રાષ્ટ્રે શસ્ત્રસ્પર્ધા આરંભી છે. એક ઉદાહરણ લઇએ.

| લશ્કરી ખર્ચ. | ઇ. સ. ૧૯૨૩. | ઇ. સ. ૧૯૩૦–૩૧ |
|---|---|---|
| ફ્રાંસ ... | ૨૫,૮૦,૦૦,૨૦૦ | ૪૫,૭૦,૦૦,૦૦૦ |
| ઇંગ્લેંડ ... | ૫૨,૦૦,૦૦,૦૦૦ | ૫૩,૬૭,૦૦,૦૦૦ |
| અમેરિકા | ૬૮,૦૦,૦૦,૦૦૦ | ૮૪,૬૭,૦૦,૦૦૦ |
| ઇટાલી, જાપાન, પશ્ચિમ, જર્મની અને બચેલાં રાજ્યો | ૧૨,૦૦,૦૦,૦૦૦ | ૧૯,૬૦,૦૦,૦૦૦ |

સામ્રાજ્યવાદી પ્રદેશો કહે છે કે શત્રુ આક્રમણ કરે તો સ્વરક્ષણ કરી શકાય એવી શુભ દાનતથી જ અમો શસ્ત્રો વધારીયે છીએ આમ શાંતિની સલામતીને નામે સંહારનાં શસ્ત્રો વધારવામાં આવ્યાં છે. એટલું જ નહીં પણ મુડીવાદીઓ 'વિશ્વશાંતિને જાળવવા માટે જ' અત્યારે લશ્કરી ખર્ચમાં ધારોમ વધારો કરી રહ્યા છે! આમ એક બાજુ લશ્કરી ખર્ચ પૂરવેગથી વધારવામાં આવતું હોય, ત્યારે જગતના સામ્રાજ્યવાદીઓ શાંતિની અંતરથી પ્રાર્થના કરતા હોય એમ કોણ માની શકશે? જ્યારે સમગ્ર વિશ્વના રાષ્ટ્રો સૈનિક ખર્ચને ધાડોમ વધારી રહ્યા હોય ત્યારે તેઓ પૃથ્વી પર શાંતિને માટે શ્રમ કરી રહ્યા છે એમ કોણ માની શકશે? કેટલાક મુર્ખાઓ આ યુગને 'સશસ્ત્ર શાંતિ'ના યુગ તરીકે ઓળખાવે છે. પણ અત્યારે આપણી નજર સમક્ષ ઉભા થયેલા સંજોગો ઉપર ખૂબ ધ્યાન આપીયે તો જણાશે કે આ યુગમાં વિશ્વવ્યાપી યુધ્ધની તૈયારીઓ જ સઘળે સ્થળે દેખાઇ આવે છે. પ્રત્યેક રાષ્ટ્ર તેની જેટલી સંપત્તિ હોય એટલી સંપત્તિ શસ્ત્ર સજ્જવા પછવાડે વેડફી નાખે છે અને એ સર્વ 'વિશ્વશાંતિ' સાચવવાના બ્હાના નીચે!

શાંતિ–એ શબ્દ સર્વને પ્રિય હોવા છતાં સામ્રાજ્યવાદી સમાજ રચના જ એ પ્રકારની છે કે અમુક વર્ષો પછી યુધ્ધ અનિવાર્ય થઇ જ પડે. સૃષ્ટિની સંપત્તિ લુંટવાને માટે જુદા જુદા સામ્રાજ્યવાદીઓએ પ્રચંડ સ્પર્ધા આરંભી છે. પૃથ્વીના અણવિકસેલા, અણશોધાયેલા પ્રદેશો પર સ્વામિત્વ સ્થાપી બેઠેલા સામ્રાજ્યવાદી દેશો અંદર અંદર ઉંડી હરીફાઇ કરી રહ્યા છે. પૃથ્વીના મહારાજ્યો વચ્ચે વિશ્વ વહેંચાઇ ગયું છે. પૃથ્વીના ધનભંડારો ઉપર સામ્રાજ્યવાદી દેશોએ અડ્ડો નાંખ્યા છે. મંચુરીયાના રસકસ ભરેલા પ્રદેશ પર જાપાને કરેલું લશ્કરી પ્રસ્થાન ઉપલા વિધાનનું સીધું

ઉદાહરણ છે. અત્યારે પ્રત્યેક સ્થળે આવિ જ પ્રવૃત્તિ ચાલી રહી છે. વિશ્વનાં વર્તમાનપત્રો સામ્રાજ્યવાદી આક્રમણોના વર્તમાનથી તરબોળ હોય છે: ચીન-જાપાન અથડામણ, ફીલીપાઈન અમેરિકન અથડામણ, કુર્દ-તુર્કી અથડામણ એ સર્વ સાંપ્રત ઇતિહાસની ગાથાઓ છે.

ત્યારે શસ્ત્રબંધીના પોગ્રામ માટે સામ્રાજ્યવાદી પ્રધાનો શા માટે આવા અસીમ ઉત્સાહનું આ લક્ષણે પ્રદર્શન કરે છે? એક તરફ લશ્કરી ખર્ચ બેફામ વધારીને તેઓ આ વર્ષે આ શસ્ત્રસ્પર્ધા ઉપર એકાએક અંકુશ મુકવા તત્પર થયા છે? તેનાં કારણો વિચારવાં, સમજવાં, એ સર્વ રસિક છે.

## યુદ્ધકળાનું યાંત્રિક પરિવર્તન

પ્રથમ તો યુદ્ધકળામાં અપૂર્વ યાંત્રિક પરિવર્તન થઇ રહ્યું છે. યાંત્રિક પરિવર્તન એ આ યુગનો પ્રધાનસુર છે. પ્રજાસંઘના બ્રીટીશ પ્રતિનિધિ તરીકે પંકાયેલા લોર્ડ સેસીલે શસ્ત્રસ્પર્ધા ઉપર નીચલા અભ્યાસજન્ય વિચાર કર્યા છે. તેઓ કહે છે તે પ્રમાણે—

શસ્ત્રસ્પર્ધા એ સંપુર્ણ આધુનિક વસ્તુ છે. વધુ ચોક્કસ બનીયે તો માત્ર આ સ્પર્ધાએ ૬૦ શીયાળા વિતાવ્યા છે ફ્રાંકો-જર્મન યુદ્ધ પહેલાં 'સશસ્ત્ર શાંતિ' વિષે કોઇ જાણતું ન હતું......

અત્યારે યુરોપમાં ૫૩૦૦ લાખ પાઉન્ડ શસ્ત્રો પછવાડે ખર્ચાય છે **એટલું જ નહીં પણ હવે તો વિજ્ઞાને સમગ્ર પરિસ્થિતિને પલટાવી નાંખી છે. કિંમત કરતાં પણ તેનું આ સ્વરૂપ વધુ ગંભીર અને બીહામણું છે... અત્યારની યુધ્ધકળામાં એટલું તો પરિવર્તન થઇ ગયું છે કે ૧૯૧૮ માં રણાંગણને વિદાય આપનારા સૈનિકો હવે ભાગ્યેજ આ નવી પધ્ધતિને સમજી શકે**......માનવ પ્રગતિ આજે હિતકર્તા થવાને બદલે શ્રાપ સમાન નથી થઇ પડી? **વિજ્ઞાન અને યુધ્ધના સંયોગે એવા તો યાંત્રિક રાક્ષસને જન્મ આપ્યો છે કે જેની સામે થવાની આપણી શકિત બહુ જુજ નથી?**

આ સત્ય વસ્તુ છે. આજે વિજ્ઞાનના સ્પર્શથી યુદ્ધ કલા પારાવાર પરિવર્તન પામી છે. લોર્ડ સેસીલના આ શબ્દો શસ્ત્રસ્પર્ધા પર અંકુશ મુકવાની સામ્રાજ્યવાદી નીતિ ઉપર પુષ્કળ પ્રકાશ પાથરે છે. આ યુગમાં જૂની યુધ્ધકલાની વસ્તુઓ તદ્દન નકામી નીવડી છે. યાંત્રિક યુધ્ધકળાના આગમને વિશાળ સૈનિકદળની સંખ્યાને બીનજરૂરી બનાવી છે. યાંત્રિક તોપોના આગમને ઘોડેસ્વારોને હડસેલી દીધી છે 'પોકેટ બેટલશીપ' ની શોધથી હવે સાગર ઉપર ફરતા ડ્રેડનોટ નકામી નીવડી છે. યાંત્રિક રોબોટ એરોપ્લેનની શોધથી શોફરો અવાજ કરનારા લશ્કરી વિમાનો નિરર્થક થઇ પડયાં છે. એટલું જ નહીં પણ હવે ઝેરી ગેસની છેલ્લી શોધ, અને રસાયણિક યુધ્ધકલાનું આગમન થતાં માત્ર પાંચ વર્ષ પહેલાનું લશ્કરી કોલેજોનું શિક્ષણ પ્રાચિન થઇ પડયું છે. આમ શસ્ત્રકલાને વિજ્ઞાનનો સ્પર્શ થતાં સંહારના નવા આયુધો યોજાયા છે. સેંકડો વૈજ્ઞાનિકો સરકારી પ્રયોગશાળાઓમાં આ નવીન સંહારના આયુધોને 'પુર્ણતા' પમાડી રહ્યા છે. અત્યારે કેટલીક ગુપ્ત શોધખોળો જગત જાણતું પણ નથી.

આવી પરિસ્થિતિમાં વાચક સમુદાય જોઇ શકશે કે સામ્રાજ્યવાદીઓ પોતે જ નિરર્થક નિવડેલા લશ્કરી સાધનોને ઘટાડવા ફરજે છે. આથી જ દિંદમાં ત્રણ વર્ષ પહેલાં યાંત્રિક ઢબ પર લશ્કરની પુનર્રચના કરવાનો પોતાનો નિશ્ચય સેનાપતિ સર ચેટવુડે જાહેર કરેલો. અને હાલ તે અમલમાં પણ મુકાયો છે. આ દ્રષ્ટિએ અવલોકનાં આપણે જોઇ શકીએ છીએ કે યાંત્રિક પરિવર્તને ( Technological Revolution in art of warfare ) એવી પરિસ્થિતિ ઉભી કરી છે કે જ્યારે સામ્રાજ્યવાદીઓને જ પોતાના ગત કાલના થઇ પડેલા શસ્ત્રોને ફેંકી દેવાની જરૂર ઉભી થઇ છે.

ઉપરાંત જૂની ખર્ચાળ પધ્ધતિને સ્થાને નવી પધ્ધતિને અપનાવવાથી ખર્ચ પણ ઓછું આવે છે, તેમ જ યંત્રકળામાં પછાત મનાતી એશીયા તેમ જ અન્ય ખંડોની પ્રજા પાસે યુધ્ધકળાની વસ્તુઓ નહીં હોવાથી યુરોપના સામ્રાજ્યવાદીઓ કોઇ પણ પ્રકારની ભીતિ વગર શસ્ત્રબંધીની યોજનાનો વિચાર કરી શકે એમ છે. કંઇક પ્રમાણસર જો બધા જ રાજ્યો શસ્ત્રોમાં ઘટાડો કરે તો સામ્રાજ્યવાદીઓને જરાયે આંચ આવી શકે તેમ નથી. મહારાજ્યોની આધુનિક સૈન્યશક્તિને પ્રમાણ તરીકે ગણીને **એ જ પ્રમાણ પર** બધાં લશ્કરી સરંજામમાં ઘટાડો કરે તો મહા રાજ્યોની મહાશક્તિને જરાયે આંચ નહીં આવે એ ચોક્કસ છે.

આમ યુધ્ધકળાનું યાંત્રીક પરિવર્તન લે જ શસ્ત્રબંધીની પરિષદની યોજનાનું મુળ છે. યાંત્રિક પરિવર્તન એ તેનો પાયો છે. નવી પરિસ્થિતિ માટે સામ્રાજ્યવાદીઓનો આ નવો દાવ છે. નવી જરૂરીઆતો માટે સામ્રાજ્યવાદનો આ નવો માર્ગ છે.

શસ્ત્રબંધીની પરિષદ બીજો અર્થ એવું સારે છે. શાંતિવાદીના સુત્રોનો જોરશોરથી ઉચ્ચાર કરવાથી આવતા યુધ્ધની મલીન તૈયારીઓ ઉપર આપમેળે બુરખો પથરાય છે. તેઓ શાંતિવાદના શબ્દો જોર શોરથી ઉચ્ચારે છે અને ત્યાર પછી ઠંડે પેટે યાંત્રિક શસ્ત્રો સજ્જ કરી રહે છે. સામ્રાજ્યવાદ આ પ્રમાણે સરળતાથી સમુહને છેતરી શકે છે. તેમની લશ્કરી તૈયારીઓની સમુહને ખબર ન પડી જાય તેટલા માટે સૌથી સરસ માર્ગ તો શાંતિની નીતિમાં સમુહનો વિશ્વાસ ઉત્પન્ન કરવાનો છે. તેઓ અતિ કુશળતાથી આ માર્ગનો ઉપયોગ કરી રહ્યા છે. મેકડોનાલ્ડ, ટારડયુ, લેવલ, હુવર, બ્રુનીંગ, એ સર્વ રાજકારણી રમતના ખેલાડીઓ એક બાજુથી યુધ્ધની તૈયારીઓ ઉપર સંમતી આપી ને બીજી બાજુએ શાંતિના યશોગાન ગાઇ રહ્યા છે. સામ્રાજ્યવાદીઓની આ એક તરકીબ છે. તેમના નિખાલસ જેવા દીસતા વચનથી સમુહમાં શ્રધ્ધા જન્મ પામે છે દરેક દેશની સામાન્ય વ્યક્તિઓ તો એમ જ સમજે છે કે શસ્ત્રબંધીના પ્રોગ્રામમાં તેમના શાસન કરનારાઓ અચળ વિશ્વાસ ધરાવે છે જ્યારે સામ્રાજ્યવાદીઓ તેમનો સંહાર કરવાની છુપી યોજનાઓ આદરી રહ્યા છે. આ યુગની આ એક લાક્ષણિકતા છે.

કેટલાક કહે છે કે સામ્રાજ્યવાદીઓનો આશય ખરેખર પ્રમાણિક હોય તો ? તો તો પછી તેઓ દાનવ મટીને દેવ બન્યા હોવા જોઇએ. દુનીયા પર દુઃખનો દાવાનળ ઉભો કરનારી આ આર્થિક પધ્ધતિના પ્રણેતાઓમાં વિશ્વાસ મુકવા

[ અનુસંધાન પૃષ્ઠ ૧૪૩૨ ]

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## લોખંડી મોરચા!

સમગ્ર જર્મનીમાં રાષ્ટ્રવાદની ભાવના પાછી ઉગ્ર રૂપમાં પ્રગટી છે. બરલીનના ન્હાના મ્હોટા પ્રત્યેક પરામાં રાષ્ટ્રવાદીઓની થોકબંધ સભાઓ દરરોજ ભરાય છે. અને તેથી પ્રજાસત્તાકને સંરક્ષવા માટે આ નવું આંદોલન ઉપાડવામાં આવ્યું છે.

લોખંડી મોરચા એ નામથી આ ચળવળ ઓળખાય છે. તેઓ પ્રજાસત્તાકનો વાવટો ઉડતો રાખવાને પ્રતિજ્ઞાબદ્ધ છે. પ્રજાસત્તાકવાદી મજુર મંડળો અને મધ્યમ વર્ગના યુવાનો સેંકડોની સંખ્યામાં જોડાયા છે. રાજકિય સ્વાધીનતા અને આંતરરાષ્ટ્રિય સહકાર એ તેના મુખ્ય સુત્રો છે.

'લોખંડી, મોરચા' એ કંઇ પક્ષ નથી. પણ જર્મન પ્રજાની સ્વાધિનતા સંરક્ષવા માટે ઉભા કરવામાં આવેલા આંદોલનો છે. આ યુગની સંમિશ્રિત વિચારસરણીએ હીટલેર જેવી એક મુર્તિ સર્જી છે. આ મુર્ખાઓ જર્મન પ્રજાના સર્વસ્વ ઉપર અમર્યાદીત પ્રભુત્વ માગી રહ્યા છે. કંગાળ ફાસીસ્ટોએ એક પણ નવો વિચાર આપ્યા વિના, એક પણ નવી પદ્ધતિ સ્થાપ્યા વિના આંતરવિગ્રહ આમંત્રી રહ્યા છે, તેમને આ જવાબ છે.

ફેબ્રુઆરીની ૨૧ મી તારીખે સમગ્ર દેશભરમાં રાષ્ટ્રદળની પેરેડ જાહેર કરવામાં આવી છે. શહેરે શહેરે હીટલેર ટોળકીને જવાબ આપવા માટે સજ્જડ તૈયારીએ ચાલી રહી છે. પાશવબળના પુજારીઓ સામે પાશવબળનું પ્રદર્શન કરવાનો આ પ્રયાસ છે.

જર્મનીમાં દીવેલા અને દંડુકાનીતિથી જોરદાર બનેલા ફાસીસ્ટ પક્ષની સામે મોરચા માંડવા, તેમજ તેમની જ પદ્ધતિથી તેમનો વિરોધ કરવો એ 'લોખંડી મોરચાનો ઉદ્દેશ છે' આ નવા આંદોલનોએ સમાજવાદીઓ અને રાષ્ટ્રભાવનાવાદીઓમાં પાછો ઉત્સાહનો સંચાર કર્યો છે. આ નવા આંદોલનોને મળેલા સહકારથી તેમનામાં નવી આશા જન્મી છે. અને પ્રજાસત્તાક વાવટાની પડખે ઉભા રહેવાનો તેમનો નિશ્ચય વધુ ને વધુ મક્કમ બન્યો છે.

વિખ્યાત ડો. બ્રીટીશ શીલ્ડ 'લોખંડી મોરચા'નો નેતા છે. પ્રજાસત્તાક ભાવનાનો તે પ્રખર પૂજક છે. જર્મની અને ફ્રાંસની ઐક્યતામાં તેની સંપૂર્ણ શ્રદ્ધા છે.

## અમેરીકન ચુંટણીનો ખર્ચ

દરેક દેશમાં ચુંટણી પાછળ થતા અનહદ ખર્ચ તરફ આંગળી ચીંધી અમેરીકન અખબાર 'ધી નેશન' કડક ટીકા કરે છે. મુંબાઇમાં મ્યુનીસીપલ ચુંટણી હમણાં જ થઇ ગઇ. એટલે તેનો તો દરેકને અનુભવ જ

છે. તે ધ્યાનમાં લેતાં આટલો ઉતારો રસિક થઇ પડવા સંભવ છે.

**અમેરીકામાં** મ્હોટી મ્હોટી જગ્યાઓ માટે થતી ચુંટણીઓમાં અનહદ આર્થિક ખર્ચ થઇ રહ્યું છે. આ વસ્તુ ઉપર અનેકવાર ખૂબ ભાર મુકવામાં આવ્યો છે. પણ તેના ઉપર ફરી ફરીને લક્ષ ખેંચવાની જરૂર છે. લોકશાસનના ટીકાકારોએ અનેક વાર ચુંટણી તરફ તિરસ્કાર દર્શાવીને કહ્યું છે કે આધુનિક ચુંટણી એ માત્ર માથાં ગણવા બરાબર છે. ૧૮૯૬ પછી પ્રમુખની પ્રત્યેક વરણીમાં જે પક્ષે વધુ પૈસા વેર્યા તે પક્ષને જ વિજયમાળ વરી છે. સત્ય કહીયે તો અત્યારે તો ડોલર ગણવા પુરતી જ ક્રિયા છે. ડોલર એ જ અત્યારે માપ છે. પ્રધાન કે ગવર્નરનો પગાર જોઇએ અને ચુંટણી પાછળ થતાં અનહદ ખર્ચના આંકડાઓ સરખાવીયે તો આપણી જીભ તાળવે ચોંટી જાય. ૧૯૩૦ માં ૩૨ સેનેટરની ચુંટણી પાછળ ૫૫૦૫૭૧૨ ડોલરનો ખર્ચ થયો. બધા સેનેટરની કમાણી એકત્ર કરીયે તો પણ તે કરતાં પંદર ગણી આ રકમ મ્હોટી હતી.

## અમેરીકા અને ચીન

**મો**સ્કોના સૌથી સત્તાવાર ગણાતા 'પ્રવદા' પત્રમાં સોવીયેટ શાસનનો સૌથી કાબેલ અને પ્રતિષ્ઠિત મનાતો પત્રકાર આઇ. ચેરૂબી સોવીસે જાપાન અને ચીન વચ્ચે ચાલતા સંગ્રામ ઉપર મનનિય લેખ લખ્યો છે. આ લેખમાં અમેરીકન દ્રષ્ટિબિંદુ અને તેની કુટ રાજનીતિનો ઉલ્લેખ છે જે અત્રે ઉતારી લઇએ છીએ: ચીન અને જાપાન્ વચ્ચે ચાલતા સંગ્રામમાં અમેરીકા ખૂબ રસ લઈ રહ્યું છે. એ વસ્તુ તો ચોકકસ છે. પણ તેથી તેણે શાબ્દિક વિરોધ શીવાય અન્ય કંઇ જ કર્યું નથી. આ ઘટના ઉપર આ પત્રકાર પ્રકાશ પાડે છે.

સાનડીગો કે સાન ફ્રાંન્સીસકો એ હવે અગત્યના નૌકા સ્થળ તરીકે અમેરીકા નથી માનતું, તે તો હવે કેનેડાની સરહદ પર આવેલાં પ્રીમરટન અને અલાસ્કાને વધુ ઉપયોગના માને છે. કારણ કે સાન ફ્રાંસિસ્કોથી જાપાન ૪૫૦૦ માઇલ દૂર છે, જયારે ઉપલા સ્થળોથી તે માત્ર ૨૫૦૦ માઇલ જ દૂર છે. અમેરીકાની સરકારે શાંતિવાદના સુત્રો નીચે લગભગ ૧૦,૦૦,૦૦,૦૦૦ ડોલર નૌકાબળ પાછળ ખર્ચ્યાં છે આ પ્રમાણે અમેરીકન મુડીવાદીઓ પેસીફીક મહાસાગરમાં સંગ્રામ કરવાને માટે તૈયારીઓ કરી રહ્યા છે."

છતાં અમેરીકન સત્તાઓ તરફથી ચીન જાપાન વચ્ચે ચાલતા સંગ્રામમાં વિરોધો બહુ જ નમ્ર ભાષામાં લખાવેલા છે એ વસ્તુને આ કાબેલ અખબારનવેશ નીચે પ્રમાણે સમજાવવાનો યત્ન કરે છે.

પ્રથમ તે અમેરીકા આ સંગ્રામ જેટલો વધુ વ્યાપક અને તેટલો બનાવવા ઇચ્છે છે. આ વખતે અમેરીકા આશા રાખે છે કે જાપાનીસ

સામ્રાજ્યવાદને ચીનના અન્ય ભાગ-માંથી ખસી જવાની ફરજ પડશે. આથી જ નાનકિંગ સરકાર તરફ અમેરીકા આટલી સહાનુભૂતિ દર્શાવે છે.

ઉપરાંત અમેરીકન રાજનીતિ સોવીયેટને સંગ્રામમાં ઉતારવાની છે. આ આશા જો સફળ થાય તો સોવીયેટ રૂશીયા અને જાપાનસામ્રાજ્યવાદ બન્ને નબળાં પડે. તેમજ અમેરીકન પ્રધાન સ્ટીમસન માને છે કે આ કલહ-માંથી સગ્રામનો શંખનાદ જરૂર જ ફુંકાશે અને આ વસ્તુ માટે તો અમેરીકાના અબજપતિઓ અતિ ઉત્કંઠાથી રાહ જોઇ રહ્યા છે.

## જગાતનીતિની અવળી અસર

આધુનીક આર્થીક મંદી માટે જકાતનીતિ જવાબદાર છે એમ અનેક અર્થવિશારદોએ અત્યાર પહેલા અનેકવાર ઉચ્ચાર્યું છે. છતાં દરેક દરેક દેશો જકાતની મ્હોટી દીવાલો ઉભી કરતા જ જાય છે. બે શતક સુધી સ્વતંત્ર વ્યાપારની પધ્ધતીને અપનાવનાર ઇંગ્લેંડ પણ જકાતનીતિનું અનુકરણ કર્યું છે.

આ અનીષ્ટ વૃતી સામે સમનેર. એચ. સ્લીશટરે સન્તાવાર મનાતા 'કરન્ટ હીસ્ટરી' નામના માસીકમાં એક અભ્યાસપુર્ણ લેખ લખ્યો છે. તેમાં તેઓ કેટલીક કડક ટીકા કરે છે. આ લેખનો કેટલોક ભાગ નીચે ઉતારીયે છીયે જે આશા છે કે અતિ રસિક થઈ પડશે.

...આધુનિક આર્થિક મંદી શરૂ થઇ તેના પહેલાના વર્ષોમાં જકાતની દીવાલો જેટલા વેગથી ઉંચી વધી તેટલી અન્ય કોઇ કાળમાં વધી નથી... આવા સમય ઇતિહાસમાં બહુ ઓછા આવ્યા છે. યુરોપના ૨૬ દેશોએ ૧૯૨૫ થી ૧૯૨૯ સુધીમાં કેટલીય વાર જકાતી ધારાઓ સુધાર્યા છે. પરિણામે જકાતની દીવાલો વધુ ઉંચી ને ઉંચી બની છે. દક્ષિણ અમેરીકાનાં ૨૦ માંથી ૧૭ પ્રજા-સત્તાક સરકારોએ પણ જકાતો વધારી છે......જેમ જેમ આબા-દીની ઓટ આવતી ગઇ તેમ તેમ જકાતની દીવાલો વધુ ને વધુ ઉંચી બનતી ગઇ છે. અમેરીકાએ ૧૯૩૦ માં વિદેશથી આવતા માલ પર જકાતો નાખી કે બીજા ૨૫ દેશોએ તેનું અનુકરણ કરીને જ-વાબ વાળ્યો હતો.

જકાતનીતિ બે પ્રકારે વિશ્વ-વ્યાપારને નુકશાન કરી રહી છે. પ્રથમ તો મહાયુધ્ધને અંગે આ-ર્થિક તંત્ર લગભગ તુટી ગયું હતું. સંપત્તિ અને તેના રોકાણના સ્થાન વચ્ચે કંઇ પ્રમાણ જ ન રહ્યું. આ ઉપરાંત નવી ઉભી થયેલી આંતર-રાષ્ટ્રિય પરિસ્થિતિને ઠેકાણે આવતાં—ડામાડોળ બનેલી આર્થિક સ્થિતિ પાછી કુદરતી સંગીન પાયા પર જતી હતી—ત્યારે જકાતનીતિએ બંન્ને રીતે આર્થિક તંત્ર ઉપર ઘા કર્યો, તેણે સંપત્તિના સંચાલન પર અંકુશો મુકયા અને માલની આવ જાવ ઉપર મર્યાદાઓ મુકી. ભલે જકાતનીતિએ આબાદીના તુકડા નહીં

કર્યા હોય, પણ ઉંડી આર્થિક મંદીની આફત સામે થવાની સમાજની શક્તિ તો ખુબજ હણી લીધી છે

## યુદ્ધદંડ અને યુરોપી દેવું

લોસેનમાં મળનારી યુદ્ધદંડ પરિષદ આખરે છેલ્લી ક્ષણે મુલતવી રહી હતી. આ વિશ્વ વિખ્યાત ઘટના ઉપર ટીકા કરતાં ઇંગ્લાંડનું આગેવાન અઠવાડીક અખબાર 'સ્પેક્ટેટર' તા. ૨૩-૧-૩૨ ના અંકમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે. ઇંગ્લીશ મનોદશાનું તે પુણ પ્રતિબિંબ પાડતું હોવાથી અત્રે આપવાનું ઉચીત ધાર્યું છે.

લોસેન પરિષદ છેક છેલ્લી ઘડીએ મુલતવી રહી છે, અને હવે કયારે મળશે તે કોઇ કહી શકે તેમ નથી. અમેરીકાએ ફ્રાંસને ચોખ્ખું પરખાવ્યું છે કે યુદ્ધદંડ અને અમેરીકન દેવાને પરસ્પર સાંકળી શકાશે નહીં. અમેરીકા આક્ષેપ કરે છે કે યુરોપી દેશો આ આર્થિક દેવું ભરપાઇ કરવાને સશક્ત છે. જો તે પોતાના આર્થિકતંત્રની પુનર્રચના બરાબર કરે તો પૈસા આપવા તદ્દન શક્તિમાન છે. ફ્રેંચ પાર્લામેંટમાં એક અગત્યની જાહેરાતમાં વડાપ્રધાન મોં. લાવેલે જાહેર કર્યું હતું કે અમેરીકાને પ્રત્યેક વર્ષે આપવી પડતી રકમમાં ઘટાડો નહીં કરવામાં આવે ત્યાં સુધી જર્મની પાસેથી લેવામાં આવતા યુદ્ધદંડમાં ઘટાડો કરવાનું શકય જ નથી. આ શબ્દોની અસર તો હજુ ઉતરી નથી ત્યાર પહેલાં એ સચિવ જાહેર કરે છે કે જ્યાં સુધી શાંતિ માટે વધુ સલામતીઓ ન મળે ત્યાં સુધી શસ્ત્રબળ ઘટાડવાની વાતો કરવી એ મિથ્યા બડબડાટ છે.'

ફ્રાંસના સર્વપક્ષો આ વિચારો સાથે સંમત છે એ દર્શાવી આ અખબારના કાબેલ તંત્રી આગળ લખે છે કે—

જર્મનીના વડા વજીર ડૉ. બ્રુનીંગ દંડવિરામની મુદત થોડા માસ માટે લંબાવવાની યોજનાનો સ્વિકાર કરવા સંમત છે પણ આ વર્ષના અંત પહેલા આ ઉકળતા પ્રકરણ પર તેઓ પડદો પાડી દેવા ઇચ્છે છે. આ પ્રદેશમાં (બ્રીટનમા) તો દંડવિરામ અને અમરીકન દેવાના અમુલ્યના સવાલનો આખરી ઉકેલ કરી નાખવાની ઇચ્છા રાષ્ટ્રવ્યાપી છે. તેઓ તો બન્નેને નાબુદ કરવા ઇચ્છે છે પણ આ પ્રકારનો ઉકેલ શકય ન હોય તો આર્થિક મંદી ઉતરી જાય ત્યાં સુધી જર્મનીને રાહત આપીને ત્યાર પછી થોડી થોડી રકમ જર્મની આપે એવી કંઇક યોજના કરાય તો જ તે સફળ થઇ શકશે.

(આ ઘટના ઉપર દોરાયેલું કટાક્ષ ચિત્ર અન્ય પાના પર આપવામાં આવ્યું છે.)

## કોંગ્રેસ-સરકાર અથડામણ

હિંદમાં મહાસભા અને સરકાર વચ્ચે બે માસથી ચાલતી અથડામણ પર **અમેરીકાનું 'ન્યુ રીપબ્લીક'** નીચે પ્રમાણે નોંધ લખે છે. આ નોંધ

વખત પોતાના અગત્યના ભાષણમાં કહેલું કે 'હિંદમાં જો રણની શાંતિ સ્થાપવી હોય તો તે સહજ છે. આમ ન થાય તેટ ા માટે તો તેણે મુશ્કેલ અને ખંતભરેલો સંદેશાનો માર્ગ લીધો. હાલના વાઇસરોયે સંદેશાના માર્ગને બદલે દમનનો માર્ગ લીધો છે........હીંદીઓની યોગ્યતા પ્રમાણે રાજકિય સુધારા આપવાથી જ રાજકિય હિંદ સાથે સહકાર શકય બની શકે. આ વા સહકાર વગર હિંદમાં જવાબદાર શાસનતંત્ર સંભવી શકે જ નહીં. તે માત્ર વિદેશી આપખુદ સરકારનું શાસન જ મનાય આ બેમાંથી આપણે પસંદગી કરવાની છે. કાં તો આપણી સ્વચ્છા પ્રમાણે સાશન કરવું કે પછી તેમની સાથે સંદેશા ચલાવી સહકાર સાધવો'. આ માર્ગમાં ઓર્ડીનન્સો, તેમ જ ભયવાદને દબાવી દેવાના પગલાંઓ માટે તેમની સાથે મંત્રણા ચલાવવી પણ પડે. આપણે એક રાષ્ટ્ર તરીકે સહકાર કે સરમુખત્યારી વચ્ચે પસંદગી કરવાની છે. પણ આપણને આવી પસંદગી કરવાની તક જ મળતી નથી. આ હાલે તો શાંતિ અને સહકારનાં સુત્રોને હડમેલી દેતી આંધળી નીતિ અમલમાં આવે એવો ભય ઉપસ્થિત થયો છે.

## 'નેશન'નો અભિપ્રાય

**'નેશન નામના અમેરીકન અખબારે નીચેના શબ્દોમાં સમાલોચના કરી હતી.**

"પ્રત્યેક દીવસે હિંદની પરિસ્થતિ ગંભીર સ્વરૂપ લઇ રહી છે. મહાત્માજી સામે અતિ અટપટી અને ગુંચવણીભરી પરિસ્થિતિ ઉભી થઇ છે. સરકારતંત્રે બંગાળામાં લીધેલા દમનના અંતિમ ઉપાયોએ ઝેરને ઉંડુ ઉતાર્યું છે. અસરકારક નાકર જંગ શરૂ કરવા માટે જવાહરલાલ નહેરૂને જેલમાં મોકલવામાં આવ્યા છે. પોતાના સાથીઓના ખુલ્લા ખૂનથી ખીજવાઇને બ્રીટીશ અમલદારોએ અંકુશને અળગો કર્યો છે. આથી વળી દેશીઓ વધુ ચીડવાયા છે. અસંતોષકારક બંધારણને હિંદને માથે ઠોકી બેસાડવાના દુઃખદ પરિણામો આવશે એવી આશા રહે છે...... ........આ ઉપરાંત મુસ્લીમોનો ઉપયોગ કરીને હિંદી મહાસભાનું બળ વિખેરી નાંખવાના યત્નો થાય છે. પણ મુસ્લીમ જનતામાં મહાત્માજીની અસર કંઇ ઓછી આંકવી જોઇએ નહીં......આ પરિસ્થિતિ છે અને આવતા માસમાં પરિસ્થિતિ આથી પણ વધુ ગંભીર બનશે એ ચોક્કસ છે.

## મોરીશીયસમાં હિંદીઓની સ્થિતિ

મારીશીયસમાં વસતા હિંદીઓની સ્થિતિ દક્ષિણ આફ્રીકા કે પુર્વ આફ્રીકામાં વસતા હિંદીઓથી બીજા છે. અહીં તેમને નાતિ કે ધર્મથી કોઇપણ પ્રકારના ભેદ વગર સરખા હક્ક મળ્યા છે. અહીં એક જ ધારાથી સૌના ઉપર શાશન થાય છે. અહીં કાળા કે ગોરા વચ્ચે ભેદ નથી. રંગભેદ જેવી વસ્તુ જ નથી. સમાનતા બંધુતા, અને સ્વતંત્રતાનો મૂળ ફ્રેંચ આદર્શ અહીં અમલમાં મૂકાઇ રહ્યો છે.

ન્યાયને ખાતર એમ તો કહેવું જ જોઇએ પૃથ્વીના પટ પર આટલા હકકો, આટલી સગવડ, આટલું સન્માન હિંદીઓનો કોઇ જગ્યાએ મળ્યું નથી.

હિંદીઓએ અહીં સારી પ્રગતિ સાધી છે. જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં હિંદીઓ કુચ કરી રહ્યા છે. ખેતીવાડીમાં, વેપારમાં ઓફીસ વહીવટમાં, સર્વમાં હિંદીઓ અજબ પ્રગતિ દર્શાવી રહ્યા છે. પણ આર્થિક મંદી તેમના સર્વલક્ષી વિકાસની આડે આવશે એમ આશા રાખવામાં આવે છે.

—આર. ગજ્જર. (મોડર્ન રીવ્યુમાંથી)

# શ્રીમંત-ભીખારી

:લેખક:

**શ્રી. સુ. ર. મ.**

**સંપત્તિના સ્વામિનાથોના કેટલાક સ્વચ્છંદની ભુમિકા પર આ વાર્તા રચાઇ છે. વસ્તુમાં આદર્શ-તત્વોની ઉણપ છે છતાં પણ તેની સંકલના સારી હોવાથી અત્રે રજુ કરવાનું ઉચીત ધાર્યું છે—તંત્રી.**

"મૃણાલ! તું જરા વાંચવામાં ધ્યાન આપે તો સારૂં. તેં આજ ત્હારો પાઠ બીલકુલ તૈયાર કર્યો નથી—કહે જોઇએ તેં બધો સમય કેવી રીતે પ્રસાર કર્યો?" મૃણાલ કંઇ જવાબ આપ્યા વગર નીચું જોઇ રહી. ગાલ ઉપર લાલી આવી ગઇ. ઉંચું મ્હોં કરી વિપિન સામે સ્નેહ ભરી દૃષ્ટિએ એકી ટસે જોઇ રહી. "વિપિન! તું સમજે છે ને શા માટે પુછે છે? હા...ય પિતાજી છે તો પ્રેમાળ પણ જીદ્દી બહુ છે. આપણે ઘણું એ સમજાવ્યા પણ એકના બે થાય તોને?" નશીબ...મૃણાલની આંખોમાંથી દડદડ અશ્રુપ્રવાહ વહેવા માંડ્યો.

મૃણાલ ઉચ્ચ જ્ઞાતિના એક તવંગર વેપારીની એકની એક છોકરી છે. તે શરીરે ગૌરવર્ણની ઘાટીલા અવયવોવાળી તથા સુંદર આકર્ષક મુખાકૃતિની બાળા છે. વય વર્ષ સત્તર હશે એમ સ્હેજે કહી શકાય. જેવી લાવણ્યવતી તેવી જ ચતુર અને શાંત સ્વભાવની છે. તેની હડપચી અને નાસિકાના આકાર ઉપરથી કોઇ પણ કહી શકે કે તે પોતાનું ધાર્યું કરે તેવી બાળા છે. વિપિન તેની જ જ્ઞાતિનો પણ સાધારણ સ્થિતિનો આશરે ચોવીસ વર્ષનો યુવક છે. તેને ગ્રેજ્યુએટ થયે ત્રણેક વર્ષ થયાં છે. પણ કોઇ સારી જગા પ્રાપ્ત કરી શક્યો નથી. તેના કુટુમ્બને મૃણાલના કુટુમ્બ સાથે જુનો સંબંધ હોવાથી તે મૃણાલને બચપણથી ઓળખે છે. અને મૃણાલને ભણાવવાના નિમિત્તે મૃણાલનો બાપ તેને વિદ્યાર્થી અવસ્થામાં આર્થિક મદદ પણ આપતો. તે હજુ પણ મૃણાલને ભણાવવા સારૂ વખતોવખત આવે છે. શરીરે સશક્ત દેખાવડો અને ભાવનાશીલ હોવાથી મૃણા-

લની માના નજરે ક્યારનો આવી ગયેલ અને છેવટે જ્યારે મૃણાલ અને વિપિન વચ્ચે સ્નેહ બંધાયો ત્યારે ચતુર માતા તુરત સમજી ગઇ અને આસ્તે આસ્તે સીફતથી પોતાની દીકરીના મનોભાવનાં જાણી લઇ સખીકૃત્ય કર્યું. દીકરીનું સ્નેહપાત્ર તેને રૂચતું જ હતું એટલે તેણે પોતાના સ્વામી પાસે મૃણાલના વિવાહની વાત છેડી. વિપિન સાથે મૃણાલના લગ્ન કરવાની પોતાની ઇચ્છા જણાવી–પણ શેઠના વિચારો કેટલીક વાતોમાં જુદા પડતા હોવાથી, વિપિન ગરીબ હોવાથી, તેણે આ વાતને પોતાની સંમતિ આપવાની ચોખ્ખી ના પાડી પણ જ્યારે મૃણાલની માએ બહુ બહુ સમજાવ્યા ત્યારે છેવટે કબુલ થયા કે જો વિપિન પાસે એક લાખ રૂપિયા થાય તો તે ઘણી ખુશીથી મૃણાલને તેની સાથે લગ્ન કરવા દેશે. પણ તે સિવાય આકાશ પાતાળ એક થાય તો પણ પોતાના નિશ્ચયમાં ડગવાના નથી એમ શેઠે સાફ સાફ જણાવી દીધું. માતાએ આ વાત મૃણાલને આગલે દીવસે જણાવી હોવાથી મૃણાલના હોંશકોશ ઉડી ગયલા. આવી સ્થિતિમાં તે બિચારીનું ચિત્ત અભ્યાસ કરવામાં ક્યાંથી બેસે? આજે વિપિન આવ્યો છે. તેના સવાલના જવાબમાં મૃણાલે નિઃશ્વાસ મુકી આંસુ સારવા માંડયાં. વિપિન તેના બન્ને હાથ પોતાના હાથમાં લઇ પુછવા લાગ્યો. ત્યારે મૃણાલે જે બન્યું હતું તે બધું તેને કહ્યું.

વિપિન નિરાશ થયો. "હાય! એક લાખ રૂપિયા આ જીંદગીમાં તો શું પણ ત્રણ જીંદગીઓ ભેગી કરૂં તો પણ મ્હારી પાસે ક્યાંથી ભેગા થવાના હતા? આજે ત્રણ વર્ષથી પથ્થરની દીવાલ સામે માથાં પછાડું છું પણ કોઇ જગોએ ફાવતો નથી માંડ સો રૂપિયા જેટલું મળે છે. દસવખત સ્વતંત્ર ધંધો કરવાનો પ્રયત્ન કર્યો અને દેવાદાર થતાં થતાં માંડ બચ્યો. પચ્ચીસ શેઠ બદલ્યા પણ કોઇએ આગળ વધવાની તક આપી નહીં. લાખ રૂપિયા! મૃણાલ બતાવ તો ખરી કયા ઝાડ ઉપરથી ખેરવી લાવું? ત્હારા પિતાજીને કંઇ દયા છે કે નહીં? આવા પ્રેમ આગળ પૈસાની શી જરૂર છે? શું આપણે ખુલ્લા આકાશ નીચે રહીને, સુકો રોટલો ખાઇને સુખી ન થઇ શકીએ? બોલ મૃણાલ! ત્યારે તું મ્હારી નહીં જ થવાની? કંઇ નહીં જા. હું ફરીથી નસીબ અજમાવીશ."

"વિપિન તું નિરાશ ન થા. ત્હારી પાસે લાખ રૂપિયા આજે થાઓ કે આ વિશ્વના અંતે થાઓ, મૃણાલ ત્હારા વગર બીજાની થવાની નથી. મૃણાલ પ્રલયકાળ સુધી ત્હારી રાહ જોતી બેસી રહેશે એ નિશ્ચય જાણજે"

## [ ૨ ]

વિપિન ખીસામાં હાથ નાંખી બ્હાર નીકળી આવ્યો તેનું મગજ આજ ઠેકાણે ન હતું. એક બાજુથી નિરાશા, બીજી બાજુથી પૈસા મેળવવાનો નિશ્ચય; ત્રીજી બાજુથી મૃણાલનો પ્રેમ. એમ એક પછી એક ભાવો તેના દીલને રૂંધતા હતા. પોતે કયાં જાય છે તેની તેને ખબર ન હતી. વાલકેશ્વરથી ઉતરી ચોપાટીને રસ્તે આવતાં પવનની લ્હેરથી જરા તેને ભાન આવ્યું રવિવારનો દિવસ હતો. હજુ ચાર વાગ્યા હતા. ઘેર જવાનું તેને દીલ ન હતું. તેને યાદ આવ્યું કે રસ્તામાં જ તેના એક ચિત્રકાર મિત્રનો સ્ટુડીઓ છે. તરત તે ગલીમાં વિચાર બદલી સ્ટુડીઓ ઉપર પહોંચી ગયો અને બારણું ખોલી અંદર પેઠો

તેનો મિત્ર એક લાકડાની ઘોડી ઉપર પાટીયું લગાવી નાની મોટી પીંછીઓથી એક ચિત્ર આલેખી રહ્યો હતો. દીવાનખાનું નાનું પણ ઘણી રસિક રીતે શણગારેલું હતું. અને ભીંતો ઉપર મનમોહક ચિત્રો ટાંગેલાં હતાં. તેમાંનાં ઘણાંખરાં તો તેના પોતાનાં જ આલેખેલાં હતાં. વિપિનને જોઇ તે ઘણો ખુશ થયો–અને હાથ મિલાવી બાજુની આરામખુરશી ઉપર બેસાડયો, "અરે ભાઇ વિપિન ! તું આજ રવિવારે કયાંથી રસ્તો થયો ? મૃણાલ સાથે રીસાયો તો નથી ને? નહીં તો આજ ત્હારાં દર્શન હોય ? દોસ્ત આજ તો બહુ જ કામમાં છું. ત્હારી સાથે બ્હાર તો નહીં જ અવાય પણ બોલ તારી શી ખબર છે? (સામું જોઇને) અરે ત્હારા મ્હોં પર આજે ગ્રહણ લાગ્યું છે. ભવિષ્યના સસરાજીએ બારણું તો નથી બતાવ્યું ને?

વિપિનને વધારે કહેવા જેવું હતું જ નહીં, બધી વાત તેનો દોસ્ત જાણતો હતો એટલે એટલું જ કહ્યું, "ભાઇ ત્હારા વિપિન પાસે લાખ રૂપિયા થાય તો જ ડોસો પીગળે બાકી મૃણાલની આશા રાખવી વ્યર્થ છે. છે આનો ઉપાય! મ્હારૂં ભેજું તો ફરે છે. લાખ રૂપિઆ કેનું ઘર ફાડી લાવી ભેગા કરૂં." તેનો ચિત્રકાર મિત્ર કહે, "ઠીક છે દોસ્ત ! આપણે એ વાતનો વિચાર કરી કંઇ ઉપાય શોધીશું પણ હમણાં તો કંઇ નહીં બને." એમ કહી તે પોતાના ચિત્રના કામમાં ગુંથાયો. વિપિને નજર ફેરવી તો સામે એક ચોખંડી બ્યાસપીઠ ઉપર બુઢ્ઢો ભીખારી ઉભેલો જોયો કે જે ભીખારીને જોઇને તેનો દોસ્ત ચિત્ર દોરતો હતો, આવા સ્ત્રી પુરૂષોના 'મોડેલો'થી વિપિન પરિચિત હતો. કારણ કે જેવું મોડેલ જોઇએ તેવું તેનો મિત્ર પૈસા ઠરાવી બોલાવતો હતો. પણ આજે આ ભીખારીને જોઇને તેના મન ઉપર ઘણી ઉંડી અસર થવા માંડી.

તે ખરેખર નમુનેદાર ભીખારી હતો. ઉમ્મર વર્ષ ૬૫ થી ૭૦ ની હશે કમ્મરમાંથી લગભગ બેવડો વળી ગયેલો. એક ફાટેલી વાંસની લાકડી ધ્રુજતે હાથે પકડી ઉભો રહેલો હતો. બેસી ગયેલા ગાલ શ્વાસોશ્વાસથી વારેવારે ફુલતા હતા. તથા નીચે બેસતા હતા. દાંત વગરના મ્હોંમાંથી ધીમું ધીમું બબડતો હતો. આખું મ્હોં ઘડપણની કરચલીઓથી છવાઇ ગયું હતું. આંખોની અંદર ઉંડા દુઃખની દરીદ્રતાના બોજાની છાયા હતી. માથાના વાળ સફેદ પણ ? મેલની કોકડીઓ વળી જઇ ડોકની આસપાસ પથરાયેલા હતા. ચામડી હાડકાં ઉપર મઢેલી જેવી જણાતી હતી અને દેખાવે જ ખરબચડી અને કરચલીવાળી લાગતી હતી. ખભા, કોણીઓ અને ઢીંચણ ઉપર હાડકાંએના ખુણાઓ અતિશય બ્હાર નીકળેલા હતા. ખભા ઉપર એક હજાર થીગડાંવાળો હોવાં છતાં તદ્દન જળી ગયેલો અને બાકાંવાળો કામળો નાખેલો હતો. તેવું જ ચીંથરેહાલ પેરણ તથા લંગોટ પહેરેલ હતાં. પગમાં જુતાં ધુળ કાદવવાળાં અને એટલાં તો ફાટેલાં અને થીગડાંવાળાં હતાં કે મૂળ ચામડાનો બારીકમાં બારીક ટુકડો રહેલો હશે કે કેમ તે કહેવું મુશ્કિલ હતું. છતાં પણ પગનાં આંગળાંને પેનીઓ અંદરથી બ્હાર જણાતાં હતાં. એક હાથમાં ટીનનું ચપ્પણીયું પકડેલું હતું. આવી રીતે બુઢ્ઢા ભીખારીને ઉભેલો જોઇને વિપિનનું હૃદય દ્રવવા માંડયું. તે જાણતો હતો કે આ બુઢ્ઢો સવારનો અહીંયાં ઉભો રહેલો હશે. અરેરે નાપાક પૈસા માણસ પાસે શું નથી કરાવતો ? પોતાના મિત્રની દોલત અને બીજાના દુઃખ પ્રત્યે તેની બેદરકારી

જોઇ તેને ગુસ્સો આવ્યો અને પોતાના મિત્રને સવાલ પૂછવા લાગ્યો.

"આ ત્હારૂં ભીખારીનું ચિત્ર તો પુરૂં થવા આવ્યું. બોલ તને આનું શું મળશે?"

"આશરે બે હજાર રૂપિયા."

"શું બે હજાર રૂપિયા? અને આ ભીખારીને તું શું આપશે?"

"અહોહો એ તો ઠરાવેલ જ છે. રોજના ૭ આના લેખે."

"વાહ આ ન્યાય તો સારો. તને શું મહેનત પડી? ખુરશીમાં બેઠો બેઠો તેને જોઇને તેના ઉપરથી તું ચિત્યા કરે. એ બીચારો ૭ કલાક નાસ્તા પાણી વગર હાલ્યા-ચાલ્યા વગર તું કહે તેવી સ્થિતિમાં ઉભો રહે ત્યારે તેના બદલામાં તું ૨૦૦૦) રૂપિયા તફડાવે અને તેને માત્ર ૭ આના? ક્યા હીસાબે! ઇશ્વરને ઘેર પણ ન્યાય છે કે નહીં?"

"શું કહ્યું! તને વ્યવહારિક જ્ઞાન નથી. મ્હારી મગજશક્તિ અને તેની શારિરીક-શક્તિના વ્યયની તુલના તું એક જ ભાવે કરે છે? હું તો ઉલટો બીજાઓના કરતાં સારા પૈસા આપું છું. ધારૂં તો મફત ઉભા રહેનારા પણ મળે" એટલામાં બ્હારથી કોઇ ફ્રેમો લઇને આવે છે તેની જોડે વાતચીત કરવાને બ્હાને ચિત્રકાર બીજી રૂમમાં જાય છે. વિપિન એકલો પડવાથી ભીખારી તરફ જુએ છે. ઓચિંતો ઉભરો આવવાથી ખીસ્સામાં હાથ નાખે છે તો પાંચ રૂપિયાની નોટ હાથમાં આવે છે. આપવા જતાં ફરી વિચાર આવે છે કે જો તે આપી દે તો એક મહીના સુધી મૃણાલને ત્યાં પગ ઠોકતાં જવું પડશે, કારણ કે એ રકમ આ મહીનાના બસ ભાડાં માટે તેણે સાચવી રાખી હતી. પણ મન મજબુત કરી, તેણે ઉઠીને નોટ ભીખારીના હાથમાં મુકી દીધી. ભીખારી મ્હોં ઉંચું કરી દયાર્દ્ર ભાવે તેનો ઉપકાર માને તે પહેલાં તો વિપિન સ્ટુડીઓની બહાર નીકળી ગયો. . .

[૩]

સાંજે ફરતાં ફરતાં માધવાશ્રમમાં પેઠો ત્યાં ચા પીતો પોતાનો ચિત્રકાર મિત્ર તેની નજરે પડ્યો. તેણે હાંક મારી તેને પોતાની પાસે બોલાવી બેસાડ્યો. વિપિને પુછ્યું "કેમ ત્હારૂં ચિત્ર ખપી ગયું?"

"અરે હા, તરત જ."

"કોને વેચ્યું?"

"પેલા ભીખારીને જ તો."

"કેટલા રૂપિઆમાં?

"બે હજારમાં અને ઉપરથી બે હજાર તેણે ખુશી થઇ બક્ષીસ આપ્યા."

"અરે યાર જવા દે, તું તો મશ્કરીઓ જ ઉડાવે છે."

"નહીં. ખરી વાત. વળી તે ભીખારી ત્હારે માટે ઘણી પુછપરછ કરતો હતો. કોણ જાણે શાથી બારીકમાં બારીક પ્રશ્નો કરતો હતો. મ્હેં ત્હારી બધી હકીકત તેને કહી. મૃણાલ સંબંધી પણ વાત કહી અને છેવટે મૃણાલનો બાપ, ત્હારી પાસે લાખ રૂપિયા ન થાય ત્યાં સુધી પરણાવવા ના પાડે છે તે પણ કહ્યું. બોલ હવે છે કંઇ?"

વિપિન ગુસ્સે થઇ ગયો અને લાલપીળો બની કહેવા લાગ્યો, "અરે મૂર્ખ, મ્હારી અંગત વાતો તેને કહેવાનો તને શું હક્ક હતો?"

"હશે યાર! હવે કહી દીધી તેમાં આટલો બધો તપી શેનો જાય છે! તે થોડો

સોનું નિકાસ કરવા માટે હુંડી લેવી પડે છે; અને રૂપિયાની હુંડીનો પૌંડ સાથે સંબંધ હોવાથી અહિંથી બધું સોનું પ્રથમ લંડન ચડે છે. આથી ઘટતા જતા પૌંડને સબળ રાહત મળી છે. જેમ વધુ ગંજાવર પ્રમાણમાં હિંદમાથી નિકાસ થાય તેમ હુંડીના ભાવ ટકી રહે અને પૌંડની કિંમત વધે કારણ કે સોનું વિલાયત પહોંચ્યા પછી બીજા દેશોના વ્યવહારમાં ઇંગ્લાંડ નિકાસ ગંજાવર કરી શકે. એ કારણે અન્ય દેશોમાં પૌંડની કિંમત વધે છે. ઇંગ્લાંડના મુત્સદ્દીઓ અને ખુદ નામદાર વોયસરોય એટલે હિંદી સરકાર પણ સોનાની ગંજાવર નિકાસ કરાવવાની અકાંક્ષા બતાવે છે. હિંદમાંથી રૂ. ૪૫ કરોડનું સોનું વિદાય થવાથી બ્રીટિશ રાજ્યને અનહદ ફાયદો થયો છે. ઇંગ્લાંડમાં પૌંડ ૧૫૦ લાખની સ્ટરલીંગ લોન ૧૫ મી જાનેવારીએ બરપાઇ કરવાની હતી અને તે માટે હિંદુસ્થાનમાંથી કે ખુદ ઇંગ્લાંડમાંથી નવી લોન ઉઘરાવી શકાત નહિ. એટલી બધી તંગ હાલત બ્રીટિશ સરકારની હતી. એટલે આ પ્રમાણે જ્યારે સોનાની નિકાસ રૂપૈયા પૌંડના સંબંધથી ગંજાવર પ્રમાણમાં થઇ તેથી હિંદી સરકારને પૌંડ ૧૫૦ લાખની લોન બરપાઇ કરવામાં મુદ્દલ મુશ્કેલી નડી નહિ આટલું જ નહિ પણ પરદેશો સાથેની આંટમાં પણ આ પ્રમાણે ગંજાવર નિકાસ થવાથી પૌંડનું મુલ્ય વધ્યું અને બ્રિટનનો નિકાસ વ્યાપાર ધીમે ધીમે વધવા લાગ્યો.

હિંદુસ્થાનના અર્થશાસ્ત્રીઓ અને વ્યાપારીઓએ પાયમાલીના પગલાંનો કટ્ટર વિરોધ કર્યો છે અને અનેક વેળા વર્તમાનપત્રોમાં ઉહાપોહ થયા છે છતાં સોનાની નિકાસ બંધ થય તો અન્ય દેશોમાં પૌંડનું મુલ્ય પાછું ઘટી જાય એટલે હિંદી સરકાર પોતાના સ્વાર્થ ખાતર ૩૫ કોટી હિંદી પ્રજાની પાયમાલી થાય તેની મુદ્દલ દરકાર કરતી નથી. ચલણ સાથે ફાવે તેમ રમત કરીને હુંડીને ટકાવે છે અને એ હિસાબે પણ પૌંડને સબળ સહકાર મળે છે. કોઇપણ દેશની આર્થિક સ્થિતિ સંગીન કે નબળી છે તે તે દેશના સોનાના સંગ્રહ ઉપરથી માલુમ પડે છે. જગતમાં કુલ સોનાનો જથો આશરે ૧૮૬૦૦ ટન એટલે રૂ. ૩૯૩૫૨૦૧૫૫૦૦ નો છે. તેમાંથી અમેરિકા પાસે અત્યારે કુલ જથો રૂ. ૧૫૫૫૮૯૭૩૫૦૦ નો છે. અમેરિકાથી બીજા નંબરે ફ્રાંસ પાસે વિપુલ સંગ્રહ છે. તે નીચેના કોઠા ઉપરથી જણાશે.

| | | |
|---|---|---|
| અમેરિકા | રૂ. | ૧૫૫૫૮૯૭૩૫૦૦ |
| ફ્રાંસ | ,, | ૯૮૧૨૯૯૨૫૦૦ |
| ઇંગ્લાંડ | ,, | ૧૫૬૨૨૬૯૦૦૦ |
| જરમની | ,, | ૧૦૭૨૮૧૬૦૦૦ |
| સ્પેન | ,, | ૧૬૭૭૦૦૨૫૦૦ |
| જાપાન | ,, | ૧૪૭૮૫૭૧૫૦૦ |
| આરજેંટાઇન | ,, | ૧૨૭૧૦૬૦૦૦૦ |
| ઇટલી | ,, | ૯૭૯૨૭૫૫૦૦ |
| રસીયા | ,, | ૯૧૬૬૩૧૫૦૦ |
| બેલજીયમ | ,, | ૭૦૪૪૯૪૦૦૦ |
| નેધરલેંડ | ,, | ૬૩૩૧૧૮૫૦૦ |
| હીંદુસ્તાન | ,, | ૫૧૫૪૨૪૦૦૦ |
| બીજા દેશો | ,, | ૩૦૦૩૬૬૧૫૦૦ |

જ્યારે સરકાર ફાવે તેટલા સમયમાં ચલણી નોટોનો વધારો કરે છે જે સામે સોનાનો સંગ્રહ હોવો જોઇએ તે માલુમ પડતો નથી. જ્યારે જ્યારે જે દેશની નાણાંની કંગાળ સ્થિતિ આવે છે ત્યારે શરૂઆતમાં ચલણી નોટોનો વધારો કરે છે. જર્મનીના માર્કની તવારીખ જેમણે વાંચી હશે, રશીયાના રૂબલના હતભાગ્યથી જેઓ જ્ઞાત હશે તેઓ જાણી શકશે કે ચલણ સાથે

રમત કરવાનું પ્રથમ પગલું તે સરકાર લે છે અને રાષ્ટ્રીય કર્જનો ગંજાવર પ્રમાણમાં વધારો કરે છે. હિંદી સરકારનાં ચલણ સાથે ખેલ કરવારૂપી આપઘાતી પગલાં સામે પણ અર્થશાસ્ત્રીઓએ વિરોધ કર્યો છે. પરંતુ હુંડી ટકાવી પૌંડનું મુલ્ય વધારવાની ધગશમાં ગમે તેટલા વેપારીઓ કે અર્થશાસ્ત્રીઓના વર્તમાનપત્રોમા પ્રહાર થાય તેની મુદલ પરવાહ હીંદી સરકારને નથી. પૌંડનું મુલ્ય વધારી પોતાના વ્યાપાર ઉદ્યોગ ખીલવવા એ જ અંતીમ ઉદ્દેશ બ્રીટિશ સરકારનો હોઇને, પોતાના સ્વાર્થ ખાતર હિંદી વ્યાપારની આહુતી થાય તો પણ તેઓ લગીરે દીલગીર થશે નહિ. સોનાની નિકાસ કરવાથી હિંદ ગરીબ બનશે નહિ. પાયમાલ થશે નહિ કારણ કે હિંદુસ્થાનમાં છેલ્લા ૫૦ વરસમાં ૭ા અબજ રૂપૈયાનો સંગ્રહ થયો છે. તો તેમાંથી રૂ. ૪૫ કરોડનું ઓછું થાય તેથી શું ? આવી જાતની નામદાર વૉયસરોયની દલીલ અસ્થાને અને અસંબધ્ધ છે. હિંદી સોનાનો મોટો ભાગ દાગીના તથા શ્રીમંતોના ભંડારમાં પડેલો છે. જે સોનું વેચાવા માટે આવે છે તે શ્રીમંતોના આગારમાંથી આવતું નથી પરંતુ પેટ ભરવાનાં સાધનો મુદલ જ્યારે અદશ્ય થાય ત્યારે બીજી કોઇ વસ્તુના વેચાણથી રોકડ મળી શકે નહિ એટલે અણછુટકે **ગરીબોનો ખજાનો પાણીના મુલ્યે વેચાવા માટે આવે છે.** ચાદીના ભાવ ગગડવાથી ગરીબ હિંદી પ્રજાને સખ્ત ફટકો પડયો એટલે જ્યારે સોનાના ભાવમાં કૃત્રીમ ઉછાળો આવ્યો એટલે દૈનિક ગુજરાન માટે, પેટનો ખાડો પુરવા માટે, નિશ્વાસ સાથે સંચીત કરેલું સોનું વેચી તાત્કાળિક વિટંબણા ગરીબ હિંદી પ્રજા દૂર કરે છે. બ્રીટિશ સરકાર જણાવે છે કે જ્યારે વ્યાપાર ઉદ્યોગો સમતોલ જગતમાં બનશે ત્યારે સોનાનાં કુદરતી આયાત હિંદમાં વધશે. આ દલીલ પણ અસંબધ્ધ છે. **જ્યાં સુધી હુંડીનો સંબંધ પૌંડ સાથે નિશ્ચિત ઠરાવેલો હોય ત્યાં સુધી હિંદી વેપાર કદી સુધરશે નહિ એ સ્પષ્ટ સમજી શકાય તેવું છે.**

**ગ**રીબોનો ભંડાર લુંટાય છે અને અમેરિકા, ફ્રાંસ જેવા શ્રીમંતોના ભંડારમાં ભરતી થાય છે. સોનું સંગ્રહવાથી તેઓના વ્યાપાર ઉદ્યોગ ખીલશે ? કદી નહિ. જ્યાં સુધી વસ્તુનાં ઉત્પન્ન પુરતી માગણી થાય નહિ, ત્યાં સુધી આયાત નિકાસ વ્યાપાર ખીલે નહિ. બ્રિટનમાં આયાત માલ સામે ગમે તેટલી જબરદસ્ત ટેરીફની દિવાલો ખડી થાય તો પણ નિકાસનાં આંકડા વધશે નહિ. અલબત્ત સોનાની હિંદમાંથી નિકાશ થવાથી પૌંડનું આંતરરાષ્ટ્રોમાં મુલ્ય વધશે તો પણ જ્યાં સુધી પ્રજાની ઉપાર્જન શક્તિ વધી નથી ત્યાં સુધી કદી કોઇ પણ દેશની આર્થિક ઉન્નતિ થવી અશક્ય છે.

**અ**મેરિકા જેવો ધનવાન દેશ પણ કપાસ અને ઘઉંના ગંજાવર જથાથી ગભરાય છે માટે આર્થિક સમાનતા મેળવવા માટે વસ્તુઓની વહેંચણી સરખી થાય તો જ આર્થિક ખીલવણી થઈ શકે. હિંદુસ્થાન દેશ ગરીબ છે. કાચી વસ્તુ ઉત્પાદક છે અને જો હિંદી સરકાર ખરેખર ઉત્તેજન આપવા ઇચ્છા રાખતી હોય તો અત્યારે ખરી તક છે. સોનાની નિકાસ ઉપર અંકુશ મુકી, રૂપૈયાને સ્વતંત્ર ગતિમાં મુકી દે અને હુંડીના ભાવ ૭ મહિનાના પ્રયોગ પછી સ્થિર કરે તો માત્ર બે જ વરસમાં હિંદુસ્થાન દેશનો આયાત નિકાસ વ્યાપાર વધે એટલું જ નહિ પણ ઉદ્યોગો ઝડપથી ખીલી શકે.



સતત ભ્રમણ કરતાં ગ્રહો.

# વૈજ્ઞાનીક વિહંગાવલોકન

શિયાળાની કોઇ ખુશનુમા રાત્રીએ અમર્યાદીત આકાશ તરફ એક નજર નાંખી. દ્રષ્ટિ મર્યાદામા તરતા તેજના આ ન્હાનકડા પુંજો ઉપર જરા ઉંડુ અવલોકન કરીયે તો ખૂબ જાણવાનું મળી રહે છે. ઝીણાં ઝીણાં દીપક સમા દીસતા તારાઓના ઝુંમખા અને સ્થિર પ્રકાશથી શોભતા ગ્રહના ગણ આપમેળે ખગોળશાસ્ત્રના અક્ષરો લખી રહ્યા છે. જેને વાંચવાની ફુરસદ છે તે તો ટેલસ્કોપની મદદ વગર પણ આ તારાઓની હકિકત વાંચી શકે છે. દરરોજ રાત્રે તેઓ પોતાની જીવનકથા માનવ સમુદાય સમક્ષ રજુ કરે છે. તેમના ધીમા સ્વર વિશ્વના પ્રત્યેક ખુણામા ગુંજે છે. માત્ર ખગોળવિજ્ઞાન વિશારદો આ સ્વરોને સમજીને અક્ષરોમાં ટપકાવી લે છે.

પ્રથમ તો ત્હમે એક ઉડતું અવલોકન કરશો તો પણ ત્હમો જોઇ શકશો કે કેટલાક તારાઓ સમાન્તરે ગતિ કરી રહ્યા છે. જ્યારે જ્યારે જુવો ત્યારે આ ઝુમખા ત્હમોને માલમ પડે છે. આવા કેટલાય ઝુમખાઓ ત્હમો જોઇ શકશો. આ પછી કેટલેક દીવસે ફરી ત્હમો આકાશ તરફ નજર ફેંકશો તો ત્હમને માલમ પડશે કે તારાઓના આ જોડકાં વ્યવસ્થિત રીતે ભ્રમણ કરી રહ્યાં છે. પરસ્પર પ્રમાણ તેઓ બરાબર સાચવે છે. એટલુંજ નહીં પણ આ અમર્યાદીત વ્યોમમા આ તારાઓનું ભ્રમણ પણ પ્રમાણસર અને અમુક વસ્તુને અનુલક્ષીને હોય છે.

છેક પુરાતન કાળથી આ ઝુમખાઓના અસ્તિત્વે માનવજીજ્ઞાસાને જોરદાર કરી છે. ત્યારથી અત્યાર સુધીમાં જુદાં જુદા દેશના વતનીઓએ આ તારાઓનાં જુદાં જુદાં નામ આપ્યા છે એટલું જ નહીં પણ તેની સાથે વહેમને પણ સારી રીતે જોડી દેવામાં આવ્યો છે.

ઉંચે આકાશે વિહરતા આ તારકગણ અને ગ્રહોની માનવજીવન પર અસર વિષે વહેમના જાળા થર માનવજાતિમાં

બંધાયા છે. ગ્રહોનું ભ્રમણ વિશ્વમાં વસતી વ્યક્તિના જીવન પર અસર કરે છે. એવા વહેમને જ્યોતિષશાસ્ત્રનું નામ આપવામાં આવ્યું છે.

પણ આ ચર્ચામાં આગળ ચાલીએ ત્યાર પહેલાં, અત્યાર સુધીમાં ખગોળવિજ્ઞાન વિષે ઉપલબ્ધ થયેલી માહીતી વિષે ક્ષણભર વિચાર કરીયે. પ્રથમ તો યુરોપની દક્ષિણે આવેલા ગ્રીસ દેશના ખગોળવિજ્ઞાન વિશારદોએ આ વિવિધ ગ્રહો અને તારાઓના ઝુમખાંઓને નામ આપવા પ્રયત્ન કરેલો. તેમણે લેટીનના અક્ષરો પ્રમાણે આ નામ આપ્યાં હતાં. તેઓ સૌથી વિશાળ દીસના શુક્રના ગ્રહને "આલ્ફા" કહેતા. બીજાને બીટા કહેતાં. આમ લેટીન ભાષાના અક્ષરો પ્રમાણે નામ આપવાની પ્રથા થઈ હતી.

## તારાઓના નામ

પણ આ બાજુ એશિયામાં આર્યોએ તો ગ્રહોને તેમના માનિના દેવોના નામ આપ્યાં. સૌથી ચળકતા ગ્રહને શુક્ર તરીકે ઓળખાવ્યો અને બીજા બધાં ગ્રહોને તેમણે અન્ય દેવોના નામ આપીને ઓળખવાનો યત્ન કર્યો. એટલું જ નહીં પણ પછીથી યુરોપની રોમન સંસ્કૃતિની સ્થાપનામાં પણ આ ગ્રહોને ઇષ્ટ દેવોનું નામ આપવાનું શરૂ થયું. આ તારાઓના નામનો ઇતિહાસ.

પણ પછીથી ધીમે ધીમે સમાજની વ્યક્તિઓના નામ પણ મૂકાવા લાગ્યા. કોઇ તેજસ્વી મહર્ષિની યશોગાથાને અમૂક તારકવૃંદનું નામ આપીને અમર કરવાનો યત્ન કરવામાં આવ્યો. આ પ્રમાણે સાત તારાઓના ઝુંમખાને સપ્તર્ષિ કહેવામાં આવ્યું. એટલું જ નહીં પણ રાજા ધ્રુવની કિર્તીને અમર રાખવા માટે ઉત્તર દીશામાં સતત દીસના પ્રકાશ વર્તુલ (ધ્રુવનો તારો એ તારો નથી પણ પૃથ્વીનો ઉત્તરનો છેડો છે) ને ધ્રુવનું નામ આપવામાં આવ્યું.

આ સુંદર અને પ્રકાશમાન દીસતા ગ્રહોના નામ બદલવાને આ પહેલાં અનેક વાર યત્ન કરવામાં આવ્યો છે. જુદા જુદા દેશના ખગોળવિજ્ઞાન વિશારદોએ જુદાં જુદાં નામો સુચવ્યાં છે. પણ હવે જ્યારે ખગોળવિજ્ઞાન સારા પ્રમાણમાં આગળ વધ્યું છે ત્યારે હવે વિશ્વવ્યાપી નામો આ ગ્રહોને અપાતા જાય છે.

## અનેકરંગી તારાઓ

તારાઓના રંગ પણ અનેક છે. કેટલાક સ્ફટિક જેવા સફેદ છે. કેટલાક રક્ત જેવા લાલ દીસે છે. કેટલાક વ્યોમ જેવા આછા નીલવર્ણા છે. કેટલાક ગ્રહ ભુરા દીસે છે. ધારી ધારીને નજર ફેંકશો તો કેટલાક જાંબુડીયા, કેટલાક પીળા, કેટલાક નારંગીના રંગમાં દેખાઇ આવશે. આમ જુદા જુદા રંગના તારાઓનું અસ્તિત્વ એકલું જ માનવજીજ્ઞાસાને જાગૃત કરવાને શક્તિમાન છે.

પણ તારાઓનાં તેજ કેટલીક વાર વધે છે અને કેટલીક વાર ઘટે છે. આમ જોઇએ તો જે આલ્ફા ગ્રહનું તેજ નેટાના તેજ કરતાં અત્યારે ઓછું માલમ પડે છે. તે પહેલાં વધું હતું. આ પ્રકારના પરિવર્તન માટે એમ કહેવામાં આવે છે કે આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં આલ્ફાનું તેજ વધુ હતું પણ હવે વખતના વહેવા સાથે તે ઘટયું છે. જો તેજ વધુ ન હોત તો ગ્રીસના વૈજ્ઞાનિકો આ નામ તેને કદી પણ ન આપત.

તારાઓના તેજ અણુઅટકયા વગર ચાલ્યા જ કરે છે. એમ કેટલાક માને છે. પણ તેઓના તેજ પર પણ વર્ષોની અસર થાય છે. વખતના ધીમા પણ મક્કમ વહન સાથે તારાના તેજ પણ હણાય છે અને પ્રકાશના મોજામા પણ ઓટ આવવા લાગી છે. કેટલાય કાળથી પ્રકાશના આ આછા પરિવર્તનની અસર વૈજ્ઞાનિકોએ જોઇ છે અને તેની નોંધ પણ લીધી છે.

પણ તારાઓ તેજ ગુમાવે છે એટલું જ નહીં પણ રંગ પણ બદલે છે ઇરાનનો પ્રખ્યાત વિજ્ઞાનવિશારદ આલ–સુરીએ શોધેલો આલ્ગાગ રક્ત જેવો લાલ હતો. આજ માત્ર હજાર વર્ષની અંદરજ આ રંગ લાલ મટીને શ્વેત બન્યો છે.

કેટલાક ગ્રહોના અજવાળાં વધે છે અને ઘટે છે. યુરોપના લોક અનેકવાર જેને 'દાનવી ગ્રહ' કહે છે તેનું તેજ દર એ વર્ષે વધે છે. અને એ વર્ષે ઘટે છે. આ પ્રમાણે આ ગ્રહના તેજમાં વધઘટ ચાલુ થયા જ કરે છે. આલ્ગોલનું પણ એમજ છે. આ ગ્રહનું તેજ પણ અમૂક વર્ષો સુધી ઓછું થઇ જાય છે એટલું જ નહીં પણ અમૂક વર્ષો સુધી વધુ રહે છે.

આ અજબ દીસતા કોયડાને ઉકેલતા વૈજ્ઞાનિકો કહે છે કે આલ્ગોલના તારાના આ પ્રકાશ પરિવર્તનનું કારણ આ ગ્રહની આજુબાજુ ચક્રાકારે ગતી કરતો એક શ્યામ ઉપગ્રહ છે. આ શ્યામ ઉપગ્રહ આલ્ગોન અને પૃથ્વીની વચ્ચે આવતો હોવાથી તેનો પ્રકાશ ઘટી જાય છે, જ્યારે તે ખસી જતાં પ્રકાશ તેના પૂર્ણ રૂપમાં પાછો આવવા માંડે છે.

આલ્ગોન ગ્રહની વિશાળતા આપણને પ્રકાશ આપતા સૂર્ય જેવડી છે. અને વૈજ્ઞાનિકો કહે છે કે તેની આજુબાજુ



જે યંત્રની મદદથી આકાશના તારાઓના ભેદ ઉકેલવા શક્ય બન્યા છે–તે

ટેલસકોપ

ફરતો શ્યામ ઉપગ્રહ પણ સૂર્ય જેવડા જ કદનો વિશાળ છે. આલ્ગોનનું વધતું અને ઘટતું તેજ તો સામાન્ય કાચની મદદથી પણ જોઇ શકાય છે.

## તેજહીન તારાઓ

પણ આલ્ગોનના આ પ્રકારના વધઘટે ખગોળવિજ્ઞાનને એક નવી દીશા તરફ દ્રષ્ટિ દોડાવવાની સીધી ફરજ પાડી છે. અત્યાર સુધીમાં સૃષ્ટિમાં અજ્ઞેય ગણાતા કેટલાય શ્યામ પ્રકાશહીન ઉપગ્રહો વિજ્ઞાન-વિશારદોને દેખાયા છે. આ પ્રકાશહીન ઉપગ્રહો કેટલાય છે અને આકાશમાં તેઓ અપ્રકાશિત સ્થિતિમાં ભ્રમણ કરી રહ્યા છે.

તેજહીન તારાઓની શોધ તર્કન સાંપ્રત સમયની શોધ ગણાય. પણ આ શોધે આધુનીક વિજ્ઞાન પર ખુબ અસર કરી છે. અને એમ સહજ કલ્પના કરવામાં



માનવ સરખા આફ્રીકન વાંદરાઓ

નથી થઇ. વિશ્વમાં સૌથી શક્તિશાળી મનાતું ટેલીસકોપ પણ વ્યોમગંગાનું પૃથક્કરણ કરવા નિષ્ફળ નિવડયું છે. માત્ર અત્યારે તો વ્યોમગંગા એ તેજનો વિશાળ ઝરો દીસે છે.

કેટલાક એમ કલ્પના કરે છે કે જે તારાઓ પૃથ્વીથી છેક નજીક છે તે જ વધુ પ્રકાશવાન દીસે છે. પણ તેમ નથી. પૃથ્વીની સમીપ એવા કેટલાય તારાઓ છે કે જે તદ્દન દેખાતા પણ નથી. એટલું જ નહીં પણ નજીક જેવા તારાઓ તો પૃથ્વીથી ખૂબ દૂર છે.

આવે છે કે તેજહીન તારાઓની શોધ ખગોળવિજ્ઞાનના કેટલાય અગમ્ય કોયડાઓ ઉકેલવામાં સરળ નિવડશે.

## વ્યોમગંગા

એક વસ્તુ પર તો હવે સઘળા વૈજ્ઞાનિકો સંમત છે કે વ્યોમગંગા એ તારાઓનું જન્મસ્થાન છે. આ વ્યોમગંગા પણ અતી જોરથી પરિભ્રમણ કરી રહી છે. વ્યોમગંગાના આંતરીક ભ્રમણ વિષે અત્યાર પહેલાં ખૂબ અજ્ઞાન હતું. વ્યોમગંગા જોશથી પોતાની ધરી તરફ ભ્રમણ કરતાં તેમાંથી એકાદ તુકડો ખરી પડતાં 'તારા' તરીકે વ્યોમમાં વિહરે છે.

વ્યોમગંગા આમ તારાઓનું જન્મ સ્થાન છે એ વિષે હવે જરાય શંકા રહી નથી. તેના સતત ભ્રમણમાંથી નવા તારાઓનો જન્મ થાય છે. આમાંથી કેટલાક પ્રકાશવંત હોય છે અને કેટલાક પ્રકાશહીન હોય છે. વ્યોમગંગાના મુળ સ્વરૂપને જાણવાને માટે હજુ માનવશક્તિ સમર્થ

## માનવનું પૂર્વજ

એમ કહેવાય છે કે માનવ એક પીંડના પ્રાણી અમીબામાંથી ઉત્પન્ન થયો. ડાર્વિનના સિધ્ધાંતો જગતને શિખવે છે કે ઉત્ક્રાંતિવાદના ક્રમ પ્રમાણે માણસ જાતિ પૃથ્વીના પટ પર જન્મી છે, વિકાસ પામી છે અને વધી છે.

આ સિદ્ધાંતની સાબિતિમાં તેઓ કહે છે કે માનવજાતિની શરીર રચના બધા પ્રાણીઓને મળતી આવી છે, પણ માનવ મુખની આકૃતિ પણ આ જાતની પૂર્વે થઇ ગયેલાં પ્રાણીઓ ઉપરની ધીમી અસરને આભારી છે. આ ધીમી અસર ઉત્ક્રાંતિવાદની ભૂમિકા છે તેઓ કહે છે કે કુદરત સાથે સંગ્રામ ખેલતાં ખેલતાં જ માનવનું શરીર અત્યારે દીસે છે તેવું બન્યું છે.

તેથી જ સામેના ચિત્રમાં દર્શાવેલી આફ્રીકન વાંદરાના મુખની પ્રતિકૃતિ જોવી રસિક થઇ પડશે. હાલના માનવના મુખની લગભગ સઘળી લાક્ષણિકતાઓ આ મુખ પર દીસે છે.

# કવિ અને સૌંદર્ય

હાલના જમાનામાં લલનાની લાવણ્યતાના વીષયમાં બાલની ખુબસુરતીનો પ્રશ્ન મોખરે આવે છે અને તેથી મૃગલોચનીના બાલની સૌંદર્યતાની આબેહુબ વર્ણન શકતી માટે મશહુર થયેલ નામાંકીત નાટયકાર કવી કાલીદાસનું નામ સ્હેજે યાદ આવી જાય છે. બાલને સુંદર અને સુંવાળા રેશમ જેવા બનાવી તેને કાળા ભમર જેવા રાખવા એ હાલના જમાનાની એક પ્રચલીત ફેશન થઇ પડી છે.




## કામીનીયા ઓઇલ

ઉર ઓઇલના દુનીયામાં, બાલની ઉપર વર્ણવ્યા જેવી અનુપમ સૌંદર્યતા, ઉપસ્થીત કરવામાં જાળવી રાખવામાં તેમજ ખીલવવામાં અગ્રસ્થાન ભોગવી રહ્યું છે. તમારા બાલ માટે કામીનીયા ઓઇલ નીયમીત વાપરો અને તમારી ખુબસુરતી. દીનપ્રતીદીન વધારે અને વધારે ખીલતી રહેશે. કામીનીઆ ઓઇલ બાટલી દીઠ રૂા. ૧ ની કીંમતે સઘળા જાણીતા સ્ટોરોમાં વેચાય છે. અસલ, કામીનીયા ઓઇલ બરાબર તપાસીનેજ ખરીદજો કારણ તેની બનાવટી હલકી નકલો નીકળવા માંડી છે.

———:o:———

ચમેલી જેવું મોહક-ગુલાબ જેવું ઉત્તમ-કમળ જેવું સુંદર

## ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ.)

તમે ન વાપર્યું હોય તો એક વખત વાપરી જુવો. તે કપડાં ઉપર અથવા રૂના ફાયામાં લગાડતાંની સાથે ઉપર જણાવેલા ફુલોની મીઠી ખુશબો બ્હેક બ્હેક થઇ રહે છે. ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ) નામ વાંચીનેજં સીલબંધ બાટલી ખરીદજો કારણ બનાવટી નકલો નીકળી પડી છે. કીંમત ા આંઉસની ૧ બાટલીના રૂ. ૨, ા આંઉસ રૂ. ૧–૪ અને ૧ ડ્રામની રૂ. ૦–૧૨–૦ નમુનાની શીશી ૧ ની કીંમત રૂ. ૦–૨–૦ સુગંધી કાર્ડનો એક આનો.

બહારગામ મંગાવનારાઓને વી. પી. ખર્ચ પાંચ આના જુદા થશે.

## દીલબહાર હેર ઓઇલ (રજીસ્ટર્ડ.)

આ તેલની કેવડા ગુલાબની પારીજાતક જેવી મીઠી સુગંધ ઘણીજ પ્રીયકર છે. વાપરી ખાત્રી કરો. બાટલી દીઠ કીંમત રૂ. ૧ અને વી. પી. ખર્ચ રૂ. ૦–૬–૦ અલગ.

સોલ એજંટ { ધી એંગ્લો-ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કું.,

નં. ૨૮૫, જુમા મસીદ, મુંબઇ, નં. ૨.

# ગાંધીજીની મનોસૃષ્ટી:

[ પાના ૧૨૫૧ નું ચાલુ ]

આ દીશામાં પણ સામ્યવાદીઓ તો મહાત્માના ઉપર સંપત્તિવાનના શાગર્દિ હોવાનો જ આક્ષેપ કરે છે. તેઓ કહે છે કે મહાત્માશ્રી આ સીતમગાર ગણાતા સંપ્રદાયના એક પ્રતિનિધિ હોવાથી તેઓ જાણીજોઇને વિચારપુર્વક મજુરોને આ મવાળ નીતિનું ઝેર પાઇ રહ્યા છે. સામ્યવાદી દ્રષ્ટિબિંદુ સત્ય હો કે અસત્ય, પણ મહાત્માશ્રીના સર્વોદયપંચના વિચારોના પ્રચારનું પ્રથમ પરિણામ તો એ જ આવે છે. આજે ૧૫ વર્ષના ગાળા પછી પણ ગુજરાતની કામદાર ચળવળ જરાયે સુસંગઠીત નથી થઇ શકી.

પણ મહાત્માશ્રીની સમાધાનપ્રિયતા તેમને ઉદ્દામ માર્ગોથી અળગા રાખે છે એમ નથી. મહાત્મા ઉદ્દામમાં ઉદ્દામ એવાં સુત્રો અનેકવાર વાપરે છે. તેઓ અસહકારના સુત્રો ઉચ્ચારે છે. સત્યાગ્રહની બાંગ મારે છે. પ્રચંડ વિપ્લવી જેવી દીસતી ચળવળોની સરદારી લે છે. આ પ્રમાણે મહાત્માશ્રીની સમાધાનવૃત્તિ આટલી બધી પ્રબળ હોવા છતાં તેઓ પીનીત નથી. તેઓ સમુ જેવા ઉદાર મનવાળા નથી. તેઓ પ્રબળ રાષ્ટ્રવાદી છે. એટલે શાંતિપ્રિયતા તેમને ઉદ્દામ રાષ્ટ્રવાદી બનતા અટકાવી શકી નથી. ઉદ્દામ શબ્દો, જહાળ આંદોલનો અને સમાધાનપ્રિયતા મહાત્માજીની મનોસૃષ્ટિમાં એક સાથે જ વસી છે. અને તેથી જ 'મહાત્માજીનું' માનસ એક અજબ કોયડા સમાન ગણાય છે.

આવી ઉદ્દામ- સમાધાનપ્રિયતાનું એકિકરણ સામાન્ય રીતે વિરલ હોય છે. તેથી જ મહાત્માજી આજે જનતાની ઉદ્દામ ચળવળોનું નેતૃત્વ લઇ શકે છે. તેથી જ મહાત્માજી આજે આગળ પડતા રાજકીય નેતા બની શકે છે. પણ તેમની ચળવળો અને તેમનું નેતૃત્વ અનેકવાર સમાધાનના આવેશમાં રાષ્ટ્રને પારાવાર નુકસાન કરી ચુકે છે. એ અળખામણા સત્યને ક્ષણભર વીસરી જઇએ તો મહાત્માજીના આ અજબ સામર્થ્ય અને શક્તિ માટે જરૂર વંદના જ કરવી જોઇએ. એક દ્રષ્ટિબિંદુ એ કહીયે તો મહાત્માજીની અતિ લોકપ્રિયતાનો આ એક સંકેત છે.

સમાધાનવૃત્તિ એમ મહાત્માજીની મનોસૃષ્ટિનું અતી અગત્યનું લાક્ષણિક અંગ બની રહે છે. તેથી જ આ વિષય ઉપર આટલો ઉહાપોહ કરવો જરૂરનો લાગ્યો છે.

## ઉપસંહાર

**મ**હાત્માજીની સિધ્ધાંતોને સંકલતી આ વૃત્તિઓ છે. મહાત્મા અજબ વ્યક્તિ છે. સમયને માપવાની કળા તેમનામાં છે. પ્રખર અને કુશળ પ્રચારકળા તેમને સહજ સાંપડી છે. જનતાને પોતાના વિચારોને અનુરૂપ કરવાની તેમનામાં અપૂર્વ શક્તિ અને ખાસ કરીને સમગ્ર વિશ્વનું લક્ષ તેમના તરફ કેંદ્ર કરવાની તાકાતમાં તો વિશ્વના અનેક મહાનપુરૂષો કરતાં તે ઘણાં શક્તીશાળી છે.

મહાત્માશ્રી વિચારક છે, પ્રચારક છે સિધ્ધાંતવેત્તા છે. આ ત્રણ વિશિષ્ઠતાઓ ઉપરાંત તેઓ એક કુશળ મુત્સદી મનાય છે. આવી શક્તિઓ એક વ્યક્તિમાં એકત્ર થઇ હોય તે વ્યક્તિ જગતના ઇતિહાસ પર પોતાનું નામ જરૂર જ મુકી શકે.

પણ નીત્સે જેને મહામાનવ (Super man) કહે, તેવા મહાત્માજી નથી. માર્કસ જેવા તે નવા તત્વજ્ઞાનના સૃષ્ટા નથી. ડૉ. સુન–યાટ–સેન જેવા હિંદી વિપ્લવના તે પ્રાણ નથી. લેનીન જેવા કુશળ પક્ષનેતા નથી. ટ્રોટસ્કી જેવા પ્રભાવશાળી લેખક નથી. છતાં પણ તેઓ મહાન છે. ખરેખર મહાન છે. તેમની શક્તિ અજબ છે. ખંત અસીમ છે. અને રાજકિય પુરૂષને છાજે તેવી દ્રષ્ટિ છે. વ્યુહરચનામાં તે અતિ પ્રવિણ છે. ગાંધીજીએ ગાંધીવાદને નથી જન્માવ્યો. છતાં પણ ટોલસ્ટોય–જેમના સિદ્ધાંતો આજે રૂશીયા તદ્દન વિસરી ગયું છે છતાં પુજાય છે તેમ ગાંધીજીને આવતી સદીમાં અનેકો યાદ કરશે.

# યંત્રના ગુલામોને:

[ પાના ૧૩૫૫ નું ચાલુ ]

અને આ બહાદુરોની સાથે ઉભા રનહોર અહોમાન્ય મી. હેનરી હયુબાર્ડ હાથમાં માઈક્રોમીટર લઈને સૃષ્ટિને સંદેશ આપે છે કે

> દરેક સ્થળે માપના યંત્રો આપણા અવનિ કાંઠના સ્વપ્ના સૃજી રહ્યાં છે. માનવના ચમત્કારો દરેક ક્ષણે વધી રહ્યા છે. સમયના બંધનને એક ઝટકે કાપી નાખીને માનવ આગળ પગલાં મુકી રહ્યો છે. યંત્રમાં તેને અમર્યાદીત શકિત સાંપડી છે.

અને હ્યુબાર્ડના શબ્દોની પ્રેરણા સુકાઈ જાય ત્યાર પહેલાં તો મી. વીલ ડુરાંટનું પ્રોત્સાહન યંત્રવાદીઓમાં ઉત્સાહ સિંચી શકે એમ છે. આ રહ્યા તે શબ્દો.

> દરેક સ્થળે શોધના ચમત્કારો નવી દુનીયા સરજી રહ્યા છે. સેંકડો મનુષ્યો પ્રત્યેક પળે મધ્યકાલિન શંખલાઓ તોડતા જાય છે અને જીવન ઉપર પ્રત્યેક માનવને પોતાની બૌદ્ધિક શકિત ખીલવવાની ફરજ પાડી રહ્યા છે.

પણ આ પ્રકરણ કંઈ શબ્દોની સ્પર્ધા કરવા નથી લખાતું. એમ તો યંત્ર વિરોધિઓ અને યંત્રવાદીઓ પરસ્પર પ્રિય લેખકો અને વિચારકોના પુસ્તકો લઈને દંદ ખેલે તો પણ આ પ્રશ્નનો નિકાલ થઈ શકે છે. સેંકડો લેખકોએ યંત્રવાદની તરફેણમાં કે તેની સામે કલમ ચલાવી છે. હજુ કેટલાય શંકાશિલ છે. કેટલાક વિચારકો હજુ પણ નિર્ણય નથી કરી શકયા. કેટલાક હજુ પણ એરવોનના આદર્શમાં માને છે. હિંદમાં પણ યંત્ર વિરોધીઓના મ્હોરા પાક અસહકારની લાને ઉતાર્યો છે. ઘણીવાર ગુજરાતીઓના નાકના ટેરવા મીલ જોઈને ઉંચા ચડી જાય છે. અનેકવાર અહીં પણ ગાંધીભકતોનાં ભવ્ય અધ્યાત્મવાદનો ઇજારો ધરાવતું હિંદુસ્તાન યંત્રવાદને અપનાવે છે એ જોઈને ઉંચા ચડી જાય છે, આપ આપતા આ સદીનો યુરોપી લેખકોને પગલે પગલે બીષણ પ્રલયકાળની આગાહી આપે છે. પણ હિંદમાં યંત્રવાદીઓની સંખ્યા કંઈ ઓછી નથી. દાખલા તરીકે વિચારક તરીકે જાણીતા થયેલા શ્રી. ચંદુલાલ ગીરધરલાલ શાહ તેમના અપ્રતિમ ઇંગ્લીશ પુસ્તક 'Hundred percent Indian' માં આલેખે છે કે:-

> સમાજને સંકલતું બળ-યંત્ર તે સામાજીક ભાવના અને સામાન્ય સમુહ માનસનું પીતા છે. તે વિશાળ સમુહને એકત્ર કરે છે. તેમને સમુહના સંયુકત સામાન્ય હિતને માટે સહયોગાનુસાર કામ કરવાની ફરજ પાડે છે. અને તે પ્રમાણે કરીને તેમનામાં સામાજીક ભાવના જગાવે છે.
>
> યંત્ર માનવ જાતીને પશુતામાંથી મુક્ત કરે છે. વ્યક્તિલક્ષી ફીલ્સુફીને વીખેરી નાંખે છે. અને ગાંધીવાદી અધ્યાત્મવાદમાંથી અળગા કરે છે, અને તેમને વિશાળ પ્રમાણ પર આરંભાતા સંયુક્ત ઉત્પાદન માટે તૈયાર કરે છે.

પણ હિંદમાં તો રાજકિય સંસ્થાની આગેવાની સંત સમા મહાત્માજીને હાથ હોવાથી તેમની યંત્ર સામેની ઝેહાદની વિનાશક અસર મહાસભા પર પણ ઉતારી છે. તેથી જ યંત્રવાદ એ શું વસ્તુ છે, શા માટે તે સૃજાય છે, યંત્રો કેમ વધે છે, અને તેથી માનવ સંસ્કૃતિ ઉપર શી અસર થાય છે તે વિષે વિચાર કરવાનો મ્હારો આ યત્ન છે? તમો સાથ આપશો? રસ્તો ચોખ્ખો નથી. અને ખાડા ટેકરા પણ વધુ છે. છતાં હિંમત હશે તો જરૂર ધ્યેય પર પહોંચી શકશું

## સમુહમાં શામેલ થયો :

[ પાના ૧૩૫૯ નું ચાલુ ]

"કાંઇ નહીં."–

"તારા બાપ સામે ગીજાજ શા માટે ખોયો? એ બાપડો માંદો છે. એનું બોલ્યું તું શું કામ ધ્યાનમાં લે છે? શું એની રોટી તો તને સારે નથી પડતી ને!"

"મને કાંઇ ખબર નથી"–

ડેવીડે જણાવ્યું.

"ડેવીડ! કાંઇ બધા દીવસો આવા જ નહીં જાય!"

"મા મને જીંદગી પર ભારે કંટાળો આવ્યો છે, મને હવે જીવવામાં લગીરે રસ રહ્યો નથી."

"એમ ડરી ગયાથી શું વળે! આપણી કરતાં બીજા લોકો વધુ દુ:ખી હોય છે—તારા જેવો જુવાનજોધ દીકરો એમ કહે કે જીવવામાં માલ નથી! એ તો શરમ ભરેલું–"

'ત્યારે મા તું જ મને કહેને કે તું શા માટે જીવે છે? એનું કારણ બતાવ જોઇએ."

"હું બતાવું?" જીંદગીમાં પહેલી જ વાર આ પ્રશ્ન માતાની સમક્ષ ખડો થયા હતો.

"ડેવીડ સાંભળ! તું મોટો થઇ બચરવાળ થા અને સુખી જીવન ગુજાર એ માટે અમે તો જીવ્યા કીએ!" માતાના મોં પર અજબ સ્ફુર્તી દેખાણી.

"પણ ધાર કે હું તમારી ઉમેદ બર ન લાવું! એમ માની લે કે હું કુટુંબ કબીલાની ઉપાધીમાં ન પડું—જીવનથી હારી જાઉં"?

"એવી વાહીયાત વાત છોડી દે–" માતાએ ઠપકો આપ્યો,

"ઠીક ચાલ તું તો મારે માટે જીવે છે. પણ જેઓને સંતતી જેવું કાંઇ ન હોય એવાઓ કોને માટે જીવે છે? સારીએ માનવજાત શા માટે જીંદગી ગુજારે છે એ કોઇએ જાણ્યું છે?" ડેવીડ આગળ ચલાવે જ ગયો.

"આ બધા ખોટા વીચારો છે. બાલકના જેવા. જીવવા ખાતર આપણે જીવીએ છીએ બસ–એ તને ચોપડીઓમાંથી નહીં આવડે! આ ચોપડીઓએ જ દાટ વાળ્યો" માતાએ મત ફેંકયો.

"નહીં, દાટ વાળ્યો આ કંગાલ જીવને!"

"તું દોસ્તાને શોધી બહાર ફરવા ઉપડી જા!" માએ સલાહ આપી.

"પણ મારે કોઇ મીત્ર નથી!"

'તારી મલીન ચોપડીઓ કરતાં આ ગંદા લત્તામાં રહેતા આદમીઓનો સહવાસ સો ગણો વધુ સારો!—માટે જા ઉપડી જા! તારા મનને શાંતી થશે."

"ના ના મારે વાંચવું છે" ડેવીડે મક્કમતા દાખવી.

"હવે એ નહી જ બને! હું તને કોઇ પણ રીતે અટકાવીશ."

........અનેડેવીડે કોટ ખભે નાખ્યો–તે બહાર પડયો. મજુરોના મલીન લત્તામાંથી તે પસાર થવા લાગ્યો. રાતના ઓળા પથરાતા હતા. ડેવીડ આગળને આગળ ચાલતો જ ગયો. કચડાએલા માનવ સમુહથી ઘેરાએલા લત્તામાં એ સ્વપ્નાં ઘડતો માર્ગ કાપે ગયો–અને આખરે સમુહમાં એ શામેલ થયો.



# શસ્ત્રબંધીની શબ્દજાળ

[પાના ૧૩૮૭ નું ચાલુ]

કેટલાય મુર્ખાઓ તત્પર છે. પણ આ વિશ્વાસ કેટલો અસ્થાને છે તે તો ઇતિહાસનો સામાન્ય અભ્યાસક પણ સાબીત કરી શકે તેમ છે. પ્રથમ તો પ્રત્યેક દેશના સામ્રાજ્યવાદીઓને આંતરિક વિપ્લવી આંદોલનોની એટલી તો બીક હોય છે કે સંપૂર્ણ શસ્ત્રસન્યાસનું તેઓ કદી સ્વપ્ન પણ ન લાવી શકે. આ આંતરિક બંડો ફાટી નીકળે તો તત્કાળ પાશવબળથી દાબી શકાય એ ઉદ્દેશથી જ સૈન્ય રાખવામાં આવે છે, નિભાવવામાં આવે છે.

ઉપરાંત સામ્રાજ્યવાદીઓએ વિશ્વની ધનસંપત્તિને લુંટવામાં સ્પર્ધા આરંભી છે. આ સ્પર્ધાનો આખરી ઉકેલ પાશવબળના પરસ્પર સામનાથી થઇ શકે. જેમ જાપાને ચીનમાં પોતાના હકકોને માટે યુધ્ધબળનો આશ્રય લીધો છે, તેમ કરવાને આજે કે આવતી કાલે પ્રત્યેક સામ્રાજ્યવાદીને જરૂર ફરજ પડશે જ. સૈન્યબળના સામનાથી રાજકારણના પ્રશ્નો ઉકેલવાનો યુગ જરાયે પુરો થયો નથી. હજુ પણ તે તત્વજ્ઞાન તેટલું જ જોરદાર છે. એટલે શસ્ત્રોમાં ખરેખર ઘટાડો કરવા કોઇ પણ સામ્રાજ્યવાદી રાષ્ટ્ર તૈયાર થાય એ સંભાવના આકાશની એક કલ્પના છે.

ઉપરાંત 'સ્વરક્ષણ'ના નામે નબળા દેશોને સહજ કબજે કરી શકાય તેટલું સૈન્ય રાખી શકાય એ વસ્તુ જ શસ્ત્રબંધીની આખી પરિષદના મુળ તત્વોને ઉઘાડા પાડી આપે છે. વર્તમાન સ્થિતિને કાયમ રાખીને કરારો કરવા તે વસ્તુ જ અસંમતિને સીધું આમંત્રણ આપવા બરાબર છે. વરસેલ્સના કરાર પ્રમાણે જર્મનીને તો તદ્દન શસ્ત્રશુન્ય બનાવી દેવામાં આવ્યું છે. એશીયાના અન્ય દેશો પાસે તો નહીં જેવું જ યુદ્ધબળ છે. જાપાન, ઇંગ્લાંડ, ફ્રાંસ અને અમેરીકા એ રાષ્ટ્રો વચ્ચે જ ખરેખર સ્પર્ધા છે. આ પરિસ્થિતિમાં ઉપલા મહારાજ્યોમાંનું એક પણ રાષ્ટ્ર સૈન્યબળનો ખરો ઘટાડો કરવા પ્રેરાય એ એક માત્ર સ્વપ્નદ્રષ્ટાઓની રમ્ય કલ્પના છે.

ત્યારે શસ્ત્રબંધી પરિષદનો શું અર્થ છે? આ સવાલ ઉપર વિચાર કરીએ તો જણાશે કે નિરર્થક નીવડેલા સૈન્યની વસ્તુઓને આ સુંદર દીસતી શાંતિવાદની ભક્તિના ઓથા નીચે ત્યાગ કરવાનો તેમનો આદર્શ છે.

આવતા મહીનાનો ઇતિહાસ દર્શાવી આપશે કે શસ્ત્રબંધીની પરિષદ માત્ર શાંતિવાદની મ્હોટી મ્હોટી વાતો કરીને આખરે કેટલાક અર્થહીન ઠરાવો પસાર કરીને પુર્ણ થશે.

પણ આ ક્ષણે તો ક્ષીતિજ યુધ્ધભયથી લાલચોળ બન્યું છે. પૃથ્વીના એક વિભાગમાં તોપો ગડગડી રહી છે. વિનાશક વિમાનો બોંબનો વર્ષાદ વરસાવી રહ્યાં છે, મશીનગનો મૃત્યુની રમઝટ રેલાવી રહ્યાં છે. શુંધાપૂમાં સાક્ષાત મૃત્યુદેવે યજ્ઞ આરંભ્યો હોય તેમ જ દીસે છે. આકાશમાંથી અવાજ આવે છે...પૃથ્વી પર માનવશરીર પડે છે. તુફાન શરૂ થયું છે. વંટોળીયાના કરતાં પણ વધુ વેગથી વિમાનો તુમરીઓ ખાય છે. આ તુફાનમાં સમગ્ર વિશ્વ સપડાશે ખરૂં? આવતા સપ્તાહનો ઇતિહાસ આ વસ્તુનો નિર્ણય કરી નાંખશે.

# જાડાં બૈરાંઓ!

: લેખક :

મસ્ત ફકીર

બૈરાં ખુબસુરત જન્મે છે, સૌંદર્ય, અને લાલિત્ય એ સ્ત્રીજાતીને કુદરતે આપેલી બક્ષીસ છે. બૈરૂં બરણી જેવું પોતાનાં આળસ, મુર્ખાઇ અને ધણીનાં નાણાંનાં જોરે બને છે, ઘીની બરણી જેવું ચરબદાર ગોળમટોળ બૈરૂં એ નારીજાતીનું હડહડતું અપમાન કરનારૂં પ્રાણી છે; અને સમાજે અને ખાસ કરીને તેના અબળા વર્ગે સભાઓ ભરી, પ્રોટેસ્ટો કરી એવાં જાડાં બૈરાંઓનો સમાજમાંથી સમુળગો બહિષ્કાર કરવો જોઇએ.

નગારાં જેવી નાર કવિઓ, ચિત્રકારો શિલ્પીઓ અને એવા એવા લલિતકળાના આરાધકોની કટ્ટી દુશ્મન છે. જાડું બૈરૂં જોઇ કોઇ કવિને કાવ્યદેવીની સ્ફુરણા થઇ હોય એવું હજી સુધી તો સાહિત્યના ઇતિહાસમાં નોંધાયું નથી.

શ્રીમંત બાપની એક પુરી લાડકી દીકરીઓ, 'વિધવાની મ્હોંએ ચડાવેલી દુહિતા ઉમર વધતાં જાડી બને છે, બીજવરની લાડકી નવોઢા નારી પતિના અનહદ લાડથી બદનમાં ફુલી જાય છે: નોકર ચાકરો પાસેથી કામ લેનારી આખો દાડાની શેઠાણીઓ માલમાલ ખાઇ ચરબદાર બની જાય છે.

શ્રમજીવી વનિતાઓને જાડી થવાનો આવકાશ જ નથી. ઘરરાખુ ડાહી ગૃહીણીઓ ઘરકામમાં મશગુલ રહેવાથી એમનું બદન કસાય છે, અને ફુલી જતું નથી. ગામડાંની ભોળી ભામીનીઓને કુવે પાણી ભરવા જવું પડે છે. ગાયો, ભેંસો ચારવી પડે છે. દુધ, દહીં, છાશ વલોવવાં પડે છે, છાણાં થાપવાં પડે છે, સાંબેલાથી મસાલા ખાંડવા પડે છે, હાથે ઘંટી દળવી પડે છે, આવું આવું નિત્ય કામ એમને જાતે પોતે હાથે કરવું પડતું હોવાથી એમનાં બદન તંદુરસ્ત અને ઘાટીલાં રહે છે.

શેઠાણીઓમાં પણ જે ચંચળ અને બુધ્ધિવાળી હોય છે તે કદી બરણી જેવી બનતી નથી, ઘરકામ માણસો પાસેથી લે તો પોતાનાં બદનને બીજી રીતે કસરત આપે છે. સમુદ્ર પર ફરવા [illegible] અને કદાચ [illegible] મસ ભોવંત છે. [illegible] પત્ન- ટેનીસ રમે. [illegible] સાથે પરણાવીને આધુનિક [illegible] અનિતિમય જીવન ગાળ-

જાડા પુરૂષો [illegible] સુચના અને વિદુષિની સભાઓમાં કે મેં [illegible] સવ' ઉપર અસ્વા- અભિરૂચિ કરે પણ પચરાયેલી છે. ભલે ઘાટનાં બૈરાં એક [illegible] હોય તો પણ પ્રાણી છે.

યુરોપ અમેરિકામાં સ્ત્રીઓ પોતે સુખ અને એશઆરામથી જાડી ન બની જાય તે માટે ઘણી કાળજી રાખે છે. ખાસ સાયન્ટીફીક ચંપી કરાવી અથવા તો ખાણીપીણીમાં ખાસ સંભાળ રાખી પોતાનાં બદનને સીધુ સોટાં જેવું રાખે છે.

ફરવા હરવાના જાહેર સ્થાનોએ જાવ, જાહેર બગીચામાં કે દરીયે કિનારે જાવ તો કોઇક જ હૈયાફુટો ભરથાર પોતાનાં બરણી જેવાં બૈરાંને સાથે લાવેલો દેખાશે. માતેલાં નાટલાં જેવાં બૈરાંઓને તેમનો પુરૂષવર્ગ ઘરની ગાડી કે મોટરમાં એકલાં કે છોકરાંઓ જોડે ધકેલી દે છે. એવાંઓની સાથે આવવાની કે જાહેરમાં તેમની જોડે ચાલવાની તેમની હિંમત ચાલતી નથી.

નાટક સીનેમામાં જાડાં બૈરાંને તેમના ધણીઓ લઇ જતા નથી. થીએટરની ખુરશીમાં સમાશે નહી એ ભયથી યા તો પાછળ બેસનારાઓ બબડશે એ ભયથી ધણીઓ એવી ધણીઆણીઓને ઘરમાં જ ગગડી રેવા દે છે.

બરડાક જેવાં જાડાં બૈરાં ભોળાં હોય છે, એમનામાં લુચ્ચાઈ રંગાઇ થોડી હોય છે એટલેજ માનવ સમાજ એમને નીભાવી લે છે.

હું કોઇ સ્ટેટનો આપખુદ નવાબ કે સુલતાન હોઉં તો, અથવા તો ઓરી[illegible] [illegible] અમલ કરવાનું કોઇ મોટાં શહે[illegible] [illegible] દેશોને સહજ કબજે તો, આખાં તેટલું સૈન્ય રાખી શકાય [illegible] કરી, એમને સત્તાબંધીની આખી પરિ[illegible]લી એમની પાસે ઉપાડા પાડી આપે છે. [illegible] પાટલા જેવાં કાયમ રાખીને કરાશે

અસંમતિને સીધું બૈરું હાજર ચડે ત્યારે બરાબર છે. વરરે છે. જે કમનસીબ ભરથારને કપાળે જાડું બૈરૂં ચોંટયું હોય તે બિચારાની રસિકતા સર્વથા ઉડી જાય છે. અને પતિ બાપડો હંમેશના નિસાસા નાંખી પાતળો વાંસડા જેવોજ રહે છે. એક ધ્યાન ખેંચનારી હકીકત એ છે કે બરણી જેવાં બૈરાંના પતિદેવો હંમેશ પાતળા જ હોય છે. પત્ની પણ જાડી અને પતિદેવ પણ જાડા એમ હોય તો જુગલ જોડી જામે. અને રસ્તામાં ચાલતાં હોય ત્યારે બતક અને બતકી ચાલતાં હોય એવો ભાસ થાય.

જે સ્ત્રીમાં અક્કલ ઓછી હોય, જેનામાં રસવૃત્તિ લગારે ન હોય, જેનામાં સ્ત્રી તત્વની ખામી હોય એવું બૈરૂં જ ફરએ યાને જાડું બને છે.

આપણો ગુજરાતી પોશાક આળસુ બૈરાંઓને માતેલાં બનવા ઉત્તેજન આપે છે. આખું અંગ ઢંકાય એવા સાળુથી બદનનાં અવયવો ફુલતા જાય તો આ પોશાકમાં એકદમ ખબર પડતી નથી, દક્ષીણી પોશાક જ એવો છે કે પહેરનારીનું બદન પાતળું ને ઘાટીલું હોય તો જ એ પોશાક શોભે. જાડી થશે તો પોતે ભુંડી લાગશે એ ભયથી દક્ષીણી બ્હેનો ગુજરાતી બ્હેનો કરતાં પોતાના બદનની વધુ સંભાળ રાખે છે. દક્ષીણીઓમાં એક બાઇ ચાર પાંચ છોકરાઓની માતા થયા પછી જ પોતાનાં બદનને જાડું થવા દે છે. બૈરાંઓએ બરણી ન બનવું હોય તો ઘરકામ ને કસરત સમજી તે ઉલટથી કરવું, બાપુજીની આજ્ઞા પ્રમાણે રોજ ઘંટી દળવાની પ્રેકટીસ રાખવી, અને જ્યારેથી વખત મળે ત્યારે રાસ અને ગરબામાં ઉતરી પડી ખુબ ધુમરીઓ લઇ પોતાનાં બદનની ચરબીને તાવી નાંખવી.



# કલમના કલેવરો

## બે નાટકો

**અ. સૌ. કુમારી**

લેખક–યશવંત પંડયા. મૂલ્ય એક રૂપીયો. પ્રકાશક પોતે જ. નર્મદા નિવાસ. દિવાનપરા ભાવનગર.

પાંચ પાત્રોની જીવનકથાને સંકલતું આ નાટક ગુજરાતના નાટ્ય સાહિત્યમાં એક સુંદર ઉમેરો કરે છે. નગ્નસત્યોને આલેખવાનો આ યુગ છે. અને તેની અસર નાટ્યકાર પર પણ સારા પ્રમાણમાં ઉતરી છે, અને તેથી જ અ. સૌ. કુમારી એવું વિરોધાભાસી નામ આપવા લેખક પ્રેરાયા હોય એમ લાગે છે.

નાટ્યકલાની દ્રષ્ટિએ કે વસ્તુ સંકલવાની દ્રષ્ટિએ આ નાટક ઉંચી ભૂમિકા ઉપર આલેખાયલું છે. વાંચનાર જો સામાન્ય મગજશક્તિનો હોય તો લેખકનો આશય કદાચ ન પણ સમજી શકે. પણ એ સર્વ ઉણપોને ઢાંકી દઇને લેખક શૈલી રસની સુંદર જમાવટ કરવામાં સફળ થઇ છે. આમ નાટક મનોરમ્ય બન્યું છે. પણ એથી વધુ ઉંડા ઉતરીયે અને શબ્દોથી ઉત્પન્ન થતા છીછરા ભાવોને અળગા કરીયે તો જણાશે કે કલા ઉપર ખૂબ ભાર મૂકવામાં અને તેને સાતમે શીખરે મૂકવામાં લેખકે ગંભીર ભૂલ કરી છે. વિભુતી., પ્રફુલ્લવી, અને વત્સલાના જીવનના અણુએ અણુમાં કલાને ભરચક ભરી દેવામાં લેખકે અતિરેક કર્યો છે એટલુંજ નહીં પણ કંટાળો આવે એ હદ સુધી લેખકે કલા ઉપર ભાર મૂક્યો છે.

તેમજ પાત્રાલેખનમાં વયના માપમાં પણ લેખકે વિચાર નથી કર્યો. દાખલ તરીકે નાટક પ્રમાણે વત્સલાની ઉમ્મર ૧૨ થી વધુ નથી દીસતી. આટલી કુમળી વયમાં તેની માતા વિભુતી જેવા પુખ્ત વયના પુરૂષ સાથે પરણાવવાની વાત ઉપાડે એ અસંભવિત છે. ઉપરાંત પ્રફુલ્લવીને વિભૂતી સાથે પરણાવીને આધુનિક નીતિની દ્રષ્ટિએ અનિતિમય જીવન ગાળવાની સુકુમારીની સુચના અને વિભુતિની પરોક્ષ સંમતિ એ સર્વ ઉપર અસ્વાભાવિકતાની ચાદર પથરાયેલી છે. ભલે સમાજમાં આવું બનતું હોય તો પણ

તેને નાટ્યતા આપવાનો આ યત્ન હું નથી કહી શકતો કે સફળ થયો હોય.

પુસ્તકને પાત્રોના રંગીન ચિત્રોથી વિભૂષિત કરવામાં આવ્યું છે. એ અતિ સુંદર વસ્તુ છે. પાત્રોના ચિત્રો જોઇને નાટકના પાત્રોને વાચકોએ આપેલા કલ્પનાના દેહને અળગા કરવા પડે છે. ચિત્રો સારાં દોરાયાં છે અને નાટકમાં સ્વાભાવિકતા સારી રીતે જામે છે.

## ઉરતંત્ર—

લેખક રમણલાલ નરહરિલાલ વકિલ. બી. એ. મૂલ્ય રૂ. ૧.

લેખકના નાટ્યકલા ઉપર અતિ શ્રમ અને અભ્યાસપૂર્વક લખેલા નિબંધ અને સાથે તેમનું એકાંકી નાટક ઉરતંત્ર એ બન્ને આ પુસ્તકમાં સમાવવામાં આવ્યાં છે. નિબંધ સરસ લખાયો છે. ઇંગ્લીશ નાટ્યકલાને આદર્શ માનીને લેખકે નાટ્યકલા ઉપર વિવેચન કર્યું છે. ઉદાહરણો બધા જ લગભગ ઇંગ્લીશ સાહિત્યમાંથી આવ્યાં છે.

નાટકના પ્રકાર, નાટકની વસ્તુ, પાત્રોની પસંદગી એ સર્વ ઉપર લેખકે અભ્યાસજન્ય વિચારો જાહેર કર્યા છે. નિબંધ હોવા છતાં સ્વાભાવિક શુષ્કતાથી તે મુક્ત છે.

નાટક પણ અભ્યાસથી લખાયું છે. પાત્રાલેખન સારૂં થયું છે. શબ્દો પણ બરાબર મૂકાયા છે. એકંદરે નાટક એ એક સફળ કૃતિ છે. અને સંભવ છે કે જો લેખક આ પ્રવૃત્તિ ચાલુ રાખશે તો ગુજરાતિ વાંગ્મયને સારા નાટકો આપી શકશે.

પણ તેની સાથે જ નાટકમાં કેટલીક ક્ષતિઓ રહી જવા પામી છે, તેનો ઉલ્લેખ કરનો, આશા છે કે અસ્થાને મનાય. પ્રથમ તો વસ્તુ ભલે વાસ્તવીક છે છતાં સાંપ્રત સમયમાં અનેક દંપતિઓને અમુંઝવતી અસમાનતાનો ઉકેલ લેખકે નથી દર્શાવ્યો. અત્યારે સેંકડો શિક્ષિત ગણાતા કુટુંબમાં પતિ અને પત્નિ વચ્ચે એટલું તો અંતર હોય છે કે પ્રેમનો કાલ્પનિક પુલ બાંધીને એ અંતર ઓછું કરવું અશક્ય છે. આ યુગના નવદંપતિઓને એ અતિ અકળાવનારો પ્રશ્ન છે અને એ પ્રશ્ન તો ત્યારે જ ઉકેલાશે કે જ્યારે સ્ત્રીજનતા પણ પુરૂષની સર્વ રીતે સમાન બનશે. પણ એ તો અભિપ્રાયની વસ્તુ થઇ. કલા દોષ નથી.

અંતમાં લેખકની આ પ્રથમ કૃતિ હોવાથી, અને સંભવ છે કે સાહિત્યના ક્ષેત્રમાં પણ તેમનો પ્રથમ પ્રવેશ હોવાથી અમો લેખકને ઉજ્વળ કારકીર્દી ઇચ્છી વિરમીયે છીયે.

## હાસ્ય

## મસ્તફકીરનો હાસ્યભંડાર

લેખક—શ્રી **મસ્તફકીર.** પ્રકાશક વિસમી સદી કાર્યાલય. ટેમરીન્ડ લેન કોટ મુંબાઇ નં. ૧. મલ્ય રૂ. ૧–૮–૦

**અ**ન્ય પત્રોમાં પુર્વે પ્રસિદ્ધ થેઇ ગયેલી કર્તાની આઠ નવલિકાઓના ન્હાનકડા સંગ્રહની આ બીજી આવૃત્તિ છે. અનુક્રમે 'સૌંદર્ય'ની શોધમાં' 'કરોડપતિની કહાની' 'વાંચ મારે ભત' 'બહાદુરીની તાલીમ' 'કકલડોશીની કાણે' 'ઘર માંડયું' 'છબીલી વાઘણ' અને 'પરામાં ધાડ' એટલી વાર્તાઓ મૂકવામાં આવી છે. આ વાર્તાઓ પુર્વે પ્રસિદ્ધ થઇ ગયેલી હોવાથી તેમજ આ સંગ્રહની

બીજી આવૃત્તિ હોવાથી તેની વસ્તુથી વાંચનારી આલમ પરિચિત છે.

હાસ્યકલા એ એક નૈસર્ગિક શક્તિ છે અને તેથી જ આ કલા પર કાબુ ધરાવતા લેખકને સમાજ સન્માને છે. માનવ જીવનની ચોતરફ વીંટળાઇ વળેલા વાતાવરણમાંથી હાસ્ય પ્રધાન પ્રસંગોને ચુંટી કહાડીને વાર્તાની વસ્તુમાં ગુંથી દેવા એ કાર્ય સઘળાં સાહિત્યકારો માટે સહજ નથી. પણ આ દીશામાં શ્રી. મસ્તફકીરે સાફલ્ય સાધ્યું છે.

મસ્તફકિરની આ આઠે વાર્તાઓ સહજ સ્વાભાવિકતામાં જીવે છે. કુદરતી વાતાવરણમાં વાર્તાના પાત્રો રમે છે, વસ્તુ તાદ્રસ્ય લાગે છે. અને પાત્રો જીવતાં જેવા ભાસે છે. મસ્તફકિરની હાસ્યકલાની આ લાક્ષણિકતા છે. તેઓ પ્રસંગોમાં (Incidents) હાસ્ય શોધે છે. અને તેઓ તે સર્જી શકે છે. તદ્દન સ્વાભાવિક દીસતા પ્રસંગોની હાસ્યમય બાજુને વાર્તાની વસ્તુમાં કોઇ પણ પ્રકારના યત્ન વગર ગુંથી શકે છે. ઇગ્લીશ સાહિત્યમાં જેને Objective Humour કહે છે તેવી કલા મસ્તફકિરની કૃતિમાં સારા પ્રમાણમાં દીસે છે. શબ્દ પ્રયોગો કે અશક્ય કલ્પનાનો આશ્રય લીધા વગર હાસ્ય ઉપજાવવાની કલા એટલે મસ્તફકિરની વાર્તાઓ.

પણ આ ન્હાનકડા સંગ્રહમાં મસ્તફકિરની કલાની પ્રતિતિ આપતી માત્ર બે જ વાર્તાઓ છે. આ વાર્તાઓ તે, 'કકલ ડોશીની કાણે' અને 'વાય મારે ભૂત' બીજી બધી વાર્તાઓમાં તેમની કલા નથી; માત્ર કલાનું પ્રતિબિંબ છે.

લેખક આ સંગ્રહને ભંડાર કહે છે. ભંડારમાં રત્નો હોય અને ચાંદીના આભુષણો હોય. આ ઉપમાં લઇએ તો કહી શકાય કે આ સંગ્રહમાં રત્નો નથી માત્ર ચાંદીનાં આભુષણો જ મસ્તફકિરે ગુજરાતને આપ્યાં છે.

આટલું ગુણદર્શન. હવે ઉણપો તરફ નજર કરીયે. ભાવનાશુન્યતા એ લગભગ આ આઠે વાર્તાઓની લાક્ષણિકતા છે. 'બહાદુરીની તાલીમ' જેવી વાર્તા ન લખાઇ હોય તો હાસ્યપ્રધાન સાહિત્ય અપુર્ણ ન રહેત. 'ઘર માંડ્યુ' એ વાર્તાને પરાણે પરાણે લંબાવવામાં આવી છે. પણ વાર્તાની સચોટ વસ્તુ સંકલના હોવાથી જ આ ઉણપો ઉપર રસની ચાદર પથરાઇ જાય છે.

હળવાં સાહિત્યની આ આઠ વાર્તાઓ છે. ગુજરાતે તેને અપનાવી છે. આશા છે કે બીજી આવૃત્તિ પણ પહેલાના જેટલી જ સફળ નીવડે.

## મણીયો—

લખનાર મસ્તફકીર, પ્રકાશક નાથરદાસ પટેલ, મલાડ, મુંબઇ, કીંમત ૩ આના.

મોટાંઓને હસાવી હાલ મસ્તફકીરે નાનાંઓને હસાવવાનું બીડું જડપ્યું છે અને આ મણીયાનાં પરાક્રમ વાંચી અમે કહીએ છીએ કે એ બિરાદર તેમના એ નવા પ્રયાસમાં ફાવ્યા છે. મણીયો એક બહાદુર બિલાડાનું નામ છે, અને તેનાં પરાક્રમો વાંચી બાળકો હસી હસીને વાંકાં વળી જાય તેમ છે. તેમ પુસ્તકના મોટા ટાઇપ અને પુષ્કળ ચિત્રોને લીધે કોઇ સુંદર રમકડાં જેવો મણીયો બાળકોને ગમી જાય તેવો છે.

## —ફુલછાબ—

ફુલછાબ કાર્યાલય, રાણપુર. 'સૌરાષ્ટ્ર' બંધ પડવાથી છાપખાનાના કામદારો કામ

પગરના થઇ પડયા-બેકાર બન્યા અને તેઓનાં ભાણામાં થોડું જ ભાતુ પડે એ માટે આ 'ફુલછાબ' પ્રગટ કરવામાં આવ્યું છે. આ અઠવાડીકમાંથી જે પૈસા એકઠા થશે એ બધા કામદારો વચ્ચે વહેંચી દેવામાં આવશે. સાહિત્યની દુનીઆમાં આ અખતરો પહેલો જ છે અને એ આવકારદાયક છે. જેઓના પરસેવાના ટીપેટીપામાંથી સાહિત્ય સર્જન પામે છે, જેઓની મજુરીના પરિણામે પુસ્તકો પ્રગટ થાય છે, જેઓની આવડતને લઇને સુંદર છપામણી જનતાને જોવાની મળે છે એ છ.પ. ખાતાના કામદારોનો હિસ્સો પણ સાહિત્યના ક્ષેત્રમાં ગણાવો જ જોઇએ અને 'ફુલછાબ'ની આ આર્થિક યોજના ખરેખર પ્રશંસનીય છે. આ અઠવાડીકમાં ગુરૂચીમય સાહિત્ય પીરસવામાં આવે છે. રાજકારણના રંગો ઝીલવા પણ એ પ્રયાસ કરી રહેલ છે એટલે વાંચનારાઓની ભૂખને સંતોષે તેવું આ અઠવાડીક છે. 'ફુલછાબ' ના અખતરાને અમે સો ટકા સફળતા ઇચ્છીએ છીએ.

## વીસમી સદી— [તંત્રી]

ઇદ અંક. તંત્રી. મણિલાલ ઇચ્છારામ દેસાઇ. બી. એ. કિંમત ચાર આના.

દર સપ્તાહે ઉચ્ચ કોટીના સાહિત્ય પીરસવા માટે પંકાયેલા વિસમી સદીના સંચાલકોએ મુસ્લીમ બીરાદરોના ઇદના મુબારક પ્રસંગે આ ખાસ અંક બહાર પાડયો છે. અંકને સુંદર ચિત્રોથી શણગારવામાં આવ્યો છે લેખોની વરણી પણ ઘણી સારી છે. એ મુસ્લીમ બીરાદરોમાં ખાસ કરીને પ્રશંશાને પાત્ર થઇ પડશે એમ ચોક્કસ છે. આવો સુંદર અંક પ્રસિદ્ધ કરવા બદલ અમો સંચાલકને અભિનંદન આપીયે છીએ



# નવયુગનો નારી વિભાગ



માર્ચ '૩૨

તેમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત રાધાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તંત્રી:
કુમારી બચુબહેન લોટવાળા

## નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી —

હિંદની ...

### સ્ત્રીઓ અને મતાધિકાર:

મતાધીકારના સંબંધમાં સ્ત્રીઓએ જે નીવેદન બહાર પાડ્યું છે તે સાથે અમે સંમત છીએ. ગયે વરસે અખીલ ભારત સ્ત્રી પરિષદે પોતાની બેઠકમાં જે સુચનાઓ કરી હતી ... થયા હોય એમ સ્પષ્ટ ... થાય છે. ... કે મતાધિકારની સામે વાંધો હોય ... ઓએ ડીગ્રી સંપાદન ... મગર ... મતદાર હોય અને ... વિધવા હોય તો તેને મત ... હક્ક મળી શકે એ ધોરણ પર વિચાર ચલાવી રહી છે. આ ધોરણની સામે મુડીવાદી મનોદશાવાળી સ્ત્રીઓએ પડકાર કર્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમણે પોતાના નિવેદનમાં ચોખ્ખું કહ્યું છે કે, ઉપર જણાવેલું ધોરણ લોકશાસનની વિરૂધ્ધ છે અને સ્વતંત્રતાના જમાનાને નહિ છાજે તેવું છે. શું મતાધિકાર જેવી બાબતમાં પણ સ્ત્રીઓએ પુરૂષોની ઉપર આધાર રાખવો? પુરૂષોના ઉપકાર નીચે દબાયા વગર એટલું પણ કામ સ્ત્રીઓ સ્વતંત્રપણે ન કરી શકે? સ્ત્રીઓ તરફથી આવા નીવેદનો બહાર પડે એજ પુરવાર કરે છે કે મતાધિકારના સંબંધમાં સ્ત્રીઓ પ્રત્યે ઘણો જ અન્યાય થઇ રહ્યો છે. મતાધિકારનો વિચાર કરનારી સમિતિ દરેક પુખ્ત ઉમરના પુરૂષને મત આપવા નથી માંગતી, એટલે જે પુરૂષોને મતાધિકાર હોય તેની પત્નિને જ મત આપવાનો હક્ક આપ્યા સિવાય બીજો તોડ સમિતિ કાઢી શકે તેમ નથી. અને તેથી સ્ત્રીઓને પણ તેઓ આમ સંડોવવા માંગે છે. આની સામે પણ અમારો સખત વિરોધ છે. યુરોપના લગભગ દરેક દેશમાં સાર્વત્રીક મતાધિકાર છે તો શું હીંદ તેને માટે નાલાયક છે? દરેક દેશમાં ગરીબ વર્ગ નો લગભગ ૯૦ ટકા જેટલો હોય છે, તેમનામાંથી ભાડાનું ધોરણ લઇએ તો પણ ૧૦ ટકાથી વધારે માણસોને પણ મત આપવાનો હક્ક ન મળે. પણ હિંદમાં તો અત્યારે ભાગ્યે જ ૩ ટકા જેટલા માણસોને મતાધિકાર છે. જ્યારે બાકીના ૯૭ ટકાને પોતાનો અવાજ રજુ કરવાને નવા બંધારણમાં જગા ન મળે તો એ રાજ્યતંત્ર પ્રજાકીય શી રીતે ગણાય? મીલ્કતના ધોરણ પર જો મતાધિકાર રચાય તો એકલા મુડીવાદીઓ જ મોટા પ્રમાણમાં ધારાસભાઓમાં ઘુસી જાય અને તેવા સ્થાપિતહક્કના સંરક્ષકો સામાન્ય જન સમાજનાં હીતના પ્રશ્નોને હમેશાં ઉડાવી જ દે. પણ આપણને તો પ્રજાકીય તંત્રી જોઇએ છે. મુડીવાદી તંત્ર નહિ. હાલની યોજના પ્રમાણે માત્ર દશ જ ટકાને મતાધિકાર આપવાની ગોઠવણ થવાની છે, તે ધોરણે તો સ્ત્રીઓમાં કેળવણી એટલી બધી ઓછી છે કે હજારમાં એક પણ ડીગ્રી ધારી સ્ત્રી મળી શકશે કે નહિં તે પ્રશ્ન છે. વળી

જે સ્ત્રીઓને ડીગ્રી મળી છે તેનો મત આપવાનો હક્ક તો હમણાં પણ છે, ત્યારે નવા તંત્રમાં મતાધિકાર બહોળો બનાવવાની જે મોટી મોટી વાતો કરવામાં આવે છે તેથી સ્ત્રીઓને શું લાભ થવાનો હતો? સ્ત્રીઓ પોતે છે તે દશામાં રહેવાનું કબુલ કરે છે પણ દરેક પુખ્ત ઉમરની સ્ત્રીને મત આપવાનો હક્ક ન મળે તો એ ધોરણ નહિ સ્વીકારવાની જે મક્કમતા તેમણે બતાવી છે તેજ જણાવે છે કે સ્ત્રીઓ પોતાના હક્કો બરાબર સમજતી થઇ છે, એને તેને માટે લડત કરવાને તેઓ તૈયાર છે એ સંતોષનો વિષય છે.

હાલના પરિવર્તનશીલ જમાનામાં પણ સ્થીતીચુસ્તતાની જાતીય ખાસીઅત ધરાવનારી સ્ત્રીઓ નવા તંત્રમાં હદથી વધારે અગત્યનો ભાગ ભજવશે નહિ એમ માનનારા માત્ર પોતાનીજ મનોદશાનું પ્રદર્શન કરતા હોય એમ લાગે છે. દીવસે દીવસે વધતિ જતી સ્ત્રીઓની પ્રવૃતિની અવગણના કરી તેમને સ્થીતીચુસ્ત કહેવી એ તો એક પ્રકારની ધૃષ્ટતા જ કહેવાય, પરંતુ સ્ત્રીઓને તક નહિ આપનાર પુરૂષજાતિને આવી રીતે બોલવાનો જરાયે અધિકાર હોય તેવું અમે માનતાં નથી. ગૃહની અભેધ દીવાલો તોડી બહાર નીકળવાને પ્રયત્ન કરતી સ્ત્રીઓને સ્થીતીચુસ્ત કહેવી એ નહિ સહન થઇ શકે એવી વાત છે.

સરકાર સ્ત્રીઓની નીમણુંક કરે એવી બલામણ પણ સમિતિ કરવાનો વિચાર કરે છે. પરંતુ કોઇપણ સ્વમાની સ્ત્રી આવી નીમણુંક સ્વીકારી પોતાના સ્વતંત્ર વિચારો વેચવાની કબુલાત કેમ કરી શકે? સરકારની મહેરબાની બદલ તેના સુર પ્રમાણે નાચવાનું કયી સ્વાભિમાની સ્ત્રી સ્વીકારી શકે? શું સ્ત્રીઓમાં એટલી લાયકાત નથી કે તે ચુંટણીમાં ઉભી રહી ચુંટાઇને ધારાસભામાં જાય? સ્ત્રીઓને મતાધિકાર તેમજ આર્થિક સ્વતંત્રતા નથી એટલેજ સ્ત્રીઓ ધારાસભા માટે ઉમેદવારી નથી કરતી પરંતુ તેમનામાં લાયકાત તો ઘણી છે.

એક એ પણ સુચના થઇ છે કે સ્ત્રીઓ માટે અમુક જગ્યા અલાયદી રાખવી. પરંતુ સઘળા હક્કોની માગણી કરતી સ્ત્રીઓને પુરૂષોની મહેરબાનીનો એ ટુકડો માન્ય નથી. ગરીબોની હાડમારીનો ખ્યાલ કરી અને તેઓ જો મોટા પ્રમાણમાં ધારાસભામાં આવે તો જ તેમના મુળ હક્કો તેઓ મેળવી શકે એમ સમજીને સ્ત્રીઓએ આજે માંગણી કરી છે એ આનંદની વાત છે. આ બ્હેનોની માંગણીને વધુ મજબુત કરવા દરેક સ્ત્રી સંસ્થાએ તેમજ પુખ્ત ઉમરના દરેક પુરૂષ અને સ્ત્રીઓને મતાધિકાર આપવાની એકી અવાજે માંગણી કરવી જોઇએ. અને સ્ત્રીઓને જ્યાં સુધી મતાધિકાર ન મળે તો તેને માટે સતત ઝુંબેશ ચલાવવી જોઇએ કોઇ પણ સંજોગમાં નિમાઇને જવાનું તો નજ સ્વીકારવું. નિમણુંકની રીતમાં અનેક જાતની નુકશાનીઓ રહેલી હોવા ઉપરાંત તેથી કોમીવાદને ઉત્તેજન મળે છે એ વાત અક્ષરે અક્ષર સત્ય છે. તેથી તો એ કીટાને પોષવામાં સ્ત્રીઓએ મદદ રૂપ નજ થવું જોઇએ. આશા છે કે મતાધિકારની સમિતિ સ્ત્રીઓની માગણીને ધ્યાનમાં લઇ અત્યાર સુધી તેમના પ્રત્યે થએલો અન્યાય દૂર કરશે.

# ધારાસભામાં લગ્નવિચ્છેદનો પ્રશ્ન

વડી ધારાસભાની હાલની બેઠકમાં સર હરીસીંહ ગાઉર સ્ત્રીઓ પ્રત્યે થઇ રહેલા અન્યાયો દૂર કરવા એક પછી એક તેમના હિતના બીલ રજુ કરે છે પણ સ્વાર્થી અને અન્યાયી પુરૂષો તેને ટેકો આપવાની પણ દરકાર કરતા નથી. વિધવાને વારસો મળવાને લગતું બીલ તેમણે ઉરાડી નાંખ્યું અને છુટાછેડા માટે જે બીલ ચર્ચાઇ રહ્યું છે તે સમયે પુરતા સભ્યો હાજર પણ રહેતા નથી એટલે બે વખત એ બીલ મુલતવી રહ્યું છે. પુરૂષોની મનોવૃત્તિ કઇ દીશામાં કામ કરે છે તે આનાથી પુરવાર થાય છે. કદાચ કોઇ સભ્યને છુટાછેડા સામે વાંધો હોય તો તેણે તેને બદલે બીજા પ્રયત્નો, જેવા કે લગ્નપ્રથામાં ફેરફાર અને વ્યભિચારી પુરૂષ યા સ્ત્રીને યોગ્ય શિક્ષા, યોજવાની સુચના કરવી જોઇએ. પણ પુરૂષોને કાયદામાં જરા લગારે ફેરફાર કરવાની ઇચ્છા નથી કારણ કે કાયદાઓ પુરૂષોની તરફેણમાં ઘડાયા છે. આ બીલનો વિરોધ થશે એમ જાણવા છતાં હરીસીંહે બીલ રજુ કર્યું તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

હાલના સંજોગો જોતાં હિંદુસમાજમાં આવા કાયદાની જરૂર છે જ. હિંદુ લગ્નની પ્રથા જ એટલી ખામી ભરેલી છે કે તેમાં જ મુખ્યત્વે ફેરફાર કરવાની જરૂર છે. શહેરોના કેટલાક અપવાદ શિવાય દરેક સ્થળે લગ્ન સ્વપસંદગીનાં નહિં પણ માબાપની પસંદગીનાં થાય છે. જ્યાં સુધી છોકરો છોકરી એક બીજાના પરિચયમાં ન આવે ત્યાં સુધી પરસ્પરના આચારવિચારની તેમને ક્યાંથી સમજ પડે? આ રીતે નાનપણથી જ માબાપે ઠોકી બેસાડેલાં લગ્ન દુઃખી નીવડે તેમાં નવાઇ શું? આવાં લગ્નની નીષ્ફળતા માટે સમાજ જવાબદાર છે નહિ કે દંપતી. માબાપે લગ્ન નાનપણમાં કરી નાંખ્યા હોય, છોકરા જેટલી શિક્ષણ માટે સગવડ છોકરીને ન અપાઇ હોય, છોકરાના ખીલેલા માનસ અને પ્રગતિના વિચારો જેરવવાનું છોકરીમાં સામર્થ્ય ન હોય તો એ લગ્ન દુઃખકર થાય અને પરિણામે છોકરાનું હૃદય બીજી યોગ્ય સ્ત્રી પ્રત્યે આકર્ષાય. આ સંજોગોમાં પહેલી સ્ત્રીની શી સ્થિતિ? એનું જીવન તો વિષમય જ થવાનું. પુરૂષ ધારે તો બીજી સ્ત્રી સાથે લગ્ન કરી શકે જ્યારે સ્ત્રીને તો જીંદગી સુધી સહેવાનું. આવાં લગ્નોમાં અને પુરૂષ રોગી હોય તો સ્ત્રીઓને છુટાછેડા મળવા જ જોઇએ. અલબત્ત છુટાછેડાના કાયદાની કલમો એવી સખત રાખવી જોઇએ કે તેનો દુરૂપયોગ કોઇ ન કરી શકે.

ધારાસભામાં આ બીલ રજુ થયા પછી હાજર નહિ રહેવા માટે સભ્યોએ શરમાવું જોઇએ. બે બે વખત તરકટ રચી એ લોકો સભામાંથી પોબારા ગણી ગયા. જો આવી કાયરતા બતાવવાને બદલે સભ્યોએ તેનો ખુલ્લો વિરોધ કર્યો હોત તો બહુ સારૂં થાત. બીલને સિલેક્ટ કમીટી પર મોકલવાને બદલે સર હરીસીંહ ગાઉરે લોકોનો મત જાણવાને પ્રસિધ્ધ કરવાનું કબુલ કર્યું છતાં પણ સભ્યો તે પસાર કરવાની ઉદારતા ન બતાવી શકયા. મી. યામીનખાને કહ્યું તેમ આ પ્રશ્ન સ્ત્રીના હિતને લગતો હોવાથી તેમના મતની જરૂર છે, અને તેથી આ બીલ જાહેરમાં ફરવું જોઇએ. જો આ બીલપર સ્ત્રીઓનો મત લેવાય તો અમારી ખાત્રી છે કે મોટા પ્રમાણમાં સ્ત્રીઓ તેની તરફેણ કરે. વળી આ કાયદો થાય તો ધર્મને શું બાધ આવે તે સમજી શકાતું નથી. લોકો પોતાની અંગત સગવડ ખાતર આ પ્રશ્નમાં ધર્મને વચમાં લાવે છે. જો હિંદુ ધર્મ છુટાછેડાની વિરૂદ્ધ હોય તો કોઇ પણ ધર્મના પુસ્તકનું તેને માટે પ્રમાણ હોય ને? ઉલટું અસલના વખતમાં સ્વપસંદગીનાં લગ્ન, પુનર્લગ્ન અને છુટા થઇ જવા માટે છુટ હતી. આશા છે કે ધર્મની ખોટી લાગણીથી દોરવાઇ જઇને આ બીલને જાહેરમાં ફેલાતું નહિ અટકાવવામાં આવે.

: લેખક : ચીનુભાઇ ડૉકટર

# સામાયક કરનારો

વિધવાઓને સહન કરવા પડતા સીતમને વાર્તામાં ગુંથીને શ્રી. ચીનુભાઇ ડૉકટરે હીંદુ સમાજની મર્યાદાઓને લીધે ઉભી થતી સમસ્યાઓ ઉપર સરસ પ્રકાશ નાંખ્યો છે. સાથે જ દંભી ધર્મવૃત્તીવાળા વડીલોનો દંભ પણ ઉઘાડો પાડયો છે. આશા છે આ વાર્તા અતી રસીક થઈ પડશે–તંત્રી.

"તમે ખોરડું વેચી દીધું ત્યારે હું રહીશ ક્યાં ? પચ્ચાના ચારસો અને કોઠીના બસો, એમ છસો તો તમને રોકડાં દીધેલા તેટલાથી શું તમારૂં પેટ ન ભરાયું ?" એ મહીના ઉપર રાંડેલી રૂપી તેના દુરનાં કાકાજી ઉપર જીવની વરાળ કહાડતાં બોલી.

"રૂપી વહુ, ઠીક ઠેકાણે રાખીને વાત કરજો. હું બાપ્પો સામાયક કરનારો. તમારો એક પૈસો ય મારે ગાયના લોહી બરોબર છે. બાકી આપણાં કુળની આબરૂ ખાતર તો મરનારની પાછળ ન્યાત કરવી જોઇએ ન્યાત. તેને સાટુ આ તો થોડામાં જ પતાવી દીધું છે." મોહન શેઠે રાંડેલી રૂપીને પરખાવ્યું.

"નહીં તો હજુ કેટલા લુંટાવવા'તા ? ઘરમાં હતું તેટલું વેચીને એમની ચાકરી કરી. નાગા બાવાઓ જમાડયા. બામણોને દખણાઓ દીધી. મોટા મોટા ભૂવાઓને ધૂણાવી તાવીજ બંધાવ્યાં. ને જાતજાતની બાધાઓ રાખી ઘરના ગાભા સુદ્ધાં વેચી

દીધા. છેલ્લા બબ્બે મહીના સગા વ્હાલા પડ્યા ને પાથર્યાં રહેતા'તા તેમને ઘીથી લદબદતી રોટલીઓ જમાડવામાં વરસેક ચાલે એટલું ધાન હતું તેય ચડીઓટ થઇ ગયું."

"સગાં આવતાં તે.તારે મ્હોંએ નહીં હો રૂખી વહુ. મરનારની આબરૂને લીધે. અમારે ત્યાં ખાવા ખૂટ્યું નથી હજી તો રામજીના રૂડા પ્રતાપ છે. બબ્બે મહીનાથી કામધંધા છોડીને ખાટલો ઝાલી બેસી રહ્યા હતા તે તારૂં ધાન ખાવા નહીં હો કે? આવું બોલશો તો. કોઇ કપાળમાં ઉના ડામ પણ નહીં દે."

પણ રૂખીએ કાકાજીનું છેલ્લું વાક્ય રડવામાં સાંભળ્યું નહીં એણે આગળ ચલાવ્યું.

"ને એમનું બારમું કરવા પણું કહાડી આપ્યું ને સાડીચારસોનો દોરો પાણીને મૂલે બસોમાં દઇ દીધો."

"તે રૂખી વહુ મારે કંઇ દોરાની ખોટ નહોતી. કે હું ન્હોતો તમારી પાસે માંગવા આવ્યો. આ તો તમે કરગરી પડ્યાં ને મારે મન કે સગાનું કામ થતું હોય ને એ માણસનું મોં ગજ્યું થતું હોય તો મારે શા સારૂ અંતરાયરૂપ થવું? બાકી રૂખી વહુ, સોનું સાવ રાશી હતું હો."

સાવ ચોકખા સોનાને રાશી કહેનાર કાકાજી ઉપર રૂખી વહુને રોષ તો ઘણો યે ચ્હડયો પણ તાલું મઇનું એટલે એનાથી વધારે બોલાય તેમ નહોતું, "હા બાપ હા. હું ક્યાં કહું છું કે તમે પડાવી લીધો. પણ તમે તો કહેતા'તા એટલામાં પતાવી દઇશું. ને આજ બે મહીને કહો છો કે ઘર વેચી દીધું છે."

"પણ ધાર્યા કરતાં જણ ઝાઝા થઇ ગયા. પછી આવેલાને હું હાથ દેખાડું? એને એ વખતે ઘરમાંથી પાંચસો રૂપિયા કહાડી તક સાચવી લીધી ને ચુરમામાં છૂટે નાળચે ઘીની ધારો કરી. જરા સરખું ખોટૂં દેખાવા દીધું છે? ગામ આખું તમારા ને મરનારના જશ ગાય છે.

મરનારનું નામ સાંભળી રૂખીનું હૈયું ભરાઇ આવ્યું ને મોં વાળી છૂટે મોંયે રોવા લાગી. ઉભરો શમતાં ફરી બોલી "વારૂ ત્યારે વડિલને ઠીક લાગ્યું તે ખરૂં. પણ હવે મારે રહેવાની ક્ષેગવાઇ ક્યાં કરવી છે?

પણ એ સાંભળવા મોહન શેઠ ત્યાં ઉભા નહોતા રહ્યા. કારણ કે એમને અપાસરે પ્રતિક્રમણ કરવાનો વખત થઇ ગયો હતો. મોંકાણના સમાચાર દઇ એ તો ધરમધ્યાન કરવા રૂખીને રોતી મૂકી ચાલી ગયા હતા. ખરૂં છે હવે કોણ ઉભું રહે? રૂખીનો વર માંદો હતો ત્યાં સુધી તો એનું ઘર સગાંવહાલાંથી ઠસોઠસ ભરેલું રહેતું. દૂર દૂરના સગાં આવીને એને ઘેર ધામા નાખતાં. જવાનું કહેતાં જવાબ વાળતા 'બોલશોમાં આવે ટાણે સગાં ખપમાં ન આવે તો સગાંને શું ધરાવીને ગુગળે ચોપડવાનાં?' પણ મૂળ વાત તો એમ હતી કે બીમારની ચાકરી કરવાને બહાને બબ્બે વખત ઘીમાં બોળાને લદબદતી રોટલીઓ ને ચચ્ચાર વખત ચ્હાને ખાખરા ઉડાવવા એ લોક રોકાતાં હતાં. મોડી રાત સુધી અલકમલકની વાતો કરી કોઇના ઘર મંડતાં ને કોઇની ટાંગી એઓ ઉઘાડી પાડી. મરનારના માંચા આગળ અને અધમસુની તળાઇઓમાં પડે પડે લગ્ન જેવા ઉત્સવ માણતા. પણ એનું કારજ જમ્યા પછી રંડવાળ રૂખીને દિલાસો સરખો દેવા કોઇ એના ઉમરે ય ચ્હડ્યું નથી. હાય રે! દયાળુ સગાંએ.!

## [૨]

રૂખી વહુએ હવે શોક મૂક્યો હતો. એટલે બહાર જતી આવતી થઇ હતી. રૂખી વહુના કાકાજી મોહન શેઠે પોતે જ રૂખીનું ઘર રાખી લીધું હતું. કારણ કે પોતાના ઘરની સામોસામ હોવાથી ખાસું મોખનું ઘર હતું. પોતે વસ્તારી હોવાથી એમને આ ઘરની બહુ જરૂર હતી એમની હવેલી હવે ખૂબ પહોળી થઇ શકે તેમ હતી.

રૂખીને ખબર પડી કે મોહન શેઠે પોતે જ એવું ઘર રાખી લીધું છે ત્યારે તો એનો ગુસ્સો ઝાલ્યો ન રહ્યો ને મોહન શેઠને છૂટી જીભે ગાળો ભાંડવા લાગી.

મોહન શેઠને તો એટલું જ જોઇતું હતું. પોલીસ પાસે ફટકા મરાવી રૂખીને ઘર બહાર કઢાવી ઘરનો પોતે કબજો લીધો.

પણ રૂખી ઘરના આંગણામાં લાંઘણ કરીને બેઠી. ગામ આખું ભેગું થઇ ગયું. "અરે મોહન શેઠ લાખ રૂપિયાનું માણસ. જૂઠું બોલે નહીં. એના કહ્યા વિના રાખે નહીં ઘર? બબ્બે વખત સમાકય કરનારો.

"મેં તો કદી કીધું જ નથી." રૂખી દલીલ કરતી બોલી.

"ન કીધું હોય તોય તે એમની ગાંઠના દીધેલા વસૂલ તો કરે જ ને?"

"પણ તેની હું ક્યાં ના કહું છું. પણ આવું તેતાલ જેવું ઘર પાંચસો રૂપ-રડીમાં કોણ ડામ દે?"

"જાહો! રાંડ જૂઠું બોલે છે. રોકડા બારસે દીધા છે." મોહન શેઠ ગરીબના લોહી જેવા લાલ ચોપડો બગલમાંથી કહા-ડતા બોલ્યા. "જૂઓ લખેલું રહ્યું."

સૌ કહેવા લાગ્યા "સાચું સ્તો માડી! અમે નહોતા કહેતા મોહન શેઠ કોઇ દી જૂઠું ન બોલે. એ બબ્બે વખત સમાકય કરનારો.

"પણ મને તો પાંચસે જ પહોંચ્યા છે ઉપરના સાતસે દેખાડ્યા જ ક્યાં છે" એકલી પડી ગએલ રૂખી રોતે રોતે કહેવા લાગી.

મોહન શેઠ બોલ્યા—"કેમ ત્યારે આ ટીપોમાં ભરાવ્યા તે ક્યાંથી આવ્યા? સો જીવદયા ખાતે લખાવ્યા. બસો બોડા ઢોરમાં દીધા. પચાસ ચકલાની પરબડીમાં આપ્યા. પચાસ રૂપિયા કુતરાને દૂધ પીવરાવવા કઢાડ્યા. પચાસ સાધારણ ખાતામાં નોંધાવ્યા. સો જીન ભગવાનની પૂજા સ્વામી તેમાં વપરાય। ને દોઢસો જીર્ણ દહેરાસરનો ઉદ્ધાર કરવા આપ્યા. જુઓ ભાઇસાબ દીવા જેવો હીસાબ છે. ગમે તે જોઇ લ્યો."

ટોળામાંથી બે ઘરડા બોલ્યાઃ "એ શું બોલ્યા શેઠ. તમે બોલ્યા તે પરમેશ્વર બોલ્યા. ચોપડો શું જોવો તો? બધા સમાગે વપ-રાયા છે એ તો આ કર્મુંજાત જ, એવી છે.

રૂખીની દલીલ સાંભળવા કોઇ તૈયાર જ નહોતું. "પણ હું રહું ક્યાં? ખાઉં શું? કુતરાને દુધ પાઓ. ચકલાંને દાણાં નાંખો. નકામાં મડદાલ ઢોરો પાછળ રૂપિયા ઉડાડો ને પડેલા દહેરાંસરો નવેસરથી ઉભાં કરો. એ બધું ખરૂં. પણ રંડવાળને ક્યા રહેવું ને શું ખાવું તેની કોઇને પડી છે?

"અરે માડી! આમ કુળની આબરૂ કાં બોળે છે? મારે ઘેર તું ખાઇશ તો કંઇ ખૂટી નહીં જાય. વસ્તારીમાં ઘણીયે ખપ લાગીશ અમને તો." મોહન શેઠ દયા બતા-વતાં બોલ્યા.

"લે, બસ હવે તારે શું છે" લોક કહેવા લાગ્યા.

"હંઅ. મારે શું છે! એમને ઘેર આખો દહાડો ધંધો કુટીને ધાન ખઉં? બેય વખત એમની રસોઇ રાંધુ. કપડાં ધોઉં. વાસણ માંજું. એમના છોકરાની વહુઓની ને

એમની બાયડીની સરસુવાવડો કરું, ત્યારે મને એ એંઠુંજુઠું વધેલું એ વખત પેટ ભરવા આપે: એવી દયા મારે નથી જોઇતી.' કોને પૂછીને એમણે ટીપોમાં રકમો ભરી? એમને કોણે મોટા ભા કર્યા'તા? સારાપો લીધો તો એમણે લીધો. ને હવે હું એમની ગુલામી કર્યા કરું? હું તો અહીં જ મરવાની.'

પણ એવું સાંભળે કોણ? લોક કહેતાં એ જ કમજાત છે. બાકી મોહન શેઠ તો દેવનું માણસ. બબ્બે વખત સમાકય કરનારો. એણે તો પોતાના ઘરમાં રાખવા કહ્યું એથી વધારે એ બિચારો શું કહે! બાકી કામ તો કોને ઘેર નહીં કરતાં હોય ભાઇ? એંઠેએંઠે કોઇ ખાવા આપે ખરું? આટઆટલી ગાળો દે છે પણ મોહન શેઠ એક શબ્દ સરખો બોલે છે? સમતાગરે-જીવ છે. કોઇ બીજો હોય તો ચોટલો ઝાલીને પછાડે."

[૩]

છેવટે બે દિવસ ને એક રાતની ભૂખ તરસ વેઠી રૂખી ત્યાં બેભાન થઇ ઢળી પડી. એક કાગડો એના બેભાન દેહ ઉપર બેઠો બેઠો ટોચતો હતો. એજ વખતે ત્યાં થઇ દયાકર અને કમળા ફરવા જતાં હતાં તેમની રૂખી પર નજર પડી. ટોળે વળેલાઓ પાસેથી વાત સાંભળી દયાકર રૂખીને પોતાને ઘેર લઇ ગયો. તે વખતે ટોળામાંથી પાછળથી કોઇએ બૂમ મારી "વાંટો...વીસ વરસનો ઢાં...ઢો" બધા ખડખડાટ હસવા લાગ્યા.

દયાકરના પિતા અમદાવાદમાં સેશન્સ જજ હતા પ્રમાણિક હોવાથી ઝાઝો પૈસો એકઠો નહોતો કરી શક્યા તો પણ પાછળ ઠીક જીવ મૂકી ગયા હતા. દયાકર ને તેની બ્હેન કમળા બન્ને ગુજરાત કોલેજમાં અભ્યાસ કરતાં હતાં. અને જ્યારે જ્યારે રજાઓ પડે ત્યારે ગામડાનો આનંદ મેળવવા દાદીમાંની ખોડમાં આવતાં હતાં.

[૪]

કુમતની ગતિથી કહો કે વિધવાના શ્રાપથી કહો પણ રૂખીએ ઘર છોડ્યા પછી તરત જ મોહન શેઠની ત્રીજીવારની સ્ત્રી સુવાવડમાં મહીનાનું બાળક મૂકીને મરણ પામી.

શેઠના મોં આગળ ચાર પરણેલા છોકરા હતા ને બબ્બે જવાન વિધવા દિકરીઓ ઝૂરતી રીબાતી હતી. શેઠના વસ્તારી ઘરમાં હમેશાં માણસની ભીડ રહેતી તેમાં આમ અનાયાસે દૈવે જ છોકરીઓને રંડાપો આપતાં તેમને બંને છોકરીઓ વરદાનરૂપ નીવડતી હતી. માંદે સાજે સરસુવાવડમાં ને ઘરકામમાં મોટી મદદ રહેતી ને ઉપરથી લોક સારું બોલતાં "અરે બાપ મહા ધર્માત્મા છે. છોકરીના જીવ છે પણ છોકરાની માફક રાખે છે."

સગાંવહાલાંઓ શેઠને ફરી પરણવા આગ્રહ કરવા લાગ્યા. "આ નહીં પરણો તો ભર્યો માળો વીખરાઇ જશે. ને છોકરા વહુરો સારા છે. પણ ઠીક એ તો. ઘડપણમાં પોતાના માણસ સિવાય કોણ ચાકરી કરશે?" પણ મોહન શેઠ હજુ 'હા' કહેતા નહોતા.

"ને તમારી વાત બાજુએ મૂકીએ પણ આ નાના ફૂલની તો દયા રાખો. મા વિના હીજરાઇ જશે.

હવે શેઠની દયા હદની આડે આવવ લાગી. "અરે! હું બબ્બે સમાકય કરનારો ક્યાંક ફૂલ કરમાઇ જાય તો પંચહત્યા લાગે.

છેવટે પરમાર્થ માટે શેઠે પરણવા હા પાડી.

કન્યાની પડાપડી થવા લાગી. આવા શ્રીમંતને આબરૂદાર મૂરતીયો ફરી ફરી થોડો મળે છે કે ઉપરાઉપરી લોક એમની દીકરીઓ દેવા આવવા લાગ્યા. કેટલાક તો શેઠના સગાને ત્યાં પરણવાના રૂપિયા આપી આવ્યા. "એ બાદસાબ શેઠને સમજાવજો હોં કે! માંરા જ રૂપિયા લે. કહેશે તેટલો કર-કરિયાવર કરીશું. નહાતી ધોતી છે. ઘરનો ભાર ઉપાડી લેશે પાવરધી છે."

પણ મોહન શેઠનું મન તો દયાકરની કોલેજીયન બહેન કમળા ઉપર ઠર્યું હતું, તે બોલ્યા. "જરા ઉછાંછળી છે પણ હજુ બાળક છે એટલે આપણાં ઘરમાં આવતાં સુધરી જશે. ને એના બાપ જોડે મારો જૂનો સંબંધ હતો, એને પૂછ્યા વિના કોઈનાય રૂપિયા લેવાય નહીં"

શેઠના તેડાવવાથી દયાકર તેમને ઘેર આવ્યો. એકાંતમાં મેડીયે લઇ જઇ શેઠે અંતરની જઇ વાત છેડી. "બચારી આશાભરી સુવાવડે ગઇ'તી પણ દૈવને ગમે ત્યારે ને? એને સારૂ ખાસ કરાવેલ હીરાનો હાર પહેરવાય ના રોકાણી!

"શું કરીએ શેઠજી" દયાકર બોલ્યો "દૈવ આગળ આપણું થોડું જ ચાલે છે? હવે મન વાળ્યા વગર છૂટકો છે? હાર તો છોકરાની વહુઓ પહેરશે. વૃધ્ધાવસ્થામાં ધર્મ-કાર્યમાં મન પરોવશો એટલે દુઃખ વિસારે પડશે."

"અરેરે! ભાઇ! એવાં અમારાં નસિબ ક્યાંથી? પરભવ કોઇને ધરમ કરવા દીધો હોય તો આ ભવ કરવા પામીએ ને? હું બબ્બે સમાધ્ય કરનારો—પણ આ દોઢ માસનું ફૂલ છે. એની માની ખોટ પૂર્યા વગર ક્યાં છૂટકો થવાનો છે!"

"એમાં શું શેઠજી! એક હુશિયાર નર્સ રાખી લ્યોને?"

"અરે ભાઇ તમે જવાનીયા શું સમજો પારકાં એટલાં પારકાં. તનના વિના કોઇ માવજત ન કરે. આ દસ દા'ડામાં તો પંદર જણ રૂપિયા દેવા આંટા ખાઇ ગયા છે. પણ મારે ને તમારા બાપને જુની દોસ્તી એટલે તમારે કાને વાત નાંખ્યા વગર કોઇના રૂપિયા લેવા મને ઠિક ન લાગ્યું."

"કોની કમળાની વાત કરો છો કે?" દયાકર આશ્ચર્યથી બોલી ઉઠ્યો,

"હં. મોટી 'બેર' થઇ ગઇ છે." ને ભાઇ! આ રહ્યો બળ્યો સમો, કળીજુગ છે. એટલી મોટી છોડી ઘરમા રખાય?

"પણ શેઠજી, અભ્યાસ પુરો કર્યા પહેલાં પરણવાનો એનો વિચાર નથી."

"અભ્યાસ તો આપણે ઘેર પણ ક્યાં નથી થઇ શકતો? કહેશો તો માસ્તર રાખી દઇશું?"

"પણ શેઠજી એમાં મારા હાથમાં કંઇ જ નથી. બધું કમળાની ઇચ્છા ઉપર છે. અને એને તો પરણવું જ નથી. સત્યાગ્રહ સંગ્રામમાં ઝૂકાવી દેવા એનો તો વિચાર છે. કેવળ મા રજા નથી આપતાં નહીં તો આજ ઝૂકાવી દે!

"ભોળો! ભાઇ ભોળો! મારા જેટલી દુનિયા તેં જોઇ નથી. સત્યાગ્રહનું નામ લઇ જોજે ક્યાંક ભોળવી ન જાય!"

હવે દયાકરથી રહેવાયું નહીં. "ને શેઠજી તમે તો શાહુકારી દાખવતા હશો? તમારો એક પગ ખાટમાં ને એક હાઠમાં છે, તોય રંડવાળ દીકરીથીય નાની વહુ લાવવાનો મોહ તમને છૂટતો નથી! રાક્ષસ! રાક્ષસ! નીમાળા આવી ગયા! દાંત પડી ગયા! ડાચાં બેસી ગયાં! આંખે ઝાંખ આવી ગઇ! મોં આગળ જ્યાનલેવ જેવી બબ્બે દીક-

રોયા રંડાપામાં ઝુરતી પડી છે તેને ટાણે ય પચાસ વર્ષની ઉંમરે તમારે વહુ લાવવી છે? ડૂબી મરો શેઠજી ડૂબી મરો. ન્યાતના મુકાની થઇ તમે ન્યાતને ડુબાવવા નીકળ્યા છો?

શેઠને હવે સમજાઇ ગયું કે દયાકર તેમની પૃથ્વિનું નહીં પણ નવી દુનિયાનું પ્રાણી છે. એને ડરાવતાં એ બોલ્યો "ઠીક! ઠીક! જોયો મોટો ડહાપણનો દરિયો, પણ પેલી રૂખલીને છેક છડેચોક ઘરમાં રાખી બેઠો છે તેનો ન્યાતને શો જવાબ આપીશ? દંડ ક્યાંથી ભરીશ? તને ન્યાત બ્હાર રખાવીશ!

"દંડ કોનો શેઠ? પગલે પગલે પુંજીને પગ માંડનારી, જીવદયાને નામે પરબડી ને પાંજરાપોળમાં હજારો રૂપિયા દેનારી જે ન્યાત એક વિધવાને આશરો ન આપી શકે તે ન્યાતની મારે જરૂર નથી. અહીંસા, અહીંસાના જૂઠા પોકાર કરી જગતને આંધળું બનાવનાર મુંગા હીંસા...અસહ્ય ત્રાસથી કાયર થઇ કૂવે હવાડે પડતી કે અધર્મને પંથે જઇ પાપાચારમાં પડતી વિધવાને બચાવનારને જે ન્યાત દંડે તે ન્યાતની મને પરવા નથી." કહી મોહન શેઠની સામેથી ઉઠી દયાકર ચાલ્યો ગયો.

દયાકરના ધાંટા સાંભળી લોક મેડિએ ચડી આવ્યાં હતાં તે કહેવા લાગ્યાઃ "અમા-વલો! નાહાન! બેશરમ! દોઢ ડાહ્યલો! કરો ન્યાત ભેગી ને મૂકો ન્યાત બહાર! ત્યારે જ પાંસરો થશે. બેઠો ભણીભણીને બહુ ફાટી ગયો છે."

મોહન શેઠ બોલ્યાઃ "મારૂં અપમાન કરી ગયો. મારે માથે આળ દઇ ગયો. હું બબ્બે વખત સમાકય કરનારું—

લોક બોલ્યાંઃ "ન્યાતના શેઠનું અપમાન એટલે ન્યાત આખીનું અપમાન."

## [૫]

દયાકરને ઘેર આવી અંબાશંકર ત્રવાડી કહી ગયો. "આજ સાંજે મોહન શેઠને ઘેર ન્યાત ભેગી થાય છે. તેમાં હાજર રહેજે. નહીં તો ન્યાત જે ચૂકાદો આપે તે તમારે માન્ય કરવો પડશે.

દયાકરને ખાત્રી હતી કે ત્યાં જવાથી કંઇ વળવાનું નથી એટલે એ ત્યાં ન ગયો.

રાત્રે મુરદાને ચૂંથવા વરૂઓ ભેળા મળે તેમ દયાકર ઉપરની દાઝ હાલવવા મોહન શેઠને ઘેર ન્યાતીલાઓ ભેગા થઇ ગયા. બધાં દયાકર ઉપર અંદરથી બળતાં હતાં. કારણ કે તેમને ત્યાં ગમે તેવો પ્રસંગ હોય તો પણ તે જમવા ન જતો. તેમની ટીપોમાં કોઇ દિવસ એક પાઇ પણ ભરા-વતો નહીં તેમજ દેરાસરમાં પૂજા કરવા કે બે વાર દર્શન કરવા કે "બબ્બે સમા-કય" કરવા તે જતો નહોતો.

બધાં આવી જતાં શેઠ બોલ્યા "બાઇ રૂખીને દયાકરે પોતાના ઘરમાં રાખી ન્યા-તનો બોજ્ વ્હોરી લીધો છે. રૂખીને હું મારા ઘરમાં રાખવા તૈયાર છું છતાં પણ દયાકર તેને પોતાને ઘેર જ રાખવા માંગે છે માટે ન્યાતે તેનો વિચાર કરવો જોઇએ. હું ઠરાવ મૂકું છું કે દયાકરે ત્રણ દિવસની અંદર બાઇ રૂખીને મારે હવાલે કરી દેવી અને આટલા દિવસ ઘરમાં રાખી તેનું પ્રાય-શ્ચિત કરી એક ન્યાત જમાડવી અને રૂપિયા બે હજાર ને એકનો દંડ પંદર દિવસની અંદર ન્યાતના ચોપડે જમા કરાવી જવો. ને તે તેમ ન કરે તો તેને ન્યાત બ્હાર

ગણી કોઈએ તેની સાથે કોઈ પણ જાતનો વહેવાર રાખવો નહીં."

એક જણે ઉભા થઈ શેઠના ઠરાવને ટેકો આપ્યો. ને ઠરાવને સર્વાનુમતે પસાર થએલો ગણવામાં આવ્યો. બે ચાર સારા માણસો ઠરાવ સામે વાંધો ઉઠાવવા ઉભા થવા ગએલા પણ તેમને જબરદસ્તીથી બેસાડી દેવામાં આવ્યા હતા.

ઠરાવની નકલ અંબાશંકર ત્રવાડી માર્ફત દયાકરને પહોંચડાવ્યા બાદ ચાપાણી લઇ બધા મોહન શેઠની ઉદારતા ને ધર્મભાવનાન વખાણ કરતા વીખરાઇ ગયા.

દયાકરના જુવાન મિત્રો તે રાત્રે દયાકરને ઘેર ભેગા થયા ને ન્યાતમાં થએલી એકપક્ષી વાટાઘાટ દયાકરને કહી સંભળાવી અને છેવટ સુધી મક્કમ રહી ન્યાત બહાર રહેવું પડે તો તેમ કરવા પણ હીંમ્મત આપવા લાગ્યા. દયાકર બોલ્યો "દોસ્તો હું એ સ્વાર્થી મુડીવાનોના, નીચ વિષયલંપટોના, દયાહીણ વજ્ર હ્રદયીઓના સંઘમાં રહેવા ઇચ્છતો નથી. તેમાં રહેવું તે હું પાપ સમજું છું. અને તમે પણ દોસ્તો! તમ.રા અંતઃકરણના પવિત્ર સાદને અમલમાં મૂકવા તત્પર રહી મારી પડખે ઉભા રહેશો તો ન્યાતમાં આવા સડા ઘડીભર પણ ઉભા નહી રહી શકે. ન્યાતમાં બેસનારા તમારા ઘરડાઓ તેમના જ છોકરાઓને ન્યાત બહાર કેવી રીતે મૂકશે?"

પણ વાત પોતાના પર આવતાં દયાકરની હિમ્મત અને દ્રઢતાના વખાણ કરનારા બધા જ મિત્રો એકેએક ઉભા થઇ વંજો આપી ગયા.

આજે પંદરમા દિવસની સાંજ હતી. શેઠે દયાકરને ખાનગીમાં મળી જવા બોલાવ્યો હતો. દયાકરની તો એનું મોં જોવા પણ ઇચ્છા નહોતી. પણ માના અત્યાગ્રહથી એ બબ્બે સમાકય કરનાર ને સમજાવી જોવા ફરી તેને ઘેર ગયો.

દયાકરને મીઠો આવકાર આપી ગાદી ઉપર બેસાડનાં શેઠે ધીમેથી વાત છેડી "દયાકર માની જા ભૂંડા! મારે ઘેર કંઇ ખોટ નથી. તારા બાપને મારે જુનો સંબંધ તું ન્યાત બહાર રહે એ મારાથી જોયું કેમ જાય? હું બબ્બે સમાકય કરનારો! મરનારના માન ખાતર તારો દંડ હું ભરી દઇશ. ન્યાત જમાડવાનું ખર્ચ પણ હું માંડી વાળીશ. કહેતો હોય તો રૂખલીનું ઘર એને પાછું લખી આપું. ને તને ઉપરથી બે હજાર બક્ષિસ આપું. બોલ છે વિચાર? મારે ત્યાં પાણી માંગે તો દુધ...

દયાકર શેઠને સમજાવવા આવ્યો હતો. પણ શેઠના આવા શબ્દો સાંભળી એનો સ્વતંત્ર મીજાજ સળગી ઉઠયો "બસ કરો શેઠજી! જો આ જ સંભળાવવા મને બોલાવ્યો હોય તો હું જઉં છું," સમાજના આવા હત્યારા આગેવાનો સઘળા યુવાનોના સંપ વિના સમજવાના નથી. ધારી દયાકર ઉભો થઇ જરાપણ વિનય બતાવ્યા વગર ચાલતો થયો.

છતાંય એનું મન દ્રઢ હતું. પોતાના સિદ્ધાંતને અમલમાં મૂકવાનો પ્રસંગ સાંપડતાં તેને હર્ષ થતો હતો. સમાજની વેદીમાં પહેલું બલિદાન પોતાનું હોમાતું જોઇ એને આનંદ થતો હતો. આત્મસંતોષનું ધીમું હાસ્ય એના હોઠ ઉપર ફરતું હતું. પણ બીજી જ પળે પોતાની સ્થિતિનો બિહામણો ચીતાર એની આંખ આગળ બેંચાઇ આવ્યો. એ ચીસ પાડી બોલી ઉઠયો "રાક્ષસ! રાક્ષસ! રાક્ષસ!"

પણ લોક એનો જ વાંક કહાડે છે. મોહન શેઠ ખોટા ન હોય. એ બબ્બે સમાકય કરનારો

# જ્યારે અમેરીકાએ આઝા

## ત્યારે ત્યાંની સ્ત્રી અપૂર્વ આત્મભોગ

: લેખીકા ;.

૧૪૯૨ માં કોલમ્બસે અમેરિકા ખંડ ત્યાં વસવાટ કરવાની શરૂઆત કરી. શોના તાબામાં જતી એટલે ત્યાં રહેવા તેથી તે લોકોએ સ્વાતંત્ર્ય યુદ્ધ રિકન સ્ત્રીઓએ જે પરાક્રમ દાખવ્યું

**અ**મેરિકાની સ્વતંત્રતાની લડાઇ વખતે ત્યાંની સ્ત્રીઓએ અગત્યનો પાઠ ભજવ્યો હતો. પુરૂષો લડાઇમાં જવાથી તેમનું બાકી રહેલું દરેક જાતનું કામ તેમણે ઉપાડી લીધું હતું એટલું જ નહી પણ ખુદ લડાઇમાં પણ તેમણે ભાગ લીધો હતો. 'પરદેશી તેમજ બ્રીટીશ માલનો દરેક સ્ત્રીએ કડક બહીષ્કાર કર્યો અને પોતાના ઘરના પુરૂષો પાસે પણ એ પ્રતિજ્ઞા તેમણે લેવડાવી હતી. યુરોપની સ્ત્રીઓ કરતાં અમેરિકાની સ્ત્રીઓની પરિસ્થિતિ જુદી હતી, એટલે પુરૂષોનું મુશ્કેલમાં મુશ્કેલ કામ પણ તે કરી શકતી હતી. પુરૂષોના જેટલી જ તાકાત તેમણે પહેલેથી કેળવી હતી એટલે ગમે તેવું મુશ્કેલ કામ ઉકેલવાને પણ સ્ત્રીઓ સમર્થ છે એ માટે તેમના પુરૂષોનો તેમનામાં વિશ્વાસ હતો. સ્વતંત્રતાની ભાવના તેમનામાં જાગૃત થઇ ચુકી હતી. અમેરિકામાં એક પણ ઘરના સ્ત્રીઓની મદદ વગર બનતી ન હતી. કેળવણીમાં, આરોગ્યને લગતા કામમાં અને ઔદ્યોગિક તેમજ સામાજીક ક્ષેત્રની ચળવળમાં સ્ત્રીઓ અગ્રગણ્ય ભાગ ભજવતી હતી. મદ્યપાન નીષેધની ચળવળ વખતે તેમણે ઉમદા કામ કર્યું હતું. અમેરીકામાં જ્યારે વસવાટ કરવા તેઓ આવ્યા ત્યારે તેમણે આત્મસંરક્ષણની કળા પ્રાપ્ત કરી હતી. હથીઆરનો ઉપયોગ પણ તેઓ સહેલાઇથી કરી શકતી હતી. ત્યાંના મુળવતનીઓના અને જંગલી પ્રાણીઓના હલ્લા વખતે તે કોઇની પણ મદદ વગર પોતાનો બચાવ કરી શકતી હતી તે ઉપરાંત ખેતી, ઘર બાંધવાનું અને ઝાડો કાપવાનું સખ્ત મજુરીનું કામ પોતાના નીર્વાહ માટે તેમને કરવું પડતું. ઉપરાંત જોડા સીવવાનું, કપડાં ધોવાનું અને બીજું દરેક ગૃહકાર્ય તેમણે ઉપાડી લીધું હતું. તેને પરીણામે સમાજમાં તેમનો દરજ્જો વધ્યો હતો. તે પુરૂષની સહચારીણી જ નહિ પણ સહકારી પણ બની હતી. આવી રીતે સ્વાવલંબી બનવાથી તેમનામાં સ્વતંત્રતાની ધગશ ઓર જોશથી ખીલવા લાગી. તેઓ સ્વતંત્રપણે ઉદ્યોગો પણ ચલાવતી થઇ હતી. રેશમના કીડા ઉછે-

# ...હી અંગે જંગ માંડયો હતો

## શક્તિએ બતાવેલા ની એક યશગાથા.

અચુબ્હેન લોટવાળા

---

શોધી કાઢયો તે વખતે યુરોપના રાષ્ટ્રોએ ઉત્તર અમેરિકાનો મોટો ભાગ ...

...રીને રેશમ તૈયાર કરવાનું પ્રથમ માન ત્યાંની સ્ત્રીઓને જ ઘટે છે. આટલી સ્વતંત્ર હોવા છતાં ત્યાંની સ્ત્રી સ્હેજ પણ ઉછૃંખલ હતી નહિ પણ દરેક પ્રત્યે આદર સત્કારથી જોતી.

સ્વતંત્રતાની લડત વખતે દરેક સૈનિકના ઘરમાંથી કામ કરવાને એક સ્ત્રી બહાર પડતી. જેમ્સ આર્ટીસની બ્હેન મર્સી વોરન નાટકો અને પ્રહસનો લખી તે દ્વારા જનતાને દેશભક્તિનો પાનો ચઢાવતી હતી. બીજી સ્ત્રીઓ માસિકો અને છાપાઓમાં લેખો લખી સ્વતંત્રતાની ઘોષણા કરતી હતી. તેમના આવા વિવિધ પ્રયાસથી લોકોમાં બહુ જાગૃતી આવી. સ્વતંત્રતાની લડત ચાલતી હોવાથી પોતાની

જરૂરીઆતો ઓછી કરવાનો ઉપદેશ પણ તેમણે આપવો શરૂ કર્યો હતો અને ધંધા વધારી સૈનીકોની જરૂરીઆતો પુરી કરવાનો સંકલ્પ તેમણે કર્યો હતો. આખી લડાઈ દરમ્યાન તેમણે ચરખો ચલાવી કપડા વણવાનું ચાલુ રાખ્યું હતું, તેમજ અનાજ કાપવાનું કામ પણ તેમણે જ કર્યું હતું. પોતાના ઘરમાંનાં શીશાનાં વાસણો સુધ્ધાં બંદુકોની ગોળીઓ બનાવવા માટે તેમણે કાઢી આપ્યાં. આવી રીતે ત્યાંની સ્ત્રીઓ આત્મત્યાગની પરિસીમાએ પહોંચી હતી.

બ્રીટીશોએ જ્યારે લુંટફાટ ચલાવી ત્યારે કોઇ પણ ચીજ તેમના હાથમાં જતી અટકાવવાનો તેમણે પ્રયત્ન કર્યો. બ્રીટીશ લશ્કરે તેમના ખેતરમાં આવી અનાજ લેવાનો પ્રયત્ન કર્યો કે તરત જ અમેરીકન સ્ત્રીઓએ ખેતરોને આગ લગાડી દુશ્મનના હાથમાં અનાજ જવા ન દીધું. આ જ તેમના સ્વાભિમાનનો પુરતો પુરાવો આપે છે. વળી તેમણે એક સમિતી પણ નીમી હતી. તે સમિતિના સભ્યોએ દરેક વેપારીને મળીને નફો નહિ લેવાનું તેમને સમજાવ્યું તેમ જ બ્રીટીશ માલ નહિ વેચવા માટે તેમની પર ખુબ દબાણ કર્યું. હોટેલ રાખનાર બાઇઓમાં પણ એટલું બધું સ્વદેશાભિમાન આવ્યું હતું કે એક વખતે પ્રેસીડેન્ટ જોન એડમ્સ (જે યુનાઇટેડ સ્ટેટસનો પહેલો પ્રમુખ હતો.) એક હોટેલમાં જઇ...

એક કપ ચાની માગણી કરી. ત્યારે તુરત જ તેમને જવાબ આપવામાં આવ્યો કે: "અમે ચાનો ત્યાગ કર્યો છે અને અમે કોઇને માટે ચા બનાવી પણ આપવાના નથી." કેમકે અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ સહુથી પહેલાં વિદેશી ચહાની પેટીઓને દરિયામાં પધરાવવાથી જ શરૂ થયું હતું.

વર્જીનીઆના એમેલી નામના ગામમાં યુવાતીઓએ એક સંઘ કાઢ્યો અને તેં મારફત પ્રચાર કર્યો કે જે યુવાન અમુક વરસ સૈનીકની તાલીમ લેવાની ના પાડે તેની સાથે કોઇ યુવતિએ લગ્નગ્રંથીથી જોડાવું નહિ, પછી ભલે તે પૈસાદાર હોય કે મોટો વિદ્વાન હોય. આ તો યુવાન કુમારિકાઓની વાત થઇ. પરંતુ પરણેલી અને માતા થયેલી સ્ત્રીઓએ એક નહિ પણ પોતાના અનેક પુત્રોને રાષ્ટ્રીય સ્વતંત્રતાની વેદી પર હોમી દેવાની તમન્ના વ્યવહારિક રીતે સિધ્ધ કરી બતાવી હતી.

અમેરિકન સ્ત્રીઓ કહેતી કે, "મરણ તો એક વાર આવે છે પણ સ્વતંત્રતા માટે પ્રાણ અર્પીને મરનાર જ ભાગ્યશાળી છે. પરતંત્રતામાં સડીને જીવતા મરેલા જેવા રહેવું એના કરતાં સ્વાતંત્ર્ય યુધ્ધમાં થયેલ મૃત્યુ હજાર દરજ્જે સારૂં છે. તેથી માતૃભુમિ ખાતર સર્વ મોજમજાહને તીલાંજલી આપી સહુએ હસ્તે મુખડે મૃત્યુના આમંત્રણને વધાવી લેવું જોઇએ"

આમ માત્ર બોલી બોલીને તેઓ બેસી રહેતી નહી. પણ તે વર્તનમાં મૂકી બતાવતી હતી. તેનો એક જ દાખલો આપવો બસ થશે.

લડત વખતે મેરી પીચર નામની બાઇ લશ્કર સાથે ફરતી હતી અને સૈનીકોને મદદ કરતી હતી. તેનો વર પણ લશ્કરમાં જ કામ કરતો હતો. તેને તોપમાં દારૂભરી તોપ ફોડવાનું કામ સોંપવામાં આવ્યું હતું, તેને એક દિવસે એક ગોળી લાગી. તે વખતે મેરી તેનાથી થોડે જ દૂર કામ કરતી હતી. ઓચીંતી તેની નજર બેશુદ્ધ થઇને પડેલા તેના પતિ પર પડી. તે કર્તવ્ય પરાયણ બાઇ તુરત તે જગાએ દોડી ગઇ, પણ તે લાગણીવશ થઇને પતિના ઘવાયલા દેહને ઉપચાર કરવા બેસી ન રહી, તે તોપમાં દારૂગોળો ભરી તેને ફોડવાનું પતિનું અધુરૂં રહેલું કાર્ય કરવા લાગી. કેમકે પતિપ્રેમ કરતાં દેશપ્રેમ તેને મન અધીક હતો.

સ્વાતંત્ર્ય યુદ્ધમાં આવા અનુપમ ભોગ આપનાર બહાદુર અમેરિકન વિરાંગનાઓની કારકીર્દી અમેરિકાના જ નહિં પણ દુનિયાના ઇતિહાસમાં સોનેરી અક્ષરે નોંધાઇ ચુકી છે.*

---

* ગરાડી પરથી.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

**તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.**

# ચીનના-

પ્રગતીના
ઇતીહાસનું
અવલોકન

# -સ્ત્રીત્વમાં પ્રગટેલો જુસ્સો

: લેખિકા :

ચંદ્રીકાબેન દ. ઓવરસીયર



એશીયાઇ દેશોની સ્ત્રી જાગૃતિ અને વિકાસનો અભ્યાસ એ આજનો યુગ ધર્મ સમજવા ઇચ્છતી બ્હેનોને માટે અતિ આવકારદાયક છે, એ દષ્ટીએ ચીનની સ્ત્રી જાગૃતિનાં સંસ્મરણો અત્રે રજુ કરવાનો યત્ન કરાયો છે.

જાપાનની મદાંધ સામ્રાજ્યશાહીની નાગચુડમાંથી મુક્ત થતા ચીનની સર્વ સ્ત્રીશકિતઓ આજે મેદાને પડી છે. વર્તમાન પત્રોમાં થોડાક દીવસો પર ચીનાઇ વીરાંગનાઓના બહાદુરી ભર્યા શબ્દો પ્રગટ થયા થયા હતા. પ્રિયા સાથે પ્રણય પ્રસંગો ખેલવાનું છોડીને રણચંડી સાથે સ્નેહ સાધવાના આદેશ આપતી ચીનાઇ વીરાંગનાઓ માટે પ્રત્યેકને માન ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે, ચીનની વીરાંગનાઓના અંતરમાં દેશ પ્રેમની ચિનગારીઓ પ્રસરતા પહેલાં તેમની શી સ્થિતિ હતી એ દર્શાવવાનો આ લેખનો આશય છે.

## સામાજીક બંધનો.

રાજકારણના રંગોએ રંગાયલી પીળી પ્રજામાં ચીનાઇ મજાનો સમાવેશ થઇ શકે, ચીનની સ્ત્રીઓ માત્ર આજે જ કંઇ રાજકારણમાં ભાગ લેવા બહાર પડી છે એમ નથી. ચીનની તવારિખનાં પાનાં પર નજર કરતાં સમજાય છે કે અગીઆરમી સદીમાં ચીનના શાહી સીંહાસન પર મહારાણી લુ વિરાજમાન હતી, એ પછીના ઇતીહાસ પર નજર નાખતાં સમજાય છે કે રાજકીય ક્ષેત્રના મોટા મોટા હોદ્દા ઉપર પણ પ્રતિભાશાળી ચીનાઇ વીરાંગનાઓ ગોઠવાઇ હતી. આજે એ પ્રાચિન સંસ્કારોના અવશેષો દ્રષ્ટીગોચર થાય છે. ચીનની સમાજ વ્યવ-

સ્થામાં સ્ત્રીઓને અન્ય કોઇ પણ દેશમાં ન હોય હોય એવા કેટલાક વીશેષ હક્કો મળેલ છે.

દરેક દેશોમાં હોય છે તેમ ચીનમાં પણ ભુતકાળમાં સ્ત્રીઓ પારાવાર બંધનોથી બંધાઇ ગએલ હતી. ભુતકાળમાં ચીનાઇ સ્ત્રીને કોઇ પણ પ્રકારની અંગત મીલ્કત રાખવાનો અધિકાર નહતો, તેમજ પોતાના પતિની સંમતિ શીવાય પત્નિ કુટુંબની બહાર ન જઇ શકે, તેમજ પતિ પત્નિનો ત્યાગ કરે તો પણ ત્રણ વર્ષ સુધી તો માજીસ્ટ્રેટની પરવાનગીથી અન્ય સાથે લગ્ન કરી શકે, તેમજ પતિના મૃત્યુ પછી જો પત્નિ બીજું લગ્ન ન કરે તો તેને તેના કુટુંબમાં મુખ્ય વ્યકિત ગણવામાં આવે. ભુતકાળની ચીનાઇ સ્ત્રીશકિત પર ઉપરોકત શરમાવનારાં બંધનો હતાં. પરંતુ વખતના વહેવા સાથે જગતમાં સંક્રાન્તિ કાળનાં મોજાં ફરી વળતાં ચીનાઇ સ્ત્રીશકિતએ એ બંધનોમાંથી મુકતી મેળવી છે, અને એ અનુસાર વર્તમાન સમયે ચીનાઇ સ્ત્રીઓએ એમના સામાજીક જીવનમાં વેગવાન વિકાસ સાધ્યો છે, એમ કહી શકાય.

## છુટાછેડાનો અધિકાર

વર્તમાન સમયે ચીનાઇ અબળાને એની પોતાની મીલ્કત રાખવાનો અધિકાર છે, એટલું જ નહિ પરંતુ પતિ પત્નિ એક બીજાની ઇચ્છાથી છુટા છેડા પણ મેળવી શકે છે, તેમજ લગ્ન જીવન સુખ પૂર્વક ન ગાળી શકાતું હોય, અનાચાર યા દુરાચારમાં પતિ યા પત્નિ સંડોવાયેલ હોય, એમાંથી એક બીજાને મારી નાખવા જેટલી હદે વૈર કે વૈમનસ્ય વધ્યું હોય, અથવા પતિ યા પત્નિ એક બીજાના સંબંધે ત્રણ વર્ષ સુધી કંઇ પણ ખબર મેળવી શકતું ન હોય, એમાંથી એક ઇરાદા પુર્વક બીજાનો ત્યાગ કરવાની મનોદશા કેળવી રહેલ હોય, એવા સંજોગોમાં માજીસ્ટ્રેટની સંમતિથી છુટાછેડા મેળવી શકાય છે. છુટાછેડા મેળવનારી સ્ત્રીની ઉમ્મર પચીસ વર્ષથી ઓછી હોય, અને પતિની ઉમ્મર ત્રીસ વર્ષથી ઓછી હોય તો તેઓએ તેમના વાલી (માતાપીતા)ની અનુમતી સાથે માજીસ્ટ્રેટની સમક્ષ અદાલતમાં હાજર થવું પડે છે. ઉપર મુજબ જોતાં સ્પષ્ટ સમજાય છે કે ચીનાઇ સ્ત્રી વર્ગે ભુતકાળનાં બંધનોમાંથી મુકત થવાનો યત્ન કર્યો છે. સને ૧૯૨૬માં 'કયુમીગ ટાંગ' (ચીનનો રાજકારણી પક્ષ) ની એક બેઠકમાં ચીનાઇ સ્ત્રીઓને યોગ્ય હક્કો બક્ષવાનો નિર્ધાર થયો હતો તે મુજબ અર્થિક તેમ રાજકીય બાબતોમાં પુરૂષો જેટલા જ હક્કો સ્ત્રીઓને બક્ષવામાં આવ્યા હતા.

## એક જંગલી પ્રથા

ચીનાઇ સ્ત્રીઓના પગો જેમના ટુંકા હોય તે ખાનદાની અને સૌંદર્યની નીશાની સમજવાની એક જંગલી પ્રથા ચીનમાં કેટલાક વખત પહેલાં પ્રચલીત હતી. બાળકી જ્યારે નાની હોય તેજ વખતે તેના પગોની એડીઓ અને પંજાને લોખંડના મજબુત બંધોથી એવી રીતે જકડી લેવામાં આવતા કે એના પરિણામે પગોની એડી વધવા ન પામે. આમ કુદરતી વિકાસને અટકાવીને ખાનદાની અને સૌંદર્યની જાહેરાત કરવાની જંગલી પ્રથાનો આજે મોટે ભાગે ચીનમાંથી નાશ થવા પામેલ છે, અને ૧૯૫૭માં લીઆંગસઆઓએ આ જંગલી પ્રથા સામે જેહાદ

શરૂ કરી. એ પછી ચીનાઇ સ્ત્રીઓની કબધ્ધ પ્રગતિ નીશરૂઆત થવા પામી ચીનાઇ સ્ત્રીઓની પ્રગતિના બે વિભાગો કરી શકાય એક. સામાજીક પ્રગતિ અને બીજી રાજકીય પ્રગતિ. સને ૧૫૯૭ માં શાંગહાઇ ખાતે પગોને સોખરી બંધનોએ બાંધવાની પ્રથાનો વિરોધ શરૂ થયો. આખા ચીનમાં એ જંગલી પ્રથા સામે વ્યવસ્થીત જેહાદ શરૂ થવા પામી. ધીમે ધીમે એ સંસ્થાની પ્રગતિ થતાં સફળતા પામવા લાગી. અને ખાનદાનીનું ચિન્હ ગણાતી એ જંગલી પ્રથા સામે સર્વમાન્ય વિરોધનો વંટોળીઓ ઉપસ્થીત થવા પામ્યો. સને ૧૯૦૦ માં શાંગહાઇમાં ચીનાઇ બાળાઓને લાયક શિક્ષણ આપવાની શાળા પહેલી જ વાર ઉઘાડવામાં આવી. આ શાળા સ્થપાઇ તે પહેલાં ચીનાઇબાળાઓ [illegible]તીખીશનોની શાળાઓમાં અભ્યાસ કરવા જતી. અને તે શાળાઓમાંથી પર રાષ્ટ્રીય સંસ્કારો જીવનમાં ઉતારતી. લીઆંગ ચાઇના રાષ્ટ્રપ્રેમી હૃદયને એ ન ગમતાં એણે ચીનાઇ સંસ્કૃતિ અને ભાષાનાં બી બાળાઓમાં રાખવા માટે શાળાઓ અને કોલેજો સ્થાપવાનું શરૂ કર્યું. અને એ પછીનાં દશ વર્ષમાં ચીનાઇ સ્ત્રીઓમાં શીક્ષણ વિકાસની અપૂર્વ પ્રગતિ થવા પામી. આ અરસામાં રાજકીય ઉથલપાથલના પરિણામે સ્ત્રીજીવનને ખુબ જ વિકસાવવામાં મદદ કરી.

## શ્રીમતી સુનયાટ–સેન

ડૉ. સુનયાટ સેનનાં પત્નિ શ્રીમતી સુનયાટ સેન આજે ચીનના સ્ત્રીજીવનનાં સર્જક કહી શકાય. ચીનઇ પ્રજાસત્તાકના અગ્રણી ડૉ. સુનયાટ સેનને પડખે રહીને શ્રીમતી સુનયાટ સેને સ્ત્રી જીવનને આગળ ધપાવવામાં ખુબ જ સહાય કરી છે. સને ૧૯૧૫ માં ચીનનાં નવસર્જન પછી ડૉ. સુન યાટ સુન ચીનાઇ પ્રજાસત્તાકના પ્રમુખ નીમાયા, તે પછી સુન યાટ સેને વારંવાર ચીનાઇ સ્ત્રીઓના અધિકારો અને યોગ્યતા માટે લડતો ચલાવી હતી. જાપાનના સત્તા ભુખ્યા પ્રતજનોના હક્કો લુંટવાની તૈયારી કરી ત્યારે ચીનાઇ અબળાઓએ અપુર્વ જાગૃતિનો પરિચય કરાવ્યો હતો. સને ૧૯૧૫ માં ચીનાઇ પ્રજાસત્તાકની સ્થાપના પછી ચીનમાં સ્ત્રી શીક્ષાનો વધારો થવા ઉપરાંત કેટલીક સ્ત્રી સંસ્થાઓ પણ સ્થપાવા પામી હતી. સને ૧૯૨૨ માં પેકીંગ વીશ્વ વિદ્યાલય અને અન્ય સ્ત્રી શીક્ષણ સસ્થાઓની વિદ્યાર્થીનીઓએ ચીનાઇ સ્ત્રી સંઘની સ્થાપના કરી હતી, એ સંઘનો ઉદ્દેશ એ હતો કે, પુરૂષો કરતાં સ્ત્રીઓને કાયદામાં અને સમાજમાં જ્યાં જ્યાં ઓછા હક્કો કે અધિકારો આપવામાં આવ્યા હોય, યા મંજુર થયા હોય તેવા અધિકારો રદ કરાવવા માટે સબળા યત્નો કરવા. આ ઉપરાંત 'સ્ત્રી હક્ક સંઘ' નામક બીજી એક 'વીશાળ સભ્ય સંખ્યા વાળી સંસ્થા હતી. એ સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીઓના રાજકારણના માર્ગો તૈયાર કરવાનો અને કૌટુંબીક બાબતોમાં સ્ત્રી અને પુરૂષના હક્કોની સમાનતા રાખવાનો તેમજ વેશ્યા વૃત્તિ, અને પગ બાંધવાની પ્રથાનો સદંતર નાશ કરવાના માર્ગો માટે સબળ યત્નો કરવાનો હતો. આજે આ સંસ્થાઓ એ એમનાં ઉદ્દેશોમાં ઘણી સફળતા મેળવી છે.

વીસમી સદીની પ્રથમ પચીસમાં ચીનાઇ સ્ત્રી આગેવાનોમાં શ્રીમતિ સુનયાટ સુન,

શ્રીમતિ ચાંગ–કેઇ–શેક શ્રીમતિ ટાંગ, ચીંગ, ચાંઓ, શ્રીમતિ લીઆંગ સુંગ, વગેરેએ ચીનાઇ સ્ત્રી આલમને જાગૃત કરવામાં અવિરત ફાળો આપ્યો છે, અને અત્યારે ચીનના રાજકારણી ય હોદ્દાઓ પૃ. ગોઠવાયલી નજરે પડે છે. એટલુંજ નહિ પરંતુ ગ્યા માસની આખરના અઠવાડીયામાં શરૂ થએલા ચીન જાપાન યુધ્ધની કાળી ખંજરીના રણ વખતે પણ ચીનાઇ નૌજવાનોને રણચંડીના ખપ્પરમાં હોમાઇ જઇ જાનના જોખમે ચીનની આઝાદીનો ઝંડો ફરકતો રાખવાની હાકલ કરવામાં પણ ચીનાઇ મહીલાઓએ પહેલ કરી હતી. ચીનની આઝાદી પર આક્રમણ કરી રહેલ જાપાનની સામ્રાજ્યશાહી સામે ઝુઝવા ચીનાઇ યુવતીઓનાં જુથ રણમેદાનના મોરચા પર જવાની તૈયારી બતાવી રહેલ છે, આજે ચીનાઇ સ્ત્રીઓ કેટલા અંશે પ્રગતિ સાધી રહી છે, તે શાંગહાઇ અને પેકીંગમાં હાલ પ્રવર્તી રહેલ સ્ત્રી જાગૃતિ પરથી સમજાશે, ચીન જાપાન યુદ્ધ જંગમાં ઝુકવા આતુર બનેલ બાલીકાઓ અને સ્ત્રીઓમાં લડાઇનું વાતાવરણ પ્રસરી ગયું છે અને સેંકડો બાળાઓ નર્સો થવા માટેનું શીક્ષણ લઇ રહી છે. સેંકડો બાલીકાઓએ અભ્યાસ ફગાવી દીધો છે. અને ફંડ ભેગું કરવામાં કે ભાષણો કરવામાં તેમણે તમમનથી કાર્ય કરવા માંડયું છે. "બ્હાદુર સૈનીકોની ટુકડી" માં કે સંરક્ષણ સૈન્યમાં હજારો સ્ત્રીઓ જોડાઇ ગઇ છે.

## સ્વદેશ પ્રેમની જ્યોત

નીશાળમાં ભણતી એક ચીનાઇ બાળાએ પોતાના વીદ્યાર્થી–પ્રેમીને એક પત્ર લખી જાપાન સામે લડાઇના લશ્કરમાં જોડાઇ જવાનુ જણાવ્યું છે. ચીનની સ્ત્રીઓએ જાપાન સામે તેમાં ભયંકર તીરસ્કાર બતાવ્યો છે અને વીશ્ર હનો અપાર ઉત્સાહ દાખવ્યો છે. તેણે એ પત્રમાં લખ્યું છે કે, "તારી બધી હીમ્મત ભેગી કર અને મોખરે જા. તારી પીતૃભુમી માટે આ પવીત્ર વીગ્રહમાં ઝંપલાવજે, હું પણ તારી સાથે જોડાઇશ. તારા દેશ માટે જો તારૂં જીવન સમર્પણ થશે તો તારા આત્મા સાથે મારૂં હૃદય નીરંતર જકડાએલું રહેશે એની ખાત્રી રાખજે" દેશદાઝથી જળતા આવા ઉદગારો અપાર ઉત્સાહ સાથે ચીનની વીરાંગનાઓએ કદી કાઢયા નથી.

ચીનની બળવાખોર બાલીકાઓ લોહી તરસ્યાં સુત્રો ઉચ્ચારી દુશ્મન સામે–જાપાન સામે–અંગાર વર્ષાવી રહી છે અને જાપાનીઓ સામે સંગ્રામ ખેલવા સજ્જ થવાને પ્રજાને પોકાર કરી રહી છે.

એક સ્ત્રી વકતાએ જણાવ્યું હતું કે, "આપણને આપણાં ઘર વ્હાલાં છે પણ આપણા અંતરમાં સ્વદેશ પ્રેમની જ્યોત તેના કરતાં પણ વધારે ઝગી રહી છે" ને તેના શ્રોતા વર્ગમાંથી પોકાર થયા કે, "દુશ્મનનો નાશ હો." સ્ત્રીઓએ સોયદોરાની ટેપલીઓ ફેંકી દઇ તરવાર ઝાલી છે, ચીનની આ બાળાઓ અનેરાં સ્વપ્નાં સેવે છે. એક હજાર વર્ષ પહેલાં ચીનની ખેડુત બાળા હવામુ–લાન જવાંમર્દ સમી બ્હાર પડી હતી અને પોતાના સૈન્ય સાથે દોટ મુકી તેણે કેલેસ્ટીયલ સામ્રાજ્યની ઉતરની સરહદ પર ચડાઇ કરી આવેલા તાયફાવાળાને હાંકી કાઢયા હતા. એ વીરાંગના સમી થવાના ચીનાઇ બાળાઓને કોડ છે.



શારદા ઍક્ટની અવગણના પર કડક ટીકા કરીને, શ્રીમતી સવિતા બ્હેન સુચવે છે કે પ્રત્યેક દેશી રાજ્યને પણ આ ધારો ઘડવાની ફરજ પાડવી જોઇએ એ સુચનાને અમારી પુર્ણ સંમતી છે—તંત્રી.

# શારદા ઍક્ટનો અમલ કરો

: લેખિકા :

શ્રીમતી સવીતા બ્હેન

વડી ધારાસભાએ શારદા ઍક્ટને પસાર કરે પણ વર્ષો વીતી ગયાં છે; છતાં એ અતિ શોકપ્રદ વસ્તુ છે કે હિંદની ધારાપોથી પર આ કાયદાને મૂકાયે લગભગ ત્રણ વર્ષનો કાળ વહી જવા છતા પણ આ-ધારાનો હેતુ સર્યો હોય, કે તેના પ્રયોજકશ્રી હરબિલાસ શારદાનો આદર્શ સિદ્ધ થયો હોય, એમ જરા પણ લાગતું નથી. સામાન્ય વર્તમાનપત્રોના પાના પર નજર કરીયે તો પણ શારદા ઍક્ટની અવગણનાના કેટલાય પ્રસંગો પ્રત્યેક દીવસે મળી આવે છે. આ સુંદર દીસતા સામાજીક સુધારાને ધારાનું બળ સાંપડતા છતાં પણ, પુરાતન ભાવનાપ્રેમી સમાજમાંથી બાળલગ્નને તદ્દન નિર્મૂળ કરવા આ ધારો અશક્ત નિવડ્યો છે. એ તો સ્વિકારવું જ પડશે.

હમણાં જ અમદાવાદમાં શ્રીમતિ વિદ્યાગૌરી રમણભાઇ નિલકંઠને એક ૬ વર્ષની બાળાને ઉગારવાને માટે કોર્ટનો આશ્રય લેવો પડેલો. વર્તમાનપત્રોના વર્તમાન પ્રમાણે આ ૬ વર્ષની બાળાનું લગ્ન ૫૦ વર્ષના વૃદ્ધ સાથે થનાર હતું. આ લગ્ન અટકાવવા માટે આ પ્રતિષ્ઠિત સન્નારીને કોર્ટનું 'ઇનજંકશન' લેવું પડ્યું.

છેક ધારવાડમાંથી શારદા ઍક્ટની અવગણના કરવા માટે માતાપિતાને દંડ થયાનો કેસ નોંધાયો છે. આમ

શારદા એક્ટ હોવા છતાં પણ હિંદના કેટલાય માતાપિતાઓ પોતાની કુમળી કન્યાઓને વિવાહ કરી નાંખી લગ્નની ચૂડમાં નાખી દેતાં જરા યે સંકોચ પામતાં નથી એ અનુભવ હવે નવો નથી.

હિંદમાં લગ્નને નોંધાવવાનો ધારો નથી. એટલે એક વર્ષમાં કેટલાં લગ્ન થાય તેનો ચોક્કસ અંદાજ આપવો મુશ્કેલ છે. શારદા એક્ટને અવગણીને કેટલાં લગ્નો થયાં તેનો અંદાજ કાઢવો તેથી પણ અઘરો છે. આ પરિસ્થિતિમાં શારદા એક્ટ કેટલો અમલમાં મુકાય છે અથવા તેને અનુલક્ષીને, કે તેણે (કાયદાએ) સ્થાપેલી મર્યાદામાં રહીને કેટલાં લગ્નો થાય છે તેના ચોક્કસ આંકડાઓ મેળવવા એ અતિ મુશ્કેલ વસ્તુ છે. છતાં સમાજ-સુધારાવાદીઓએ આપેલા આંકડાઓ લઇએ તો માલમ પડશે કે હજુ પણ હિંદમાં સેંકડોની સંખ્યામાં બાળલગ્નો થઇ રહ્યાં છે.

આ અત્યારની પરિસ્થિતિ છે. વિદેશી સરકાર હોવાથી શારદા એક્ટના કડક અનુપાલનમાં તે ઉદાસીન હોય એ સહજ સ્વાભાવિક જ મનાય. પણ કાયદાના ભંગ કરતાં પણ બીજી મુશ્કેલી તો દેશી રાજ્યોની છે.

હિંદમાં લગભગ ત્રીજો ભાગ દેશી રાજ્યોનો છે. લગભગ આઠ કરોડ શરીરો આ રાજ્યોમાં વસે છે. આ રાજ્યો અને બ્રીટીશ હિંદ એટલું તો અરસપરસ સંકલીત છે કે જ્યાં સુધી શારદા એક્ટ જેવો ધારો સઘળાં દેશી રાજ્યો અમલમાં ન મૂકે ત્યાં સુધી બ્રીટીશ હિંદમાં થયેલો આ ધારો અર્થ વિનાનો છે. અત્યારે પણ શારદા એક્ટમાંથી છટકવાને માટે કેટલાયે માતપિતાઓ પોતાના પુત્ર અને પુત્રીઓને દેશી રાજ્યની સીમામાં પરણાવીને મુક્ત કરે છે. એટલું જ નહીં પણ તેઓ પરણીને પાછાં બ્રિટિશ હિંદમાં વિના સંકોચે વસી શકે છે.

જો શારદા-ધારાનો કંઇ પણ ઉદ્દેશ પાર પાડવો હોય, જો તેનો ખરેખર અર્થ સાધવો હોય તો પ્રત્યેક દેશી રાજ્યમાં તે જાહેર થવો જોઇએ. પ્રત્યેક દેશી રાજ્યને પોતાની સીમામાં આવા ધારાઓ ઘડવાની ફરજ પાડવી જોઇએ.

ઉપરાંત શારદા એક્ટની અવગણના થતી અટકાવવાની જરૂર છે. આ ધારાઓને અમલમાં મૂકવા માટે સ્ત્રીઓના મંડળોએ ખાસ ચોકી રાખવાની જરૂર છે. પ્રત્યેક શહેરે શહેરે શારદા એક્ટનો અમલ થતો જોવાને માટે સમિતિ સ્થાપવી જોઇએ. આ સમિતિ પ્રત્યેક લગ્નની નોંધ રાખે એટલું જ નહીં પણ શારદા એક્ટની અવગણના ન થાય તે દ્રષ્ટિએ તપાસ રાખે તો બહુ જ અલ્પ કાલમાં ગુજરાતના સમાજજીવનમાંથી આ અનિષ્ટ દુર કરી શકીશું.

[૨]

શારદા એક્ટનો અમલ થતો નથી એ ફર્યાદ આજે હિંદ દેશના દરેક ખૂણામાંથી આવે છે. મુસ્લીમ જનતાએ તો આ ધારો માત્ર હિંદુ કોમને જ લાગુ પડતો હોય તેમ તેની અવગણના કરી છે. વડી ધારાસભાના એક મુસ્લીમ સભ્યે આ ધારા ઉપર એવો પણ સુધારો સુચવેલો હતો કે આ કાયદો માત્ર હિંદુ વસ્તીને લાગુ પાડવો. હિંદી પ્રજાના સદ્ભાગ્યે આ સુધારો સફળ થયો નહીં અને શારદા એક્ટનો અમલ દેશવ્યાપી બન્યો.

છતાં આ ધારાને અમલમાં મૂકવાની સરકારની ઉદાસીનતા તો ખરેખર અક્ષમ્ય બનતી જાય છે. દીલ્હીમાં આ કાયદાનો છડેચોક ભંગ કરવામાં આવ્યો હતો છતાં ઉંચા સ્થાન પર બેઠેલા અધિકારીઓએ તે સામે એક પણ પગલું લીધું ન હતું. આવાં દૃષ્ટાંતો તો અનેક બન્યાં છે. પણ સામાજીક સુધારાઓ પરાણે દાખલ કરવા જોઇએ કે કેમ તે પણ એક પ્રશ્ન છે. સરકારતંત્ર કહે છે કે આ પ્રકારના સમાજજીવનને સ્પર્શતા ધારાઓનું કડક અનુપાલન કરવાથી આ આદર્શો જલદીથી સિદ્ધ થવાને બદલે ઉલટો વિલંબ થાય છે. કોઇ પણ સામાજીક સુધારો પરાણે ફરજીયાત દાખલ કરવાથી લોકવૃત્તિ ઉલટી તેની સામે થાય છે. પણ આ દલીલના જવાબમાં ઇંગ્લાંડની સરકારે જ લગ્નમાં વયમર્યાદા મૂકનારો ધારો પસાર કર્યો હતો તે ભૂલી જવું જોઇએ નહીં. આ ધારો અત્યારે બ્રીટનમાં અમલમાં મૂકાયો છે. શારદા એકટ પણ તેજ સિધ્ધાંત ઉપર રચાયો છે. તો પછી શા માટે હિંદમાં તે અમલમાં ન મૂકાવો જોઇએ?

પ્રત્યેક દેશે લગ્ન સંબંધમાં વયમર્યાદા સ્થાપી છે. રૂશીઆએ પણ લગ્ન માટે વયમર્યાદા મૂકી છે. ફ્રાંસ, જર્મની, ઇગ્લેંડ વિગેરે પ્રદેશોએ પણ આ મર્યાદાઓ મૂકી છે. એટલે શારદા એકટે પણ વયમર્યાદાઓ સ્થાપી છે તેમાં કંઇ અસ્વાભાવિક કે કંઇ અકુદરતી પગલું નથી. બલ્કે પણ અન્ય સંસ્કૃતિ ધરાવતા પ્રદેશોને પગલે પગલે ચાલવાનો યત્ન શારદા એકટમાં દેખાઇ આવે છે.

પણ હવે આ અક્ષમ્ય સ્થિતિને ક્ષણવાર પણ ચાલવા દેવી ન જોઇએ. અત્યારે તો શારદા એકટે સુચવેલી વયમર્યાદાને ઉંચી કરવાનો અવસર આવી પહોંચ્યો છે. અત્યારની મર્યાદા વૈજ્ઞાનિક રીતે જરાયે સુસંગત નથી: પ્રજાસંઘની હીન્દ્રિ પણ પ્રત્યેક પ્રદેશમાં લગ્ન માટે વયમર્યાદા ઉંચી કરવાની હાકલ કરી છે. આ દ્રષ્ટિએ જોઇએ તો વયમર્યાદા ઉંચી કરવાની ક્ષણ આવી પહોંચી છે ન્હાની ઉમ્મરના લગ્નમાંથી સંસ્કાર વિહોણા દંપતિઓથી સમાજ ઉભરાઇ રહ્યો છે અને તેથી જ સંસ્કૃતિને સાચવવા માટે અત્યારે શારદા એકટનું કડક અનુપાલન ઉપરાંત તેમાં સુધારાઓ દાખલ કરીને વયમર્યાદાને ઉંચે લઇ જવા યત્ન કરવો જોઇએ.

વયમર્યાદા ઉપર અત્યારે તો અનેક લેખકોએ લેખ લખ્યા છે. તેની ઉપયોગીતા, તેની જરૂઆત, એ સર્વ ઉપર અત્યાર પહેલાં એટલું બધું લખાયું છે કે હવે એ વિષય ઉપર વધુ લખવું એ શબ્દનો ખાલી વ્યય કરવા બરાબર છે.

એટલેજ હવે આ વયમર્યાદાના પ્રશ્નને એક વૈજ્ઞાનિકોના કમીશનને સોંપી દઇને તેના નિર્ણય પ્રમાણે શારદા એકટમાં સુધારો કરવા માટે યત્ન કરવો જોઇએ. એમાંજ હિંદી જીવતનું શ્રેય સમાયેલું છે.

પ્રગતિનો આ યુગ મનાય છે. અને તેથીજ અન્ય દેશોની સાથે સાથે જ હિંદે પણ લગ્નના પ્રશ્નમાં વયમર્યાદા મૂકીને હિંદે આગળ પ્રગતિ સાધવી જોઇએ.